# જીવનજ્યોત જગાવો

જીવનજ્યોત જગાવો
પ્રભુ હે, જીવનજ્યોત જગાવો.

ટચુકડી આ આંગળીઓમાં ઝાઝું જોર જમાવો,
આ નાનકડા પગને વેગે ભમતા જગત બનાવો,
અમને રડવડતાં શિખવાડો. પ્રભુ હે૦

વણદીવે અંધારે જોવા આંખે તેજ ભરાવો,
વણજહાજે દરિયાને તરવા બળ બાહુમાં આપો,
અમને ઝળહળતાં શિખવાડો. પ્રભુ હે૦

ઊગતાં અમ મનનાં ફુલડાંને રસથી સભર બનાવો,
જીવનના રંગો ત્યાં ભરવા પિચ્છી તમારી ચલાવો,
અમને મધમધતાં શિખવાડો. પ્રભુ હે૦

ઉરની સાંકડલી શેરીના પંથ વિશાળ રચાવો,
હૈયાના ઝરણા નાનાને સાગર જેવું બનાવો,
અમને ગરજતાં શિખવાડો. પ્રભુ હે૦

અમ જીવનની વાદળી નાની આભ વિષે જ ઉડાવો,
સ્નેહ-શક્તિ-બલિદાન નીરથી ભરચક ધાર ઝરાવો,
અમને સ્થળસ્થળમાં વરસાવો. પ્રભુ હે૦

સુન્દરમ્








**ધ હનુમાન જનલ**

● એક ભાવનાસંપન્ન યુવાન વિદ્વાન પર જ્યારે કેળવણી-ખાતાની જવાબદારી પર આવે છે ત્યારે એ કેવા નિખાલસ સ્વભાવથી પોતાનું પદ દિપાવે છે તેનું પ્રતિબિંબ આપતું આ ત્રૈમાસિક ગુજરાતીમાં એક નવી ભાત પાડતું લાગે છે. અની દૃષ્ટિ કઈ તરફ વળેલી છે તેનો ખ્યાલ તેની અંગ્રેજી તંત્રીનોંધમાનો એક જ ફકરો ઉતારીને આપી શકાય:

'શિક્ષકે બરાબર સમજી લેવું જોઈએ કે શાળા અને સમાજ ઉભયના તળમાં એક જ જીવનપ્રવાહ વહી રહ્યો છે. ને જ કારણે શાળા અને સમાજનો પરસ્પર સંબંધ જમી રહે એ અતીવ મહત્ત્વનું છે,—તે એટલે સુધી કે શાળા પોતે એક આંતરસમાજ બની રહે. એમ થાય તો જ કેળવણી બાળકને જીવનની તૈયારી રૂપ ન લાગે, પણ જીવનનો ભાગ જ લાગે. એટલે સુજ્ઞ શિક્ષકની ફરજ છે કે શાળાના પાઠક્રમો ઉપરાંત જીવનની વિવિધ પ્રવૃત્તિઓને શાળામાં જ સમાવવી જોઈએ. સાહિત્ય, કળા, શરીરસંવિધાન, નાગરિકતા, સમાજસેવા એ બધાંને શાળાજીવનમાં સાચું જીવન ઉતારવા સ્થાન મળવું ઘટે છે.'

મને વિચિત્રતા માત્ર એ જ લાગી કે વિદ્વાન અધિપતિએ આવું પણ અંગ્રેજી ભાષામાં પ્રકટ કર્યું છે. આજે આપણે આપણી યુનિવર્સિટીને માતૃભાષાનો બોધ આપવા મથી રહ્યા છીએ તેવા સમયે આ પદ્ધતિ ભાવનાનુરૂપ થતી લાગતી નથી. જોકે પત્રનો ઉત્તરાર્ધ ગુજરાતી ભાષાથી ભરપૂર છે અને તેમાં માત્ર શિક્ષણના શાસ્ત્રીય સિદ્ધાંતો જ નથી, પણ સમગ્ર જનતાને રસ લગાડી શકે એ હેતુથી વાઙ્મયના દરેક વિભાગને એમાં વધતેઓછે અંશે સ્થાન આપ્યું છે. મને અહીં કહેવાનું મન થાય છે કે 'કુમાર'ની પ્રવૃત્તિ એ ભાવનાથી જરાયે જુદી થતી નથી અને શ્રીયુત છોટુભાઈ માંકડની પ્રવૃત્તિને હું એ જ કારણે સવિશેષ આવકારું છું. એમનો પરિચય 'કુમાર'ના વાચકોને અગાઉ થઈ ગયો છે છતાં એક નાની નોંધ આ અંકની 'માધુકરી'માં અવતારેલી જોશો.

એ જ પત્રના ગુજરાતી વિભાગમાં 'સંસ્થાનો પરિપાક' એવા મથાળા નીચે શ્રી ગનિલાલ છાયાએ 'કથાકાર શ્રી જગન્નાથ અહિવાસીની લેખપ્રતિમા આલેખી છે. આ યુવાન ચિત્રકારનો આવો સવિગત પરિચય આપી એમણે ગુજરાતની કલાની કારકિર્દીમાં રંગ પૂરી આપ્યા છે. હું ઘણું ઈચ્છું છું કે કલાકારોના જીવનમાં વિદ્વાનો અને શ્રીમાનો ઉંડો રસ લેતા થાય. પણ આપણા કમનસીબે યુરોપની પ્રશસ્તિમાંથી ભાગ્યે જ નવરા પડતા પ્રોફેસરો અને યુરોપની ખરીદીમાં સદા મશગૂલ શ્રીમાનો અને રજવાડાઓ કલાકારોનાં સ્મારકોને પણ નહિ પિછાની શકે. લેખકને પૂરી ખબર નહિ હોય કે રવિશંકર રાવળ કે બીજા ઘણા ગુજરાતમાં માત્ર કળાજીવન પર નિર્ભર રહી શકે એવો જમાનો આવ્યો જ નથી. કળાનાં સર્જનો અભરાઈ પર મૂકી અધ્યાપક કે ધંધાર્થી બનીને પોતાનાં સ્વજનોનાં ગુજરનિર્માણ પૂરતી દ્રવ્યસામગ્રી મેળવતાં કેટલો થાક ચડે છે એ ડિગ્રીના નામે પગારો કમાતા વંધ્ય વિદ્યાના ઉપાસકોથી સમજવું મુશ્કેલ છે. મને હજુ એક પણ સાચો સર્જક એવો સાંપડ્યો નથી કે જેને ગુજરાતે તેનાં સર્જનોપર નિર્ભર કરી દીધો હોય. નહિતો ભાઈ જગન્નાથ અહિવાસી હજુ મુંબાઈની શાળામાં સામૂલી અધ્યાપક ન હોત. તેને દેશની કોઈ પણ સંસ્થામાં ઉચ્ચ પદે નીમી શકે એવા જામસાહેબ, રાણાસાહેબ કે ગાયકવાડ સરકાર કરોડો રૂપિયા પરદેશની કળા પાછળ રેલવતાં પાછા વળી ગયા હોત. એમની આંખ સુધી દેશની રંક એ કુલ-કાળ કોણ ધરે? અથવા કોણ તેમના અનર્ગળ દ્રવ્યવ્યયને વારીને આ ભૂખી ધરાનાં સંતાનોના મોં પર પ્રકાશ લાવે!

મુંબાઈના સમર્થ પત્રકારો, દેશના શક્તિશાળી અમલદારો અને વિદ્વાનોએ કળાને માટે આછીપાતળી કદરદાની યે ક્યારે બતાવી છે? ભાઈ અહિવાસી એટલા સુભાગી છે કે પ્રિન્સિપાલ સૉલોમનની અમીદૃષ્ટિ તળે છે. યુરોપિયન અમલદારો સારા રીપોર્ટની આશા પર તાબેદારોનાં ગોરા-કમળો પ્રફુલ્લિત રાખે છે ને એ રીને સાતસાત વર્ષથી ભાઈ અહિવાસી સ્કૂલ ઑફ આર્ટમાં ખાલી રહ્યા છે. પણ તેના માટે એક સારી પ્રોફેસરશિપ કે મદદનીશ પ્રિન્સિપાલશિપની સૂચના પણ કોઈથી થઈ શકે નહિ એ આપણી એકનિષ્ઠાનો લ્હાવ છે! ચિત્રો લંડન જાય કે અમેરિકા જાય, અમારા કલાકાર બંધુઓ માટે વધ્યાંઘટ્યાં ગાદીકામોના ટુકડાથી વધારે માટે દફતરી મંજૂરીની આશે જ આશા છે.

## અમને ખબર છે-

કે ગયા અંકમાં જાહેર કર્યા મુજબના બે લેખકોના લેખો સ્થળસંકોચને લીધે આ અંકમાં અમે નથી આપી શક્યા. અમને એ પણ ખબર છે કે નિયમિત થવાની આશાથી કંઈક ઉતાવળે તૈયાર કરેલા આ અંકમાં અમે સંતોષકારક વૈવિધ્ય કે પૂરો રસ આપે એવી સામગ્રી પણ નથી આપી શક્યા. વધુ તો શું? પણ હવે પછીના અંકો વાચકોને કેવળ સંતોષ જ નહિ પણ પ્રસન્નતા આપશે એવી અમારી ખાતરી છે—તૈયારી પણ છે.

આઈ અહિવાસીને પોતાને બરોબર યાદ હોય તો એક મિત્રે તેમને વર્ષો પહેલાં ગુજરાતમાં સ્વાવલંબન પર સારી માસિક આવકની ખાત્રી આપી આમંત્રણ આપ્યું હતું. આજે તેઓ ગુજરાતની જનતાની હૂંફે કંઇકે વધુ પદ ને સન્માન ધરાવતા હોત એમાં શંકા નથી. પરંતુ વિદ્વાન' પત્રકારોએ કલાકારો માટે શી સમજદારી કે કદરદાની બતાવી છે તેની પણ છણાવટ થવી જોઇએને ? આજે તો મોટે ભાગે ચિત્રકારનાં ચિત્રો વિનામૂલ્યે મેળવી દિવાળી-અંકો ભરવામાં આવે છે. ચિત્રકારના હક્કમાં કંઈપણ સ-વિશેષ લાભ, યોજના કે યોગ્ય પ્રસ્તાવ કોઈપણ પત્રકારે ઓઠવ્યો હોય એવું જાણવામાં નથી. સારા ચિત્રકારોને ઉત્તમ સર્જનકામ છોડી મામૂલી ગ્રંથચિત્રો કરવામાં કાળ અને શક્તિનો વ્યય કરવો પડે એ એમની કરૂણ કથા છે. યુનિવર્સિટીના અંગ્રેજી ભાષાના કેટલા ગુજરાતી વિદ્વાનોએ કલાકારનો પક્ષ લઈને કલમ ચલાવી તેમનો ઉત્કર્ષ કરી આપ્યો એ જાહેર પ્રશ્ન છે. કેટલા રાજ્યકર્તાઓએ પોતાની પ્રજામાંથી તૈયાર થતા કલાકારો માટે વિશેષ અભ્યાસ, પ્રવાસ કે બીજાં સાધનોની સોઈ કરી આપી છે ? એના એ રાજ્યકર્તાઓના હાથે યુરોપની કળા પાછળ હિસાબ વગરનું ખર્ચ થતું જોઈ કયા દેશપ્રેમી સુજનનું દિલ દુઃખ નહિ પામે ? એવા ખર્ચનો થોડો હિસ્સો પણ ઊગતા કલા-કારોની તૈયારી માટે અર્પણ થયો હોત તો આજે સંખ્યા-બંધ તાલીમ--પ્રવીણ કલાકારો દેશના એકેએક હુન્નર-ઉદ્યોગને નવું સ્વરૂપ, નવું વિધાન આપી સમૃદ્ધિમાં સંવૃદ્ધિ કરી પોતાનું દેવું ભરપાઈ કરી શક્યા હોત. પણ 'વો દિન કહાં કે મિયાં કે પાકમેં જુતી ?' —ર. મ. રા.

## હસ્તલિખિત માસિકોનું સંગઠન

ગુજરાતમાં હસ્તલિખિત માસિકો, ત્રૈમાસિકો વગેરેની પ્રેરક પ્રવૃત્તિ ઘણા લાંબા સમયથી શરૂ થએલી છે. ઊગતા લેખકો, કુમારો અને યુવાનોએ આ દિશામાં સુંદર પ્રયત્નો કરી આ પ્રવૃત્તિઓને પ્રશંસનીય રીતે વિકસાવી છે. ઘણાં હસ્તલિખિતોમાં તો સાહિત્યમાં સુંદર ફાળો આપી શકે તેવા લેખો પણ પ્રગટ થાય છે. પરંતુ દિલગીરીની વાત એ છે કે આ સર્વ હસ્તલિખિતોનું યોગ્ય સંગઠન થાય તેવા પ્રયાસો કોઇ પણ સંસ્થા કે આજસુધીના સાહિત્યકારો તરફથી કરવામાં આવ્યા નથી. મુંબાઇની શ્રી તરૂણ ગુજરાત સાહિત્ય સભા તરુણોની, ઊગતા લેખકોની અને નવા સાહિત્યકારોની હોઇ, આ દિશામાં પોતાની પ્રવૃત્તિ આદરવાને તત્પર થઇ છે.

હસ્તલિખિત માસિકોના તંત્રીઓને તથા સંચાલકોને તેઓની આ સંગઠનની યોજનામાં જોડાવા અને નીચેની માહિતીઓ પૂરી પાડવા આગ્રહભરી વિનતિ છે:

હસ્તલિખિત (માસિક, દ્વિમાસિક, ત્રૈમાસિક, કે છ માસિક જે હોય તે)નું નામ. કોના તંત્રી પદે નીકળે છે, કઇ સંસ્થા તરફથી તેમજ કયા સ્થળેથી નીકળે છે, તેનું પૂરેપૂરૂં સરનામું. તેનો ઉદ્દેશ, તેમજ ક્યારથી શરૂઆત થઇ તથા કેટલા અંકો નીકળ્યા તેની હકીકત.

આ પ્રકારની સંપૂર્ણ વિગતવાર માહિતીઓ નીચેને સર-નામે લખી જણાવવા દરેક હસ્તલિખિત માસિકના સંચાલકોને વિનતિ છે કે જેથી કરીને આ વિષેની પ્રવૃત્તિ ભવિષ્યમાં મોટા પાયા પર ઉપાડી શકાય. પત્રવ્યવહારનું સરનામું: મંત્રી-તરૂણ ગુજરાતી સાહિત્ય સભા, ૩૬, દાગડા ગલી, માંડવી મુંબઇ-૩.

તાજેતરમાં બહાર પડેલાં પુસ્તકોમાંનાં કેટલાંક

## આગળપડતાં

**જીવન-સાહિત્ય**

**કવીશ્વર દલપતરામ:** (ભાગ ૨ જો પૂર્વાર્ધ) સંસ્કૃતિઓના સંગમ ધારે-લેખક અને પ્રકાશક--નાનાલાલ દલપતરામ કવિ, એલિસપુલ અમદાવાદ; ૩-૮-૦.

**નવલકથા-વાર્તા**

**ગ્રામલક્ષ્મી ભાગ ૧ તથા ૨:** લેખક-રમણલાલ વસંત-લાલ દેસાઇ, પ્રકાશક-મૂળશંકર સોમનાથ ભટ્ટ રાવપુરા વડોદરા, દરેકના ૨-૮-૦;

**માલિકા:** લેખક-ગજ્જુ ક વશી, પ્રકાશક-સી. જમના-દાસની કં. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ-૨, ૧-૮-૦.

**કવિતા**

**હૃદયવીણા:** રચનાર--નરસિંહરાવ ભોળાનાથ પ્રકાશક-સી. જમનાદાસની કં પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબાઇ--૨.

**ચરિત્ર-બોધ**

**સુબોધ પુષ્પવાટિકા** શેખ સાદીના ગુલિસ્તાંનો અનુ-વાદ): કરનાર-ગોવર્ધનદાસ કહાનદાસ અમીન, પ્રકાશક-સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય અમદાવાદ, ૦-૫-૦;

**ફોરમ:** લહરી-૨ સાધુસંતો, લહરી-૪ તેજરેખા, લહરી પત્નીશક્તિ, કર્તા-શારદાપ્રસાદ વર્મા, પ્રકાશક-યુગાન્તર કાર્યાલય ગોપીપુરા સુરત, કીંમત અનુક્રમે ૨, ૪ અને ૩ આના.

**વૈદક-અભ્યાસ**

**પ્રત્યક્ષ શરીર:** મહામહોપાધ્યાય કવિરાજ ગણનાથ સેન સરસ્વતી વિરચિત પુસ્તકના પ્રથમ અને દ્વિતીય ભાગનો ગુજરાતી અનુવાદ: કરનાર-બાલકૃષ્ણ અમરજી પાઠક, પ્ર-કાશક--જાદવજી ત્રિકમજી આચાર્ય અને જુગતરામ શંકર-પ્રસાદ વૈદ્ય, કાલબાદેવી મુંબાઇ-૨ કીંમત રૂ. ૨-૦-૦.

ફોટો-કલાકાર



ફોટો • શ્રીમતી રતી ડી. પિટિટ

# કાર્લ જે. ખંડાલાવાળા

હિંદુસ્તાનના ઇતિહાસમાં પહેલી જ વાર હિંદ સમસ્તના ફોટો-કલાકારોની કૃતિઓનું એક પ્રદર્શન ૧૯૩૩ના નવેમ્બર માસમાં મુંબાઇ ખાતે ભરાયું હતું. તેમાં હિંદ ઉપરાંત દુનિયાના પણ મશહૂર ફોટો-કલાકારોના સુંદર નમૂના રજુ થયા હતા. ફોટોગ્રાફીએ માત્ર યંત્રક્રિયા મટીને એક સ્વતંત્ર કલા તરીકે જીવનની અન્ય કલાઓની હરોળમાં નિર્વિવાદ સ્થાન પ્રાપ્ત કર્યું છે એની એ પ્રદર્શને હિન્દને પ્રતીતિ કરાવી. ફોટોગ્રાફીનો આ કલાવૈભવ નિરખવા હું મુંબાઇ ગયો ત્યારે, ગુરુવારની એ સાંજે, મુંબાઇના ટાઉનહૉલમાં એ કલાકૃતિઓને બારીકાઇથી વારંવાર નિરખતી બેચાર વ્યક્તિઓ મારી નજરે પડી. તેમાં, ચાહના સિલ્કના કોટ પાટલુન અને રેશમી ટાઇમાં સજ્જ થએલા મધ્યમ કદના ને વાંકડિયા વાળ વાળા, અદબ માથે આમ તેમ ફરતા એક યુવાન તરફ મારી દૃષ્ટિ સહજ આકર્ષાઇ. તેણે પણ મને ઉત્સુકતાથી ચિત્રો જોતો જોઇ સહજ પ્રશ્ન કર્યો: 'ક્યાંથી આવો છો?' મેં જવાબ આપ્યો: 'અમદાવાદથી; —ખાસ પ્રદર્શન જોવા આવ્યો છું.' બસ એટલા પરથી જ, કોઇ પણ જાતની પૂર્વ પિછાન વિના જાણે વર્ષો-જૂની મિત્રાચારી હોય તેમ તેણે મારી સાથે હાથ મેળવ્યો અને મારી વિનંતિથી મારી સાથે ફરીને મને બધાં ચિત્રોનો બરાબર પરિચય કરાવ્યો. એ યુવાન તે શ્રી કાર્લ જે. ખંડાલાવાળા જ હતા. ફોટોગ્રાફીમાં રસ લેનાર હરકોઇ માણસ આજે તે નામથી પરિચિત છે.

એ પ્રથમ પરિચય પછી જેમ જેમ તેમની સાથેની મુલાકાતો અને પત્રવ્યવહાર વધતાં ગયાં, તેમ તેમ એ સુજન કલાકારના ગુણી અંતરના પટ મારી સન્મુખ તેનું સાચું દર્શન કરાવતા ઊઘડતા ગયા.

શ્રીમંત પારસી કુટુંબના એ નબીરા મુંબાઇ યુનિવર્સિટીની એલએલ.બી.ની ડિગ્રી મેળવી બૅરિસ્ટરના અભ્યાસ માટે ૧૯૨૬માં લંડન ગયા અને બે વર્ષ પછી ૧૯૨૮માં તેની પરીક્ષામાં ઉત્તીર્ણ થઇ પાછા ફર્યા ત્યાં સુધી ફોટોગ્રાફી નામની કોઇ કલા છે એવું પણ તેમને ભાગ્યે જ ભાન હતું. તે તરફ તેમનું કેટલું દુર્લક્ષ રહેલું તે આ એક જ વાત પરથી સમજાશે કે લંડનમાં તેમના વસવાટ દરમ્યાન જ રૉયલ ફોટોગ્રાફિક સોસાયટીનાં

આંતરરાષ્ટ્રિય પ્રતિષ્ઠાવાળાં મોટાં ફોટોગ્રાફિક પ્રદર્શનો ભરાએલાં છતાં તેનો ખ્યાલ સરખો યે તેમને નહોતો!

સને ૧૯૩૦ની શરૂઆતમાં તેસમયનાં તેમનાં બાનુ-મિત્ર (હાલનાં પત્ની) શ્રીમતિ રતિ ડી. મિટિટની પ્રેરણાથી તેમણે શોખ તરીકે ફોટોગ્રાફીની શરૂઆત કરી. દરેક શિખાઉની માફક તે પણ સાદા સ્નૅપશૉટ પાડી-પાડીને સંતોષ લેતા અને મનરંજન કરતા. પણ આ દરમ્યાન ફોટોગ્રાફીનાં સામાયિકોના થતા બહોળા વાચનથી તેમને સમજાયું કે સામાન્ય સ્નૅપશૉટર (મનરંજન અર્થે ચાંપ દાબીને છબીઓ પાડનાર) અને ફોટો-કલાકાર એ બે જુદા જ પ્રકારની વ્યક્તિઓ છે. તેમને એ વાચનથી ઉમંગ ચડ્યો અને ઉચ્ચ કોટિના ઍમેચ્યોર ફોટો-કલાકાર બનવાનો નિશ્ચય કર્યો.

ફોટોગ્રાફીના ક્ષેત્રમાં આ પ્રકારના કલાકારનું વિશિષ્ટ સ્થાન પ્રાપ્ત કરવા અને નિષ્ણાતનું પદ મેળવવા માટે ફોટોગ્રાફીની ઝીણીમોટી પ્રત્યેક ક્રિયાપ્રક્રિયાનું બારીક જ્ઞાન અને સંપૂર્ણ કાબૂ આવશ્યક છે. તેના અભાવે પરાજયોથી નિરાશ બનીને કલામય માનસ સુકાઈ જવાનો પણ પૂરો સંભવ છે. ફોટોગ્રાફીની ટેકનીકનાં આ અજ્ઞાન, કચાશ અને અનાવડતથી શ્રી ખંડાલાવાળાને પણ એમની શરૂઆતની કારકીર્દિમાં પુષ્કળ વિટંબણાઓ નડી હતી. પરંતુ એ ખંતીલા અભ્યાસીએ ત્રણ વર્ષના સતત પ્રયત્નો અને ધીરજભરી મહેનતને અંતે ફોટોગ્રાફીની કરામતો પર સ્વામિત્વ જમાવ્યું. ખાસ કરીને એક્સ્પોઝરમીટરના આવશ્યક વપરાશથી અને ડેવેલપમેન્ટ દરમિયાન સોલ્યુશનોનું સરખું ટેમ્પરેચર (ગરમી–પ્રમાણ) જાળવવાની ચીવટથી તેમને ફોટોગ્રાફીના વિજ્ઞાનમાં ફતેહ મળી છે. દરેક નેગેટિવની ડેન્સિટી (Density)ને અનુકૂળ ગ્રેડના કાગળોની પસંદગી કરી, એન્લાર્જિંગમા ઓછામાં ઓછું એક્સ્પોઝર અને વધારેમાં વધારે ડેવેલપમેન્ટ કરીનેઉત્તમ પ્રકારના એન્લાર્જમેન્ટ તેઓ ઉતારે છે.

કુદરત પણ જાણે અનુકૂળ હોય તેમ, શ્રી ખંડાલાવાળાએ ૧૯૩૦માં શરૂઆત કરી એવું જ સૌ પહેલું એમને મુંબાઈની આર્ટ સોસાએટીના પ્રદર્શનમાં એક ઈનામ મળ્યું. તેમાંથી પ્રોત્સાહન મળતાં આગળ વધવાના પોતાના પ્રયત્નો એમણે જારી રાખ્યા. એ જ અરસામાં મુંબાઈના વિખ્યાત ફોટો-કલાકારો શ્રી ઊનવાલા અને શ્રી રત્નાગરની એમને ઓળખાણ થઈ અને તેઓની સૂચના તથા આગ્રહથી તેમનું કામ ઉત્તરોત્તર સુધરતું ચાલ્યું.

એવામાં પેપર નેગેટિવ પ્રોસેસ તરફ તેમનું લક્ષ ખેંચાયું અને એ પદ્ધતિ વડે કલાકૃતિઓ ઉપજાવવાના અખતરા તેમણે શરૂ કર્યા. ઘણી નિષ્ફળતાઓ અને નિરાશાઓ પછી એમણે 'કોંકણી' અને 'ઘડપણ' નામનાં બે ચિત્રો ઉપજાવ્યાં. અને ભાગ્યવશાત એમાંથી 'ઘડપણ'ના ચિત્ર માટે ઇ.સ. ૧૯૩૨માં બ્રિટિશ સામ્રાજ્યની હરીફાઈમાં તેમને ઉત્તમોત્તમ પોર્ટ્રેટ (છબીચિત્ર)ના સર્જક ગણીને 'બ્રિટિશ એમ્પાયર ચૅમ્પિયનશિપ ઍવૉર્ડ' એનાયત કરવામાં આવ્યો. તે પછી તો દુનિયાભરના દેશોનાં આંતરરાષ્ટ્રિય ફોટોગ્રાફિક પ્રદર્શનોમાં તેમનાં ચિત્રો લટકવા માંડ્યાં. લંડનના 'રૉયલ ફોટોગ્રાફિક સોસાએટી'ના પ્રદર્શનમાં અને 'લંડન સલોં' તેમજ અમેરિકાના વિખ્યાત 'પિટ્સબર્ગ ફોટોગ્રાફિક પ્રદર્શન'માં વર્ષોવર્ષ શ્રી ખંડાલાવાળાનાં ચિત્રોને સ્થાન હોય છે તે હિંદને માટે ગૌરવભર્યું છે.

ફોટોગ્રાફીના ક્ષેત્રમાં થયેલી તેમની પ્રગતિ વિષે પૂછતાં શ્રી ખંડાલાવાળા જણાવે છે કે 'સ્પેનના ફોટો-કલાકોવિદ શ્રી. જે. ઑર્ટીઝ એશાગ (J. Ortiz Echague)નાં અનુપમ ચિત્રોમાંથી તેમને ઘણી પ્રેરણા મળી છે. એ કલાકારે જેવી રીતે સ્પૅનિશ માનવતાનાં હૂબહૂ ચિત્રોથી દુનિયાનાં પ્રદર્શનો શોભાવ્યાં છે તેવી જ રીતે ફોટોગ્રાફીની મદદથી આપણા દેશની વિવિધ જાતિઓના અન્તર્ગત સ્વભાવ અને લક્ષણોને જગત સમક્ષ પ્રત્યક્ષ કરવાનો મને અભિલાષ છે. હું પોતે હિન્દી હોઇ, મારી કલામાં હિન્દી તત્ત્વો અને હિન્દી દૃષ્ટિ આણવાની મારી સતત કાળજી છે. ગમે તેટલું સુંદર પણ અનુકરણ હોય તે અનુકરણ જ રહે છે–સ્વતંત્ર સર્જનનું તેજ તેનામાં હોતું નથી. અને સર્જનની વાંછનાવાળા સાચા હિંદી કલાકાર આગળ તો આપણા દેશનો અખૂટ ભંડાર પડ્યો છે.

મારાં પોર્ટ્રેટોમાં હું ફક્ત કોઈ એક જાત કે અમુક વ્યક્તિ જ દર્શાવવાનો વિચાર રાખતો નથી; પરંતુ જે જાતનો માણસ હોય તે જાતિના પ્રતિનિધિ તરીકે તે જાતિનું લાક્ષણિક સ્વભાવદર્શન તેની દ્વારા ઉતારવાનો હું પ્રયત્ન કરું છું. દાખલા તરીકે 'કોંકણી' જુઓ. શિવાજી મહારાજના સાથમાં લડેલી પાતળી સશક્ત પણ



'ભિખારણ બહેન'
ફોટો • કાર્ય ખંડાલાવાળા

ખંધી કોકણી જાતિનો જાણે એ પ્રતિનિધિ નથી લાગતો?

'ફોટોગ્રાફીના આખી ક-લામાં, કૅમેરા તો ચિત્ર સર્જનનું ફક્ત સાધન જ છે. તેનું ધ્યેય તો કલા–કૃતિ જ રહે છે. ચિત્રકાર, ફોટો-કલાકાર, ઇચર કે શિલ્પકાર સૌ કલાસર્જન માટે મથે છે. પીંછી, કૅમેરા, છાપવાનો પ્રેસ અને હથોડા તથા ટાંકણું એ તો ફક્ત વ્યક્તિને ફાવતા સાધનો છે. જે આદર્શ અન્ય કલાકારોનો છે તે જ ફોટો-કલાકારનો પણ છે કોઇ એક દશ્યકે અમુક માણસને દશ્ય કે માણસ તરીકે વ્યક્ત કરવાને બદલે તે દશ્ય અને તે મનુષ્યથી કલાકારના માનસમાં પડેલું પ્રતિબિંબ તે તે વિષય દ્વારા રજુ કરવાનો પ્રયાસ કરે છે.'

મુંબાઇમાં થોડાક કૅમેરિસ્ટોએ એકઠા મળીને 'કૅમેરા પિક્ટોરીઆલિસ્ટ્સ ઑફ બૉમ્બે' નામનું જે એક મંડળ ઊભું કરેલું છે અને જેના ઉપક્રમથી 'અખિલ હિંદ ફોટોકલા પ્રદર્શન' ભરાયું હતું તેના આદ્ય પ્રણેતા પણ શ્રી ખંડાલાવાળા જ હતા.

ઉપયોગ અને લોકપ્રિયતાની દૃષ્ટિએ જોઇએ તો બધી કલાઓમાં આજે સૌથી વધુ ઉપયોગી અને લોકપ્રિય તો ફોટોગ્રાફીની જ કલા છે. હિન્દમાં હજુ તેનો જોઇએ તેટલો બહોળો પ્રચાર થયો નથી, પરંતુ પશ્ચિમના દેશોમાં તો ઘેરઘેર કૅમેરાઓ લટકે છે. ફોટો-કલાકારોના એ જંગી લશ્કરને પ્રગતિના પંથ ઉપર વ્યવસ્થિત પ્રયાણ કરવાના નિયમન માટે એક બહુ સુંદર અને અસરકારક યોજના ઘડાઇ છે. ઇંગ્લંડની 'રૉયલ ફોટોગ્રાફિક સોસાએટી ઑફ ગ્રેટબ્રિટન'ના આશ્રય નીચે 'ધ ફોટોગ્રાફિક ઍલાયન્સ' નામની એક વ્યાપક સંસ્થાની સ્થાપના થઇ છે. દુનિયાના—અને ખાસ કરીને બ્રિટિશ સામ્રાજ્યના કોઇપણ મુકરર પરગણાની ફોટોગ્રાફિક સોસાએટીઓ ભેગી મળીને પોતાનું એક મંડળ બાંધે તો એવું એસોસીએશન 'એ ફોટોગ્રાફિક ઍલાયન્સ'ની દેખરેખ અને સૂચનાઓ મુજબ વ્યવસ્થિત રીતે કામ કરી શકે એવી યોજના એમાં છે. એ ફોટોગ્રાફિક ઍલાયન્સના આશ્રય નીચે આજે આઠ મુખ્ય મંડળો, ૩૦૦ સોસાએટીઓ અને ૨૦,૦૦૦ ઉપરાંત સભ્યો ફોટોગ્રાફીની ઉપાસના કરી રહ્યા છે. એ ઍલાયન્સ પ્રતિ વર્ષ પોતાના સભ્યોનાં કામનાં પ્રદર્શનો અને હરીફાઇઓ ગોઠવે છે. ચાલુ વર્ષની એની હરીફાઇમાં ભાઇથી કાર્લના (ઝનૂન) (આ અંકમાં આર્ટ પ્લેટ ઉપર 'ઝનૂન' નામથી પ્રગટ થએલા)



'અસલી જાતનો બાળ'
ફોટો-કાર્લ ખંડાલાવાળા

ફોટો-ચિત્રને સર્વોત્તમ ગણીને 'ફોટોગ્રાફિક ઍલાયન્સ'ની પ્લૅક (Plaque) એનાયત કરવામાં આવી છે.

'ઘડપણ'નું ચિત્ર પેપર નેગેટિવ પ્રોસેસથી ઉપજાવવામાં આવેલી ઉત્તમ કૃતિ છે. અવસ્થા, દુઃખ અને ગરીબાઇના ઘસારાથી રૂપેરી બનેલા વાળ, સંસારના ના વાઇવાઇને સુકાઇને ખારેક જેવી કરચલીઓ પડેલો ચહેરો, દર્દભરી આંખો અને બોલું બોલું કરતા છતાં અબોલ બીડાએલા હોઠવાળું આ પોર્ટ્રેટ એકવાર જોયા પછી જોનારથી કદી વિસરાય એમ નથી. શ્રી કાર્લની વેધક આંખે કાગળ ઉપર ઉતારેલી એ આકૃતિ દૃષ્ટિ સમક્ષ સજીવરૂપે ખડી થાય છે. વિષયના તમામ ભાવો જાણે કાગી આંખમાં એકત્રિત કરી ઉતાર્યા હોય તેમ એ ચિત્રના સંયોજન પરથી લાગે છે. એકવાર એ ચિત્ર પર નજર નાખ્યા પછી તમે એના પરથી આંખ ઉઠાવવાની હિંમત કરી શકશો નહિ. સાધારણ રીતે કલાકારનું માનસ સૌંદર્ય તરફ વધુ ઢળે છે. તેથી આ ફોટો-ચિત્રને ઇનામ આપતાં અગાઉ હરીફાઈના નિર્ણયકારોએ બહુબહુ વિચારો કરેલા; પરન્તુ છેવટે બધાને એ જ ચિત્ર એ વર્ષમાં દુનિયાભરમાં સર્જાએલાં તમામ ફોટોગ્રાફિક પોર્ટ્રેટમાં સચોટ સજીવતા અને અજબ આબેહૂબતા ઉતારતી કલાસંપન્ન કૃતિ લાગી.

હવે 'જનૂની'વાળું ચિત્ર જુઓ. સાધનોનો અભાવ કદિ સાચા કલાસર્જનની આડે આવતો નથી. અનુપમ ફોટોચિત્ર ઉપજાવવા માટે સ્ટુડીઓ જ જોઇએ એ ખ્યાલ ખોટો છે. માત્ર સાધારણ તડકામાં યે શહેર કે ગામડાના કોઈ પણ ખુણામાં આવું ચિત્ર પાડી શકાય. જોઇએ માત્ર કલાપારખુ આંખ. સવારના લગભગ દસ–અગીઆર કે બપોરના ત્રણ–ચાર વાગ્યાના તડકામાં આ ચિત્ર લેવાયું હશે. આમાં જુવાનીનું ઝનૂન દાખવતી ગરુડના જેવી તીણી આંખો આબાદ ઉતારાઇ છે. સહેજ સહેજ ફૂટતો મૂછનો દોરો અને દાઢીના વાળ ફૂટતા યૌવનની ઝાંખી કરાવે છે.

જીવનમાં જે કલાની પ્રેરણાદાત્રી બને તે જીવનસખી પણ બને એ સુભાગ્ય તો કોઇ વિરલને જ સાંપડે છે. એવું સુભાગ્ય શ્રી ખંડાલાવાળાને વર્યું છે. અગાઉ જેમનો નિર્દેશ આવી ગયો તે શ્રીમતી રેની ડી. પિટિટ સાથે ગયા વર્ષના એપ્રિલમાં શ્રી કાર્લ લગ્નથી જોડાયા. 'કુમાર'ના વાચકો જાણે છે તેમ શ્રીમતી રેની ચિત્રકલા ઉપર કાબુ ધરાવવા ઉપરાંત અચ્છાં કૅમેરિસ્ટ પણ છે. આપણે ઇચ્છીએ કે આ કલાપ્રેમી યુગલને હાથે ઉત્તરોત્તર પ્રતિભાશાળી અને પ્રતિભાવાન કલાસર્જનો થાય.

ભગવન્ત ભટ્ટ

અભ્યાસ અને અનુભવ ઉપરથી લખાતી જંગલવાસી જીવસૃષ્ટિની પરિચયમાળા

## વ ન વ ગ ડા નાં વા સી



## જલમાનુસ—OTTER—જલમાર્જાર

નાનપણથી મને રખડવાનો છંદ પડ્યો છે. જરા નવરો પડું કે રઝળવાના સ્વપ્નાં આવે. કોઈપણ જાતના ઉદ્દેશ સિવાય, રસ્તે કે વગર રસ્તે, વનવગડામાં કે ઝાડબીડમાં હું પહોરના પહોર ભમવાનો આનંદ માણું છું. ટાઢતડકા કે વરસાદની પરવા કર્યા વિના ચાલ્યા જ કરું: ગાઉના ગાઉ ખેંચી કાઢું. શરીર થાકે પણ મન ન થાકે. આવા રખડુપણામાં મને ઘણુંઘણું જોવાનું અને શીખવાનું મળ્યું છે. વનવગડાની વસ્તીનો ઝાઝો પરિચય મને આ રસ્તે થયો છે. આવો એક પ્રસંગ હું વર્ણવીશ.

કેટલાંક વર્ષ પર આવા એક રખડપાટ વેળા અમદાવાદથી નીકળી સાબરમતીના તટેતટે દક્ષિણ દિશામાં હું ચાલ્યો જતો હતો. સરખેજ છોડી આગળ જતાં જમણે હાથે આધે પીપળેજ નામનું એક ગામ આવે છે. અહીં નદીના બંને કિનારા ઊંચા છે. જ્યાં સુધી પાણીને પડખેપડખે ચાલવાનું બનતું ત્યાં સુધી તેમ, અને વચ્ચે દાભનાં જૂથથી કે પાણીના આડાઅવળા વહેણથી રસ્તો ન થઈ શકે ત્યાં કિનારે,—આમ ચાલવામાં ખૂબ મઝા આવતી. પીપળેજ આવ્યું ત્યાં રસ્તામાં ધૂળાજી નામનો ઠાકરડો ભેગો થયો. ધંધે ખેડૂત પણ ધૂળાજી શિકારનો ખૂબ શોખીન. ભૂંડ કે હરણની ભાળ કાઢવામાં અજોડ. એ મને ઓળખતો હતો એટલે રામરામ કરી મારી સાથે ચાલ્યો. વાતો કરતાકરતા અમે પીપળેજ છોડી થોડે દૂર ગયા, ત્યાં અચાનક સામે કિનારે મારી નજર પડી તો ભેખડની હેઠે પાણીની લગોલગ એક બખોલમાં કૂતરા જેવું કંઈક દેખાયું. કૂતરાં આવી જગ્યાએ બોડ કરે એ નવાઈ જેવું, એમ વિચારી મેં ધૂળાજીનું ધ્યાન ખેંચ્યું. એણે નજર કરી. નજર કરતાં જ દૂરથી જે મને અસ્પષ્ટ લાગેલું તે એ સ્પષ્ટ જોઈ શક્યો અને બોલ્યો કે સાહેબ, કૂતરાં અહીં ક્યાંથી? આ તો 'જલમાનુસ'ની બોડ છે. 'જલમાનુસ' જેવો વિચિત્ર શબ્દ સાંભળી મને નવાઈ લાગી. પહેલાં તો હું સમજ્યો કે એ મારી મશ્કરી કરે છે. પણ એના મોં પર હસવાની રજ પણ અસર દેખાતી નહોતી. ઊલટું સ્થિર આંખે આતુરતાથી એ બોડ તરફ જોઈ રહ્યા હતો; એટલે આ અપરિચિત નામવાળું પ્રાણી કોણ છે એ જોવા હું ભેખડેથી નીચે ઊતર્યો. જાળાંઝાંખરાંની આડે લપાતા છુપાતા અમે પાણીની પાસે આવ્યા. ત્યાંથી આગળ જઈએ તો પેલું પ્રાણી અમને જોઈને નાસી જાય એ બીકે વચ્ચે નડતર છતાં જાળાંમાંથી આંખો તાણી જોવા લાગ્યા. પેલી બોડમાં, નાનું કૂતરું લપાઈને બેઠું હોય તેમ, આછા લાલ રંગના કોઈ પશુની પીઠ દેખાતી હતી. એ પાસું ફેરવે કે ઊઠીને ઊભું થાય તો એ કયું પ્રાણી છે એ ઓળખાય એમ મેં ધીરેથી મારા સાથીદારને કહ્યું. તરત તેણે એક ઢેફું લઈને ફેંક્યું. ઢેફું પડ્યું કે એના અવાજથી ચમકીને પેલું પ્રાણી ઊભું થયું અને હું જોઉં ન જોઉં ત્યાં તો ચપળ લઈને વીજળીવેગે પાણીમાં પેસી ગયું. અમે દોડ્યા; ઘણું યે શોધ્યું; પાણીના પ્રવાહમાં છેટે સુધી ફર્યા; પણ એ ફરી નજરે પડ્યું નહિ. ધૂળાજીને વિદાય કરી નિરાશ થઈ હું ત્યાંથી પાછો વળ્યો. પણ મારા મનમાંથી

(અનુસંધાન આગળ પૃષ્ઠ ૩૨ મે)



'અનૂની'

૧૯૩૪ની સાલ માટેની 'ફોટોગ્રાફિક ઍલાયન્સ'ની પ્લૅક જીતનારું ચિત્ર

ફોટો-કલાકાર : કાર્લ જે. ખંડાલાવાળા

સત્ય અને સિદ્ધિની શોધ પાછળની તિતિક્ષામાં થએલી આત્મપ્રતારણાને દંડતો

# ઇન્દ્રનો ન્યાય

વ કિરીટની વાર્તાથી કુમારનાં વાચકોને પરિચિત થએલા આ નાટકના લેખક શ્રી ધનગોપાલ મુકરજીએ કલકત્તા વિદ્યાપીઠની મૅટ્રિકની પરીક્ષા પસાર કરીને મહત્ત્વાકાંક્ષાના પ્રેર્યા કુમારવયમાં જ માતૃભૂમિ છોડી પરદેશ ઊપડ્યા હતા. ટોકિયો વિદ્યાપીઠમાં વણાટ યંત્રવિદ્યાનો અભ્યાસ કરવા માંડ્યો. પણ આખરે તે મૂકી દઇ અમેરિકાની કૅલિફોર્નિયાની વિદ્યાપીઠમાં દાખલ થયા. પાછળથી ત્યાંની લિલૅંડ સ્ટૅનફોર્ડ વિદ્યાપીઠની બી. એ. ની પદવી મેળવી અને હજી પણ એ ત્યાં લેક્ચરર છે. એમના 'The Judgement of Indra'ને આધારે, લખાએલું પ્રસ્તુત નાટક અંગ્રેજી એકાંકી નાટ્યસૃષ્ટિમાં ઘણું ઊંચું મનાયું છે. તે ઉપરાંત એ જગતનાં એકાંકી નાટકોમાં પણ ઊંચો દરજ્જો ભોગવે છે. 'જગતના લેખકોનાં અતિનિર્વાચિત એકાંકી નાટકો' માં પણ હિન્દી લેખકોમાંથી કેવળ શ્રી મુકરજીનું આ નાટક જ લેવાયું છે

| પાત્રો : | | સમય : |
|---|---|---|
| શુક, શાન્ત, કણાદ અને વૃદ્ધ | સ્થળ | ઇશુની પંદરમી શતાબ્દી |

હિમાલયની તળેટીમાં એક નાની ડુંગરી ઉપરનો મુનિવાસ

[આગલા ભાગમાં મુનિવાસનું બહારનું આંગણું છે. આંગણાના મધ્ય ભાગમાં દેખાતી યજ્ઞવેદીમાંથી ધૂમતો એક પવિત્ર ધૂપ દેખાય છે.

આંગણાની ડાબી બાજુએ, જેનાં થોડાં પગથિયાં દેખાય છે એવી પથ્થરનાં પગથિયાંવાળી, નીચેની ખીણને મુનિવાસ સાથે જોડતી, ઢોળાવવાળી ટેકરી આવેલી છે.

જમણી બાજુએ દેવમન્દિર, ધરાની દિવાલો અને મુનિવાસને લગતી કુટિર આવેલાં છે. દેવમન્દિર અને દિવાલો વચ્ચેનો સાંકડો માર્ગ મુનિવાસની અંદરના વિશ્રાન્તિસ્થાન તરફ દોરી જાય છે. કેટલાંક ડગલાં દૂર, આંગણા તરફ પડતાં, દેવમન્દિરનાં દ્વાર દેખાય છે. દૂરદૂર, પાછળના ભાગમાં, નીલગગનીલી નભપટ નીચે, સન્ધિકાની તેજઝલકોથી હિમાદ્રિનાં હિમશિખરો દેવતેજે ચમકી રહ્યાં છે. તેની ડાબી બાજુએ આડીઅવળી વિજન ટેકરીઓનાં લંબાએલાં અંતર દેખાઇ જાય છે. લાંબા પ્રકાશદંડ આછાઆછા તેજે ચમકે છે, અને દેવદારના ઓજસ્વર્ણ, સોનલવર્ણ અને રૂપલ કિનારીવાળાં વિજન વનો ઉપર છવાએલ અગાધ આકાશની જેમ ઝાંખા પડી જાય છે. પરદો ઊંચો થવાની સાથે જ દૂર દૂર ગર્જનાનો ગડગડાટ થાય છે.]

શાન્ત યજ્ઞવેદી પાસે ઊભોઊભો તાડપત્ર વાંચે છે. ઘોર ગર્જનથી ચમકી તે ઊંચે આકાશમાં જુએ છે]

શાન્ત : ગર્જનાના કડાકા આવી પડનારી અનિષ્ટ આપત્તિનું સૂચન કરતા હોય એમ લાગે છે.

[એકાએક દેવમન્દિરનાં દ્વાર ઉઘડે છે ને બારણાના ચોકઠાને મઢી દેતો ઊભેલો શુક દેખાય છે. શાન્તને એકલ જોઇ શુક પગથિયાં ઊતરી તેના તરફ જાય છે.]

શુક : તને અક્ષરો વંચાય છે તો ખરાને?

શાન્ત : જી હા, દેવ!

શુક : કણાદ ક્યાં?

શાન્ત : એ હમણાં જ આવી પહોંચશે. સાંભળો દેવ; તે કહે છે: કેવળ એક કેશરેખા પણ સત્યને અસત્યમાંથી જુદું પાડે છે. જે કોઇ મનસા, વાચા, કર્મણા તેને ગૂંચવી નાખશે તેના પર ઇન્દ્રનો ન્યાય ઊતરશે.

શુક : ઇન્દ્રની ગર્જના ન્યાય્ય છે. તે માર્ગ ભૂલેલાંને તેમજ અમાર્ગી પાપાચારીઓને જંગલમાંથી, સઘન ઘટાઓના ગર્ભમાંથી અથવા કોઇ ઘેરી–આંતરી જગ્યાની નિઃસ્તબ્ધતામાંથી પણ શોધી કાઢશે, અને તેમનાં પર પોતાનો ન્યાય ઉતારશે. અજાણ્યે માર્ગભૂલ્યું હૈયું પણ ઇન્દ્રની શિક્ષામાંથી નહિ બચવા પામે.

[દૂરદૂર ગર્જના ઘુમરીઓ ખાય છે.]

શાન્ત : દેવ, આપ જ્યારે બોલો છો ત્યારે એકલું હૈયું જ ઉન્માદથી ભરતા નથી, પણ સાથેસાથે આરગોને પણ સત્યના સનાતન સૌંદર્યથી મઢી દો છો.

શુક : પ્રશંસા કરવી એ સારી વાત છે; પણ મને, જે હજી ઇશ્વરને ઓળખી શક્યો નથી અને...

[શુક શોકમગ્નની જેમ માથું હલાવે છે.]

શાન્ત : આપ એ ઇશ્વરને જલદી ઓળખી શકશો. સમય સમીપ આવ્યો છે.

શુક : હું ઇચ્છું છું કે એ સાચું થાય.

શાન્ત : દેવ! હું કરી શકું એવું આપનું કોઇ પણ કામ હોય, આપનો ભાર જરા સરખો યે હળવો કરી

શકું એમ હોય...

શુક્ર: એ તો તેં ક્યારનું યે કરી નાખ્યું છે. આશ્રમનો બધો ભાર ગાર માથેથી તેં ઉપાડી લીધો છે. તેં મને અતૂટ એવા કૃતજ્ઞતાના બંધને બાંધી લીધો છે.

[કણાદ પ્રવેશે છે.]

હં, કણાદ! આજે કેમ છે?

[શુક્ર કણાદ પાસે જાય છે. કણાદ બાવીસ વસન્તોના તેજે દીપતો યુવાન છે.]

કણાદ: દેવના આશીર્વાદથી ક્ષેમ છું. દેવની સમાધિ પૂરી થઇ?

શુક્ર: (સખેદ) સાડી બાવીસ ઘટિકા હું સમાધિસ્થ હતો; પણ...હવે હું સ્તુતિ–પ્રાર્થના માટે જઇશ.

[શુક્ર દેવમન્દિરમાં જાય છે; ને બારણાં બંધ કરી દે છે.]

કણાદ: આજે દેવ રોજના દેવ નથી લાગતા!

શાન્ત: દેવ જ્યારે લાંબી સમાધિમાં હોય છે ત્યારે બદલાઈ જાય છે.

કણાદ: દેવની આંખોમાં ઉદાસીનતા હતી, નહિ?

શાન્ત: ઉદાસીનતા? જે આનંદ અને શોક, વિલાસ અને વિપત્તિ, પ્રેમ અને તિરસ્કારથી પર છે તે ઉદાસ હોઇ જ કેમ શકે?

કણાદ: પ્રેમથી પણ પર?!!

શાન્ત: હા પ્રેમથી પણ પર, તિરસ્કાર અને પ્રેમ ઉભય વિરોધી તત્ત્વો છે; માયા છે, ઇન્દ્રજાલ છે.

કણાદ: છતા પણ આપણે જગતને ચાહવું તો જોઇએ જ.

શાન્ત: જગતને આપણે ચાહીએ છીએ સહાય આપવા માટે.

કણાદ: ગ્રામજનો સાંસારિક જીવન જીવે છે છતાં ય દેવ તેમના તરફ બહુ મમતાળુ છે.

શાન્ત: આપણે આશ્રમવાસી સંન્યાસીઓ છીએ. ઇશ્વરની અખિલ માનવતાને–તેનાં બાલકોને આપણા વિચારો, સેવા ને સ્નેહ અર્પી શકીએ એટલા માટે તો આપણે સંસારનાં અને કૌટુમ્બિક જીવનનાં બંધનોને છેદી નાખ્યાં છે. આપણો સ્નેહ નિષ્પક્ષપાતી–અપાર્થિવ છે.

[દૂરદૂર આકાશમાં કડકડાટ થાય છે.]

કણાદ: હા, એ સત્ય છે; છતાં પણ હું ધારું છું કે દેવ અન્ય કરતાં તને વધુ ચાહે છે.

શાન્ત: ના ભાઇ ના. દેવ કોઇને પણ કોઇથી વધુ ચાહતા નથી. આજ દસ વર્ષથી હું દેવના સાન્નિધ્યમાં છું; અને તેથી જ કેટલુંક કામ દેવ મને સોંપે છે. પરન્તુ સત્ય જોઇએ તો દેવ કોઇને જ ચાહતા નથી. ઇન્દ્રદેવ! મારા સાક્ષી બનો; દેવ કોઇને પણ કોઇથી વધુ ચાહતા નથી.

કણાદ: દેવ ઉદાત્તહૃદયી છે; છતાં પણ તે તને કોઇથી પણ વધારે ચાહે છે, એમ ધારવું મને સુખદ લાગે છે.

શાન્ત: દરેક પ્રાણીને તે ચાહે છે. જગતમાં માનવોની જેમ એકને વધારે ઓછું ચાહનાર એ નથી. ગઈ કાલે, જ્યારે ભગ્નહૃદયા અબળાની જેમ વરસાદ સહસ્ર આંખે રડી પડ્યો ત્યારે દેવનો આત્મા પ્રકાશ અને પ્રેમમાં કેવો એકરૂપ થઇ ગયો હતો! ઈશ્વરના એ અનાગતદર્શી છે, તેના મહિમાના એ ગાયક છે.

કણાદ: એ શબ્દો હજી યે મારા કાનમાં ગુંજે છે.

શાન્ત: દેવના શબ્દગર્ભમાં ચમકતો શબ્દાતીત આનંદ હું કદી યે નહિ ભૂલી શકું. જેણે જગતની પાર્થિવ જંજાળોને તોડી નાખી છે તે જ આવા અમર ને અક્ષત પ્રેમ વિષે બોલી શકે. કોઇ પ્રકારની ચિન્તા નહિ...

કણાદ: એ વિષે જ હમણાં હું તને કહેવાનો હતો. તને દેવની આંખોમાં ઉદાસીનતા ને ચિન્તા નથી દેખાતાં?

શાન્ત: દેવ ગંભીર ચિન્તનમાં છે; બીજું કાંઇ નહિ.

કણાદ: જ્યારથી દેવને સંદેશ મળ્યો છે ત્યારથી એમના હૈયા પર જાણે બ્રહ્માંડનો ભાર આવી બેઠો છે, તે ઘણા જ વિષાદજનક સમાચાર હતા.

શાન્ત: એ સમાચારને અને દેવના ગાંભીર્યને કશો જ સંબંધ નથી.

[ફરીથી હિમગિરિશિખરોમાં ગર્જનાના કડાકા થાય છે. દેવમન્દિરનું દ્વાર ઉઘડે છે. શુક્ર બહાર આવી પાછલે હાથે જ બારણું બંધ કરે છે પછી તે દેવમન્દિરની સામે જ સ્થિર ઉભો રહે છે.]

શુક્ર: (બોલાવતાં) કણાદ!

કણાદ: આવ્યો, દેવ!

[કણાદ શુક્ર પાસે જાય છે. શુક્ર તેને કેટલાંક સૂચનો કરે છે. કણાદ પ્રસ્થાન કરી જાય છે. શુક્ર ઊંચેરા આભમાં તાકતો ઊભો રહે છે]

શાન્ત: કેટલી અદ્દભુત મૂર્તિ છે! દેવ જ્યારે દેવમન્દિરની દેવડી આગળ ઊભા રહે છે ત્યારે પૃથ્વીના પાપાચારીઓને અમરોના ધામમાં દોરી જવા કોઇ બીજા દેવ પૃથ્વી પર પધાર્યા હોય એમ લાગે છે. દેવ!

આપ મારા ગુરુ છો, દેવ છો એ જ મારું કેટલું અહો-ભાગ્ય! સદ્ભાગ્યે આપ જેવા ગુરુ સાંપડ્યા; સદ્ભાગ્યનો ચિરકાલ ઋણી રહીશ.

[કણાદ પ્રવેશે છે. શુક્ર શાન્ત તરફ ફરે છે. કણાદ શુક્રને અનુસરે છે.]

કણાદ: દેવ, બધું તૈયાર છે.

શુક્ર: તું ગામમાં જા; તેમની સાથેના બધા કુશળ છે કે નહિ તે પૂછી જોજે. જ્યારે ઈશ્વર રૂઠે છે—ઓહ! જો ફરીથી વરસાદ પડશે તો ધરતીનાં ધાન્ય ધોવાઇ જશે. પછી તેઓ જીવશે શી રીતે? ના ના! એ તદ્દન અશક્ય છે. તમે બંને તેમની પાસે જાઓ, અને મારા આશિષ આપો. તેમને કહેજો કે અમે આજ રાત્રે ઇન્દ્રદેવને બીજું નિવેદન કરીશું—અર્ઘ્ય આપીશું. હવે વધુ વરસાદ પડે એ હાનિકારક છે.

શાન્ત: કણાદ! આપણાં ભિક્ષાપાત્ર લઇ આવ.

કણાદ: (જતાંજતાં) માર્ગદીપકો—મશાલો પણ સાથે લેતો આવું?

શુક્ર: મેઘખંડો ચન્દ્રને ઢાંકી દેશે; અને મશાલોને પણ.

[કણાદ જમણી બાજુએથી જતો રહે છે.]

ઓહ!

[આકાશમાં ગડગડાટની નોબતો ગડગડે છે. તોફાન તીવ્ર વેગે વધતું જાય છે.]

(શાન્ત પ્રત્યે) તોફાન તીવ્ર વેગે વધતું જાય છે. વરસાદ તૂટી પડે તે પહેલાં તું કોઇ સ્થળે આશ્રય શોધી લે.

[થોડો સમય નિઃશબ્દતા છવાય છે.]

દિવસે દિવસે જગત કાળું ને કાળું જ થતું જાય છે. તેના શરીરની આજુબાજુ પાપ ને દુર્ગુણનો મોટા ગૂંચળાંવાળો સાપ વીંટળાઇ વળ્યો છે. આપણે ત્યાગીઓ જ જગતને તેનાથી બચાવી મુક્ત કરી શકીએ. શાન્ત! દૃઢ બન અને મારામાં બળ પૂર. તું કેવળ મારો શિષ્ય જ નથી, પણ મિત્ર અને ભાઈ છે.

[શુક્ર શાન્તને છાતી સરસો ચાંપે છે.]

શાન્ત! જગતથી મને બચાવ!

કણાદ: (પ્રવેશતાં) અત્યારે . . .

[કણાદ આશ્ચર્યમાં ગરી જાય છે.]

શુક્ર: (શાન્તને મુક્ત કરતાં) કણાદ! આમ મારી પાસે આવ!

[કણાદ શુક્ર પાસે જાય છે. શુક્ર પોતાનો એક હાથ કણાદના ખભે વીંટાળે છે.]

નાનાભાઇ!



કણાદ અને શાન્ત જાય છે

કણાદ: (દીપિકાઓ આપે) દે . . . વ . . .!

શુક્ર: જાઓ અને સ્વતંત્ર થાઓ. જગતની—સંસારની ઇન્દ્રજાળને છેદી નાખ. ફરીથી ગામમાં જા અને આપણાં આશીર્વચનો તેમને પહોંચાડી આવ. ઈશ્વર તેમને હૃદયે વસો! તું અહીં કુશળ પાછો આવજે.

[આકાશમાં વજ્રકડાકા થાય છે અને હિમા-દ્રિના હિમશિખરોમાં વીજળીઓ સાગ-ની માફક સળવળતી ઝબકારા મારે છે.]

ઓ શાગીરદ! જો, જો, ત્યાં વરસાદ પડે છે. જા, ઝડપથી જા . . .

[શાન્ત કણાદ પાસેથી ભિક્ષાપાત્ર અને મશાલ લે છે.]

શાન્ત: કણાદ! ચાલ!

શુક્ર: (શાન્ત ને કણાદના મસ્તકે હાથ મૂકી) તમ બંનેને મારા આશીર્વાદ છે. દેવો તમારી રક્ષા કરો . . . .

[શુક્રના આગળના શબ્દો સળવળતી વીજળીઓમાં અને ગર્જનના કડાકામાં ખેંચાઈ જાય છે. કણાદ અને શાન્ત ૐ શાન્તિ ૐનો પાઠ કરતા પગથિયાં ઊતરે છે.]

શુક્ર: આ તોફાન શમી જાઓ. ૐ શિવ! શિવની તારા પર કૃપા છે. શાન્ત! છેલ્લાં દસ વર્ષથી તું મારી સાથે જ છે; સહજ સત્યની, જગન્નિયંતાની શોધમાં તેણે મને ઘણી મદદ કરી છે. આજે હું ઈશ્વરની પાસે—તદ્દન પાસે જ છું. આજે હું સિદ્ધિના ઉંબર પર ઊભો છું. મને લાગે છે કે થોડા દિવસોમાં જ વચ્ચે



આજે હું સિદ્ધિના ઉંબર ઉપર ઊભો છું



તારા વૃદ્ધ પિતાને નથી ઓળખી શકતો?

ઝૂલતો વિરાટ પડદો ઊંચકાઈ જશે અને હું અંતિમ સૂક્ષ્મને ભેદી શકીશ—કોણ આવે છે? (એકતાન થઇ સાંભળે છે.) કણાદ અને શાન્ત ઓરડામાં જઇને પાછા આવી શકે જ નહિ. ઓ! બીજી માયાજાળ! આજ-કાલ હું અસંખ્ય ઇન્દ્રજાળોથી ઘેરાઈ રહ્યો છું, મુંઝાઇ રહ્યો છું. ઉષાના આગમન પૂર્વે આકાશમાં જામેલા ગાઢા તિમિરગર્તની જેમ કદાચ એ બધાં મારી શોધનો અંત સૂચવતાં હશે. પણ અંધારના પડદા ઊંચકાઇ જશે અને પ્રકાશનો જ્યોતિર્પુંજ ઝળહળી રહેશે ને હું પરમેશ-ને પામીશ. (કાંઇક અવાજ સાંભળતો હોય તેમ ફરીથી કાન માંડે છે.) શું તેઓ એટલી વારમાં આવી પહોંચ્યા? (બૂમ પાડે છે) શાન્ત!

[શુક નીચે જુએ છે. આકાશમાં ઘોર કડકડાટ થાય છે. શુક તે તરફ દુર્લક્ષ કરે છે. એકાએક તે ઉદ્વેગનો મત્યાઘાત અનુભવે છે.

નીચેથી પાદરવ ઊંચે ને ઊંચે જ આવતો સંભળાય છે. પોતે જે જોયું છે તે ચમત્કાર છે કે સત્ય છે તેની ખાતરી કરવા તે આંખો ચોળે છે.

તે કેટલાંક ડગ આગળ ભરે છે એટલામાં એક વૃદ્ધનું માથું દૃષ્ટિપથમાં ઊંચું આવે છે.

શુક જડ જેવો બની જાય છે અને પાછે પગલે પવિત્ર ઓટ સુધી જાય છે. તે સ્થિર-ચિત્રવત્ ઊભો રહે છે. વૃદ્ધ આખરે છેલ્લું પગથિયું ચડે છે. તે શુકને નથી જોતો. પાસે જ, હિમાલયમાં તેની આંખો ફરે છે. પછી તેની આંખો મુનિવાસની શિલાઓ પર મુસા-ફરી માંડે છે અને એકાએક શુક દૃષ્ટિમંડળમાં પકડાય છે.]

શુક : (તેને સંબોધીને) અહીં કોને શોધો છો?

વૃદ્ધ : (શુક તરફ મીટ માંડી) કોણ, શુક! તું તારા વૃદ્ધ પિતાને નથી ઓળખી શકતો!

[વૃદ્ધ બહુ પ્રસારી શુકને ભેટવા જાય છે.]

શુક : મારે પિતા જ નથી.

વૃદ્ધ : પણ હું તારો પિતા છું. કાલે કોઇ દૂતે સંદેશો નથી પહોંચાડ્યો?

[ફરી પણ નિઃશબ્દ વાતાવરણ છવાય છે]

એણે મને જૂઠું કહ્યું? તું જાણતો નથી કે તારી માતા . . . .

શુક : તમારા તરફથી દૂત આવ્યો હતો.

વૃદ્ધ : તો પછી જલદી ઘેર ચાલ. વખત ન ગુમાવ. ચાલ, બેટા, તારી માતા આ પૃથ્વી પરથી ચાલી જાય તે પહેલાં ચાલ.

શુક : હું આવી શકું તેમ નથી.

વૃદ્ધ : તું નહિ આવી શકે? તું જાણતો નથી કે તારી માતા મૃત્યુશય્યા પર છેલ્લા શ્વાસ લઇ રહી છે?

શુક : જગતનો મેં ત્યાગ કર્યો છે. છેલ્લાં બાર વર્ષથી મારે કોઇ પિતા નથી—કોઇ માતા નથી.

વૃદ્ધ: તેં અમારો ત્યાગ કર્યો છે, અમે તારો ત્યાગ નથી કર્યો, અને તારે હમણાં આવવું જ પડશે.

શુક: મેં આવેલા દૂતને કહ્યું હતું કે મારે પિતા નથી—માતા યે નથી; હું નહિ આવું.

વૃદ્ધ: એ બધું યે મેં જોયું. જો તું અમારો પુત્ર હોય તો આવો પથ્થરહૈયાળો ન જ હોય. ચાલ બેટા! હું—તારો જનક તને વીનવું છું.

શુક: ના, ના! ઇશ્વર એકલો જ મારો જનક છે.

વૃદ્ધ: ધર્મશાસ્ત્રમાં નથી કહ્યું કે તારાં માતાપિતા એ જ તારાં ઇશ્વર છે? તારા પિતાની આજ્ઞા તારે પાળવી જોઇએ.

શુક: સત્ય જેનાથી સેંકડો યોજન દૂર છે, પ્રકાશનો જેણે પડછાયો પણ જોયો નથી તેણે આવું કહ્યું છે.

વૃદ્ધ: શાસ્ત્રને નામે હું તને આજ્ઞા કરું છું.

શુક: ઇશ્વર એકલો જ મને આજ્ઞા કરી શકે.

વૃદ્ધ: કમલાપતિ! મારી રક્ષા કરો!

બેટા! તું સ્વપ્નમાં છે શું? ત્યાં, પણે, તારી માતા મૃત્યુની સામે ઝઝૂમી રહી છે.

શુક: એ બધું યે મેં જાણ્યું છે.

વૃદ્ધ: અને છતાં યે તું નહિ આવે?

શુક: ના પિતાજી! હું નહિ આવી શકું જે દિવસથી મેં ત્યાગીના શપથ લીધા તે જ દિવસથી મેં તમારી સાથેનો સંબંધ તોડી નાખ્યો છે. મારે બધાં બંધનોથી પર રહેવું જોઇએ. હું બધાંને ઇશ્વર પ્રીત્યર્થ ચાહી શકું તેટલા માટે મારે મારા માટે કોઇને જ ચાહવું નહિ. જ્યાંસુધી ઇશ્વર મને અન્યત્ર બોલાવે નહિ ત્યાંસુધી મારે અહીં જ રહેવું જોઇએ.

વૃદ્ધ: પરંતુ પ્રત્યેક શ્વાસ સામે ઝઝતી તારી માતા તને જોવા ઇચ્છે છે—મળવા તલપે છે.

શુક: પણ હું આવી શકું તેમ જ નથી.

વૃદ્ધ: છતાં યે તારે આવવું જ પડશે.

શુક: મારાથી અવાય તેમ હોત તો હું જરૂર આવત; પણ મારું જીવન ઇશ્વરાધીન છે.

વૃદ્ધ: (મજાકભર્યા સ્વરે) ઇશ્વર? તારું જીવન પણ ઇશ્વરાધીન છે! પણ તને જીવન આપ્યું કોણે? ઇશ્વરે તને જીવન નથી આપ્યું, પણ જીવન તો આપ્યું છે તારી માતાએ,—જે અત્યારે મૃત્યુના કરાળ જડબામાં ઝડપાઇ રહી છે. કેટલી કૃતઘ્નતા! ખરેખર, આ અંધારયુગ છે. આજે પુત્રો પિતાથી ફરી બેઠા છે અને માતાઓનાં જીવન હણી રહ્યા છે.

શુક: (અડગ દૃઢતાથી) હું એકને બીજા કરતાં વધુ ચાહતો નથી. ઇશ્વર દોરે છે તેમ મારું હૈયું અને મારાં પગલાં દોરાય છે.

વૃદ્ધ: (મગરૂરથી) તારા આ કથનનું સાક્ષી સત્ય છે?

શુક: જો હું એકને અન્ય કરતાં વધુ ચાહતો હોઉં તો ઇન્દ્રદેવ મને શિક્ષા કરે! ઇન્દ્રદેવ! હું કહું છું તે સાંભળો.

[ક્રમિક્રમે ગગનમાં ગર્જનાનો ધ્વનિ ગોરંભે છે.]

વૃદ્ધ: (નિરાશા નીતરતા સ્વરે) બેટા, શુક! તારા ઇશ્વરને ખાતર પણ તારી માતા પાસે ચાલ! હું તને ચરણે નમી પ્રાર્થું છું.

[વૃદ્ધ શુકને ચરણે નમે છે. શુક તેને ઉઠાડે છે, અને પોતાનું માથું વૃદ્ધના ચરણોમાં ઢાળે છે.]

તો તું આવે છે?

[શુક ઊભો થાય છે.]

શુક: (ગદ્ગદિત કંઠે) ધર્મશાસ્ત્રનો એવો નિયમ છે કે દરેક મુનિ, યોગી, તપસ્વી, ત્યાગીએ પોતાની માતૃભૂમિના દસ બાર વર્ષે દર્શન કરવાં જોઇએ.

વૃદ્ધ: અને તું અમને ત્યાગીને ચાલ્યો ગયો તેને આજે બાર વર્ષ થયાં છે. એ નિયમને ધન્યવાદ હો, આશિષ હો!

શુક: છતાં પણ, પિતાજી, હું જઇશ તો પણ તે નિયમાધીન બનીને નહિ. મને આજસુધી શાસ્ત્રનિયમનું સ્વપ્ન સરખું યે આવ્યું નથી. પરંતુ મારી માતાને મળવાની તીવ્ર ઉત્કંઠા જાગી છે તેથી જ હું નિયમાનુસાર વર્તવા તૈયાર થાઉં છું.

ઓહ! કેટલું હાસ્યસ્પદ! આપણને પાપી અથવા પવિત્ર ઠરાવનાર આપણો અંતરાત્મા જ છે, કાયદાના અક્ષરો નહિ. જો કાયદાને માન આપવા માટે હું તમારી સાથે આવું તો તે કાયદાની પ્રતારણા ગણાય.

વૃદ્ધ: કાયદાની પ્રતારણા?

શુક: વિચાર જ આપણી નિર્દોષતાનું સાચું માપ છે. જે અધર્મ ચિંતે છે તે અધર્મી જ છે. ના, ના! મને શાસ્ત્રના નિયમોથી લલચાવો નહિ. મારે અહીં રહેવું જ જોઇએ. મારે મારા શપથ સગળરીતે પાળવા જોઇએ.

[શુક આભમાં આંખ માંડે છે. આભમાં અસંખ્ય કાળાં વાદળો છવાયેલાં છે.]

વૃદ્ધ: આદેશ આકાશમાં લખેલા નથી; આદેશ

તો કોતર્યાં છે માનવહૈયાની પાટી પર. તારા અંતરના અવાજને અનુસર.

શુક્ર: એક ઇશ્વરનો આદેશ જ મને માન્ય રહેશે. હું તેની આજ્ઞાનું ઉલ્લંઘન કરી શકું નહિ. મારા જેવા ત્યાગીએ મારી માતાને જોવાની ઇચ્છાથી આમ ચલિત થઈ શપથભ્રષ્ટ થવું યોગ્ય નથી. ના—ઓ પ્રભુ!

વૃદ્ધ: અંતિમ શ્વાસ લેતી માતા પાસેથી તેના બાળકને ઝૂંટવી લેનાર ઇશ્વર કેવો હોવો જોઇએ? હિંદુ જીવનમાં આવો ઇશ્વર કોઇએ જાણ્યો નથી. આવો કોઈપણ ઇશ્વર નથી—એના શ્વસનનું યે અસ્તિત્વ નથી.

[આકાશમાં ઘોર કડાકા થાય છે અને આંખોને આંજતી, કાળજીભો જેવી, વિદ્યુતજીહ્વાઓ લબકે છે]

શુક્ર: માર્ગચ્યુત થતા ઓ પ્રવાસી! તમારા ઉત્પાદકની નિંદા મા કરો. તે સત્યનો અધીશ્વર છે—પ્રેમનો પ્રભુ છે.

વૃદ્ધ: (અવજ્ઞાપૂર્વક) પ્રેમનો પ્રભુ? સૂર્યની આંખોને આંધળી બનાવનાર મેઘની જેમ તારી ન્યાયબુદ્ધિને ચક્ષુહીન બનાવનાર અને તારા હૈયાના ઓઘને—જીવન-જલને સૂકવી નાખનાર પ્રેમનો પ્રભુ શી રીતે હોઇ શકે? તું જૂઠું બોલે છે. તે પ્રેમનો પ્રભુ નથી, પણ તને તારી માતાના જીવનાનન્દને લૂંટી લેવાની ફરજ પાડનાર—સ્વાર્થી પ્રેમનો—ઘેલછાનો પ્રભુ છે. હું . . . હું ઇશ્વરને તારે બદલે જવાબ આપીશ. તારી માતાને મળવામાં તું જો પાપ કરતો હોય તો એ પાપની શિક્ષા ઇશ્વર મને આપે—એ શિક્ષા હું સહન કરીશ. ચાલ, તારા પિતાની આજ્ઞા પાળ. જો તે પાપ જ હોય તો એ પાપભાર હું મારે માથે સ્વીકારું છું.

શુક્ર: એમ ન થઇ શકે. પોતાનાં સુકૃત્યોનો પરિપાક જેમ માનવી પોતે જ પામે છે તેમ પોતાના પાપનો પરિપાક પણ તેણે પોતે જ લણવો રહ્યો. અન્યના પાપનું પ્રાયશ્ચિત્ત કોઇપણ બીજાનું ભોગવી ન શકે. ઓ પ્રભુ! જે પળે હું જન્મ્યો તે પળ શાપિત હો, જે . . .

વૃદ્ધ: (સક્રોધ) તું તારા જન્મને જ ધિક્કારે છે? શાપ આપે છે?

શુક્ર: હા; દુઃખભર્યા આ જગતમાં જન્મવું એ પણ એક શાપ જ છે!

વૃદ્ધ: તો તો તારા વ્યથિત માનસને અને તારા લાગણીસૂના શુષ્ક હૈયાને જ શાપ દે; નહિ કે . . .

શુક્ર: નહિ ભૂલો છો. જે પળે મને આ માયા-મોહમય આભાસમય અવનિમાં જન્મતાં પોતાની આંખે જોયો છે તે પળને હું શાપું છું, અને . . .

વૃદ્ધ: તું જે પળે જન્મ્યો તેને શાપવાની ધૃષ્ટતા કરે છે? ઓહ! કેટલો કુટિલ પાપી! જે સમયે તારી જન્મદાત્રી મૃત્યુમુખમાં ખેંચાઇ રહી છે તે સમયે તું તારી જન્મપળને શાપ આપતો ઊભો છે! પ્રભુ! સાક્ષી રહેજો! તેણે મારો ક્રોધ વહોરી લીધો છે. હવે . . . કોઇ પણ ઇશ્વરની શક્તિ નથી કે તેને બચાવી શકે.

શુક્ર: પિતાજી . . . આમ . . .

વૃદ્ધ: શુક્ર! હું—તારા જીવનનો ઇશ્વર—તારો પિતા તને શાપ દઉં છું. તેં તારી માતાને એના બાળકથી અને તજ્જન્ય આશ્વાસનથી વિખૂટી રાખી છે અને તારા પૂર્વજોના આત્માનો કોપ વહોરી લીધો છે.

શુક્ર: (બૂમ પાડીને) પિતાજી! આમ ન કરો! આમ . . .

[આકાશમાં મેઘગર્જના ઘોરી ઊઠે છે અને આખું આકાશ કાળી મેઘચાદરથી ઢંકાઈ જાય છે.]

વૃદ્ધ: આમ નહિ? એમ જ થશે. દિવસે, રાત્રે, જતાં અને આવતાં તારૂં અકલ્યાણ હો! તું કુલથી શાપિત હો, ઇશ્વરના આત્માથી શાપિત હો!

[કાળજું કંપાવી નાખે એવી ગર્જનઘુમરીઓ હિમાદ્રીમાળામાં ઘૂમી વળે છે. કાળી ભૂમિ પર પ્રકાશના પડછાયા નાચતા હોય તેમ કાળા વ્યોમાંગણ પર વીજળીઓ કડાકતી નાચે છે.]

શુક્ર: (વૃદ્ધનાં ચરણો પર ઢળી પડી) પિતાજી હું આપને વીનવું છું . . .

વૃદ્ધ: (સંકોચાઇને, દૂર ખસીને) મને સ્પર્શીશ મા!

[વૃદ્ધ ડાબી બાજુએ ચાલવા માંડે છે.]

જીવન પર્યન્ત અને મૃત્યુમાં—સદાકાળ માટે તું શાપિત છે.

શુક્ર: વિભો! પિતાજી! આમ ન ચાલ્યા જાવ!

વૃદ્ધ: દૂર રહે; હું તારો પિતા નથી.

[કાનના પડદા ફાડી નાખે અને આંખો આંજી નાખે એવી ગર્જના અને વીજળીઓ વ્યોમપટને વીંધી રહે છે.]

શુક્ર: પિતાજી . . .

વૃદ્ધ: (પગથિયાં ઊતરતાં) મને 'પિતાજી' સંબોધી મારા કાન મા અભડાવ. તારા પર ઇન્દ્રનો ન્યાય ઊતરો!

[ક્રોધ અને બળથી કંપતો વૃદ્ધ ડાબી બાજુએ દૃષ્ટિપથ નીચે સરી પડે છે.]



શાન્ત!... શાન્ત!... ગયો!!

શુક્ર: પિનાકી! સાંભળો! ગોદ!

[પ્રલયનાં પૂર જેવો વરસાદ સહસ્રધારાએ તૂટી પડે છે; ધજ્જડકારથી વ્યોમાંગણ ભેદાઇ રહે છે; પ્રકાશમાં ચમકતી તલવારોની માફક વીજળીઓ ચમકે છે.

વરસાદ દરેક વસ્તુને દર્પ આગળથી ભૂંસી નાખે છે. ગાઢ, કાળી ધારામાં વરસાદ હિંગમસ્તકે તૂટી પડે છે; કાળી જલધારામાંથી વીજળીની સાંકળો અને દોરડાંઓ બળતાં, દોડતાં દેખાય છે.

થોડી વાર પછી આકાશ નિઃશ્ર થઇ જાય છે. ઝાંખા ચન્દ્રપ્રકાશમાં શુક્ર પવિત્ર છોડ પાસે નમતો દેખાય છે. તેના વાળ વીખરાઇ ગએલા છે અને ગ્લાનિની અસરથી તે ધીમેધીમે ઊભો થાય છે. નીચે કોલાહલ સંભળાય છે.]

સમાપ્તિ હશે? ઇન્દ્રે ન્યાય કરી મને નિર્દોષ ઠરાવ્યો છે? જો હું દોષિત હોત, પથભ્રષ્ટ હોત તો મારા પર સળગતી વીજળી તૂટી પડી હોત, અને હું વરસાદથી નિર્દિષ્ટ બનીને, મૃત્યુની રાહ જોતો ત્યાં પડ્યો હોત. ઇન્દ્રે સાચો ન્યાય કર્યો છે.

[નીચેથી ફરી અવાજો આવે છે શુક્ર તે સાંભળતો નથી.]

પડઘાયા જેવી એ આભાસમયી ધ્વનિ! અન્તે હું તારાથી છૂટ્યો છું—પ્રેમથી ને પ્રેમપાત્રોથી—બધાં યે બંધનોથી! હવે મને પાર્થિવ બંધનનાં બંધન નથી—ઇશ્વર એકલો જ મારો આધાર છે. આખરે હું કોઇ પણ પાર્થિવ પ્રાણીના બંધનથી બંધાએલો નથી.

[વિચિત્ર વિશ્રામ]

... શાન્તથી પણ નહિ.

[પગથિયાં સુધી આવી પહોંચેલો પાદધ્વનિ શુક્રના કાને પડે છે. તે સચેત બને છે; નીચેની મશાલોનો પ્રકાશ પણ તે જુએ છે.]

કોણ છે એ?

[શુક્ર કેટલાંક પગલાં આગળ વધે છે. કણાદ હાથમાં મશાલ સાથે શુક્ર પાસે આવી પહોંચે છે.]

દેવ...! દે... વ...!

શુક્ર: કણાદ, તું...

[સ્વલ્પ પણ મર્મભેદક વિશ્રામ]

આટલો બધો ગભરાએલો શા માટે? શાન્ત ક્યાં?

કણાદ: શાન્ત... શાન્ત...

[એકાએક બીજી મશાલોનો પ્રકાશ ઉપર આવતો શુક્ર જુએ છે.]

શુક્ર: કહે, એ કોણ આવે છે?

કણાદ: તેઓ એક મૃત દેહને અહીં લાવે છે.

શુક: મૃતદેહ? કોનો મૃતદેહ?

[સત્યનું પૂર્વસૂચન શુક ઉપર ધસી આવે છે]

ને શાન્ત ક્યાં છે?

કણાદ: (એકદમ) ટેકરીની તળેટીમાં તેના પર વીજળી તૂટી પડી.

શુક:(ભયાનક આર્તસ્વરે)શાન્ત—મારા શાન્ત—

[બે માણસો એક હાથમાં મશાલ સાથે અને બીજા હાથે કોઇ સફેદ વસ્તુ સાથે પગથિયાં ચઢી આવે છે.

આ દૃશ્યથી શુક નિર્વાક્ બની જાય છે.

થોડી વાર શાન્તિ પથરાય છે. પેલાએ માણસોની પાછળ બીજી એક મશાલ આવતી શુક જુએ છે. શુક ધીમેથી બોલે છે]

શાન્ત...! શાન્ત... ગયો...!

[તારકતેજથી ચમકતા આકાશ તરફ જોઇ, જરા વિશ્રામ લઇ]

આ ઇન્દ્રનો ન્યાય!

(પડદો પડે છે)

શંકરજતી ગોસાઇ

# ફોટોગ્રાફી હરીફાઇનું પરિણામ

હરીફાઇના નિયમોના મુખ્યમુખ્ય મુદ્દાઓ પર જુદેજુદે વખતે ધ્યાન ખેંચવા છતાં તેના કોઇ ને કોઇ નિયમ પરત્વે ભાગ લેનારાઓને હાથે જાણ્યેઅજાણ્યે અવગણના થયા જ કરે છે તેથી, તેમજ તેમાં થોડા ફેરફાર કરેલા હોવાથી આ નીચે બધા નિયમો ફરી આપીએ છીએ, અને તેમાંની બધી વિગતોના પાલનને માટે સૌ ભાગ લેનારાઓ આગ્રહ રાખે એમ ઇચ્છીએ છીએ.

(૧) આ હરીફાઇ ઍમૅચ્યોઅર્સ (શિખાઉ ને શોખથી ફોટોગ્રાફી કરનારા) માટે જ છે. ધંધાર્થી (પ્રોફેશનલ) ફોટોગ્રાફરો આમાં ભાગ લઇ નહિ શકે. (૨) હરીફાઇના ફોટોગ્રાફો પોસ્ટકાર્ડ સાઇઝથી મોટા હોવા ન જોઇએ. (૩) બેથી વધારે ફોટોગ્રાફો એકીસાથે મોકલી શકાશે નહિ. (૪) ફોટોગ્રાફો માઉન્ટ કે પૂઠા પર ચોડેલા હોવા ન જોઇએ. (૫) દરેક ફોટોગ્રાફની પાછળ જ આટલી માહિતી લખેલી હોવી જોઇએ: (અ) વિષયનું નામ, (બ) પાડનારનું નામ તથા પૂરું સરનામું, (ક) તારીખ ને સ્થળ, (ડ) ફોટોગ્રાફ-વિષે કાંઈ હકીકત હોય તે અતિશય ટૂંકાણમાં. આ બધી વિગતો ગુજરાતી ભાષામાં જ હોવી જોઇએ. (૬) ફોટોગ્રાફો સાથે, બીજી લાંબી હકીકતોના કે કાર્યાલયના બીજા કોઇ ખાતાને લગતી વ્યવસ્થાના કોઇપણ પ્રકારના પત્રો મોકલવા નહિ. ફોટોગ્રાફને લગતી માહિતી પણ તેની પાછળ જ લખેલી હોય. મતલબ કે ફોટોગ્રાફ સાથે પત્રો તો બીલકુલ બીડેલા હોવા ન જોઇએ. (૭) જે કવરમાં ફોટોગ્રાફ મોકલાય તેના ઉપલા ડાબા ખૂણા પર 'ફોટોગ્રાફી' એટલું લખેલું હોવું જોઇએ. (૮) ફોટોગ્રાફ ઉપર રંગ કરેલો હોવો ન જોઇએ; અથવા તે સેપીઆ ટોનનો હોવો ન જોઇએ. (૯) ઇનામો દર મહિને સંજોગો પ્રમાણે કુલ રૂા. ૫ થી ૭ સુધીનાં વહેંચાય છે. (૧૦) તંત્રીનો નિર્ણય છેવટનો ગણાશે; અને હરીફાઇમાં ઇનામ પામેલા ફોટોગ્રાફો પ્રગટ કરવાના હક 'કુમાર કાર્યાલય'ને આધીન રહેશે. (૧૧) ઇનામ ન મળેલા ફોટોગ્રાફો પાછા મેળવવા ઇચ્છા હોય ત્યારે ફોટોગ્રાફની સાથે જ ટિકિટ ચોડેલું પોતાના સરનામાનું કવર બીડવું; છુટી ટિકિટ નહિ (૧૨) પરિણામ બહાર પડયા પછી પાછળથી પોસ્ટેજ મોકલી ફોટોગ્રાફો પાછા મંગાવનારાઓએ એક માસની અંદર તે મંગાવી લેવા; તે ઉપરની મુદત પછી મોકલવાની જવાબદારી અમારી રહેશે નહિ. (૧૩) ઇનામ મળેલા ફોટોગ્રાફો પાછા મોકલવામાં આવતા નથી. (૧૪) હરીફાઇ માટે મહિનામાં ગમે તે સમયે ફોટોગ્રાફો મોકલી શકાય છે. જે મોડા પડવાને લીધે ચાલુ માસમાં ન આવી શકે તે પછીના માસની હરીફાઇમાં સ્થાન પામી શકે છે, એટલે સૌને તક તો મળે જ છે. (૧૫) ઉચ્ચ શ્રેણીની હરીફાઈ સંજોગવશાત હાલ તુરત માટે બંધ કરી છે.

આ મહિને ભાઇ ત્ર્યંબક પટેલ (વાકાનેર)નું ફોટો-ચિત્ર 'તડકાછાંયે' માટે પહેલું ઇનામ મેળવે છે. શિયાળાની કડકડતી ઠંડીમાં, પ્રિય લાગતા તડકામાં બારી આગળ બેઠેલા નાના નિશાળીઆને લેસન કરતો જોઇને એ ભાઈએ બહુ પરિચિત વિષયમાંથી આ છબી ઉપજાવી છે. બાળકની એકાગ્રતા સ્પષ્ટ જણાય છે; ફોટોગ્રાફી અને વિષયની યોજના પણ સારી છે; પરંતુ ચિત્રને ઉપરથી અરધો ઇંચ કાપી નાખવાથી ચિત્ર વધારે ઉઠાવદાર બની શકત અને આંખનું નકામું આકર્ષણ કરતી તેટલી જગ્યા નજર સામેથી દૂર થાત. ભાઈ પીયૂષ દિવાનજી (અમદાવાદ)ના ચિત્ર 'મઠેરો' ને બીજું ઇનામ મળે છે. આખી ટોળીના સરદાર સમો આ બુઢિયો ચીતરનારને ભારે પડી જાય એવો લાગે છે લેનારે ચિત્ર વિષયની પાછલી બાં—બૅકગ્રાઉન્ડ તરફ બેકાળજી રાખેલી છે નહિતો બૅકગ્રાઉન્ડમાંનાં ઝાડનાં ડાળાં તે આ રીતે લેત નહિ એ કે ત્રણ પગલાં જમણી બાજુ ખસીને ફોટો લેવાથી તે ખામી દૂર કરી શકાત.

ભાઇ શ્રીદાન ભટ્ટ (અમદાવાદ)નું ફોટોચિત્ર 'બપોરા' ત્રીજા ઇનામને પાત્ર ઠરે છે ચાર ખાતા કાળા ધોળા બળદની જોડી બપોરનો આરામ બરોબર સૂચવે છે; પરંતુ ચિત્રવિષયની રચના બરોબર નથી. ઉમેદવારો કાતરનો ઉપયોગ કરતાં ખૂબજ અચકાય છે. આ ચિત્રમાં જમણી બાજુની લગભગ ⅓ જગ્યા તદ્દન નકામી છે. ચિત્રવિષયને ટેકો આપે એવી કોઇ વસ્તુનો તે જગ્યામાં સમાવેશ થતો નથી ઉલટું, જડની બાજુના જુદા પ્રદેશમાં આંખ ભટકતી ફરે છે અને તેટલા દરજ્જે જોનારની

(ચિત્રો તથા અનુસંધાન છેલ્લા પાનાની સામેના પૂઠા ઉપર)

આજ સુધી ઘણાએ ઘણી રીતે પોતપોતાના પ્રવાસો વર્ણવ્યા છે;—આ નીચે વર્ણવાય છે તે

# સાહિત્યની નજરે

## એક લાંબા પ્રવાસની કટાક્ષપૂર્ણ લેખમાળા

જેઓએ મુંબાઈ અને અમદાવાદની ભાડુતી ગાડીઓમાં મુસાફરી કરી હોય તેમને તેમની મરજી વિરુદ્ધ પણ પાલણપુરનું નામ પરિચિત થઇ જાય છે; કેમકે મુંબાઇના વિક્ટોરિયાવાળા અને અમદાવાદના ઘણાખરા ટાંગાવાળા પાલણપુરના રહીશ હોય છે. એ રીતે પાલણપુર એ ભાડુતી ગાડીઓનું મક્કા છે. મુંબાઇ અમદાવાદના ગાડીવાળાઓ પાલણપુરનું નામ સાંભળીને ગળગળા થઇ જાય છે, એટલું જ નહિ પણ પોતાની બધી વાત પણ સાથેસાથે જ કરી નાખે છે. એકવાર મારે ભદ્રમાંથી સાબરમતી જવું હતું. અમદાવાદની તે જગ્યાએ ટાંગો ન હતો. એક ટાંગાવાળાને માંડમાંડ ખોળ્યો, પણ તે આવવાને આનાકાની કરતો હતો પણ જેવું પાલણપુરનું નામ લીધું તેવો જ તે આવવા માટે કમ્મર કસીને તૈયાર થઇ ગયો, અને હું બેઠો કે તરત જ તેણે મને કહી દીધું કે તે સાત માસથી અમદાવાદ આવ્યો હતો, લગભગ સિત્તેર રૂપિયા એકઠા કર્યા હતા અને સો રૂપિયા એકત્ર થયા પછી તે તેની વિમવાને લઇ આવવાનો હતો. વિમવા શબ્દથી હું ચમક્યો. મેં પૂછ્યું, 'વિધવા' કોણ?

એ પુરુષ લગભગ યુવાન હતો. એણે મૃગ્ધ શરમાળ તેની છટાથી ઉત્તર આપ્યો કે સાહેબ 'આપ'. વિમવા કરતાં આ શબ્દપ્રયોગ વધારે અપરિચિત હતો, એટલે મેં વધારે સ્પષ્ટતા માટે આગ્રહ કર્યો. ગાડીવાન મારા અજ્ઞાનથી ખુશ થએલો દેખાયો અને અમે બધા અંગ્રેજી ભણ્યા છતાં કાંઇ જાણતા નથી એમ જાહેર કર્યું અને પૂછ્યું, આંપનું ઊલટું શું? હું તે જાણતો નહોતો છતાં હાંક્યું કે અડચણ, મિજાગરો, અટકાવ વગેરે. પણ તેણે બધા જવાબો નાપસંદ કર્યા. પછી કહે કે, આંપનું ઊલટું પાંચ. હું સ્તબ્ધ થઇ ગયો. ફરી મને પૂછ્યું, પાંચનું અંગ્રેજી શું? મેં કહ્યું ફાઇવ. મને કહે, ફાઇવનું ઊલટું શું! આ વખતે તો હું તૈયાર હતો. તે માત્ર અક્ષરોનું ઊલટાપણું જ પૂછતો હતો એટલે તેણે પૂછ્યું કે તરત જ મેં જવાબ દીધો કે વઇફ. પણ તેણે જવાબ ખોટો ઠરાવ્યો. પછી મેં રેન, ટ્વેન્ટી વગેરે ઉત્તરો પણ અજમાવ્યા; પણ તે બધા ખોટા હતા. તેણે છેવટ સંતોષથી સગર્વ ઉત્તર આપ્યો કે 'વાઇફ.' અને પછી જાણે કાંઇ બન્યું જ ન હોય તેમ બીજી બાજુ જોઇ ઘોડાને ચાબૂક મારી ગાડી હાંકવા માંડ્યો. વિક્ટોરિયાવાળા, ટાંગાવાળા વગેરેને અંકુશમાં રાખવા હોય તો કાં તો પૂરતું ભાડું આપવું અને નહિ તો પાલણપુરનું નામ આપવું. જો પાલણપુરનું નામ લઇને સસ્તે ભાડે મુસાફરી કરનાર એ રીતે જે બચાવે તેની ઉપર નવાબ સાહેબ ઇન્કમટેક્સ નાખે તો સારી જેવી ઉપજ થાય.

આ છેલ્લું વાકય રમૂજનું નથી; પણ ગંભીર છે. પાલણપુરની ધૂલિધૂસરભૂમિમાં એવું શું છે કે જે તેની વસ્તીને પોતાની જન્મભૂમિ સાથે આમ અતૂટ બંધને બાંધી રાખે છે એવો પ્રશ્ન સ્વાભાવિક રીતે જ થાય. પણ પાલણપુરના પ્લૅટફૉર્મ ઉપર પગ મૂકતાં જ એ અનુત્તર પ્રશ્નનો જવાબ મળી જાય છે.

ૐ

રાજાઓ માટે કાંઇપણ લખવું ઘણું વિકટ છે. નવલકથામાં જ્યારે રાજાઓની અને કુંવરીઓની વાત આવતી; જ્યારે નગરશેઠનો દીકરો રાજાની કુંવરીને નિશાળમાંથી હરી જતો તેની અથવા રાજાના કુંવરે નગરશેઠની દીકરીની રૂપાની હેલમાં ગોળી મારી તેને ફોડી નાખી તેની કે સવા લાખનાં મોતીની, બત્રીસ જાતનાં ભોજન અને તેત્રીસ જાતનાં શાકની વગેરે વાતો જ્યારે આવતી ત્યારે તે વાંચતી વેળા બધા જાણતા કે તે માત્ર વાતો જ છે, ખરું નથી. નાટકોમાં મખમલ ઝીકનાં કપડાં કલગી તોરા સહિત રાણીને મળવા જનાર રાજા ખોટો જ છે એમ સૌ જાણે છે. નવલકથામાં આવે છે તેવાં ખરેખરાં રાજારાણી હોતાં નથી એમ બધા જાણે છે. એ સર્વે ખોટાં ચિત્રો પછવાડે રહેલું રહસ્ય એ દેખાય છે કે જેઓ રાજારાણીના નિકટ પરિચયમાં છે તેઓ તેમને વિષે લખતા નથી અને જેઓ લખે છે તેઓ પરિચયમાં હોતા નથી.

રાજાઓની સંસ્થાની આસપાસ પ્રતિબંધોનો એક દુર્લંઘ્ય કિલ્લો ચણી લેવાયો છે. એ પ્રતિબંધોની દીવાલની



નદીના એ વળાંકની ઉપર જ પાલણપુરના નવાબ સાહેબે એક મહેલ બંધાવ્યો છે. (ફોટો : શ્રી સૈયદ)

ભીતર જઇને રાજાના જીવનમર્મને સ્પર્શ કરવા જેટલી હદે બધા માણસો જઇ શકતા નથી. અને રાજાઓને પોતાની Splendid isolation—ભવ્ય એકલતા—ગમે ના ગમે તો પણ પોષવી અને સહી લેવી પડે છે. સહચારિતા એ માનવસ્વભાવનું લક્ષણ છે એટલે આવું એકલવાયું જીવન રાજાઓને ના જ ગમે; છતાં તે દશા અનિવાર્ય હોય છે. પ્રત્યેક પ્રતિષ્ઠાની સાથે એક જ પ્રકારની અસ્પૃશ્યતા રહેલી છે. પ્રતિષ્ઠા પર્વત જેવી છે ને તેમાંનાં સૌથી ઉન્નત શિખરો પરનું જીવન ઐકાંતિક જ બની જાય છે. રાજાઓ આવા ઐકાંતિક જીવનમાં જો કશો સહચાર સાધી શકે તો તે માત્ર પોતાના જ જેવા બીજા રાજાઓનો હોય છે. એવી બે રાજાઓની મુલાકાત વખતે તેમની ઊર્મિનાં વિરલ દર્શનો થાય છે. પણ તેટલા ઉપરથી રાજાઓ કેવા છે ને કેવા નહિ એ વિષે નિર્ણય આપી શકાય નહિ.

પાલણપુરના નવાબ સાહેબનું એવું જ એક વિરલ દર્શન થયું હોય તો તરત સમજાય કે પાલણપુર બહાર રહેતા પાલણપુરવાસીઓ શા માટે જન્મભૂમિનું આકર્ષણ જીવંત રાખી શક્યા છે. મહાત્માઓનું એક લક્ષણ અલ્પાત્પની નજર રાખવાનું હોય છે. જૈન ધર્મમાં અલ્પતાને જ મહત્તા આપવાનો બોધ છે. ક્રાઇસ્ટે કહેલું છે વાડાનાં નવ્વાણું ઘેટાંને રક્ષણની જરૂર નથી, તેની જરૂર સોમાને છે કેમકે તે ખોવાએલું છે. રાજાઓમાં નાનાને ન ભૂલવાની મહત્તા હોવી જોઇએ.

ૐ

પાલણપુર રેતી અને ઊંટ માટે પ્રખ્યાત છે. પાલણપુરનાં ઊંટો પ્રખ્યાતિ પામી શકે તેટલા માટે જ પરમેશ્વરે એ શહેરને રેતી આપી હશે. પણ આપણને તે રેતી ઉપર ચાલવાનો પ્રસંગ પડે છે ત્યારે તો ઇશ્વરે ઊંટો પર જોઇએ તે કરતાં વધારે પક્ષપાત કર્યો છે એમ કહ્યા વિના રહેવાતું નથી. માત્ર પૂર્ણિમા જેવી શીતધવલ રાત્રિએ એ રેતી પણ પારસસ્પર્શિત હોય

તેમ મનોહર બની જાય છે. નવાબ સાહેબના મહેલની આસપાસ બૂચનાં ઝાડોની હાર કરી છે તેનાં શ્વેત પુષ્પો અને એ ઝાડોનાં સમાન સમાનાંતર કદ, બધું દિવસે માત્ર ગમે એવું છે પણ રાત્રિએ તે આકર્ષક બની જાય છે.

શહેરમાં મકાનો પૈકી કોઇક સારાં છે. જૂના રાજમહેલની અટારીઓની નકસી પાલણપુરનું દેલવાડાની નજીક હોવાનું સાર્થક્ય બતાવે એવી છે. વ્યાપાર સામાન્યતઃ મંદ છે, તેમજ તેના વિકાસને માટેની સામાન્ય અનુકૂળતાઓ—સમુદ્ર, નદી વગેરે નજીકમાં નથી.

રજપૂતાના કે મધ્ય હિંદમાંથી ગુજરાત તરફ ઊતરી આવવા માટેનું પાલણપુર મુખદ્વાર જેવું છે અને હિન્દી અમદાવાદના સંયુક્ત ઇતિહાસ સાથે આ રીતે પાલણપુરનો ઇતિહાસ સંકળાઈ ગયો છે.

પાલણપુર ગુજરાતથી નજીક છે, મારવાડ અને રજપૂતાનાથી વધારે દૂર છે તોપણ પાલણપુરની ભાષા અને વસ્તીનો પહેરવેશ ગુજરાતને મળતાં આવે તે કરતાં મારવાડને વધારે મળતાં આવે છે. મોમીન નામે ઓળખાતો વર્ગ જે કણબીમાંથી વટલીને મુસલમાન થઈ ગયો છે તેની બોલીમાં હિંદીની અસર છે.

લોકો કદમાં કાઠીઆવાડીઓ કરતાં દીગણા વધારે પ્રમાણમાં છે. આંખોમાં નૂર ઓછું છે. તેજસ્વી અને આકર્ષક મુખાકૃતિઓ વિરલ દેખાય છે. એ રીતે મનુષ્યો આસપાસની કુદરત જેવાં છે. સાંભળ્યું છે કે બાલારામ મહાદેવની જગ્યા ખૂબ સુંદર છે, પણ તે સિવાય નૈસર્ગિક સૌંદર્ય આટલામાં ઓછું છે. માણસોમાં પણ ઓછું; છતાં તેમાં યે કોઇ બાલારામની ઉપમા પામી શકે એવું હોય તો કેવું સારૂં?

સૌથી પહેલાં બાલારામની નૈસર્ગિક સુંદરતાનાં વખાણ કોઇ મધ્ય ગુજરાતના ગૃહસ્થે કર્યાં હતાં. પણ ગુજરાતમાં કપડવણજ ને આતરસુંબાની વચ્ચે ઉત્કંઠેશ્વર અને કેદારેશ્વર નામે બે મનોહર જગ્યાઓ આવે છે. ત્યાંના કેદારેશ્વરની જગ્યામાં પણ બાલારામની માફક જ પાતાળગંગા વહીને શિવના બાણને ભીંજવી જાય છે. બાલારામમાં ખડકો વચ્ચેથી વહેતાં પાણી તરફ આબુની ઉન્નત પર્વતમાળા એ સસ્મિત જોતી ઊભી હોય છે તેથી જાણે કોઇ કુલાંગના શરમાઇ કપડાં સંકોરી ચાલી જાય તેમ એ નદી પોતાનો પ્રવાહ સંકોરી વાંકી વળીને ચાલી જતી લાગે છે. એ વળાંકની ઉપર જ પાલણપુરના નવાબ સાહેબે એક મહેલ બંધાવ્યો છે. સમગ્ર વાતાવરણમાં શાંતિ છે અને નદીનો કલકલ નાદ પણ શાંતિમાં વધારો કરે છે.

સ્થળો જેમ પોતાની કુદરતી સુંદરતાથી લોકચિત્તને મુગ્ધ કરે છે, વિશદતાથી ચિત્તને નિર્મળ કરે છે, ને ભવ્યતાથી તેને ઉન્નત કરે છે તેમ મહાનુભાવ પુરુષોનું પણ નથી?

ॐ

પણ મને લાગે છે કે વાત આમ લખાય નહિ. હજી વાતની શરૂઆત તો થઇ નથી ત્યાં જ વાતનો મધ્યભાગ આવ્યો. પણ કેટલાક લોકોની વાત કહેવાની ઢબ જ એવી હોય કે વાર્તા મધ્યમાંથી શરૂ કરે ને પછી શરૂઆતના બનાવો પ્રસ્તાવના રૂપે કહી એકદમ ત્રીજા ભાગ ઉપર કૂદકો મારે. જોકે વાર્તા કહેનારા કુશળ લોકો તો આવા નિયમભંગ અને ઍનેક્રૉનિઝમ (કાળાનુક્રમનો ભંગ) કરે છતાં તેમની વાતનો રસ જતો નથી એ તેમની ખાસ ખૂબી હોય છે. મારામાં એ નથી.

ॐ

વાત એમ હતી કે અમારે હિંદુસ્તાનની મુસાફરીએ જવું એવું નક્કી થયું અને એ પ્રવાસનું પ્રથમ સ્થળ તે પાલણપુર હતું. પાલણપુર જવા માટે તા. ૧૭મીએ રાત્રે દસ વાગ્યે ગાડી ઊપડી. 'ઘ'

## સ્વીકાર

**સાગરશિકર અથવા કુદરત કન્યા**: લેખક–કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ, પ્રકાશક–જીવનલાલ અમરશી મહેતા, પીરશાહ રોડ અમદાવાદ, ૦–૮–૦; **હિમ્મતનો સિતારો, હિ કૃપાલ, અકલનો ચમત્કાર** (ત્રણ નાટિકાઓ): લેખક તથા પ્રકાશક–ગજેન્દ્રશંકર લાલશંકર પંડ્યા, નાગર ફળિયા સુરત, ૦–૬–૦; **ભારત ભૂમિ**: (સરસ્વતી બાલ ગ્રંથાવલિનું પહેલું પુસ્તક) સંપાદક–કેશવલાલ શાહ, પ્રકાશક શ્રી સરસ્વતી પ્રકાશન મંદિર ભાવનગર ૦–૨–૦; **વિજ્ઞાનની વાતો** (સરસ્વતી બાલ પુસ્તકમાળાનું પહેલું પુસ્તક): લેખક–નવ લાભ.વ ભાવસાર, પ્રકાશક ઉપર મુજબ, ૦–૧–૦; **શ્રી ભગવતસિંહજીના પચાસ વર્ષ** (ગોંડલ રાજ્યની પ્રજાની દ્રષ્ટિએ) પ્રકાશક–ગોંડલ પ્રજા સમિતિ, સૌરાષ્ટ્ર કાર્યાલય, રાણપુર, ૦–૮–૦; **બાલબાલે** (ચતુર્થ સ્થાને ગુરુ ગો) પુસ્તક ૨. લેખક અને પ્રકાશક–ડૉ. ધનવંત શાહ, જુહુ એરોડ્રમ ઓસરી, સાન્તાક્રુઝ, મુંબાઇ, ૦–૧૨–૦; **ગીતાધર્મ વ્યાખ્યાનમાળા** (સપ્તમ પુષ્પ): લેખક અને પ્રકાશક–ગણપતિશંકર જયશંકર શાસ્ત્રી, ગીતાધર્મ ચર્ચા મંડળ વડાલી (ઇડર રાજ્ય), ૦–૧–૦; **કારુપ્રમંજરી** પ્રયોજક અને પ્રકાશક–બી. પટેલ, નર્મદારોડ ભાવનગર, ૦ ૩–૦.

# અંધકારમાં પ્રકાશ

### પ્રગટાવવા આદિ કાળથી આજસુધી માનવીએ જે યત્નો કર્યા

# તેનો ઈતિહાસ અને તેના અવતાર

સૃષ્ટિની ઉત્પત્તિનું વર્ણન આપતાં બાઇબલમાં શરૂઆતમાં જ આ વાક્ય છે: 'And God said, let there be light; and there was light.' (અને પ્રભુએ કહ્યું કે પ્રકાશ પ્રકટો; ને પ્રકાશ પ્રકટ થયો.)

બધાનો જ અભાવ એટલે અંધારું. અજ્ઞાનને અંધકારની ઉપમા આપવામા આવે છે તેનં કારણ પણ એ જ હશે. જગતની ઉત્પત્તિથી માંડીને, એટલેકે પ્રકાશની સહાયથી અંધકારમાં ડૂબેલી સૃષ્ટિ પ્રથમ દૃષ્ટિગોચર થઇ ત્યારથી જ આપણા જ્ઞાનનો આરંભ થયો એમ કહી શકાય.

માણસમાં અને ઇતર પ્રાણીઓમા એક મોટો તફાવત એ છે કે માણસ રાત્રિના અંધકારમાં પોતાનું અરધું આયુષ્ય વ્યર્થ ગુમાવવા નથી માગતો. સૃષ્ટિનિર્મિત સૂર્ય અને ક્વચિત્ પ્રસંગે ચન્દ્ર તથા મુખ્યમુખ્ય તારાઓ, એમના પ્રકાશના અભાવ સમયે કાંઇ જ કામ થઇ શકતું નથી એવું એ અડચણનું ભાન થયું ત્યારે જ કૃત્રિમ પ્રકાશનો ખરો આરંભ થયો હશે, પરંતુ પ્રકાશનું પ્રથમ સાધન કોણે નિર્માણ કર્યું એ કહેવું મુશ્કેલ છે. કેટલાક ગ્રંથોમાં તો એવું સ્પષ્ટ લખેલું જણાઇ આવે છે કે કૃત્રિમ પ્રકાશની અથવા તો તેવો પ્રકાશ આપનારાં સાધનોની શોધ માણસે કાઇ બુદ્ધિપુરઃસર કરેલી નથી તે સાધન તો અચાનક જ તેના હાથમાં આવી ચડયું છે. ટાઢ ઉડાડવા માટે અગ્નિ પેટાવતાં અચાનક ઝળહળાટ થઇ આસપાસની સૃષ્ટિમાંના અસંખ્ય પદાર્થો એકાએક દૃગ્ગોચર થયા હશે અને એમ અકસ્માત પ્રકાશની શોધ થઇ હશે તે વખતે માણસને કેટલો આનંદ થયો હશે?

કૃત્રિમ પ્રકાશ ઉત્પન્ન કરી શકાય છે એ શોધ થતાં જ માણસને જાણે આખું જગત જીતાયું હોય એમ લાગવા માંડયું. ખાસ ધ્યાનમાં લેવા જેવી વાત તો એ છે કે પ્રકાશ અને અગ્નિને નિકટ સંબંધ છે એ વાતની શોધ પણ તે વખતે જ થઇ. આ બંનેનો સંબંધ એટલો તો નિકટ છે કે આજ લાખો વરસ વીતી ગયા છતાં ઉષ્ણતારહિત કૃત્રિમ પ્રકાશ નિર્માણ કરવાનું સાધન માણસના હાથમાં હજી આવ્યું નથી.

કૃત્રિમ પ્રકાશનાં સાધનોની પ્રગતિ કેમ થતી ગઇ એ સંપૂર્ણપણે કહેવું હોય તો એનો એક આખો ગ્રંથ જ લખવો પડે તેમ છે. પણ અહીં આપણે ટૂંકામાં તે તપાસી જઇએ.

તદ્દન શરૂઆતનો દીવો એટલે અગ્નિનું તાપણું. પણ આમાં અજવાળાના પ્રમાણમાં ઉષ્ણતાનો ભાગ જ વધારે; અને સગવડ તો જરા યે નહિ એમ કહીયે તો ચાલે. એને જ જરા સગવડતાભર્યું રૂપ મળ્યું અને મશાલ બાળવાની શોધ થઇ. તદ્દન પુરાતન કાળની મશાલોમાં તો એકલાં લાકડાં જ બાળવામાં આવતા. એ પછીનું પગથિયું તે તેલ, ચરબી, મીણ ઇ. દ્રવ્યોનો તેમાં ઉપયોગ થવા લાગ્યો તે. મશાલની નાની આવૃત્તિ તે દીવી કોડિયાંના દીવા વગેરે. પણ ફેર એટલો થયો કે આ માં બાળનારી વસ્તુ લાકડું કે કાપડ નથી પણ તેલ છે. આપણે ત્યાં હજી પણ મોટાં શહેરો બાદ કરીએ તો બીજે બધે કોડિયાંના આવા દીવા જ વપરાય છે.

દીવામાં વાટની યોજના થઇ ત્યારથી તે ઘણા જ સગવડતાભર્યા બન્યા. એમાં યોજના એ કે વાસણમાં ભરેલું તેલ વાટ વાટે શોષાઇને ત્યાં બળતું રહે. એમાં બળતી વખતે જે પ્રકાશ પડે છે તે જ્યોતની ઉષ્ણતા ઉપર અવલંબે છે.

પણ પ્રવાહી તેલનો દીવો ઢોળાવાની બીતિને લીધે વાપરવો એ સગવડતાવાળો ન લાગવાથી ઘટ્ટ તેલનો અથવા મીણનો ઉપયોગ દીવા માટે થવા લાગ્યો. મીણબત્તીઓ આ વિભાગમાં જ આવે છે. એમાં ઘટ્ટ કરેલું તેલ અથવા મીણ વપરાય છે. સાધારણ ઉષ્ણતામાનમાં તો તેનું ઘનસ્વરૂપ ફેરવાતં નથી; પણ ઉનાળામાં કે બીજા કોઇ કારણથી ઉષ્ણતા વધે અને દીવો ખૂબ તપી જાય તો મીણ ઓગળવા માંડે છે અને પછી મીણબત્તી સીધી નથી રહી શકતી.

આ પછીની સુધારણા થઇ અમેરિકામાં. ત્યાં ઘાસલેટ તેલની ખાણો મળી આવવાથી દીવો બાળવામાં એ તેલનો ઉપયોગ થવા લાગ્યો. અઢારમા સૈકાના




મુખ્ય ભાગસુધી એ સ્થિતિ ચાલુ હતી. પરંતુ ઘાસલેટ બળતી વખતે તેનો ધુમાડો બહુ થતો તેથી ઘણા કાળ સુધી તેનો થવો જોઈએ તેટલો ઉપયોગ ન થયો. છેવટે આર્ગાંડ નામના એક વિદ્વાન શાસ્ત્રીએ ધુમાડો બંધ કરવાની યુક્તિ શોધી કાઢી. એણે ઘાસલેટના દીવા ઉપર કાચની ચીમની મૂકી દીધી. આને લીધે જ્વલનક્રિયાને જરૂર પૂરતી હવા—મુખ્યત્વે હવામાંનો ઑક્સિજન—મળવાની વ્યવસ્થા થઈ અને જ્વલનક્રિયા પૂર્ણ થઈ. તેથી ધુમાડો બંધ થયો અને પ્રકાશ સ્વચ્છ મળવા લાગ્યો.

આ પછીની દીવામાંની સુધારણાઓ બે દૃષ્ટિએ ઘડાવા લાગી. પહેલી સુલભતા અને બીજી સુંદર પ્રકાશ. મનોરમ તેલનો દીવો તે મીણબત્તી. ચીમની સહિત વાપરવામાં આવતો ઘાસલેટનો દીવો એટલે પ્રભાદીપ

તેલના દીવામાંનો ઉત્તમમાં ઉત્તમ પ્રકાર. અને એથી પણ ઉપલું પગથિયું તે વાયુરૂપ તેલનો દીવો. મીણબત્તીનું મીણ પ્રથમ ઓગળે છે અને પ્રવાહી થાય છે, અને પછી એ દ્રવને વાયુરૂપ પ્રાપ્ત થઇ, ઉષ્ણતાની સહાયથી તેનો ઑક્સિજન જોડે સંયોગ થાય છે. આ વસ્તુ જ જ્વલનની મુખ્ય ક્રિયા છે અને એથી જ આપણને પ્રકાશ મળે છે.

પણ આ બધી કડાકૂટ કરવા કરતાં એ જ્વાલાગ્રાહી તેલની એકદમ બાષ્પ જ બનાવી લીધી હોય અને તેને જ ઉપયોગમાં આણી હોય તો આ કામ વધારે સુલભ બને તે દેખીતું છે. આ વિચારણાથી ગૅસના—અથવા જેને ધુમાડાના દીવા કહે છે તે બનાવવામાં આવ્યા. આપણો રસોડામાંનો સ્ટવ એ એનું એક સારું ઉદાહરણ છે. એમાં પંપની મદદથી ઘાસલેટને ઉપરના છિદ્ર સુધી ચડાવી ત્યાં સ્પિરિટની જ્યોતિમાં તેને ગરમ કરવાની વ્યવસ્થા કરેલી હોય છે. આ રીતે ગરમ થયા પછી તેની બાષ્પ બની એ જ અવસ્થામાં તેની જ્વલનક્રિયા શરૂ થાય છે. પછી આ કેરોસીનની બાષ્પની જ્યોતિથી નીચલા ઘાસલેટને ઉષ્ણતા મળતી રહે અને એમ તેના નિયમિત બાષ્પ બન્યા કરે છે અને તે ઉપર આવી સળગ્યા કરે છે. આ જ્યોતિનું ઉષ્ણતામાન પ્રખર હોય છે, પણ તેનો પ્રકાશ બહુ જ ઓછો અથવા લગભગ નહિ જેવો હોય છે. આ જ્યોતિમાં બીજો કોઇ ઘન પદાર્થ ઝગમગી ઊઠે એટલો તપાવીએ તો તે પદાર્થ પ્રકાશમાન બની તેમાંથી આપણને પ્રકાશ મળે ખરો. આ જાતના ધુમાડાના દીવા હાલ આપણે ઘણે ઠેકાણે જોઇએ છીએ. કિટ્સન, પેટ્રોમૅક્સ વગેરે દીવામાં આ જ યોજના હોય છે. એમાંની ખર્ચની મુખ્ય વસ્તુ ઘાસલેટ છે એ સાચું, પણ એથી વધારે ખર્ચવાળી અને પ્રકાશની બાબતમાં અત્યંત મહત્ત્વની વસ્તુ તે એ જ્યોતિમાં બેસાડેલી જાળીદાર ટોપી છે. પ્રખર ઉષ્ણતામાનમાં આ ટોપીઓ પ્રકાશમાન થાય છે અને નાશ પામ્યા વગર એમ ને એમ કલાકોના કલાકો સુધી કામ આપી શકે છે એ જ તેમની વિશિષ્ટતા છે.

આ દીવાઓની શોધ થયા પછી દીવાઓની એકંદર રચનામાં અને ઉપયોગિતામાં ખૂબ ઝડપથી સુધારાઓ થવા લાગ્યા. દીવામાં એકંદરે જેટલી શક્તિ ખર્ચાય છે તેમાંના કેટલાક ભાગનું રૂપાંતર ઉષ્ણતામાં અને કેટલાકનું રૂપાંતર પ્રકાશમાં થાય છે. આ બંને ભાગનું પ્રમાણ જેટલું નાનું થાય, એટલેકે ઉષ્ણતા–પ્રકાશ એ અપૂર્ણાંક જેટલો નાનો થાય તેટલું એ વ્યવહારની દૃષ્ટિએ સગવડનાભર્યું. આ નિયમ લક્ષમાં રાખીને, દીવાઓની ઉષ્ણતા ઓછી કેમ થાય—અથવાતો ઉષ્ણતા એટલી જ રહે તોપણ તેની પ્રકાશની શક્તિ કેમ વધે—એ તરફ શાસ્ત્રજ્ઞોના પ્રયાસો વધવા લાગ્યા.

વીજળીના દીવા એ એવા પ્રયાસનું પરિણામ છે. ઓગણીસમી સદીની શરૂઆતમાં વિદ્યુત્શક્તિ નિર્માણ કરવાનાં સાધનો શોધવા માટે શાસ્ત્રજ્ઞોએ ખૂબ ચળવળ ચલાવી. સર હમ્ફ્રે ડેવીએ વીજળીક બૅટરી શોધી કાઢી તેની મદદથી વીજળીની જ્યોતિ ઉત્પન્ન કરી તેનો દીવા તરીકે કેમ ઉપયોગ થાય એ સ્પષ્ટ કરી આપ્યું. આ દીવાઓને અંગ્રેજીમાં 'આર્ક લૅમ્પ' કહે છે. પણ આ દીવામાં વીજળીનો મોટો પ્રવાહ સતત ચાલુ રાખવો પડે છે, અને ખૂબ વીજળી પૂરી પાડવી તે એ દિવસોમાં કઠણ કામ હતું, તેથી આ દીવાઓ પ્રચારમાં ન આવી શક્યા. તારમાંથી વિદ્યુત્પ્રવાહ પસાર થતો હોય ત્યારે તેનું ઉષ્ણતામાન વધે છે એ અનુભવની વાત છે. અને ઉષ્ણતા ખૂબ વધે તો પદાર્થ પ્રકાશમાન થાય છે એ પણ ડેવીએ સપ્રયોગ સિદ્ધ કર્યું. માત્ર પૂરતા ને સસ્તા વિદ્યુત્પ્રવાહને અભાવે આ સુધારો તરત જ અમલમાં ન આવી શક્યો. સૌ જાણતા હતા કે બધી ધાતુઓનો પ્રખર ઉષ્ણતામાં નાશ જ થાય છે. ફક્ત પ્લૅટિનમ ધાતુ જ આ ઉષ્ણતા સહન કરી ટકી શકે છે. પૂરતો વિદ્યુતપ્રવાહ અને પ્લૅટિનમ ધાતુની વિપુલતા એ ઉપર હવે સુધારાઓ આવીને અટક્યા.

આવી પરિસ્થિતિમાં ફૅરેડેએ ડાયનૅમોની શોધ કરી. તેની મદદથી વિદ્યુત્શક્તિ ઘણી જ સુલભ રીતે ઉત્પન્ન થવા લાગી. આથી વીજળીના દીવા બનાવવાની કલ્પનાને વળી પાછું આલંબન મળ્યું.

આવા દીવાઓ કરવામાં, અથવા તો તે કરી શકાય છે એટલું ઉત્તમ રીતે સિદ્ધ કરવામાં યશસ્વી થએલા બે પ્રચંડ વિજ્ઞાનીઓનાં નામો આજે જગત આગળ છે. એક અમેરિકાનો ટૉમસ એડિસન અને બીજો ઈંગ્લંડનો જોસેફ સ્વાન. આ બેમાં મૂળ ઉત્પાદક કોણ એની ઘણી ચર્ચા ચાલેલી અને અંતે બંનેમાં સમજુતી થઇ તે

'એડીસ્વાન' એવા જોડિયા નામથી દીવાઓ તૈયાર થવા લાગ્યા અને મૂળ ઝગડાનું પણ જનતાને વિસ્મરણ થયું.

રૂનો તાંતણો બાળી તેનો વિદ્યુતપ્રવાહકનાનો ગુણ વીજળીના દીવાઓમાં ઉપયોગમાં લેવાની યુક્તિ ખૂબ મહેનતને અંતે એડિસને શોધી કાઢી. વીજળીના પ્રવાહ-થી તંતુ ખૂબ ગરમ થાય એટલે એનો પ્રકાશ મળી શકે છે. પરંતુ આસપાસની હવાનું એ તંતુ ઉપર બહુ જ અનિષ્ટ પરિણામ થવાનો સંભવ હોવાથી દીવામાંની હવા તદ્દન કાઢી નાખી તેને નિર્વાત કરવો જોઈએ. આ અરસામાં જોકે વાયુશોષક યંત્રોમાં ઘણી જ પ્રગતિ થઈ હતી તોપણ પૂર્ણ નિર્વાત સ્થિતિ કરી શકાતી ન હતી. અને તેથી કેટલોક કાળ સુધી આ અપૂર્ણ નિર્વાત સ્થિતિમાં બળ્યા પછી દીવાઓના તંતુ તૂટી જતા.

આપણા આધુનિક દીવાઓમાં આજે જે વિદ્યુત્-શક્તિ ખર્ચાય છે તેની ગણત્રી કરવાની રીત નીચે દર્શાવી છે. ત્રણ પૈસે મળનારી મીણબત્તી ૭ કલાક બળે છે; એટલે કે એક મીણબત્તીના પ્રકાશ જેટલા પ્રકાશનું ખર્ચ દર કલાકે અરધો પૈસો થયું. એવી સોળ મીણબત્તીઓ બાળીએ તો દર હજાર કલાકે લગભગ આઠ રૂ. લેખે ખરચ થાય. વીજળીનો પ્રકાશ એના પ્રમાણમાં સસ્તો છે.

ધારો કે આપણી પાસે સોળ મીણબત્તીઓનો પ્રકાશ પાડે એવો એક દીવો છે, અને તેમાં સોળ ગુણ્યા પોણા બે એટલે કે અઠ્ઠાવીસ 'વૉટ' શક્તિ ખરચ થાય છે. આવો દીવો જો આપણે પાંત્રીસ કલાક બાળીએ તો ૨૮×૩૫ એટલે આશરે એક હજાર 'વૉટ-કલાક' ખરચ થાય છે. 'વૉટ-કલાક' એટલે 'એક યુનિટ' છે અને એનો ભાવ ચાર આના હોય છે. એટલે એનો અર્થ એમ થાય કે સોળ મીણબત્તીનો પ્રકાશ આપનારો વીજળીનો દીવો એક હજાર કલાક બળતો રાખો તો અઠ્ઠાવીસ યુનિટ ખરચ થાય અને તે માટે આપણને સાત રૂપિયા પડે.

યુનિટ એટલે 'વૉટ' અને 'કલાક'ના ગુણાકારથી થએલી એક હજારની સંખ્યા. એક 'વૉટ' ખરચ કર-નારી બત્તી હજાર કલાક બાળો અથવા હજાર 'વૉટ' ખાય જનારી બત્તી એક કલાક બાળો તો બંનેનો હિસાબ સરખો જ (એક યુનિટ) થવાનો.

આ યુનિટની વાત કાઢી વિષયાંતર કરવાનો ઉદ્દેશ 'વૉટ' શબ્દની ઓળખાણ કરાવવા સિવાય બીજો નથી. હાલના વીજળીના દીવાઓમાં એક મીણબત્તી જેટલો પ્રકાશ આપવા માટે પોણા બે 'વૉટ' વિદ્યુત-શક્તિ ખરચ થાય છે. 'હાફ વૉટ' એ નામથી ઓ-ળખાતા દીવાઓમાં આ પ્રમાણ આઠ દશાંશ ઉપર લાવવામાં આવ્યું છે. એટલે પહેલાંનો જ હિસાબ લઈએ તો સોળ મીણબત્તીઓનો પ્રકાશ આપનારો 'હાફ-વૉટ' નામનો વિદ્યુતદીપ એક હજાર કલાક બળતો રાખો તો ફક્ત સાડા ત્રણ રૂપિયા ખરચ થાય.

આરંભમાં એડીસન અને સ્વાને બનાવેલા દીવા-ઓ બહુ ખર્ચાળ રહેતા. તેમાં દર મીણબત્તી જેટલા પ્રકાશ માટે પાંચ 'વૉટ' ખરચ થતું. વીજળીના દીવાઓની શરૂઆતમાં શાસ્ત્રજ્ઞોને અને કારખાનાં-વાળાઓને જે કેટલાક ગહન કોયડાઓ ઉકેલવા પડયા તે આ સબંધે જ હતા.

વીજળીનો દીવો કરી શકાય એ શોધ પછી પ્રત્યક્ષ દીવા તૈયાર થઈ વપરાશમાં આવતાં બહુ સમય લાગ્યો. કાંઈ નહિ તો પચાસ વરસ સુધી તો કાર્બન દીવાઓમાં નજરેઃ કાંઈ પણ ફેર ન કરી શકાયો અને તેમાં સુધારો પણ થઈ ન શક્યો. પ્લૅટિનમ ધાતુ ખૂબ મોંઘી પડે અને કાર્બન તંતુ ઓ વાપરેલા દીવા-ઓમાં વિદ્યુતપ્રવાહ વધારે જોઈએ અને તેથી ખરચ પણ ખૂબ આવે. આવી વિચિત્ર સ્થિતિમાં કેટલાં યે વર્ષો વહી ગયાં.

અંતે ઇ ૧૮૯૮ની સાલમાં, એટલે પહેલો કાર્બન દીવો બન્યા પછી અઢાર વરસે, આવાર ફૉન વેલ્સ-બાખ નામના શાસ્ત્રજ્ઞે 'ઓસ્મિયમ' ધાતુના સૂક્ષ્મ તંતુઓ કાઢી તેના દીવા બનાવી આપ્યા. 'ઓસ્મિ-યમ' ધાતુમાં પોચાપણું અને ચીવટપણું ઉત્પન્ન કરી તેના લાંબા લાંબા ધાગા કેમ કાઢી શકાય તેની શોધ વેલ્સબાખે કરી. વીજળીના દીવાઓમાં તેનું મહત્વ ખૂબ છે. એક વાર રીતની ખબર પડયા પછી બીજા અનેક શાસ્ત્રજ્ઞોએ ઝપાટાબંધ બીજી અનેક ધાતુઓના ધાગા કાઢી તેના દીવા પ્રચારમાં આણ્યા. આ ધાતુ પ્રખર ઉષ્ણતામાનમાં પણ ઓગળ્યા વગર પોતાની ઘનાવસ્થા ટકાવી રાખે છે એ તેની વિશિષ્ટતા છે. જોકે વેનાડિયમ, મોલિબ્ડિયમ, ટૅન્ટેલમ એ ધાતુઓનો ઉપ-યોગ દીવામાં થવો શક્ય છે તોપણ તે બહુ દુર્લભ

છે તેથી તેનો વ્યવહારમાં બહુ ફાયદો થઇ શક્યો નહિ.

બીજાં આઠ વરસ વીતી ગયાં. પછી અમેરિકાના પ્રસિદ્ધ વિજ્ઞાનશાસ્ત્રી ડૉ. કૂલીજે એક અપૂર્વ શોધ કરી વીજળીના દીવામાં મહત્ત્વનો સુધારો કર્યો. ટંગ્સ્ટન ધાતુ ખાણમાં પુષ્કળ પ્રમાણમાં મળે છે, પણ તે અતિશય બટકણી હોવાથી તેના તંતુ કાઢવા અશક્ય હોય છે. એક ખાસ પદ્ધતિથી ટંગ્સ્ટન ધાતુના ટુકડા ખૂબ ગરમ કરી તેને ટીપાવ્યા હોય તો તેનું બરડપણું તદ્દન ચાલ્યું જાય છે અને પછી તેના ગમે તેટલા લાંબા અને ગમે તેટલા ઝીણા ધાગા નીકળી શકે છે. એવી શોધ પ્રો. કૂલીજે કરી. હાલના વીજળીના દીવાઓમાં હવે બધે આ તાર જ વાપરવામાં આવે છે એ ઉપરથી આ શોધનું મહત્ત્વ સમજી શકાશે.

વીજળીનો પ્રત્યેક દીવો તૈયાર થતાં પહેલાં તેને અનેક ભિન્નભિન્ન યંત્રસામગ્રીમા થઇને પસાર થવું પડે છે. પ્રથમ તો કાચની નળીઓના ફુગા બનાવવામાં આવે છે. પછી તેની અંદરની બાજુ છત્રીના ખોખા જેવું એક કાચનું ખોખું બેસાડી તે ઉપર ટંગ્સ્ટનનો ઝીણો તાર લગાડવામાં આવે છે. આ તાર અત્યંત ઝીણો એટલે કે ઈંચના ૭ હજારાંશ ભાગ જેટલો બારીક હોય છે. આટલું કર્યા પછી ફુગામાંની હવા તદ્દન કાઢી નાખવા માટે તેને નિર્વાત યંત્ર જોડે જોડવામાં આવે છે. ત્યાંથી કાઢયા પછી એને એક ખોળી ચડાવવામા આવે છે. એ ખોળીથી જ આપણે દીવો ગમે ત્યાં અટકાવી શકીએ છીએ. આની અંદરથી બહાર આવતા બે તારનો સબંધ વિદ્યુતપ્રવાહને જોડે એવી યોજના કરવામાં આવેલી હોય છે. આટલું થયું એટલે પછી એક જ કામ બાકી રહે છે અને તે દીવાઓ સળગાવી જોવાનું. દીવો કેવોક બળે છે તે તપાસી જોવામાં આવે એટલે કામ પૂરૂં થાય છે.

(મરાઠી 'સૃષ્ટિજ્ઞાન' ઉપરથી) 'भाऊ'



**તમારી ફુરસદની વેળાએ**

આ લીટીઓનાં ગૂંચળાંમાં જેટલા ગાળામાં ટપકાં કર્યાં છે તે તે જગ્યાઓ શાહી કે પેન્સિલથી ભરી નાખશો એટલે એક લોકપ્રિય વીરમૂર્તિ જણાઇ આવશે.

# ચિત્રગુરુ થવા માટેની દૃષ્ટિ અને તૈયારી સમજાવતો લેખ; જેમાં

> ખાનદાની કે પ્રેમ બતાવવાના પ્રસંગો જેમ મુરબ્બીઓ બતાવતા જાય છે અને એમ કરતાંકરતાં બાળકના હૃદયમાં વિવેકનો ગજ બંધાઇ જાય છે તેમજ કળાનું પણ થવું જોઇએ. વિદ્યાર્થીને ભણવાની શરૂઆતમાં સૌંદર્યની મીમાંસા નહિ આપવી જોઇએ, પણ કેવળ પ્રસંગો કે વસ્તુઓ તરફ ધ્યાન ખેંચીને એમાં આ સુંદર છે, અને આ સુંદર નથી એવું અનંત રીતે બતાવતા જવું જોઇએ

કાકાસાહેબ કાલેલકર કહે છે કે—

ચિત્રકળા એ કેવળ હાથનો વિષય નથી. હાથ બરાબર કેળવાય, નજર કેળવાય અને સૌંદર્યનું હૃદય સમજવા જેટલી કલ્પનાશક્તિ કેળવાય ત્યારે ચિત્રકળાની તૈયારી થાય છે.

કેટલાક ચિત્રકારો પોતે સરસ ચિત્રો ચીતરી શકે છે; ઉપર વર્ણવેલી ત્રણે બાબતોમાં એમની અમુક પ્રગતિ થએલી હોય છે; પણ એનું પૃથક્કરણ મન સાથે કરેલું ન હોવાથી વિદ્યાર્થીઓનું ધ્યાન ખેંચી શકતા નથી, તેમ ભણતરનો ક્રમ પણ નક્કી નથી કરી શકતા. કલ્પનાશક્તિ મારી ન જાય એટલી સાવચેતી રાખી હાથ ઉપર બરાબર કાબુ આવે એને માટે બાળકોને પ્રથમ કેળવણી આપવી જોઇએ. ધારી લીટી દોરી શકે, લીટીમાં સ્થિરતા અને વળવાપણું બંને આવી જાય એટલી તૈયારી પ્રથમ જોઇએ. એને માટે સારા ચિત્રોની કેવળ નકલ કરવાનું ક્રમસર આપવું. એમાં નકલ કેવળ લીટીઓની કરવાની છે ચિત્રની ઢબની નહિ એ વિદ્યાર્થીઓને સ્પષ્ટ સમજાવવું જોઇએ. આ નકલનો ઉદ્દેશ મૂળ ચિત્રકારની શૈલિનું અનુકરણ કરવાનો ન હોય; માત્ર લીટીની શક્તિને રહસ્ય ધ્યાનમાં આવે એટલું જ બસ છે.

નજરની કેળવણી અને કલ્પનાની કેળવણી સાથેસાથે ચાલી શકે છે. લાકડાની કે પથરાની મૂર્તિ તૈયાર કરનાર જેમ જાણે છે કે લાકડા ને પથરાદ્વારા અમુક જ વ્યક્ત કરી શકાય અને અમુક ન કરી શકાય, તેમ સૌંદર્યનો અમુક અંશ રેખાબદ્ધ કે વર્ણબદ્ધ કરી શકાય અને અમુક અંશ વર્ણ કે રેખાનો વિષય ન જ થઇ શકે એનો વિવેક ચિત્રકાર પાસે જ હોવો જોઇએ. પોતાના સાધનની શક્તિ અને એની મર્યાદાનું ભાન કળાકાર પાસે હોવું જોઇએ. એ મર્યાદાનું ક્ષેત્ર ઘટાડતા જવું અને શક્તિનું ક્ષેત્ર અકલ્પિત રીતે વધારતા જવું એમા જ કળાકારનાં સામર્થ્ય અને વૈભવ રહેલાં છે.

કુદરતનાં દૃશ્યોનાં ઝાડપાન, પશુપક્ષી, આકાશ, વાદળાં, પાણી, મોજાં. જમીન, પહાડ, ખેતરો ઇત્યાદિ બાબતોમાં સૌંદર્ય ક્યાંક્યાં રહેલું છે એ તરફ વિદ્યાર્થીઓનું ધ્યાન ખેંચવું જોઇએ. પશુપક્ષી, માછલાં, અને કીડા, જેવા જનાવરોના આકારમાં તેમજ તેમના સ્વભાવમાં અને એમની ટેવોમાં કયાંકયાં ખૂબી રહેલી છે અને એમાંથી સૌંદર્યની નિષ્પત્તિ કેમ થાય છે એ પણ વિદ્યાર્થીઓને બતાવવું જોઇએ.

માણસ કુદરતને જાણે છે એના કરતા પોતાને વધારે જાણે છે—એણે જાણવું જોઇએ. તેથી મનુષ્યગત સૌંદર્ય, એના ભાવોમા રહેલું સૌંદર્ય, માણસમાણસના વ્યવહારમાં ઊતરતું સૌંદર્ય એ કળાકારનો પ્રધાન વિષય છે. કુદરત અને પશુપક્ષી ઇત્યાદિથી માણસ વિખૂટો નથી. એમની સાથેનો માણસનો સંબંધ અને કુદરત આદિની માણસ ઉપર થતી અસર એ પણ કળાનો મુખ્ય વિષય છે. એ બધી વસ્તુ તરફ વિદ્યાર્થીનું ધ્યાન ખેંચવું જોઇએ.

અહીં સૌંદર્ય એટલે આપણને ગમે એટલો જ ભાગ નથી લેવાનો. જેની આપણા પર ઊંડી અસર થાય છે, જે અસર સરવાળે શુભ છે, જેને લીધે હૃદય ઉન્નત થાય છે ને જીવન સમૃદ્ધ તથા કૃતાર્થ થાય છે તે અસરને જ આપણે રસ કહીએ છીએ. રસનું બાહ્ય સ્વરૂપ તે જ સૌંદર્ય.

વિદ્યાર્થીને ભણાવવાની શરૂઆતમાં એને સૌંદર્ય મીમાંસા નહિ આપવી જોઇએ, કેવળ પ્રસંગો કે વસ્તુઓ તરફ ધ્યાન ખેંચીને એમા આ સુંદર છે, આ સુંદર નથી એવું અનંત રીતે બતાવતા જવું ને આ વસ્તુમાં આટલી ખામી છે, આટલું કરવાથી એ ખામી દૂર થઇ શકે વગેરે અભિપ્રાયો પણ આપતા જવું. ખાનદાની કે પ્રેમ બતાવવાના પ્રસંગો જેમ મુરબ્બીઓ બતાવતા જાય છે અને એમ કરતાંકરતાં બાળકના હૃદયમાં વિવેકનો ગજ બંધાઇ જાય છે તેમજ કળાનું પણ થવું જોઇએ. જેઓ સૌંદર્ય મીમાંસાની તાત્ત્વિક ચર્ચાઓ શરૂ કરે છે તેઓ ઘણીવાર વેદીઆ બની જવાનો સંભવ રહે છે. સૌંદ-

ર્યદર્શન એ સ્વયંભૂ થવું જોઇએ, સ્વાભાવિક થવું જોઇએ, સહજ થવું જોઇએ. ત્યાર પછી જ એની મીમાંસી કરાય. આ કારણે જ કળાકાર અને એના શિષ્યો વચ્ચે ગુરુશિષ્યભાવ બંધાઇ જાય છે. સૌંદર્ય અથવા કળા એ એક જીવન દર્શન છે. એ જીવનવ્યાપી હોવાથી એનું મહત્ત્વ અને ગૌરવ આટલું બધું છે.

ચિત્રકળા એ સામાજિક વારસો પણ છે. મોટે ભાગે એ સામાજિક વારસો જ છે. ચિત્રકળા અને સાહિત્ય પરસ્પર સ્વતંત્ર છે, છતાં પરસ્પર પોષક છે; તેથી સાહિત્ય દ્વારા ચિત્રશક્તિ ખૂબ કેળવાય છે. એ જ રીતે સાહિત્યના ઉત્કૃષ્ટ નમૂનાઓનો અભ્યાસ ઉત્કૃષ્ટ ચિત્રોના અભ્યાસ જેટલો જ કરવો જોઇએ.

પણ સાચી વાત તો એ છે કે જીવનનો ઊંડો અભ્યાસ જોઇએ છે. એ તો જીવનના અને કુદરતના ભવ્ય, ઉદાત્ત તેમજ કરુણ પ્રસંગોના અભ્યાસથી–એની સાથે તન્મય થવાથી જ પ્રાપ્ત થાય છે.

જીવનના અભ્યાસમાંથી, જીવન જીવવાથી સામર્થ્ય અને સંસ્કારિતા કેળવવાં જોઇએ. (અનુસંધાન પૃષ્ઠ ૩૨ મે)

# અખાડો

**જેમાં સુસંહત શરીરની ઝંખનાથી વ્યાયામની ઉપાસના કરનારા યુવાનો પરસ્પર અનુભવની આપલે કરે છે.**

નિરીક્ષક · શ્રી હરિનારાયણ આચાર્ય

### પ્રશ્નો

૧ શારીરિક સ્વાસ્થ્ય માટે આસનોથી લાભ મેળવી શકાય?

૨ ગુજરાતની આબોહવાને અનુકૂળ એવો કયો વ્યાયામ કરવાથી સ્નાયુઓ સંપૂર્ણ ખીલવી શકાય?

૩ નાજુક પ્રકૃતિના (કાગદી) યુવાનને શરૂઆતમાં વ્યાયામ ફળદાયી નીવડે?

૪ ચોમાસાની ઋતુ સિવાય સવારમાં નિયમિત ॥ કે ૧ માઇલ દોડવાની કસરતથી શરીરનો વિકાસ થઇ શકે?

૫ દોઢે માઇલ નિયમિત ચાલવાથી તંદુરસ્તી જળવાય?

૬ શરીર બેચેન હોય, સહેજ તાવ હોય, માથું દુખતું હોય તો રોજનો વ્યાયામ કરવો કે નહિ?

ઉપરના પ્રશ્નો પૂછનાર ભાઇ અમીરખાં ચૌહાણ-ગામ ઉમતા (ઉ.ગુ.)ના ઉત્સાહી યુવાન છે. ધંધે હોઈ વ્યાયામ અને ખાસ કરીને સુંદર શરીર કેળવવામાં ખૂબ રસ લે છે. એમની ઉમર ૨૦ વર્ષ, ઊંચાઇ ૫' ૨" અને વજન સો રતલ છે. એમના પત્રમાં કેટલીક વ્યક્તિગત બાબતો પૂછેલી છે, જે કુમારના વાચકોને પણ ઉપકારક થાય એવી હોવાથી આગળ ઉપર એની ચર્ચા કરવાનો છું. હાલ એમના પ્રશ્નોનો ખુલાસો કરીશ:

૧ હા.

૨ કુસ્તી, વેઇટલિફ્ટિંગ, જિમ્નૅસ્ટિક્સ, રોમન રિંગ્ઝ, વિવિધ પ્રકારનાં દંડબેઠક વગેરેમાંની કોઈપણ પદ્ધતિ.

૩ નાજુકતા એટલે કોઇપણ જાતનો રોગ ન હોય અને શરીર માત્ર નિર્બળ જ હોય તો ચાલવું, દોડવું, માટી ખોદવી, લાકડાં ફાડવાં વગેરે સામાન્ય પ્રકારનો વ્યાયામ ખૂબ અનુકૂળ થઇ પડશે. શરૂઆત ધીરેધીરે કરવી. જેમ શરીર દૃઢ થાય તેમ શ્રમમાં વધારો કરવો. સૂર્યનમસ્કાર કે દંડબેઠક પણ સારાં છે.

૪ ના; જેણે કોઈ દિવસ કોઇપણ જાતનો શારીરિક શ્રમ કર્યો નથી અને જે પાટલેથી ખાટલે અને ખાટલેથી પાટલે જેવું જીવન ગાળે છે તેને શરૂઆતમાં ફાયદો થાય. બાકી તો આવી જાતના વ્યાયામથી શરીરવિકાસ નથી સધાતો. સામાન્ય રીતે સ્નાયુવિકાસ અને 'દોડ'નો મેળ જ ખાતો નથી. કંઈપણ વિકાસ સધાય તો તે અત્યંત ઝડપથી દોડવાને લીધે. પણ આવી 'દોડ' બધાને માટે શક્ય નથી તેમજ ઇષ્ટ પણ નથી. થોડીથોડી ધીમી દોડ કે ચાલવાથી સ્વાસ્થ્ય સચવાશે; લાંબું ચાલવા–દોડવાથી દમ કસાશે; પણ સ્નાયુઓનું સ્વરૂપ તો દોરડી જેવું જ રહેવાનું.

૫ હા; પણ જરા ઝડપથી ચાલીએ તો વધારે ફાયદો થાય.

૬ ના; કારણ વ્યાયામમાં જેટલી આવશ્યકતા સાધનો અને વ્યાયામપદ્ધતિની છે, તેનાથી વધારે જરૂર તો ચિત્તની એકાગ્રતા અને શરીરના નીરોગીપણાની છે. ચિત્ત અને શરીર ઉભય અગર એકે પણ વિક્ષિપ્ત હોય તેવી સ્થિતિમાં કરેલો વ્યાયામ નિષ્ફળ જાય છે.

સાદા અને માયાળુ, શાન્ત અને સંસ્કારી, આતિથ્યભાવભર્યા

# વલંદાઓના દેશમાં

આ પત્ર હૉલૅન્ડના એક યુવકગૃહમાંથી લખી રહ્યો છું. પાસેની ઘટાઓમાંથી દેવદારની સુવાસ વાઈ રહી છે ને વાયરલેસમાંથી આધુનિક સંગીતના સ્વરો સંભળાય છે. સામે ટેબલ પર કાગળોના થોકડા પડ્યા છે. યુવકગૃહના ગૃહપતિ (Father) એક યુવકની મદદ લઈ અહીં રહેતા યુવાનોનાં નામો લખી રહ્યા છે અને પાસેના ઓરડામાંથી તેમજ બગીચામાંથી યુવકો અને યુવતીઓના હાસ્યની લહેરો ચાલી આવે છે.



આ પત્રના લેખક શ્રી હીરાલાલ ગોદીવાળા

ડચ લોકોના સાદા માયાળુ સ્વભાવનો અનુભવ તો મને વિલાયતનો કિનારો છોડતાં પહેલાં જ થયો હતો. ઑક્સફર્ડમાં મારા ડચ મિત્રોએ હૉલૅન્ડ વિષે માહિતી આપી હતી તેમજ હૉલૅન્ડના 'રાજકીય પ્રવાસી સંઘ' તરફથી આ દેશનાં જુદાંજુદાં જોવાલાયક સ્થળો વિષેના કાગળો અને ચિત્રોનો થોકડો પણ મને ઑક્સફર્ડમાં મળ્યો હતો. તે પછી લંડનના યૂથહાઉસ (યૂથ-હૉસ્ટેલ નહિ)માં કેટલાક ફ્લેમિશ (ફ્લૅન્ડર્સ—બેલ્જિયમ—ના) યુવકો મળ્યા. અમે પાંચ જણ એક ટેબલ આગળ બેઠા'તા—એક ડચ, એક જર્મન, એક ફ્રેંચ, મારો અંગ્રેજ મિત્ર સિરિલ અને હું. ઘણોખરો વખત મારા ફ્રાંસના પ્રવાસ દરમિયાનના સાથી સિરિલ સાથે વાતો કરવામાં જ ગયો. પણ પછી એક ફ્લેમિશ સાથે ઘણી રસ પડે એવી વાતો થઈ. એ 'ફ્લેમિશ યુદ્ધવિરોધક સંઘ'ના સેક્રેટરી હતા. એમણે એમના સંઘ તરફથી બહાર પડેલો નાનો સરખો 'ગાંધી અંક' મને આપ્યો. એમાં ડચ ભાષામાં ગાંધીજી ઉપર ઘણા લેખો હતા. 'દક્ષિણ આફ્રિકામાં ગાંધીજી' 'અહિંસા' વગેરે પર એ વિષયોના જાણકારોએ લેખો લખ્યા હોય એમ લાગ્યું. મુખપત્ર માટે 'East and west' નામનું ગાંધીજી અને એક અંગ્રેજ બાલિકાનું ચિત્ર શ્રી ઍન્ડ્રુઝના પુસ્તકમાંથી લીધું'તું. આ રીતે દૂરના દેશોમાં પણ અર્વાચીન હિંદનો ડંકો વાગી રહ્યો છે એ જાણી મને આનંદ થયો.

ત્યાં જ મને એક ઑસ્ટ્રિયન યુવાન પણ મળ્યો. એ કહે, 'મેં હિંદ જવા પ્રયત્ન કર્યો, પણ મારી પાસે પૂરતા પૈસા ન હોવાથી મને અમારી સરકારે જવા ન દીધો.' આ સાંભળી મને આશ્ચર્ય થયું. પણ વધુ આશ્ચર્ય તો મને એનો ઉત્સાહ તથા નિશ્ચય જોઈ થયું. 'ગમે તેમ થાય, હું જિંદગીમા એક વખત તો હિંદ જવાનો જ.'

આ યૂથહાઉસ લંડનના ઉત્તરના એક પરામાં આવ્યું છે. એમા અવારનવાર આવતા યુવાનો અને યુવતીઓનો તેમજ એની દેખરેખ રાખનાર યુવતીનો સાથ મને ઘણો પસંદ પડ્યો. અને દૂધ કે ચા તથા બિસ્કીટનો નાસ્તો બે પેન્સમાં તો મને વિલાયતમાં ત્યાં જ પહેલી વાર મળ્યો.

લંડન રાત્રે છોડ્યું ને બીજી સવારે હૉલૅન્ડ પહોંચ્યો.




અક્કમારના યુથહાઉસમાં

L.N.E.R. રેલવે વિષે એક બે સ્થળે વાંચ્યું'તુ કે 'જાણે મખમલના પાટા પર ગાડી ચાલતી હોય એમ લાગે છે અને ગાડી ક્યારે ઊપડી તે પણ સમજાતું નથી.' એમા કાંઇ સત્ય લાગ્યુ નહિ. પણ સ્ટીમર વિષે એ કહી શકાય. નાની સરખી એ ડચ સ્ટીમર પર બધી જાતની સગવડ હતી. ચાંદનીમા શાંત સમુદ્ર રમણીય લાગતો હતો. બહુ થાકેલો હોવાથી વહેલો સૂઇ ગયો અને રાત ક્યાં ગઇ એ પણ સમજાયું નહિ

બીજી સવારે તો હૉલૅન્ડનું મોટું બંદર રૉટરડામ જોયું. શહેરમાં, કે નદી કિનારે, નહેરોમાં કે ગોદીઓમાં બધે જ એ દુનિયાના મોટામા મોટા બારાના વેપારવણજનો ને સમૃદ્ધિનો ભાસ થતો હતો. આ શહેર માસ Maas નદીના મુખ પર આવેલું છે. અને નદીના બંને કિનારા પર વસેલું છે. શહેરમા ચારે દિશામાં અસંખ્ય નહેરો વહે છે જેમાં ગુણો અને ડબ્બાઓથી ભરેલાં સૈકાઓ જૂનાં વહાણો તેમજ મોટાં આધુનિક જહાજો દોડધામ કરી રહેલાં દેખાય છે. અહીં એક નવી વાત જોઇ. દરેક વહાણ પર એકએક નાનો કૂતરો મને દેખાયો. તે હમેશાં ભસતો જ સંભળાતો. કહે છે કે આ કૂતરાઓ ચાલાક હોય છે ને કેટલીકવાર કિનારા પર વહાણમાં ભરવાનો સામાન આવતો જોઇ દાદર ઊતરી નીચે જઈ ખલાસીઓને બોલાવી લાવે છે.

હૉલૅન્ડ આખું દરિયાની સપાટીથી નીચું છે અને આ શહેરમાં એટલી બધી નહેરો છે તેમજ દરેક નહેરમાં એટલાં બધાં વહાણો છે કે કોઈ કહે છે તેમ અહીં જહાજનાં ભૂંગળાં અને ઘરોની ચિમની બધું સેળભેળ થઈ જાય છે.

રૉટરડામનો નદીકિનારો જોતા મને સુરતનું બંદર યાદ આવ્યું અને એની ગત જાહોજલાલીનું ચિત્ર મારી દૃષ્ટિ સમક્ષ ખડું થયું. આ જ વલંદાઓના બાપદાદાઓ સૈકાઓ પહેલાં હિંદને એ સમૃદ્ધ કિનારે વેપાર ખેડવા આવ્યા'તા—આજે સ્થિતિ પલટાઇ છે. એમની સમૃદ્ધિ આજે એવી બની છે, જ્યારે આપણા સામુદ્રિક વેપારનું નામનિશાને ય નથી રહ્યું.

મોટે સાદે ગીતો ગાતા બાળકોએ મારી વિચારમાળામાં ભંગ પાડ્યો. હસતાં રમતાં બાળકોની એ ટુકડી વહાણમાં બેસી સહેલ કરવા જતી'તી. મેં એમની છબી પાડી અને પછી એમણે બધાએ મોટે અવાજે મને હિપ-હિપ-હુરરેથી વધાવ્યો. છબી લીધી ત્યારે એ કર્યું હત તો છબી કેટલી સુંદર આવત!

'ડેન હાગ' (Den Haag—The Hague) એ હૉલૅન્ડનું અગત્યનું નગર છે. ત્યાં સુંદર સ્થળોની ખોટ નથી. જીનીવાના વાતાવરણની યાદ આપતા આંતરરાષ્ટ્રીય વાતાવરણના ચિહ્નરૂપ એનો રમણીય પીસ પૅલેસ (Peace Palace) જોવા જેવો છે. સ્ટેશન આગળ જ બગીચામાં હરણોનાં ટોળાં ફરતાં દેખાય છે; અને 'પ્રવાસી સંઘ'ની ઑફિસ આગળના વૃક્ષોથી છવાએલા ચૅારામાં તથા માઉરિત્સ હૂસ (મ્યુઝીયમના ચિત્રમહેલ) પાછળના તળાવમાં કાંઇ અનેરી શાંતિનો ભાસ થાય છે. હૉલૅન્ડ વિષે પુસ્તક લખનાર એક બહેનને 'ડેન હાગ'માં શહેરની વચ્ચે આવેલો હૉલૅન્ડની રાણીનો નાનોસરખો શ્વેત પથ્થરનો મહેલ બહુ ગમ્યો છે અને થયું છે કે 'મને આમાં રહેવાનું મળે તો કેવું સારૂં!' —પણ તેથી ય વધુ મને તો આ Peace Palace સામેનું એક તદ્દન અર્વાચીન મકાન બહુ ગમ્યું. આ બાબતમાં હૉલૅન્ડ વિલાયત કરતાં ઘણો વધારે અર્વાચીન દેશ લાગ્યો. લંડનમાં મૉડર્નિસ્ટ (નૂતન આર્કિટેક્ચર—આધુનિક સ્થાપત્ય)નો નમૂનો જોવો હોય તો એનો કોઈ ખૂણો શોધવો પડે; પણ હૉલૅન્ડમાં તો ઠેકઠેકાણે સુંદર મૉડર્ન (આધુનિક) મકાનો દેખાય છે. એની રાજધાની ઍમ્સ્ટરડામમાં તો એ આધુનિક સ્થાપત્યથી ભરેલું એક આખું પરૂં છે. વૃક્ષો તથા ફૂલોથી શોભતા વિશાળ રસ્તાઓ ને મજબૂતી તેમજ નાજુકતા



લાઇડનના મ્યૂઝિયમમાંની ભગવાન
બુદ્ધની અનેક સુંદર મૂર્તિઓમાંની એક

તેમજ સહેતુકના અને સૌંદર્ય બંનેને સાચવતાં અસંખ્ય અર્વાચીન મકાનો એ પરામાં સ્થળેસ્થળે દેખાય છે. ઘણું-ખરૂં લાલ ઇંટોથી જ એ મકાનો બાંધેલાં છે અને ઉપર શણગાર પણ નહિ જેવા જ છે. ફક્ત બારીબારણાંઓ-થી ભીંતમાં જે શણગાર આવે એ જ. છતાં મે એની સીધી લીટીઓમાં અને એના ખૂણાઓમાં કાંઇ અનેરૂં સૌંદર્ય મને દેખાયું, અને એના સાદાં પણ સુંદર દેવળો, બૅંકનાં મકાનો, સીનેમા થીએટરો, યુનિવર્સિટિઓ અને રહેવાનાં ઘરો જોઇ મને થયું કે આપણે ત્યાંની દરેક મ્યુનિસિપાલિટિના સભ્યે અહીં આવી આ બધું જોવું જોઇએ. મુંબાઇના ખાર પરામાં આવો કાંઇક પ્રયત્ન થતો હોય એમ લાગે છે; પણ અહીં જેટલી અર્વા-ચીન કલાની કદર ત્યાં થાય છે કે નહિ તે કોણ જાણે.

અહીં તો આની કદર બધા જ કરતા લાગે છે. હૉલૅન્ડમાં ઘુડૉક Dudok નામનો બહુ પ્રખ્યાત શિલ્પી છે. એનાં મકાનો બધે જાણીતાં છે. અહીં આવતાં રસ્તામાં એક નાનું સુંદર ગામ આવે છે. હૉલૅન્ડના કેટલાક પૈસાદાર લોકો ઘણુંખરૂં ત્યાં વસે છે. ત્યાં ઘુડૉકે



અલ્કમારની ચીઝ માર્કેટ

બાંધેલાં ત્રણ નિશાળનાં મકાનો અને એક ટાઉન-હૉલ બહુ જાણીતાં છે. ટાઉન હૉલ તો મને ઘણો સુંદર લાગ્યો. એના બીજા જાણીતા મકાન, રૉટરડામના મોટા રસ્તા પર આવેલા Bijen korf—બાયેન કૉર્ફ (Bee-hive store) (બી-હાઇવ સ્ટોર)ની માફક આ પણ પીળી ચળકતી ઇંટોથી બાંધેલો છે. એટલો સ્વચ્છ ને નાજુક એ લાગે છે કે જાણે જોયા જ કરીએ. ઉપર ભાતમાં તો સોનેરી ને નીલરંગી ઇંટના પટા જ, અને ઊંચા ચોરસ મિનારા પર આવેલું નીલરંગી ઘડિયાળ.

પશ્ચિમના દેશોની આ આધુનિક (મૉડર્ન) કલામાં મને તો 'સત્યની શોધ'નો જ ભાસ થાય છે. એને ગમે એટલી વખોડો, પણ એમાં આધુનિક જીવનના આત્માને અર્વાચીન રૂપમાં દર્શાવવાનો પ્રયત્ન જ મને તો દેખાય છે. અને પાશ્ચાત્ય મૉડર્ન ચિત્રકલામાં આ-પણા અજન્તા, રજપૂત અને મોગલ ઢબનાં તેમજ આજની બંગાળી શાખાનાં ચિત્રોની કાંઇક ઝાંખી થાય છે. ઇટલીમાં(મિલાનમાં)આવી અર્વાચીન કલાનું પ્રદર્શન

જોઇને પછી લંડનમાં બંગાળી ચિત્રો જોયાં અને ત્યાં એ સામ્ય વિષે કેટલાક અંગ્રેજો સાથે વાત કરતાં એમનો અભિપ્રાય પણ એ જ લાગ્યો. ઍમ્સ્ટરડામમાં મ્યુનિસિપલ મ્યૂઝિયમમાં આધુનિક ડચ ચિત્રકળાનો—ખાસ કરી Van Gogh (વાનગફ)નાં ચિત્રોનો પરિચય કર્યા પછી પણ એ જ વિચારો આવ્યા.

હૉલૅંડનાં જૂનાં ચિત્રો એની જાણીતી ગૅલેરીઓમાં જોવાનાં મળે છે. રૉટરડામ અને હારલૅમનાં ચિત્રગૃહો તો જોવા ન મળ્યા, પણ જૂની ડચ કલાના ઘણાંખરાં ચિત્રો હાગ તેમજ ઍમ્સ્ટરડામનાં મ્યૂઝિયમોમાં જોયા. વિખ્યાત કલાસ્વામી રેમ્બ્રાં (Rembrandt) ના ઘણાંખરા ચિત્રો ઍમ્સ્ટરડામમા છે. ડચ ચિત્રકારો ઇટાલિયનોની પેઠે પુરાણ-પ્રસગોના શૉખીન નથી. એમનાં ચિત્રો ઘણુંખરૂં નિસર્ગજીવનના સાદા અનુભવોને બહુ જ આબેહૂબ ગૃહભાવપૂર્વક દર્શાવે છે. કોઇ ચિત્રમા બેત્રણ ગાય અને ઘેટા સાથે ઊભેલો ભરવાડ દેખાય, તો કોઈના હાથમા સીતાર લઇ ગાતો યુવાન નજરે પડે. પણ ઘણાં ચિત્રોમા ટેબલ આગળ ખાતાંપીતા ને ગમ્મત કરતા સ્ત્રીપુરષો અને બાળકો જ દેખાય. કોઇકોઇ ચિત્રમા તો ફક્ત મરઘા બતકાં જ ચીતર્યાં હોય છે.

હાગમા કેટલાક સુદર મકાનો દીઠા. પણ પ્રાચીન કળાના સારા નમૂના હૅરલામ અને અલ્કમારમા જોવા મળ્યા. હૅરલામની જાણીતી મીટ મારકેટ અને અલ્કમારની ચીઝ મારકેટ જૂની ઢબના લાલ અને સફેદ ઇટનાં પૅગોડાના આકારનાં સુંદર મકાનો છે. હૉલૅન્ડમાં ઠેકઠેકાણે આવા મકાનો જોવામા આવે છે.

હાગ જેવા મોટા શહેર પછી લાઇડનનું નાનકડું શહેર ગામડા જેવું લાગ્યું. પણ શહેર ઘણું જૂનું છે અને પંદરમી સદીની એની વિદ્યાપીઠ માટે જાણીતું છે. મેં ત્યાંના એક પ્રોફેસરને પત્ર લખ્યો હતો, પણ એ ત્યાં ન હોવાથી મળ્યા નહિ. છતાં દરેક પ્રવાસીની માફક ૩૫ સેન્ટ આપી ત્યાંના માણસ સાથે ફરીને તો યુનિવર્સિટીનાં મકાનો જોવા મળ્યાં. રજા હોવાથી વિદ્યાર્થીઓ ત્યાં નહોતા, એટલે આત્મા વિનાનુ ખાલી ખોખું જ જોવાનું રહ્યું. કેટલેક સ્થળે ભીંતો પર પરીક્ષા માટે બહાર થોભતા વિદ્યાર્થીઓએ દોરેલાં વિચિત્ર ચિત્રો દેખાયાં! એક ઓરડામાં જુદાજુદા પ્રોફેસરોની છબીઓ હતી, તેમાં બનારસમાં ગયા સૈકામાં સંસ્કૃતના પ્રોફેસર તરીકે કામ કરતા ડચ પ્રોફેસર કર્નની છબી પણ હતી. અહીં દર વર્ષે પરીક્ષા નથી હોતી; ફક્ત મૌખિક પરીક્ષા જ લેવાય છે. એ ઑક્સફર્ડ કરતાં સારી રીત જણાય. પણ મારી દષ્ટિ સમક્ષ આખો વખત ઑક્સફર્ડનું ચિત્ર ખડું હોવાથી આ યુનિવર્સિટીએ મારા મન પર બિલકુલ છાપ ન પાડી.

પણ લાઇડનનું જગપ્રસિદ્ધ મ્યૂઝિયમ મને ઘણું ગમ્યું. ચીન, જાપાન, જાવા અને હિંદથી આણેલા પ્રાચીન તેમજ અર્વાચીન કલાના ઘણા સુંદર નમૂનાઓ અહીં સંઘરાયા છે. જાવાથી આણેલી બુદ્ધની મૂર્તિઓ અને હિંદની શિવપાર્વતી તથા ગણેશની મૂર્તિઓ ઘણી સુંદર છે. એક ઓરડામાં જાપાનીઝ સ્ત્રીઓને કામ કરતી જોઇ આશ્ચર્ય થયું, પણ પાસે જતાં એ બધાં માટીનાં પૂતળાં જણાયાં! આ જ સંગ્રહસ્થાનમાં લખનીનાં રમકડાં અને સુરતનાં કમાડ પણ દીઠાં.

આ કલાની ભાષા તો ઘણે અંશે દેશ અને કાળની સીમાની પર કહી શકાય. પણ સાધારણ લોકોની ભાષા સમજવાને તો એ શીખવી જોઇએને? મને ડચ ભાષાનું જ્ઞાન બહુ થોડું હતું છતાં જેમતેમ ગબડાવ્યે રાખતા. ભાષાના અજ્ઞાનને લીધે અલ્કમારના યુવકગૃહમાં ઘણી મઝા થઇ. ખૂબ ગમ્મતી યુવાનો અને યુવતીઓની ટોળી ત્યાં ભેગી થઇ હતી એ લોકોમાંથી બેત્રણ જણ જ થોડુંઘણું અંગ્રેજી જાણતા. છતાં અમે કલાકોના કલાકો સુધી વાતો કરી, જેમાં ગાંધીજીની સત્યાગ્રહની ફિલસૂફીની સૂક્ષ્મ વાતો યે કરતાં!

એક પરિણીત યુગલ પણ ત્યાં હતું. પતિ રૉટરડામમાં કલાર્કનું કામ કરતા. સ્ત્રી જુવાન હતી. એ હસતી ખૂબ. બંને થોડુંથોડું અંગ્રેજી જાણતાં અને હું કહેતો તે બધું બીજાઓને સમજાવતાં. એમનો બાર વર્ષનો છોકરો પણ સાથે હતો. એ કોઇ સાથે બોલતો જ નહિ; પણ બધું કાન દઇને સાંભળતો. યુવાનોનું જીવન ગાળવા અને તેની મોજ માણવાનું શીખવવા આ લોકો એને સાથે લાવ્યાં હતાં. ત્રણે જણ સાઇકલ પર હતાં. હૉલૅન્ડમાં ત્રીસ લાખ સાઇકલો છે, અને બધા જ સાઇકલો વાપરે છે. યુવકગૃહોમાં તો જે આવે તે બધાં જ દૂરદૂરથી સાઇકલ પર આવનાં જ જણાતાં.

યુવકગૃહમાં યુવાનોના સાથમાં રાત ગાળવાની મજા

તો જેણે અનુભવી હોય એ જ જાણે. રાત્રે ખૂબ સરસ જમવાનું મળ્યું. 'મા' (Mother Warden) એ ફણસી ને બટાટા બીજી કાંઇકાંઈ ચીજો બનાવી હતી. બપોરે મોડો જમ્યો'તો છતાં ય સ્વાદિષ્ટ ભોજન અને ઘરનાં માણસોનો પ્રેમ અને આગ્રહ એટલે ખૂબ જમ્યો.

પછી સૌએ ડચ ગીતો ગાયાં. 'Our Nederland' ગવાયું. 'Tom Brown's Baby'ના અંગ્રેજી ગીતનું ડચ રૂપાંતર પણ ગવાયું. પછી મને ગાવાનું કહેવામાં આવ્યું. એ બધાં તો સુંદર સાદે સાથે ગાતાં. મારે એકલા ગાવાનું હતું. 'મેંદી તે વાવી'માં હિંદી (ગુજરાતી) લોકગીતનો મેં પરિચય આપ્યો. અરૅબિક 'સલામઅલેકુમ'નું 'ઊંટ હાંકનારાનું ગીત' પણ ગાયું. એમને તો એ બહુ જ ગમ્યાં. વળી એક ગીત ગાવાનો આગ્રહ થવાથી દ્વિજેન રૉયનું 'આમાર દેશ' ગાઇ સંભળાવ્યું.

બીજે દિવસે અમે એકબીજાની અશ્રુભીની વિદાય લીધી. પેલી 'બે બહેનો'નું ચિત્ર તો હજી મારી દૃષ્ટિ સમક્ષ ખડું છે. તિનિ અને ઇનાએ પહેલા માળની બારીમાંથી વાંકા વળીવળી વિદાય આપી. સત્તર વાર એમણે હાથ ફરકાવ્યા અને સત્તર વાર મેં પાછા ફરી જોયું. આખરે દૂર અંતરમાં એ દેખાતી બંધ થઇ અને હું ધીરે ડગલે આગળ વધ્યો.

એ બે બહેનો 'બહેનો' નહોતી, છતાં યે હાથમાં હાથ મેળવી હમેશાં સાથે જ ફરતી. રંગબેરંગી ફૂલની ભાતવાળાં કપડાં, ચુસ્ત નીલવર્ણું બદન અને પગમાં રંગીન ચંપલ; માથે લાલ ફૂલ, ગુલાબી રૂમાલ અને કમરે નાની કટારી. બંને કાબુલણો જેવી લાગતી અને હસતી ત્યારે ગાલ પર ગુલાબી શેરડા પડતા.

યુવકગૃહો તો એ પછી ઘણાં જોયાં અને ઘણાં જોઇશું, પણ અલ્કમારનું આ યુવકગૃહ મને હમેશાં યાદ રહેશે. એ પહેલાં યે યુવકગૃહો દીઠાં'તાં. પણ ત્યાં પહેલીવાર મેં યુવાની જોઇ. હાસ્ય અને ગીતથી ફાટફાટ થતી અને કાર્ય તથા સેવાની ધગશભરેલી એ યુવાની હતી. બેફિકર 'કૉમરેડપણા'નો ખરો આસ્વાદ પણ મેં ત્યાં જ મેળવ્યો.

ઍમ્સ્ટરડામનું યુવકગૃહ ઘણું મોટું હતું. એકી સાથે બસો ઉપર યુવાનોને રહેવાની ત્યાં સગવડ હતી. વ્યવસ્થા ઘણી સારી અને ગૃહપતિ પણ માયાળુ હતા. છતાં ત્યાં મને અલ્કમારની મજા ન દેખાઇ. અહીં વાતાવરણમાં મને વધારેપડતું નિયમન લાગ્યું અને વાતાવરણ સહેજ નિશાળીઉં જણાયું. પણ વ્યવસ્થા જોવી હોય તો આ ઍમ્સ્ટરડામ કે આર્નહાઇમનાં યુવકગૃહો તો જોવાં જ. સેંકડો યુવાનો અને યુવતીઓને રહેવાની તથા જમવાની વ્યવસ્થા છતાં બધું એટલું સુંદર રીતે આટોપવામાં આવે કે જરા યે ગરબડ ન થાય. ડચ યુવકગૃહોમાં નિયમન અંગ્રેજ યુવકગૃહો કરતાં પણ વધારે દેખાય છે. જોકે ડચ પ્રજામાં અંગ્રેજ પ્રજા જેટલું નિયમન નથી; છતાં યે ડચ પ્રજા મને ઘણી માયાળુ અને આતિથ્યભાવભરી લાગી. ડચ લોકો વધારે ગૃહભાવી પણ લાગ્યા.

અલ્કમારની જૂની ચીઝ માર્કેટમાં શુક્રવારે ભરાતું ચીઝનું બજાર આ યુવાનો સાથે જોયું. દસને ટકોરે માર્કેટના ઘડિયાળની આસપાસ ઘોડેસવારો ફરે અને એ જ વખતે બજાર શરૂ થાય. અને પછી અસંખ્ય —હજારો અને લાખો—ચીઝના ગોળાઓ લઈ સફેદ કપડાં અને રંગીન ટોપીમાં સજ્જ થએલા મજૂરો ચીઝ તોળાવા લઇ જાય; તડબૂચ જેમ ચીઝના ટુકડા કાઢી એની પરીક્ષા કરી એને વેપારીઓ ખરીદે કે વહાણ પર લઇ જઇ મજૂરો એ ગોળાઓને લાકડાની નળીમાંથી ગબડાવે. આ એક કલાકની ગુજરીમાં મને ડચ જીવનનો જે પરિચય થયો તે દિવસોના વાસ દરમ્યાન પણ ન થાત.

અહીં ચીઝ કેમ વેચાય છે તે પણ જોયું અને હીરાઓને એક પછી એક પાસા દઇ કેમ કાપે છે તે પણ જોયું. જે કારખાનામા કોહીનૂર બનાવવામાં આવ્યો હતો તે કારખાનું પણ અમે ઍમ્સ્ટરડામમાં જોયું.

વલંદાઓની પરોણાગતનો સ્વાદ ચાખી અનેક મીઠાં સ્મરણો લઇ આજે જર્મનીના પ્રવાસે ઊપડી જઇશ. હાઇનલાંડની પવિત્ર ભૂમિનો અને જર્મન પ્રજાની પરોણાગતનો સ્વાદ મેળવવા આતુર છું. એ દિ' પણ આવશે.

હીરાલાલ ગોદીવાળા

## લિબર્ટી લૉજ લાયબ્રેરી-વીલેપારલેનાં પુસ્તકો

હાલ ફરીથી નંબરવાર ગોઠવવામાં આવે છે;તેથી જે ભાઇઓ પાસે સદરહુ લાયબ્રેરીના પુસ્તકો હોય તેઓને વેળાસર તે પાછાં મોકલાવી આપવા વિનંતિ છે. દરેકને કાગળો લખવાનું બની શકે તેમ ન હોવાથી આ જાહેર અપીલ કરી છે.

## જલમાનુસ

. . . . અનુસંધાન પૃષ્ઠ ૮થી

'જલમાનુસ' શબ્દ ખસે નહિ. આ કયું પ્રાણી હશે, એનું આવું નામ પડવાનું શું કારણ હશે, એના વિચાર કરતો હું જતો હતો ત્યાં એક માછી મળ્યો. એને પૂછતાં કહ્યું 'અહીં જલમાનુસ રહે છે ખરાં; પણ ક્રોક વાર જોવા મળે. મોટાં પકડાય નહિ ને નાનાં પકડીને કરીએ શું? એ કોણ લે?' 'જલમાનુસ' એટલે શું, એના જવાબમાં એ બોલ્યો કે 'અમે શું જાણીએ? પણ કોઈકોઈ એને "પાણીનું બિલાડું" પણ કહે છે.' આ શબ્દો સાંભળ્યા કે મને યાદ આવ્યું કે, અહ્યા, આ તો સંસ્કૃતનું જલ-માર્જારઃ–Otter–उद्रः। ત્યારે મને ખબર પડી કે આવું પ્રાણી ગુજરાતમાં પણ થાય છે પ્રાકૃતિક દશામાં પહેલું અને છેલ્લું મેં Otter—जलमार्जारને એ વખતે જોયું. ત્યાર પછી સાબરમતીમાં ઘણો રખડ્યો છું, ઘણી યે તપાસ કરી છે, પણ એને જોવાનો ફરીથી અવસર મળ્યો નથી. કોઈ લોકો લાવી આપવાનું કહે છે, પણ ક્ષણિક આનંદની ખાતર એ ખુશમિજાજ પ્રાણીને વતનનો વિરહ પડાવવાનું મેં યોગ્ય ધાર્યું નથી. પાછળથી મારા એક શિકારી મિત્રના પરાક્રમ(!)થી એનું ખાલડું જોવા મળ્યું હતું.

उद्र—जलमार्जार—જલમાનુસ નામથી જાણીતા અને સાબરમતીમાં જોવામાં આવતા આ પ્રાણીનું અંગ્રેજી નામ Common Otter છે. વૈજ્ઞાનિકો એને Lutra Vulgaris કહે છે. એ હિંસ્ર વર્ગનો પશુ છે અને વેંઝુનો પિતરાઈ ગણાય. બેથી અઢી ફૂટના, બિલાડી જેવા આ પ્રાણીની પીઠનો રંગ ઘોડાના રંગ જેવો, પણ આછો લાલ કે બદામી. ગાલ, ગળું અને છાતી તથા પેટ પીળાં. શરીરે લાંબા ખરબચડા વાળ. એના છેડા સફેદ. પણ સુંવાળુ એવું કે પીઠે હાથ મૂકીએ તો સરી જાય. પૂંછડી જાડીઃ છેડે પાતળી. પગ ટૂંકા. પગનાં આંગળાં વચ્ચેથી જોડાએલાઃ તરવાનું સરળ થાય એથી. આંગળાંને છેડે ટૂંકા નહોર. જડબું ભારે. ગળું, ગરદન અને જડબું સરખાં જાડા. મોં પર મૂછો. ગુચિયા કાન.

પાણીમાં રહેઃ જમીન પર પણ ફરે. બચ્ચાં માટે કિનારે ભેખડમાં બોડ કરે. રાતનો રાજા. દહાડે ઘણે ભાગે બોડમાં લપાઈ રહે. એનો આહાર માછલાં. ખાય તેટલું ખાય, પણ બગાડ ભારે કરે. માછલું પકડ્યું, એકાદ મોં ભર્યું ન ભર્યું ત્યાં બીજું પકડે. આમ મારે જ જાય. ભારે રમતિયાળ. એનાં બચ્ચાં પાણીએ તો ઝટ પાળી શકાય. એને તરતાં જોઈને તો મન ધરાય જ નહિ એની રમણીય ગતિ. ભારે ચપળ. એના જેવી ચપળતા આખા હિંસ્ર વર્ગમાં બીજા કોઈ પ્રાણીની નથી. બોલે ત્યારે કુરકુરિયાના જેવું કે બીકના માર્યા સીસોટી મારે તેવું. બાળબચ્ચાં સાથે ખૂબ આનંદમાં રહેનારૂં. આખું કુટુંબ ભેગું થઈને શિકાર કરે. પાણીમાં માછલાંને ચારે બાજુથી ઘેરી લઈને પછી વારાફરતી મારે. એની આ ટેવને લીધે ઘણે સ્થળે માછીમારો શિકારી કુતરાની પેઠે એને પાળીને તેની મદદથી માછલાંને સપડાવે છે.

આ જલમાનુસ (Otter) હિન્દુસ્તાનમાં નદીનાળાં કે મોટાં જળાશયોમાં જોવામાં આવે છે. મહી, નર્મદા અને તાપીમાં પણ થતાં હશે; પણ શોધવા જતાં ભાગ્યે જ જડશે. જોગાનજોગ બળવાન હોય તો કોઈ ભાગ્યશાળીને દેખાય. અને આવું તો દરેક બાબતમાં બન્યે જ જાય છે. હાથમાં બંદુક ન હોય ત્યારે શિકાર ડગલેડગલે નજરે પડે. પતંગિયાં પકડવા ખાસ નીકળો તો એકે ય ન દેખાય. પંખીનાં ટોળેટોળાં રોજ નજરે પડે, પણ જો કૅમેરા કે દૂરબીન લઈને નીકળ્યા તો જેને જોવા ગયા હો તે તો ન જ મળે, પણ બીજાં ભળતાં જ દેખાય. પ્રકૃતિના ખોળે સ્વચ્છંદ વિહરતાં પશુપંખી વગેરેનાં સ્વરૂપ અને જીવનવ્યવહારના નિરીક્ષણની રીત જ આવી છે. અને આવી અનિશ્ચિતતાને લીધે જ એના આનંદની રમણીયતા નિત્યનવીન રહે છે. આવી અનિશ્ચિતતાથી જ પ્રાણીજીવનના અભ્યાસની વિવિધતા અને વિશાળતા સાથેસાથે પોષાય છે.

હિંદુસ્તાનમાં જલમાર્જારની ત્રણ જાતો થાય છે, પણ એમની પરસ્પર ભિન્નતા એટલી સૂક્ષ્મ અને અલ્પપ્રમાણ છે કે દૂરથી જોતાં બધી એક જેવી જ લાગે.

બેચર

---

ચિત્રગુરુ . . .

એ જ્યાં ન કેળવાતાં હોય ત્યાં પાયામાં કે મૂળમાં જ ભારે ખામી રહેલી છે; કોઈ મહાન પાપ, ભીષણ અનિષ્ટ ક્યાંક છુપાએલું છે એ નિશ્ચત જાણવું.

અનુસંધાન પૃષ્ઠ ૨૯થી

એટલા ખાતર જ ધર્મકારની જેમ કળાકારનું જીવન પણ નિર્મળ, સમજાવી અને શક્તિશાળી હોવું જોઈએ એ અત્યંત આવશ્યક છે.

# જમાલ સીદી



હું બજારે જતો હતો. એટલામાં છોકરાંઓનું મોટું ટોળું થએલું ને બધા દુકાનદારો દુકાનો બંધ કરીને બેઠેલા. જાણે હડતાલ પડી! મેં જાણ્યું કે મદારી ખેલ કરતો હશે એટલે હું તો દોડ્યો. જઇને જોઉં તો સીદી ભીખ માગતો હતો. એનું નામ જમાલ. લોકો એનાથી બહુ ડરે.

વાંકડીઆ ગૂંચળાવાળા વાળ ને લાલચૂમ જેવી આંખો; ચીબું નાક ને દેખાવે જેમ એ બીહામણો હતો, એમ બોલવે પ ડરામણો હતો. એ જમાલ સીદી હતો.

જમાલ મૂળ તો આફ્રિકાનો વતની, પણ એના વડવા આ દેશમાં ઊતરી આવેલા ને ભીખ માગવાનો ધંધો કરતા. જમાલ પણ એ ધંધો કરતો ને ગામેગામ ફરીને ભીખ ઉઘરાવતો. જમાલ ફકીર હતો.

જમાલ સવારમાં ભીખે ચડે ને દુકાને દુકાને જાય. હોઠ ધ્રુજાવી ધૂ ધૂ ધૂ કરે ને પોતાના હાથમાં કંઓ હોય તે વગાડે. તેનો ભાઇ ઘૂઘરો વગાડે ને એની સ્ત્રી ઢોલકી બજાવે. જમાલ ગવડાવે ને બીજાં સાથે હોય તે બધાં ગાય. કોઇકોઇવખત તો જમાલ હદે ચડે ત્યારે બોલવા માંડે:

બોલ માના કાકા પાંચ પૈસા,
બનિયા કાકા પાંચ પૈસા;
બોલ માના સીદી પાન પૈસા,
બોલ માના કાકા પાન પૈસા.

એવુંએવું બોલે ને વારાફરતી બીજા જોડીદાર ઘૂઘરો વગાડતા ગાય ને કૂદતા જાય. જમાલ તાનમાં આવી કંઓ જોરથી વગાડે એટલે ઢોલક ઉપર તેની વહુની થાપ પણ જોરદાર પડે. જમાલ હમચી ખૂંદે તે છોકરાંઓ તો જોતાં ધરાય જ નહિ. જમાલ રમતિયાળ હતો.

દુકાનદાર રકઝક કરે ને બે પૈસા ઓછા આપવા કહે, પણ જમાલ માને નહિ ને દુકાનદાર પાંચ પૈસા

## વાનર જોષી

વાનરભાઇએ બંડી પહેરી
પહેર્યું પીતાંબર,
ચકરી પાઘડી માથે મૂકી,
શોભીતી સુંદર.

માથે ટીપણું ખોશી
થયા પોતે જોષી.

જાતાં જાતાં રસ્તા વચ્ચે
મળ્યો મામો વાઘ,
મામો કહે ભૂખ્યો છું આજે
આવ્યો સારો લાગ.

વાનર કહે ઓ વાઘજી મામા
હું તો બુઢ્ઢો જોષી,
જોષ તમારા જોવા આવ્યો
માથે ટીપણું ખોશી.

વાઘ ડાહ્યો થઇને બેઠો
વાનર જુએ જોષ,
સાચું કહું છું મામા! તમને,
કરશો ના કંઇ રોષ.

ધન મકર ને મીન સારા
ઉંધા સિંહ ને મેષ,
ચાર દિ ના ખાશો નહિ તો
થાશે મૃત્યુકલેશ.

જોષીજીને પગે લાગી
દીધી ગોંધી ભેટ,
વાઘ પાધરો ઘેર ગયો
ને સૂતો ભૂખે પેટ.

વાનર બોલ્યો હસી
બંદા કેવા જોષી!

રમણલાલ સોની



# માધુકરી

ડોલે ડુંગર ને ડોલે દિગંતો થથરે ધરતીની કાયા,
પ્રાણ રેડીને પ્રેમમંદિરના પૂરીશું પજ્જરપાયા;
જીવનનો મહેરામણ ગાજે ઢળે ત્યાં મૃત્યુની છાયા,
માનવતાને પાર ઉતારવા કિસ્તી થશે આ કાયા.

ઉમાશંકર જોષી

## શ્રી જગન્નાથ અહિવાસી

મુંબાઇની જે. જે. સ્કૂલ ઑફ આર્ટ્સના બગીચામાં એક વ્યક્તિ ચાલી આવે છે. એના ચહેરા ઉપર નથી ડિમાક કે નથી અભિમાનની રેખા એ સૌમ્ય છે, શાંત છે, ગંભીર છે. એ ચાલે છે ત્યારે કલાકારની સંપૂર્ણ શાંતિ એની ગતિમાંથી નીતરે છે. બાંધી દડીના સુક્લકડી શરીર ઉપરની બદામી કફની, ખાદીનો સાફો અને ગળે વીંટાળેલો દુપટ્ટો સરળતાની સચોટ અને ન ભુંસાય એવી છાપ પાડે છે. વિદ્યાર્થીઓનો એ પ્રિય વયસ્ક છે, દોસ્ત છે; શિક્ષકનો અનભે ભાવ એની વાચાગાં મધુરતા પૂરે છે; હિંદી ચિત્રકળાનો એને છંદ લાગ્યો છે. શાળામાં દાખલ થતો નવો વિદ્યાર્થી તેને ચાહવાનું ન ભૂલે એવી અદીઠ રેખા વિધાતાએ એની હથેલીમાં પૂરી છે. બપોરની ટૂંકી રજા દરમિયાન પણ વિદ્યાર્થીઓનું ટોળું તેની પાછળ જામે છે. સ્કૂલ ઑફ આર્ટ્સના શિક્ષકસમુદાયમાંથી ભાઇ અહિવાસીને અજાણ્યાને પણ ઓળખાવવા હોય તો આટલી પિછાન પૂરતી છે.

થોડા જ વિદ્યાર્થીઓ જાણતા હશે કે તેમનાં વ્યક્તિત્વ અને પ્રતિભા એ સુદામાપુરીની ગુજરાતને—ભારતવર્ષને અણમૂલી ભેટ છે. આજે એ સાડત્રીસેક વર્ષનો આધેડ જુવાન સ્કૂલ ઑફ આર્ટ્સના સૌથી છેલ્લા વર્ષના વર્ગમાં હિંદી ચિત્રકલાની દીક્ષા અનેક ઊગતા ચિત્રકારોને આપી રહ્યો છે. શાળાના વિશાળ મહાલયનો અને ટેબલ ખુરશીનો એને મોહ નથી; એટલે જ બગીચામાં ઝાડોના ઝુંડ વચ્ચે ઊભેલા લાકડાના બાંધેલા બે ખંડોમાં એમનો શિક્ષણવર્ગ ચલાવે છે. એમના વર્ગમાં પ્રવેશો અને હિંદી ઢબે નીચે ગોઠવાએલી સાદી બેઠકો પર બેસી વિદ્યાર્થીઓને શાંત ચિત્તે કાર્ય કરતા જોશો. તેમને તેમની ઢબે કાર્ય કરવાનું બહુ ગમે છે, એટલે સરકારી શાળામાં પણ પ્રિન્સિપાલ તેમ કરવા તેમને સઘળી સગવડો અને સ્વતંત્રતા આપે છે.

મૂળ મજવાસી છતાં તેમનો જન્મ પોરબંદરમાં. તેમના પિતા મુરલીધર અહિવાસી એક અચ્છા કીર્તનકાર હતા. અને લક્ષ્મીનાથના કીર્તનકારો તો દરિદ્રી જ હોય છે ના ? એ જ પ્રમાણે તેમની આર્થિક સ્થિતિ નબળી. માતા બચપણમાં છોડી સ્વર્ગવાસી થયાં. એકલા પિતાએ જ એમને ઊછેર્યા. કૃષ્ણભક્તિનાં કીર્તનોએ અહિવાસીમાં હિંદી કળાના ઊંડા સંસ્કાર પૂર્યા. ઉંમરલાયક થયા એટલે પિતાએ તેમને નિશાળે મૂક્યા. ગુજરાતી ત્રણ ધોરણ પૂરાં કર્યાં અને અહિવાસીના અભ્યાસનું ઇતિશ્રી થયું. ચિત્રકળાનો શોખ તાજો જ હતો. સાત વર્ષ સુધી ભાવસિંહજી હાઈસ્કૂલના ચિત્રકાર-શિક્ષક શ્રી માલદેવભાઈ રાણાના હાથ નીચે એમણે ચિત્રકળાની તાલીમ લીધી અને ધીમેધીમે શ્રી માલદેવભાઇના શિક્ષણે તેમને સ્કૂલ



તેમને ગુજરાત છોડી બંગાળમાં આવવા નિમંત્રે છે, પણ પ્રિન્સિપાલ અને શાળા તેમને ક્યાં છોડે એમ છે?

અને છતાં આજે યે ગુજરાત એના એ કલાકારને ઓળખતું નથી. એ એના કતુને અને રાવળને જેટલું સન્માને છે ને ઓળખે છે તેટલું આ આપસિદ્ધિનો બંધગો ઓઢી ફરતા કલાનવેશને નથી ઓળખતું. ભાઈશ્રી રવિશંકર રાવળ 'કુમાર'ના શતાંકમાં પ્રથમ વખત જ તેમના મિત્ર 'મન્મથ' નીચે નીચેની નોંધ મૂકે છે: 'મુંબાઇની સરકારી ચિત્રશાળામાં હિંદી કલાનો શુદ્ધ સ્વરૂપે આદર કરનાર ભાઇ અડિવાસી પહેલા જ છે. મજના રહીશ છતાં સૌરાષ્ટ્રમાં એ ઊછરેલા છે. મજની ભક્તિ અને સૌરાષ્ટ્રની સારાઇ તેમના જીવનમાં અને કલામાં તેઓ ઉતારી રહ્યા છે. સુકોમળ રેખા અને સુરમ્ય રંગોની તેમની ઉપાસના સફળ નીવડી છે … ગુજરાતના અભિનવ ચિત્રકારોમાં તેમનું સ્થાન આગળપડતું છે.'

ભાઇ અડિવાસીના જીવનનો એ નીચોડ છે. આપણો એ ધરદીવડો છે: ગુજરાતનો જ્યોતિ છે: હિંદી ચિત્રકળાનો એ આશાસ્પદ કલાકાર છે. એમને ચંદ્રકનો કે પ્રસિદ્ધિનો મોહ નથી. મોહ છે તેમને સર્જનાત્મક ક્રિયાવૃત્તિને વિકસાવવાનો —પોતાની અને વિદ્યાર્થીઓની. શિષ્યો પાસેથી યે એ ઘણું શીખે છે એવો નમ્ર એકરાર કરતાં એમના મુખ પર નિઃસંકોચ આનંદ જન્મે છે.

એમના જીવનનાં નિર્વ્યાજતા, નિષ્કામ કલા–ઉપાસના અને સ્વાવલંબનના પાઠ, આજના કઠિન અભ્યાસયુગમાં કોઇ પણ વસ્તુની પાછળ પડેલા, સાધન સહાય અને સાથ વગરના વિદ્યાર્થીઓને ખાસ અગત્યના છે—અનુકરણીય છે.

('હનુમાન જર્નલ'માંથી) —રતિલાલ છાયા

## શ્રી છોટાલાલ માંકડ

શ્રી છોટાલાલ લક્ષ્મીશંકર માંકડ પોરબંદર તેમજ કાઠિયાવાડની જાહેર જનતામાં જાણીતા છે. ત્રણ વર્ષ પર સ્કિપિંગના ક્રિડામયદાને સાત હજાર સ્કિપ્સ કરીને એમણે ગુજરાતનું પ્રતિનિધિત્વ દુનિયાના એ ક્રિડામયદાનને મોખરે મૂક્યું છે. સ્કિપિંગના ખેલાડીઓમાં એમનું નામ મોખરે બિરાજે છે. ગુજરાતમાં અસ્તિત્વ ધરાવતા વ્યાયામ-સંઘોમાંના એકના તેઓ સ્થાપક અને નિયામક છે ને પૂર્વ-પશ્ચિમના વ્યાયામની ભાવના અને પદ્ધતિને ઓતપ્રોત વણવાના ઉત્સુક છે. આ આદર્શને બર લાવવા વ્યાયામનો વિશેષ અભ્યાસ કરવા તેઓ ઇ.સ. ૧૯૩૨માં શિકાગો જવા રવાના થએલા, પરંતુ સંજોગોને લીધે ત્યાં ન જઈ શકતાં ઇંગ્લંડમાં કુદરતી ઉપચારપદ્ધતિ (Naturopathy) અને સ્વીડીશ મસાજનો અભ્યાસ કરી સ્વદેશ ફર્યા. ફરીવાર જૂનમાં વ્યાયામનો અભ્યાસ કરવા તે યુરોપ ગયા, પરંતુ સંજોગ વર્તી તેઓએ શિક્ષણશાસ્ત્રનો અભ્યાસ કરવા લંડન વિદ્યાપીઠમાં પ્રવેશ કર્યો. લંડનમાં સવા વર્ષ રહીને એ જ વિદ્યાપીઠના પોસ્ટ-ગ્રેજ્યુએટ ટીચર્સ ડીપ્લોમાનો તેમજ ડબ્લિન વિદ્યાપીઠના હાયર ડીપ્લોમા ઈન એડયુકેશનનો અભ્યાસ કરી તે પરીક્ષા ઉત્તીર્ણ કર્યા બાદ ફ્રાંસ, જર્મની, ઑસ્ટ્રીઆ, ઝેકોસ્લોવેકીઆ અને ઇટાલીમાં મુસાફરી કરી ગયા ઑગસ્ટ માસમાં તે હિંદ આવ્યા, અને પોરબંદર સંસ્થાનના વિદ્યાધિકારી અને મુખ્ય અધ્યાપકપદનું ખાલી પડેલું સ્થાન તા. ૧ સપ્ટેમ્બર ૧૯૩૪–કૃષ્ણજન્મ જયંતીના દિને સ્વીકાર્યું. ત્યાં પૂર્વ-પશ્ચિમ સંસ્કૃતિના સમન્વય સાધતા સુદામાપુરીના શિક્ષણનું સંચાલન કરી તેઓ પ્રજાના નવસંસ્કાર ઘડવાના પ્રયાસ કરી રહેલા છે. (હનુમાન જર્નલ)

## પ્રવાસના શોખીનો માટે

હમણાં મને એક સુંદર સ્થળ જોવાનું મળ્યું તેની ઉત્સાહી પ્રવાસી યુવાનો માટે ખબર કરવાનું મન થાય છે.

અમદાવાદ જિલ્લાના મોડાસા તાલુકામાં ઈડર રાજ્ય અને બ્રિટિશ સરહદના સંધાન ઉપર, ધનસુરા–કપડવણજના ૨૯ માઇલના મોટર રસ્તા ઉપર ધનસુરાથી ૬ માઈલ દૂર વાત્રક નદીનો પૂલ આવે છે. આ સ્થળે ટૉલનું નાકું છે, અને ત્યાંથી દસ જ મિનિટના રસ્તા ઉપર વાંટડા–બાયડ નામનું બારૈયા લોકોનું એક ૪૯ ઘરનું નાનું સરખું ગામડું છે. આ ગામે મોડાસાના વૃદ્ધ મહાસભાવાદી શ્રી મથુરદાસ લાલજી ભાઈ સ્થાપિત મોડાસા સેવા સંઘની એક શાળા છે, અને પાસે જ નદીકિનારે એક મહાદેવના મંદિર આગળ ધર્મશાળા બંધાવવામાં આવી છે. આ સ્થળે વાત્રક નદી ખડકોમાં થઇને સાંકડા પટમાં વહે છે. પાણી અવારનવાર છીછરું તથા ઊંડું હોય છે, સુંદર અવાજ કરે છે અને ગીચ ઝાડીને લઇને જંગલમાં નિર્જન સ્થાનમાં નદી કેમ વહેતી હશે તેનો સચોટ ખ્યાલ આપે છે. આ જ સ્થળે એક જૂના વખતનો કુંડ જણાય છે, તેમાંથી ઝરાનું મીઠું પાણી વહીને નદીમાં પડે છે આ ઝરો બારે માસ વહે છે એમ મનાય છે મીઠું પાણી નદીમાં સતત પડ્યા કરે છે, તે અને સુંદર વનની શોભા બહુ આનંદ આપે છે. ઉત્સાહી પ્રવાસશોખી યુવાનો એકાદ બે દિવસ માટે ધર્મશાળામાં રાતવાસો કરીને બહુ આનંદ કરી શકે એવું મઝાનું આ સ્થળ છે. કપડવણજથી ધનસુરાના મોટર રસ્તે આ સ્થળ ત્રેવીસ માઇલ ઉપર છે અને અમદાવાદ પ્રાંતીજ રેલવેના તલોદ રેલવે સ્ટેશનથી મોડાસાના મોટર રસ્તા ઉપર ઓગણીસ માઇલ ઉપર ધનસુરા ગામ છે ત્યાંથી મોટર રસ્તે છ માઇલ છે.

—પરીક્ષિતલાલ મજમુદાર

## કુલવો

વરસાદનું પાણી જે જગ્યાએ ભરાઈ રહેતું હોય તેવી જગ્યાઓમાં અને સુકાતાં તળાવોમાં કુલવાના છોડ ઊગે છે. એના છોડ એક ફૂટ જેટલા ઊંચા થાય છે અને તેને ઘણી શાખાઓ પણ ફૂટે છે.

તેનાં પાંદડાં ઉપરથી પહોળાં તથા નીચેથી સાંકડાં હોય

છે. પાન આંતરે આવેલાં હોય છે તથા દોઢ બે ઈંચ લાંબાં થાય છે. શાખાઓને છેડે ને પત્રકોણમાંથી આછાં પીળાશ પર પડતાં ધોળા નાનાં ફૂલની ઝુમખીઓ નીકળેલી હોય છે.

આખા છોડ પર ધોળા રંગની સુંવાળી લાંબી રૂંવાટી જેવું હોય છે, આથી દૂરથી જોતાં છોડ ધોળો જ દેખાય છે. હાથ લગાડતાં તે સુંવાળાં તથા નરમ લાગે છે.

એનાં પાદડાં બારીક વાટી દૂઝતા હરસ ઉપર ચોપડવાથી ફાયદો થાય છે. શરીરે બળતરા થતી હોય તો ઠંડક માટે એનાં પાન બાંધવામાં આવે છે.

આ છોડ ઘણા નાના હોવાથી તથા મથાળે ફૂલનો મોટો ઝૂમખો લાગતો હોવાથી એને ફુલવો કહેવામાં આવે છે. ફુલવાના છોડ ઘણા જ ઓછાએ જોયા હોય છે ને ઘણાએ તો નામ પણ આજે જ સાંભળ્યું હશે!

(સંકલિત) —રતિલાલ વિઠ્ઠલદાસ દલાલ

## નિષ્ફળ સાહિત્યકાર નેપોલિયન

૧૭થી૨૪ વર્ષની પોતાની ઉંમરમાં નેપોલિયને સાહિત્યકાર બનવાનો તેમજ સાહિત્યકાર તરીકેની ખ્યાતિ મેળવવાનો યત્ન કર્યો હતો. બાળપણથી તે કીર્તિનો તો ખૂબ ભૂખ્યો હતો, પછી ભલે કીર્તિ ગમે તે પ્રકારે તેને મળે. સૈનિકોની શાળામાં તેના સહાધ્યાયીઓ તેની મશ્કરી કરતા અને તેને વિચિત્ર ઉપનામો આપતા હતા. આથી એકાંતમાં બેસીને તેણે પ્રખ્યાત ફ્રેંચ લેખક મો રૂસોનું 'ધી સોશ્યલ કોન્ટ્રેક્ટ' અને એબ્બે રેનોલનું રૂસોના સિદ્ધાંતો વિષે વધુ સમજુતિ આપતા પુસ્તકનું અધ્યયન શરૂ કર્યું. તેને વિચાર આવ્યો કે 'રૂસોના સિદ્ધાંતો મારા દેશમાં કેમ ન લગાડું'. અને તેથી તેણે કોર્સિકાનો ઇતિહાસ લખ્યો અને એબ્બે રેનોલ ઉપર તે પુસ્તક મોકલ્યું. એબ્બેએ માત્ર ટૂંકો ઉત્તર આપ્યો 'ખૂબ વિચારીને બીજો ઇતિહાસ લખો' હસ્તલિખિત લેખો શોધીને અઢી વર્ષે નેપોલિયને તે પૂરો કર્યો. તેણે બેએક વાર્તાઓ પણ લખી. પણ આ બધામાંથી એકે સફળ કૃતિ તરીકે લેખાઈ નહિ.

આ નવીન ગ્રંથકારને ઘણી મુશ્કેલી નડતી રહી, પણ તેનાથી તે કંટાળતો નહિ. તેણે 'પ્રેમ' અને 'આનંદ' ઉપર નિબંધો પણ લખ્યા. લાયોન્સના વિદ્વાનોની પરિષદે 'આનંદ'ના નિબંધ માટે ૧૫૦૦ લી (ફ્રેન્ચ સિક્કા)નું પારિતોષિક કાઢેલું. નેપોલિયને પોતાનો નિબંધ કમિટી પર મોકલ્યો. તે નાપસંદ કરવામાં આવ્યો એટલું જ નહિ પણ એક પરીક્ષકે તો તેના પર એવી ટીકા કરી કે 'આ નિબંધ અવ્યવસ્થિત, અસંબદ્ધ અને એટલી ખરાબ શૈલીમાં લખાયો છે કે તેના પર ધ્યાન આપવું પણ વ્યાજબી નથી; આ પછી નેપોલિયને પોતાના ભાઇને લખેલું કે 'મેં ગ્રંથકાર બનવાની આશા છોડી દીધી છે.' જો આ સમાલોચકે એનો ઉત્સાહ તોડી નાખે તેવી સમાલોચના ના કરી હોત તો નેપોલિયન કદાચ વિશ્વવિજેતાને બદલે સાહિત્યકાર થાત એવી ગણના કરવામાં આવે છે. (ગુજરાત સમાચાર)

## શીહોરનાં ત્રાંબા પિત્તળનાં વાસણો

ત્રાંબા પિત્તળનાં વાસણો બનાવવા માટે કાઠિયાવાડનું શીહોર ગામ ખૂબ પ્રખ્યાતિ પામેલું છે. આ ઉદ્યોગ અહીં વર્ષોથી ચાલે છે. અત્યારના કંસારાઓ કહે છે કે અમારી પાસે જ દોઢસો વરસના નામાના ચોપડા પડ્યા છે અને સાત પેઢીનો આ અમારો ઉદ્યોગ છે. આજે આ ધંધાની પાછળ બે હજાર માણસો નભી રહ્યાં છે.

શીહોરના આ ઉદ્યોગની પાછળ જો સૌથી વધુ ધ્યાન ખેંચનારી કોઇ વસ્તુ હોય તે એ કે એ મોટામાં મોટો સ્થાનિક ગૃહઉદ્યોગ છે.તેમાં ૫૦૦ કારીગરો સવારથી સાંજ સુધી પોતાના નાનાં નાનાં કારખાનાંમાં જાતમહેનતથી આજ વરસોથી આ ઉદ્યોગને ટકાવી રહ્યા છે.

ભાવનગર રાજ્યમાં આવેલું આ શીહોર ગામ અસલ ભાવનગર રાજ્યની રાજધાનીનું શહેર હતું. અહીં લગભગ બસો વર્ષ પહેલાં મારૂ કંસારા ગુજરાતમાથી આવી વસ્યા ત્યારથી આ ધંધાની શરૂઆત થઈ એમ કહેવાય છે. પાછળથી તેમાં બીજી કોમો પણ ભળી ગઇ છે. ત્રાંબા પિત્તળ અને તમાકુ વગેરે જેવા નાના મોટા ગૃહઉદ્યોગ ઉપર જ આ શહેર આજે પણ આબાદી ભોગવી રહ્યું છે.

શરૂઆતથી માંડીને લગભગ સવત ૧૯૩૪ સુધી અહીંના કંસારાઓ જસત તથા ત્રાંબાનું અમુક પ્રમાણમાં મિશ્રણ કરીને પિત્તળ ઉત્પન્ન કરતા, અને એ પિત્તળના ઢાળાનાં ચકરડાં બનાવી તેને હાથધડતરથી ટીપીટીપીને જુદી જુદી જાતનાં વાસણો તૈયાર કરતા. આજે પણ એ જ રીતે વાસણો તૈયાર કરવામાં આવે છે; પણ સંવત ૧૯૩૪માં રેલવેની શરૂઆત થયા પછી પિત્તળનાં તૈયાર પતરા મુંબાઇ દ્વારા પરદેશથી આવવા લાગ્યાં ત્યારથી આજ લગી પરદેશી પતરાંનો અહીંના કંસારા ઉપયોગ કરતા આવ્યા છે. આ સાથે રેલવે તથા સ્ટીમરનાં સાધનો વધવાથી તૈયાર માલની માગણી પણ વધી ને એકંદરે વેપાર વધીને કારીગરને વધુ કામ મળવા લાગ્યું

સંવત ૧૯૫૬ના દુષ્કાળને લીધે આ ગૃહઉદ્યોગને મોટામાં મોટું નુકસાન થયું. કારીગરોને પોતાનાં વાસણો, ઓજારો વગેરે વેચીને પોતાનું પોષણ કરવું પડ્યું અને કેટલાક કારીગરો તો પરદેશ ચાલ્યા ગયા.

મહાયુદ્ધની શરૂઆતમાં પરદેશ જતા રહેલા કંસારા કારીગરો નાણાં તથા ખપતની અનુકૂળતા જણાતાં શીહોરમા પાછા આવ્યા. આ વખતે ભાવનગર બંદર પણ ખીલવા લાગ્યું તેથી પરદેશથી કાચો માલ સીધો આવવા લાગ્યો. કેટલાક પાસે નાણાં વધવાથી શીહોરમાં થોડીથોડી મશિનરી પણ દાખલ થઇ. છતાં એમ કહી શકાય કે આજે લગભગ બધો માલ હાથ વડે જ ઉત્પન્ન કરવામાં આવે છે.

આ ઉદ્યોગમાં મુખ્યત્વે ત્રણચાર કોમનાં માણસો રોકાએલાં છે, મારૂ, ગુજરાતી કંસારા, સથવારા ને ખત્રીઓ મુખ્ય

છે. આવા લગભગ ૨૫૦ કારીગરો હશે. ઉપરાંત ૧૫૦ જેટલા મજૂરો આ ઉદ્યોગમાં છે. મજૂરોમાં સામાન્ય રીતે ઘાંચી અને કોળી વગેરે હોય છે. આવી રીતે આ ધંધામાં ૪૦૦ કારીગરો અને મજૂરો કામ કરી રહ્યા છે. એ ઉપરાંત આની સાથેસાથે બીજો કાંસું તથા કાંસાનાં વાસણો બનાવવાનો ગૃહઉદ્યોગ પણ છે જેમાં આશરે ૧૦૦ જેટલા કારીગરો અને મજૂરો હશે. આ રીતે લગભગ ૫૦૦ જણ આ ઉદ્યોગમાં પડેલા છે અને એમની કુટુંબ સહિત ગણતરી કરીએ તો લગભગ ૨૦૦૦ માણસની વસ્તી આ ગૃહઉદ્યોગ ઉપર નભી રહી છે.

આ ઉદ્યોગમાં સ્ટીમ પાવર કે વીજળીક બળથી ચાલતા કોઇપણ મશીનનો ઉપયોગ કરવામાં આવતો નથી; ફક્ત હાથથી ચલાવી શકાય તેવી ડાઇ અને પ્રેસિંગ મશીનનો કોઇ કોઇ ઠેકાણે ઉપયોગ કરવામાં આવે છે. અપવાદ તરીકે એક જ ફેક્ટરી એવી કહી શકાય કે જે સ્ટીમ પાવરનો મોટા પાયા ઉપર ઉપયોગ કરે છે. બીજી બે ફેક્ટરીમાં તો ડાઇ અને પ્રેસિંગ મશીનનો વધારે ઉપયોગ કરવામાં આવે છે. આ ફેક્ટરીઓ પણ પોતાનો ઘણો માલ કારીગરોને ત્યાં ઉત્પન્ન કરાવી લે છે. આ ફેક્ટરીઓમાં ૭૫-૮૦ થી વધુ કારીગરો રોકાએલા નહિ હોય. બાકીના બીજા ૪૦૦ કારીગરો ત્રાંબા પિત્તળના વાસણો હાથથી ઘડીને બનાવે છે.

આજે તો સ્થાનિક વેપારીઓ પાસેથી પરદેશી પતરાં લઈ આ કારીગરો પોતાના કારખાનામાં જાતે અથવા એક કે વધારે કારીગરો રોકી અને પરચુરણ કામ માટે મજૂરો રાખી જુદી જુદી જાતનાં વાસણો બનાવે છે. સામાન્ય રીતે દરેક કારીગર જાતજાતનાં વાસણોના ઘાટ ઘડી શકે. પણ ઘણાખરા કારીગરો ખાસ ઘાટ માટે વખણાએલા હોઇ અમુક જ માલ તૈયાર કરે છે, અને દરેક ઘાટમાં મજૂરી પણ જુદીજુદી હોય છે. દાખલા તરીકે કળશા કે લોટા બનાવવામાં આશરે ૪૫-૫૦ કારીગરો રોકાએલા છે અને કારીગરોને દરરોજની ચોકખી મજૂરી લગભગ ૧૨ આના મળે છે અને જે મજૂરો પગારદાર તરીકે કામ કરતા હોય છે તેમને લગભગ ૧૫ થી ૨૦ રૂ માસિક પગાર મળે છે. આ જ પ્રમાણે બીજા કારીગરો કથરોટ, તપેલાં બોઘરણાં વગેરે જુદીજુદી જાતનાં વાસણો બનાવવામાં રોકાએલા છે. આ કારીગરોને સરેરાસ ૧॥ થી ૨ રૂ. નો રોજ મળી રહે છે. આ કામમાં પણ જો મજૂરો રોકવામાં આવ્યાં હોય તો તેમને માસિક રૂ. ૧૫ થી ૨૦ ) સુધીનો પગાર મળે છે. ત્રીજી જાતનો માલ જેવો કે ઘુમચા, ભુઆરા, કપરકાબી ડબા, ત્રાંબાપિત્તળના બેડાં વગેરે ફેક્ટરીમાં થાય છે. એટલે કંસારા કારીગરો આ માલ હાથથી ઉપન્ન નથી કરતા, કારણકે ફેક્ટરીવાળા ઓછી મજૂરીએ માલ તૈયાર કરી શકે છે.

ત્રાંબા પિત્તળ પેઠે અહીં કાંસાનાં પણ વાસણો બનાવવામાં આવે છે. આ ઉદ્યોગમાં વિશિષ્ટતા એ છે કે કાસું પરદેશથી મંગાવવામાં આવતું નથી, પણ અહીં જ જસત તથા કલઇનું મિશ્રણ કરી બનાવવામાં આવે છે. આ કામમાં ત્રણ ચાર કારીગરો રોકાએલા છે. આ ઉદ્યોગમાં બેએક જણાએ તો ૮-૧૦ હજારની મૂડી રોકી છે. આવી રીતે કાંસું તૈયાર કરવામાં કુલ મૂડી ૨૫ થી ૩૦ હજારની રોકાઇ હશે કાંસાનાં વાસણો બનાવવામાં આશરે ૧૦૦ જેટલા કારીગરો તથા મજૂરો રોકાએલા છે. કારીગરોને ૨ થી ૨॥ રૂ. સુધીનો રોજ મળે છે, જ્યારે મજૂરોને માસિક રૂ. ૨૨ થી ૨૫ સુધીનો પગાર પડી રહે છે. અહીંનો કારીગર તથા મજૂર એક જ જગ્યાએ સાથે બેસી કામ કરે છે ને બંને સરખી જ મહેનત મજૂરી કરે છે મજૂરીમાં ફેર હોય તો તે માત્ર કારીગરી પૂરતો જ. સામાન્ય રીતે કામદારો અને મજૂરો ૧૦ થી ૧૧ કલાક કામ કરે છે. મહિનામાં અગીઆરસ તથા અમાસે અરધો દિવસ કામ બંધ રાખે છે. ઉપરાંત ધાર્મિક તહેવારના પ્રસંગોએ આખા દિવસની રજા પાળવામાં આવે છે. ત્રાંબાપિત્તળનાં વાસણો બનાવવામાં ત્રણચાર જુદીજુદી કોમના માણસો રોકાયા છે પણ તેમાંના કોઇ પણ કારીગરનું મરણ થાય તે દિવસે બધાજ કંસારા પોતાનું કામ બંધ રાખી શોક દિન પાળે છે.

અહીં બનતો તૈયાર માલ ગુજરાત, કાઠિયાવાડ, મુંબાઇ, પૂના, ખાનદેશ વગેરે સ્થળોએ જાય છે. આ નિકાસ માટેની કીમત લગભગ રૂ. ૧૫ લાખ જેટલી થાય છે, જ્યારે આયાત માલ પતરાંની કીમત જગાત સાથે ૮ લાખની હશે પણ હવે પરદેશી માલની હરીફાઇ તથા મશીન સામે ટકવું મુશ્કેલ બનતું જાય છે. આજે પરદેશથી આવતા જર્મન સિલ્વર તથા ઍલ્યુમીનિયમનાં વાસણોનો વપરાશ વધતો જાય છે. વળી ત્રાંબાપિત્તળનો કેટલોક માલ મશીનથી પણ બનવા લાગ્યો છે તેથી અહીંના કારીગરો તથા મજૂરોને ઓછામાં ઓછી મજૂરી તથા વધારે કલાક કામ કરીને ટકી રહેવું પડે છે. જ્યાં કળશાની મજૂરીના પહેલાં દોઢ રૂપિયો મળતો ત્યાં આજે તેમને ૧૨ આનાની મજૂરી મળે છે અને વધુ કલાક કામ આપવું પડે છે.

ત્રાંબાપિત્તળના આ ગૃહઉદ્યોગને વધુ ખીલવવાની, તથા ઉત્તેજન આપવાની જરૂર છે. આ ઉદ્યોગ ફક્ત કાઠિયાવાડમાં જ નહિ હિંદુસ્તાનના ઘણા ભાગોમાં ચાલી રહ્યો છે. આ માટે ત્રણચાર જાતના પ્રયત્ન કરવાની જરૂર છે. (૧) માલની ખપત વધારવી. (૨) જે જે ભાગમાં પહેલાં માલ ખપતો હતો પણ હાલમાં પરદેશી માલ આવવાથી ખપત ઓછી થઇ હોય ત્યાં ફરીથી ચાલુ કરવા કરાવવા માટે પ્રયત્ન શરૂ કરી દેવા; (૩) તથા તૈયાર માલ ઉપર રાજ્ય મારફત રેલવે નૂરમાં તથા બીજી સગવડ મેળવવાનો પ્રયત્ન કરવો; (૪) ઍલ્યુમીનિયમ તથા જર્મનસિલ્વરનાં પરદેશી વાસણોના વપરાશ સામે પ્રચારકાર્ય કરવું. (ગુજરાત સમાચારની 'સ્વદેશી'ની પૂર્તિ)



# કુમાર

આવતી કાલનાં
નાગરિકો
માસિ

૧૩૫

| જાન્યુ | ફેબ્રુ | માર્ચ | એપ્રિલ | મે | જુન | ૧૯૩૫ | | | | | જુલાઈ | ઑગસ્ટ | સપ્ટે | ઑક્ટો | નવે | ડિસે |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ર | બુ | બુ | શ | સો | ગુ | | ૬ | ૧૩ | ૨૦ | ૨૭ | શ | મં | શુ | ર | બુ | શુ |
| સો | ગુ | ગુ | ર | મં | શુ | | ૭ | ૧૪ | ૨૧ | ૨૮ | ર | બુ | શ | સો | ગુ | |
| મં | શુ | શુ | સો | બુ | શ | ૧ | ૮ | ૧૫ | ૨૨ | ૨૯ | સો | ગુ | ર | મં | શુ | ર |
| બુ | શ | શ | મં | ગુ | ર | ૨ | ૯ | ૧૬ | ૨૩ | ૩૦ | મં | શુ | સો | બુ | શ | સો |
| ગુ | ર | ર | બુ | શુ | સો | ૩ | ૧૦ | ૧૭ | ૨૪ | ૩૧ | બુ | શ | મં | ગુ | ર | |
| શુ | સો | સો | ગુ | શ | મં | ૪ | ૧૧ | ૧૮ | ૨૫ | | ગુ | ર | બુ | શુ | સો | |
| શ | મં | મં | શુ | ર | બુ | ૫ | ૧૨ | ૧૯ | ૨૬ | | શુ | સો | ગુ | શ | મં | |

ત્રી — રવિશંકર રાવળ
પાદક-બચુભાઈ રાવત




દીનો ઘાટ - આલેખક—ગજાનન ખરે



# ખુદ તમારાં પોતાનાં જ સિને-ચિત્રો..

જીવનની સૌથી રોમાંચક ક્ષણોનું ખુદ તમારું પોતાનું જ સીને-ચિત્રોનું રેકોર્ડ—એ પાડવું ને પાસે રાખવું રમૂજભર્યું અને આનંદજનક નથી? કદાચ તમે ધાર્યું હશે કે એ ખરચાળ હશે! પણ હવે એવો સંકોચ રાખવાની જરૂર જ રહી નથી. રૂ. ૧૨૫ની કિંમતે સીને-"કોડાક" એઈટ, એક 'શૉટ'ના પાંચ આના જેવી નજીવી કિંમતે સંપૂર્ણ સીને-ચિત્રો પાડી આપે છે.

## —ધંધાદારી સીનેમાઓ જેવી જ ચમકવાળાં જોઈ



હજી હમણાં જ નવાં આવેલાં આ બે નવા "કોડાસ્કોપ" એઈટ મૉડેલ, ઘરનાં સીને-ચિત્રોને મોટા પડદા પર પાડી શકાય તેવાં અને પહેલાં કરતાં પણ વધુ ચમકદાર બનાવે છે. જમણી બાજુનું મૉડેલ ૪૦, તેની અગાઉના મૉડેલ કરતાં બમણા તેજવાળો ૨૦૦-વૉટનો લેમ્પ ધરાવે છે, ડાબી તરફનો મૉડેલ ૮૦, ચલાવવામાં ઘણી વધુ સરળતાવાળો થયો છે અને ૩૦૦-વૉટના લેમ્પ વડે તેથી યે વધારે તેજ આપે છે. ૨૦૦-૨૫૦ વૉલ્ટ માટે રેઝિસ્ટન્સ સાથે તૈયાર, એ.સી. અથવા ડી.સી; મૉડેલ ૪૦ની કિંમત રૂ. ૧૭૦, મૉડેલ ૮૦ના રૂ. ૩૯૫

# સીને-"કોડાક"૮

કોડાક લિમિટેડ (ઇંગ્લંડમાં ઇન્કૉર્પોરેટ થએલી) મુંબાઇ • કલકત્તા • લાહોર • મદ્રાસ

કુમાર
ફાગણ ૧૯૯૨
અંક ૧૩૫



મુદ્રક: બચુભાઇ પોપટભાઇ રાવત; તંત્રી અને પ્રકાશક : રવિશંકર મહાશંકર રાવળ; કુમાર પ્રિન્ટરી-કુમાર કાર્યાલય, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ.



વાર્ષિક લવાજમ, રૂ. ૬ (પરદેશ ૧૨ શિ.) ગ્રાહકો વર્ષની શરૂઆતથી (જાન્યુઆરીથી) જ નોંધાય છે. છુટક ૦-૧૦-૦

મુંબાઇના એજન્ટ : શ્રી જમનાદાસની કં. પ્રિન્સેસ સ્ટ્રીટ; તથા આર. આર. શેઠની કંપની પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ-૨

કલકત્તા : ઉપયોગી વસ્તુભંડાર • ૧૪, અમરતલા સ્ટ્રીટ

જાહેર ખબર આદેના મુંબાઇ ખાતેના સોલ એજન્ટ મેસર્સ રાવજી બધર્સ, મૂળજી જેઠા બિલ્ડિંગ, પ્રિન્સેસ સ્ટ્રીટ.

વિદ્યાર્થીઓ, વેપારીઓ, વકીલો અને ખીજા મગજનું કામ કરનારાઓને એના સેવનથી અજાયબ જેવું પોષણ મળે
નાનાં-મોટાં, માંદાં-સાજાં, નબળાં-સબળાં સ્ત્રી-પુરુષ, સૌ કોઈ એનું સેવન કરી શકે છે

# તમે વાપરી જોયું છે?

# કેસરીજીવન

# ઝંડુનું

## મહારસાયન

રસસિંદુર, અભ્રક, કેસર, કસ્તુરી અને બીજાં દીપન, પાચન, તથા પૌષ્ટિક ઔષધ મેળવી લીલાં રસદાર આમળાંમાંથી બનાવેલું

**સુશોભિત સુવાસિત સ્વાદિષ્ટ અને પૌષ્ટિક ચાટણ**

**તેનું નિયમિત સેવન**
લાંબું આયુષ્ય તથા સારી સ્મરણશક્તિ આપી શરીરમાં બળ, તેજ ને ચેતન પૂરે છે.




**કિંમત**
પા રતલના પૉટનો રૂ. ૧ાા
અરધા રતલના પૉટના રૂ.૨ાા
એક રતલનાં પૉટના રૂ. ૫)

કારખાનું:
સયાનીરોડ
મુંબાઈ-૨૩

## ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્ક્સ લિ.

અમદાવાદના એજન્ટ-ભો[illegible]લાલ બ્રધર્સ-ગાંધીરોડ

દુકાન:
જૂની મહાજનવાડી
મુંબાઈ-૨

ઑર્ડર આપતી વખતે, જાહેર ખબર [illegible]માં વાંચી હતી એટલું જણાવજો.




વર્ષ બારમું · અંક ત્રીજો · ફાગણ · સંવત ઓગણીસ સો એકાણું

જમીન ઉપર વિજય મેળવવા મથતાં પાણીની આ કથા છે. જમીનથી ત્રણગણો કદનો સમુદ્ર પોતાની અમાપ શક્તિના સતત સંભ્રમ વર્તનમાત્ર કિનારાને—તે પરના ખડક, માટી, પર્વત સર્વને ખોદીને ઉખેડવા જંગ મચાવી રહ્યો છે, પણ અરેરે! તે જમીનનો એક કાંકરો યે ખેરવી શકતો નથી. અને કિનારા પરના શઠ ટેકરા તેની મશ્કરી કરી રહ્યા છે.

પણ - પોતાની આત્મસત્તા પર મુસ્તાક રહીને સમુદ્ર જે વિજય ન મેળવી શક્યો તે, જ્યારે તેણે પોતાની જાતને વિશ્વનિયંતા શક્તિના હાથમાં સમર્પીને શૂન્યવત્ થઈ જવા દીધી ત્યારે સહેલાઈથી મેળવી શક્યો. સૂર્યે એને ઉપાડીને વાદળું બનાવી પછી ટીપેટીપાં કરીને પર્વતમાં વેરી નાખ્યો. એ દર્દ તો ભારે હતું. સમુદ્રનું આ પાણી ઉદાસ થઈ પોતાની નિતાન્ત દુર્દશા વિચારી રહ્યું હતું. પણ તેને ક્યાં ખબર હતી કે પરાજયના આભાસની ઘોર ક્ષણોમાં જ વિજયનો બીજપાત શરૂ થાય છે? શૈલના હૃદય-ગર્ભમાં બિંદુ સ્વરૂપે પેસીને પોતાના અગમ્ય પ્રિયપ્રવાસથી તે કાળમીંઢ હૃદયને પણ ભેદી શક્યો.

પછી શું બાકી રહે? વરાળ થઈને મળેલા પાણીએ શું કર્યું હશે એની ચિંતામાં બેઠેલા સમુદ્રના પાણીને પેલું પર્વત ભેદીને આવેલું જળ પોતાના વિજયની કથા કહેવા પહોંચી ગયું. અને વિજય પછી વેરભાવ કોણ રાખે? સમુદ્રનાં હૈયાં, જે કલ્પપૂર્તિ ક્ષણમાંથી જન્મ-ના રોષમાંથી નીકળતાં હતાં તે પળવારમાં જ પરમ પ્રેમના આલિંગનરૂપે પ્રગટ થયાં.

# વિનમ્ર વિજય

પૃથ્વી સૉનેટ

ખડે ગરજતા અને છળત ફીણમાં ફાટી જ
સમુદ્રજળઘોડલા ખડકને મથે ખોદવા;
ચડે ખડકથી ય ઉગ્ર ખડકો બની ઝાટકે,
સવેગ ભટકાય, ત્યાં તટતણા હસે ટેકરા.
પરાજિત થએલ રાશિ જળના હળ્યા ને ચડ્યા
અનેકશઃ તોય ના તટતણો ખર્યો કાંકરો,
ખર્યો ય નહિ કાંકરો ત્રિગુણ શક્તિના અબ્ધિથી
ધરાતટ તણો, પ્રમત્ત પછડાઈ અબ્ધિ રહ્યો.

તહીં મુદિત ભાનુએ જલધિને ઉઠાવ્યો કરે,
કરી લઘુક વાદળું ખડકથી ય સો સો ગણા
પ્રચંડ ગિરિમાં વિખેર્યું કરી બુંદબુંદે બધું.
ઉદાસ જલ અબ્ધિનું ખડક ભેદી ત્યાં તો ઝર્યું,
જઈ જલધિને મળ્યું વિજયની કહેતું કથા;
અને ઉદધિ ઊછળ્યો પરમ પ્રેમનાં ફીણથી.

સુન્દરમ્





## રજકણ*

મૂર્ખાઓ! તમને કોણે કહ્યું કે સંસાર કરતાં સ્વર્ગ વધારે સોહામણું છે? સ્વર્ગમાં પરિશ્રમ અને પ્રયત્ન ક્યાં છે? સ્વર્ગમાં વેદનાને કોણ જાણે છે? હા; એટલું ખરું કે સંસારમાંથી આ ત્રણને—પરિશ્રમ, પ્રયત્ન અને વેદનાને લઈ લઇએ તો સંસાર સ્વર્ગ જેવો બને ખરો;—વૈવિધ્ય વિનાનો, એકધારો, આળસુ ને વ્યાજ ઉપર જીવનારો. —ધૂમકેતુ

*એ નામના નવા પ્રકાશનમાંથી

## તંત્રી અને લેખકો વચ્ચે

● ઘણા લેખકો લેખ મોકલતી વખતે મોટે ભાગે એવું જ માની છે કે તેમનો લેખ તંત્રીએ સ્વીકારવો જ પડશે; કારણકે તેમણે તે લેખ પર બહુ મહેનત લીધી હોય છે અથવા તેમના લેખનો વિષય બહુ મહત્ત્વનો છે એવું તે પોતે ધારતા હોય છે. ઘણા તો પોતાના શબ્દાડંબરથી પોતે જ મુગ્ધ બની તેનાં સર્ટિફિકેટ પોતે જ આપી સાથે રવાના કરે છે. ઘણા વળી પોતાના લેખો બીજાં માસિકોમાં પ્રકટ થયા હોય છે માટે અમુક માસિકના તંત્રીથી તેનો અસ્વીકાર થાય જ નહિ એવો પૂર્વગ્રહ સેવતા હોય છે; અને ઘણા પોતે શરૂઆત કરનારા હોવાથી ઉત્તેજન ખાતર પ્રકાશન માગે છે. આવાં માનસ વાળા લેખક મહાશયો તેમના લેખો વાચકવર્ગ ઉપર શી અસર કરશે તેનો ખ્યાલ ભાગ્યે જ કરતા હોય છે. લખનારનું પોતાનું મહત્ત્વ કે અસ્તિત્વ રજુ કરનારા લેખો ભાગ્યે જ બીજાને પ્રિય થઇ શકે છે. જે લેખકોમાં બીજાને આકર્ષવાની કળા નથી આવી તેમણે પ્રથમ પોતાની કલમ પોતાના મિત્રમંડળમાં જ અજમાવી જોવાની જરૂર છે. તે પછી પણ પ્રસિદ્ધિ માટે તેમના પક્ષપાતી અભિપ્રાય પર આધાર ન રાખતા બેચાર અનુભવી લેખકોના હાથમાં તેમનું લખાણ મૂકવું જોઇએ અને મગજ પર વગ ધરાવતા લેખોની રચના અને ખૂબીઓ સાથે પોતાનું લખાણ સરખાવવું જોઇએ. તેમની પાસે ખરેખર નવીન, ઉપયોગી અને આકર્ષક વસ્તુ રજુ કરવાની હશે તો શૈલિનું સ્વરૂપ બંધાતાં વાર નહિ જ લાગે. કોઈ પ્રસિદ્ધ લેખકની નકલ રૂપે શબ્દાવલિઓ ખખડાવતા પોલા લેખો જ્યારે પાછા વળે છે ત્યારે તંત્રીઓને બેકદર, પોતાની જ ટોળીના લેખો છાપનારા, મૂર્ખા, કમઅક્કલ વગેરે શિરપાવ આપનારા લેખકોનો આજકાલ પાર નથી. મામૂલી ખબરરંજની પત્રોમાં તેમને મહાલવાનું ઠીક મળે છે એટલે સંસ્કાર અને સંયમવાળાં પત્રોની સામે તેઓ હમેશાં કટાક્ષ કર્યા કરે છે; પણ ઉદારબુદ્ધિથી તેમની ચાળણી સમજવા યત્ન કરતા નથી.

લેખકોએ લેખ પાછો મેળવવા માટે સરનામાવાળું કવર વળતા ટપાલખર્ચ સાથે મોકલવું જોઇએ એ શિરસ્તો દુનિયાભરના પત્રકારિત્વમાં માન્ય અને પ્રચલિત છે; છતાં ભરતીના જુવાળ જેમ તંત્રીનું ટેબલ ભરી નાખનારામાંથી બહુ જ ઓછા એ શિષ્ટાચારનું યથાવિધિ પાલન કરે છે.

વળી, લેખ આવે કે તરત તો વાંચી નાખતા તંત્રીઓ તૈયાર જ બેઠા હોય તેમ બીજે કે ત્રીજે દહાડે, અથવા અઠવાડિયામાં તો જરૂર, તેની ઉઘરાણી કરતો અથવા 'આવતા જ અંકમાં છાપવા'નો આગ્રહ કરતો પત્ર આવ્યો જ હોય છે. આથી, ઘણા તંત્રીઓને પત્રવ્યવહારના નિયમોમાં જણાવવું પડે છે કે એક માસ સુધી લેખકે તંત્રીના જવાબની રાહ જોવી, અને જવાબ ન મળે તો વળતર પોસ્ટ મોકલી લેખ પાછો મંગાવી લેવો. આ સુચન લેખક તેમજ તંત્રીને ઠીક સમયમર્યાદા આપે છે. કેટલીકવાર તો તંત્રીને, વાંચવાની સજારૂપ ઘણા માથા વગરના લેખો પાછળ સમય બગાડ્યા પછી મહિનાઓ બાદ લેખક એ લેખ પાછો મોકલી દેવાની નોટીસ આપે છે; પણ તેના ટપાલખર્ચનું નામ પણ લેતા નથી. એમના સામે તંત્રીઓએ મૌન જ પાળવું પડે છે.

વિદ્યાર્થીઓ અને નવા નવા લેખકો તથા ચિત્રકારોની આત્મપ્રસિદ્ધિની આકાંક્ષા તો તેમના શક્તિમર્યાદાની મોટી પોલ દર્શાવી રહી છે. મોટેરાઓ, શિક્ષકો અને મિત્રો તેમના મામૂલી પ્રયાસો વધુપડતા અંશમાં વખાણી મારે છે અથવા ન છાજતી કિંમત આંકે છે તેથી તેઓ પોતાના વર્તુલ બહાર પણ પોતાની એ જ કિંમત મળે એવું માની જાહેરાતના મેદાનમાં કૂદી આવે છે, અને વધુ ફિક્કા દેખાય છે. એમને કોણ સમજાવે કે અથાગ મહેનત અને સૂક્ષ્મ અભ્યાસ વિના જગત કોઇને નમતું આપશે નહિ? નમ્રતાભરી ઉપાસના અને જાગૃત માનસ વિનાનો કોઇપણ પુરુષ અગ્રપદે ટકી શક્યો નથી.

## વસંત બેઠી

● લાંબા સમયથી લંગર નાખી પડેલી કલમબાજીના સઢ ખુલ્લા થયા છે. તુતક ઉપરથી 'સુકાની'એ જહાજ હંકારવાનો હુકમ આપ્યો છે અને સાહિત્ય સાગરનાં મોજાં ઉછાળતી 'ધૂડકિયો બાણુ' ક્ષિતિજ વીંધી વાચકોનાં દિલપર સાહસ અને રસના ઉછાળા નાખતો આ આવે! એ દિલચસ્પ વાર્તા 'કુમાર'ના ચૈત્ર અંકથી શરૂ થશે—આશ 'સુકાની'એ ગુજરાતી સાહિત્યમાં કાયમી નામના રહે એવી સાગરકથાઓ 'કુમાર'માં જ લખી છે અને એમની આગળની એ પ્રતિષ્ઠાને આ નવી વાર્તા કદાચ શિરટોચ પહોંચાડશે.

મારા હાથમાં હજી વાર્તાનો માત્ર પૂર્વ ભાગ જ આવ્યો છે, ત્યાં તો એ એના સાહસ અને તોફાનના રસથી મને ખખડાવ કરતી સાદ્ધ જોતડાતી રહી છે તો હવે તમારી સ્થિતિ તમે જ કલ્પી લેજો.

બીજા પણ જૂના દોસ્તોએ ફરીવાર નવા રંગથી 'કુમાર'નાં પાનાં પર વિજ્ઞાન, સાહિત્ય, કળા અને શૌર્યકથાની રેલરેલાવવાની તૈયારી. ખેડી છે. શ્રીયુત ડુંગરસીભાઈ સંપટ પાસે કિસ્સા અને કથાઓની ખાણ છે. તે 'કુમાર' પર ન્યોછાવર કરી દેવા તત્પર થયા છે. ભાઈ હરિકૃષ્ણ વ્યાસે આ પત્ર માટે જ અવનવી રીતે સાહિત્યના સર્વાંગ રચવા માંડ્યા છે અને ગુજરાતના નક્ષત્રી-બંધ લેખકોમાં પોતાનું સ્થાન જમાવવા માંડ્યું છે.

અને ખરેખર વસંત બેઠી હોય એમ લાગે છે. ગુજરાતના તાજેતર તૈયાર થએલા અભિનવ તરુણ ચિત્રકારોને 'કુમાર'ના રંગબાગ ભરી આપવાના કોડ જન્મ્યા છે.

આશા અને ઉત્સાહનો આનંદ હુદયે હૃદયે વસંતની નવ-પલ્લવતા ભરી દો અને ગુર્જરીના જયશ્રીરંગ હો. ૨.મ.રા.

## પૂઠા ઉપરનું ટચુકડું કૅલૅન્ડર

● ચાલુ સાલના કોઈ પણ માસમાં કોઈ પણ વારે કઈ તારીખ થઈ તે આંગળી મૂકીને તમે એ કૅલૅન્ડરમાંથી જાણી શકો. આ માર્ચ મહિનો ચાલે છે અને આજે સોમવાર થયો એટલું તો તમે જાણતા હો; એટલે '૧૯૩૫'ની બાજુબાજુ આપેલાં મહિનાઓનાં ખાનાંમાંથી માર્ચ શોધી કાઢીને, તેની હારમાં નીચે જે ખાનામાં સોમવારનો 'સો' લખેલો જુઓ એની સીધી હારમાં સામે, ૧૯૩૫ની નીચેના ખાનામાં તારીખોના જે આંકડા આપ્યા છે એમાંથી તે દિવસની તારીખ તો પછી તરત પકડી પાડી શકાય. ખૂબી તો એ છે કે કૅલૅન્ડરની આ યોજના વરસોવરસ ચાલે;—માત્ર ફેર એટલો કરવાનો કે એ વરસે દર માસની ૧લી તારીખે જે વાર આવતા હોય તે તે વારની સામે ૧નો એક આવે એ રીતે ગોઠવીને પછી બીજા વાર અનુક્રમે એ મહિનાઓનાં ખાનાં નીચે ગોઠવી દેવા. આ કૅલૅન્ડરની રચના તો જાણીતી છે; પરંતુ 'કુમાર'ના પ્રેમી એક ભાઈએ એ હોંશથી કરી મોકલી આપ્યું તેમનો આભારસ્વીકાર તો કરવો જોઈએ.

## સ્વાસ્થ્ય · શક્તિ · સૌન્દર્ય—એક ખુલાસો

ગયા અંકમાં 'સ્વા.શ.સૌ.' વિભાગમાં ભાઈ કેકી ગઝદરનો પરિચય આપ્યો છે. તે વિષયમાં વિરોધ દર્શાવતાં, ભાવનગરના દક્ષિણામૂર્તિ વિનયમંદિરના ભાઈ જસવંતરાય ચીમનલાલ લખે છે કે

'એ વાત તદ્દન જૂઠી છે; કારણકે આ ભાઈ (કેકી ગઝદર) ચાર વર્ષથી રેઇસમાં ભાગ લે છે, પરંતુ તેમણે ચાલુ સાલ સિવાય એક પણ રેકૉર્ડ કર્યું નથી. '૩૨ની સાલમાં રાજ્યગોર રમણિકલાલ ચીમનલાલે રેકૉર્ડ ૩૬ મિ. ૫૭ સે. નું કર્યું હતું અને '૩૩ની સાલમાં કોઈપણ ભાઈ ટાઇમમાં આવી શક્યા નહોતા. પછી ફરી વખત ૧૯૩૪માં ભાઈશ્રી રમણિકલાલ ચીમનલાલ રાજ્યગોરે પોતાનું જ રેકૉર્ડ તોડી ૩૫ મિ ૫૨ સે. નું રેકૉર્ડ કર્યું હતું. પછી ૧૯૩૫માં કેકી ગઝદરે રેકૉર્ડ કર્યું હતું એ વાત સાચી છે. . . . . આ ભાઈ અત્યાર સુધી સાઇક્લિંગમાં બીજે નંબર જ લેતા, પરંતુ આ વખતે પહેલે નંબરે આવ્યા છે'

એમના જ આગ્રહથી અમે આ વિરોધની ખાતરી કરવા કાઠિયાવાડ વ્યાયામ પ્રચારક મંડળને પૂછાવ્યું, જેના જવાબમાં મંડળના મંત્રી ભાઈ જા કે. મોદી જણાવે છે:

'ભાઈ જસવંતરાયનું લખાણ મોટા ભાગનું (બધું નહિ) સાચું છે.' અને પછી તેઓ બધાં વરસોની વિગત આપે છે:

| વર્ષ | | વર્ગ | મિ.સે. | નામ | મિ.સે. | નં. |
|---|---|---|---|---|---|---|
| ૧૯૩૧-૩૨ | નિયત સમય | અ | ૩૭-૦ | કેકી ગઝદર | ૩૭ ૫૧ | ૩ |
| ,, | ,, | બ | ૩૯-૦ | રમણિકલાલ | ૩૬-૫૭ | ૧ |
| ૧૯૩૨-૩૩ | ,, | અ | ૩૭-૦ | . . . | . . . | |
| ,, | | બ | ૩૯-૦ | કેકી ગઝદર | ૩૭ ૯ા | ૧ |
| | | | | પણ ગયા વર્ષનું રેકૉર્ડ તોડાયું નહોતું. | | |
| ૧૯૩૩-૩૪ | ,, | અ | ૩૭-૦ | રમણિકલાલ | ૩૫-૫૨ | ૧ |
| | | | | પોતાનું જ રેકૉર્ડ તોડ્યું.' | | |
| ૧૯૩૩-૩૪ | નિયત સમય | બ | ૩૯-૦ | . . . | . . . | |
| ૧૯૩૪-૩૫ | ,, | અ | ૩૭-૦ | કેકી ગઝદર | ૩૫-૧૫ | ૧ |
| | | | | અત્યાર સુધીનાં બધાં રેકૉર્ડ તોડ્યાં. | | |
| ,, | ,, | બ | ૩૯-૦ | . . . | . . . | |

અને આ પ્રમોત્પાદક હકીકત આપવા માટે પૂછતાં ભાઈ મીનુ ગઝદર ખુલાસો કરે છે કે 'કુમારમાં પ્રગટ થએલું લખાણ વાંચતાં મને એમ લાગે છે કે કાં તો મારા તરફથી તમને જે લખાણ મળ્યું તેમાં અગર તો 'મૅટર' તમે સ્પષ્ટ રીતે ન સમજવાથી આપણા બંનેમાંથી કોઈની ગેરસમજ થઈ છે.'

ભાઈ મીનુએ તા. ૩ અને ૧૦ જાન્યુઆરીના બે કાગળ અમારા પર લખ્યા છે, તેમાં નીચેનાં વાક્ય છે:

'આ વેળા (૧૯૩૪માં) . . . . . . મિ. કેકી ગઝદર ઉપલા બંને વર્ગોમાં પહેલા આવ્યા હતા ને ગઈ સાલનો ૩૫ મિ. ૫૨ સે. નો રેકૉર્ડ તોડીને ૩૫ મિ. ને ૧૫ સે. માં પ્રથમ આવ્યા હતા અને આ સાલનો કાઠિયાવાડનો રેકૉર્ડ તોડ્યો છે ને આ વર્ષના Champian થયા છે . . . . . . 'કુપલા મંડળ તરફથી દસ માઈલ ફાસ્ટ સાઇક્લિંગમાં આ યુવાન ૧૯૩૨ ને '૩૩ માં પણ કાઠિયાવાડના Champian હતા.' (૩-૧-૩૫નો પત્ર)

'આ ભાઈ કુપલી જ દસ માઇલ ફાસ્ટ સાઇક્લિંગની રેસમાં ૩૨ને '૩૩માં પણ પ્રથમ આવ્યા હતા.' (તા. ૧૦નો પત્ર)

આ લખાણ સાથે સરખાવવા માટે હવે અમે છાપેલી હકીકત સરખાવતાં સ્પષ્ટ દેખાય છે કે ગેરસમજ અમારી નથી થઈ. પણ ભાઈ મીનુનું લખાણ જ ગેરસમજ કરાવનારું છે. અમારા લખાણથી જે ભાઈને અજાણ્યે અન્યાય થઈ ગયો છે, તે ભાઈ રમણિકલાલની અમે ક્ષમા માગીએ છીએ. ઉ.આ.

## ભારતીય સંસ્કૃતિના વરેણ્ય મિત્ર

# ઇ. બી. હૅવેલ



હિંદની કલાના દર્દભર્યા પ્રેમી મિ. ઈ. બી હૅવેલ (શિલ્પ)

આ એ જમાનાની વાત છે, જ્યારે એક બાજુ મોટામોટા પુરાતત્ત્વવિદો આપણાં પ્રાચીન મંદિર મઠ વગેરેના સૂકા વર્ણન અને વ્યાખ્યાઓ આપી રહ્યા હતા, અને બીજી બાજુ આર્ટ સ્કૂલ (સરકારી કળાશાળા)મા પ્રાચીન ગ્રીક ને રોમન મૂર્તિના માટીનાં ઢાળા અને પ્રાચીન યુરોપીય ચિત્રકળાના વચલા વર્ગના સસ્તા નમૂના ઉપરથી નકલ કરીકરી આપણા દેશમાં કલાના વિદ્યાર્થીઓને યુરોપીય પદ્ધતિએ 'ઑઇલ પેઇન્ટર' અને 'વૉટર કલર પેઇન્ટર' બનાવી દેવામાં આવતા હતા. જાણે હિંદી છોકરો બૂટસ બનીને ગોખી મારેલું ભાષણ ગગડાવી જતો હોય અને માનતો હોય કે પોતે સાચ્ચે જ એક રોમન સેનેટર છે! એમાંના કોઇને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો આવતો કે આપણે આ 'આર્ટિસ્ટ' થવાનો માત્ર અભિનય જ કરી રહ્યા છીએ!

પુરાતત્ત્વવિદોએ આપેલી એકલી વ્યાખ્યાઓ કલાનું સૌંદર્ય સમજવા માટે લેશમાત્ર કામ નથી આવતી એ આપણે પહેલવહેલા સમજ્યા હૅવેલ સાહેબનાં લખાણોમાંથી. ત્યાં સુધી તો જાણે આપણા ભાસ્કર્ય-શિલ્પના અહિંદીંગી અંશોની લંબાઈ, પહોળાઇ, ઉંચાઇ વગેરેનો હિસાબ આપણા આગળ પુરાતત્ત્વવિદો રજૂ કર્યા કરતા હતા; જેમ કોઇ ઘોડાનો દલાલ ઘોડાના દાંત, તેના પૂંછડાની લંબાઇ, તેના શરીરની લંબાઇ-પહોળાઇ કહીને ઘોડાના સૌંદર્યનું વર્ણન કરે છે, તેવું જ ચાલી રહ્યું હતું! પરંતુ હૅવેલ સાહેબે પોતાનાં લખાણોમાં એકીસાથે પુરાતત્ત્વ, સૌંદર્યતત્ત્વ અને ભારતીય શિલ્પનો નિગૂઢ રસ આપણને પીરસ્યો- સાથે-સાથે કલાશિક્ષણની પદ્ધતિ પણ દેશી પ્રથા પ્રમાણે આ દેશના વિદ્યાર્થીઓને ઉપયોગી થઇ પડે એવી બનાવવાના તેઓ પ્રયત્ન કરતા રહ્યા.

પણ આપણે કોઇ પંખીને પાંજરામાંથી બહાર એકદમ કાઢી ઝાડની ડાળ ઉપર બેસાડી દઇએ તો તે જેમ આપણને જ કરડવા આવે છે, તેવું જ કળાશાળાના એ નવા શિક્ષણની શરૂઆત વખતે આ દેશના કલાકારો અને હૅવેલ સાહેબ વચ્ચે પણ થયું. આજકાલ નૃત્યકલા સબંધે જે હોહા ચાલી રહી છે, તેના કરતાં પણ વધારે વિરોધ શિક્ષણ સંસ્થાઓમાં ડ્રૉઇંગ શીખવવાની શરૂઆત કરવા સામે તે વખતના કલકત્તા વિદ્યાપીઠના કાર્યકર્તાઓમાં હતો પણ અવિરામ પ્રયત્નને પરિણામે એ વાતમાં હૅવેલ સાહેબ સફળ નીવડ્યા.

એ પરદેશી મહાત્મા જે દૃષ્ટિએ આપણા દેશનાં શિક્ષા, દીક્ષા, શિલ્પ, ઇતિહાસ વગેરેને જોઇ ગયા છે તેવી દૃષ્ટિ કોઇ ઋષિની જ હોય. એ કારણે આપણે ન સમજીએ તો પણ તેઓ જગતમાં શ્રદ્ધાપાત્ર છે; અને આપણા દેશના કલાશિક્ષણના મૂળ પ્રતિષ્ઠાતા તરીકે આપણે તેમને શ્રદ્ધાંજલિ-અર્પણ કરવી જોઇએ.

કલાશિક્ષણનો એકડો માંડનાર નાનાંનાનાં બાળકોને ડ્રૉઇંગ શીખવા માટેની પ્રાથમિક ડ્રૉઇંગ બુકેથી માંડીને આપણા તેમજ વિદેશના રસપિપાસુઓને આપણું કલાસૌંદર્ય સમજાવનારાં વિચારપૂર્ણ ગ્રંથો સુધીનાં પુસ્તકો રચવાં એ હૅવેલ સાહેબનું આખા જીવનનું વ્રત હતું. આપણી કલા અને કલાકારો માટે આવો નિઃસ્વાર્થ પ્રાણાર્પણ પરિશ્રમ બીજા કોણે કર્યો છે?

અવનીન્દ્રનાથ ઠાકુર

**આજે સર્વત્ર હિંદી કલાનો જે સત્કારસમારંભ વર્તે છે તેની પહેલી ભેરી બજાવનાર સ્વર્ગસ્થ ઇ. બી. હૅવેલ**નું નામ ભારતીય કલાના સમુદ્ધાર ને પ્રચારના કાર્યમાં સૌથી અગ્રપદે રહેવું જોઇએ, એટલું જ નહિ પણ પ્રત્યેક ભારતીય જને તેનાં પુસ્તકોમાંથી તેની ઋષિવાણી અને સંસ્કારદૃષ્ટિની પાવનકારી અસર મેળવી તે માટે ઋણી બનવું જોઇએ. એ જન્મે તો હતા યુરોપી જન, પણ હૃદયે હતા સાચા શુદ્ધ ભારત-ભક્ત. પોતાના દેશબંધુઓ—અરે હિંદીઓ સુદ્ધાંના કટાક્ષો, ઉપહાસો ને વિરોધોને અવગણીને પણ એમણે પોતાને દેખાએલું ભારતીય કળાનું પવિત્ર સૌંદર્ય અને સત્ય જગતને સમજાવ્યું. હિંદી કલાના પ્રથમ ઉપકર્તા અને ઉદ્ધારક એ મહાત્માને હિંદનો કલાભિક્ષુ કદી પણ વિસારે પાડી શકશે નહિ. એમની વાણી દર્શન, સંસ્કાર અને ભક્તિના પૂર્ણ આવેશોવાળું ગદ્યકાવ્ય બની રહી છે. એ જ એમનું ચિરંજીવ સ્મારક રહેશે અને ગુરુસ્થાન સાચવશે. હિંદી કલાનો સમાદર કરવાનું મને પણ તેમના જ છૂટાછવાયા લેખોએ અને પુસ્તકોએ શીખવ્યું હતું એ હકીકતનો ઋણસ્વીકાર આ પ્રસંગે કરવો આવશ્યક છે —ર. મ. રા.

'ભારતવર્ષમાં કલા જ ક્યાં છે? એ તો છે વિજેતા સકંદરની ચડાઇએ હિંદમાં પાછળ મૂકેલી ગ્રીક કલાની એંગઠ!' વીસમી સદી-ના પ્રભાતકાળે સુધરેલા જગતની છબી પર આ શબ્દો હતા.

ભારતવાસીઓ પોતે પણ પોતાની કલાને હીણ ગણતા હતા. હિંદી કલાનો દીવો બૂઝાતો હતો. ઇ. સ. ૧૯૦૭માં એક માણસ—અને તે યે પરદેશી—ઊભો થયો. દુનિયાને કાને એણે ઢોલ પીટ્યા કે હિંદે ગ્રીસની એંઠ નથી ખાધી. એની પાસે તો સ્વયંસ્ફુરિત, સ્વરચિત, પોતાના જ જાતિસંસ્કારોનું વિલક્ષણ રેખાંકન કરનાર, પૂર્ણવિકસિત અને નિયમબોધિત નિજનાં ચિત્ર, શિલ્પ ને સ્થાપત્ય છે. એને સારૂ જગતકલાના ભુવનમાં જગ્યા કરો! જગ્યા કરો! એણે ફક્ત ચૂંક જ ન ઉપાડ્યું. ભમી ભમીને શિલ્પસ્થાપત્યના નમૂના એકઠા કર્યાં; પ્રાચીન ચિત્રો હાથ કર્યાં; પુસ્તકો પર પુસ્તકો લખ્યાં. પછી પહોંચ્યો સ્વદેશ ને શરણાઈ બજાવી. એની સામે આક્રોશ ઊઠ્યો. સ્થાપિત હિતો ધરાવતા ગોરાઓએ એના નવસંદેશાને ધુત્કાર દીધો. હિંદી કલાની અવગણના ઉપર રચાએલાં અનેક વિધાનો તૂટી પડ્યાં. એ વિધાનોના વિધાયકો જખમાયા.

હિંદી કલાનું શ્રીમુખ જગદ્દ્વારે આજ ઊજળું છે એ પ્રતાપ એ મહાન અંગ્રેજનો.

હિંદના રાજકારણી જાગરણને પ્રાણવાયુ પૂરનાર હ્યુમ અને વેડરબર્નની બેલડી; હિન્દની કલાને આત્મભાન આપનાર એ મિ. ઈ. બી. હૅવેલ. (જન્મભૂમિ)

# અર્નેસ્ટ બીનફીલ્ડ હૅવેલ

જગતમાં જુદેજુદે ઠેકાણે, જુદાજુદા દેશમાં, જુદીજુદી પ્રજા, જુદીજુદી પરિસ્થિતિઓમાં પોતપોતાની જુદીજુદી શક્તિ અને વિચારપ્રવાહના આદર્શ અનુસાર, જુદીજુદી જાતની સંસ્કૃતિ અને કલાસાધનાનું મંદિર રચતી આવી છે. એ વિવિધ પ્રજાઓ અને વિવિધ પ્રકૃતિની સાધનાના સંસર્ગ, વિનિમય અને પ્રભાવથી વિશ્વમાનવની વિરાટ સાધનાનું કલેવર વિધાતાના વિધાનથી યુગેયુગે અને દેશેદેશે પૂર્ણતાને પંથે પ્રગતિ કરી રહ્યું છે. વેપારી સ્વાર્થ, રાજકીય સ્વાર્થ, વ્યક્તિગત સ્વાર્થ વગેરે જુદાજુદા સ્વાર્થવાદની ભુલભુલામણીમાં પડી માણસની એકત્ર સાધનાની વિજયયાત્રા ડગલે ને પગલે બાધા પામે છે—ભૂલી પડે છે. એટલા માટે થોડેથોડે અંતરે એકએક નેતાની જરૂર પડે છે—જે આ માર્ગ ભૂલેલી સભ્યતાનો માર્ગદર્શક બની, જુદાજુદા માર્ગના યાત્રીઓમાં પરિચયની ગોઠવણ કરી આપી, ટોળાંથી વિખુટા પડેલા યાત્રીઓને ભેગા કરી, વિશ્વમાનવની સંસ્કૃતિને માર્ગે ફરી ચલાવે. યુરોપ અને ભારતવર્ષના સંયોજનમાં હૅવેલ સાહેબ ઇશ્વરના મોકલેલા એવા ખાસ અગ્રદૂત હતા.

હિંદના શાસનતંત્રને ઉપયોગી જે કેટલાંક યંત્રો બ્રિટિશ શાસકોના કારખાનામાં તૈયાર થયાં છે તેમાં 'હિંદી કેળવણી ખાતું' સૌથી જબરું છે. હૅવેલ સાહેબે, પોતે એ કેળવણીખાતાના જ એક ચક્રચાલક હોવા છતાં, એ કેળવણીખાતા સામે યુદ્ધ જાહેર કરી ગોરા અધિકારીઓનો રોષ વહોરી લીધો હતો. ઘણા જણ એવું માને છે કે હૅવેલ સાહેબે બતાવેલી શિક્ષણનીતિ અનુસાર જો હિંદના યુવાનોની જાગૃત દેશભાવનાને સંસ્કૃતિ અને સાધનાના નવા કાર્યક્ષેત્રમાં વાળી હોત તો હિંદના રાજકીય આકાશમાં હિંસાવાદનાં વાદળોની ઘોર ઘટાની કાળી છાયા ફેલાત પામત નહિ. હૅવેલ સાહેબે જે દૃષ્ટિશક્તિથી હિંદની સાધના અને સભ્યતાના ગંભીર અંતર્દેશમાં શોધ ચલાવી તેનું રહસ્ય શોધી કાઢ્યું હતું

(અનુસંધાન માટે જુઓ પાન ૧૦૫મે)



પણ એણે તો આંખો ઢાળીને નાચવું જ ચાલુ રાખ્યું

# ગોપી

## ગ્રામવાસી શ્રમજીવીઓનો એક રંગદર્શી કિસ્સો

કૃષ્ણના જેવા રંગવાળા ચતુરભાઇ—ગામના એક મોટા જમીનદાર પાટીદારના દીકરા—ની જાન જવાની હતી. એ શ્રીમાનને પોતાને તથા એમના રસિક જુવાન મિત્રોના મનોરંજન માટે ગોપીની કળાના પ્રદર્શનની આ બેઠક યોજાઇ હતી. વરરાજાના પીઠી ભરેલા, ઘરેણાં પહેરેલા વેશમાં શામળિયા સ્વરૂપ ચતુરભાઇ અને લગ્નમાં આવેલા, નવાં કપડાંમાં તથા પાન, બીડી, અત્તર, રૂમાલના જાતજાતના ટેસમાં બેઠેલું મિત્રમંડળ







ઉપર: રોંઢાણ દીવાનખાનાને શોભાવે એવો હિંદી ઘાટનો મંચ
બાજુએ: દીવાનખાના તેમજ પરસાળને લાયક બીજું કેટલુંક ફર્નિચર

## માણસના મગજનું અદ્‌ભુત સાંચાકામ જે આખા અંગને ચલાવે છે

માણસના મગજનું સાંચાકામ બહુ અદ્‌ભુત અને વિષમ રચનાવાળું છે તેમાં જુદાજુદા ભાગ જુદાંજુદાં કામ કરે છે આપણા સમસ્ત શરીરના જુદાજુદા ભાગો પર પથરાએલા મજ્જાતંતુઓ ત્યાંથતા અનુભવ અને લાગણીઓના સંદેશ મગજના જુદાજુદા ખાનાઓમાં પહોંચાડે છે અને એ ખાનાંઓમાંથી પછી આંખ, કાન, નાક, હાથ, પગ, જીભ એમ વિવિધ અંગો ઉપર તેમને કામ કરવાની આજ્ઞા આપતા સંદેશા છૂટે છે. દાખલા તરીકે મગજનો આગલો ભાગ વાચા અથવા વાણીનું કાર્ય કરે છે અને પાછલો ભાગ દૃષ્ટિ–જોવાના કાર્ય જોડે સંબંધ ધરાવે છે. એક જણ તો ફુટબૉલ રમનારો રમતાં-રમતાં જમીનપર પડી ગયો એવામાં તેના મગજના પાછલા ભાગમાં બીજા ખેલાડીની સખત લાત અકસ્માત વાગેથી તેથી તે અમુક દિવસો સુધી આંધળો રહેલો. આનું કારણ સ્પષ્ટ છે કે એ લાતથી એના મગજનો દૃષ્ટિ જોડે સંબંધ રાખનારો ભાગ જોખમાએલો. ઉપરના ચિત્રમાં મગજના એવા વિભાગોમાંના થોડાકનાં સ્થળ આલેખી બતાવ્યાં છે.

COURTESY: WORLD OF WONDER

# વનવગડાનાં વાસી

જંગલવાસી જીવસૃષ્ટિની એ અભ્યાસમય પરિચયમાળાનો હપ્તો



## કાળિયાર

આસ્તિકો મને કહે છે કે હવે મારે ફરી જનમવાનું રહેતું નથી.

ગઇ કાલે શિવરાત્રિ હતી. તીર્થસ્નાન કરી, બિલીપત્ર ધરી, ગાલ વગાડી ભાવિક જનો પાપ ટાળવાને ભોળાનાથને રીઝાવવાનો પ્રયત્ન કરતા હતા, તે વખતે હું વેરાન વગડામાં રખડવા નીકળ્યો હતો. બાવળાને રસ્તે અમદાવાદથી દસેક માઇલને છેટે ચાંગોદર ગામ છે. ત્યાં મોટરો મૂકીને હું અને મારો એક ઓળખીતો બીડમાં પેઠા. છાતીપૂર ઘાસ. અણખેડી કુંવારી કાળી ભોમ એટલે ખરિયાંનો પાર નહિ. બાવળની ગીચ ઝાડી. આ બધું વટાવતા ભમતા અમે પાંચેક માઇલ ચાલ્યા હોઇશું ત્યાં ઉઘાડ આવ્યો. એમાં પેસીએ છીએ તો સપાટ ખેતરની વચ્ચે 'કાળિયાર' ઊભેલો દેખાયો. એકલ. હૃષ્ટપુષ્ટ શરીર. માથે હાથેક લાંબાં શિંગડાં. બિલીના ઝાડની છાયામાં ચરતો હતો. અપૂર્વ દૃશ્ય હતું. મારો સાથી હતો શિકારી. હાથમાં ભરેલી બેનાળી બંદુક હતી; એટલે ચડપ લઇને એણે નિશાન સાંધ્યું. પણ મારો આત્મા કકળી ઊઠ્યો. ક્ષણિક આનંદની ખાતર આ નિર્દોષ રૂપાળા જીવને હીણવાનો મારો જીવ ન ચાલ્યો. એટલે મારી અનિચ્છાથી એણે બંદુક નીચી નમાવી દીધી અને ઘાસની ઓથેથી અમે એને જોઇ રહ્યા. પવન સામો હતો એટલે અમારી ગંધ સરખી પે એને ન હતી, એથી નીરાંત જીવે એ ચરતો હતો. વીસેક મિનિટ થઇ. અમે તો જોઇ જ રહ્યા. આખરે ચરતોચરતો ધીમેધીમે એ ગદમાતો અમારી નજરેથી જતો રહ્યો. જ્યાં સુધી દેખાયાં ત્યા સુધી ઘાસમાંથી એનાં ડોલનાં શિંગડાં હું દૂરબીનથી જોઇ રહ્યો. એ નજર બહાર ગયો એટલે હાશ કરી મેં સંતોષનો નીસાસો મૂક્યો. એને બીચારાને શેની ખબર હોય કે મોત તો હાથવેંતમાં ભમતું હતું.

હરણું મારવા ગયેલા પારધીને, અપૂજ શિવલિંગ પર અજાણ્યે બિલી નાખવા માટે મોક્ષ મળ્યો, એવું શિવરાત્રિના માહાત્મ્યમાં છે. અહિં બિલીનું ઝાડ હતું. નીચે મૃગ ઊભો હતો; ભરેલી બંદુક હતી. મેં એનો જીવ બચાવ્યો, તો મારો પણ કૈલાસવાસ કેમ નહિ થાય? અપૂજ શિવનું લિંગ ન હતું એ હું કબૂલ કરું છું; પણ મહાદેવજી તો સચરાચરમાં વ્યાપી રહ્યા છે ને? એટલે આ સ્થળે એમણે મારી માનસપૂજા માની લીધી હશે જ.

એટલે જ આસ્તિકો મને હિંમત આપે છે કે હવે મારે ફરીથી અવતરવાનું નથી.

કાળિયારનું નામ કોણે નથી સાંભળ્યું? વૈદિક દેવતાઓનો—સવિશેષ યજ્ઞનારાયણનો તો એ પ્રિય પશુ. આખ્યાયિકા છે કે એક વખત દેવતાઓથી રિસાઇને અગ્નિદેવ યજ્ઞમાંથી નાસી ગયા. નાસીને એ કૃષ્ણમૃગમાં પેઠા; એટલે દેવતાઓએ કૃષ્ણમૃગને પકડીને તેનો બલિ કર્યો. તે દિવસથી કૃષ્ણમૃગ-કાળિયાર દેવતાઓનો યજ્ઞપશુ બન્યો. યજ્ઞમાં હવિ અર્થે પલાળેલી ડાંગર છડવાનું અને મસળવાનું પણ હરણના ચામડામાં. સોમરસ ગળાય પણ એ ચામડાથી. ઋત્વિજો અને યજમાનનું, યજ્ઞયુપ પણ કાળિયારનાં શિંગડાં—કૃષ્ણવિષાણ. એમના આસન પણ એના ચામડાનાં. ઋષિમુનિઓના દેહનાં ઢાંકનાર પણ હરણનાં ચામડાં જ. આવી રીતે ધર્મને નામે હણાતા આ ગરીબ પ્રાણીનો વધ (મૃગયા) કરવામાં મધ્યકાલીન ગૌબ્રાહ્મણ પ્રતિપાળ ગણાતા ક્ષત્રિયોએ પણ સ્વધર્મ અને પુરુષત્વ માન્યાં. આધુનિક યુગમાં એનાં શિંગડાં ખાતર એ હણાય છે. આમ અનેક રીતે પુરાણકાળથી વધ્ય તરીકે પરિચિત આ સુંદર વન્ય પશુનો નિકટનો પરિચય તો શિકારી સિવાય અન્ય પ્રાકૃત જનને સરળ કે સુલભ નથી.

કાળિયાર એટલે Black Buck (નર જાતિવાચક એ શબ્દ છતાં નર-માદા ઉભયનો વર્ગસૂચક છે)

# દુનિયાભરનાં ચોપગાંઓમાં સૌથી વેગવાન અને સુન્દરતમ પશુ

એનું સંસ્કૃત નામ कृष्णसार-कृष्णमृग. આધુનિક પ્રાણિશાસ્ત્રીઓ એને Antelope cervicapraથી સંબોધે છે. સ્તનપાયી મહાવંશના ungulates–ખરીવાળાં પ્રાણીઓનો એક અંતર્વંશ છે. તેના एकशफ–એક ખરીવાળાં અને द्विशफ–બે ખરીવાળાં પશુઓ એવા બે વિભાગ છે. આમાંના બીજા વિભાગમાં જે Ruminants–વ ાગોળનારાં (रोमन्थकर) પ્રાણીઓ ગણાય છે તેમાના Bovidae–ગાય, ભેંસ, બકરાં અને ઘેટાંના ગોત્રમાં કાળિયાર ઊતરી આવ્યું છે. રોઝ, ચીંકારૂં અને ચોશિંગા એનાં પીતરાઇ. આ ત્રણ અને ચોથું કાળિયાર, Antelope ની સામાન્ય સંજ્ઞાથી ઓળખાય છે. જોકે સાચું Antelope તો કાળિયાર એકલું જ.

કાળિયારને Deer ન કહેવાય. Deer અને Antelope ભિન્ન ગોત્રનાં પ્રાણી છે. એ બંને વચ્ચે, ખાસ કરીને બંને જાતિના નર (કારણ માદાઓને સામાન્ય રીતે શિંગડાં નથી ઊગતાં, જેથી બંને જાતિની માદાઓ દૂરથી જોતાં સરખી–એક જેવી લાગે છે.) વચ્ચેનો મુખ્ય ભેદ શિંગડાં' ને લીધે સમજાય છે. Deerનાં શિંગડાં (સાચું નામ Antlers) શાખાંવાળાં ઝાડની પેઠે ફેલાય છે, જ્યારે Antelopeનાં (સાચી સંજ્ઞા Horns) સીધા સોટા જેવા, શાખ વિનાનાં ઊગે છે; Deer ના નક્કર, કેવળ હાડકાનાં બનેલાં હોય છે, ત્યારે Antelope નાં પોલાં;—વચ્ચે હાડકાનું ભૂંગળું ને તેની ફરતું શિંગડાનું પડ; Deerનાં વરસે વરસે ખરી પડે ને મૂળમાંથી નવા ઊગે; જ્યારે કાળિયારનાં કોઈ દિવસ ખરે નહિ, ભાગે તોપણ ફરી ઊગે નહિ એવાં: જિંદગીમાં એક જ વખત ઊગનારાં. Deerના વર્ગમાં સાબર, કાકર, બારાસીંગ, ચિતળ અને કસ્તૂરીમૃગ ભારતવર્ષમાં થાય છે. કસ્તૂરી મૃગને શિંગડાં નથી હોતાં પણ બે નાના દંતુશળ હોય છે.

આખી દુનિયાનાં ચોપગાં પ્રાણીઓમાં સૌથી સુંદર પ્રાણી તે 'કાળિયાર.' એની પડખે મૃગરાજ સિંહ કે વનરાજ વાઘની સુન્દરતા પણ ઝાંખી પડે. નગણ્ય દેહવાળું ચીંકારૂં પણ એનાથી હલકી પાયરીને પામે. વિધાતાએ હળવે હાથે એની રૂપાળી સપ્રમાણ અને ભરાઉ કાયા ઘડી હશે. કાળિયાર આશરે ૩૨" ઊંચો. માદા સહેજ નીચી. ત્રણેક હાથ લાંબા દેહ, વેંતભર પૂંછડી. બે મણની કાઠતી કાયા. બંનેના વાન પણ જુદા. કાળિયારની પીઠ, ગરદન, ગળું, મોં, કપાળ ઘેરાં તપખીરિયાં—એટલાં ઘેરાં કે કાળાં શાહી જેવાં લાગે. પેટ, ગળાની નીચેનો ભાગ ધોળો દૂધ જેવો. આંખ ફરતું ધોળું ચકરડું. જુવાન કાળિયાર–'રાગ' અને માદા–'રેડી'ની પીઠ પીળાશ પડતી બદામી, નીચેનો પેટનો ભાગ ધોળો અને બે પડખે બદામી ને ધોળો રંગ ભેગા થાય, ત્યાં ફિક્કા આછા પટા. આ પટા પુખ્ત વયના નરના શરીર પર નથી દેખાતા. તદ્દન સફેદ–કોઢીઆ કાળિયાર આખા હિંદુસ્તાનમાં માત્ર ગુજરાતમાં અમદાવાદની આસપાસ ક્વચિત્ જોવામાં આવે છે.

નરને માથે બે લાંબાં, અણીદાર, સીધાં, આમળેલાં પણ ગોળ શિંગડાં. સાધારણરીતે બે ફૂટનાં. સૌથી મોટાં શિંગડાં ૩૧" નાં જોવામાં આવ્યાં છે,—એના દેહની ઊંચાઇ જેટલાં લાંબાં! બીજા કોઇપણ Antelope ની નથી એવી એનાં શિંગડાંની શોભાને લીધે શિકારીઓ એનો ઘાણ કાઢી નાખે છે. ગુજરાતમાં મોટામાં મોટાં ૨૮" મપાયાં છે. શિંગડાંના મૂળથી ટોચ સુધી થોડે થોડે અંતરે ગોળ કડીઓ. રેડીને સામાન્ય રીતે શિંગડાં ઊગતાં નથી. રાગને માથે શિંગડાં ઊગવા માંડે ત્યારે પહેલે વરસે તો સીધાં સોટા જેવાં ઊગે જાય. બીજે વરસે તેને આમળો ચડવા લાગે તે છેક ત્રીજા વરસના અંત સુધી ચાલુ રહે. પૂરો આમળો ચડી રહે કે તરત એની પીઠ વગેરેનો રંગ ઘેરો–કાળો પડવા માંડે છે, જેને લીધે એનું 'કાળિયાર' નામ પડ્યું છે.

કાળિયારને ગંધ પરથી બીજાં પ્રાણીઓ પારખી શકવાનું ઓછું આવડે છે. પણ એની નજર તીક્ષ્ણ છે. એ નજર અને શીઘ્ર ગતિથી એનું રક્ષણ થાય છે; કારણ ચોપગાં પશુઓમાં સર્વોત્તમ વેગવાળું માત્ર કાળિયાર જ છે. વાઘ, દીપડા અને ચિત્તા જેવાં શિકારી પ્રાણીઓ પણ એને પહોંચી શકતાં નથી, સપાટ મેદાન હોય તો એ વગર થાક્યે કલાકના ૪૦–૪૫ માઇલની ઝડપે પહોરના પહોર સુધી લાગટ દોડી શકે છે! દોડવામાં એને પડખે કંઇક રહી શકે તેવું તો માત્ર ચીંકારૂં જ. રાગ અને રેડી કરતાં ધીમો દોડનાર કાળિયાર પણ ડર્બીની શરતના ઘોડાઓને તો ક્ષણમાં હરાવી

શકે. ભલભલા શિકારી કુતરા એની તોલે નથી આવતા. અને એની ફલંગ! એક તડાકે ૨૦–૨૨ ફૂટ તો તે રમતમાં વટાવી જાય!

સ્વભાવે ગરીબ. ખુશમિજાજી પણ એવું જ. રમતિયાળ પણ ભારે. ટોળું બાંધી રહેઃ ૧૦–૧૫ રેઢી અને એનું એકહથ્થું સ્વામિત્વ ભોગવનાર કાળિયાર. ગજું છે બીજા કાળિયાર કે સાગનું કે ટોળામાં ભળી શકે! કદિક કદિક આવાં ટોળાં ૨૫–૫૦નાં પણ જોવામાં આવે છે. માત્ર રજપૂતાનાના અમુક પ્રદેશમાં આ સંખ્યા હદ વટાવી જાય છે. ક્વચિત્ આખા ટોળાથી વિખુટો પડીને કાળિયાર 'એકલ' વિચરતો પણ જોવામાં આવે છે. આવાં ટોળાંનું નાયકપણું એકાદ વૃદ્ધ હરણીને જ અપાય છે.

ઘાસ એમનો આહાર. સવારથી ચરવા નીકળે. બપોર થતાં છાયાવાળા સ્થળે આરામ લેવા જાય. સૂરજ નમે કે ફરી પાછાં ચરવા માંડે. એમના નિરીક્ષણ માટે અનુકૂળ સમય સવારનો છે. વનવગડાનાં વાસી છતાં ઉનાળામાં પાણીની તરસ છીપાવવા ક્વચિત્ વસતીમાં પણ આવતાં જોવામાં આવે છે.

છસાત વરસ પહેલાંની વાત છેઃ જે વખતે દર ઉનાળે હું મારે ગામ જતો. ઉનાળામાં સીમનાં તળાવ સૂકાઇ ગયાં હોય. ગામના તળાવમાં પણ લીલું ગંધાતું પાણી હોય. એને લીધે સવારે હું, ગામને ગોંદરે એક કૂવો હતો ત્યાં, દરરોજ નિયમિત નહાવા જતો. ડોલમાં પાણી ભરી, મરી તાજાં મહુડાં નાખી, ઠંડા પવનમાં રહેવા દેતો. પાસેના ખેતરમાં રોજ હરણનું ટોળું ચરવા આવે. પાણીના મીઠા સુવાસથી આકર્ષાઇ બ્હીતું બ્હીતું એકાદ હરણ કોઇકોઇ વખતે એ પાણી પીવા આવતું. ચિર પરિચયે મારી બીક ભાંગી ગઇ અને ટોળાનો અને મારો પરિચય વધતો ગયો. પછી તો હું ડોલ ભરીને ખેતરમાં મૂકી આવું, અને વખત થાય કે ઘડિયાળના કાંટા પેઠે નિયમિત વખતે હરણ આવે. વારા ફરતી પાણી પીએ અને આખી ડોલ ખાલી કરી મૂકે.

હરણ બ્હીએ કે તરત હુંકારવા માંડે–ખાસ કરીને કાળિયાર. રેઢી છીંકારાના જેવી છીંક ખાય. નાસવા માંડે તે સીધાં નહિ. પહેલાં ઉપરાઉપરી કૂદકા મારેઃ જેથી ચોપાસ જોઇ શકે કે ભય કઇ દિશામાં છે. પછી માંડે દોડવા. અને પછી તો તાકાત છે કોઇની કે એમને પકડી શકે!

કાળિયારનાં બચ્ચાં બારે માસ દેખાય છે, તોપણ એના સંવનનની ઋતુ તો વસંત. એ વખતે, બસ, મસ્તીએ ચડેલા નરની શોભા, એનો થનગનાટ, મદોન્મત્ત ઉગ્ર સ્વરૂપ! એમાં ય એકજ યુવાન હરણી કાજે થતું બે પ્રતિસ્પર્ધી મત્ત કાળિયારનું યુદ્ધ જોવું, એ તો જીવનની ધન્યપળ ગણાય. ગરદન પાછળ નાખી હોય, શિગડાં બરડા પરથી પડખે ઘસાતાં હોય, પૂંછડી ઊંચી ટટાર કરી હોય, આંખ નીચેની મદઝરતી ગ્રન્થિઓ વિકસાવેલી હોય, અદમ્ય ઉત્સાહથી પગ પછાડતો, નસકોરાં ફુલાવતો આંખમાંથી અંગાર વરસતો હોય —એવો પ્રેમોન્મત્ત કાળિયાર અદ્ભુત દૃશ્ય છે.

એકીવખતે હરણી એક કે બે જ બચ્ચાં જણે છે.

આ જાતનાં હરણ આપણા ગુજરાતમાં સામાન્ય રીતે દેખાય છે; પણ શિકારીઓના ત્રાસથી એમનો વંશ ઘટી ગયો છે. ગત મહાયુદ્ધ વખતે તો નર અને માદા ઉભયનો ઘાણ કાઢી નાખવામાં આવેલો, કારણ તેમનાં ચામડાંનાં ખારવાઓ માટે અંગરખાં શીવડાવવાં હતાં. શામાટે નહિ કરે! જગન્માતા મનાતાં સીતાદેવીએ પણ હરણના ચામડાનો કમખો પહેરવા ઓછા પ્રયત્ન આદર્યાં હતા!

ચંદ્રનું લાઞ્છન, ચંદ્રમાના રથનો ખેંચનાર, નક્ષત્રમંડળના મૃગવ્યાધમાંનો મૃગ તે આ જ : કાળિયાર.

## છીંકારાં

કુદરતની જેના પર વધારે કૃપા, તેનાં સંકટ પણ તેટલાં જ ભારે. મોરને કલાપ આપી સુંદર બનાવ્યો, પણ તે જ કલાપ માટે એનો વધ થાય. સિંહ અને વાઘને અદ્ભુત ચપળતા અને પ્રચંડ શક્તિ બક્ષ્યાં તો તેટલા પ્રમાણમાં જ વધારે, એમના સંહારની મનુષ્યમાં જાગતી સતેજ સંહારવૃત્તિ. જેમ સ્ત્રીની મોહકતા વધે તેમ તેને કચડી નાખી ઉપભોગ કરવાની પુરુષની તત્પરતા વધારે. ફૂલની સુકુમારતા, એનો મૃદુ સુવાસ અને કોમળ સ્પર્શ જેટલાં લોકોત્તર, તેટલો જ તેનો સદ્ય વિનાશ. અત્યંત ઉગ્ર પરિમલવાળી કસ્તૂરીનો ઉત્પાદક, તેથી જ કસ્તૂરી મૃગનો વધ થાય. વરાહમિહિર જેવાને તો કહેતાં શરમ પણ નથી આવી કે દેવતાઓએ એમના વાળની ખાતર જ ચમરી પશુને હિમાચળની કંદરામાં ઉત્પન્ન કર્યું છે. શી નફટતા! આવી મનોવૃત્તિને પરિણામે જ માંસભોજનપ્રિય વૈદિકોએ તપસ્વી કાળિયારને

અગ્નિદેવનું પ્રતીક બનાવ્યો—એપ્ય પત્રપશુ સ્થાપ્યો; મધ્યયુગમાં એની પવન જેવી ગતિને લીધે મૃગયાવિલાસી નૃપતિઓ એને હણતા; આજે એનાં શિંગડાંની શોભાને લીધે એ હણાય છે. જેમ શિકારી લાંબામાં લાંબાં શિંગડાં મેળવવા ભાગ્યશાળી થાય તેમ એની sportsmanship—ગૌરવ વધારે. કાળિયારનાં શિંગડાં એનો શત્રુ. એનું કૃષ્ણચર્મ, એની ગતિ–બધાંય પ્રાણહારક!

વિસંવાદી સ્વભાવવાળા વિધાતાની આ નજરમાંથી બચ્યું હોય તો તે માત્ર 'છીંકારું' જ. બીચારાને પૂરાં બે હાથના યે શિંગડાં નહિ, ખાલરું મારવાડની રેતીના રંગનું. કોને મોદ પમાડે? એનામાં આકર્ષક જેવું કંઇ હોય તો તેની આંખો જ. પ્રાણિસૃષ્ટિમાં એવાં રૂપાળાં નેન તો કોઇનાં ય નથી. જે હરણના સૌંદર્યસાર નયનો સાથે અત્યંત લાવણ્યમયી સ્ત્રીનાં નયન સરખાવાય છે (एणीदृशी) તે હરણ આ 'છીંકારું' જ (एण). એની આંખો સામે જુઓ: કાતરતા, પ્રેમ, માર્દવ, સૌન્દર્ય, સપ્રમાણતા, આદિ અનેક ઉત્કૃષ્ટ ગુણોની ખાણ મોટી, વિશાળ, કાજળ જેવી. જોયાં જ કરો; જોતાં ધરાવાય જ નહિ.

આંખોને કાઢી લઇ સાચવી રખાતી હોત તો સુંદરતાના પૂજારીઓ–કહેવાતા કલારસિકો એને કાઢી સાચવી રાખત' પણ ધન્ય ભાગ્ય છીંકારાનું કે આંખને નથી સાચવી શકાતી. એટલે જ એની એ નિઃસીમ શોભાની ખાણ જેવી આંખ માટે એનો વધ કોઇ નથી કરતું.

'છીંકારું' (छिक्कर, छिक्कार) અને કાળિયાર પીતરાઇ થાય. અંગ્રેજો એને Chincara, Benett's Gazelle કે Gazelle કહે છે. સામાન્ય રીતે એને Antelope કહે છે, પણ એ સાચું Antelope નથી.

બાંધો કાળિયાર જેવો દેખાય, પણ સાવ નાનું: બકરી જેવડું. અત્યંત સુકુમાર અને નમણો દેહ. ભાગ્યે જ ૨૬" ઊંચાઇ હોય. માદા સહેજ ઠીંગણી. સપ્રમાણની કાયા. પાતળી ગરદન. દુબળા પગ—દોરડી જેવા દેખાય: પણ દોડવામાં તો માત્ર કાળિયારથી જ હારે. મોટી આંખો. આંખ નીચે નાની મદગ્રન્થી. નર, માદા, બચ્ચાં—બધાંયના શરીરનો રંગ એકસરખો: પીઠ પર ધુળિયો કે આછો બદામી—સહેજ ગુલાબી છાંટવાળો. દાઢી, છાતી, પેટ, ઢગરા સુધી સફેદ. પૂંછડી ટૂંકી, કાળી—જેને લીધે એનું નામ 'કાળપૂછિયું'–कालपुच्छ પડ્યું છે. પીઠ સુંવાળી. મોંની બંને બાજુ ઊભી ધોળી



લીટી: એની પાસે લગોલગ લાલાશપડતી ઝીણી પટી. ઢીંચણ પર વાળનાં ગોથાં: કાળાં કે છીંકણી રંગે.

નરમાદા ઉભયને સાધારણ રીતે શિંગડાં હોય છે—કવચિત્ પ્રાન્તભેદે કોઇ માદા શિંગડાં વિનાની પણ દેખાય. નરનાં શિંગડાં સીધાં: વળ વિનાનાં. પણ એ પર આશરે આંગળઆંગળને છેટે કડીઓ:—એક શિંગડા પર એ દસપંદરથી વધારે ન હોય. કાળિયારનાં શિંગડાં કડીવાળાં છતાં આમળો ખાધેલાં અને લાંબાં: છીંકારાનાં કડીવાળાં પણ સીધાં અને શરીરના પ્રમાણમાં ખૂબ ટૂંકાં—ભાગ્યે જ ૧૦" થી વધારે દેખાય. મોટામાં મોટાં ૧૫" નોંધાયાં છે. હોય તો સીધાં, પણ ટોચે સહેજ પીઠ તરફ ઢળતાં. માદાને માથે નાનીનાની રૂપાળી શિંગડીઓ. કવચિત્ કડીવાળી ને કવચિત્ સીધી, સપાટ, સરળ, અણિદાર; પણ ગોળ તો ખરી જ.

ગંધ ને શ્રવણશક્તિ સાધારણ. દૃષ્ટિ પણ સામાન્ય.

કાળપૂંછિયું ચમકે ત્યારે પગ પછાડે; છીં છીં છીંકો ખાય—એથી એનું નામ છીંકારું પડ્યું. ટોળામાં રહેવું એને ન ગમે; એટલે બેજણ કે પાંચછ થી વધારે ભેગાં જોવામાં નથી આવતાં. જ્યારે કાળિયારનાં તો કેટલાં યે ટોળાં ભેગાં રહી શકે છે: વખતે ૧૦૦૦ જેટલાં પણ દેખાય!

મેદાનમાં રખડનારાં. સ્વભાવે ચપળ. ભારે સાવધાન, બીકણ પશુ. અને મળતાવડું પણ એટલું જ. માણસનો સહવાસ થાય કે પછી છૂટું જ ન પડે.



શિકારી ચિત્તો

ઘાસ, ફળ, ફૂલ, પાન બધું યે એને ભાવે. ખેતરમાં ઊભા મૉલ પણ ચરે. એ માટે રાતે પણ ભાગનારાં. કાળિયારને આમ રાતે રખડવાનું નથી ગમતું.

એમને સંવનનની કોઇ ખાસ ઋતુની પીડા જ નથી. બારે માસ બચ્ચાં જણે એક સાથે એક કે બેથી વધુ નહિ.

હિન્દુસ્તાનના ઘણા ભાગોમાં દેખાય છે. ગુજરાત અને કાઠિયાવાડમાં છૂટાંછવાયાં જોવામાં આવે છેઃ કાળિયાર જેટલાં વ્યાપકપણે નહિ.

કાળિયાર અને ચીંકારાનો શિકાર કરવાની એક વિશિષ્ટ રીત છેઃ જેમાં ચિત્તાની સહાય લેવાય છેઃ કર્નલ મેડોઝ ટેયલરની સુંદર નવલકથા 'ચાંદબીબી' ('A Noble Queen')માં આવા શિકારનું સુંદર આલેખન કર્યું છે. હાલ બંદૂકોનો વપરાશ વધતાં, ચિત્તાની સહાયથી કરાતા શિકારનો શોખ ઓછો થયો છે.

શિકાર માટે પાળવામાં આવે છે તે ચિત્તા—Hunting Leopard વિશિષ્ટ જાતનું પ્રાણી છે. એનું વૈજ્ઞાનિકોએ પાડેલું નામ Cynælurus jubatus. કેટલાક એને જંગલી દીપડો—Leopard કે Panther નું જ ગ્રામ્ય domesticated સ્વરૂપ માને છે; પણ તે સાચું નથી. આ બંને પ્રાણીઓના સ્વભાવ અને શરીરના વાન તથા બંધારણમાં ભારે તફાવત દેખાતો હોવાથી પ્રાણિશાસ્ત્રપ્રવીણો બંનેની ભિન્નભિન્ન જાતિ સ્વીકારે છે.

જ્યારે હરણ—કાળિયાર કે કાળપૂંછિયાની ભાળ લાગે ત્યારે શિકારીઓ પોતાની સાથે, પાળેલા ચિત્તાને ગાડામાં ઘાલી શિકારને સ્થળે લઇ જાય છે. ચિત્તાની આંખે ચામડાનાં ચશ્માં કે પાટા બાંધેલા હોય છે. તેમજ અગાઉથી એમની ભૂખ અને ક્રૂરતા વધારવા ક્વચિત્ એક બે દિવસ ભૂખ્યા પણ રાખે છે. યોગ્ય સ્થળે આવતાં તેમને ગાડામાંથી ઉતારી, સાંકળે બાંધી જ્યાં હરણ નિર્ભયપણે ચરતાં હોય ત્યાં દોરી જાય છે. હરણ નજરે પડે તેટલે પાસે આવતાં જ ચિત્તાની આંખો ખુલ્લી કરી દે અને જેવો એ સાવધાન થયો કે તરત જ એને સાંકળથી છૂટો કરે. પહેલી તરાપે હરણ પકડાયું તો ઠીક, નહિ તો, જો હરણ એક વખત ઊપડ્યાં તો થઇ રહ્યું. ચિત્તો પાછળ જ રહેવાનો. અને આમ પાછળ પડતાં જ થોડું દોડી નિરાશ થઇને એ જમીન પર બેસી જવાનો. આમાં હરણ મારવા કરતાં ચિત્તા અને હરણની દોડવાની હરીફાઇ જોવાનો શિકારીઓને ખાસ શોખ હોય છે. 'વનેચર'

# સાહિત્યની નજરે

—કરેલા એક પ્રવાસનું વ્યંગ વાણીમાં દર્શન—

### ૩-બિકાનેર

જ્યારે ફુરસદ હોય ત્યારે એક સવાલ વિચારવા જેવો છે. તે એ કે જગતમાં ત્વરા વધી છે તેથી બધી રીતે ફાયદો જ થયો છે કે ગેરફાયદો પણ થયો છે? એક માણસ એંશી દિવસમાં પૃથ્વીની પરિક્રમા કરે અને તેથી બેવડા વખતમાં એક માણસ હિન્દના એક ભાગમાંથી કાશી કે દ્વારકા પહોંચે એ બેમાં વધારે જ્ઞાન કે વધારે અનુભવ કોણ મેળવે છે?

પણ ફુરસદ ન હોય ત્યારે એ સર્વ પ્રશ્નો વિચારી શકાતા નથી. અમારી મુસાફરીમાં ત્વરાનું ધોરણ હતું એટલે અવકાશ ઓછો જ રહેતો. જોધપુરથી લાહોર જતા બિકાનેર રસ્તામાં આવતું હતું એટલે બેત્રણ કલાક અમે બિકાનેરમાં ગાળ્યા.

જોધપુરના સ્થાપક રાવ જોધાના પુત્ર રાવ બિકાજીએ બિકાનેર વસાવ્યું. પણ જોધપુર અને બિકાનેરમાં ઘણો ફેર છે. બિકાનેરનો રાજ્યવિસ્તાર જોધપુરથી બીજે સ્થાને આવે. વસ્તી પણ પ્રમાણમાં ઓછી લાગી.

બિકાનેર રાજ્યની નદીઓ, ત્યાંના પર્વતો, ત્યાંની જોવા-જાણવાલાયક જગ્યાઓ એ સર્વ ગાઈડની બિકાનેરના પ્રવાસવર્ણન સાથે આવે અથવા બિકાનેર રાજ્યની ભૂગોળમાં આવે; આ સ્થળે તે કશું નહિ આવે. બિકાનેર રાજ્યમાં કોઈક સ્થળે સતલજ નદી વહે છે અને તેમાંથી પાકને પોષણ આપવા માટે ગંગા—નહેરની યોજના થઈ છે; પણ તે અમે જોવા ગયા નહોતા.

બિકાનેરની વસ્તી પહેરવેશ તેમજ કદમાં બીજાં રજપૂત રાજ્યો જેવી જ લાગી. મકાનો ઉપર ચોખંડા રોટલા જેવાં નળિયાં પહેલી જ વાર જોયાં. પણ મને કહેવામાં આવ્યું કે એવાં નળિયાં તો બીજે ઘણે સ્થાને હોય છે, એટલે તેમાં પણ કૌતુક રહ્યું નહિ.

બિકાનેરમાં રાજમહેલ અમે જોયો; તેમજ એક હાઈકોર્ટનું મકાન પણ જોયું. તે બંને મકાનો સુંદર અને રમણીય છે. રાજમહેલ તો એટલો બધો મોટો છે કે અમારા કૅમેરામાં તે આખો આવતો જ નહોતો! છતાં બિકાનેરની જાણવા લાયક જગ્યા તરીકે અમે તેની છબી તો લીધી જ. હાઈકોર્ટના મકાન પાસે ચોગાનમાં તોપો રાખી છે તે ઉપરથી હાઈકોર્ટમાં તોપને ગોળે દેવાની સજા થતી હશે એમ તર્ક કરેલો, પણ તે તો તદ્દન ખોટો નીવડ્યો!

આમ તર્કો કરતાં, વિચારો ચલાવતાં, જગ્યાઓ જોતાં અમારો બિકાનેરનો મુકામ ખલાસ થયો અને અમે પંજાબ તરફ પ્રયાણ શરૂ કર્યું. મેં આગળ લખ્યું છે કે પાલણપુરમાં ધૂળ ઘણી છે તે ઉતાવળમાં લખેલું છે; કેમકે ભટિંડા સુધીમાં અમે જે પ્રમાણમાં ધૂલિપ્રાશન કર્યું તે પ્રમાણમાં પાલણપુરનાં તો શું પણ સહરાના રણનાં ઊંટોએ પણ ધૂલિપ્રાશન કર્યું નહિ હોય.

### ૪-લાહોર

પછી આવ્યા લાહોર.

અનારકલીની ફિલ્મ જોયા પછી અનારકલી બજાર તો સૌને પરિચિત થઈ ગએલી છે જ. લાહોર વિષે ઘણું સાંભળેલું એટલે તે જોવાની મને ખૂબ ઇચ્છા હતી.

લાહોર આધુનિક પંજાબની પાશ્ચાત્ય સંસ્કૃતિનું કેન્દ્ર છે. આજે લાહોરનું કશું મહત્ત્વ હોય તો તે પંજાબની સરકારનું મુખ્ય શહેર છે તેને લીધે છે; પરંતુ લાહોરનું પ્રાચીન ગૌરવ પણ કાંઈ ઓછું નથી. બાદશાહ જહાંગીર જ્યારે શાહજાદો સલીમ હતો ત્યારે શિકારી છતાં સૌંદર્યપ્રિય એ સુજાએ લાહોર શહેરને વાસંતિ અલંકારોથી રૂપાળું કરવા માટે કિલ્લાની ચારે તરફ ફરતા બાગ બનાવ્યા હતા, તે આજે પણ છે. સંગીતમૂર્તિ અનારકલી પરની શાહજાદાની ભયંકર આસક્તિ મટાડવા માટે એ નવનીત-સુકુમાર સુંદરીને કઠોર ઈંટો વચ્ચે ચણી લેવાની ક્રૂરતા જ્યાં થઈ હતી તેના નામ માનનું સ્મરણ આપનાર અનારકલી બજાર ત્યાં છે; જો કે એ અનારકલીના સૌંદર્યની તો ઝાંખી પણ એ બજારમાં થતી નથી. પણ બીજી ઘણી રીતે લાહોર શહેર મુસાફરના મન ઉપર ચિરસ્થાયી અસર મૂકી જાય તેવું છે. રજપૂતાનાની ધૂળ ખાતા, સપાટ કે વેરાન પ્રદેશ જોતા આવ્યા પછી મોટાં ઊંચાં અપરિચિત ઝાડો અને હરિયાળી સૃષ્ટિ ચિત્તને આનંદિત કરે છે. શીખ વગેરે વસ્તીનાં પ્રચંડ શરીરો અને બાંધેલ દાઢી તથા વાળ અને તેમ કાંચનવર્ણી મહિલાઓ



બિકાનેરના રાજમહેલનું પ્રવેશદ્વાર

ફોટો · આબીદમિયાં સૈયદ · પાલણપુર



ભજનિક.

આલેખક· સોમાલાલ શાહ



લાહોરમાં



લાહોરમાં

લાહોર પ્રત્યેના આકર્ષણમાં વધારો કરે છે. તેમાં યે ખાસ કરીને લાહોરનો શાલેમાર બાગ તથા શાહ દારા અને શહેનશાહ જહાંગીરની કબર એ ત્રણ તો હજી ગઈ કાલે જ જોયાં હોય તેમ સ્મરણે ચઢી આવે છે.

અહીંનો શાલેમાર બાગ તે જ પ્રખ્યાત શાલેમાર. કાશ્મીરનો તો ત્યાર પછીનો. આ શાલેમાર બાગ જો કોઈ યુરોપીઅન મુસાફર જુવે તો એ ચૌદમા લૂઈથી જ જોવાલાયક મહેલો બાંધવાનું શરૂ થયું છે એ તેમની માન્યતા ખોટી ઠરે.

શાહ દારા એ મોગલ શિલ્પકળાનો લાક્ષણિક નમૂનો છે. ત્યાંનો અંદરનો દીવો કોટાના હિંદુ મહારાજાએ આપ્યો છે. આ તરફ હિંદુએ મુસ્લિમ ધર્મ મંદિરોમાં અને મુસ્લિમોએ હિંદુ દેવસ્થાનોમાં આવી મદદ આપ્યાના દાખલા ઘણા છે. લાહોરમાં મોગલ શિલ્પી બુદ્ધિશક્તિનો ખાસ નમૂનો સાંપડે છે. જહાંગીરની કબરના કોઈ પણ ભાગમાંથી કિલ્લાની સામેની જુમ્મા-મસ્જિદ તરફ નજર કરીએ તો મસ્જિદના માત્ર બે જ ઘુંમટ જ અને ત્રણ મીનારા દેખાશે. અને જુમ્મા-મસ્જિદની કોઈ પણ જગ્યાએથી જહાંગીરની કબર તરફ નજર કરીએ તો તેના પણ ચારમાંથી ત્રણ જ મીનારા જોઈ શકાય છે. કહેવાય છે કે હરીફ શિલ્પીઓએ એકબીજાના મકાનની પૂરી ખૂબસૂરતી ન દેખાય તે માટે આ પ્રમાણે એ મકાનો બાંધ્યાં છે! બે મકાનો વચ્ચે આશરે માઈલ કે વધારાનું અંતર છે; તે છતાં આટલી બારીક ગણત્રી કરીને બે સંગવર ઇમારતો જાણીબૂઝીને આવી રીતે બાંધી શકે એટલી બુદ્ધિ અને કળા આપણા દેશના કારીગરોમાં એક કાળે હતી! જો તક મળે તો ફરી તે કેમ ન આવી શકે?

જહાંગીરની જુવાની અહીં વ્યતિત થએલી એટલે એ વસંતભૂખ્યા સુજાએ લાહોરમાં અનેક બાગ બનાવડાવ્યા અને જીવનને અંતે પણ પોતાની કબર યૌવનના એ પ્રિયતમ સ્થાનમાં જ તેણે પસંદ કરી. બાદશાહ જહાંગીરની કબર એ લાહોરનું બીજું જોવાજેવું સ્થળ છે. શીખો ઉપર મુસ્લિમોએ ગુજારેલા જુલમનો કેમ જાણે બદલો લેવાનો હોય તેમ આ કબરમાંથી શીખો જવાહીરો ઉખેડીઉખેડીને લઇ ગયા. યુદ્ધો અને વેરોનું આ મહા ભયંકર સ્વરૂપ છે. કલા હિંદુની નથી તેમ મુસલમાનની નથી; શીખની નથી તેમ મુગલની નથી; છતાં જહાંગીરની કબરની મનોહર અને સપ્રમાણ વેલોમાં યોગ્ય સ્થળે મૂકેલાં સ્ફટિક ઉખેડી ઉખેડીને અમૃતસરનાં એકલાં સોનાથી જ મઢેલાં બેડોળ મંદિરની અંદર જડવામાં શો ઉપકારક હેતુ સરતો હશે!

લાહોરમાં શીખ સત્તાની અસરો છે. લાહોરમાં શીખની વસ્તી મોટી છે, પણ બીજી વસ્તી એથી યે મોટી છે. પરંતુ શીખ ધર્મનું મુખ્ય ધામ તો અમૃતસર. લાહોરથી તે અમૃતસર સુધી મોટર જઈ શકે એવો રસ્તો છે. વચ્ચે ડામર લગાડેલો છે અને બંને બાજુ ગાડારસ્તો છે. આમ હોવાથી મોટર માટેનો રસ્તો વધારે સારો રહી શકે છે. તે રસ્તે (જેને અંગ્રેજીમાં ગ્રાન્ડ ટ્રન્ક રોડ કહે છે) અમે ગએલા. અગાઉ શેરશાહે બંગાળાથી પેશાવર સુધી બંધાવેલો તે જ આ રસ્તો. તેમાં અહીંનહીં થોડા ફેરફાર કરી અંગ્રેજ સરકારે હજી તેને ઘણી સારી સ્થિતિમાં રાખ્યો છે. લશ્કરી રીતે જોઈએ તો હિંદના પશ્ચિમોત્તર ભાગમાંથી આવનાર દુશ્મન સામે હિંદનું રક્ષણ કરવા માટે આ રસ્તો બહુ ઉપયોગી થઈ પડે તેમ છે, એટલે તે બહુ [illegible]


શાલિમાર બાગ - લાહોર


અમૃતસરનું સુવર્ણમંદિર

## ૫-અમૃતસર

આજે અમૃતસર બે જગ્યાઓ માટે પ્રખ્યાત છે. એક ત્યાંનું સુવર્ણમંદિર અને બીજી જલિયાંવાલા બાગ. સુવર્ણમંદિર સુંદર જગ્યા છે, તેમજ શીખોના ભક્તિભાવને લીધે તે છે તેના કરતાં પણ વધારે ભવ્ય લાગે છે. આસપાસના તળાવને લીધે મંદિરના ધવલ સંગેમરમરનું દૃશ્ય સારું લાગે છે. શીખો મૂર્તિપૂજામાં માનતા નથી, એટલે જે નિયમોને અધીન રહી શીખો ચાલે છે તે જેમાં લખ્યા છે એ ગ્રંથસાહેબનું તેઓ બહુમાન કરે છે. અહીં એક રૂપિયાથી વધારે રકમ ધરનારને પહોંચ આપવામા આવે છે, એ રીત બીજાં સર્વ મંદિરોએ ગ્રહણ કરવા જેવી છે.

અહીંના સુવર્ણમંદિરનો ખ્યાલ લખીને આપી શકાવો મુશ્કેલ છે. તેના બહારના ફોટોગ્રાફો તો ઘણાએ જોયા હશે, પરંતુ તેની અંદરના ગર્ભદ્વારની છબી કોઇને લેવા દેવામાં આવતી જ નથી. ચારે પાસ તળાવની વચ્ચે આરસથી એ બાંધેલું છે. શીખોની ભક્તિ અને ધર્માંધતા ત્યાં દેખાય છે. જેટલા પૈસા ખરચાય તેટલા એ મંદિરની અંદર સોનાની વચ્ચે નીલમ અને એવું બધું જડવામાં ખરચ્યા છે, એટલું જ નહિ પણ શીખોએ મુગલોની કબરો મુકરબા વગેરેની કલાત્મક નકશીનો સંહાર કરી તેમાંથી જે જવાહિરો ઉઠાવ્યાં તે બધાં પણ આ બેડોળ આકૃતિનું આર્થિક મૂલ્ય વધારવામાં જ વાપર્યાં હોય એમ લાગે છે. છતાં સમગ્ર રચનામાં સપ્રમાણતા અને ભવ્યતા બંને છે. મધ્યમાં ગ્રંથ સાહેબ અને તેની સમક્ષ સતત ચાલુ રહેતું સંગીત શીખ ધર્મની કલાને જીવન્ત રાખે છે.

જલિયાંવાલા બાગ એ હિંદની પ્રજાકીય અસ્મિતાનું પ્રતીક છે. માન-અને અપમાનની લાગણી બે જણમાં ન હોય: સાધુમાં અને ગુલામમાં. એ ગુલામી માનસમાંથી રાષ્ટ્રનો પ્રાણ જે દિવસ સચેત થઇ ઊઠ્યો તેનું સ્મરણ રાખવા માટે અમૃતસરની મ્યુનિસિપાલિટીએ આ બાગની પ્રખ્યાત જગ્યાઓ ઉપર સ્મારકો ઊભાં કર્યાં છે.

એ સર્વ વિચારો મને આવ્યા હતા, છતાં જે ભવ્ય વાતાવરણ અમૃતસરના સુવર્ણમંદિર અને અકાલ તખ્તમાં જોવા તેમજ અનુભવવા મળે છે તેવું ગુજરાતમાં મેં અનુભવ્યું નથી. સાહિત્યની નજરે કે કલાની નજરે જે વસ્તુ જોઇ તે જ વસ્તુઓ ઐતિહાસિક કે ધાર્મિક દૃષ્ટિએ જોઇ હોત તો આ લેખ જુદી જ રીતે લખાત.

અમૃતસરમાં પણ બિકાનેરની માફક અમે માત્ર થોડા કલાકો જ રહ્યા હતા અને તેટલામાં શું જોવું અને શું ન જોવું તે પ્રશ્ન મુખ્ય થઇ પડ્યો હતો; કેમકે બધું જ જોવા જેવું લાગતું હતું. અમૃતસરની મ્યુનિસિપાલિટીનો ટાવર પણ જોવા જેવો લાગતો હતો; પણ તેની તો છબી પાડીને જ સંતોષ માન્યો.

અમારે ખાલસા કૉલેજ જોવી હતી, પણ તે તો બંધ હતી. અમે મકાનનાં દૂરથી દર્શન કર્યાં અને વિદ્યાની ઉપાસના અમે પણ ઠીકઠીક કરી લીધી એમ ગણી વિદાય લીધી.

જતાંજતાં એક કાર્પેટ ફૅક્ટરી જોવા અમે ગયા હતા. પ્રવાસમાં અમે જોયું હતું કે જે માલ હિંદ બહાર પણ પુષ્કળ જાય છે તે માલ બનાવનારાઓ પોતાનાં કારખાનાંનાં અંગ્રેજી નામો રાખવાં વધારે પસંદ કરે છે. અમે જે શેતરંજીઓ જોઇ તે મોહ પમાડે તેવી હતી અને અપરિગ્રહનો નિયમ કોરે મૂકવા વૃત્તિ થાય તેવું હતું; પણ તે સર્વની કિંમત ઘણી હતી. પ્રકારમાં

ભૂતકાળને જીવંત અને વર્તમાનને શાશ્વત બનાવતી જગતની સર્વકાલવર્તી મહાન શોધ

# સા—મુદ્રણકળાના શ્રીગણેશ

સામાન્ય માણસને જો પૂછવામાં આવે કે મોટામાં મોટી સર્વકાલીન શોધ કઈ? તો મુખ્યત્વે કરીને વરાળ, વિદ્યુત, ઇન્ટર્નલ કૅામ્બશ્ચન એન્જિન (આંતરજ્વલનવાળું એન્જિન), તાર, ટેલીફોન, વાયરલેસ, ટેલીવીઝન વગેરે તરફ તેનું લક્ષ્ય ખેંચાશે. આ શોધોએ, અલબત્ત સમય અને સ્થળ ઉપર વિજય મેળવ્યો છે અને સંસ્કૃતિની પ્રગતિને ઘણો વેગ આપ્યો છે; છતાં તેને સર્વકાલવર્તી કહી ન શકાય. એ બિરુદ પામે એવી મહાન શોધ તો (ગયા અંકમાં કહી ગયા તેમ) એક મુદ્રણકળાને જ કહી શકાય. છપાએલો એકેએક અક્ષર ભૂતકાળ સાથે આપણો સંબંધ સ્થાપવામાં અને ટકાવી રાખવામાં સહાયક છે. એ કેવળ ખંડો અને મહાસાગરોને જ પરસ્પરની સંસ્કૃતિના વિકાસની પાજથી બાંધતા નથી, પરંતુ એક યુગને બીજા સાથે સાંકળે છે. એની સહાયથી જેમ આપણે ઍરિસ્ટોટલ ને આર્કિમીડિસ, પ્લેટો ને સૅાક્રેટિસ, શેક્સપિયર ને ડિકન્સનું નવરાશે અવગાહન કરી શકીએ છીએ, તેમ એને પ્રતાપે આજના મહાપુરુષો પણ કદી મરશે નહિ. દસ હજાર વર્ષ પછી પણ એઓ માણસો સાથે વાત કરતા હશે. છાપકળા ભૂતકાળને જીવંત ને વર્તમાનને શાશ્વત બનાવે છે.

આ છાપકળા ક્યાંથી અવતરી? કયે સ્થળે અને ક્યારથી એની શરૂઆત થઈ? આકૃતિ અને આંક, અક્ષર અને શબ્દો, લીટીઓ અને પાનાને શાશ્વત રૂપ આપતી એ કળા, ૧૭૦૦ વર્ષ પહેલાં છેક ઇશુની બીજી સદીમાં જાણીતી હતી. એમ કહેવામાં આવે છે કે ચિનાઈ બાપાનો એક ઉત્તમ ગ્રંથ લાકડાની તકતીઓ પર કોરી કાઢવામાં આવ્યો હતો. તે પછી લક્કડબીબાં ઉપરથી છાપવાના હુન્નરની સમયમર્યાદા ઇશુની છઠ્ઠી સદી સુધીની બાંધી શકાય. જાપાનમાં ઇ.સ. ૭૪૬થી એ લક્કડબીબાંથી છાપવાનું શરૂ થયું. છૂટાં બીબાં વડે કોરીઆમાં કેટલાંક પુસ્તકો ઇ.સ. ૧૩૩૭માં છપાયાં હતાં; અને યુરોપમાં પંદરમી સદીની શરૂઆતમાં ત્રાંબાનાં બીબાં શોધાયાં એવું માનવામાં આવે છે. મધ્યયુગના રાજાઓ અને ઉમરાવો પાસે લાકડા અને ધાતુમાં કોરેલી મહોરછાપ હોવાનું તો આપણે જાણીએ છીએ.

પરંતુ ઇશુની ચૌદમી સદીના ઉત્તરાર્ધ સુધી તો યુરોપમાં દરેક પુસ્તક કે જાહેર તેમજ ખાનગી દસ્તાવેજ બધું કામ હાથે જ લખવામાં આવતું. એવી હસ્તલિખિત ચોપડીઓનો વેપાર ઘણા વિશાળ પાયા પર ચાલતો હતો. એકેય વિદ્યાપીઠ કે ધાર્મિક સંસ્થા લહીઆ, શોભનકાર, ચોપડીઓના ચીતરનાર અને વેચનારના કામદારમંડળ વિહોણી નહોતી; અને ઘણા સુંદર ગ્રંથો એઓ પ્રગટ કરતા.

છાપવાની કળામાં પ્રગતિનો સાચો પલટો તો છૂટાં બીબાંની શોધે આણ્યો. ચૌદમી સદીના અંત સુધી જે પુસ્તકો છપાતાં તેનાં આખાં પાનાં ને પાનાં લાકડાની તકતીઓમાં કોતરવામાં આવતાં. આમાં મુશ્કેલી એ કે એ વડે છાપ લીધા પછી તે બધાં સંઘરી રાખવાં પડે અને એ ચોપડી ફરી છાપવાની ન હોય ત્યાં સુધી એનો બીજો કશો ઉપયોગ નહિ. પણ છૂટાં બીબાંની શોધે આ સ્થિતિમાં પલટો આણ્યો અને તે દિવસથી છાપકળાની પ્રગતિ પાંખાળી બની.

ઈ.સ. ૧૪૨૦ અને ૨૩ની વચ્ચેના કોઈએક વર્ષની એક સુંદર શુક્રીઆળ સવારે હારલેમ પાસેના જંગલમાં ટહેલતાં ટહેલતાં લૉરેન્સ જહૉન્સન કૉસ્ટર નામના એક હોલંડવાસીએ બીચ ઝાડની થોડી છાલ લઈ તેમાંથી છૂટા અક્ષરો કોતરી કાઢ્યા, અને પોતાના પોતરાઓને શીખવવા કાજે એકાદ બે લીટીઓમાં એને ગોઠવી, ઉલટાવી એક કાગળ પર તેની છાપ લીધી. છોકરાઓને શીખવવા માટેના આ યોજનાકાર્યે કૉસ્ટરના ભેજામાં ભવિષ્યની આ મહાન શોધના વિચારોનું બીજ મૂક્યું.

સામાન્ય શાહી એને ઘણી પાતળી જણાવાથી પહેલાં તો એને ઘટ્ટ અને વધુ પાકી શાહીની શોધ કરવી પડી. એ વડે પરિણામ એટલું તો સંતોષકારક આવ્યું કે હવે એણે અક્ષરો માટે ઝાડની છાલ કરતાં કોઈ વધુ સારી ને ટકાઉ ચીજ વાપરવાનો નિરધાર કર્યો. એણે સીસાની અજમાયશ લીધી, પરંતુ એ ઘણું નરમ જણાયું એટલે એણે કલાઈનો અખતરો કર્યો અને એમાંથી ઘણી સફળતાથી અક્ષરો નીપજાવ્યા.

જંગલમાંની એ લટાર અને પોતાના પોતરાઓને શીખવવાની એ ચબરાક વર્ષદાની ઇચ્છાએ દુનિયાને છૂટાં બીબાં અને છાપશાહી આપી અને સાથેસાથે આજ-

નાં લીનોટાઇપ, મૉનોટાઈપ, સ્ટીરિયોટાઇપ અને આધુનિક વર્તમાનપત્રોનાં ઝડપી સાધનોનો પાયો નાખ્યો. પરંતુ જેમ બીજા ઘણા શોધકોની બાબતમાં બને છે તેમ કૉસ્ટરનો આ યશ તેને નસીબે ન રહેતાં લૂંટાઇને બીજાને જ ભાગ્યે ચોંટ્યો.

કૉસ્ટરનાં આ નવાં બીબાંની માગણી એટલી તો વધી પડી કે બીજાં વધારે માણસોને પોતાના કુટુંબ-ધંધામાં દાખલ કરવાની એને ફરજ પડી. આ બધા પાસે એણે એ હુન્નરનું રહસ્ય છૂપું રાખવાના સોગન લેવડાવ્યા.

આ કામદારોમાંનો જૉન નામનો એક જર્મન કે જે જૉન ફૂસ્ટ અથવા ફાઉસ્ટ હોવાનો શક જાય છે એણે બીબાં ઢાળવાની અને અક્ષરો જોડવાની એ તરકીબ હસ્તગત કરી લીધી અને પલાયન થવાનો લાગ શોધતો, એક દિવસ જ્યારે બધા દેવળમાં ગયા હતા ત્યારે, બીબાં બનાવવાના સાધનો અને હથિયારો તફડાવી એ માઇન્ઝ નગર તરફ પલાયન થઈ ગયો. ઇ.સ. ૧૪૪૦ના અરસામાં ત્યાં એણે બીબાં બનાવવાનું અને છાપવાનું કામ શરૂ કર્યું. પાછળથી જ્હૉન ગટનબર્ગે અને જ્હૉન ફૂસ્ટે એ જ શહેરમાં છાપવાનું શરૂ કર્યું અને આખા યુરોપભરમાં એમની કીર્તિ ફેલાઇ. જોકે કૉસ્ટર અને તેના નબીરાઓએ ઇ.સ. ૧૪૮૧ સુધી હારલેમમાં છાપવાનું ચાલુ રાખ્યું, છતાં એટલું તો નિર્વિવાદ છે કે ઇ.સ. ૧૪૫૦થી માઇન્ઝ જ છાપકલાનું કેન્દ્રસ્થાન હતું.

આનું ચોખ્ખું પરિણામ એ આવ્યું કે જર્મનીએ ગટનબર્ગને હેરફેર કરી શકાય એવાં છૂટાં ધાતુબીબાંના શોધક તરીકે જાહેર કર્યો.

જો કે યુરોપમાં આ છૂટાં બીબાં (movable types)ની પહેલી શોધ કોણે કરી એ વિષે ઘણા મતભેદ છે. હૉલંડ, જર્મની, ઇટલી અને ફ્રાંસ સૌ દેશો એ યશ પોતાનો હોવાનો દાવો કરે છે; છતાં જર્મની પાસે એ સમયના પ્રાથમિક ગ્રંથો ગટનબર્ગના નામના પુરાવા સાથે મોજૂદ છે, જે બીજા દેશો પાસે નથી; એટલે મુદ્રણકલાના પિતા તરીકે એની નામના થઇ છે.

તે પછી તો ગટનબર્ગ, ફૂસ્ટ, શૉફર અને બીજા ઘણાએ બીબાં ઢાળવામાં અને છાપકામમાં આગળ સુધારા કર્યા; પરંતુ એ બધા પ્રયત્નોને માટે માર્ગ ઘણો કાંટાળો હતો. કોઈપણ નવી નવી શોધ, જૂના સ્થાપિત હક્કોવાળાઓના દિલમાં દહેશતરૂપ નીવડે છે.

એ જ પ્રમાણે ધર્માચાર્યો અને લહિયાઓનાં શક્તિશાળી મહાજનોએ પોતાની રોજી પર તરાપ મારતી આ નવી છાપકલાનો કટ્ટર વિરોધ પુકાર્યો. પહેલા મહાજને એમાં વિદ્યાપ્રચાર અને તેને પરિણામે ઉદ્ભવતો ધર્માચાર્યોની સત્તાનો વિનાશ વાંચ્યો, જ્યારે બીજા મહાજનને એવું સમજાયું કે છાપકલા એમના જીવનનો રોટલો ખૂંચવી લેશે.

આની સામે ફૂસ્ટ અને ગટનબર્ગ બંનેએ છાપકલાની સુધારણા કાજે પોતાનું ધન, દરજ્જો અને શાહજાદાઓની કૃપા સુદ્ધાં ન્યોચ્છાવર કરી એટલું જ નહિ પણ વિરોધીઓ સાથે અદાલતમાં લડી લડી એમણે ગરીબાઇ પણ સ્વીકારી. છતાં એમણે ખંત છોડ્યો નહિ અને એમના નિશ્ચલ અવિશ્રાંત પરિશ્રમને પરિણામે યુરોપના એકેએક મોટા શહેરમાં છાપખાનાની સ્થાપના થઇ.

અને એક ગજરૂવાળાને ત્યાં શિખાઉ તરીકે ગુમાસ્તાગીરી કરતો વિલિયમ કૅક્સ્ટન કેવીરીતે વહેપારી બની ખુશ્બસ ગયો; ત્યાં 'સાહસિક વેપારીઓ'ની પેઢીનો કામચલાઉ મુનીમ બની કેવીરીતે છાપકલાનો હુન્નર શીખ્યો; અને ઇ.સ. ૧૪૭૬માં વૅસ્ટમિન્સ્ટરમાં 'રેડ પેઇલ' પાસે પહેલવહેલું બ્રિટિશ છાપખાનું સ્થાપી, છાપકલાનો ધંધો એણે શી રીતે જમાવ્યો, એ બ્રિટિશ છાપકલાના શ્રીગણેશની કથા તો ઘણા નિશાળીઆઓ જાણે છે.

પણ તેના યે યત્નો આરામસફરશા નહોતા. ચોથા એડવર્ડ, સાતમા હેન્રી, અર્લ રિવર્સ, અર્લ ઑવ વૉરિક અને એરન્ડેલ જેવા આશ્રયદાતાઓ છતાં, કોરાનના દસ્તાવેજ લખનારા ચિટણીસો, ધારાશાસ્ત્રીઓ અને 'આપણે છાપકલાને જડમૂળથી ઊખેડી નાખવી જોઇએ નહિતર એ આપણું નામનિશાન પણ નહિ રહેવા દે' એવા પોકારો કરનારા પાદરી બાવાઓએ એને હેરાન કરવામાં બાકી ન રાખ્યું. એના છાપખાનાનો નાશ સુદ્ધાં કરવા માટે એમણે પ્રયત્નો કરેલા. એ સૌના જબ્બર વિરોધ સામે કૅક્સ્ટનને કપરી ટક્કર ઝીલવી પડી હતી.

પરંતુ વિરોધ પ્રગતિનો ગમે તેટલો અવરોધ કરે, છતાં તે તેને અટકાવી શકતો તો નથી જ. વ્યાંકવાન ડ વૉર્ડે, રીચાર્ડ કૉપલૅંડ અને રીચર્ડ પિન્સનની સબળ સહાયથી કૅક્સ્ટનના કુટુંબે બ્રિટનમાં છાપકલાનાં મૂળ સજ્જડ કરી દીધાં.

(સંમોહ કપરવી)

## ગોપી

(અનુસંધાન પાછળ પૃ. ૮૮થી ચાલુ)

એ 'મારી ગોપી, મારી ગોપી' એમ લાડમાં બોલાવતી. એ ઘઉંવર્ણી કૂકડી માતાની બધી મોરછા ગોપાળમાં ઊતરી હતી, અને કુદરતનો વિકાસક્રમનો સિદ્ધાંત સમજાવતી હોય તેમ છોકરાનો રંગ ઘઉંવર્ણામાંથી ગુલાબી પ્રગટ્યો હતો.

મોતી રાવળે છોકરાને મોતીના છોડ જેમ ઊછેર્યો. રાવળિયાનું છોકરું નાનપણથી જ નાચતાં અને ગાતાં શીખી ગયું. જેમજેમ એ મોટો થતો ગયો તેમતેમ મોતી રાવળે એને ભવાઈઓ તથા જાને ત્યારે શહેરનાં નાટકો બતાવી નાચ ગાયનના સંસ્કાર સીંચવા માંડ્યા. કોઈપણ ચીજ ગોપાળને ગળે સહેલાઈથી ચડી જતી. શહેરમાં નાટક જોઈ આવનારો ગામડાંનો વર્ગ આ છોકરાને મોઢે આટલી સરસ રીતે છેલ્લામાં છેલ્લાં ગાયનો સાભળીને ખુશ થઈ જતો. આમ ગોપીની પ્રતિષ્ઠા જામી. ભવાઈઓના ટોળાએ પણ એકવાર ગોપાળને પોતાની સાથે લઈ જવા માગણી કરેલી. પણ મોતી રાવળ પોતાના મોતીના છોડને શેનો વેડાવા દે? તેણે તો પોતાના છોકરાને સારો એવો કેળવ્યો; અને બેત્રણ લગ્ન વગાડવા માત્રથી જ મોતી રાવળને બાર મહિનાના રોટલા મળી જવા લાગ્યા.

ગોપીની ટુકડી પોતાને ઘેર આવ્યાથી ચતુરભાઈના પિતાને આબરૂ જળવાયાનો સંતોષ તો થયો, પણ પચાસ રૂપિયાની રકમ પણ જરા તાળવે ચોંટવા લાગી. પરંતુ એમા નો કાંઈ ઇલાજ ન હતો, એટલે હવે રકમ બરાબર વસૂલ કરવી જોઈએ તેના પર વાત આવી. એક પણ પ્રસંગ એ ઢોલી વગરનો પડવા દેતા ન હતા. અને બીચારી ઢોલીની જાત; બધું સમજે તો ય સામા થવાની એની શી તાકાત? વળી લોભ પણ ખરો. બેઠક વખતે ભેટ મેળવવાની દાનતે સૌકોઈને રીઝવવા જ રહ્યા. આ ધમાલમાંથી મળતી આરામની ક્ષણોમાં વરણાગિયા જુવાનો એમનો કસ કાઢતા, 'આ ફલાણા ગામના પટેલ અને આ ઢીંકણાના;' 'આગને કામ દેખાડવામાં ફાયદો છે.' એમ મનાવી પટાવી રાવળિયા પાસેથી નાચ વગેરે કઢાવી લેતા. પણ આ બધી જહેમત ઉઠાવવાની પાછળ મોતી રાવળિયાના મનમાં એક જ હેતુ રહેતો; વરને માંડવે અને કન્યાને માંડવે મળતી બેઠકોમાં પટેલિયાઓને રીઝવી ભેટ મેળવવી. અને ખરે, આ બે પ્રસંગે તો દરેક લગ્નમાં મોતી રાવળિયાને ટંકશાળ પડતી. ગોપી બનેલો ગોપાળ જેની દાઢીમાં જઈ હાથ નાખે તેની શું મજાલ કે રાવળિયાને પાછો ઠેલે? ભલભલા મક્કીચૂસ પણ પાણી પાણી થઈ જતા કુશળ વેપારીની પેઠે મોતી રાવળ લીલી વેલ જેવા લાગતા બધાની આ દિવસોમાં ઓળખાણ કરી લેતો. એમને રીઝવવા ખાતર એ થાકેલા ગોપીને પણ નચાવતાં વિચાર ન કરતો. અને તૂટતે અંગે ગોપી મને કમને નાચ્યે જતો.

રાવળિયાઓનો કસ કાઢવાની વરના બાપની ઇચ્છા પૂરી બર ન આવી. ઢોલીઓએ વરને માંડવે લૂગડાં તો પહેર્યાં, પણ જ્યાં વરઘોડો જ ફેરવવાનો વખત ન રહ્યો ત્યાં ઢોલીઓની અરધી પોણો કલાક ચાલતી રમઝટ તો ક્યાંથી જ જામે? જાનને જલદી જોડી મૂકી પડી. હવે તો જે બને તે કન્યાને માંડવે.

**ચ**તુરભાઈ પટેલ વહુવાળા થઈ ગયા. વરપક્ષે અને કન્યાપક્ષે લગન માણ્યાં. ગીત ગાઈગાઈને વેવાણોના ગળાં બેસી ગયાં હતાં. રાતની રાતોના ઉજાગરા સૌની આંખો ઉપર દેખાતા હતા. ચચ્ચાર દિવસનાં મિષ્ટાન્ન જાણે અરુચિકર થવા લાગ્યાં હતાં. સૌકોઈ હવે ઘેર જઈ નિરાંત સેવવાની આશા રાખતું હતું. હવે બાકી હતો માત્ર એક જ કાર્યક્રમ,—છેલ્લી બેઠકનો—જેમાં વરપક્ષનાં સગાંવહાલાંને પહેરામણી, સૌ નિમંત્રિતોને પાનબીડાં અને આખા ગામની નોતરેલી-વણનોતરેલી, શિષ્ટ-અશિષ્ટ તમામ વસ્તીને ગોપીના નાચની મઝાની ભેટ.

બેઠકનો વખત ભરાવા આવ્યો અને મોતી રાવળે ગોપીને સજાવવા માંડ્યો. કેટલી યે જાનોની ધૂળ ખાધેલો ખડિયો મોતી રાવળે છોડ્યો; મોટા ઘેરવાળા ઘાઘરા ને ગુલાબી, વાદળી, લીલી સાડીઓ કાઢી. એક કટાએલા પતરાના દાબડામાંથી ખોટાં મોતીના હાર, બંગડીઓ, અને બીજી શૃંગારસામગ્રી કાઢી. ગોપીએ તથા કા'ન બનનાર છોકરાએ તૈયાર થવા માંડ્યું. કોઈ સુકેશીને પણ શરમાવે એવો ચોટલો ગોપીએ તેલ નાખીને ગૂંથ્યો. ગોળ ચહેરો પાઉડર લગાવતાં વધારે ખીલ્યો. આંખમાં મેશ, ગાલે તથા ચિબુકે વાદળી ટિપકી, નાકમાં મોટી વાળી, કાનમા ઝુમ્મર, સેંથામાં મોતીની માંગ, કાંડે મોતીની બબ્બે હારના ચાપડા, તંગ સુંદરણા ઉપર કિરમજી રંગનો ઘેરદાર ઘાઘરો, ઉપર દક્ષિણી ઢબે નાખેલી જાંબલી ઓઢણી, અને છેવટે, મુનિવરનાં પણ મન ચળાવે એવી

પગની મોટી ઘુઘરીઓ, એમ ગોપીનો શૃંગાર સજાયો.

મોતી રાવળ એકેએક વિગત ઉપર ધ્યાન આપતો હતો, અને છોકરાને શણગાર સજાવતાં પ્રગટ અપ્રગટ તે બોલતો હતોઃ 'આજે તો દીકરા, કશી કમી ન રાખતો. રમઝટ બોલાવજે. ખોડિયાર મા જેવી માથે બેઠી છે. હાજરાહજૂર છે મારી માડી.'

ગોપી મૂંગેમૂંગો સાંભળ્યા કરતો હતો. એની આંજેલી આંખમાં રતાશ હતી, ગાલ વગર રંગે પણ તડકાથી તપીને રાતા થયા હતા. છોકરો જાણે થાકીને ક્ષીણ થઇ ગયો હતો.

'બે ઘડી ગાળવી લેજે બેટા! જગદંબા, મારી મા! તારો છોકરો છે, મા! ગરીબનું રતન છે!' છોકરાની દીલાશ કળી ગયેલો મોતી ખોડિયારને આરાધતો હતો. બાપની ચિંતા જોઈ મૂંઝાતો ગોપી બોલ્યોઃ 'કાંઇ નથી બાપા, મુંઝાઓ છો શાના? બરાબર ચાલશે.'

બપોર ઢળતાં વેવાઇને માંડવે બેઠક જામી. ધોળીએ ચાદરોના બાંધેલા માંડવામાં કાગળના ફૂલનાં તોરણો લટકી રહ્યાં હતાં. મોટામોટા આથરો ઉપર તકિયા અને રૂએલ ગોદડાં બિછાવાઇ ગયાં હતાં. સૂર્યનારાયણના તડકા માંડવાની અંદર સહેજ પેઠા અને વરરાજા તથા જાનૈયા વાજતેગાજતે વેવાઇને માંડવે આવી પહોંચ્યા. પહેરામણીમાંથી વેવાઇઓ પરવાર્યાં પછી એકબાજુ ન્હાપાણીની તૈયારી થવા માંડી અને બીજી બાજુ દેવીઓને રમવાનું શરૂ કરવા કહેવામાં આવ્યું.

મોતી રાવળ સિવાય ચારે રાવળિયાઓએ લૂગડાં પહેર્યાં હતાં. ગોપી અને કૃષ્ણ થનાર છોકરા સિવાયના બીજા બે રાવળિયા આધેડ હતા. એમની શોભા ઓર ખીલી નીકળતી હતી. કાળાં શરીર, બેઠેલાં ડાચાં, મૂછ મૂંડેલું મોં અને તે ઉપર સુંદરીના સોળ શણગાર! બન્ને ઢોલકાં ટાંગી ધમધમાટ સાથે ચકરીઓ લેવી અને ગોપીના નાચ માટે વાતાવરણ જમાવવું એ એમનું કર્તવ્ય હતું. ગોપી અને કાંન રમતા ત્યારે એ બે જણ બાજુએ ઊભા રહી ઢોલક વગાડ્યે જતા અને મોતી રાવળ એક બાજુએ બેસી એની ધોળી પાઘડીવાળું માથું હલાવતો ગાલ ફુલાવી શરણાઇ વગાડતો.

મોટા રાવળિયાઓએ ઢોલકાંનો ઢમઢમાટ કર્યા પછી કાંનગોપીનો નાચ આદરાયો. અવાજ કરતાં છોકરાં શાંત થયાં. દેવીને રમવાની જગાની ચોમેર એમનું જાગેલું કૂંડાળું વધારે ગાઢ થઇ આગળ ધસવા લાગ્યું. ઢીલી કમરવાળા જુવાનિયા ટટાર થયા અને દરેકે, પોતાને આ મિજલસમાં કંઇક વિશેષ મહત્તા મળે એ રીતે વાળ સમારવા, ખોંખારા ખાવા કે મૂછ આમળવા માંડી.

ગોપીની ઘુઘરીનો પહેલો રણકાર થયો અને આખી બેઠકમાં શાંતિ ફેલાઇ ગઈ. 'કાનુડો મારી કેડે પડ્યો છે' એ ગીતથી ગોપીએ શરૂઆત કરી. ત્યાં કાંન આવ્યા. બંને છોકરાઓએ નાટકમાં સાંભળેલી પ્રાસંગિક અપ્રાસંગિક ચીજો છેડી અને ધીરેધીરે કૂંડાળે પડ્યા. ઢોલકની રમઝટ ચાલી. ઘુઘરીઓ રણઝણવા લાગી. કૃષ્ણથી રીસાવાનો, મનાવાનો, ચીડાવાનો લાડ કરવાનો અભિનય કરતો ગોપી સૌકોઇના મુખમાંથી વાહ વાહના ઉદ્ગારો કઢાવવા લાગ્યો.

કાર્યક્રમની વગર જાહેરાતે લોકો વાત કરતા હતા કે આજે દાણલીલા રાખવાની છે. જે ગવાતું હોય તે કરતાં પણ કોઇ વધુ સારી ચીજ હવે આવવાની છે એ આશાએ સૌકોઇ આતુર થઈ જોઇ રહેતા. ચીજો જેમજેમ ગવાતી ગઇ તેમતેમ વધુ સારી ચીજ માટેની આતુરતા વધતી ગઇ.

ગોપીએ ગીત ઉપાડ્યું. શરણાઇ ઘૂંટાવા લાગી. ગોપીએ હોઠ મલકાવી ગીત વહેતું મૂક્યુંઃ

'છેટો છેટો રહે નંદના છોકરા રે,
મારાં રાંધણિયાં અભડાય રે,—'

કાંનજીએ સામે બીજું ગીત લીધુંઃ

'આવો રબારણ હો! મારે નેસલડે,
દેડાંનાં પાડું આમીડાં રે, રબારણ હો! મારે નેસલડે.'

આમ સામસામાં ગીતો બોલાતાં ગયાં. ગોપીનો છેડો ઊડતો જાય, કાંનજી પાછળ ખેંચાતો જાય, ગોપી હાથમાં આવી ન આવી અને સરકી જાય! સારંગના સૂરે, ગોપીના કંઠે, ઢોલકના તાલે અને શરણાઇની મધુરતાએ પટેલની જાનમાં જાણે ગોકુળ ખડું કર્યું.

ગાયનો થંભ્યા અને મૂંગું નૃત્ય શરૂ થયું. ગોપીનાં અંગો ડોલવા લાગ્યાં. ગૂંથેલા વાળમાંથી છૂટી પડીને મોં ઉપર ઝૂલતી એકબે લટોએ તો કેટલાયને ગાંડા કરી મૂક્યા. મોતી રાવળને નસીબ ઊજળું દેખાવા લાગ્યું. છોકરાએ રંગ રાખ્યો. 'જે હો તારી, ખોડિયાર મારી મા! મા, તને રાજી કરીશ; છોકરાને રમાડજે, મારી

મા!' અને બેઠકમાં ગોપી ફરવા માંડતાં રૂપિયાથી જે ખિસ્સું ભરાઇ જશે તેની કલ્પના તેને ગાંડો કરી નાખવા લાગી. અને કોણ જાણે ક્યાંથી તેનામાં અચાનક અધીરાઇ પ્રગટી. છોકરો હવે બેઠકમાં ફરવા માંડે તો સારું. ઘડી પછી શું નું શું બને! હવે છોકરો પોતાના તરફ જુએ તો તરત તેને નાચ બંધ રાખી ફરવા માંડવાનો ઇસારો કરવાનું નક્કી કર્યું.

પણ ગોપીએ મોતી રાવળ ભણી આંખ ફેરવી જ નહિ. આંખો ઢાળીને તેણે તો નાચવું જ ચાલુ રાખ્યું. કા'ન બનેલો છોકરો તેની પાછળ ખેંચાતો જતો હતો, ઢોલકવાળો કોણ જાણે ભાન ભૂલ્યો હોય તેમ થાપીઓ માડ્યે રાખતો હતો, અને મોતી રાવળને અસહાય થઇ શરણાઇ ઘૂંટ્યે જવી પડતી હતી. જાણે બાજી કોઇના હાથમા ન રહી હોય, કોઇ અદશ્ય તત્ત્વ તેમને પકડેલી રહ્યું હોય તેમ ગોપી, કા'ન, ઢોલક અને શરણાઇ પોતપોતાનું કામ અતિ ત્વરાથી કરી રહ્યાં હતાં.

વરના બાપ મનમાં રાજી થતા હતા. વેવાઇને માંડવે વટ પડ્યો. પણ આ છોકરો દાઢીમાં હાથ નાખશે ત્યારે શું આપવું પડશે, અને પોતે આપે તે પ્રમાણે વેવાઇઓને પણ આપવું પડે અને એમ વેવાઇ પક્ષના લોકોને કેમ ખાલી કરાય, એ વિચારોમાં અભિમાન અને કૃપણના તેના મનમા ઘડભાગ મચાવી રહ્યા હતાં. તોય તેમણે સંતોષનો ઉચ્છ્વાસ લીધો અને આખી બેઠક તરફ આંખ ફેરવી. બધાંની આંખો જાણે નાચતા છોકરા ઉપર પરોવાઇ ગઇ હતી. છોકરાની ચાલે સૌ કોઇને વધુ ને વધુ ઉત્તેજતી, ખેંચતી, લોભાવતી અને તલસાવતી જતી હતી. ત્યાં તો મોતી રાવળને જાણે કંઇ આંચકો લાગ્યો. છોકરો તાલ ચૂક્યો. મોતી રાવળનાં ભવાં સંકોચાયાં. છોકરાને છૂટી શરણાઇ મારવાનું મન થઇ આવ્યું. પણ ગોપીએ સંભાળીને બેવડા જોરથી નાચ શરૂ કર્યો. મોતી રાવળ હવે ખૂબ ઊંચોનીચો થવા લાગ્યો અને અંતે જ શરણાઇ થોભાવી દેવાનો નિશ્ચય કર્યો. તેણે ઢોલકવાળા તરફ નજર ફેંકી, આખી બેઠક તરફ નજર નાખી; જાણે ત્યાં રૂપિયાની વાડી ન ઊગી હોય, અને હમણાં દીકરો એને વેડી આવશે અને મારો ખોળો ભરી દેશે! મોતી રાવળની આંખો ધોળે દહાડે સ્વપ્ન દેખવા લાગી. રૂપિયાના ભારથી જાણે તેનું ગજવું ભારે થવા લાગ્યું. 'ધન્ય માતા ખોડિયાર!' તેના મોઢાથી નીકળી ગયું. તેના જીવનની છેલ્લી ધન્ય ઘડી હતી. સંગીતની ધૂનમાં જાણે જગત ડૂબવા માંડ્યું હતું. અને ત્યાં—

રેશમી પડદો ચીરાય તેમ અચાનક ચીરાડો ક્યાંથી ઊભો થયો. ઢોલકવાળાના હાથ થંભી ગયા. મોતી રાવળનું ગળું શરણાઇમાં શ્વાસ ફૂંકતું બંધ થઇ ગયું. બેઠકમાં એક બેચેનીનો વાયરો વહી ગયો. અર્ધી આંખો ઢાળીને શરણાઇ વગાડ્યા કરતા મોતી રાવળની આંખો ઊઘડી ગઇ. એનું સ્વપ્ન વેરાઇ ગયું હતું.

નાચવાના કુંડાળાની વચ્ચે ગોપી ઢગલો થઇને પડ્યો હતો. અને જંગલી ઓઢણી એના મૂર્છિત શરીરમાંથી ઊઠતા શ્વાસોચ્છ્વાસથી ઊંચીનીચી થઈ રહી હતી.

'ત્રિશૂળ'

# ફોટોગ્રાફી હરીફાઈનું પરિણામ

ભાઈ આઇ. એન. ભગત (મુંબાઇ)ના 'અવનવી દુનિયામાં' નામના ફોટો-ચિત્રને આ મહિને પહેલું ઈનામ મળે છે. 'કુમાર'ની ફોટો-હરીફાઇમાં ટેબલ-ટૉપ ફોટોગ્રાફીનો નમૂનો કદાચ પહેલીવાર આટલી સારી રીતે રજૂ થાય છે. 'અવનવી દુનિયા'નું ચિત્ર-વસ્તુ રમૂજભર્યું અને સૂચક છે ત્રણે પાત્રોના મોઢાના ભાવો આખી વાર્તા રજૂ કરે છે. ઇંડામાંથી દુનિયામાં પહેલું ડોકિયું કરનાર મહેમાન પોતાની જનેતા બતકને જોઇ આશ્ચર્ય પામતો હોય તેવો ભાસ થાય છે. તેની માતા પણ તેટલી જ 'આનંદોર્મિ'થી અવાજ કરી રહી છે. પાછળની બિલાડી ઘાતક હોવા છતાં કુતૂહલમગ્ન બની છે. ચિત્રરચના ઉત્તમ છે. પાણી ને કાંકરાની અસર પણ પાડનારે સરસરીતે ઉપજાવી બતાવી છે. બીજું ઇનામ જીતનાર ભાઈ પ્રભાશંકર ત્રિવેદી (ઝાંઝીબાર) નું ફોટો-ચિત્ર 'મીનીને મનામણાં' છે. વિષય આકર્ષક છે, પરન્તુ પાડવામાં જરાક અનાવડતને લીધે બાળકની આંખ તડકાથી બીડાએલી ઝડપઈ છે. વળી ચિત્રને મથાળે લગભગ સવા ઇંચ ભાગ નકામો જણાય છે; તે કાપી નાખવાથી મુખ્ય વસ્તુ જોર પકડશે. ચિત્રમાં ફોટોગ્રાફીની કારીગરી સારી ગણાય. ભાઈ કાન્તિલાલ શાહ (અમદાવાદ) નું 'આંગણાંના હુલસ' ફોટો-ચિત્ર ત્રીજા ઇનામને પાત્ર ઠરે છે. આ ફોટો-ચિત્રની ટેકનિક (કારીગરી) પહેલાં બે જેટલી જ ઊંચી હોવા છતાં ચિત્રરચના ખોડવાળી હોવાથી ચિત્રનો સંદેશ જળવાતો નથી. આકૃતિની રંગોળી પૂરવાની ઢબ કઢંગી છે રંગોળી પૂરી થયા બાદ ફોટોગ્રાફ લેવાયો હોત તો સારું ચિત્ર સર્જાત. ભાઈ એમ. પી. સોની (ભાવનગર) ના 'એકલવ્ય' ચિત્રમાં વસ્તુ સારું છે. ફોટોગ્રાફીનાં છાયાચિત્રોમાં આ ઠીક પ્રયાસ ગણાય.

(ચિત્રો તથા અનુસંધાન છેલ્લા પાનાની સામેના પૂંઠા ઉપર)

## પૃથ્વીના અરધા ઘેરાવાને આવરી લેતી લંબાઇની

સીતાની શોધમાં હનુમાન ગયા ત્યારે તેમણે ચારસો યોજન એટલે લગભગ સોળસો માઇલનો કૂદકો મારીને સમુદ્રને પાર કર્યો હતો, પણ આ શરતમાં વિમાનોએ પચીસસો માઇલના કૂદકા માર્યા હતા. રામ લંકાવિજય પછી પુષ્પક વિમાનમાં બેસી અયોધ્યા આવ્યા હતા. સીલોનથી અયોધ્યાનું અંતર લગભગ પંદરસો માઇલ થાય. એ અંતર પુષ્પકે એક દિવસમાં એટલે દસબાર કલાકમાં કાપ્યું હતું. એટલે પુષ્પકનો વેગ કલાકના સવાસોદોઢસો માઇલનો ગણાય. પરંતુ આ શરતમાં કેટલાંક વિમાનોનો વેગ કલાકના બસેંસવા-બસો માઇલનો નોંધાયો હતો.

ઑસ્ટ્રેલિયા ખંડમાં આવેલા વિક્ટોરિયા સંસ્થાનના પાટનગર મેલ્બોર્ન શહેરને ગયે વર્ષે (૧૯૩૪માં) તેની સ્થાપનાનાં સો વર્ષ પૂરાં થયાં, એ શતાબ્દીનો એક ઉત્સવ ત્યાં થયો હતો. તે પ્રસંગના કાર્યક્રમમાં એક યોજના આ શરતની હતી. આ મહાન શરત લંડનથી મેલ્બોર્ન સુધી એટલે ૧૧૨૯૯ માઇલ લાંબી હતી. આવડી લાંબી શરત—પૃથ્વીના પરીઘના અરધા ભાગ જેટલી—આ પહેલવહેલી હતી, તેથી આખા જગતમાં તેને માટે બહુ ઉત્સાહ ઉત્પન્ન થયો હતો અને પરિણામની ઘણી આતુરતાથી રાહ જોવાતી હતી. લાંબી મુસાફરીમાં વિમાનોનો વેગ સહીસલામત રીતે ક્યાં સુધી વધારી શકાય અને કેવી બનાવટનાં યંત્રો લાંબી સફરોમાં ટકી રહે તથા પાર ઊતરે એ સંબંધીનું જ્ઞાન મેળવવું એ આ શરતનો ઉદ્દેશ હતો.

આ શરતનો ઉત્પાદક મિ. મૅકર્સન રૉબર્ટસન નામનો મેલ્બોર્નનો ચૉકલેટ બનાવનાર કરોડપતિ હતો. તેણે શરત જીતનાર માટે ભારે કિંમતનાં ઇનામો કાઢ્યાં હતાં. શરતના મુખ્ય બે વિભાગ હતાઃ એક ક્રમવિભાગ (Speed race) અને બીજો કાળવિભાગ (Handicap race). જે વિમાન ઓછામાં ઓછા વખતમાં ઊડી આવીને મેલ્બોર્નમાં નક્કી કરેલી ભૂ-રેખા સર્વથી પહેલું પસાર કરે તે પહેલા વિભાગમાં વિજયશાળી થયેલું ગણાય. પણ બધાં વિમાનો કાંઇ ઓછાં જ એકસરખાં હોય છે? કોઇ ભારે બનાવટનું હોય, કોઇ હળવું હોય, કોઇનું એન્જિન જોરાવર હોય તો કોઇ વળી નાજુક હોય; એટલે બધાંની તપાસણી કરી તેમની શક્તિ અને સાધનોના પ્રમાણમાં તેમને અમુક સમય નક્કી કરી આપેલો હતો. એ રીતે જે વિમાનને મેલ્બોર્ન પહોંચતા ઓછામાં ઓછો સમય લાગે તે બીજા વિભાગમાં જીત્યું ગણાય. ક્રમવિભાગમાં ત્રણ ઇનામો હતાંઃ પહેલું ઇનામ




## ઈંગ્લંડ અને ઑસ્ટ્રેલિયા વચ્ચેની

# વિમાની શરત

રેડિયો (વિસ્તાર સંદેશ), ટેલીવીઝન (સંજયદૃષ્ટિ), ટૉકી અને ટેલીના આ યુગમાં સ્થળ, કાળ અને સંયોગોનાં અંતર તથા અંતરાય ટાળતો વિમાનયુગ આજે આવી લાગ્યો છે. દુનિયાના ખંડો ગામ જેવા બન્યા છે અને તેના શહેરો ઘર જેટલાં નજીક આવી ગયાં છે.

આજે ન્યૂ યૉર્કનો અબજાધીશ હજાર માઇલ દૂર શિકાગોમાં પહોંચે છે; ગાયક, નર્તક અને બાજાવનારા માઇલો દૂર બેઠા જલસા ચલાવે છે; એક સેકંડમાં તો આજે પૃથ્વી ફરતી ચીસ સંભળાવી શકાય છે તેમજ હજારો માઇલ દૂર જોઇ કે વાતો કરી શકાય છે; અને એક ખંડમાં નાસ્તો, બીજા ખંડમાં ખાણું અને ત્રીજા ખંડમાં વાળુ કરી, ચોથા ખંડમાં સૂઇ, પાંચમા ખંડમાં પહોંચી જવાય તેવા દિવસો પણ હવે આવી લાગ્યા છે' તેની આગાહી આ શરત કરે છે.



દસહજાર પૌંડ રોકડા અને સાડા છસો પૌંડની કિંમતના સોનાના પ્યાલાનું (લગભગ દોઢ લાખ રૂપિયાનું) હતું. બીજું ઇનામ પંદરસો પૌંડનું અને ત્રીજું પાંચસો પૌંડનું હતું. કાલવિભાગમાં બે ઇનામો હતાં: પહેલું બે હજાર પૌંડનું અને બીજું એક હજાર પૌંડનું. આ ઇનામો માટે એવો નિયમ હતો કે કોઇપણ જીતનારો બંને વિભાગનાં ઇનામો ન મેળવી શકે.

શરતમાં દાખલ થવાને અનામત રકમ આપવાની હતી. ક્રમવિભાગ માટે પચાસ પૌંડ અને કાળવિભાગ માટે દસ પૌંડ; પરંતુ બંને વિભાગને માટે ભેગા પચાસ પૌંડ આપવાના હતા. તે ઉપરાંત એ શરતમાં ભાગ લેનારને ચાર હજાર પૌંડનું ખર્ચ થવાનો અંદાજ હતો. અનામત રકમ શરતના અંતે પાછી મળવાની હતી.

ગયા ઑક્ટોબર માસની ૨૦મી તારીખ ને શનિવારે સવારે સાડા છ વાગ્યે લંડન પાસેના મિલ્ડનહૉલ નામના મેદાનમાંથી શરત શરૂ થઇ દરેક વિમાન ૪૫ સેકંડના અંતરે ઊડ્યું હતું. વિમાનને માર્ગમાં ઊતરવાનાં ૧૮ સ્થળ નક્કી કરેલાં હતાં, પણ તે બધાં ફરજિયાત નહોતાં; ફરજિયાત તો માત્ર પાંચ જ હતાં: બગદાદ, અલ્લાહાબાદ, સિંગાપુર, ડાર્વિન અને ચાર્લેવિલે. આ સ્થળોનું અંતર આ પ્રમાણે છે: લંડનથી બગદાદ ૨૫૫૪ માઇલ, બગદાદથી અલ્લાહાબાદ ૨૨૯૯ માઇલ, અલ્લાહાબાદથી સિંગાપુર ૨૨૧૯ માઇલ, સિંગાપુરથી ડાર્વિન ૨૦૮૪ માઇલ, ડાર્વિનથી ચાર્લેવિલે ૧૩૮૯ માઇલ અને ચાર્લેવિલેથી મેલબોર્ન ૭૯૧ માઇલ. ઘણાંખરાં વિમાનો આ પાંચ સ્થળે જ ઊતર્યાં હતાં.

શરતનું આકર્ષણ એટલું બધું હતું કે પહેલાં તો લગભગ ૬૪ જેટલાં વિમાનોએ નામ નોંધાવ્યાં હતાં, પરંતુ તેમાં છેવટે તો વીસ જ વિમાનોએ જ ભાગ લીધો હતો. તેમાં ગ્રેટબ્રિટનનાં ૯, અમેરિકાનાં ૩, ઑસ્ટ્રેલિયાનાં ૨, હોલંડનાં ૨, ન્યૂ ઝીલૅન્ડનાં ૨, ન્યુગીનીનું ૧ તથા ડેન્માર્કનું ૧ એ પ્રમાણે વિમાનો હતાં. હિંદુસ્તાનમાંથી મિ. છાગલા નામના પારસી વિમાનીને ભાગ લેવો હતો, પરંતુ તેને પૈસાની મદદ ન મળવાથી તે દાખલ થઇ શક્યા નહોતા. હિંદુસ્તાનના પૈસાદારો અને રાજાઓ પરદેશમાં લાખ્ખો રૂપિયા ઉડાવે છે, પણ તેમના હાથે આવા રાષ્ટ્રીય ગૌરવના કાર્યમાં સહાય અપાતી નથી એ કેવી અફસોસની વાત છે!

શરતમાં ઊતરનાર કેટલાંક વિમાનો, તેના નાયકો અને ઉપનાયકો નીચે પ્રમાણે હતા.

| વિમાનનો પ્રકાર | નાયક | ઉપનાયક |
|---|---|---|
| ૧ ડી. એચ. કૉમેટ | સ્કૉટ | બ્લૅક |
| ૨ ડી. એચ. મૉથ | મેકગ્રેગર | ... |
| ૩ લૅમ્બાર્ટ મૉનોકોપ | રાઇટ | ... |
| ૪ ડી. એચ. કૉમેટ | મૉલિસન-શ્રીમતી મૉલિસન | |
| ૫ માઇલ્સ ફાલ્કન | બ્રૂક | ... |
| ૬ ડગ્લાસ ડી.સી. ટૂ | પાર્મેન્ટીઅર | મૉલ |
| ૭ બોઇંગ ટ્રાન્સપોર્ટ | ટર્નર | પૅંગબોર્ન |
| ૮ ડી. એચ. કૉમેટ | કૅથાર્ટ જોન્સ | વૉલર |
| ૯ ફેરી ૩ | ડેવીસ | હિલ |
| ૧૦ ઇ. સ્કૉટ માર્ક | હૅન્સન | ... |
| ૧૧ ઍર સ્પીડ કેરીઅર | સ્ટૅક | ... |
| ૧૨ ફ્રેઇમ ઇગલ | લેફ્ટેનન્ટ સ્થા | ... |
| ૧૩ માઇલ્સ હૉક સિક્સ ૩ | મૅકગ્રૅગર | વૉકર |
| ૧૪ ડી.એચ.ડ્રૅગન સિક્સ ૬ | હ્યુએટ | કે |
| ૧૫ ,, | ગિલમૅન | બેન |
| ૧૬ ,, | સ્ટૉડાર્ટ | સ્ટૉડાર્ટ |
| ૧૭ પૅન્ડેર | ગેમેન્ડર ફર | ... |

ફરજિયાત ઊતરવાનાં સ્થળોમાં આપણા દેશમાં અલ્લાહાબાદ પાસેનું એરોડ્રોમ (વિમાન વિશ્રાંતિસ્થાન) નક્કી થએલું હતું તેથી ત્યાં લોકોની ભીડ વધારે થઇ હતી. ઇંગ્લંડના હવાઇ ખાતાના ઉપપ્રધાન સર ફિલિપ સાસૂન અને જોધપુરના મહારાજા એ શરત જોવાને ખાસ અલ્લાહાબાદ ગયા હતા. સરકારે એ સ્થળને યથાયોગ્ય બનાવવા માટે મહિનાઓથી તૈયારી કરવા માંડી હતી. ત્યાં વીજળીનો પ્રકાશ ફેંકવાનું એક મોટું યંત્ર ઊભું કરવામાં આવ્યું હતું જેનાથી ૭૦–૮૦ માઇલ દૂર પ્રકાશ ફેંકી શકાતો હતો. વિમાનોને પૅટ્રોલ પૂરું પાડવાને એક એવી જાતનો ખાસ પંપ ગોઠવવામાં આવ્યો હતો કે જેનાથી એક મિનિટમાં સેંકડો ગૅલન પૅટ્રોલ આપી શકાય. કોઇ વિમાન ભૂલું પડે અથવા તેને અકસ્માત નડે તો તેની મદદે જવા માટે વીસ વિમાનો તૈયાર રાખવામાં આવ્યાં હતાં. આ બધું કરવામાં સરકારે મોટો ખર્ચ કર્યો હતો.

આ વિમાનોમાં આગેવાની મૉલિસન દમ્પતીના વિમાને લીધી હતી. તે લંડનથી બગદાદ સુધી કલાકના

સત્તા ત્રેસો માઇલની ઝડપે ઊડ્યું હતું અને કરાંચીમાં બીજાં વિમાનો કરતાં એક કલાક વહેલું આવ્યું હતું. પરંતુ ત્યાં તેનું યંત્ર બગડી ગયું તેથી અલ્લાહાબાદમાં તેને શરતમાંથી નીકળી જવું પડ્યું. એના પછી સ્કૉટનું વિમાન હતું, જે મેલબોર્ન સૌથી વહેલું પહોંચ્યું હતું અને પહેલું ઇનામ જીતી ગયું હતું. એણે બાર હજાર માઇલની મુસાફરી ત્રણ દિવસ કરતાં પણ ઓછા સમયમાં કરી હતી. હૉલેંડના પારમેંટીઅરનું વિમાન સ્કૉટ કરતાં બે કલાક મોડું પહોંચ્યું હતું. તે બધાં વિમાનોમાં સૌથી મોટું હતું અને તેણે તો બે વિમાનીઓ ઉપરાંત બીજા બે મદદગારો, ત્રણ ઉતારૂઓ અને ૨૨,૦૦૦ ટપાલના કાગળો પણ સાથે લીધા હતા; એ જોતાં તેનો આ વિજય ખાસ મહત્ત્વનો ગણાય. તે અલ્લાહાબાદમાં સ્કૉટ પછી પાંચ કલાકે આવ્યું હતું અને ઑસ્ટ્રેલિયામાં તો લગોલગ થઇ ગયું હતું. જો તે ચાર્લેવિલે પછી રસ્તો ભૂલ્યું ન હોત તો જરૂર સ્કૉટની પહેલાં પહોંચ્યું હોત. ત્યારપછી ટર્નર ત્રીજો, મેલરોઝ ચોથો અને જ્હોન્સ પાંચમો એવા ક્રમે પહોંચ્યા હતા. સ્કૉટ બંને વિભાગમાં પહેલો હતો, પરંતુ તેને નિયમ પ્રમાણે બેવડું ઇનામ મળી શકે નહિ તેથી કાળવિભાગનું ઇનામ તેને મળ્યું નહોતું. ક્રમવિભાગનું બીજું ઇનામ કાળવિભાગ કરતાં ઓછી કિંમતનું હોવાથી પાર્મેન્ટી-અરે કાળવિભાગનું પહેલું ઇનામ લેવાનું પસંદ કર્યું હતું. તેથી ક્રમવિભાગનું બીજું ઇનામ ટર્નરને મળ્યું હતું. કાળવિભાગનું બીજું ઇનામ તેના પછી આવનાર મેલ-રોઝને ને ક્રમવિભાગનું ત્રીજું ઇનામ જ્હોન્સને મળ્યું હતું.

લંડનથી મેલબોર્ન પહોંચતાં વિમાનીઓને કેટલો વખત લાગ્યો હતો તે નીચેના આંકડાઓથી જણાશે:

| વિમાની | કલાક | મિનિટ | સેકંડ |
|---|---|---|---|
| સ્કૉટ. | ૭૦ | ૫૪ | ૧૮ |
| પાર્મેન્ટીઅર | ૯૦ | ૧૭ | ૮૧ |
| મેલરોઝ | ૩૮ | ૧૨ | ૫૫ |
| સ્ટૉડાર્ટ | ૭૬ | ૧૭ | ૩૦ |
| મૅકગ્રેગર | ૮૨ | ૪૩ | ૩૪ |
| હ્યુવેટ | ૮૫ | ૪૨ | ૨૮ |
| હૅન્સ | ૮૭ | ૪૫ | ૨૧ |

આ શરતની કરુણ બાજુ પણ છે. બધાં વિમાનો કંઇ સહીસલામત પાર ઊતર્યાં નહોતાં. ગીલમૅન અને બેઇર્ડ-ના વિમાનની વાત આગળ આવી ગઇ. ગિલમૅનનું વિમાન ઇટલી ઉપરથી પસાર થતું હતું એવામાં તેનુ યંત્ર બગડ્યું અને તે નીચે ઊતરવા ગયું, પણ ઊતરતાં એક ખડક સાથે અથડાયું અને તેથી સળગી ઊઠ્યું. તેમાં નાયક અને ઉપનાયક બંને ભસ્મીભૂત થઇ ગયા! બાસરેલીમાં પણ એક અકસ્માત થયો હતો. જમીન ઉપર ઊતરતી વખતે મેમેન્ડરફ્રના વિમાનનું યંત્ર એકા-એક બંધ થઇ જવાથી તે ભાંગી ગયું હતું. સુધાર્યા પછી ઊડતા જતાં ફરી પાછું તે પ્રકાશસ્તંભ સાથે અથડાતાં સળગી ઊઠ્યું હતું અને તેમાંથી નાયક તથા ઉપનાયક કૂદી પડ્યા હતા તેથી તેમનો જીવ બચ્યો હતો; નહિતો તેમની દશા પણ ગિલમૅન જેવી થઇ હોત.

જમીન અને જળ જેટલો જ હવે હવા ઉપર કાબૂ મેળવવાના પ્રયત્નો મનુષ્ય કરે છે; તેમાં કેટલા યે આવા ભોગ આપવા પડશે; પછી જ સિદ્ધિ મળશે.

ગયા વર્ષના જગતના બનાવોમાં સૌથી વધારે મહાન બનાવ આ શરતનો ગણી શકાય. વિમાનો આજ સુધી કેટલું કામ કરી શક્યાં છે તથા હજી તેમને માટે કેવું ભવિષ્ય ઊભું છે વગેરે બાબતો આ શરતથી સ્પષ્ટ થઇ છે. પરંતુ હિંદ! તારું આમાં સ્થાન ક્યાં? રામલાલ ચુ. મોદી ('બાળક'તથા'ગૉડનીતિબ્રુ' કપાશી)

---

(અનુસંધાન પાછળના પાનાને છેડેથી)

છાપી જોવો. જો અક્ષરો સ્ટૅમ્પના હોય તેવા જ છપાય તો સાદી બરોબર છે; અને જો અક્ષરો છપાતાં ફેલાઇ જતા લાગે તો ગ્લિસરાઇનનું પ્રમાણ જરા ઓછું કરવું. આ પ્રમાણે જે રંગની શાહી બનાવવી હોય તે રંગ બંગાળી રંગને બદલે વાપરવો અને બાકીની વસ્તુઓ છે તે જ લેવી. આ શાહીને નાની બાટલીઓમાં ભરી તે ઉપર બનાવનારના નામનું લેબલ વગેરે મારી વેચવા માટે તૈયાર કરવી.

રબ્બરના એક જ સ્ટૅમ્પને જુદાજુદા રંગમાં જ્યારે વાપરવાનો હોય ત્યારે દરેક વખતે તેને સાફ કરીને બીજા રંગમાં વાપરવો. વૉશિંગ સોડાના પાણીમાં કડક વાળના બ્રશ વડે ધોવાથી તે સાફ થઇ જશે. (સંપૂર્ણ) પુરુષોત્તમ દ. પટેલ

તાજનો પરિચય પ્રથમ આવૃત્તિ ૧૯૦૭; બીજી આવૃત્તિ ૧૯૧૨) છે. એ છે તો કેવળ મુસાફરોને ઉપયોગી નાનકડી પુસ્તિકા; પણ એ પુસ્તિકામાં હૅવેલ સાહેબે નિપુણ પૃથક્કરણ કરનારની કુશળતાથી સહજ રીતે પ્રતિપાદન કર્યું છે કે મોગલયુગની સ્થાપત્યકલા ઈરાની શિલ્પની નીરસ સંતતિ નથી, અથવા ઇટલીના ઉસ્તાદ કલાકારોની વિદેશી પરિકલ્પના નથી, પણ ભારતના માનસસરોવરમાં સ્વાભાવિકરીતે જન્મેલું શ્રેષ્ઠ કમલ છે. મોગલ સ્થાપત્યના રસાનુસંધાનનું પહેલું સૂચન આ પુસ્તિકામાં મળે છે. એ નાનકડી પુસ્તિકાએ જૂના મતના પુરાતત્ત્વવિદોની અંધશ્રદ્ધા ઉપર પ્રચંડ આઘાત કરી નવી દૃષ્ટિથી હિંદી કલાનું પૃથક્કરણ કરવાની રીતની પહેલી શરૂઆત કરી હતી. આ પછી તરત જ હિંદી કલાનો રસબોધ કરાવનાર યુગપ્રવર્તક ગ્રંથ Indian Sculpture and Painting, 1908 (હિંદી શિલ્પ અને ચિત્રકળા–૧૯૦૮) પ્રગટ થયો. આ ગ્રંથમા હૅવેલ સાહેબે હિંદી કલાના સૌંદર્યતત્ત્વના અલૌકિક સ્વાતંત્ર્ય અને ગૌરવના ઇતિહાસથી તેમજ અનેક શ્રેષ્ઠ ઉદાહરણોની પ્રતિલિપિની મદદથી હિંમતને સત્ય અનુભવથી શક્તિપૂર્વક પ્રત્યક્ષ પુરવાર કરી આપ્યું કે હિંદી કલાની ગુરુચાવી તેના અભિનવ આધ્યાત્મિક ઇતિહાસમાં જ શોધવી જોઇએ. હિંદી કલાના સૌંદર્યનો આદર્શ અને પ્રકાશરીતિ તેના વિશિષ્ટ આધ્યાત્મિક સૌંદર્યતત્ત્વમાં જ રહેલાં છે. પ્રાચીન ગ્રીક કે ઇટાલિયન નવયુગના આદર્શોનાં ચશ્માં આંખે ચડાવી હિંદી કલાનું સૌંદર્ય મૂલવવાનો પ્રયત્ન કરવો એ આંધળાના પ્રયત્ન સમાન છે. ગઇ સદીની શોધખોળ પછી હિંદના પુરાતત્ત્વવિદો કનિંગહામ, ફર્ગ્યુસન, બર્જેસ અને માર્શલ વગેરે ધુરંધર પંડિતોની નજરે જે સત્ય નહોતું પડેલું તે સત્ય સાચા સૌંદર્યરસિક અને ભક્તની નજર આગળ પ્રગટ થયું. હિંદી કલા તરફના આ સ્વાતંત્ર્ય, સન્માન અને ગૌરવના દાવાને લીધે યુરોપના શિક્ષિત સમાજમાં જે કોલાહલ અને વિરોધનો વંટોળ જાગ્યો હતો તે હજી આજે પણ પૂરો શમ્યો નથી. હૅવેલ સાહેબનો દાવો સ્વીકારી લઈ તેમણે બતાવેલે માર્ગે અનેક કલાકોવિદો હિંદી કલાના અભ્યાસમાં જે અશાંત સાધના અને શોધવૃત્તિપૂર્વક આજ પચીસ વરસ થયાં મંડેલા છે, તેમના જેવી સાધના હિંદના કોઇપણ શિક્ષણકેન્દ્રમાં આજે પણ જોવામાં આવતી નથી. કારણ કે, નવી દૃષ્ટિનો માત્ર યુરોપના વિદ્વાનોમાં જ અભાવ હતો એવું નથી, પણ અંગ્રેજી કેળવણીના કેફને લીધે મૂર્છામાં પડેલા અને આંધળા જેવા બની વિદેશી ભાવાપન્ન થયેલા કેળવાયેલા હિંદીને માટે પણ આ સાચી દૃષ્ટિ આપી તેમની પણ આંખ ઉઘાડવાની જરૂર હતી. હૅવેલ સાહેબની આંગળીના ઇશારાથી ભારતવાસી પોતાના દેશની કલાને નવી રીતે જોતાં, સમજતાં અને ઓળખતાં શીખ્યો. હિંદના રાષ્ટ્રીયત્વના ઇતિહાસમાં આ નવા શિક્ષણનો દિવસ એ એક નવજાગરણનો શુભ દિન ગણાશે. એ શુભ દિને હૅવેલ સાહેબની પ્રેરણાથી નવયુગના શ્રેષ્ઠ કલાકાર અવનીન્દ્રનાથે હિંદી કલાની નવી પદ્ધતિની શરૂઆત કરી. હિંદના પ્રાચીન અને સાચા આદર્શોને નવા રૂપે અને યુગને ઉપયોગી થાય એવા સ્વરૂપે પ્રગટ કર્યા. એ પ્રાચીન ભારતને વર્તમાનમાં મૂર્તિમાન અને જીવંત બનાવવાનું ગૌરવ અવનીન્દ્રનાથે બંગાળી કલાકારોને ભાલે ઉજ્જવલ અક્ષરે લખી આપ્યું છે. બંગાળની નવી ચિત્રકલાનો વિચિત્ર અને ગૌરવપ્રદ ઇતિહાસ હિંદના સંસ્કારી વર્ગને અજાણ્યો નથી, અને એ નવા પ્રવૃત્તિ અને સાધનાના ગૌરવમાં 'પ્રવાસી' અને 'મૉડર્ન રિવ્યુ'ના સંપાદક શ્રી રામાનંદ ચટ્ટોપાધ્યાયનો પણ ભાગ છે એ વાત સૌકોઇ સ્વીકારશે. મિ. હૅવેલની સૂચના તેમજ કેટલાક કલાપ્રેમી અંગ્રેજોના ઉત્સાહથી ઇન્ડિયન સોસાએટી ઑફ ઓરીએન્ટલ આર્ટ (પૌર્વાત્યકળાનું ભારતીય મંડળ)ની સ્થાપના થઇ. એ સંસ્થાના જાતજાતના પ્રયત્નને લીધે હિંદની નવી પદ્ધતિની ચિત્રકલા દેશવિદેશમાં પરિચિત થઈ અને મિ. હૅવેલે કરેલો ઇશારો સાર્થક અને સફળ થયો.

ઇ.સ. ૧૯૦૮માં પ્રગટ થયેલા એમના 'ઇન્ડિયન સ્કલ્પ્ચર અન્ડ પેઇન્ટિંગ' પુસ્તકમાં જે થોડો ચર્ચાત્મક ભાગ હતો, મતખંડનની જે થોડી ગર્જના હતી, હિંદી કલાનું યોગ્ય મૂલ્યાંકન થાય એવી જે ધાંધી માગણી હતી, એ પક્ષપાતી અને પ્રતિવાદીની ભાષા સંયમિત અને મધુર કરી લઈ તેમણે બીજું પુસ્તક બહાર પાડ્યું: Ideals of Indian Art—1911 (હિંદી કળાના આદર્શો). તેમના પહેલા પુસ્તકમાં હિંદી કલાના આદર્શની શોધ કેવળ હિંદની પ્રાચીન કલાના નમુનાઓમાં જ મર્યાદિત હતી. આ બીજા પુસ્તકમાં

હિંદનાં દર્શનશાસ્ત્ર અને પ્રાચીન ધર્મશાસ્ત્રની સમીક્ષા કરી તેમણે બતાવ્યું છે કે હિંદના પ્રાચીન વૈદિક યુગથી માંડીને જુદીજુદી અસરો અને પ્રગતિમાં થઈને આર્ય સભ્યતાની મૂળ ધારા સાહિત્યમાં શું કે કલામાં શું, સરખી રીતે જ પ્રકટ થઈ છે. હિંદની શ્રેષ્ઠ કલાનો અને શ્રેષ્ઠ સાહિત્યનો આદર્શ એક જ છે; મધ્યયુગના બ્રાહ્મણ્ય ભાસ્કર્યે અને 'પૌરાણિક' કલાએ વૈદિક સાધનાના ભાવ અને પ્રવાહ અખંડ રાખ્યા છે.

ત્યાર પછી સ્થાપત્યકલાનો વારો આવ્યો. ૧૯૧૩માં મોગલ યુગના સ્થાપત્ય સંબંધે એક બૃહદ્ ગ્રંથ પ્રગટ થયો. તેનું નામ Architecture: Its Psychology, Structure and History—1913 (હિંદી સ્થાપત્યઃ તેની ભાવના બંધારણ અને ઇતિહાસ) એ ગ્રંથમાં સો ઉપરાંત ચિત્રો વડે એમણે બતાવ્યું છે કે મોગલ યુગની સ્થાપત્યપદ્ધતિ ઇરાનથી આયાત કરેલી નહોતી, પણ મોગલ યુગની નવી સામાજિક, રાજકીય અને ધાર્મિક ઉપાસનાને ઉપયોગી એ સ્વરૂપ અને પદ્ધતિમાં પ્રાચીન હિંદી સ્થાપત્યકલાનો નવો અવતાર હતો. યુગે યુગે ને સ્થળે સ્થળે, સામાજિક અને ધાર્મિક ઉપાસનાની નવીનવી પદ્ધતિની જરૂર પડી તે પ્રમાણે, કોઇ વાર બ્રાહ્મણ ધર્મના તો કોઇ વાર જૈન ધર્મના, કોઇ વાર બૌદ્ધ ધર્મના તો કોઇ વાર ઇસ્લામ ધર્મના ઉપાસકોને ધર્મસાધનામાં ઉપયોગી એવાં મંદિરો, વિહારો અને મસ્જિદો બાંધી આપી હિંદના સ્થપતિઓએ પોતાની અપૂર્વ સૌંદર્યબુદ્ધિ અને સર્જનશક્તિની પ્રતિભાનો પરિચય આપ્યો છે. તેમણે એ પણ સાબિત કર્યું કે મોગલ બાદશાહોએ હિંદી સ્થાપત્ય-કલાકારોને નવા ક્ષેત્રમાં રોકી હિંદની પ્રાચીન શિલ્પવિદ્યાને ઉન્નતિ અને પૂર્ણતાને માર્ગે ચડાવી હતી. આજે બ્રિટિશ અમલમાં પણ એ પ્રાચીન કલાની પરંપરા એવી જ શક્તિ અને પ્રતિભા ધરાવે છે, અને એ પ્રાચીન કલાની પરંપરાને નવીન યુગના વિશાળ ક્ષેત્રમાં નિયોજી તેને નવીન પૂર્ણતા પામવાની તક આપવી એ બ્રિટિશ સરકારનું કર્તવ્ય છે. એ સંબંધમાં હૅવેલ સાહેબે વિલાયતમાં એવી એક જબરી ચળવળ ચલાવી હતી કે જેને પરિણામે સેક્રેટરી ઑફ સ્ટેટને એક ખાસ કમિશન નીમી વર્તમાન કાળમાં હિંદની સ્થાપત્યકલાની સ્થિતિ વિષે તપાસ કરી માહિતી ભેગી કરવાની જરૂર પડી હતી. ગૉર્ડન સૅન્ડર્સને પોતાના રિપોર્ટ (Modern Indian Buildings—1913)માં હૅવેલ સાહેબનો દાવો કબૂલ રાખી એવો અભિપ્રાય જાહેર કર્યો, કે હિંદની પ્રાચીન કળાની પરંપરા અને ગૌરવ અખંડ કાયમ રાખે એવા હિંદી સ્થપતિઓ આજે પણ મોજૂદ છે, અને જો તેમને યોગ્ય તક મળે તો મોગલ યુગની સ્થાપત્યકલાને વળોટી નવયુગને ઉપયોગી નવીન પ્રણાલિની સ્થાપત્યકલા શરૂ કરવાને સમર્થ છે. આ દાવાનું સમર્થન કરી હૅવેલ સાહેબે તેમનું બીજું પુસ્તક ૧૯૧૫માં લખ્યું. એ પુસ્તકનું નામ The Ancient Architecture of India—1915 (પ્રાચીન અને મધ્યકાલનું ભારતીય સ્થાપત્ય—૧૯૧૫) છે. એમાં તેમણે બૌદ્ધ, બ્રાહ્મણ અને જૈન મંદિરો વગેરેના રૂપનું પૃથક્કરણ કરી બતાવ્યું છે કે હિંદની અલૌકિક કલાબુદ્ધિ પ્રાચીન 'ભાવ' અને પરંપરા અખંડ રાખીને નિત્ય નવાં રૂપોમાં પ્રગટ થતી રહી છે, તેની સર્જનપ્રતિભા આજે પણ જીવંત અને બલવાન છે અને નવા ક્ષેત્રમાં નવી તક મળવાની રાહ જોઇ રહી છે. બ્રિટિશ સરકાર હિંદની સભ્યતાને વિકાસ અને પૂર્ણતા સાધવાની તક ન આપે, હિંદવાસીઓને પોતાના નવીન જીવનના જુદાંજુદાં ક્ષેત્રોમાં આત્મપ્રકાશનો અવકાશ ન આપે, તો હિંદ અને હિંદવાસીઓ પ્રત્યે ભારે અન્યાય કર્યો ગણાશે. હૅવેલ સાહેબ એવું માનતા કે કેવળ ચારુ કલાના પુનરુત્થાનથી જ નહિ પણ રોજના વ્યવહારની જુદીજુદી હસ્તકલાઓનો પુનરુદ્ધાર કર્યા વિના હિંદના આર્થિક પ્રશ્નનો નિકાલ આવવો અસંભવિત છે, અને આ ગૃહઉદ્યોગોના પુનરુદ્ધારના પ્રયત્નમાં પહેલું કામ હાથશાળ અને વણાટકલાની ઉન્નતિ કરવાનું છે.

પણ આ વણાટકલાની ઉન્નતિ કરવાનો ઉપદેશ આપીને જ તેઓ અટક્યા નહિ. પોતાના ઉદ્યોગથી Haltersley Loom નામે ઊંચી જાતની સાળ આયાત કરી તેમણે પ્રત્યક્ષ પુરવાર કરી આપ્યું કે હિંદનો પ્રાચીન વણાટ ઉદ્યોગ મિલની યંત્રો દ્વારા ચાલતી શાળોના કાપડ સામે શી રીતે પોતાનું રક્ષણ કરી શકે. એ સંબંધે તેમણે કરેલા પ્રયત્નોનું ફળ તેમના Handloom Working નામના નિબંધમાં વર્ણવાયેલું છે. વણાટઉદ્યોગની ઉન્નતિ દ્વારા જ હિંદના આર્થિક પ્રશ્નનો નિકાલ આવવાનો છે એ વાત હૅવેલ



# મધુકરી

મળતાં મળી ગઈ મોંઘેરી ગુજરાત
ગુજરાત મોરી મોરી રે!

સાગરનાં મર્દોની સોણલાં સુણાવતી,
રેવાનાં અમરતની મરમર ધ્વનાવતી,
સમદરનાં મોતીના છોળે નવરાવતી,
ગુજરાત મોરી મોરી રે.

ગિરનારી ટૂંકો, ને ગઢ ઇડરિયા
પાવાને ટોડલે મા'કાળી બેઠા,
ડગલે ને ડુંગરે ભર દેતી હેવાં,
ગુજરાત મોરી મોરી રે.

આંખની અમી ભીની ફગટ ચરોતરે,
સોરઠવાડીએ છાની શી ઊભરે!
હૈયાંનાં હીર પાઇ હેતભરી નીતરે,
ગુજરાત મોરી મોરી રે!

કોયલ ને મોરને મેઘાડે બોલડે,
નમણી પનિહારીને વીણે અંબોડલે,
નીરતીર સારસશાં સુખ ઝૂમ્યાં જોડલે
ગુજરાત મોરી મોરી રે!

નરમદની ગુજરાત દોહલી રે જીવવી,
ગાંધીની ગુજરાત કપરી જીરવવી,
એકવાર ગાઈ કે કેમ કરી ભૂલવી?
ગુજરાત મોરી મોરી જાત,

ભારતની ભોમમાં ઝાઝેરા ગુજરાત
ગુજરાત મોરી મોરી રે.

(ઉમાશંકર જોશી)

## સાચી સ્વચ્છતા

૧૯૨૪ની સાલની વાત છે. મહાત્માજીએ વરાડ ગામની ઉડતી મુલાકાત લીધી હતી. બપોરનું ભોજન ત્યાં જ પતાવવાનું હતું. શ્રી મહાદેવભાઈ એમની સાથે હતા, પણ એમને બાપુના ભોજનની વ્યવસ્થા ત્યાંના સ્થાનિક માણસો ઉપર છોડી જમવા જવું પડ્યુ

મહાત્માજીએ ગરમ પાણીમાં જરા મીઠું નાખી લીંબુ પીધું. એ પછી એમના ભોજનની તૈયારી થઇ. દૂધ લેવા માટે એક ભાઈ લીંબુવાળો વાડકો ધોવા ગયા. મુકામ માળ ઉપર હતો અને ઉપર પાણીની ડોલ ભરેલી હતી. તેમાંથી હાથનાં આંગળાં વડે વાડકામાં પાણી લઇ, વાડકો ચોળ્યો, અને પછી ડોલમાં જ વાડકો બોળી સાફ કરી લાવ્યા. આ બધું ગાંધીજીની નજર સામે જ થતું હતું એટલે તેમણે કહ્યું: 'આ બરાબર ન થયું. પહેલાં તો તમે ડોલમાં હાથ નાખી પાણી ગંદું કર્યું એ પહેલી ભૂલ કરી; અને પછી વાડકો પૂરો સાફ કર્યા સિવાય ડોલમાં બોળ્યો એ બીજી ભૂલ. વળી વાડકો માત્ર વીંછળ્યે ચાલે નહિ, માંજવો જોઇએ. અને હવે આ ડોલનું પાણી પણ નહિ ચાલે. એ પણ ગંદું અને એંઠું થયું'

બીજા એક ભાઇ લોટામાં બીજું પાણી લઇ આવ્યા, અને પેલા ભાઇ વાડકો અને ચમચો માંજવા નીચે ગયા. તે માંજીને ઉપર આવ્યા ત્યારે પોતે પહેરેલા ધોતિયાને છેડે વાડકો અને ચમચો લૂછતા આવ્યા, એટલે વળી પાછા ગાંધીજી હસ્યા અને બોલ્યા: 'આ વળી નવી ભૂલ કરી' પેલા ભાઇ સમજ્યા નહિ એટલે ગાંધીજીએ કહ્યું: 'તમારું ધોતિયું ભલે તેટલું ઊજળું હોવા છતાં સાફ ન કહેવાય. તમે એ સવારનું પહેર્યું હશે ત્યારપછી તમે ક્યાં ફર્યા હશો. ત્યાંના અને તમારા શરીરના જંતુઓ એને લાગ્યા હશે એટલે એ સાફ ન કહેવાય એટલે એનાથી ખાવાનાં વાસણો સાફ ન કરાય. વળી તમારું ધોતિયું પણ આ રીતે ન બગાડાય.'

વાડકો અને ચમચો પાછા સ્વચ્છ પાણીએ ધોઇ, સાફ કપડે કોરા કરી મહાત્માજી સમક્ષ તેમની પથારી ઉપર મૂકવામાં આવ્યા. એટલે મહાત્માજી પાછા હસ્યા અને બોલ્યા: 'વળી પાછી ભૂલ થઇ!' પેલા ભાઇ તો આભા જ બની ગયા એટલે મહાત્માજીએ પૂછ્યું: 'જાણ્યું? આ ચમચો તમે નીચે પથારી ઉપર મૂક્યો છે. અહીં મારા પગ પડ્યા છે એટલે એની પડેલી રજકણ ચમચાને લાગે અને મોંમાં જાય એ સ્વચ્છતાના નિયમ પ્રમાણે બરાબર ન કહેવાય.'

ચમચો પાછો સાફ કરીને આપવામાં આવ્યો. આજની આ ભૂલપરંપરામાં મારો યે થોડો ભાગ હતો. મેં પથારી ઉપર એક નાનો કટકો પાથર્યો અને મોટા વાડકામાંથી નાના વાડકામાં હું દૂધ રેડવા લાગ્યો. એવામાં દૂધનો એક છાંટો નીચે પડ્યો. એટલે ગાંધીજી જોરથી બોલી ઊઠ્યા: 'સંભાળો! સંભાળો! દૂધના એકએક ટીપે મારું લોહી કપાય છે'

હું ચમકી ઊઠ્યો અને સચેત થયો. 'દૂધના ટીપેટીપે મારું લોહી કપાય છે' એ શબ્દો આજે પણ મારા મનમાં ગુંજી રહ્યા છે.

(કિશોર)

—કેશવભાઇ ગણેશજી

### જર્મન જળવિહારી

તા ૧૧–૨–૩૫ના રોજ એક સાહસિક જર્મન યુવક પોતાની માત્ર અઢાર ફૂટ લાંબી, તદ્દન નાનકડી, બંને બાજુ રબ્બરથી મઢેલી, નાનકડાં હલેસાં અને નાજુક સંઢવાળી અને ફક્ત ૬૦ પાંડ વજનની હોડીમાં બેસી જાફરાબાદ બંદરે ઊતર્યો. દૂરથી સર્પની ગતિથી આવતી આ હોડીને જોઇ કિનારા પર લોકોનું ટોળું કુતૂહલવૃત્તિથી ધસી આવ્યું અને યુવકની ચારે બાજુ વીંટળાઈ ઊભું. આ યુવક અંગ્રેજી સારી રીતે બોલી તથા સમજી શકતો હતો. તેની મુસાફરીના સંબંધમાં તેની સાથે અહીંની હાઇસ્કૂલના હેડમાસ્તરને જે વાર્તાલાપ થયો તે 'કુમારના' વાચકોને રસ પડે એવો હોવાથી અત્રે આપ્યો છે.

'તમારું નામ શું?'

'ઑસ્કર વૉલ્ટર સ્પેક (Osker Walter Speck).

'તમારી ઉંમર?'

'પચ્ચીસેક વરસ.'

'તમે જર્મની ક્યારે છોડ્યું?'

'આજથી બે વરસ ને નવ માસ પહેલાં '

'તમે આવડી નાની હોડીમાં જર્મનીથી મોટા મહાસાગર ઓળંગી આટલે સુધી આવ્યા તેથી અમને આશ્ચર્ય થાય છે.'

'હું જ્યાં જાઉં છું ત્યાં મને આ જ પ્રશ્ન બધા પૂછે છે. ઘણાક તો એવી પણ શંકા ઉઠાવે છે કે હું સમુદ્રમાં દૂર આગબોટ (Steamer) રાખી મુસાફરી કરું છું અને માત્ર કિનારે જ આ હોડી લઇ ઊતરું છું પણ આ શંકા તદ્દન ખોટી છે; કારણકે આ હોડીની બનાવટ જ એવી છે જે ભાગ્યે જ ડૂબે.'

'અહીંનું આખું પવનના સખત તોફાનમાં પણ સહીસલામતીવાળુ હોવાથી તમને અહીં આવતાં મુશ્કેલી ન નડે તે સમજી શકાય તેમ છે; પરંતુ દ્વારકા, પોરબંદર વગેરે સ્થળે સમુદ્રનાં તોફાની મોજાંઓ મોટાં વહાણોને પણ મઝધારમાં ઊંધાં વાળી દે છે તો તમારી આ નાળીયેરની હોડીનું શું થશે?'

'તમે જાપાનીઝ બનાવટનાં પેલાં કચકડાનાં રમકડાં જોયાં છે? તેને આપણે ગમેતેમ ઉથલાવીએ છતાં તેની બનાવટને લીધે તે સીધાં ને સીધાં જ રહે છે. એ જ પ્રમાણે આ હોડીને મોજાંની ઝાપટ તો લાગે છે ખરી, પણ તે પાછી સીધી જ પડે છે. એવા દરિયાઇ તોફાન વખતે, આસમાન, કલાકોના કલાકો સુધી હોડીમાં દરિયા ઉપર ઊછળતા પડી તો રહેવું પડે, એટલેકે એવી મુશ્કેલીઓ તો જરૂર વેઠવી પડે છે.'

'તમારી પાસે દિશાસૂચન માટે શું છે?'

'હોકાયંત્ર—ચાર્ટ. પણ મને તેની બહુ જરૂર રહેતી નથી; કારણકે હું કિનારેકિનારે જ હોડી હંકારું છું અને સાંજ પડતાં કોઇપણ નજીકના બંદરે ઊતરી જાઉં છું'

'તો પછી તમે મુકરર વખતે ધારેલે સ્થળે પહોંચી શકતા નહિ હો.'

'ના; આ સ્થિતિમાં મુકરર વખતે ધારેલે સ્થળે પહોંચી શકાય જ નહિ. કરાંચીથી કચ્છમાંડવી હું દસ દિવસમાં આવવાનું ધારતો હતો તેને બદલે મને વીસ દિવસ થયા!'

'તમારા ખોરાકપાણીની શી વ્યવસ્થા કરો છો?'

'ખોરાકમાં હું કેળાં, બિસ્કિટ અથવા જે બંદરે જે કાંઇ ખાદ્ય પદાર્થ મળે તેનાથી ચલાવી લઉં છું અને જરૂર પૂરતું પાણી પણ એક નાના પીપમાં ભરી લઉં છું.'

'તમારે પાસપોર્ટ કે લાયસન્સની જરૂર ખરી કે?'

'પાસપોર્ટ મારી પાસે છે. લાયસન્સના કાયદામાં આવી હોડી માટે બંધન નથી.'

'તમને મુસાફરીમાં કેટલો ખર્ચ થાય છે?'

'માસિક વીસ રૂપિયા અને કોઇવાર તેથી પણ ઓછો.'

'આ મુસાફરી કરવાનો તમારો હેતુ શો છે?'

'આ રીતે દુનિયાની મુસાફરીથી મળેલા અનુભવ દ્વારા પુસ્તકો રચી પૈસા કમાવાનો જ.'

'અહીંથી તમે હવે ક્યાં જવા ધારો છો?'

'પોર્ટ આલ્બર્ટ વિકટર અને એમ આગળ.'

'કાઠિયાવાડનાં બંદરો માટે તમારો શો અભિપ્રાય છે?'

'મેં જોએલાં બારોમાં કાઠિયાવાડનાં બંદરો મને સરસ સગવડવાળાં જણાયાં છે.'

અને છેવટે તેમણે જણાવ્યું કે જર્મનીમાં અમારી એક દલ છે. તેની હામ્બુર્ગ નદીમાં દર શનિવારે હોડી હંકારવાની શરત થાય છે. આવી હોડીની કિંમત ફક્ત ૧૦૦ રૂપિયા પડે છે મારી માફક ઘણા યે યુવકો દરિયાઇ સફરે નીકળી પડ્યા છે..પણ તેઓ અમુકઅમુક સ્થળ સુધી પહોંચી પાછા વળ્યા છે.

(જાફરાબાદ) —કેશવલાલ જટાશંકર ગઢેચા

### પંજાબનો શ્રેષ્ઠ નાવિક

નાવિક વિદ્યાનું શિક્ષણ આપવા માટે મુંબાઇમાં સરકારે જે 'ડફરિન' જહાજ રાખ્યુ છે તે ઉપરનો બધો શિક્ષણક્રમ અપૂર્વ બુદ્ધિમત્તા તથા શક્તિથી હમણાં એક પંજાબી વિદ્યાર્થીએ પૂરો કર્યો છે. તેનું નામ રઘુવીરસિંહ. તેણે બધા વિષયોની પરીક્ષામાં ઇનામો મેળવ્યાં છે બૉમ્બે પૉર્ટ ટ્રસ્ટની માસિક રૂ. ૧૦૦ની સ્કોલરશીપ તેણે જ મેળવી છે. ઑક્સફર્ડ યુનિવર્સિટી પ્રેસે નાવિકવિદ્યા સંબંધી એક ઇનામી નિબંધ માગ્યો હતો, તેમાં તેનો જ નિબંધ સર્વશ્રેષ્ઠ ઠર્યો અને તેને ઇનામ મળ્યું. તે સુંદર ખેલાડી પણ છે. શાળાની ફૂટબૉલ ટીમનો તે કૅપ્ટન છે અને તે બાબતમાં તેને એક ચાંદીનો કપ પણ ઇનામ તરીકે મળ્યો છે. જે પ્રાંતને દરિયાકિનારો જ નથી તે પ્રાંત—પંજાબ—નો આ વતની નાવિકવિદ્યામાં જો આટલો કુશળ છે તો હિંદના બીજા જે પ્રાંતો દરિયાકાંઠે છે તેમાંના વિદ્યાર્થીઓને તક મળતી રહે તો તેઓ કેવા નિષ્ણાત બને? (મુંબઇ)

### હવાઇ જળસંચક

કેઈ ભાગ્યે શકશે એવો આ બુરજ હવાઇ જળસંચયના નામથી ઓળખાય છે. તેની દીવાલો આશરે દસ ફૂટ જાડી

તેના સાથીઓ બનાવટી ધુમ્મસ અને વાદળાં ઉત્પન્ન કરવા ફળીભૂત થયા છે. વરસાદનાં વાદળાંઓમાં કેટલાક રાસાયણિક પદાર્થો નાખીને તેમણે વરસાદ પણ વરસાવ્યો છે. અત્યારે તેઓ બનાવટી વાદળાંમાંથી વરસાદ વરસાવવા માટે અખતરાઓ કરી રહ્યા છે. આમ તેઓ સ્વચ્છ આકાશમાંથી પણ તેમની ઇચ્છા પ્રમાણે વરસાદ વરસાવી શકશે. સાથોસાથ તેની જે જગાએ પુષ્કળ વરસાદ પડે છે તે કેમ અટકાવી શકાય તે પ્રશ્ન પણ તેઓ વિચારી રહ્યા છે. (અંગ્રેજી ઉપરથી)

### અમેરિકન જંગલની યોજના

અમેરિકાના પ્રેસિડેન્ટ રૂઝવેલ્ટે એક મહાન યોજના તૈયાર કરી છે જે દેશના મોટા ભાગની આબોહવાને ફેરવી નાખશે. આ યોજના નીચે પ્રમાણે છે. કેનેડાની સરહદ પરથી ટેક્સાસ સુધીમાં ૧૫,૦૦૦,૦૦૦ પૌંડના ખર્ચે દશ વર્ષ દરમિયાન એક હજાર માઇલ લાંબાં અને એક માઇલ પહોળાં એવાં સો એક જંગલો ઉછેરવાં અને તેનો બધો ખર્ચ 'ટેટ રિલિફ ફંડ'માંથી આપવો. આ વિશાળ જંગલો તૈયાર થતાં પુષ્કળ વરસાદ ખેંચી લાવી જમીનને વેરાન થતી અટકાવશે. વળી મધ્યનાં જંગલોમાંથી જે ધૂળ આખા ખંડમાં ફરી વળે છે તેને પણ અટકાવશે. આ ઉપરાંત ભવિષ્યની પ્રજાને પુષ્કળ પ્રમાણમાં ઇમારતી લાકડું પણ પૂરું પાડશે. આ વૃક્ષો રોપવાનું કામ ઇ. સ. ૧૯૩૫થી શરૂ કરવામાં આવશે (અંગ્રેજી ઉપરથી)

### ઇટલીનો આરસપહાણ કરારા

ઇટલીનો કરારાનો આરસ દુનિયામાં સૌથી સફેદ તથા સ્વચ્છ મનાય છે અત્યાર સુધીમાં તે દુનિયાના જુદાજુદા ભાગોમાં મોકલવા માટે હજારો ટન ખાણમાંથી ખોદી કાઢવામાં આવ્યો છે, પરંતુ તે ખાણ અખૂટ હોય તેમ જણાય છે. અવારનવાર આ ખાણના નવા ભાગો તોડવા પડે છે. હમણાં જ એક ૨૫૦ ફીટ ઊંચો અને ૬૫૦ ફીટ પહોળો મોટો ભાગ તોડવામાં આવ્યો હતો તેનું વજન કેટલાક હજાર ટન થયું હતું અને તેને તોડતાં ૨ ટન જેટલો દારૂગોળો વપરાયો હતો.

### આંતરરાષ્ટ્રીય બૌદ્ધ વિશ્વવિદ્યાલય

'ઇન્ટરનૅશનલ બુદ્ધિસ્ટ ઍકેડેમી'ના નામથી ઓળખાતું એક નવીન વિશ્વવિદ્યાલય કાશી નજીક ખુલ્લું મૂકવામાં આવનાર છે. હિંદમાંના બૌદ્ધ ધર્મીઓના આ સાહસને હિંદી સરકારે પણ ટેકો આપ્યો છે. છેક પ્રાચીન સમયથી આધુનિક સમય સુધીની પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિમાં જે કાંઇ શ્રેષ્ઠ હોય તે બધાંનું સંગઠન કરવાની તેના સંસ્થાપકો આશા રાખે છે. અહીં બુદ્ધના ઉપદેશોનું અધ્યયન કરાવવામાં આવશે. આ ઉપરાંત આધુનિક પદ્ધતિએ રચનાત્મક વિજ્ઞાનની શોધખોળ માટે પણ એક વિભાગ રાખવામાં આવશે આ વિશ્વવિદ્યાલયની વ્યવસ્થા પચીસ સભાસદોનું બનેલું આંતરરાષ્ટ્રીય મંડળ રાખશે. શિષ્યો તેમજ અધ્યાપકો સમાન ભાવે પ્રાચીન સમયની સાદાઇથી રહેશે. (અંગ્રેજી ઉપરથી)

### નેપાળમાં

નેપાળમાં એક પણ મુસ્લિમ નથી, નેપાળમાં છેલ્લાં સવાસો વર્ષમાં જેટલા અંગ્રેજો ગયા તેની ટીપ છે. મિશનરીઓને ત્યાં દાખલ થવાની બંધી છે. કોઇપણ વિદેશીને ખાણ ખોદવાનો કે કારખાનાં કાઢવાનો કે રેલવે બાંધવાનો ત્યાં હક નથી. અંગ્રેજ એલચી પણ ઇચ્છાનુસાર ફરી શકતા નથી. જપાન, ચીન અને હિંદુસ્તાનમાં પરદેશીઓ ઘુસવાથી એ દેશોના શા હાલ થયા તે ત્યાં જાણીતું છે અને તેથી નેપાળીઓ પરદેશીઓની સાથેના વ્યવહારમાં ઘણા જાગ્રત રહે છે. અંગ્રેજોને ગુરખા લડવૈયા તે પૂરા પાડે છે ખરા, પણ તેના બદલામાં તાલીમ પામેલા ગુરખાઓને નોકરીની મુદત પૂરી થતાં ત્યાં પાછા મોકલવા પડે છે; ઉપરાંત અંગ્રેજ સૈનિકની બરોબરીના હક ગુરખા સૈનિકને આપવા પડે છે. હમણાં નેપાળનો એલચી લંડન જઇને રહ્યો તે ત્યાં ચુસ્ત હિંદુ તરીકે રહેલો. તેની પત્ની ત્યાં ગુજરી જતાં તેને અગ્નિદાહ કરવાની તેને ખાસ છૂટ અંગ્રેજ સરકારે આપી હતી અને હિંદુ વિધિ પાળી શકાય તેની સર્વ સગવડ કરી આપવામાં આવી હતી

નેપાળના મહારાજા હમણાં હિંદુસ્તાનમાં આવ્યા છે ત્યારે હિંદી સરકારે તેમનું એક સ્વતંત્ર મહારાજા તરીકે સ્વાગત કર્યું છે. હિંદી સરકારની તાલીમ-કવાયત તથા કૃત્રિમ લડાઇનો દિલ્હી પર હુમલો કરી લશ્કરની વ્યૂહરચના બતાવી.

સામાન્યતઃ ત્યાં ફાંસીની શિક્ષા થતી નથી; હમણાં જ ત્યાં ગુલામી પ્રથાનો અટકાવ થયો છે (નવી રોશની)

### બાવળ

બાવળને સંસ્કૃતમાં બબ્બુલ, હિંદુસ્તાનીમાં બબૂલ, બંગાળીમાં બાબૂલ અને ફારસીમાં મુગિલા કહે છે. બાવળનું ઝાડ ન જોયું હોય એવા તો કોઇક જ હશે. એ ઊંચું ને કાંટાવાળું હોય છે એની ઊંચાઇ સાધારણરીતે ૩૦ થી ૪૦ ફૂટની થાય છે

સામાન્યતઃ આ ઝાડ સર્વત્ર નજરે પડે છે. દરિયાકિનારે ભેજવાળી જગ્યાઓ એ વધારે ઊગે છે.

બીજાં વૃક્ષોની માફક બાવળને પણ ફૂલ બેસે છે ને તે નાનાંનાનાં ઝુમખાંમાં વર્ષાઋતુથી માંડી જાન્યુઆરી માસ સુધી આવે છે. દૂરથી એ ઝુમખો જાણે એક આખું ફૂલ હોય તેવું લાગે છે ફેબ્રુઆરીથી એપ્રિલ સુધીમાં તેને નવાં પાન આવે છે.

બાવળનું લાકડું મજબૂત હોવાથી ઇમારતના કામમાં આવે છે. એ ઝાડ સાવરણીની માફક ઊંચું વધે છે. એને વરસાદ વિના ચાલે છે તેથી જ્યાં કોઇપણ વૃક્ષ ઊગ્યું હોય તેવી ઉજ્જડ જગ્યાએ પણ એ જાત ઊગેલી નજરે પડે છે. એનાં બી કઠણ હોય છે ને તેથી જમીનમાં તેના અંકુર ફૂટતાં ઘણું અઘરું પડે છે. બીનો રંગ ભૂરો તપખીરીઓ હોય છે અને તેની ચપટી બાજુઓ પર ઝાંખું પીળું વર્તુળ હોય છે ને એ જ ભાગ ઘણો કઠણ હોય છે. આ પીળું વર્તુળ જ્યાંસુધી જમીનમાં પોચું થાય નહિ ત્યાંસુધી તેમાંથી અંકુર ફૂટતા નથી બીને વાવ્યા પહેલાં સારી રીતે પલાળવાં પડે છે. પલાળ્યા વિના

એમ ને એમ જો વાળી દે તો ડાઘ નથી. સાધારણ ગરમ પાણીમાં દશેક મિનિટ રાખવાથી તે બરાબર પલળી રહે છે.

બાવળના ઝાડ પર જે ગોળો સુંદર થાય છે તે ખાવાના, દવાના તેમજ બીજા ઘણા ઉપયોગમાં આવે છે. બાવળની છાલ પણ રંગવાના કામમાં વપરાય છે. બાવળની શીંગોને આપણે 'પરડા' કહીએ છીએ. ઢોર દૂધ વધારે આપે એ હેતુથી તેમને આ પરડા ખવડાવે છે. ઘણા લોકો કૂણા પરડાનું શાક અથાણું વગેરે બનાવીને પણ ખાય છે. શરૂઆતમાં એ શીંગો (પરડા) લીલા રંગની હોય છે અને પાછળથી ભૂખરાપડતી થઈ જાય છે. બકરાંને તો એ બહુ જ ભાવે છે.

બાવળની લીલી સોટી જેવી પાતળી ડાળો આપણે દાતણ કરવામાં વાપરીએ છીએ એ વાત તો કોણ નહિ જાણતું હોય?

બાવળનાં બી ઝીણાં વાટી ગોમૂત્રમાં મેળવી તેનો લેપ વાળા પર લગાડવાથી વાળો મટી જાય છે. બાવળનાં પાંદડાં વાટી તેને એક ઝીણા કપડામાં મૂકી આંખોમાં બળતરા થતી હોય અથવા જો આંખો આવી હોય તો તે પર બાંધવાથી આરામ થાય છે. દાઢ દુખતી હોય અગર મસુ આવ્યું હોય તો મોમાં બાવળનું પાન રાખી ધીમેધીમે તેનો રસ ઉતારવાથી મટે છે.

આ ઉપરાંત વૈદકશાસ્ત્રમાં એના ગુણદોષ ઘણા વર્ણવ્યા છે.

(સંકલિત) —રતિલાલ વિઠ્ઠલદાસ દલાલ

## અંધશ્રદ્ધાની હદ

ગંગા નદીને કાંઠે રહેનાર કલકત્તાના એક તરુણને પહેલી જ વાર પોતાના સાસરાને ગામ જવાનો પ્રસંગ આવ્યો. એ ગામ ગંગા નદીથી ઘણું જ દૂર હતું. જમવાની તૈયારી થઈ તે વખતે સાસુએ જમાઈને કહ્યું, 'જમવા બેસતાં પહેલાં થોડું દૂધ પી લ્યો.' જમતા પહેલાં દૂધ પીવાનો આગ્રહ વળી કેવો અજબ એવું જમાઈને લાગ્યું તો ખરું; પણ આ ગામનો વળી એવો જ રિવાજ હશે એમ સમજી એણે સાસુએ આપેલું દૂધ થોડુંક પીધું પણ ત્યાં તો આસપાસ બેઠેલા સૌ ઢોલક સાથે નાચવા લાગ્યા. સાસુએ ખુલાસો કર્યો કે તમે ગંગાને કાંઠે વસો છો એટલે તમારા પેટમાં ગંગાનું પાણી હોય જ. તમારા સસરાનાં અસ્થિ હજુ અમે ગંગામાં પધરાવી શક્યા નહોતા એટલે આજે તમને જે દૂધ પાયું તેમાં તેમનાં અસ્થિની બારીક ભૂકી મેળવી હતી. તમારા સસરાને આ રીતે મુક્તિ આપી તમે અમને ધન્ય કર્યાં છે. આવો બનાવ ખરેખર બનેલો તે પછી આ હકીકત કહેવાઈ છે.

## બાજરાની બલિહારી

શાલિવાહન શક ૭૩૬ સુધીમાં ગુજરાત કે કાઠિયાવાડમાં બાજરાના નામને પણ કોઈ જાણતું નહોતું; માત્ર જુવાર, ઘઉં વગેરે અનાજની આ તરફ ઉત્પત્તિ થતી હતી. ઈ. સ. ૭૭૩માં જ્યારે કચ્છ ભૂમિ પર જામ લાખો ફુલાણી રાજ્ય કરતા હતા ત્યારે તેઓ એક વખત મોટું લશ્કર લઈ સિંધની સફરે નીકળ્યા અને ચાલતાં ચાલતાં દૂરના પ્રદેશોમાં (અરબસ્તાન અને આફ્રિકા તરફ) જઈ પહોંચ્યા. લીધેલો ખોરાક ખૂટી જતાં એ ઉજ્જડ પ્રદેશમાં લીલું ગોળ દાણાદાર ઘાસ પથરાયેલું જોયું, અને તે લણી ખોરાકના ઉપયોગમાં લેવા લશ્કરને હુકમ કર્યો. પ્રથમ ઘોડાઓને એ દાણા ખોરાકમાં આપ્યા. ઘોડાઓનો થાક ઊતરી ગયો અને તે તાજા થઈ ગયા. એથી એ દાણાઓને પુષ્ટિકારક જાણી જામ લાખાએ પોતાના તથા લશ્કરના ખોરાકમાં તે લેવા ફરમાવ્યું એ ખોરાકથી માણસોને પણ પુષ્ટિ મળી.

અમુક સમય સુધી એ દેશમાં ફરી પાછા પોતાના દેશ તરફ પાછા વળવા સમયે ફક્ત અનાજ જેટલું સાથે લઈ શકાય તેટલું લઈ લેવા જામશ્રીએ હુકમ કર્યો. લશ્કરી માણસોએ ઘોડાઓના તોબરા ભરી એ તાજગી આપનાર દાણાઓ સાથે લીધા ને કચ્છમાં લઈ આવી તેનું વાવેતર ચાલું કર્યું. કચ્છમાં વાગડ નામે પ્રદેશ છે ત્યાં તેનું પ્રથમ વાવેતર થયું.

જેમ જેમ સમય ગયો તેમતેમ ખેતીની કાળજીને અભાવે ને પાણીની તંગીને લીધે એ બાજરીના દાણાઓ કદમાં નાના થતા ગયા; પરંતુ આખા કાઠિયાવાડ ને ગુજરાતમાં તેનો પ્રચાર થયો.

બાજરો તે બાજરો. બાજ જેવી શક્તિ આપનાર અને વાજિ (ઘોડા) જેવી ગતિ આપનાર સત્ત્વમય અનાજ હોય તો તે એક બાજરો જ છે. આ બાજરાનો પાક ઉગાડવામાં સહેલો છે. ઘઉં અને જુવાર કરતાં તે વહેલો તૈયાર થઈ શકે છે. ઘઉં શિયાળુ મોલ હોઈ તેને ઇરીગેશન પાણી પાવું પડે છે. અને તેનો પાક ઉત્તમ ઉત્પન્ન કરવામાં દર એકરે જેટલું ખર્ચ આવે તેનાથી અરધું ખર્ચ પણ બાજરાનો પાક લેવામાં આવતું નથી. જુવાર અને બાજરો બંને ચોમાસુ મોલ છે, છતાં પણ જુવાર બાજરા કરતાં એક મહિનો મોડી પાકે છે. થોડે વરસાદે જો કોઈ ધાન્ય પાકતું હોય તો તે એક બાજરો જ છે. જૂન માસમાં ચોમાસું બેઠા પછી વાવણી વખતે જુવાર અને બાજરો આખા કાઠિયાવાડમાં અને ગુજરાતમાં વવાય છે. કુલ ખેડવાણ જમીનનાં લગભગ ત્રીજા ભાગ ઉપર બાજરો વવાય છે. એના પાકમાં જો સુધારણા થાય તો ગુજરાત કાઠિયાવાડના ખેડુતોને દર વર્ષે લાખો રૂપિયાનો લાભ થાય.

(શારદા) —પંગાભુભાઈ વાઘ

## સરાસરી આયુષ

ન્યૂઝીલૅન્ડમાં માણસની જિંદગીનું સરાસરી પ્રમાણ ૬૮ વર્ષ ઉપરનું છે, જે દુનિયામાં સૌથી ઊંચામાં ઊંચું ગણાય છે. તેનાથી બીજે નંબરે ઑસ્ટ્રેલિયા આવે છે, જ્યાં સ્ત્રીનું સરાસરી પ્રમાણ ૬૩ વર્ષનું અને પુરુષનું ૫૯ વર્ષનું છે યુનાઈટેડ સ્ટેટ્સમાં સ્ત્રીઓનું સરેરાશ ૬૨ વર્ષનું અને પુરુષોનું ૫૯ વર્ષનું આવે છે; અને તે પછીને નંબરે સ્વીડનમાં સ્ત્રીઓનું ૫૮ વર્ષનું અને પુરુષોનું ૫૬ વર્ષનું આયુષ ગણાય છે. આમાં હિંદનું સ્થાન ક્યાં છે તે જાણવું છે? આપણે ત્યાં સ્ત્રીઓ ફક્ત ૨૩ વર્ષનું અને પુરુષો ૨૨ વર્ષનું જ સરાસરી આયુષ ભોગવે છે! (અંબેજી ફરાણી)

૩૫ પૌંડની મોંઘી કિંમતે રોમમાંથી એક સુંદર ઘડિયાળ ખરીદીને એક અંગ્રેજ ભાઇ હરખાતીહરખાતી તેનો વીમો ઉતરાવવા ગયા તો શરાફે તેની કિંમત ૧ પૌંડ આંકી! આ છેતરપીંડી માટે તેણે મુસોલિની પર કાગળ લખી તેના શાસન વિષે ઠપકો આપ્યો. પખવાડિયામાં તેને ૩૪ પૌંડના ચેક સાથે ઉત્તર મળ્યો એમાં જણાવેલું હતું કે આવા એકાદ દાખલા પરથી મારા દેશબાંધવો માટે ખરાબ મત ન બાંધશો. બીજે પખવાડીએ પેલા દુકાનદારનો પત્ર આવ્યો કે મારી દુકાન સરકારે બંધ કરાવી છે ને મને છ માસની સજા થશે. તો કૃપા કરી મારી ભલામણ કરશો.

ગણિતગમ્મત ૮,૧૦૧,૨૬૫,૮૨૨,૭૮૪ એ રકમને ૮ વડે ભાગવી હોય તો લાંબો ભાગાકાર કરવાની જરૂર નથી. માત્ર શરૂઆતનો આંકડો ૮ ઉપાડીને છેડે મૂકશો એટલે જવાબ આવી જશે. ૧,૦૧૨,૬૫૮,૨૨૭,૮૪૮

અનેકાર્થી શબ્દ: **નિદાન**–મૂળ કારણ; રોગના કારણો તપાસી રોગ પારખવો તે; પરિણામ–અંત; છેવટે–આખરે; અવશ્ય.

LABEL

PAPER FOLDED OVER LABEL

નાની કૂપનો અથવા પાર્સલનાં લેબલ જેવી કોઇ અતિ નાની કાગળની પતાકડીઓ ઉપર ટાઇપરાઇટર વડે 'ટાઇપ' કરવું હોય તો ઘણી મુશ્કેલી નડે છે. ઉપરની આકૃતિમાં બતાવ્યા પ્રમાણે તે કૂપન અથવા લેબલના બાજુના છેડા એક મોટા કાગળની બે બાજુની બે ધારો વાળી તેની ઘડ વચ્ચે પકડી એ મોટો કાગળ 'ટાઇપરાઇટર'માં ચડાવશો તો છેક નીચલા છેડા સુધી છાપી શકશો.

રબ્બરસ્ટેમ્પની પેંડ (ગાદી) ઘણીવાર સુકાઇ જાય છે તેના ઉપર ગ્લિસરિન ચોપડજો. નવા જેવું કામ આપતી થશે.

આખી દુનિયામાં સીનેમા જોનારા પ્રેક્ષકોની સંખ્યા દર અઠવાડિયે ચૌદ કરોડની થાયછે એવો અંદાજ નીકળ્યોછે.

એકાદ જૂના ટૂથબ્રશ વડે સાદા ટૂથ પાઉડર અને ગરમ પાણીથી ઘસીને સાફ કરવાથી હાથીદાંતની ચીજો ઉજળી થશે.

ગયા અંકની 'માધુરી'માં જણાવેલા દેવનાગરી લીનોટાઇપના શોધક શ્રી હરિ ગોવિંદ ગોવિલનો ટૂંક પરિચય ૯૯મા અંકની 'માધુરી'માં આવી ગયો છે એટલી જિજ્ઞાસુઓને યાદી આપીએ છીએ.

રામજી–તમારો મિત્ર બીચારો ગરીબીમાં જ ગુજરી ગયો!

દામજી હા; પહેલાં તેણે પૈસા મેળવવા તબિયત બરબાદ કરી; અને પછી તબિયત મેળવવા પૈસા બરબાદ કર્યા!

[illegible]

ઝીણા અક્ષરનો નમૂનો: એક પોસ્ટકાર્ડ જેટલી જગ્યામાં ૬૪ લીટી, ૨૩૭૫ શબ્દો, ક્રાઉન સોળ પેજી કદનાં ૧૦॥ પાનાનું લખાણ ભાઇ વાડીલાલ હ. શાહે સમાવ્યું છે.

વિદ્યાર્થીઓ, વેપારીઓ, વકીલો અને બીજા મગજનું કામ કરનારાઓને એના સેવનથી અલબત જેવું પોષણ મળે
નાનાં-મોટાં, માંદાં-સાજાં, નબળાં-સબળાં સ્ત્રી-પુરુષ, સૌ કોઈ એનું સેવન કરી શકે છે

# તમે વાપરી જોયું છે?

# કેસરીજીવન ઝંડુનું

## મહારસાયન

રસસિંદુર, અભ્રક, કેસર, કસ્તુરી અને બીજાં દીપન, પાચન, તથા પૌષ્ટિક ઔષધ મેળવી લીલાં રસદાર આમળાંમાંથી બનાવેલું
**સુશોભિત સુવાસિત સ્વાદિષ્ટ અને પૌષ્ટિક ચાટણ**

**તેનું નિયમિત સેવન**
લાંબું આયુષ્ય તથા સારી સ્મરણશક્તિ આપી શરીરમાં બળ, તેજ ને ચેતન પૂરે છે.




**કિંમત**
પા રતલના પૉટનો રૂ. ૨॥
અરધા રતલના પૉટના રૂ. ૩॥
એક રતલના પૉટના રૂ. ૫)

કારખાનું:
સયાનીરોડ
મુંબાઈ-૨૩

**ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્કસ લિ.**
અમદાવાદના એજન્ટ - ભોગીલાલ બ્રધર્સ - ગાંધીરોડ

દુકાન:
જૂની મહાજનવાડી
મુંબાઈ-૨

ઑર્ડર આપતી વખતે, જાહેર ખબર 'કુમાર'માં વાંચી હતી એટલું જણાવજો



અપ્સરા

અજંતાના કલામંડપોમાંની ૧૭મા નંબરની ગુફાની ઓસરીની ભીંતપરના આલેખન ઉપરથી

અનુકૃતિ કરનાર રવિશંકર રાવળ (શ્રીમંત બાલાસાહેબ પંત-પ્રતિનિધિ ઔંધ સંસ્થાન-ના સૌજન્યથી)

**કુમાર** આવતી કાલનાં નાગરિકો માટેનું માસિક

ચૈત્ર · ૧૯૯૧

# આથમણી બારી

·અંજની·

ઉત્તર દખ્ખણ અને ઉગમણાં,
ભલે ભીડજો બારીબારણાં,
એક રાખજો ખુલ્લી મારી
આથમણી બારી.

·મિશ્ર·

પ્રકાશની સ્વારી વધાવવાને
ના પૂર્વ કે ઉત્તર દખ્ખણે જવાં
પડે, હસીને દિશ સર્વ ઉલ્લસી
ઝીલી રહે સિંચન તેજપ્રાણનાં.

રે, કિંતુ આ ઓસરતા પ્રકાશે
દિશા નિચોવાઈ જતી બધી લહું,
એ અસ્ત થાતી રવિની પ્રભાને
ધારી રહે પશ્ચિમ એકલી જ.

છેલ્લી કળા એ કિરણોની જોવા
છે કામની આથમણી જ બારી,
એના સુના હું વિરમી ઉછંગમાં
જોઈશ આ આથમતી જ જિંદગી.

સ્નેહીસગાંનાં ભડદ્વારમાંથી
લહ્યું બધું જીવન ઊગી ખીલતું,
ત્યાં આથમંતું જગને નિહાળવા
પ્રાર્થું છું હું અંતરબારી કોઈની.

·અંજની·

ઉદય બપોર તણા સુખભવને
ભલે ભિડાતાં દ્વાર જીવને,
કોક ખુલ્લી પણ રહેજો મારી
આથમણી બારી.

સુન્દરમ્



સૂર્યના ઉદયકાળે તો બધી દિશાની બારીઓમાંથી પ્રકાશ મળી રહે છે, પણ અસ્ત સમયે જ્યારે સૌ દિશાઓ જાણે નિચોવાઈ જતી લાગતી હોય છે ત્યારે તો પ્રકાશવાંછુએ માત્ર પશ્ચિમની જ બારીનો આશ્રય લેવો રહ્યો. આ સામાન્ય હકીકત જીવનની સ્થિતિમાં ઘટાવીને કવિએ કરુણ છાંટવાળું સુંદર કાવ્ય સર્જ્યું છે. જીવનના પ્રારંભ અને મધ્ય-કાળે તો સ્નેહીસગાં પ્રેમ વરસાવ્યે જાય છે, પરંતુ જીવનસંધ્યા નજીક આવ્યે, જ્યારે માણસની સ્નેહની ઝંખના તો એટલી જ—બલ્કે વધારે પ્રબળ હોય છે એવા સમયે, કવિ પ્રાર્થે છે કે, જીવનના સમગ્ર મહાલયનાં અનેક નાનાંમોટાં સ્નેહીનાં ભડદ્વાર વસાઈ ગયાં હોય તોપણ, કોઈકની એકાદ નાની સરખી હૃદયબારી ખુલ્લી રહેજો; કે જેથી આખર કાળના અંધકાર છવાતા જીવનમહાલયમાં એ આથમણી બારી તેજપ્રાણ સીંચ્યા કરે. આર્જવને અનુકૂળ એવા ઉપજાતિ-વંશસ્થના મિશ્ર છંદમાં અંતર સ્પર્શતી સરળ વાણી, અને કરુણલયવાળા એકએક અંજનીની કાવ્યના આરંભે તથા અંતે યોજના, એ આ કાવ્યનાં સૌન્દર્યઅંગ છે.

# મારે ઝરૂખે

રૂઝવે જગના જખમો,
આદર્શોને પૂરાં કરે,
ચલાવે સૃષ્ટિનો તંતુ,
નમું તે નવયૌવન.
'શેષ'

## કલાનાં સ્વાગત

● મુંબાઈથી દર અઠવાડિયે ચોપાનિયાં ઊડે છે તેમાં હમણાંથી કલા પર બાખૂબ ચર્ચાઓ અને મીમાંસાઓના ફકરાના ફકરા ઘસડેલા જોવામાં આવે છે 'યુરોપની કલા આવી છે; જાપાન તો કલાની ભૂમિ છે; હિંદુસ્તાનના ચિત્રકારોએ આમ કરવું જોઇએ; ગુજરાતના ઊગતા કલાકારોએ અહીં જવું જોઇએ-ત્યાં જવું જોઈએ; તેમના માટે આ પ્રસંગો ચીતરવા લાયક છે;' એવી વલામણો કરનારા લેખકો અને પત્રકારોને કોઇ કલાનું સ્વાગત કેમ કરવું એ શીખવે તો કેવું સારૂ? કલાકાર ટીકાઓ અને ચર્ચાઓ ઉપર નભતો નથી તેમજ જમા કરેલી કોઈ મૂડીનાં વ્યાજો ઉપર કે પિતૃઓની જાગીરોની આવક ઉપર કલાકારનો આધાર નથી. સમાજને તેની કલાની દરકાર હોય તો કલાકારને સાનુકૂળ જીવનસંજોગોની તક આપીને જ તેની કલા નિભાવી શકાય. યુનિવર્સિટીની કૉલેજોમાં ગોખણપટ્ટી કરી પાસ થનારા ઉમેદવારો માટે હજારો સગવડ થઈ છે. તેમની ડિગ્રીની શોભા આગળ સમાજ નમે છે. તેમના માટે કેટલી યે નોકરીઓ અને પદવીઓ સરજાઇ છે. પણ દિવસરાત આંખ, મન અને હાથને કસીકસીને જગત આગળ કંઇક નવીન સર્જન મૂકનારા કલાકાર માટે નથી સ્કૉલરશિપો, નથી પ્રવાસખર્ચો, નથી સગવડોભરી હૉસ્ટેલો કે સારાં વિશ્રામસ્થાનો. છતાં જીવન કસીને અને અંગ પીલીને તે કંઇક કરી શકે છે ત્યારે પત્રકારો યુરોપ, અમેરિકા કે જાપાનની જાહોજલાલી પાસે તેને ખડો કરી તેનાં સર્જનો પર માત્ર કટાક્ષો વરસાવી જાણે છે. આપણા કલાકારોને એ દેશોના કલાકારો જેવી તાલીમ અને વાતાવરણ પામવાની તક મળે તો તેઓમાં કેટલું પાણી છે તેની ખરી ખબર પડે. પણ વો દિન કહાં કે મિયાંકે પાઉમે જૂતી? આજે તો જે દૃષ્ટિ સમીપ છે તેની યે યોગ્ય કદર અને સત્કાર સમાજ કરી શકે તોપણ તેનો ચડતો સિતારો માનીએ. જે સમાજ પોતાના સર્જકોને પિછાની શકતો નથી, જે સમાજ નાની પણ મૌલિક નવીનતાઓના ઉત્પાદકોનું સ્થાન ચૂનો ચોપડનારા જેટલું જ ગણે છે અને લાખો રૂપિયા નકામી મોજો પાછળ કે વૈભવના પ્રદર્શન પાછળ ખર્ચી શકે છે, તેને ઊંચી જીવનસરણી, પ્રતાપી પ્રજાતત્ત્વ કે ભવ્ય કારોબારનાં સ્વપ્નાં પણ શી રીતે આવે? એ ઉચ્ચતર તત્ત્વોનાં વૃક્ષો થવા નિર્માએલા આગમદર્શીઓ કે સંસ્કૃતિવિધાયકો માટે તેમણે આજના સંસારમાં ક્યાં યે આરો પણ રહેવા દીધો નથી.

યુરોપની વાતો કરનારને ખબર નહિ હોય કે શિક્ષણમાં કે નગરસંસ્કૃતિમાં કલાકાર સંસ્કારસ્વામીનું પદ ધરાવે છે. એના ખ્યાલો, એની યોજનાઓ અને એની કૃતિઓ તો સમસ્ત પ્રજાજીવનના ઘડતરમાં પાયારૂપ છે. એનાં માન અને સન્માન ક્ષણજીવી પદવી કે રાજ્યસત્તા કરતાં અનેકગણાં ઊંચાં હોય છે.

## આંગણે ઊગેલાં પુષ્પો

● પરદેશોની કલાકૃતિઓ તથા તેનાં અમાપ સૌંદર્ય ને સર્જનશક્તિ પૂરાં પારખવા તો વર્ષોનો અભ્યાસ ને નિકટ પરિચય જોઇએ. આપણા દેશના કોઇપણ વિવેચકમાં તે હોય તેની આશા હાલ તો દૂર છે. પરંતુ આપણા ઘરની સૂકીપાકી રસોઇ પર જ આપણી રસગ્રંથીઓનો જીવનવ્યવહાર નભી શકશે એટલું પણ આપણા વિદ્વાનો ને રસિકો સ્વીકારે તો યે કલાકારોનો આશાતંતુ બળવાન થઈ શકે તેમ છે. જેટલેતેટલે યે રસજ્યોતનો એ રૂપાળુક આપણો કલાકાર આપણાં સાદાં ઘરો અને અભ્યાસખંડો તથા શાળાઓમાં નવી રોશની અને નવાં તેજ લાવવા જીવનમંથન ટકાવી શકશે. જમાનાની હરીફાઇમાં ઊતરવાનું ખમીર બંધાય એટલો સમાજનો પ્રાણપવન કલાકાર સુધી પહોંચ્યો નથી છતાં જીવનની કસોટીઓ ખેડતા ખેડતાં પણ તેની ઉપાસનાએ જે કઇ નિપજાવ્યુ તે તેણે સમાજને ધરી દીધું છે. તેની પૂરી કિંમત આપનારા વિરલાનાં દર્શન તો સમાજની પ્રગતિ અંકાવશે. પણ તેનો આદર કરનારા યે કલાજ્યોતમાં દીવું તેલ આપવાનું પૂણ્ય પામશે. મિત્રતા, સ્નેહ તથા ઓળખાણને નામે કલાકારનો કસ વાપરનારા પણ તેની કિંમત સમજી તેની કૃતિઓના સ્વાગત વેળા પાછા ન પડે તો યે કલાકાર અને સમાજનો સંબંધ દીપશે.

એ કલાકાર હજુ પોતાનાં ચિત્રોને કલા કહેવાનું સાહસ પણ કરતો નથી. રખેને કલાના નામને કંઇ અપમાન કે કટાક્ષ ચડે તો! તેણે પોતાની સ્વભાવજન્ય સાદાઇથી પોતાનાં સર્જનો 'રંગ અને રેખા'ના નામે, સુરસ પ્રકાશન કરી ગુજરાત ને હિંદ આગળ ધર્યાં છે, અને એ રીતે ભાઈ સોમાલાલ શાહે ગુજરાતની કલા કૌમુદીનાં તેજ વિસ્તાર્યાં છે. હજારો ને લાખોનાં યુરોપનાં ચિત્રોની વાત હમણાં વિસારે પાડી આ મામૂલી કિંમતે મળતાં આંગણાનાં પુષ્પોથી આપણા જીવનમાં સૌરભ મેળવવાનું, જનતા સ્વીકારે તો યે અહોભાગ્ય, કલા અને કલાકારનાં.

જાપાન, યુરોપ કે અમેરિકાનો દરેક પ્રવાસી કે પરદેશવાસી પોતાના વતનની કળાના નમૂનાઓ પોતાની સાથે ફેરવે છે અથવાં પોતાની ઑફિસ કે અભ્યાસખંડમાં લટકાવી સ્વદેશપ્રીતિ જાગૃત રાખે છે. એટલો યે મર્મ આપણા સુશિક્ષિત ગુજરાતીઓમાં ઊતરે તો આ લખ્યું સાર્થક ગણાશે. મદ્રાસના એક સ્નેહીના

ઘરમાં કે પૂનામાં વસતા એક ગુર્જરપ્રેમીના નિવાસમાં ચારે તરફ નાનીનાની તકતીઓમાં ર.મ.રા., કનુ દેસાઇ, સોમાલાલ કે રસિકલાલ તથા બીજા કલાકારોની છાપેલી પ્રતોનો આદર થતો જોઇ કલાના ઉપાસકની આશાને પૂર ચડ્યા વિના રહેતું નથી

દેશમાં એટલા શ્રીમાનો તો છે જ કે જેઓ, ગુજરાતમાં એક ડઝન ચિત્રકારો જ્યારે ખાસ નવીન ચિત્રો કરે તે બધાં પોતાના ઘરનાં ચાપાન તથા સોપારીના ખર્ચના હિસાબે પણ ખરીદી શકે. ઈતર જનતા તેમનાં પ્રકાશનોનો આદર કરીને ગોવર્ધન પર્વતને આંગળીનો ટેકો આપી શકે. કલાકાર તમને ભેટ આપે તો યે એની કિંમત અને કદર સમજજો ર.મ.રા.

## લાભની વાત

### આ નીચેનાં પ્રકાશનોમાંથી કયું તમારી પાસે નથી? એ મફત મેળવવું છે? તો—

આ એક નવી યોજના તમારે (માત્ર 'કુમાર'ના ગ્રાહકોને) જ માટે ખાસ છે. 'કુમાર'ને માટે એક નવો ગ્રાહક વધારી આપો અને એમાંનું તમને મનપસંદ પડે તે એક પુસ્તક મફત મેળવી લો. તમારે કરવાનું એટલું, કે તમારૂં પૂરૂં નામ અને ગ્રાહક નંબર તથા તેની નીચે તમે જેને નોંધાવતા હો તે નવા ગ્રાહકનું પૂરૂં નામ તથા સરનામું છ રૂપીઆના મનીઆર્ડર સાથે લખી મોકલવું એટલે ગ્રાહકને 'કુમાર'ના અંકો જશે અને તમને તમારૂં મનપસંદ પુસ્તક ઘેર બેઠાં મળી જશે અથવા વી પી થી મંગાવવું હોય તો તમારૂં પુસ્તક અને અંકો બંને તમારે નામે વી પી.થી આવશે અને પછીના અંકો નવા ગ્રાહકને નિયમિત મોકલાયા કરશે મનીઓર્ડરની પદ્ધતિ વધારે સગવડભરી છે.

**ચાલો ત્યારે—કરો પસંદગી**

આમાંથી જેટલાં પુસ્તકો જોઇતાં હોય
એટલા નવા ગ્રાહકો મોકલી આપો.

| | |
|---|---|
| કલાદર્શન (રંગીન ચિત્રોનું આલ્બમ) | ૧-૪-૦ |
| ચિત્રશતક (સો ચિત્રોનો સંગ્રહ) | ૧-૪-૦ |
| સ્કાઉટિંગ અને બીજી વાતો (ગજાનન ભટ્ટ) | ૧-૦-૦ |
| આઇન્સ્ટાઇન (ડૉ કાન્તિલાલ પંડ્યા કૃત) | ૦-૬-૦ |
| ધારાવહી (યશવંત પંડ્યા કૃત નાટકો) | ૦-૮-૦ |
| ગલગોટા (દેશળજી પરમાર કૃત-સચિત્ર) | ૦-૧૦ ૦ |
| ટૂચકા | ૦-૫-૦ |

**આ યોજના જૂનની ૩૦મી તારીખ સુધી જ ખુલ્લી છે.**

## નિશાનડંકા

"ઓસરતી સાંજનો સમય હતો. ચાર જણા એક મોટા જહાજના અગાસી તૂતક ઉપર બેઠા હતા. તેમાં એક હતો બ્રિટિશ નેવીનો રિટાયર્ડ કમાન્ડર, બીજો હતો રૉયલ ઇન્ડિયન નેવીનો લેફ્ટેનન્ટ કમાન્ડર, ત્રીજો હતો સાત સાગરનો ખારવો અને છેવટે બંદરે ખરી પડેલ સોદાગરી તરી (Mercantile Marine) નો અફસર અને ચોથો તમારો 'સુકાની.'

વાતવાતે 'ધુડાકિયા બાણ'ની વાત નીકળી. આ ચાર જણ બેઠા હતા ત્યાંથી થોડાક કોસ છેટે કોઈ કોઇ રાતે મોટી તોપ ફૂટતી હોય તેવા ધડાકા સંભળાય છે—અને એનો પત્તો કે મૂળ કે કારણ હજુ અનુમાનનો જ વિષય છે. આ ધડાકા પાણીના પાતાળપેટમાં થતા સંભળાય છે, પણ હજુ કોઈ એનું કારણ માપી જાતો ફર્યો સંભળાયો નથી

ઘેરા ભૂતકાળમાં કોઇ પચ્છમધરાના (કચ્છના) સાયરજાચ્યાએ ધુડાકિયા બાણનો ભેદ શોધી કાઢ્યો હતો. એનું નામનિશાન આજ સ્કૂલ કૉલેજનાં પાઠ્ય પુસ્તકોમાં નથી; ગવર્નમેન્ટ ગેઝેટિયર પણ એ વિષે ચૂપ રહ્યું છે.

પણ લોકવાયકામાં એ સાયર સાવજ હજુ પણ જીવે છે. એણે નજર કરેલી પાતાળપાણીની લીપણતા આજે. પણ કંઠારે વસતા ખારવાઓને સાંભળવા માત્રથી કંપાવે છે.

આવા ધડાકા બંગાળાના આ કંઠારની બીજી જગ્યાએ પણ થાય છે. અફસરી ઇમારતમાં આજે એને 'ટાઇડલ ગન્સ' (ભરતીઆ તોપ) કહે છે.

ચારે જણા જૂજવા કિસ્સાએ ચડ્યા અને ભૂતકાળના પટ સરી જતા 'સુકાની'એ રોમાચક સ્વપ્ન જોયું—જે સ્વપ્ન 'કુમાર'ને નજર કરવા એણે બનતો પ્રયત્ન કર્યો છે, અને આદના કલમ કદી પણ ન ચીતરી શકે એવી એ જવાંમર્દીને હિમ જેવી ટાઢી શાહીમાં રંગવાની કોશિષ કરી છે. એ કોશિષ કેટલે કદર-હાંસલ થઈ છે એ નક્કી કરવાનું કામ 'કુમાર'નાં તંત્રી અને 'કુમાર'ના વાચકોનું છે."

* * * 'કુમાર'ના આવતા અંકમાં એ વાર્તા શરૂ થાય છે. એની સવારીના ખબર કરતા નિશાનડંકા રૂપી આ પ્રસ્તાવ અમારા ઉપરના 'સુકાની'ના પત્રમાંથી જ અત્રે આપ્યો છે.

# પૂર્વના દેશોની ભવ્યતાની પશ્ચિમની




તેરમી સદીના અંતભાગમાં એક દિવસે બપોર નમતાં વિચિત્ર અને ફાટયાંતૂટયાં ચીંથરેહાલ કપડાં પહેરેલા ત્રણ મુસાફરો વેનીસ બંદરને આરે ઊતર્યા. સખત ઉનાળાના તાપને લીધે તેમના ચહેરા કાળા ભઠ્ઠ થઇ ગયા હતા. એમાંના આધેડ ઉંમરના બે જણાની આંખો તો ખૂબ દુનિયા નીરખીનીરખીને જાણે શાંત થઇ ઊંડી ઊતરી ગઇ હતી; પણ માથે વધી ગએલા ઝટિયા વાળો, સૌથી નાનો મુસાફર આકર્ષક બાંધાનો ટટ્ટાર, સાહસિક ને પ્રાણવાન જુવાન લાગતો હતો.

આ જુવાનની દૃષ્ટિએ ચોવીસ વર્ષ પહેલાંના અને હાલના વેનીસમાં ઝાઝો ફેર નહોતો દેખાતો. એ તો જાણે પોતે હજુ ગઇ કાલે જ એ રસ્તેથી નીકળ્યો હોય એમ બંદરે ઊતરી શહેરમાં ચાલ્યો. બજારની મોટી-મોટી દુકાનોમાં ભરેલાં રેશમી કાપડ, ઊજળા કરેલા ચમકદાર હાથીદાંતની બનતી ચીજો, કાચના રંગ-બેરંગી ઝુમ્મરો અને રત્નજડિત મૂઠવાળી તલવારો જોતોજોતો તે આગળ ચાલ્યો.

આ મુસાફરોનાં નાક અને કાનને વેનીસ સુપરિચિત હતું. તેજાનાથી ભરેલી દુકાનોમાંથી નીકળતી સુવાસથી તેમને મુસાફરી દરમ્યાન જોએલાં તેજાનાનો ધીકતો વેપાર કરતાં શહેરો યાદ આવ્યાં. વેનીસમાં તો દેશપરદેશના અનેક વેપારીઓ અને ભાતભાતના લોકો આવતા અને જતા, એટલે આ ત્રિપુટી તરફ કોઇ ખાસ આકર્ષાઇને જોતું ન હતું.

સાંજ પડી ગઇ હતી. ધીમેધીમે બંદર ઉપર એક પછી એક દીવા ઝગમગવા લાગ્યા હતા. એવે વખતે આ ત્રણ મુસાફર-બાપ, બેટો ને કાકો-વેનીસમાં પોતાના ઘર તરફ જઇ રહ્યા હતા. ઘેર તો પહોંચ્યા, પણ પચ્ચીસ વરસને ગાળે ધણી થતા આવતા આ અજાણ્યાઓને ઘરના નોકરો મૂળ માલિક તરીકે ક્યાંથી ઓળખે? પરિણામે થતી બોલાચાલીની ધમાલથી, ઘણા વખતથી આ મુસાફરો ગુમ થયા હોવાથી ઘરનો માલિક બની બેઠેલો તેમનો ભત્રીજો નીચે ઊતરી આવ્યો.

એકબીજાની ઓળખાણ થતાં ખૂબ વાર લાગી. આખરે ખુલાસો થતાં નક્કી થયું કે આ ત્રણ તે નિકોલો પોલો, મેફીઓ પોલો અને જુવાન માર્કો પોલો હતા. ઓળખાણ પડતાં વાર લાગે એમાં નવાઇ જેવું પણ ન હતું; કારણકે તેઓ મુસાફરીએ નીકળ્યા ત્યારે માર્કો ૧૭ વર્ષનો છોકરો હતો; અને આજે તે ચાળીસ વર્ષ વટાવી ગયો હતો.

લગભગ નવમા સૈકાની શરૂઆતથી ભૂમધ્ય સમુદ્રનાં બંદરોમાં એશિયા અને યુરોપના વેપારીઓ ભેગા થતા અને માલ તથા જ્ઞાનની આપલે કરતા. હિંદુઓ અને આરબોનું ઘણું જ્ઞાન પશ્ચિમને આ રીતે જ મળ્યું. એ વખતે વેનીસ દુનિયાના વેપારનું કેન્દ્ર થઇ પડ્યું હતું, અને તેની બજારમાં પૂર્વનાં કિંમતી કિનખાબ તથા તેજાના આવતા. એ વેળા હિંદ અને ચીનનું સોનું, જવાહિર, રેશમી કાપડ અને ભરતકામ એ યુરોપને માટે અજાયબ વસ્તુઓ હતી.

યુરોપના મુખ્ય વેપારીઓ એ વખતે બધા વેનીસમાં જ હતા. આ વેપારીઓ ફક્ત મોટા વેપાર જ કરી જાણતા એમ નહિ, પરંતુ સાથેસાથે તેઓ એવા તો બહાદુર ને સાહસિક હતા કે દૂરના અજાણ્યા મુલકોમાં પોતાનો વેપાર વધારવાને લાંબી અને જોખમકારક મુસાફરીઓ ખેડવામાં પણ પાછા પડતા નહિ. આવા આ વેપારી મુસાફરોમાં મેફીઓ અને નિકોલો પોલો

## પ્રજાને પિછાન કરાવનાર વેનીસનો વિખ્યાત વેપારી-મુસાફર

# માર્કો પોલો

તથા નીકોલોનો યુવાન પુત્ર માર્કો પોલો જગવિખ્યાત થઇ ગયા છે.

એશિયાના અણજાણ ને ગૂઢ ગણાતા મધ્ય ભાગમાં મુસાફરી કરનાર સાધુઓ અને વેપારીઓ ચીનની દોલત તથા તેના મહાન શહેનશાહ કુબ્લાખાનની સત્તાની આશ્ચર્યકારક વાતો કરતા. એ વાતો સાંભળીને જિજ્ઞાસુ તેમજ વેપારીવૃત્તિવાળા મેફીઓ અને નીકોલોએ ચીનની સફરે નીકળવાનો નિશ્ચય કર્યો. મુસાફરી ઘણાં વિઘ્નો અને ભયથી ભરપૂર હતી. બરફથી લદાએલા ડુંગરી પ્રદેશો વટાવી, ધગધગની રેતીનાં રણો વીંધી પ્રચંડ વેગવાળી જબરદસ્ત નદીઓ ઓળંગી, બરફનાં ભયંકર વાવાઝોડાંના સપાટા ઝીલતા તેઓ મહા કપરી મુસીબતોને અંતે એકવરસે કુબ્લાખાનના દરબારમાં પહોચ્યા.

અને પંદર વરસ પછી જ્યારે તેઓ ત્યાંથી પોતાને દેશ પાછા ફર્યા ત્યારે તેમણે સાથે આણેલી દોલત અને હેરત પમાડે તેવી વાતોથી વેનીસ આખું ગાંડુતૂર થઇ ગયું. આ મુસાફરીની વાતોમાં નીકોલોના મહત્ત્વાકાંક્ષી જુવાન માર્કોને બહુ જ રસ પડ્યો. હજી તો જો કે તે પંદરની ઊગતી વયમાં હતો, તોપણ બીજી સફર વખતે પોતાને સાથે લઇ જવા માટે તેણે પોતાના બાપને બહુ આજીજી કરી. તેથી, ઇ.સ. ૧૨૭૧માં, મેફીઓ અને નીકોલો જ્યારે બીજી વાર સફરે નીકળ્યા ત્યારે માર્કોને સાથે લીધો. આ વખતે પોપે, શહેનશાહ કુબ્લાખાનની પ્રજાને ખ્રિસ્તી ધર્મના ઉપદેશનો લાભ આપવાના ઇરાદાથી તેઓની સાથે બે સાધુઓ પણ મોકલ્યા. પણ આ જ્ઞાની અને શ્રદ્ધાળુ સાધુઓની શ્રદ્ધા પેલા અજ્ઞાન વેપારીઓ જેટલી પણ ટકી નહિ, અને અજાણ્યાં જોખમોથી (અનુસંધાન પૃષ્ઠ ૧૪૫મે)




એ કાળમાં નિગૂઢ ગણાતા પૂર્વદેશના હાર્દ સોંસરા નીકળીને તેની પ્રદક્ષિણા કરતી આવડી મોટી સફર ખેડી સ્વદેશ પાછો આવનાર સાહસ-સફરી માર્કો પોલો પહેલો હતો

# તેરાઈના જંગલની એક વાર્તા

કાળભૈરવને ઉન્માદ ચડ્યો હતો. અત્યંત ઉપદ્રવ અને અત્યાચારથી આવેશમાં આવે છે ત્યારે જનાવરો અતિ ભયાનક કાર્યો કરી મૂકે છે. કાળભૈરવે પણ આવા ત્રાસના આવેશથી તેરાઇ પ્રાંતના સાંતલ ગામમાં કેર વર્તાવી મૂક્યો. રાત્રિના ઘોર અંધકારમા ચંદ્રમા વાદળોમાં છુપાયો ને થોડી વારે કાળભૈરવ પોતાનું ત્રણ ટનનું ભારે શરીર લઇ ગરીબ ગામડીઆઓનાં ઝૂંપડાઓ ઉપર સમગ્ર જોરથી ધૂણી વળ્યો. ઝાડપાનની સૂકી ડાળીઓ અને માટીનાં બનાવેલા એ ઝૂંપડાં એ જંગી ગેંડાના ભયંકર આક્રમણ સામે કાગળના ઘરોની પેઠે સડસડાટ તૂટી પડ્યા. અંદર સૂતેલાં માણસોને તેણે મસ્ત હાથીની પેઠે છૂંદી નાંખ્યા. બે માણસો ભાગી છૂટવા ગયા તેમની પૂંઠ પકડીને તેણે જમીનદોસ્ત કરી તેમના ચુરેચુરા કરી નાખ્યા.

નેપાળ જોકે પાર્વતીય પ્રદેશનું રાજ્ય છે, પરંતુ એ રાજ્યની દક્ષિણે આવેલો તેરાઇ જિલ્લો ગિરિમાળાની તળેટીમાં આવેલો હોઈ પવનોથી ઘણે અંશે મુક્ત છે. એની જમીન દરિયાની સપાટીથી સહેજ જ ઊંચી અને હવા ભીનાશવાળી છે. એના મોટા ભાગમા ઘાડું જંગલ, ઊંચું ને ગીચ ઊગેલું ઘાસ, પાણીના ખાબોચિયા અને કાંટાળા થૂવરના ઝાડો આવેલા છે. અને હિંદભરમાં જે પ્રાણી ક્યાય નથી થતું તે ગેંડો એ વિસ્તારમા વસે છે. વાઘ વગેરે બીજાં ભયકર હિંસક પ્રાણીઓની પણ આ જંગલોમા પુષ્કળ વસ્તી છે.

કુદરતના કેર જેવો કોઇ ભયંકર વંટોળીઓ ફરી વળ્યો હોય તેમ સાતલ ગામનાં ઝૂંપડાઓનો ઘાણ વળી ગયો હતો, અને રાત્રિના અંધકારમાં, છુંદાએલા ગામડીઆઓની હૃદયભેદી ચીસો સાંભળતો ગેંડો નાક ને મોઢાથી ફુંફાડા કાઢતો અને જંગી ઘણ જેવા પગથી ધરતી ધમધમાવતો પોતાની વૈરવૃત્તિ તૃપ્ત કરવા ચારે તરફ સત્યાનાશ વાળી પાછો ફરતો હતો.

પણ હજી આટલાથી તેને સંતોષ થયો લાગ્યો નહિ; કેમકે બીજી રાત્રે પણ બાકી રહેલું ઝેર ફરી એ જ ગામડા ઉપર તેણે ઠાલવ્યું. લોકોએ ચારે તરફ મોટાં તાપણાં સળગાવ્યાં હતાં. ગામના છોકરાઓ ગળામાં પતરાંના ડબા અને ઢોલકાં લટકાવી જોરથી વગાડતા હતા. પણ કાળભૈરવ જેવો કાળભૈરવ વળી તેને ગણકારે? ફરી તેણે બીજાં થોડાં ઝૂંપડાં જમીનદોસ્ત કર્યાં. ત્રીજે દિવસે વળી એક ગોવાળીઓ તળાવડીમાં ગાયોને પાણી પાતો હતો ત્યાં અકસ્માત તેની પાછળ ભારે પગલાંનો અવાજ આવ્યો. ગોવાળીઓ તો પાસેના ઝાડ ઉપર ચડી ગયો, પરંતુ તેની એક ગાય અને બે વાછરડાં તેના કરાળ શીંગડાને સપાટે ચડી કચ્ચરઘાણ થઇ ગયાં. આથી જ ગ્રામવાસીઓએ એ કાળા ગેંડાનું નામ કાળભૈરવ પાડ્યું હતું.

સામાન્ય રીતે ગેંડો કદી આવેશમાં આવતો નથી. તે કોઇને ઉદ્વેગ પમાડ્યા વગર શાંતિથી જંગલમાં વસે છે. એટલે જ આ કાળભૈરવ આટલો બધો કેમ ઉશ્કેરાયો તેનું કારણ કોઇ ગામવાસી કળી શક્યો નહિ. સાદી બુદ્ધિના એ ભોળા ગ્રામજનોના મગજમા ક્યાથી આવે કે કોઇએ છંછેડ્યા વિના જંગલી પ્રાણી આમ કરે નહિ? તેઓ તો પ્રારબ્ધને દોષ દેવા લાગ્યા.

પણ શિકારી રામબલિ ખરી હકીકત જાણતો હતો. પરંતુ તેણે જાણી જોઇને મૌન સેવ્યું; કેમકે જો ગ્રામવાસીઓ ખરી હકીકતનો ઈશારો પણ જાણે તો તેનું આવી બને તેમ હતું.

સાંતલ ગામથી ચારેક માઇલ દૂર કાંટાળા થૂવરોની ઝાડીમાં કાળભૈરવનો વાસ હતો. આજુબાજુ પથ્થરની મોટી શિલાઓ અને ખડકો હતા. નીલા રંગના આ ખડકો ઉપર હજારો ગરોળીઓ આમતેમ દોડતી ફરતી હતી. આકડાનાં જૂથનાં જૂથ એ સ્થળે ઊગ્યા હતાં. એનાં દૂધવાળાં પાંદડાં કાળભૈરવને ભારે સ્વાદિષ્ટ લાગતાં. ચારે તરફ કાંટાળા બાવળ ઊભા હતાં, જેની લાંબી શૂળો કોઈપણ પ્રાણીને નજદીક આવવાનો મન કરવા દે તેવી ન હતી. ઉનાળાના કપરા તાપમાં કાળભૈરવ પોતાની ગેંડીરાણી અને યુવરાજ સાથે

# કાળભૈરવ ... અને કુદરત કહે છે કે લોભી મહ-



ત્વાકાંક્ષાથી આંધળા થઈ માણુસે તેના સામ્રાજ્યની મર્યાદા લોપવામાં સાર નથી.

આ મહેલમાં વસતો હતો. એ આવાસના એક ખૂણામાં ગેંડીએ ઊંડો ખાડો ખોદી તેમાં કુમળી ડાળીઓ પાથરી પોતાના બાળક માટે બિછાનું તૈયાર કર્યું હતું.

રોજ સંધ્યા સમયે કાળભૈરવ પોતાના કુટુંબ સાથે પાણી પીવા આ આવાસથી પાંચ ગાઉના દૂર આવેલી તળાવડી ઉપર જતો. બાળ ગેંડો તદ્દન નાનો હતો ત્યારે ગેંડી તેના રક્ષણ માટે આવાસમા પાછળ રહેતી; અને કાળભૈરવ પાછો આવી ચોકી કરતો એટલે તે પાણી પી આવતી. હવે બાળક મોટો થયો હતો એટલે સૌ સાથે પાણી પીવા જતાં.

તેરાઇના ભયંકર વાઘ તો જાણીતા છે. ઝાડ ઉપર પાંદડામાં લપાઇને લાગ જોઇ શિકાર પર તરાપ મારવાની ખાસિયતવાળા ચિત્તાઓની પણ ત્યાં ખોટ નથી. આ બધા એકલા બાળ ગેંડા પર તૂટી પડતા તો વાર ન લગાડે; પરંતુ કાળભૈરવ પતિપત્ની તેને જરાપણ આંખથી અળગો કરતાં નહોતાં. અને ગેંડાથી તો આ હિંસ્રો બહુ ચેતતાં રહેતાં. તેમના તીક્ષ્ણ પંજા અને દાઢ ગેંડાના જાડા ચામડા ઉપર નિરુપયોગી જેવાં હતાં. એટલે તેના ભયંકર શીંગડાથી દૂર જ રહેવામાં તેઓ ડહાપણ સમજતા. હાથીઓનાં ટોળાં એ માર્ગેથી પોતાની મગરૂબી ભરેલી ચાલે નીકળતાં ખરાં અને પાણી પીવા તળાવે પણ જતાં; પરંતુ એ ડોલતા ગજરાજો ગેંડાઓ તરફ મીટ માંડતા નહિ. જંગલમાં મોટાં પ્રાણીઓ સામાન્ય રીતે પરસ્પરના બળની કદી ઉપેક્ષા કરતાં નથી.

રામબલિ અનુભવી શિકારી હતો. પેઢી દર પેઢીથી તેના વડવાઓનો પણ ધંધો શિકારનો જ હતો. જંગલનાં લગભગ બધા પ્રાણીઓ તેના ઝપાટામાં આવી ગયાં હતાં પરંતુ તેની સાત પેઢીમાંથી કોઇએ ગેંડાનો શિકાર હજીલગી કર્યો નહોતો. ગેંડા જેવા રાક્ષસી પ્રાણીનો શિકાર એ સહજ વાત નહોતી. તેની જાડી ચામડી ઉપર તીર ભાલો કે બંદુક અસર કરે તેમ નહોતાં. અને સાથે તેનું પચાસ માણસો જેટલું બળ કોઇપણ પ્રકારનું આક્રમણ કરવાનું મન થવા દે તેવું નહોતું. રામબલિને છેક નાનપણથી ગેંડાનો શિકાર કરવાની ધૂન ભરાઇ હતી. એટલે રોજ ને રોજ તે ગેંડાને સપડાવવાને કેવા પ્રકારના ફાંસલા યોજવા તેની અનેક યુક્તિપ્રયુક્તિઓ મનમાં ઘોળ્યા જ કરતો. એક જ ગેંડો જો હાથમાં આવે! અહાહા! તો કેવી મજા પડે? તેના સ્વાદિષ્ટ માંસને સુકાવી રાખીને બાર માસના નિર્વાહની ચિંતામાંથી મુક્ત થઇ શકાય; અથવા બાપના શ્રાદ્ધ નિમિત્તે લામા ધર્મગુરુઓને જમાડી શકાય અને તેના ચામડાના તો અનેક ઉપયોગ થઇ શકે. જો જિલ્લાના લંબરદારને માત્ર એક ઢાલ જેટલું ચામડું એમાંથી ભેટ આપે તો તેને તરત ગામની પટેલાઇ મળે. બીજા ચામડાના ટુકડા અને શીંગડાથી તો એક નાનું ખેતર પણ જરૂર મળે. પછી ગામના લોકો તેને બે ત્રણ કન્યાઓ પરણાવી દે. એ બે ત્રણ બૈરીઓ તે આ તેનું ખેતર-ખેડે; તેની જમીન ઉપર કેળનાં વૃક્ષો ઊછેરે. તે ગામમાં સૌથી મોટા માણસ બની શકે. પછી જ્યારે લંબરદાર સાહેબ આવે ત્યારે સૌનો આગેવાન થઇ તે પહેલો સલામ કરે. તે મોટાં માણસના હુકમ મેળવી આખા ગામને આજ્ઞાંકિત બનાવે. પોતાની ત્રણ સ્ત્રીઓ માટે તે ત્રણ ઝૂંપડાં બનાવે. તેનો માનમરતબો વધી જાય, બસ સ્વર્ગ ફક્ત વેંત જ દૂર રહે. પણ સવાલ માત્ર આ કાળભૈરવને કેમ મારવો એટલો જ હતો.

રામબલિ જન્મભરના અભ્યાસથી જંગલ અને પશુઓ સંબંધી બારીકમાં બારીક હકીકતોનો કુદરતી જ્ઞાતા હતો. તે હવા પાણી અને ઋતુઓનાં ઢંગ જાણતો; પશુપક્ષીની ખાસિયતો, વ્યવહાર અને સ્વભાવથી માહિતગાર હતો. પશુઓનાં પગનાં ચિહ્નોથી તે ઘણું જાણી શકતો; ઝાડોની છાલોમાં પડેલા ઘસારાથી તે ઘણું સમજી શકતો. કઇ ઋતુમાં કયાં જનાવરો કયારે પાણી પીવા નીકળે છે, કયારે કયાં શિકાર માટે છુપાય છે તે સર્વે તેના ખ્યાલમાં હતું. કઇ જગ્યાએ તેઓ વાગોળે છે, કયાં કાદવમાં લોટે છે, કયે રસ્તે જાય-આવે છે તે તેના ધ્યાનમાં હતું. પશુઓના આવાસો અને આરામનાં સ્થાનો પણ તે જાણતો.

ઘણા દિવસોના વિચાર અને યુક્તિઓ પછી એક દિવસ છાનોમાનો તે કાળભૈરવને તળાવડીએ જવાના રસ્તા પર ગયો, અને કાંટાના ઝાડમાં એક મજબૂત ટૂંકો ભાલો ભારે પથ્થર સાથે હરણના ચામડામાં વાધરીથી બાંધી લટકાવ્યો. નીચે છટકું રાખ્યું. ગેંડાનો પગ છટકાને અડતાં જ પથ્થરના વજન વાળો ભાલો તેની કાંધ ઉપર પડે એવી તરકીબ ગોઠવી. કાળભૈરવના આખા અંગમાં નરમમાં નરમ ભાગ કોઇ હોય તો તે તેની કાંધનો માંસલ પ્રદેશ. ત્યાં અણિયાળો



કાશ્મીરનાં શીતળ જળ

ફોટો · આબીદમિયાં સૈયદ

ભાલો પોતાનું કામ અચૂક પૂરું કરે જ.

**સાં**જ ઢળતાં કાંટાળાં વૃક્ષોના લાંબા પડછાયા પડવા લાગ્યા કે તરત જંગલવાસી જનાવરો તળાવડી ઉપર પાણી પીવા ભેગા થવા માંડ્યાં. ખાસ કરીને વાઘ અને ચિત્તાઓનો ભારે ભય હતો, એટલે રામબલિ દૂર એક ઊંચી જગ્યા પર બેસી આકાશમાં ગીધોના ઉડ્ડયનથી ગેંડાના મૃત્યુની પ્રતીક્ષા કરવા માંડ્યો.

પરંતુ રામબલિએ ગેંડાની અલૌકિક ઘ્રાણશક્તિની ગણત્રી કરી નહોતી. એ પ્રાણીની આંખો બહુ નાની અને દૃષ્ટિ ઘણી ઝાંખી હોય છે; પરંતુ તેનો બદલો કુદરતી ઘ્રાણશક્તિથી તેને વળી રહે છે. આજે સખ્ત તાપ પડવાથી ગેંડો કાંઈક વહેલો પાણી પીવા નીકળ્યો અને વહેલું હોવાથી તે વધારે ચોકસાઈથી અને ધીમે પગલે સાવચેતીથી આગળ વધતો હતો. તેની ઝીણી આંખો જોકે ઉપર ઝઝૂમતા ભયને જોઈ શકે તેમ નહોતું પરંતુ તેની ઘ્રાણશક્તિએ માણસના હાથની ગંધ પારખી કાઢી. ભાલો અને ચામડાની પટી રામબલિના હાથનો લાંબો સ્પર્શ ધરાવતાં હતાં; અને ગેંડાની ઘ્રાણશક્તિ માણસની વાપરેલી વસ્તુને પારખી કાઢતાં ક્યારે પાછી પડી છે?

વાસથી શંકિત થઈ કાળભૈરવ ઊભો રહ્યો. કાન ઊભા કરી, માથું ઊંચું કરી, ભયસ્થાન પારખવા માટે હવાની લહેરીઓને સૂંઘવા માંડ્યો. આટલામાં જ ક્યાંક ભયસ્થાન છે એવી શંકા તેને થવા માંડી અને તરત તેણે તથા તેની માદાએ નસકોરાંથી ભારે ફુત્કાર કરવા માંડ્યો.

કુદરતે કાળભૈરવને શરીર મોટું આપ્યું હતું, પણ તેના પ્રમાણમાં મગજ બહુ નાનું હતું. ભયની ગંધ આવી એટલે તેના ઉપર હુમલો કરવો એ તેના મગજની પહેલી વિચારણા હતી. તેણે પોતાનું માથું નીચું નાખી દોટ મૂકી અને ગંધવાળા ઝાડના થડમાં પોતાનું ભયાનક શીંગડું માર્યું. ઝાડ, તેનું થડ, ત્યાં બેસાડેલું ચરકું અને ભાલો દૂર જઈ પડ્યાં. થોડીવાર તો એ પોતાના આ કૃત્યને પમર સમજ્યો ધીંગ માંડીને જોઈ રહ્યો; પછી ઓચિંતો ગભરાટનો ઊભરો અને કાંટાળા ઝૂંડરનાં ઝુંડને શીંગડાથી ભાંગતો છૂંદતો ભયભીત થઈ આડે રસ્તે એવો તો ભાગ્યો કે તે ગયો ત્યાં નવો રસ્તો થઈ ગયો! તિરસ્કારવાળી માણસની ગંધવાળો જૂનો રસ્તો હવે તેને માટે ત્યાજ્ય હતો.

રામબલિ ચતુર હતો. ગેંડાની એ નવી કૃતિ જોઈ શું બન્યું હતું તે એ સમજી ગયો. તેણે ફરીથી ગેંડાએ બનાવેલા નવા રસ્તા ઉપર ગોઠ્ય સ્થળે છટકું ગોઠવ્યું. આગલા બનાવથી ચમકીને ગેંડો પણ હવે વધારે સાવચેત બની ગયો હતો. આંખો તો વધારે તેજ ન થઈ શકી, પણ ગંધની સાથે તેની સ્પર્શશક્તિ પણ એટલી જ તેજ બની ગઈ હતી. જેવો તેનો પગ છટકાને લાગ્યો કે તરત ચમકીને તેણે પોતાના શરીરને વિદ્યુત્‌ગતિથી ફેરવ્યું. આથી ભાલો તેની કાંધ ઉપર બરાબર ન વાગતાં ગાલ છરકતો લાગ્યો. તરત લોહીની ધારા ફૂટી નીકળી અને રસ્તામાં લાલ છાંટ કરતી ગઈ.

કાળભૈરવે છંછેડાઈને ચિત્કાર કર્યો અને ત્રાસીને તે પોતાના સાથી સાથે ઊંચા ઘાસમાં છુપાયો. પરંતુ થોડી વારે આખા દિવસની તરસે તેમને તળાવડી તરફ દોર્યાં. ફરી તેણે ચારે તરફ જામેલા કાંટાળા ઝૂંસરોને ભાંગી ત્રીજો રસ્તો બનાવ્યો. તળાવડીએ જઈને તેણે ખૂબ પાણી પીધું. પછી કાદવમાં ખૂબ આળોટ્યો અને કાંધ પરના ઘાવ ઉપર માટીનું જાડું પડ બેસું કર્યું.

સામાન્ય રીતે ગેંડો એકમાર્ગી પ્રાણી હોય છે. તેને પોતાની જૂની ટેવ કે જૂના રાહ બદલાવવાનું પસંદ હોતું નથી. પણ ઉપરાઉપરી આ બે બનાવથી તેના મંદ મગજમાં રોષ પ્રજ્વળી ઊઠ્યો. તેણે ગેંડી અને બચ્ચાને રહેઠાણ તરફ એકલાં મૂક્યાં.

એક જ વખત એક જ વસ્તુ સમજનાર પ્રાણી જ્યારે વિફરે છે ત્યારે દારુણ બને છે. ગેંડાના મનમાં જે ઊંડો વૈરાગ્નિ જલી ઊઠ્યો હતો તેણે એ દારુણતા ધારણ કરી.

તળાવડીના રસ્તાથી બેએક માઈલ દૂર ગામડું હતું. ત્યાં તેના ઉપર અત્યાચાર કરનાર ગંધવાળાં માનવીઓ વસતાં હતાં. હવાની લહરમાં આવતી એ ગંધ ધરીધર સૂંઘીને, તેણે ઝીણી આંખોનાં પોપચાં ખુન્નસથી ભીડી નજરને વધારે ઝીણી કરી અને ઝનૂનથી માથું ધુણાવી ગામડાની દિશામાં વહેતું મૂક્યું.

ઘુરઘુરાટ કરતા, પવનવેગે ધસ્યા આવતા કોઈ ખડક જેવા એ પ્રાણીએ પાદર ઉપરના પહેલા ઝૂંપડાને કાગળની કોથળીની પેઠે જમીનદોસ્ત કરી નાખ્યું. અંદર સૂતેલાંને કચરતો તે બીજા ઝૂંપડા ઉપર ધસ્યો. ઊઠીને નાસવા મથતાં માણસોમાંથી એકને શીંગડાની

(અનુસંધાન આગળ પૃ. ૧૫૦મે)



# આદિત્ય

આપણા ગ્રહમંડળ ઉપરની સર્વ સજીવ સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ અને ક્ષય માત્રનું આદિકારણ જે સૂર્ય, તેમાં આજ સુધી સંસારની પ્રત્યેક પ્રજાએ દિવ્યતા આરોપેલી છે. વેદકાલીન આપણા પ્રાચીનતમ પૂર્વજોએ દેવ તરીકેનું અનોખું આસન તેને આપી પોતાની દિનચર્યાના પણ એક આવશ્યક અંગ તરીકે તેનો સ્વીકાર કરેલો છે. જીવનના આધારસ્થંભ તરીકે આદિત્યમાં એ દેવત્વ આરોપવામાં આવે તો તેને અપાએલું એ બિરુદ જરા યે અયોગ્ય નથી. જગત ઉપર વિગ્રહિનું મૂળ તે એકલો જ છે; એટલુંજ નહિ, પણ વાયુઓના પ્રવાહ અને સાગરના તરંગો ઉપજાવવામાં પણ એ જ કારણભૂત છે. ઋતુઓનું પરિવર્તન તેને આભારી છે, અને દુનિયામાં દેખાતા સૌ સૌંદર્યનો આદિ સ્રોત પણ એ જ છે. ટૂંકામાં, સંસારમાંના સર્વ પરિવર્તનોનો તે એકલો સ્રષ્ટા છે. એ સ્રષ્ટાપદ તેનામાં સમાએલી અતીવ-અભૂત



COURTESY: ILLUSTRATED LONDON NEWS

નેત્રમાં પુગરીઓ સેની, ૭ શ્રેણીનાં ગૂંચળાં જેવી નિહારિકા, જેને તારાઓનું શહેર કહી શકાય. આપણા સૂર્ય જેવા તો અનેક તારાઓ પોતાના ગ્રહમંડળ સાથે આમાંથી જન્મ પામે. આકાશગંગામાં આવી તો ઢગલાબંધ નિહારિકાઓ પડી છે

**આપણી જિંદગીનો અરધોઅરધ ભાગ** ગરમીને લીધે છે. આપણી જીવસૃષ્ટિના ઉત્પાદક, પોષક અને સંહારક એવા એ સૂર્યની બાબતમાં આપણે કેટલું જાણીએ છીએ?

ઘણા થોડાને ખબર હશે કે આપણા ઉપર પ્રકાશતા સૂર્ય જેવા તો અનેક સૂર્યો પોતાના પરિવાર સહિત આકાશમાં પરિભ્રમણ કરી રહ્યા છે. પરંતુ આપણને તો હાલ આપણા નિત્યસહચારી સૂરજથી જ નિસ્બત હોઈ એ વિશાળ ક્ષેત્રની વાત હમણાં બાજુએ રાખવી પડશે.

જેની સામે નજર પણ ઠેરવી ન શકાય એવા તીવ્ર પ્રકાશના ગોળા તરીકે જ આપણી આંખે સૂર્ય ઓળખે છે. પણ એ તેજગોળો એના વાસ્તવિક સ્વરૂપે જો આપણી આંખો આગળ રજુ થાય તો સાનંદાશ્ચર્ય ઉપજાવે! સૌથી પ્રથમ તો તેના કદનો જ સાચો ખ્યાલ આપણને કદિ આવ્યો નથી! સૂર્યની આસપાસ ફરનારા સઘળા ગ્રહોને ગૂંદી નાખીને તેનો એક જ મોટો ગોળો બનાવીએ તો તેનાથી યે એ રવિદેવ પાંચસો ગણા મોટા થવા જાય! પૃથ્વીનો વ્યાસ ૭૯૨૭ માઈલ, જ્યારે એમનો ૮૬૫૦૦૦. એટલે આપણી પૃથ્વી જેવા તો દસ લાખથી યે વધારે ગોળા એના ઉદરમાં સમાઈ જાય! આ ઉપરથી એનું વજન પણ આપણે એટલું જ ગણાવાનું કરીએ; પણ ના, તેમ નથી. પૃથ્વી જેટલો તે ઘટ્ટ ન હોવાથી વજનમાં તો તે પૃથ્વીથી માત્ર ત્રણ લાખ ને ત્રીસ હજાર ગણો જ છે.

પહેલાં તો આપણે સૂર્યની ઉત્પત્તિના કારણ ભણી વળીએ. કૅન્ટ, લૅપ્લાસ વગેરે પશ્ચિમના સિદ્ધ વૈજ્ઞાનિકોની કલ્પના પ્રમાણે બ્રહ્માંડના સઘળા તારાઓ, સૂર્યો, ગ્રહો વગેરેની ઉત્પત્તિ આકાશગંગામાં આવેલી એક પ્રકારની નિહારિકામાંથી થએલી છે. કોઈપણ પદાર્થ ઉષ્ણતાના અતિશયપણાને પામતાં તેમાંથી જે ગરમી અને પ્રકાશનો ઉદ્ભવ થાય છે તેને આધારે આ કલ્પના રચાએલી છે. આકાશમાં ધોળી પટ્ટી જેવી દેખાતી એ આકાશગંગા તો આપણે રોજ જોઈએ છે. તેમાં દેખાતાં જુદાંજુદાં ધાબાં તરફ આપણે સાધારણતઃ બેદરકાર રહીએ છીએ, પણ એ દરેક ધાબું એ જ આવા અનંતકોટિ સૂર્યો ને ગ્રહોનું ઉત્પત્તિસ્થાન નિહારિકા. એ નિહારિકાઓ પણ જુદાજુદા આકારની હોય છે. કોઈ સાદી વાદળા જેવી તો કોઈ જલેબીના ગૂંચળા જેવી. આપણા સૌર જગતની જનની નિહારિકાનો આકાર એ ત્રીજા પ્રકારનો છે.

# આપણે જેને સતત નિરખ્યાં કરીએ છીએ એ સૂર્ય વિષે આપણી માહિતી કેટલી છે!

રસાયનવિદ્યામાં જેમને મૂળ તત્ત્વો કહેવામાં આવે છે તે તથા સૂક્ષ્મ ગૅસથી એ નિહારિકાઓ બનેલી છે. એવી એક નિહારિકા અવકાશમાં એટલા વેગથી ફરતી ગઈ કે ધીમેધીમે તેમાંની ગરમી ઘટતી ને ઘટતી જ ગઈ. આથી સહેજે તેની બહારની કોરાણો તેના *અંતરાળ કરતાં વહેલી ઠરી ગઈ*, અને એ કારણે પરસ્પરનું સંબંધાકર્ષણ પણ ધીમેધીમે ઓછું થતું જઈ છેવટે તેમાંથી ટુકડા તૂટતા ગયા. આમ ઓછી ઉષ્ણતાના તૂટી પડેલા એ ટુકડા, મૂળ નિહારિકાથી છૂટી પડતી વખતે, તેમને જે ગતિ મળેલી તેને લઈને તેમજ તેના ગુરુત્વાકર્ષણથી તેની જ આજુબાજુ ભમવા લાગ્યા. આ ટુકડા તે ગ્રહો અને સૂર્ય તે મજકુર નિહારિકાનો અવશેષ.

આમ સૂર્ય એ નિહારિકાનું મધ્યબિન્દુ હોવાને કારણે જ તેની ગરમી બહુ ઓછી ઘટી છે. તે ભારેમાં ભારે હોઈ નિહારિકામાંથી ઊડેલા દૂરમાં દૂર સુધીના ટુકડા સુધી પોતાની ઉષ્ણતા રેલાવતો રહે છે.

પૃથ્વી ને સૂર્યની વચ્ચેનું અંતર સાધારણતઃ નવ કરોડ અને ત્રીશ લાખ માઈલ ગણાય છે, જોકે સૂર્યની આસપાસ ફરવાનો પૃથ્વીનો 'પરકમ્માપથ' લંબગોળ હોવાથી તેમાં અવારનવાર થોડાઘણા ફેરફાર થયા કરે છે. વૈજ્ઞાનિક સગવડોનાં આપણાં વિપુલ સાધનો છતાં હજુ એ છેટું આપણને કેવું હેબતાવી નાખે છે! કલાકના ચાળીસ માઈલ ચાલનારી રેલવે ટ્રેન ક્યાંયે પણ અટક્યા સિવાય જો સૂર્યલોકની સફરે ઊપડે તો ૨૦૦ વર્ષે એ અંતર કાપી શકે. કદાચ કોઈ મિજાજી ખરચીલાક પૅસેન્જર બહાર પડી એવી જ કોઈ કંપનીની ગાડીમાં એ મુસાફરીએ ઊપડે તો દર માઈલે એક આનાનું ભાડું ગણતાં તેને પંચાવન લાખ સાડાબાર હજાર રૂપિયા તો એ કંપનીને ભાડાના ચૂકવવા પડે!

સર જેમ્સ જીન્સ ઇંગ્લંડના એક પ્રમાણભૂત ખગોળશાસ્ત્રી ગણાય છે. એમણે પોતાના 'નિગૂઢ વિશ્વ' (Mysterious Universe) નામના પુસ્તકમાં વળી એક નવી જ કુતૂહલભરી કલ્પના રજુ કરી છે કે આજથી વીસ કરોડ વર્ષ પહેલાં આંધળિયાં કરતો અવકાશમાંનો કોઈ એકલવાયો તારો સૂર્યની સરહદમાં ધસી આવ્યો. પૃથ્વી પર પોતાની જે અસરને બળે ચન્દ્ર જુવાળ આણે છે તે જ અસરના બળે કરીને એ તારાએ




COURTESY: WORLD OF WONDER

ઉપર મોટું સફેદ બિંબ દેખાય છે તે સૂર્યના ડાબા સાથે તેનો ફોટોગ્રાફ છે. વચ્ચે મધ્યબિંદુ તરીકે ઝીણું ટપકું છે તે પૃથ્વીનું કદ. પૃથ્વીની આસપાસ આ સેળેકું કુંડાળું તે ચન્દ્રનો પૃથ્વીની આસપાસ ફરવાનો માર્ગ—પરકમ્માપથ,—જે લગભગ પાંચ લાખ માઈલ પહોળો છે. તેના પ્રમાણ ઉપરથી સૂર્યના કદનો ખ્યાલ આવશે અને એ જ સૂર્ય આ ગ્રહ, સૂર્યમાળામાંના ગ્રહો કદમાં કેવડા લાગે તેનો અછડતો ખ્યાલ આપનારાં સૌ ગ્રહોનાં કદ આલેખતાં ચિત્રો નીચેની પટ્ટીમાં આપ્યાં.




COURTESY: WORLD OF WONDER

સૂર્યના જેવી બિંબની કોરાણનો એક ટુકડો ડાબી તરફ બતાવ્યો છે અને તેના પ્રમાણમાં પૃથ્વી તથા ચન્દ્રનાં કદ કેવડાં છે તે દર્શાવ્યું છે.

સૂર્ય પર પણ જુવાળ આણેલો. દુનિયાના મહાસાગરો પણ જેની આગળ ખાબોચિયાં ગણાય એવા વિશાળ




COURTESY : HARVARD COLLEGE OBSERVATORY

ઉપર આપેલ છે તે અનંત કોટિ બ્રહ્માંડ જેવી આકાશગંગાનો એક ભાગ માત્ર છે, અને તેમાં આપણો સૂર્ય તો ઝીણા ટપકા જેવડો એક સામાન્ય કોટિનો તારો માત્ર છે. તેની આસપાસ ફરતું આપણી પૃથ્વી વગેરે ગ્રહોનું તેનું કુટુંબ તો આમાં અહીં દેખાય પણ નહિ! ખગોળશાસ્ત્રીઓએ અનુમાન કાઢ્યું છે કે આપણા સૂર્ય જેવડા તેમ તેનાથી મોટા ત્રણ નિખર્વ ૩૦૦,૦૦૦,૦૦૦,૦૦૦ સૂર્ય પોતાના સૂર્યમંડળો સાથે એ આકાશગંગામાં હશે. આ સૂર્યમંડળો અકલ્પ્ય વેગથી અવકાશમાં ફર્યા કરે છે. કોઈને શંકા થાય કે એ ત્રણ નિખર્વ જેટલાં મંડળોની સંખ્યા એમ ફરે તે ક્યાંયે આથડાઈ જવાનો ભય નહિ? ના. અવકાશ એટલું વિશાળ છે કે તેમાં તેઓ એકબીજાને ઓછાયે પણ કદિ આવી ન શકે. તે સમજવા માટે સર જેમ્સ જીન્સ એક માપ આપે છે કે આખા યુરોપખંડ જેટલી (લગભગ ૭૭ લાખ ચોરસ માઇલ) જગ્યામાં ત્રણ માખીઓ ઊડતી હોય તે જો કદિ એક બીજાને મળે તો આ ત્રણ નિખર્વ સૂર્યમંડળો એકબીજા સાથે આથડાય! ત્યારે એ અવકાશ કેવડું હશે?—કાંઈ ખ્યાલ આવે છે બ્રહ્માંડનો?

સૂર્ય પર આવેલો એ જુવાળ પણ એવડો જ મોટો હશેને! એ જુવાળને લીધે એક જબરદસ્ત ગોળું આખા સૂર્ય ઉપર ફરી વળેલું જેમજેમ આ ઉત્પાતીઓ તારો સૂર્યની હદમાં આગે ખસતો ગયો તેમતેમ આ ગોળું વિશાળ બનતું ચાલ્યું. છેવટે તેણે માઝા મૂકી, અને સાગરવિચિઓમાંથી જેમ શીકરો ઊડે તેમ તેના કલેવરમાંથી થોડા ટુકડા ઊઠી પડ્યા. આ ટુકડા તે ગ્રહો ને ઉપગ્રહો. પણ આ માન્યતા હજી સર્વમાન્ય નથી થઇ.

કુતૂહલવૃત્તિએ ઉશ્કેરાઈ નરી આંખે સૂર્યનિરીક્ષણ કરવાની ભૂલ કોઇ દહાડો કરતા નહિ. ગ્રહણ જોવા માટે મેશે ઘસેલા કાચના એક સારા કકડાનું સાધન તો જાણીતું છે. વિલાયતમાં પણ એ જ રીતે Dark Glass Systemથી લોકો સૂર્યનું નિરીક્ષણ કરે છે. એ રીતે જોતાં આકાશમાં ચકચકિત ગોળા જેવો તે દેખાશે. આપણને સામાન્યરીતે સાદી નજરને આસરે જે ગોળો દેખાય છે તેના કરતાં કાચમાંથી દેખાતું આ બિમ્બ સહેજ નાનું લાગશે. તેનું કારણ એ છે કે સૂર્યના ગોળામાંથી તેજઝરતી વરાળનો સમૂહ, તેના ગોળાથી લાખો માઇલ બહાર પથરાએલો છે. નરી આંખે દેખાય તે સૂર્ય આ વરાળના વર્તુળ સાથેનો, અને કાચમાંથી જણાતું બિમ્બ તે એ વરાળ વિનાનું સૂર્યનું ખરૂં અંગ. એ ખરૂં બિમ્બ Photosphere (ફોટોસ્ફીઅર) કહેવાય છે અને વરાળનો ઉપલો થર Chromosphere કહેવાય છે.

દૂરબીન વડે સૂર્યનું નિરીક્ષણ કરતાં તેના પૃષ્ઠ ભાગ ઉપર કેટલાક કાળા ડાઘા નજરે પડે છે. જેમાંના કેટલાક તો ઘણી વખત એવડા મોટા હોય છે કે દૂરબીન વિના માત્ર ઉપર દર્શાવેલી કાચની રીતથી પણ જોવામાં આવે છે. આ ડાઘને તેજઝરતી ગરમ વરાળોની ભેંકો તરીકે ગણાવી શકાય! એ એક જ ડાઘના પોલાણમાં આપણી ઘણી પૃથ્વીઓ ગરક થઇ જાય!

એ ડાઘને નિયમિત જોતા રહીશું તો સૂર્યના પૃષ્ઠ પર તેનું સ્થાનાંતર થતું જણાશે. મૂળ જગ્યાએથી પશ્ચિમગામી ગતિએ તે આગળ વધ્યા કરી અને આમ સૂર્યકળાની પૂર્વ બાજુએથી પશ્ચિમાભિમુખ સરતા જઇ છેવટે એ અદૃશ્ય થઇ જતા જણાશે. પણ પચીસ દિવસ પછી પાછા એ અસલ જગ્યાએ દેખાશે. આ ઉપરથી સાબિત થાય છે કે સૂર્ય એ ડાઘાઓ સાથે




જુદાંજુદા ગ્રહો ઉપરથી જોતાં સૂર્ય કેવડો દેખાય તેનાં માપ દર્શાવતી આકૃતિ COURTESY : WORLD OF WONDER

પોતાની ધરી પર ફરે છે, અને એની એ વેગભરી ઘુમરી પચીસ દિવસે પૂરી થાય છે.

એ ડાઘ પોલા નથી, પણ સૂર્યમાંના પ્રકાશને વધુ પડતો વહી જતો અવરોધના ગૅસો તેમાં ભર્યા પડ્યા છે.

સૂર્યનું બંધારણ ત્યારે કયા તત્ત્વોનો સંમેળો હશે? એ આખો વરાળ સ્વરૂપે હોવાનું તો આપણે આગળ જાણી ચૂક્યા. એટલે તેના બંધારણનાં બધાં તત્ત્વો પણ વરાળના રૂપમાં જ છે. વૈજ્ઞાનિકોએ જુદીજુદી રીતે સૂર્યના ફોટોગ્રાફો પાડી તે ઉપરથી સાબિત કર્યું છે કે જે તત્ત્વોથી આપણી પૃથ્વી બનેલી છે તે સઘળાંયે સૂર્યમાં પણ વિદ્યમાન છે. (એટલે આપણા શાસ્ત્રકારોએ તેને આપેલી સૂર્યની દુહિતાની સંજ્ઞા સાર્થક છે.) સૂર્યમાંનાં તત્ત્વોમાં આપણને જાણીતાં એવાં હાઇડ્રોજન, મૅગ્નેશિયમ, કૅલ્શિયમ, સોડિયમ, લોઢું, મૅંગેનીઝ, નિકલ, બેરિયમ, સ્ટ્રોન્શિયમ ઉપરાંત અગણ્ય બીજી કેટલી યે ધાતુઓ અને ગૅસો છે.

આપણી પૃથ્વીની આસપાસનું વાતાવરણનું આવરણ પારદર્શક, ઠંડું અને પ્રકાશરહિત છે જ્યારે સૂર્યની આસપાસનાં આવરણો ઉષ્ણ અને પ્રકાશમાન છે; અને ખરી રીતે, પોતાના પ્રકાશને પૂરજોશમાં રેલાવતાં સૂર્યને એ આવરણો જ આવા રૂપ થાય છે. એ જો ન હોત તો દસગણો ગણાતા સૂર્યપ્રકાશ કરતાં ત્રણગણો પ્રકાશ આપણને ગળી શકત, એટલું જ નહિ પણ અત્યંત સફેદ જણાતા એ ભાસ્કર ભગવાન પણ આસમાની રૂપમાં નજરે પડત!

સામાન્ય ચાંદની કરતાં શરચ્ચંદ્રની ચાંદની અતિશય ધવલ હોય છે; અને એવા દસ લાખ ચંદ્રોની ચાંદની આપણને અજવાળે તો? સૂર્યનું અજવાળું એ પ્રકાશસમૂહથી યે વધારે છે. અને છતાં તમને નવાઈ લાગશે કે તેના પ્રકાશની કુલ સિલકનો આપણે તો માત્ર બે અબજને વીસ કરોડમો ભાગ જ પામીએ છીએ! આપણા ગ્રહ ઉપર સૂર્યનો પ્રકાશ લંડન શહેર જેટલા ઘેરાવામાં દર મિનિટે એક ઔંસના દસ હજારમા ભાગ જેટલો ઊતરે છે! વરસાદના ભારેમાં ભારે ઝાપટા વખતે પણ એક સેકંડના પચાસમા ભાગમાં પડેલા પાણીનું જેટલું વજન થાય એટલું વજન આપણને ઉપર્યુક્ત પ્રમાણમાં ગણાતા પ્રકાશનું થાય. પ્રકાશનું એ પ્રસરણ કુલે પચીસ કરોડ ટન જેટલું છે. અને આ હિસાબે આપણે સૂર્યના વજનનો કંઈક ખ્યાલ બાંધીએ. ફૉપ્લે નામક એક અમેરિકન વૈજ્ઞાનિકે અનુમાન બાંધેલું છે કે આકાશમાંથી કરોડોના હિસાબે ધસતા 'ખરતા તારાઓ' દર પળે આપણી પૃથ્વીના વાતાવરણમાં પ્રવેશે છે અને તેઓ રજ તથા વરાળના રૂપમાં પલટાઈ પૃથ્વીનું વજન વધારે છે. એ જ રીતે પ્રમાણમાં એથી વધુ જથ્થો સૂર્ય ઉપર પણ પડે છે. તેની ગણતરી પ્રમાણે દર સેકંડે

# વનવગડાનાં વાસી

જળજંગલની જીવસૃષ્ટિનો પરિચય આપતી લેખમાળા

## ફ્લૅમિંગો

તમે કદિ આકાશમાંથી ખરતાં ગુલાબ જોયાં છે? પાંચદસ દત્તર શ્વેતઃ એનાથી બમણાં બીજાં ઘેરાં લાલઃ થોડાં આછાં ગુલાબી—આ બધાં ગુલાબની પાંખડીઓ ભેગી કરો. આકાશમાં ઊંચે ચડી વાદળાનાં પડમાંથી પૃથ્વી ઉપર વેરો. આથમતા સૂરજનાં આરક્ત કિરણોમાં ઝળાંઝળાં પડતી એ પાંદડીઓ કેવી અનુપમ શોભા ધારણ કરે છે! આવી શોભા મેં હમણાં જ નીરખી. બેએક દિવસ પર હું ચંડોળા તળાવ તરફ ફરવા ગયો હતો. સાંજનો સમય હતો. તળાવના પાણી પર અદ્ધર ૩૫–૪૦ 'ફ્લૅમિંગો' નામનાં અદ્ભુત સુંદર પંખીઓ ઊડયા કરતાં હતાં. ક્વચિત આઘે, વળી પાસે, કોઇ વખત ઊંચે, વચ્ચે-વચ્ચે પાણી પર ઘસડાતાં એ ઊડતાં હતાં અને એમના પરિભ્રમણ કરતા દેહની લાલ-ગુલાબી-શ્વેત આભા સૂર્યનાં આછાં પીત કિરણોમાં ચમકતી હતી. આટલા વરસોમાં મેં એમને આવી પહેલી વખત જ જોયાં.

એમનું અંગ્રેજી નામ Flamingo; પક્ષિતત્ત્વવિદો એમને Phaenicopterus Roseus કહે છે. ઉત્તર ભારતમાં એને राजहंस નામે બોલાવે છે; પણ સંસ્કૃત સાહિત્યકારોનો 'राजहंस' આ નહિ. ગૂજરાતમાં બળકંઠા તરફ 'ગુલાબી ડોકના સમુદ્રતીરે વસતા બગલા' તરીકે એની ઓળખાણ અપાય છે.

સ્વભાવે એ જળચારી (પ્લવ) પંખી ખરું, પણ એના દેહની વિચિત્ર ઘટનાને લીધે એનાં સગાંવહાલાં કોણ એનો નિર્ણય કરી શકાતો નથી. એનો દેહ બતક (આડચો)ના જેવો, પણ ગરદન અને પગ સારસના જેવાં ખૂબ લાંબાં. આડચની પેઠે એ તરી પણ જાણે અને સારસ વગેરે બગલાંની પેઠે પાણી ખૂંદતું ચાલે પણ ખરું. એટલે એને 'આડચ જેવું બગલું' કહેવું કે 'બગલા જેવી આડચ' કહેવી એ વિવાદાસ્પદ પ્રશ્ન છે.

જમીન પર ઉભું હોય ત્યારે માણસપૂર ઊંચું દેખાય. ચાંચની અણીથી પૂંછડીના છેડા સુધી આખું ચાર સાડા ચાર ફૂટ લાંબું. માદા સહેજ નાના કદની. દેહ નાનો—હંસની બાંધણીનો. એના પ્રમાણમાં પગ અને ગરદન અસાધારણ લાંબાં. પગનાં આંગળાં નાનાં. વચ્ચેથી આડચોની પેઠે સંધાએલાં—જાળદાર.



એનો ખાસ વિશેષતા તો ચાંચની છે. માથાના પ્રમાણમાં ભારે, ખૂબ જાડી અને બરોબર વચ્ચેથી, ભાંગેલા દાતણ પ્રમાણે વળેલી હોય છે. (નાનાં બચ્ચાંની ચાંચ સીધી સપાટ, પણ પાછળથી વળે છે.) ચાંચનું ઉપરનું પડ નીચેના પડને ઢાંકી દે એટલું પહોળું. નીચેનું પડ માથા સાથે દૃઢ જડાએલુંઃ ઊંચુંનીચું ન થઇ શકે. જ્યારે ઉપરનું, મિજાગરાવાળું હોય તેમ, ઉપરનીચે હલાવી શકાય. ચાંચને બંને પડખે, આડચની પેઠે, કરવતી જેવા દાંતા. એટલે જેવાં બે જડબાં બંધ કરે કે બંને બાજુ ચાળણી બની જાય. એના આહારોપાર્જનમાં આ ચાળણીઓ ખૂબ ઉપયોગમાં આવે છે.

પણ સૌથી અદ્ભુત ને આશ્ચર્ય પમાડનાર વસ્તુ તો એની દેહપ્રભા છે. આખું શરીર સામાન્યરીતે સુંદર ગુલાબી—આછેરા શ્વેત ગુલાબી. પૂંછડી ઉપરનો રંગ ઘેરો ગુલાબી. એનાથી યે વધારે ઘેરાં માથું અને ગરદન. પાંખો, ઉપરના ભાગે અરધી સફેદ અને અરધી ઘેરી લાલ; વચ્ચે શ્યામ વર્ણની બોય; નીચેના ભાગમાં અરધી કાળી અને અરધી ખાસના ઘેરા લાલ રંગની. પગ લાલ. નખ કાળા રંગના. આંખો પીળાશપડતી કે સોનેરી રંગે. ચાંચ ચળકતી ગુલાબી—ઘેરા લાલ રંગની. એનો છેડો હંસની પેઠે, કાળો નખાગ્ર.

ભાગ્યે જ બોલે. ઊડતી વખતે ક્વચિત્ અવાજ કરે. સાંભળવામાં હંસના જેવો, પણ એટલો ઘેરો નહિ.

સરસ તરી જાણે, પણ સ્વભાવે તરનારું નહિ. એને તો આખો દિવસ પાણીમાં ફરવામાં કે ઊભા રહેવામાં મજા પડે. તરે ત્યારે હંસની પેઠે. ગરદન ખભા વચ્ચે દબાણીને નાંખી વાળેલી; પૂંછડી પાછળ ટટ્ટાર ઊભી.

ઊડે ત્યારે આડચો પેઠે. પાંખો અવિરતપણે ઝપા-

ટાથી હલાવ્યે જ જાય. વચ્ચે ક્ષણનો પણ વિસામો નહિ. છેટેથી જોતાં તરત ઓળખાય કે આ તો 'ફ્લૅમિંગો.' ઊડવાનું હમેશાં જ આવા ઊંધા અંક V આકારે નહિ. ક્વચિત્ હારે ગમી ઊડે; વળી કોઇ વેળા એક હારમાં—એક પાછળ બીજું એમ લાગી લંગર લાગીને. ઊડતાં હોય કે કિનારે પાણી ખૂંદતાં હોય, પણ એમનો દેખાવ અકથ્ય અને અવર્ણનીય શોભાવાળો હોય છે. એમની સુંદરતાની, શરીરના રંગોની વિવિધ જમાવટની, હલનચલનથી ઉપજતી અદ્ભુત શોભાનો તો કલ્પના જ થઇ શકે: શબ્દોથી તે વર્ણવી શકાતી નથી.

એ શું ખાય છે એ કોઇ જાણતું નથી. વનસ્પતિ તો ખાય, પણ જીવજંતુ યે ખાતું હશે. પણ કયી વનસ્પતિ, કયાં પ્રાણી—એનું નામ કોઇ પાડી નથી શક્યું. ચોક્કસ એટલું જ કે એ પાણીમાંથી જ બધો આહાર મેળવે છે.



જેવી એની ચાંચ અદ્વિતીય, તેવી જ એની ભોજન-પદ્ધતિ પણ અજોડ. કિનારે પાણીમાં ટટ્ટાર ઊભું રહે. ગરદન વાંકી વાળીને માથું પગ વચ્ચોવચ પાણીમાં મૂકે—જેમ નાના છોકરા કે નવાસવા શિખાઉ યોગીઓ શીર્ષાસન કરતી વખતે બે હાથ વચ્ચે જમીન પર માથું ટેકવે, તે રીતે. આમ કરવાથી એની ચાંચ તદ્દન ઊલટી જ બની જાય—નીચેનું સ્થિર પડ ઉપર અને ઉપરનું હાલતું પડ નીચે, અંજળી પેઠે. પછી આખું માથું આમ તેમ, આગળપાછળ, આજુબાજુ હલાવતું જાય. કાદવ ડહોળાતું જાય અને નીચેના ખોબા જેવા પડમાં જળજ વનસ્પતિ અને જીવાતવાળું પાણી ભરાતું જાય. પછી ચાંચ બંધ કરે એટલે બે બાજુની ચાળણીઓમાંથી પાણી નીકળી જાય અને માત્ર ખાદ્ય પદાર્થ જ અંદર રહે.

એનાં બચ્ચાં જન્મે તેવાં જ એકાદ કલાકમાં દોડવા માંડે ને તરી શકે! આમાં પ્રકૃતિનો ખાસ સંકેત છે. જે પંખીઓ ઝાડ પર બેસી શકે તેમને પગે આગળપાછળ આંગળાં હોય છે. તેમના માળા પણ જમીનથી અધ્ધર ઊંચે; એટલે એમને ભય ઓછો. જ્યારે એમનાં બચ્ચાં જન્મે ત્યારે નિરાધાર—આંધળાં, અપંગ, ઊડતાં પણ ન આવડે. પણ 'ફ્લૅમિંગો' અને એના જેવાં બીજાં પંખીઓના પગે માત્ર આગળ જ આંગળાં હોય છે. પાછળ હોય તો તે નકામાં, દેખાવનાં. એટલે આ પંખીઓથી કંઇ પણ ચીજ પકડી શકાતી નથી. એથી એમનાથી ઝાડ ઉપર કે બીજે ઊંચે શી રીતે બેસાય? બેસવા જાય તો બરોબર પકડ ન હોવાથી સમતોલપણું ગુમાવી બેસે. એથી એમના નસીબે જમીન પર જ માળા બાંધવાનું રહ્યું. જમીન પર તો ભારે ભય. એટલે એમનાં બચ્ચાંને ઈંડાંમાંથી નીકળે કે તરત થોડી જ વારમાં દોડતાં કે તરતાં આવડે; જેથી આત્મરક્ષણ કરી શકે.

'ફ્લૅમિંગો'નું સ્થાયી નિવાસસ્થાન દક્ષિણ યુરોપ, એશિયાનો પૂર્વ અને દક્ષિણ પ્રદેશ, તથા આખો આફ્રિકા સવિશેષ દરિયાકાંઠે રહેનારાં. ભારતવર્ષમાં સ્થળેસ્થળે એ નજરે પડે છે. પશ્ચિમ કિનારે તો ખૂબ જ. ગુજરાતમાં નળકાંઠામાં અને કચ્છના રણમાં નજરે પડે છે આઘે છેટે. અમદાવાદની સીમમાં તો મારા જોવામાં આ જ વખત આવ્યાં. જો કે પંદરવીસ વરસ પર અવારનવાર જોવામાં આવતાં, એમ કહેવાય છે. આખો દિવસ મોટાં તળાવ, સરોવર અને સાગરતટે ઊભેલાં નજરે પડે છે.

એ 'યાયાવર' (Migratory) પંખી. ચોમાસાના અંતે આવવા માંડે. આખો શિયાળો રહે અને ઉનાળો આવતાં વૈશાખ—જેઠમાં પાછાં ફરે.

સ્પેન, આફ્રિકા, અફગાનિસ્તાન, ઈરાન વગેરે સ્થળો એમની પ્રજનન ભૂમિ. આપણા દેશમાં માત્ર કચ્છના રણમાં પચ્છમમાં એમના 'માળા' જોવામાં આવ્યા છે. છીછરાં પાણીના વિશાળ પટમાં, એકાદ ફૂટ ઊંચા નાનાનાના ટેકરાઓ ઉપર, વચ્ચે ખાડો કરી એમાં બે ઈંડાં મૂકે માત્ર બે જ ઈંડાં. આવા હજારો માળા એમ એક જ સ્થળે હોય છે. એમની એક ખાસ આદત—[illegible]પણાની નિશાની જેવી—હોય છે, અને તે, ગમે ત્યાં ઈંડાં મૂકવાની. આને લીધે આ દેશમાં ઘણે સ્થળે એમનાં ઈંડાં મળી આવે છે.

હિંદુસ્તાનમાં એ સામાન્ય પક્ષી જેવાં હોવા છતાં એનો શિકાર નથી કરી શકાતો. એટલાં તો ચપળ અને જાગ્રત હોય છે કે એમની પાછળ પડવું એ ચકોર અને સાવધાન વન્ય મૃગ કે ચીકારા કે કાળિયાર પાછળ જવા બરાબર છે. ઘણાં જ બીકણ. એટલે માણસનો અણસારો થતાં જ નાસી જાય. 'બનેચર'

## ૬ કપુરથલા

અમૃતસરથી અમે કપુરથલાં ગયા. બોરસલીનું ફૂલ કદમાં નાનું છે, રૂપેરંગે આકર્ષક નથી, તોપણ તેની સુગંધ મધુર છે, વળી ચિરસ્થાયી છે. કપુરથલાનું રાજ્ય બોરસલીના ફૂલ જેવું છે. કપુરથલાના મહારાજા સાહેબ તો અમે ત્યાં ગયા ત્યારે વિદેશમાં હતા. અને તેમનાં દર્શન માત્ર ફોટોગ્રાફમાં કર્યાં હતાં. એક સામુદ્રિક શાસ્ત્રીએ મને કહ્યું હતું કે જે માણસના મોઢા ઉપર બે રેખા ઊભી હોય તે માણસ ઘણો સ્વાગતપરાયણ હોય છે. કપુરથલાના રાજાના મુખ ઉપર તેવી રેખા હતી. એ સામુદ્રિક શાસ્ત્રીની પરીક્ષા કરવાનો વખત આવી લાગ્યો એમ લાગતું હતું. અને ખરેખર કપુરથલાનું સ્વાગત ધ્યાન ખેંચે તેવું હતું. મહેમાનના પ્રત્યેક વર્ગ દીઠ તેમને માટે દેખરેખ રાખનાર એક અમલદાર હતો. પરદેશી લોક મહેમાન હોય ત્યારે આ પદ્ધતિ ઘણી ઉપયોગી છે તેમજ ઉપકારક પણ છે.

કપુરથલાના તોષાખાનામાં ઘણી બાબતો જાણવા જેવી હતી. અમે જોધપુરનું તોષાખાનું જોઇ આવ્યા તે પછી આ બીજું જોવાનું હતું. કાઠિયાવાડ તરફ કીમતી અને મૂલ્યવાન વસ્તુઓનો એ પ્રકારે સંગ્રહ કરવાનો રિવાજ નથી એ ખેદકારક છે; નહિતો શીહોરના જૂના મહેલના ભંડકમાં આજે જે વસ્તુઓ પડી રહી છે ને ધૂળ ખાય છે તે રીતે તે ખાત નહિ. એકંદરે જોતાં પ્રાચીન વસ્તુઓ અને અવશેષો સંગ્રહી અને બતાવવાનું આ તરફ જેટલું છે તેના પ્રમાણમાં કાઠિયાવાડ–ગુજરાતમાં કાંઇ જ નથી. નાદીરશાહના ઘોડાનો સામાન અને તેના કમરબંદ ઉપરનો ટોપાઝ હીરો અહીં જોયા. તે ઉપરાંત કેટલીક જૂની તલવારો અને બંદુકોનો સારો સંગ્રહ અહીં છે. જે તલવારથી કપુરથલા જીતાયું તે તથા શીખોના ગુરુઓની તલવારો ઉપરાંત મુગલો પાસેથી રણજિતસિંહજીએ ખૂંચવી લીધેલાં હથિયારોમાંથી કેટલાંક પણ અહીં છે. કેટલાક પ્રાચીન સિક્કાઓનો સંગ્રહ પણ ઠીક છે. મહારાજાઓનાં ભોજનનાં જૂનાં નવાં વાસણો જોકે ઘણાં જૂનાં નથી તોપણ તેના સંગ્રહની પ્રણાલિકા પાડવા જેવી છે. વળી એ વાસણો વિષે જાણવા જેવું એ હતું કે તે કપુરથલાના કારીગરોએ જ બનાવેલાં હતાં. એ ઉપરથી મેં અગાઉ એક વાત વાંચી હતી તે યાદ આવી. એક ગામ શાલો માટે પ્રખ્યાત. તેમાં યે અમુક વેપારીનું નામ તેમાં મોખરે. પણ એ દેશી હુન્નર ધીમેધીમે પડી ભાંગવા માંડ્યો અને આ વેપારી નબળો પડવા માંડ્યો. એ વાતની ગામના નગરશેઠને ખબર પડી એટલે તેમણે નાત બોલાવીને એ જાતની શાલો લગ્ન પ્રસંગે વાપરવાનું ફરજિયાત ઠરાવ્યું અને એ જૂના હુન્નરને સજીવન રાખ્યો. કપુરથલામાં અંગ્રેજીશાહી ભળી ગયું છે, તોપણ એ સર્વ અંગ્રેજીશાહી વચ્ચે દેશીયતા ભૂલાઇ નથી. શીહોરનાં ત્રાંબા વાસણ, મહુવાનાં લાકડાં તથા હાથીદાંતનાં રમકડાં, ગઢડાની પછેડીઓ–એ સર્વનો ઉપયોગ ફરી શરૂ કાં ન થાય. ધનવાનોનાં ઘરની અભરાઇઓ પહેલાં ત્રાંબા કાંસા કે શીહોરનાં વાસણથી અલંકૃત હતી તેની જગ્યા આજે ખોટાં ચાયના વાસણોએ લીધી છે. રાજાઓ ને અધિકારીઓની ખભે પહેલા સોનેરી કિનારની પછેડીઓ હતી તેનું સ્થાન તો આજે ક્યાંય છે જ નહિ.

કપુરથલામાં યુનિફોર્મનું કામ બહુ કડક. ગાર્ડન પાર્ટી હોય તો બધા અમુક જ જાતનાં કોટ પાટલૂન પહેરે. દરબાર હોય ત્યારે બધા જ સરદારો અને અમલદારો ભરેલાં અચકન જ પહેરે. બૅન્કવેટ હોય ત્યાં પણ ભરેલું અચકન જ પહેરાય. આ સર્વ દબદબામાં વધારો કરે છે. યુનિફોર્મ પહેરવા પાછળ એકત્વની ભાવનાને પુષ્ટ કરવાનું તત્ત્વ રહ્યું છે તેટલી તે ભાવના પોષાય પણ છે. તેમાં અમુક દેશી કારીગરીની વસ્તુ ફરજિયાત કરવામાં આવે તો તેટલું એ કારીગરીને ઉત્તેજન મળે એ આડકતરો લાભ પણ તેમાં છે. પણ તેના લાભ આટલેથી જ અટકી જાય છે. લગ્નની અંદરના જુદાજુદા પ્રસંગો ઉપર સ્ત્રીઓ જુદીજુદી જાતનાં કપડાં પહેરે અને તે પહેરવામાં આનંદ માને એ તેમને જ શોભે, બહારના અલંકારો અને ભભકા બહુ મોટા પ્રમાણમાં સારા લાગતા જ નથી અને લાગે નહિ. રાજાઓની છબીઓ જોતાં જાણે કોઇ ઝવેરીની દુકાનમાં લીલામ થતું હોય તે માટે પૂતળું શણગાર્યું



(૧) ઇસ્લામિક સ્થાપત્યવાળી કપુરથલાની મસ્જિદ—જે કપુરથલાના હિંદુ મહારાજાએ બંધાવેલી હોઈ હિંદુ મુસલમાન ઐક્યની સૂચક છે. (૨) જૂની તલ્વારો અને બંદુકોનો સંગ્રહ અહીં સારો છે. (૩) ઓવર્ગ તો ખાસ કરીને જેલમાં જ જોવા મળ્યો; કેમકે સ્ત્રી કેદીઓ અહીં ઘણા મોટા પ્રમાણમાં છે.

હોય તેવો કેટલાકનો દેખાવ લાગે છે. એ રાજાઓને જોતાં ભાવનગરના સ્વર્ગસ્થ મહારાજા ભાવસિંહજીનું સ્મરણ એટલા માટે વિશેષ થાય છે કે તેમની ભવ્યતા તેમની સાદાઇમાં હતી. કેવળ અલંકારનો દમામ વધારે મોટા અલંકારના દમામથી ઢાંકી દઇ શકાય છે, પણ સાદાઇની ભવ્યતા એક બીજા ઓથે વધારે દીપે છે. રાજાઓને આજે જે સ્થાન પ્રાપ્ત કરવા માટે તજવીજ કરવાની છે, એ સ્થાન તોપોની સંખ્યા કે ઇલકાબોના અક્ષરથી નહિ મળે કે નહિ ટકે. પાશ્ચાત્ય રીતના આ યુનિફોર્મ જેવા અનુકરણોમાંથી નહિ મળે, તે સ્થાન પ્રજાહૃદય દ્વારા મળશે, અથવા સમગ્ર પ્રશ્નોની સંપૂર્ણ માહિતી એટલે કે રાજનીતિમાં વસ્તુસ્થિતિનું સઘન જ્ઞાન હશે તો મળશે.

કપુરથલાનો પ્રાચીન ગ્રંથસંગ્રહ એ ત્યાંની બીજી ખાસ જોવાયોગ્ય બાબત છે. અબુલફઝલનું ફારસીમાં લખેલું મહાભારત ત્યાં છે. એ સિવાય બીજી પણ ઘણી પ્રાચીન ચોપડીઓ છે. તેમાં અધરાઇનામા કાશ્મીરનો વિરલ ઇતિહાસ, અનેક લૈલા મજનૂ તેમજ ગણિત, મંત્રશાસ્ત્ર વગેરે ઉપરનાં પુસ્તકો છે. બધાં પુસ્તકો પ્રાચીન એટલે કે બસોનવસો વરસ પરનાં જૂનાં છે અને તે વખતે થતાં ચિત્રો પણ તે ઉપર ચીતરેલાં છે. ખરું જોતાં એ ચિત્રોનો અભ્યાસ કરવા માટે કુશલ ચિત્રકારોએ આ સ્થળે થોડાક માસ ગાળવા જોઇએ, અથવા એ સર્વ ચિત્રોની નકલો છપાવી વેચવી જોઇએ. કપુરથલામાં એ બધું સાચવનાર માણસ ફક્ત પુસ્તકો જાણનો હતો તેને બદલે ત્યાં પ્રાચીન શોધવિદ્યાના શોખીનને મૂકવો જોઇએ. તેવાની ગેરહાજરીને લીધે અત્યારે તો પ્રાચીન સાથે નવીન ગ્રંથો પણ તેમાં ભળી ગયા છે.

કપુરથલા પાસે એક નાની ઊંડી નદી વહી જાય છે. તે નદીની બન્ને બાજુ ઊંચા યુકેલિપ્ટસનાં અને બીજાં ઝાડોની હાર લાગી રહી છે અને એ દેખાવ અત્યંત રમણીય લાગે છે. કપુરથલામાં યુકેલિપ્ટસનાં ઝાડ ઘણાં છે તેથી તેનું નામ કર્પૂરસ્થલા કે કપુરથલા પડ્યું હશે એમ મેં નક્કી કર્યું ! એ નદીના બીજા આરા ઉપર મહારાજકુમારનો મહેલ છે, અને એક બાજુના ઉતરાણથી બેસી બીજી બાજુ મહેલ સુધી જવાની સહેલગાહ ઘણી આનંદદાયક છે.

કપુરથલાની ક્લબમાં સીનેમા બતાવવામાં આવ્યું હતું, તેમાં કપુરથલામાં રાજા મહારાજાઓની મુલાકાત વખતે થએલાં દશ્યો દેખાડવામાં આવ્યાં હતાં. તે ઉપરાંત રામપુર, પતિયાલા, ઉદેપુર વગેરે સ્થળોના

જૂના નવા રાજમહેલો પણ દેખાડચા હતા. કપુરથલામાં મને જો કાંઇ ન ગમ્યું હોય તો તે ત્યાંનો મહેલ હતો, કેમકે એ ઘણો જ મોટો હતો; પણ રામપુરનો મહેલ તો એથી યે મોટો નીકળ્યો! બર્ટ્રાંડ રસેલનું એક વાક્ય મને તે વખતે યાદ આવ્યું કે જે દેશમાં એક તવંગર સ્ત્રી પોતાના માનીતા કૂતરા ઉપર મોંઘું અને કલામય નકશીકામ કરાવે તે દેશમાં જ જો એક માણસ ભૂખે મરતો હોય તો તે દેશ આબાદ કહેવાય જ નહિ. રામપુર કેવડું રાજ્ય હશે અને ત્યાંની વસતી ગરીબ હશે કે તવંગર તે તો ત્યાં જઇ આવેલા જાણે. ગમે તેમ પણ ખાનગી ગૃહસ્થોની મોટીમોટી હવેલીઓથી વિભૂષિત શહેર જે ગૌરવ ધારી શકે છે તે આ મોટા રાજમહેલો કદાપિ ધારી શકશે ખરા?

આ પ્રશ્નની સાથે બીજી એક વાત યાદ આવે છે. ઘણાંખરાં દેશી રાજ્યોમાં પ્રજા કે મહાજનનું સ્થાન નથી. ગાર્ડનપાર્ટી, બૅન્ક્વેટ કે બીજા નિયોગો, બધું જ રાજા અને તેના અધિકારીઓને માટે છે. પ્રજા ત્યાં નથી. પ્રજા ક્યાં છે અને શું કરે છે તે કોઇ જાણતુ નથી. સીનેમાની અંદર કપુરથલાની પ્રજાનું આછું ઝાંખું દર્શન થયું હતું ખરૂં પણ તે વજૂદવાળું ગણાય નહિ. સ્ત્રીવર્ગ તો ખાસ કરીને જેલમાં જ જોવા મળ્યો; કેમકે ત્યાં સ્ત્રી કેદીઓ ઘણા મોટા પ્રમાણમાં હતી! કપુરથલામાં દેહાંતદંડની સજા છે જ નહિ, એટલે સામાન્ય કાયદો જેને દેહાન્તદંડને યોગ્ય ગણે તેવા ગુના કરનારા પણ અહીં જેલમા હતા. તે બધું છતાં સ્ત્રી વર્ગની આટલી બધી સંખ્યા આશ્ચર્ય પમાડે એવી લાગી. તેમનો ગુનો ખૂન અથવા તેમાં શામિલગીરી કરવાનો હતો; અને ખૂનો પણ ધણી અથવા સાસુનાં જ કરેલાં હતાં! અમે કોર્ટ જોવા ગયા હતા ત્યાં કેસ પણ એવા જ પ્રકારનો હતો. કોઈક અંગ્રેજ નાટ્યકાર એક જગ્યાએ કહે છે કે જેટલી જેલો છે તે બધી ઇસ્પિતાલો થવી જોઇએ અને ઇસ્પિતાલો છે તે બધી જેલ થવી જોઇએ. ક્વૉરન્ટાઇનની પ્રથા દાખલ કરીને રોગીને માટે જેલની પ્રથા તો દાખલ થઇ ચૂકી છે; પણ હજુ જેલો ઇસ્પિતાલો થવાની બાકી રહી છે. એ રીતે જો જેલ ઇસ્પિતાલ બની હોત તો એ ઇસ્પિતાલનો વડો સૌથી પહેલાં એ સર્વ સ્ત્રીઓના માનસિક રોગની ચિકિત્સા કરત, ક્યાં સામાજિક બંધનો અસહ્ય લાગવાથી સ્ત્રી જેવી મૃદુ હૃદયની વ્યક્તિઓ આટલી હિંસ્ર બની તેનો અભ્યાસ કરત, અને પછી તેને દૂર કરત. જ્યારે એક જ પ્રકારના ગુનાઓનું પ્રમાણ કોઇ પણ સ્થળે બહુ વધી જાય ત્યારે ભવિષ્યના સુરાજ્યની એ ફરજ બનવી જોઇએ કે તેને મૂળમાંથી નાબૂદ કરવાના ઉપાયો શોધવા. કેમકે ગુના વધે છે તે જ બતાવી આપે છે કે સજા તેનો પૂરતો પ્રતિકાર કરી શકી નથી.

આ બધા તો માત્ર વિચારો છે. પણ કુતૂહલપ્રિય લોકો મને જરૂર પૂછી શકે કે કપુરથલામાં જોવા જેવી જગ્યાઓ કઈ તેનું તો કાંઇ લખ્યું નહિ. અને મારે તે આરોપ કબૂલ કરી લેવો જ પડે. 'ત્યાં જોવા જેવું શું' એવો પ્રશ્ન પૂછવાની ઘણાને ટેવ જ હોય છે.

એકવાર અમદાવાદથી આવ્યા બાદ મારા એક સ્નેહીએ પૂછ્યું કે અમદાવાદમાં જોવા જેવું શું એટલે મેં તેમને દલપતરામની કવિતા બતાવી દીધી. પણ જાફરાબાદ અને જંબુસર માટે એવો વિધિ થઈ શકશે નહિ.

કપુરથલાની જોવાલાયક જગ્યાઓમાં ત્યાંનો રાજમહેલ ત્યાંની હાઇકોર્ટ, ઇટાલિયન સ્થાપત્યની મસ્જિદ અને ડેરી ફાર્મ ગણી શકાય. તેમાંથી પહેલાં ત્રણ તો દશ્ય છે. અને તે કેવાં છે તેનો ખ્યાલ તો ફોટોગ્રાફ ઉપરથી પણ આવી શકે

માત્ર મસ્જિદ માટે એટલું કહી શકાય કે તે કપુરથલાના હિંદુ મહારાજા સાહેબે બંધાવેલી હોવાથી હિન્દુ મુસલમાન ઐક્યની સૂચક છે.

કપુરથલામા અમે ખેતીવાડીનું એક ફાર્મ જોવા ગયા હતા. તેની ખૂબી મને પછીથી સમજાઇ. પહેલી નજરે મને કપુરથલાના ફાર્મમાં મેં જેનો ફોટોગ્રાફ પાડચો તે બળદ સિવાય બીજું કશું આકર્ષક લાગ્યું નહોતું. ત્યાં ડેરી છે, પણ મારૂં ધ્યાન તે ખેંચી શકી નહોતી. એક આર્ટીઝિયન કૂવો છે તેમાં પણ નવું ના લાગ્યું. પણ વરંડાની અંદર એ આખું ફાર્મ નાના મૉડેલમા સમાવ્યું છે તે મને ગમી ગયું, એ મૉડેલમાં ફાર્મનો આર્ટીઝિયન કૂવો માળનાં વચ્ચે પથ્થરોનાં કેવાં પડો આવ્યાં હતાં તે બતાવ્યું હતું તેમજ પાણી કેમ ખેંચાય છે અને તે કેમ તથા ક્યાં જાય છે તે પણ બતાવ્યું હતું. જે માણસ અમને એ સર્વ બતાવતા હતા તે એમાં નિષ્ણાત હતા. જો પ્રત્યેક શહેરનાં એવાં સ્થાનો —પમ્પિંગ સ્ટેશનો પાવર હાઉસો વગેરેનાં મૉડેલો બનાવીને લાયબ્રેરીમાં કે એવે કોઇ જાહેર સ્થળે ગોઠવવામાં આવે તો તેની વધારે કદર થાય. 'ત્ર'



# અખાડો

જેમાં સુસંહત શરીરની ઝંખનાથી વ્યાયામની ઉપાસના કરનારા યુવાનો પરસ્પર અનુભવની આપ-લે કરે છે.

નિરીક્ષક • શ્રી હરિનારાયણ આચાર્ય

## દોડવું—પૂર્ણસ્વાસ્થ્ય માટે એક સરળ ને સબળ વ્યાયામ

જેમ દીર્ઘ આયુષ્ય માટે 'ચાલવા' જેવો અમોઘ ઉપાય બીજો નથી તેવી જ રીતે, હું જાતઅનુભવથી કહી શકું કે, કેવળ સ્વાસ્થ્યસંરક્ષણ અર્થે 'દોડવા' જેવી સરળ અન્ય ઉત્કૃષ્ટ વ્યાયામપદ્ધતિ નથી. કુસ્તી, વેઇટ લિફ્ટિંગ, જિમ્નાસ્ટિક્સ, વગેરે અનેક પ્રકારના વ્યાયામથી અદ્ભુત બળ, ચપળતા અને એને અંગે ઉચ્ચ પ્રતિનું આરોગ્ય કેળવાય છે; પરંતુ એ બધાંમા સમય અને શક્તિનો જે વ્યય કરવો પડે છે તથા પૂર્ણ સફલતા અર્થે જે દૃઢ મનોનિગ્રહ કેળવવો પડે છે તેની સાથે સરખાવતા કેવળ દોડવાનો—જેમાં દોડવાનું તત્ત્વ પ્રધાન હોય તેવો કોઈપણ—વ્યાયામ અત્યંત સરળ, અલ્પ સમયમાં થઇ શકે તેવો અને મનને તાવી ન નાખે એવી જાતનો છે. આજે પ્રત્યેક વ્યક્તિનો જીવનવ્યવહાર અત્યંત ક્લિષ્ટ અને ઉદ્વેગજનક હોય છે, તેમજ મોટે ભાગે મનુષ્યની વૃત્તિ અત્યંત બલવાન કે શારિરિક દૃષ્ટિએ સુંદર થવાની નથી હોતી. એને મન તો ઉદરપોષણ અર્થે ઉદ્યોગ કરવા પૂરતું સ્વાસ્થ્ય સચવાય એટલે થયું. અર્થાત્ ગામડાના ઉદ્યોગી જીવનનો વિચાર ન કરીએ તો શહેરી જીવનમાં મનુષ્યની પ્રથમ જરૂરિયાત અને આકાંક્ષા કેવળ આરોગ્ય સાચવવા પૂરતી હોય છે અને આવું આરોગ્ય મેળવવા તરફડિયાં મારતા અનેક મનુષ્ય જીવો પેટંટ દવાઓ, તક્ષેસમ, ધંતરમંતર જેવા અનેક નિષ્ફળ અને ક્વચિત્ હાનિકારક ઉપાયો પાછળ શક્તિ અને ધનનો અપવ્યય કરે છે. પરંતુ જો ખરેખર આરોગ્ય સાચવવાનો નિશ્ચય હોય તો એને માટે અત્યંત સરળ અને સફળ એવી વ્યાયામપદ્ધતિ 'દોડવું' એકલી જ છે.

'દોડવું' એટલે ધીરેધીરે સામાન્ય ગતિથી દોડવું. અત્યંત ઝડપથી, શરીરમાં જેટલું બળ હોય, જેટલી ચપળતા હોય, સ્નાયુઓ તથા મન પર જેટલો કાબુ હોય તે બધાનો એકી વખતે ઉપયોગ કરી અલ્પતમ કાળમાં ધારેલું અંતર કાપવા માટેની જે 'ઝડપી દોડ' તેની અહીં જરા યે વાત નથી. એવી દોડથી ભલે સ્વાસ્થ્ય કેળવાતું હોય, પણ સામાન્ય મનુષ્ય માટે તે દોડ નકામી અને હાનિકારક છે. સ્વાસ્થ્યની દૃષ્ટિએ જ કરવાના વ્યાયામ તરીકે—સ્વાસ્થ્ય સાચવવાના તદ્દન નિર્દોષ છતાં અજોડ સાધન તરીકે—એ જાતની 'ઝડપી દોડ'ને તો હું કદી ન સૂચવું. આજે 'દોડવા'નું નામ લેતાં જ આવી 'ઝડપી દોડ' માનવાનો રિવાજ થઇ પડ્યો છે. જેમ કોઇપણ માણસને 'ઝડપથી ચાલવા'નું કહેતાં જ મૂઠીઓ વાળી, દાંત પીસી, શરીરને મારીમચડી આમતેમ ડોલાવતાં ડોલાવતાં ઉષ્ટ્રગતિથી ચાલવા માંડે છે, તેવી જ રીતે માત્ર 'દોડવા'નું કહેતાં મોંમાંથી ફીણ નીકળે કે ફેફસાં ફાટી જાય તેવી રીતે ભયાનક ગતિથી દોડવું જોઇએ એવો અર્થ કરવામાં આવે છે. જેમને 'રેકોર્ડ' તોડવાં છે તેવા શોખીન કે ધંધાદારી વ્યાયામવીરો માટે આવી દોડ ભલે ઉપકારક હોય, પણ આરોગ્ય પૂરતો જ અર્થ જેનાથી સરે એવી આ દોડ નથી. જેનાથી અસહ્ય શ્રમ અને અપાર માનસિક કષ્ટ થાય તેવી ચાલ કે દોડ વ્યાયામ તરીકે ઇષ્ટ નથી. જેને હું દોડ કહું છું તે આ બંને કરતાં ભિન્ન પ્રકારની છે.

એક માણસ સાધારણ વેગથી, અર્થાત્ સ્નાયુઓ તથા હૃદય અને ફેફસાં તેમજ મગજને અયોગ્ય શ્રમ આપ્યા સિવાય ચાલે તો, વય અને શરીરની ઊંચાઇ તેમજ બાંધા તથા અભ્યાસના ભેદે તેની ગતિ સામાન્યરીતે ૩ થી ૪ માઇલની હોઇ શકે. હવે તે જ માણસને તમે ઝડપથી દોડવાનું કહો તો ૧૦–૧૨ માઇલના વેગે તે દસવીસ ડગલાં દોડી શકશે. પણ એ જ માણસ થોડા સરળ અભ્યાસથી જો ૪ અને ૧૨ માઇલ વચ્ચેના ગાળે,

# પુંસ્ત્વના પૂજકો માટે અદ્‌ભુત ચપળતા અને સ્વાસ્થ્ય કેળવવાનો સહેલો નુસખો

એટલે ૫–૭ માઇલની ઝડપે નિયમિત દોડી શકે તો સ્વાભાવિક રીતે એના પગના, બરડાના અને પેટના, તેમજ કંઇક પ્રમાણમાં ખભાના સ્નાયુઓને તથા મુખ્યત્વે ફેફસાં અને હૃદયને કેળવણી મળવાથી એનું સ્વાસ્થ્ય સુંદર રહે. 'ચાલવું' એ માણસની સ્વાભાવિક ટેવ છે. અને એક જ પ્રકારની ટેવ પડવાથી અમુક સમય પછી એ પ્રકારના શ્રમથી વિશેષ ફાયદો થતો નથી. એટલેકે સાધારણ ચાલવાથી સ્વાસ્થ્યને ખાસ મદદ મળતી નથી. દસ વીસ માઇલ નિયમિત ચાલે તો જ યુવાન મનુષ્યનું સ્વાસ્થ્ય ઉત્તમપણે સચવાય. પણ આ રીતે લાંબું અંતર કાપવામાં સમય ને શક્તિ બરબાદ થાય છે. એટલેકે હાલ 'ચાલવા'ની અર્થાત્ 'ફરવા' જવાની જે ફૅશન પડી છે તેનાથી જો હિત થતું હોય તો તે રુગ્ણ કે નિર્બળ અને પક્વ વયના વૃદ્ધોનું જ. ઉત્તમ પ્રતિના સ્વાસ્થ્યને માટે તો 'દોડ' જ સર્વોત્કૃષ્ટ છતાં સરળ ઉપાય છે.

'દોડવા'ની ટેવ પાડવી રજ પણ અઘરી નથી. શરૂઆતમાં જેમ દરેક નવીન કાર્યમાં કરવું પડે છે તેમ જરા ધૈર્ય અને થોડા દૃઢ અભ્યાસની જરૂર છે. અહીં જે ઉપાય હું દર્શાવું છું તે પ્રત્યેક નીરોગ મનુષ્ય પોતાની શક્તિ, જીવનચર્યા અને સમયની અનુકૂળતા પ્રમાણે અજમાવી શકે તેવો સરળ છે. અનેકવાર મેં આ જ પ્રમાણે અભ્યાસથી રોજના નિયમિત કલાકના આઠદસ માઇલ દોડવાની શક્તિ કેળવી છે. તેમજ મારા જેવા બીજા ઘણા યુવાનોએ પણ એવી જ ટેવ પાડી છે એ હું જાણું છું. આ વ્યાયામથી ઉપર દર્શાવેલાં અંગો ઉપરાંત જઠર, પિત્તાશય, આંતરડાં વગેરે અત્યંત બળવાન તેમજ નીરોગી બને છે અને શરીરમાં અપૂર્વ ચેતન તથા ચપળતા અને અકલ્પ્ય શ્રમસહતા આવે છે. સળેખમ, શરદી, ઉધરસ, માથાનો દુખાવો વગેરે અનેક ઉપદ્રવોનો જડમૂળથી નાશ કરનાર સાધન તરીકે પણ આ વ્યાયામને ઉચ્ચ સ્થાને મૂકી શકાય. સાવધાનતા એટલી જ રાખવી કે આ વ્યાયામ છે: શરતમાં ઊતરવાનું નથી. એટલે ગજા ઉપરાંત શ્રમ કરવો નહિ તેમજ આહારવિહાર પણ વ્યાયામને અનુકૂળ જ રાખવાં: અનુકૂળ એટલે રુચિ પ્રમાણે ખાવું અને આહારનો અતિરેક કદી પણ ન કરવો.

આવો જ અભ્યાસ કરીને કુસ્તીબાજો, બૉક્સરો અને પુરુષત્વના અન્ય પૂજકો અદ્‌ભુત ચપળતા અને સ્વાસ્થ્ય કેળવે છે. આવા અભ્યાસથી જ રોજના ૨૦–૨૫ માઇલ દોડવું કે અખાડામાં ૨૦૦–૩૦૦ ચક્કર લેવાં એમને મન રમતવાત હોય છે. પ્રત્યેક વ્યક્તિ ભલે પછી પોતાને અનુકૂળ પડે તેટલી દોડ કરે; પણ એની ઉપયોગિતા માટે તો બે મત નથી જ.

હવે એને વિષે થોડી વ્યવહારુ સૂચનાઓ.

૧ ધારો કે આવતી કાલથી તમે આ અભ્યાસક્રમ શરૂ કરવાના છો. બનતાં સુધી સવારે દોડવાની ટેવ રાખવી: એ ન જ બને તો સાંજનો વખત પણ ચાલશે. પણ સ્વાસ્થ્ય અર્થે દોડવા માટે તો સૂર્યોદય પૂર્વેનો અને રાત વીતી ગયા પછીનો બ્રાહ્મ મુહૂર્તનો સમય ઉત્તમ ગણાય. શૌચાદિથી પરવારીને દોડવાનું રાખવું હિતાવહ છે.

તમે જો નિયમિત ન ચાલતા હો અગર દરરોજ ચાલવાનો–ધંધા પૂરતું ચાલવાનો–પણ અભ્યાસ ન હોય તો આ 'દોડવા'નો વ્યાયામ શરૂઆતમાં અઘરો લાગશે. પણ જો તમે એકીવખતે સાધારણ વેગે ૬થી૮ માઇલ ચાલી શકતા હો તો આ તમને ખૂબ આનંદપ્રદ નીવડશે.

૨ સાધન: માત્ર નીરોગ શરીર. અંગ ઢાંકવાં હોય તો ભલે; પણ જો જોરથી પવન ન વાતો હોય કે વરસાદ ન પડતો હોય તો ખુલ્લું શરીર વધારે ઠીક પડશે. પગમાં નરમ જોડા કે નીકળી ન જાય એવાં (દા.ત. પહાણી) ચંપલ પણ ચાલશે. હું તો હમેશાં ઉઘાડા પગે જ દોડું છું. લંગોટ હોય તો ભલે: ખાસ આવશ્યકતા નથી. ધોતિયું કે ચડ્ડી અથવા પાટલૂન કે લેંઘો— ગમે તે ચાલે: માત્ર દોડતાં પગમાં અડફેટ આવે તેવો પોશાક ન જોઇએ. હાથમાં ખૂચની કે લાકડા લોખંડની ડંડીઓ રાખવાની આવશ્યકતા નથી.

૩ પહેલે દિવસે, જ્યાં વ્યાયામ કરવાનો હોય તેવે સ્થળે (બને ત્યાં સુધી નિર્જન રસ્તો જ્યાં ધૂળ ને કાંકરા ઓછા હોય એવો પસંદ કરવો) જાઓ. જે સ્થળેથી દોડવાનો આરંભ કરવો હોય ત્યાંથી અમુક અંતર અંગાઉથી નક્કી કરો. વચ્ચે માઇલના વિભાગ દેખાડનાર પથરા હોય તો ઘણું સારું. એવાં ચિહ્ન ન હોય તો ફિકર નહિ. અમુક અંતરે મેનર, વાડ, ઝાડ, ઝાંખરાં કે ગમે તે જાતનાં અંતરસૂચક નિશાન નક્કી કરી શકાય છે; જેથી દરરોજના અભ્યાસમાં અનિયમિતતા ન આવે

અને શરીરનાં મર્મસ્થાનો પર અનિયમિત અભ્યાસથી ભારે બોજો ન પડે.

૪ ધારો કે તમે કદી ચાલ્યા જ નથી છતાં તમે માત્ર એક જ માઇલ નિયમિત દોડવા માગો છો, તો એને આપણો આદર્શ રાખી અભ્યાસનો ક્રમ ગોઠવવો જોઇએ; અને તે આ રીતેઃ

પહેલે દિવસે પ્રથમ તમે બે ફર્લાંગ ચાલોઃ અત્યંત ધીમે કે અત્યંત ઝડપથી નહિ, પણ તમારી નિયમિત



**એવો કોઇ વ્યાયામ છે?**
**જે સહેલો ને સબળ હોય**
**જેમાં કોડીનું પણ ખર્ચ ન હોય**
**જે કોઇ પણ માણસ કરી શકે તેવો હોય**
**જેમાં લેશ પણ નુકસાનની ભીતિ ન હોય**
**જેનાથી કદિ કંટાળો ન આવે? . .**
**હા;—વાંચો આ લેખ**



ગતિએ. ત્રીજા ફર્લાંગમાં પહેલાં પંદર ડગલાં—ગણતરીથી—અત્યંત ઝડપથી ચાલોઃ 'અત્યંત' એટલે કષ્ટ વિના અને ખૂબ ઝડપથી—બને તેટલી ઝડપથી ચાલો. પંદર ડગલા પૂરાં થયાં કે તરત ધીમા પડો અને જે રીતે બે ફર્લાંગ શરૂઆતમાં ચાલ્યા તે જ ગતિએ બાકીનો ફર્લાંગ તથા ચોથો આખો ફર્લાંગ ચાલતાં પૂરો કરો. ત્યાંથી આગળ ન જતાં પાછા ફરો. પણ પાછા ફરતાં જ પહેલાં પંદર ડગલાં અગાઉની માફક ઝડપથી અને બાકીનો એ ફર્લાંગ તથા પછીનો આખો ફર્લાંગ સાદીરીતે ચાલો. ફરી પાછાં પંદર ડગલાં ઝડપથી અને બાકીના ફર્લાંગ ધીમી ચાલે. આમ પહેલા દિવસનો કાર્યક્રમ પૂરો થયો.

તમને કદાચ પરસેવો થયો હશે. શ્વાસ પણ જરા જોરથી ચાલશે. પણ તમે જો નીરોગ હશો તો આ નજીવી અડચણોથી ગભરાવાની જરૂર નથી.

૫ આ અભ્યાસમાં શ્વાસને કુદરતીરીતે વહેવાદો. ખૂબ દમ ભીડીને કે હાંફીને ફેફસાં થકવવાની જરૂર નથી.

૬ બીજે દિવસે પણ આ જ-ક્રમ. છતાં પહેલે દિવસે તમને શ્રમ ન લાગ્યો હોય તો પંદરની જગ્યાએ વીસ કે ત્રીસ ડગલાં ઝડપથી ચાલવાનું રાખો. પણ ઉતાવળ કરશો નહિ. દર પળે યાદ રાખજો કે આ કંઇ આપણે શરતમાં ઊતરતા નથીઃ આ તો વ્યાયામ છે. એટલે મગજ પર ખૂબ કાબુ રાખીને ધીમેધીમે, ક્રમેક્રમે, અલ્પ આયાસે જ આગળ વધો—જો તમારે અત્યંત ઉચ્ચ સ્થાયી ફળ પ્રાપ્ત કરવું હોય તો.

૭ આમ સંપૂર્ણ સફળતાથી—બે ફર્લાંગ સાદી ચાલઃ એક ફર્લાંગ ઝડપી ચાલ; બે ફર્લાંગ સાદી ચાલઃ એક ફર્લાંગ ઝડપી ચાલઃ બે ફર્લાંગ સાદી ચાલ—એ ક્રમે આખો માઇલ સરળ રીતે કાપતા થઇ ગયા એટલે આગળ વધવાનો સમય આવ્યો.

૮ હવે ક્રમ બદલો. એક ફર્લાંગ ધીમી ચાલ અને એક ફર્લાંગ ઝડપથીઃ વળી એક ફર્લાંગ આસ્તે અને એક ફર્લાંગ ત્વરિત પગલે;—આમ ચાર ફર્લાંગ આસ્તે અને ચાર ફર્લાંગ અત્યંત ઝડપથી વારાફરતી ચાલવાનું છે. આટલું પૂરૂં થતાં જ દોડવાનો આરંભ કરવાનો વિચાર થશે; પણ હજી જરા ધીરજ રાખવી પડશે.

૯ હવેનો ક્રમ આથી સહેજ જુદો, અર્થાત્ બે ફર્લાંગ અત્યંત ઝડપથી ચાલવાનોઃ એક ફર્લાંગ ધીમે ચાલવાનો; બે ફર્લાંગ ઝડપથીઃ એક ફર્લાંગ ધીમે—આ રીતે વ્યાયામ કરવાનો છે. આ પૂરૂં થાય અને શરીરને ઓછો થાક લાગતો હોય તો એટલે કે શરીર એટલો શ્રમ સરળતાથી સહન કરે તેવું દૃઢ થાય કે પછી આગળ વધો.

૧૦ એટલેકે હવે ત્રણ ફર્લાંગ ઝડપથી અને એક ફર્લાંગ આસ્તેઃ આમ આખો માઇલ પૂરો કરો.

આ પ્રમાણે ક્રમેક્રમે આખો માઇલ ઝડપથી—અત્યંત ઝડપથી 'ચાલતા' થાઓ તે પછી જ 'દોડવા'નો અભ્યાસ શરૂ કરવાનો છે. તેમાં પણ ક્રમ તો ઉપર પ્રમાણે જઃ માત્ર 'ઝડપી ચાલ'ને બદલે હવે 'દોડવા'નું રાખો. દોડવાનું એટલે આસ્તે આસ્તે; 'ઝડપી ચાલ'થી સહજ ઉતાવળે; જેમ કોઇ નાના છોકરાની જોડે તમે એનું મન મનાવવા દોડતા હો, તેવી ધીમી ગતિએઃ કલાકના આશરે ૫–૬ માઇલ લેખેઃ તમારી શક્તિ અને ગજા પ્રમાણે.

આમ ક્રમેક્રમે જ્યારે તમે સરળતાથી એક માઇલ સળંગ દોડતા થાઓ ત્યારે તમારે માટે બે માર્ગ રહ્યા. કાં તો તમે હવે દરરોજ અગર આંતરે દિવસે કે ઉપરે અઠવાડિયામાં ઓછામાં ઓછા બે દિવસ પણ આખો માઇલ દોડવાનું રાખોઃ પ્રતિજ્ઞાપૂર્વક કે ધર્મની આણ

ગણીને. કે પછી સમય હોય, ઇચ્છા હોય અને શક્તિ હોય તો અંતરમાં વધારો કરો. બે પાંચ કે સાત માઇલ: જેવી તમારી વૃત્તિ, દઢતા કે અનુકૂળ સંજોગો.

પણ આ બંને રસ્તામાં 'નિયમિતતા' અત્યંત મહત્ત્વનો ભાગ ભજવે છે. થોડું દોડો, પણ નિયમિત દોડો. ત્રણ દિવસે એક માઇલ સળંગ દોડવા કરતાં દરરોજ બે ફર્લાંગ કે અરધો માઇલ નિયમિત દોડવાનું હું ખૂબ પસંદ કરું છું. આ વ્યાયામથી ફેફસાં અત્યંત બળવાન થશે; પાચનક્રિયામાં અદ્ભુત ફેરફાર થશે; હૃદય સુદૃઢ થશે; મગજ સ્વસ્થ અને સ્વચ્છ બનશે; કમ્મર, કરોડરજ્જુ અને પગ અત્યંત મજબૂત બનશે; પૂર્ણ સ્વાસ્થ્ય માટે આનાથી વધારે શાની જરૂર છે?

આ ક્રમે 'એક માઇલ' તમે કેટલે દિવસે પૂરો કરી શકશો, એની ચિંતામાં પડશો નહિ. તમારું શરીર અને ઇન્દ્રિયો એનો જવાબ આપશે. તમારે તો સમય પર નહિ, પણ શ્રમનો અતિરેક ન થાય એ વાત ઉપર જ ધ્યાન રાખવાનું છે.

અને આ પદ્ધતિ કંઇ નવીન નથી. આમાં જાદુ નથી, ગુરુગમ્ય વિદ્યા પણ નથી. છતાં આ જ ક્રમે, માત્ર પોતાના શરીરની સ્થિતિ અને શક્તિ અનુસાર, અંતરમાં કે ઝડપમાં ફેરફાર કરીને પ્રત્યેક વ્યક્તિ અત્યંત ઉચ્ચ ફળ પ્રાપ્ત કરી શકે છે. તમે બેચાર માઇલ દોડો. હું સાત આઠ માઇલ દોડી શકું. હેકેન્સ્મીટ, ડેમ્પ્સી, કે ટન્ની જેવા જગદેકમલ્લો ૨૫–૩૦ માઇલ રમતમાં દોડી જાય–તે આવા અભ્યાસથી જ. જુવાન અને સશક્ત મનુષ્યને દરરોજના પાંચસાત માઇલ દોડવું તો રમત વાત છે.

છેલ્લે, આ પ્રમાણે જેમને બહાર 'દોડવું' ન ફાવે અગર સ્થળ ને સમય પ્રતિકૂળ હોય તેમણે નિરાશ થવાનું નથી. આવી 'દોડ' ઘરમાં એક ખૂણામાં ઊભાં ઊભાં પણ થઇ શકે. દોડ ને બદલે દોરડું કૂદવું એ પણ સબળ સ્વાસ્થ્યસાધક વ્યાયામ છે. કૂદો, દોડો, નાચો, દોરડું કૂદો–પણ સ્વાસ્થ્યની ખાતર કંઇક તો 'દોડવાનું' રાખો જ. ખાલી 'શ્વાસ' લઇને દિવસ પૂરા કરવામાં નથી મનુષ્યપણું કે નથી પશુતા. કેવળ 'જીવવું' એમાં શો પુરુષાર્થ છે? ખરી મરદાનગી તો સંપૂર્ણ સ્વસ્થ મનુષ્ય તરીકે જીવવામાં જ છે. અને આવા સ્વાસ્થ્યની સરળ ચાવી 'દોડવું' એ જ છે.

### પ્રશ્નો

૧ રાત્રે સૂતાં પહેલાં થોડીકવાર દંડબેઠક વગેરે કસરત કરાય? એથી ખરાબ વિચારો દૂર ન થાય? ઊંઘમાં તો હાનિ ન પહોંચે ને?

૨ પહેલા લેખમાં જણાવ્યા મુજબ આદર્શ દિનચર્યા જણાવશો?—ખોરાક, કસરત અને આરોગ્યની દૃષ્ટિએ.

૩ કસરતના પ્રકાર, સિદ્ધાંતો, સામાન્ય આરોગ્યના કાયદાઓ જેમાંથી જાણી શકાય– જેને પ્રમાણભૂત લેખી શકાય—એવું પુસ્તક કયું?

### ઉત્તર

૧ સ્વાસ્થ્ય અર્થે કે બળવાન થવા માટે વ્યાયામ ક્યારે કરવો એનો આધાર મુખ્યત્વે વ્યાયામ કરનારની પ્રકૃતિ ઉપર રહે છે. જમ્યા પછી ઓછામાં ઓછાં બેત્રણ કલાક સુધી કશો જ વ્યાયામ ન કરવો—એટલું જો ધ્યાનમાં રહે તો નીરોગી મનુષ્ય દિવસે કે રાત્રે, ગમે તે વખતે વ્યાયામ કરે તો હરકત નથી. ઋતુ પરત્વે વ્યાયામ કરવાના સમયમાં ફેરફાર કરી શકાય; પણ કરવો જ જોઇએ, એવું ધોરણ અનિવાર્ય નથી.

ખરાબ વિચારો આવવાનાં કારણો જોઇને તેનો પ્રતિકાર યોજી શકાય. વ્યાયામ કરનારને ખરાબ વિચાર આવતા જ નથી એ વાત સાચી નથી; તેમજ ખરાબ વિચાર દૂર કરવાનું સાધન વ્યાયામ જ છે, એ પણ ભ્રમ છે. શરીર થાકેલું હોય અગર વ્યાયામ કરીને થકવવામાં આવે તો ઊંઘ જલદી આવે એ સાચી વાત; પણ એથી વિચારો રોકાવા જ જોઇએ એ અણઘટતી આશા છે. ખરાબ વિચારો રોકવા માટે તો જીવનપ્રણાલિકામાં ફેરફાર કરવો જોઇએ.

સાધારણ થાક લાગે એટલો વ્યાયામ કરવાથી ઊંઘમાં ખલેલ પહોંચતી નથી. પણ જો વધારેપડતો શ્રમ કરવામાં આવે તો વખતે ઊંઘ આવતી પણ નથી.

૨ હા. પણ આ અંકમાં નહિ: હવે પછી.

૩ અંગ્રેજી ભાષામાં આવાં કેટલાંક પુસ્તકો છે: ગુજરાતીમાં પણ એકાદ છે. પરંતુ આ બધાંમાં તમે માનો છો તેવું પુસ્તક તો અમેરિકાના સુપ્રસિદ્ધ વ્યાયામવિશારદ બર્નાર મૅકફેડને પ્રસિદ્ધ કરેલું 'એન્સાઇક્લૉપીડીઆ ઑફ ફિઝિકલ કલ્ચર' છે. કિંમતમાં મોંઘી હોવા છતાં પણ આ 'ગ્રન્થમાળા' સર્વદેશીય ઉપયોગિતાવાળું પ્રમાણભૂત પુસ્તક ગણાય.

# માખી

ઝાકરિયા કયુણે નામનો એક વેપારી હતો. એને એક ચાકરડી. એનું નામ તામા. તામા ઘરમાં હોંસેહોંસે કામ કરે; પણ લૂગડાં જેવાતેવાં પહેરે.

એમ કરતાં પાંચ વરસ થયાં. એક દિવસ કયુણેએ તામાને બોલાવીને કહ્યું કે 'તામા, બીજી છોકરીઓની પેઠે રૂપાળાં દેખાવાનું તને ગમતું નથી? બહાર પણ ગોલાંદાટ લૂગડાં પહેરીને જાય છે! કાંઈક સારાં લૂગડાં પહેરતી હો તો?'

તામાએ જવાબ દીધો; 'બાપુ, તમે કહો છો તે વાત સાચી છે; પણ આટઆટલા વરસો થયા હું જૂનાં ફાટેલાં લૂગડાં પહેરું છું તેનું કારણ છે. હું નાની હતી અને મારાં માબાપ ગુજરી ગયાં. ભાઈ કે બહેન મારે કોઈ ન મળે, એટલે મારે એકલીને માબાપ પાછળ ક્રિયાઓ કરવાની હતી. તેને સારૂ કરકસર કરીને મેં આજ લગી બચત કર્યા કરી. હવે બધી ક્રિયાઓ પૂરી થઈ છે અને દાન પણ દેવાઈ ગયુ છે. મારી ઇચ્છા હવે પૂર્ણ થઈ છે, એટલે હું ઠીકઠીક સારાં લૂગડા પહેરતી જઈશ.'

વખત જતા તામા મરણ પામી. મરતી વખતે તે પોતાની બચત રકમ શેઠને સોંપી ગઈ. મૃત્યુ પછી કેટલેક દિવસે એક મોટી માખી કયુણેના ઘરમાં ઊડતી ઊડતી આવી. હિમ પડે તેવી ઠંડીમા માખી હોય નહિ અને આ ક્યાંથી આવી હશે એમ શેઠ મનમા વિચાર કરવા લાગ્યો. ઊઠીને તેણે માખીને ઘર બહાર ઉડાડી મૂકી. પણ માખી તો વળી પાછી અંદર આવી. શેઠ માખીને બહાર કાઢે અને હઠીલી માખી અંદર આવે. આ જોઈને કયુણેની વહુ કહે કે 'આ માખી તે તામાનો જીવ હશે.'

કયુણેએ તો માખીને પકડી થોડીક એની પાંખ કાપી નાંખી અને પછી તેને ઘરથી ઘણે દૂર એ મૂકી આવ્યો. પણ બીજે દિવસે સવારે જુએ છે ત્યાં માખી ઘરમાં દેખાઈ! આ વખતે તો કયુણેએ માખીનું આખું શરીર લાલ રંગે રંગ્યું અને એને બહુબહુ આઘે એ છોડી આવ્યો. બે દિવસ થયા ત્યાં વળી એની એ માખી પાછી દેખાઈ! કયુણે અને એની વહુના મનમાં ખાતરી થઈ કે માખી તે ચાકરડી તામા જ હોવી જોઈએ.

કયુણેની વહુએ કહ્યું કે તામા આપણે ઘેર પાછી આવી છે તેનું કારણ છે. એના પૈસા મારી કને છે; અને તામાને એનું દાન કરવાની વાસના જાગી હશે. માટે આપણે દ્રવ્ય મંદિરમાં ધરી આવીએ અને જપ કરાવીએ તો એના આત્માની સદ્‌ગતિ થાય.'

આ વાત પૂરી થઈ કે તરત માખીએ ટપ દઈને દેહ છોડ્યો. પછી કયુણે અને એની વહુ માખીના શબને પેટીમાં મૂકી સાધુઓ કને લઈ ગયા. તેઓએ દ્રવ્ય સાધુઓને અર્પણ કર્યું, માખીના દેહ આગળ સૂત્રનો પાઠ કરાવ્યો અને પછી શબને કબ્રસ્તાનમાં દટાવ્યું.

(જપાની વાર્તાનો અનુવાદ) દે. પ.



## મોતીની મા

દીકરો મારો રાજમહેલમાં
રાણી પાસે રહે.
રાણી એને કોટે ચાંપી
બહુ બહુ વ્હાલાં કરે.
મા હું એની, મોટાં મને
લાતો દેતાં રહે.
નાના છોકરાં ગજવે ઘાલી
ચૉરે ચૉટે ફરે.
હું મોતીની મા
મને રોવામાં મજા!

ઝ

દીકરો મારો રાણી પાસે
બંદી બની રહે.
કદી ય એને આઘાપાછા
ફરવાનું નહિ મળે.
મા હું એની, ફોશી થઈ છું
તો ય રહું છું પ્રીતે.
છોકરાંછોકરી સાથે રહું ને
ખેલું રૂડી રીતે.
મજા કરું નીત
મારું નામ છીપ. —રમણલાલ સોની

# વેનીસનો મુસાફર માર્કો પોલો

(અનુસંધાન પૃ. ૧૨૫થી) ડરી જઇ તેમણે તો થોડા જ વખતમાં પાછા ફરવું દુરસ્ત ધાર્યું.

ફરી પાછા પર્વતો, નદીઓ અને રણો પાર કરતા તેઓ અફઘાનિસ્તાનમાં થઇ, ગોબીનું રણ વટાવી, સાડા ત્રણ વરસે કુબ્લાખાનના હવા ખાવાના સ્થળ 'શાંગ–તુ'માં પહોંચ્યા. આ મુસાફરીઓ કેટલી કપરી અને જોખમભરી હતી તેની આપણને કલ્પના સરખી પણ આવે નહિ. માર્કો પોલોએ જાતે એ બધાનું અત્યંત વિગતપૂર્ણ અને રસમય વર્ણન લખ્યું છે.

શહેનશાહ કુબ્લાખાને આ જૂના દોસ્તોને આવકાર આપ્યો અને માર્કોને પોતાની નોકરીમાં રાખ્યો. તેઓ ચીનમાં સત્તર વરસ રહ્યા. ખાનને માટે માર્કોએ ઘણી મુસાફરીઓ કરી અને ચીન વિષે ઘણું રસિક જ્ઞાન મેળવ્યું.

સત્તર વરસને અંતે આખરે પોલોને પાછા સ્વદેશ જવાની ઇચ્છા થવા લાગી. પણ ખાનને તેઓની નોકરી બહુ ગમી ગઇ હતી. તેણે તો એ વાત સાંભળવાની જ ના કહી! છેવટે એક તક આવી. ઇરાનના રાજાએ ખાનની એક પુત્રીની માગણી કરી. કુંવરીને દરીઆઇ માર્ગે મોકલવાની હતી અને એ મુસાફરી ઘણી લાંબી અને જોખમવાળી હતી, એટલે ખાને પોલોને તે કામ સોંપ્યું. છૂટા પડતી વખતે ખાને દરેકને અત્યંત કિંમતી જવાહિરની એકેક કોથળી ભેટ આપી.

ત્રણ મહિનાની સફર ખેડી તેઓ જાવા પહોંચ્યા. સુમાત્રામાં પ્રતિકૂળ ઋતુને લીધે તેમને પાંચ મહિના રોકાઇ રહેવું પડ્યું અને ઇરાન પહોંચતાં બે વરસ કરતાં પણ વધારે વખત લાગ્યો. દરમ્યાન ઇરાનનો રાજા તો મરી ગયો હતો અને તેનો પુત્ર રાજ્ય કરતો હતો! પણ બધું છેવટે સાંગોપાંગ પાર પડ્યું, કારણકે બાપને વરવા આવેલી કુંવરી પુત્રને વરી.

અને ત્યાંથી પછી પોલો પિતાપુત્ર છેવટે ઘેર આવવા નીકળ્યા, અને વેનીસ પહોંચ્યા ત્યારે શું થયું એ આપણે ઉપર જાણી ગયા.

બીજે દિવસે બજારમાં અને શેરીઓમાં આ મુસાફરોની વાતો થવા લાગી: 'વીસવીસ રતલ વજનની પૂંછડીવાળાં ઘેટાંની આ લોકો વાતો કરે છે!' 'અરે, એ લોકો તો કહે છે કે કેથેમાં લોકો જમીનમાંથી પથરા ખોદી તેને ઇંધણાં તરીકે વાપરે છે; અને તાર્તર લોકો મોટા મહેલ જેવાં ઘરને પૈડાં કરી અહીંથી તહીં ફેરવે છે.' 'આ લોકોએ રસ્તામાં મીઠાનો ડુંગર જોયો; અને પાણી તો પાણમાંથી ખોદી કાઢીને બાળવા માટે વપરાતું તેમણે નજરોનજર જોયું છે!' 'બળે નહિ એવું ઊન ને ત્રીસ ફૂટ લાંબા સાપ પણ આમણે તો જોયા છે!'

આમ વાત થતી હોય ત્યાં બીજો કોઇ વાણોતર કાને કલમ ખોસી બોલી ઊઠે: 'હા હા; એ લોકો તો કહે છે કે કેથેવાસીઓ ગરમાગરમ દારૂ પીએ છે અને એ પીતાંવેંત જ લોકોનાં મગજને વીજળીવેગે અસર કરે છે. એમની એ વાત એવી તો સોંસરપાટ ઊતરી જાય છે કે કેમ જાણે થોડો દારૂ પોતાની સાથે જ ન લાવ્યા હોય!'

ત્યાં તો બીજો વેપારી બોલી ઊઠે કે 'એ છોકરાને પેલા ખાન વિષે તો જરા પૂછી જોજો! એ ખાન પાસે લાખો સિપાઇઓ, લાખો એકરના વાડીવઝીફા, લાખો ખાસદારો અને એવું કેટલું યે લાખો ને કરોડોમાં ગણી શકાય એવું છે. એ ખાન એવો તો મહાન પુરુષ છે કે એકસાથે બાર માણસની જોડે તો તે વાત કરી શકે છે! અને માર્કો કહે છે એ સાચું માનીએ તો એ ખાને માર્કો જેવા અજાણ્યા માણસને પોતાને ત્યાં નોકર રાખ્યો હતો, પોતાના એલચી તરીકે દેશપરદેશ મોકલ્યો હતો અને એક શહેરનો સૂબો પણ બનાવ્યો હતો.'

આમ ચોરે ને ચૌટે અનેક વાતો થવા લાગી અને તે બધા ગપગોળા જ છે એમ મનાવા લાગ્યું. આથી આ ત્રણે મુસાફરોએ પોતે કરેલી મુસાફરીનું વર્ણન આપવા માટે એક મોટી મિજલસ ગોઠવી. પૂરા દમામથી અને ભપકાથી આ મિજલસ તેમના જૂના ઘરમાં ભરવામાં આવી. સૌ મહેમાનો જમી રહ્યા પછી ત્રણે મુસાફરો એક ખાસ તૈયાર કરવામાં આવેલ મંચ ઉપર પોતાનાં અસલી ફાટ્યાંતૂટ્યાં કપડાં પહેરીને આવ્યા, અને સૌને આશ્ચર્યમાં ગરકાવ કરતા એક પછી એક બાંયમાંથી તેમ જ કપડાંના સાંધે સાંધા ખુલ્લા કરીને તેમાંથી અમૂલ્ય હીરા, માણેક, રત્ન ને જવાહિર કાઢવા માંડ્યાં. આ બધું તેમનાં કપડાંમાં એવી ખુબીથી સીવી લેવામાં આવ્યું હતું કે કોઇને તેમના ઉપર સહેજ પણ શંકા ન આવે અને તેઓ સલામતીથી મુસાફરી કરી શકે.

આ મિજલસ સમક્ષ તેમણે અનેક અવનવી વાતો કરી હશે,—એવી તો હેરતભરી કે કોઇને તે કદાચ ઢંગ

# અને એને જગવિખ્યાત કરનારી સાહસ-સફરનાં આ બયાનો

પહેરાની ગપ પણ લાગી હોય. તેમણે રસ્તામાં પોતાને નડેલી અનેક મુશ્કેલીઓની વાતો કરી. ગોબીનાં ધગધગતાં. અને વેરાન રણ તેમજ પામીરની ખીણમાંથી કેમ પસાર થવાયું તથા જંગલી જાતોના હુમલાથી કેમ બચી શકયા તેની, માતબર બગદાદ અને બેદી મૉંગોલીયાની, ખોતાન, અફઘાનિસ્તાન, તિબેટ, જાપાન, બ્રહ્મદેશ, હિંદુસ્તાન વગેરે દેશોના વિધવિધ રીતરિવાજની, દેશદેશના સમૃદ્ધ વેપારની, હિંદના ભૂવાજોગી અને પૂજારીઓની તથા બૌદ્ધ વિહારોની,—એવીએવી કૈં કૈં વાતો તેમણે કરી. વેનીસમાં રહેનારને આ બધી વાતોમાં ગપગોળા જ દેખાય એ બનવાજોગ છે.

અને ચીનનો બાદશાહ કુબ્લાખાન જેની સત્તા તે સમયે એશિયાખંડમાં પશ્ચિમે વૉલ્ગાથી પૂર્વે પીળી નદી સુધી અને ઉત્તર દક્ષિણ સાઇબીરિયાના રણથી પંજાબનાં ફળદ્રુપ મેદાનો સુધી પહોચતી તેની સવિસ્તર હકીકત તેમની વાતોમાં ખાસ કરીને આવી હતી. એ કુબ્લાખાન વિષે વાત કરતાં માર્કો પોલોએ ખાનની શિકાર સહેલ બાબત અજબ વર્ણન કર્યું:

ખાન શિકારે નીકળે ત્યારે તેની સાથે દશદશ હજાર હજૂરીઓવાળા બે ઉમરાવો રહેતા. બંનેની ટોળી રાતા અને આસમાની જુદાજુદા પોશાક પહેરી શિકારની શોધમાં નીકળી પડતી. શહેનશાહ પોતે ચાર હાથીની અંબાડીમાં બેસતો અને સાથે એકાદ ડઝન બાજ પક્ષી રાખતો. એકાદ ખાસદાર તરફથી કુંજજોડકું ઊડતું દેખાયાની ખબર મળતાં જ શાહ એક બાજને છોડી મૂકતો અને તરત જ કુંજને મારીને બાજ પાછું આવતું. શિકારી ટોળીઓ પણ જંગલમાં વેરાઇ જતી અને એવી રીતે પ્રાણીઓને ઘેરી લેતી કે જેથી કોઈપણ હરણ કે રીંછને છટકવું ભારે થઇ પડતું.

કુબ્લાખાનના મહેલનું વર્ણન માર્કોએ આ પ્રમાણે કર્યું: તેનો શિશિર મહેલ દીવાલોથી ઘેરાએલો હતો. બહારની દીવાલ ૮ માઇલ લાંબી હતી. બહારની અને અંદરની દીવાલ વચ્ચેની ખાઇમાં લશ્કર રહેતું. બીજી દીવાલની અંદર આઠ ભવ્ય મકાનોમાં લશ્કરી સરંજામ રહેતો. આની અંદર વળી ત્રીજી ખૂબ જાડી દીવાલ ૨૫ ફૂટ ઉંચી હતી. આની અંદર બીજાં આઠ મકાનો હતાં. છેક અંદરની દીવાલ સુધી પહોંચ્યા પછી આરસના મોટા ચોક વચ્ચે શાહનો અજોડ અને વિશાળ મહેલ આવતો. મહેલના જુદાજુદા ખંડ સોને મઢેલા હતા અને ભીંતો ઉપર રાક્ષસો, પ્રાણીઓ, પક્ષીઓ, ને શૂરવીરોનાં ચિત્રો ચીતરેલાં હતાં. ઓરડાઓની છત ઉપર સોનેરી અને રૂપેરી રંગે ચીતરેલી અને કોતરેલી આકૃતિઓ હતી.. મહેલની અંદર દાખલ થવા માટે બંને બાજુએ આરસનાં પગથિયા હતાં. મહેલનો મધ્ય ઓરડો એકીસાથે ૬૦૦૦ માણસો માટે દસ્તરખાન બિછાવી શકાય એવડો વિશાળ હતો. મુખ્ય ઓરડાની આસપાસ બીજા નાના ઓરડાઓ હતા, જેમાં રાજ્યનું ઝવેરાત, સોનું, રૂપું, હીરા, માણેક, મોતી અને શાહનો જનાનો રહેતાં. મહેલનું છાપરું બહારથી લીલું, પીળું, કીરમજી, આસમાની વગેરે રંગે રંગેલું હતું અને તે કાચની માફક ચળકે એટલા સારૂ તેના ઉપર વારનિશ લગાવવામાં આવ્યું હતું. આ ચળકાટ માઇલોના ગાઉલો સુધી દેખાતો. મહેલની આસપાસની દીવાલો વચ્ચે ઝાડ રોપાવ્યાં હતાં. આસપાસનો રસ્તો એનરાઉ જમીનથી ૩ ફૂટ ઊંચો હતો જેથી ચોમાસાનું પાણી કે કચરો રસ્તા ઉપર એકઠું થવાને બદલે બહાર એતરોમાં વહી જાય અને ખેતીને ઉપયોગી થાય.

મહેલના કિલ્લામાં એક સુંદર ટેકરી હતી. ખાનની નજરે કોઇ સુંદર ઝાડ પડતું કે તરત તેને જડમૂળમાંથી ઉખેડાવી જેમનું તેમ હાથીઓ ઉપર મુકાવીને આ ટેકરી ઉપર રોપાવતો. ટેકરીની ટોચ ઉપર એક મેદાન હતું.

વેનીસવાસીઓએ મૉંગોલ લોકો વિષે તથા જંઘીસખાનના વારસ આ કુબ્લાખાન વિષે સાંભળ્યું તો ઘણું હતું, પણ માર્કોએ નજરે જોએલી આ વાતોને તેઓ અતિશયોક્તિભરી ગણીને હસી કાઢતા. અને જ્યારે ચુનાન, સીઆમ, સુમાત્રા, જાવા અને લંકાની વાતો માર્કો કરતો ત્યારે તો એ બધી વાતો બનાવટી હોવાનો આરોપ માર્કો ઉપર સૌ મૂકતા. છતાં નવાઇની વાત તો એ હતી કે વેનીસની જ બજારમાં માર્કોએ વર્ણવેલી ગોવળકોંડાની હીરાજડિત વીંટી, લંકાનાં મોતી ને જાવાના તેજાના વેચાતા હતા. વેનીસમાં જ ચીનાઈ

# વિસ્મયથી વિસ્ફારિત નેત્રે પશ્ચિમ દેશની પ્રજા સાંભળી રહી

રેશમનાં કપડાં અને ઇરાનના ધાબળા પણ વપરાતા. જે જે દેશની વાતો માર્કો કહેતો તે તે દેશની વસ્તુઓ વેનીસમાં વેચાતી. પણ વેપારીઓ કંઈ આ વસ્તુઓ સીધી તે દેશોમાંથી ન લેતા પરંતુ દૂરદૂર એલેક્ઝાન્ડ્રીઆ, પેલેસ્ટાઇન કે સીરિયામાંથી આવતી વણજારો પાસેથી લેતા અને એ બધાંની મૂળ કિંમત ઉપર ખસોખસો ટકા જેટલી જકાત ચડ્યા પછી જ વેપારીઓને તે મળતી.

કુબ્લાખાનનું રાજ્ય સમસ્ત એશિયા ખંડ ઉપર પથરાએલું હતું. ઇતિહાસ કહે છે કે જંઘીસખાન અને તેના વારસોએ એશિયાને હાથ કરવા માટે શહેરોનાં શહેરો ઉજ્જડ કર્યાં. વસતીની કતલ કરી અને જ્યાંત્યાં આગ લગાડી. પરંતુ તે પછી કુબ્લાખાનના રાજ્ય-અમલનો ભૂગોળની દૃષ્ટિએ વિચાર કરતાં જણાય છે કે તેણે ખ્રિસ્તી, યહુદી, મુસલમાન વગેરે જુદાજુદા ધર્મો પ્રત્યે ઉદાર દૃષ્ટિ રાખીને સીરિયા, ઈરાન અને અફઘાનિસ્તાનની મુસાફરી સરળ કરી મૂકી. જંઘીસ-ખાનના નામ સાથે શહેરોનો નાશ, આગ અને કતલ યાદ આવતાં, ત્યારે કુબ્લાખાનના નામથી શાંતિનું સામ્રાજ્ય યાદ આવતું. ખાનની ઉદારતાને લીધે માર્કો છેક પેકીંગ સુધી પહોંચી શક્યો હતો. આ મુસાફરો ઇ.સ. ૧૨૬૦માં જ્યારે ખાનને મળ્યા ત્યારે તાર્તાર લોકોને સદ્ધર્મ બોધ થાય તે માટે ખાને સો ખ્રિસ્તી પાદરીઓને પોતાના રાજ્યમાં બોલાવવાની ઇચ્છા દર્શાવી હતી અને માર્કો આ પાદરીઓ લેવા પણ ગયો હતો; પણ તે સફળ ન થયો. આથી ખાને હિંદ તરફ નજર ફેરવી અને બૌદ્ધધર્મપ્રચારકોને પોતાના દેશમાં બોલાવ્યા.

આ ત્રણ મુસાફરોએ ભૂમાર્ગે મુસાફરીની શરૂઆત લાયાસ (હાલમાં જેને એયાસ બંદર કહેવામાં આવે છે ત્યાં)થી કરી. તે વખતે તેજાના, ધાબળા, રેશમ અને એવો બીજો એશિયાનો વેપારવણજનો માલ લેવા માટે એ બંદરે વેનીસ, જીનોઆ અને પીસાનાં વહાણો આવતાં.

સાડા ૭ સૈકા પહેલાં માર્કોએ કરેલી મુસાફરીની નોંધ આજે પણ એટલી જ તાજી અને જીવંત ભાસિયા રૂપ લાગે છે. આજથી પંદર વર્ષ પહેલાં ઇંગ્લંડથી હિંદ મોટર રસ્તે આવનાર એક અંગ્રેજ મુસાફર લખે છે કે અમને રસ્તામાં જુદાજુદા ભાગમાંથી વેપાર માટે તેજાના, રેશમ, શેતરંજીઓ વગેરે ઊંટ ઉપર લાદીને મુસાફરી કરતા વેપારીઓનાં ટોળાં મળતાં હતાં.

આપણા આ મુસાફરો આજે પૂર્વતુર્કસ્તાનને નામે ઓળખાતા પ્રદેશમાં થઇને આગળ વધ્યા. રસ્તામાં તેમણે ખૂબસૂરત ઘોડાઓ, સુંદર આકર્ષક ગાલીચાઓ, રૂપાની ખાણો અને આર્મીનિયાની સીસાં તથા રૂપાની ખાણો વગેરે જોયાં. જ્યોર્જિયાના પ્રદેશમાં આવતાં હાલના બાકુ અને બાતુમના તેલના કુવાઓ જોયા, તેની નોંધ કરતાં માર્કો લખે છે કે વહાણોનાં વહાણો ભરી લેવાય એટલું તેલ ત્યાંના ઝરામાંથી સતત નીકળ્યા કરે છે. આ તેલ ખોરાક માટે નકામું છે, પણ બાળવામાં અને ઊંટના અમુક રોગ માટે બહુ જ ઉપયોગી છે.

ત્યાંથી આગળ જતાં કાસ્પિયન સમુદ્રને કિનારે થતાં લાકડાંના કોતરકામનું અને તિફ્લિસના રેશમી વણાટનું તેમજ ત્યાંથી દક્ષિણ તરફ નામનાં મોસલ-નાં કપાસનાં મથકો તથા મોસલ ઉપરથી મજલીન (મસલીન) કાપડના વણાટનું આબેહૂબ વર્ણન માર્કોએ આપ્યું છે.

ઇતિહાસ સંશોધકો એવો તર્ક કરે છે કે માર્કોએ શોધી કાઢેલા અને મોંગોલ સામ્રાજ્યે સલામત રાખેલા યુરોપ અને એશિયાના એ વેપારીમાર્ગેથી જ હોકાયંત્ર, લડાઇનાં હથિયારો, છાપખાનાંનો સામાન અને એવી બીજી અનેક શોધો એશિયામાંથી યુરોપ આવી હશે. આ રસ્તો મુસલમાનોએ થોડા વખત પછી બંધ કરી દીધો, છતાં તે જેટલો સમય ખુલ્લો રહ્યો તે દરમિયાન યુરોપને આ રસ્તા મારફત એશિયા સાથેના સંબંધનો ઘણો લાભ મળ્યો. આ ટૂંક વખતમાં અનેક શબ્દો યુરોપની ભાષાઓમાં રૂઢ થઈ ગયા. ખોતાનમાં થતી રૂની પેદાશને કારણે 'કૉટન' શબ્દ યોજાયો. ગોબીનાં રણની ઊડતી રેતીના અવાજ અને દૂર દેખાતાં મૃગ-જળનાં દશ્યને લીધે જે ભયંકર દશ્ય ખડું થતું તે ખરેખર રાક્ષસી—Gobline like—હોય છે. આમ ગોબીનાં રણ ઉપરથી ગોબ્લીન શબ્દ યોજાયો. વળી, ખૂની શબ્દને માટેના અંગ્રેજી assassin શબ્દની ઉત્પત્તિ માટે નીચે પ્રમાણે વાત ચાલે છે.

એક દુષ્ટ રાજા મોટો સ્વર્ગીય બાગ બનાવી તેમાં

ઘેલા યુવાનોને રાખતો. જ્યારે આ યુવાનોમાંથી કોઇની તેને જરૂર પડે ત્યારે 'હશીશી' નામની દવા સુંઘાડીને તેને બાગની બહાર લાવવામાં આવતો. જાગ્રત થતાં તેને પૂછવામાં આવતું કે તું ક્યાંથી આવ્યો ? ત્યારે મહમ્મદ પયગમ્બરે આપેલા સ્વર્ગનાં વર્ણનને બરાબર મળતું વર્ણન તે આપતો. આ રાજાને જ્યારે કોઇનું ખૂન કરાવવું હોય ત્યારે આ હાશીશિયન (આસિસિન) યુવાનને ફરમાવતો કે અમુક રાજકુમારનું ખૂન કરી આવ. જો તું ખૂન કરીને આવીશ તો દેવદૂતો આવીને તને સદેહે સ્વર્ગમાં લઈ જશે અને જો તું મરી જઇશ તો મારા દૂતો તને સ્વર્ગમાં લઈ જવા માટે મોકલીશ.

આ હાશીશિયન શબ્દ અંગ્રેજી ઍસૅસિન–assassin–શબ્દને મળતો આવે છે.

જંઘીસખાનના પૌત્ર હુલાગુએ કરેલી બગદાદની છતનું વર્ણન આપણને અતિશયોક્તિ ભર્યું લાગે એવું છે, પણ માર્કોએ તેના ઉપરથી એક સુંદર ઐતિહાસિક તત્ત્વ તારવ્યું છે.

બગદાદની જાહોજલાલીનું વર્ણન આપ્યા પછી, હુલાગુએ બગદાદ ઉપર ઓચિંતો છાપો મારવામાં જે લશ્કરી કુનેહ વાપરી તેની વાત કહેતાં માર્કો લખે છે કે ખલીફ પાસે બચાવ કરવા માટે પૂરતા સૈનિકો નહિ હોવાથી બગદાદ પડ્યું અને હુલાગુ શહેરમાં દાખલ થયો. શહેરમાં ખલીફે સોનું રૂપું ઝવેરાત ભરી મૂકેલો એક ભવ્ય મીનારો તેણે જોયો. આટલો બધો ખજાનો જોઇને હુલાગુએ ખલીફને પોતાની પાસે ખડો કરવા હુકમ કર્યો. ખલીફની કંજુસાઇ માટે તેણે તેને ઠપકો આપ્યો અને કહ્યું કે શા માટે તારી આ દોલતને તેં મીનારામાં ભરી મૂકી ? શા માટે શહેરના બચાવ સારુ સરદારો, સૈનિકો વગેરેની ભરતી કરવામાં તે ન વાપરી ? ખલીફ કંઇ જ જવાબ ન આપી શક્યો એટલે હુલાગુએ ફરમાવ્યું કે તેને સોના રૂપાનો બહુ મોહ હોવાથી આ મીનારામાં જ કેદ રાખવો. ત્યાં તે સોનુંરૂપું ને ઝવેરાત ખાઇને જીવશે. ખલીફ મીનારામાં પૂરાયો અને ત્યાં જ તે થોડા દિવસમાં ભૂખમરાને લીધે, પોતાની અઢળક દોલતની વચ્ચે મરી ગયો. માર્કો કહે છે કે જો તેણે રાજ્ય અને પ્રજાના બચાવ માટે સૈનિકોની ભરતી કરવામાં આ ખજાનો વાપર્યો હોત તો તેથી સાચે જ લાભ થાત.

તેબ્રિઝ આગળથી આ મુસાફરો ઇરાનમાં દાખલ થયા, અને ત્યાંથી કાઝવીન, યેઝદ અને કેરમાન તરફ ગયા.

કેરમાનમાં આ વખતે ગૃહઉદ્યોગ સારો ચાલતો હતો. ત્યાંની સ્ત્રીઓએ તૈયાર કરેલાં વણાટકામ તથા તે ઉપર પશુપંખી અને એવી વિધવિધ આકૃતિઓની ભાત પાડેલા રેશમી અને જરીઅન ભરતકામ બહુ જ આકર્ષક હતાં. કાશ્મીરની શાલ આપણે બહુ વખાણીએ છીએ પરંતુ કોઇ કેરમાનવાસી કાશ્મીરી શાલનાં વખાણ સાંભળે તો કહે કે કાશ્મીરી શાલ તો કેરમાનની શાલનું અનુકરણ માત્ર છે; ખરી શાલ તો કેરમાનની.

કેરમાનમાં માર્કોએ સુંદર હથિયારો—જમૈયા, તલવાર તીરકામઠાં, ઊંચી જાતના ઇરાની ઘોડા તથા તેનો સામાન–ચોકડાં લગામ પટા વગેરે જોયાં. આ ઘોડાઓ હિન્દમાં ૩–૪ હજાર રૂપિયે વેચાતા. કેરમાન અને ઓરમઝ વચ્ચેની ખીણમાં માર્કોએ ખજૂર અને પિસ્તાંનાં ઝાડ જોયાં; ઉપરાંત જિંદગીમાં પહેલી જ વાર માલ લઇ જવા માટે પોઠિયાનો ઉપયોગ થતો તેણે આ પ્રદેશમાં જોયો.

આ વખતે બંદર આબ્બાસ હજી વસવા માંડ્યું હતું. ઓરમઝમાં ધમધોકાર વેપાર ચાલતો હતો. અહીં દેશપરદેશથી હીરામાણેક, હાથીદાંત, સોનેરી ભરતકામ અને કરોળિયાની જાળ જેવાં ઝીણાં કપડાં આવતા. આ બધો માલ હલકી બનાવટનાં વહાણોમાં ભરાઇને આવતો હોઇને કેટલોક રસ્તામાં જ વેડફાઇ જતો. વહાણોમાં પાટિયાં ને ખીલા જડવાને બદલે કાથીનાં દોરડાંથી બાંધતા અને વહાણને માછલીનું તેલ ચોપડતા. વહાણોને એક સઢ, થાંભલો અને સુકાન રહેતાં. વહાણને તુતક ન રહેતું, પણ બધો માલ ભરાઇ ગયા પછી ઉપર મોટું ચામડું ઢાંકી દેતા અને એ ચામડાં ઉપર, વેપાર માટે હિંદ લઇ જવાના ઘોડાઓને રાખતા!

ઓરમઝ આગળ સાતસો ફૂટ ઊંચા ખડક ઉપર સોળ માઇલના ઘેરાવાનું એક શહેર ઊભું હતું એમ માર્કો લખે છે. આ ખડકના રંગ ઉપરથી ત્યાં લોઢું ત્રાંબું અને ગંધકની ખાણો હોય એમ લાગતું હતું.

ઓરમઝથી પાછા ફરતાં કેરમાનની ઉત્તરે રણમાંથી તેઓને પસાર થવું પડ્યું. આ રણ વિષે માર્કો કહે છે કે ત્યાં દૂરદૂર નજર નાખતાં એક પણ ઝાડ કે વનસ્પતિ જેવું ન દેખાતું. કદાચ ક્યાંય પાણી હોય

તો કડવું અને ખરાબ થઇ ગએલું જણાતું. થોડાંક વર્ષ પહેલાં આ તરફના પ્રદેશમાં પ્રવાસે નીકળેલા સર પર્સી સાઇકસ પણ ઉપરની હકીકતને મળતું જ વર્ણન કરે છે. તેઓ જણાવે છે કે રસ્તામાં મારી સાથેનું પાણી ખૂટયું. આ કડવું અને ખરાબ પાણી પી શકાય એમ તો હતું જ નહિ. રસ્તામાં તરસને લીધે મરણ પામેલા અનેક મુસાફરોનાં હાડકાં દેખાતાં હતાં, પણ સદ્‌ભાગ્યે હું એમાંથી બચી ગયો.

ઇરાનના લોકો આંખમાં આંજવાનો સુરમો બનાવતા તે બાબત માર્કો લખે છે કે એ લોકો ખાણમાંથી જસત ખોદી કાઢતા. તેની સાથે તેનો ક્ષાર પણ મેળવી લેતા. આ ક્ષાર આંખને માટે બહુ જ અકસીર છે. ખરી રીતે આ ક્ષાર કાંઇ ખાણમાંથી ન નીકળતો પરંતુ ખાણમાથી નીકળેલાં જસતને ભઠ્ઠીમાં નાખી છૂટું પાડતાં ઉત્પન્ન થતી જસતની ભસ્મ હતી.

• ઇરાનનો કેટલાક ભાગમાં પ્રજા બહુ જ 'જંગલી અને લોહીતરસી' હતી. એ તરફના મૉંગોલ લોકોની રહેણીકરણી વિષે વાંચતા આ હકીકત સાચી લાગે છે.

ઇરાનનો ખજૂરીમાંથી બનતો દારૂ આ મુસાફરોને ખૂબ ગમી ગયો. ધર્મમાં દારૂની મના હોવા છતા આ તરફના મુસલમાનો ખજૂરીના દારૂને ઉકાળીને પી જતા અને એ રીતે કલેજાંને શાંત કરતા જોઇને માર્કોને બહુ જ નવાઇ લાગી.

ઇરાનથી આ લોકો ખોરાસાન અને પશ્ચિમ અફઘાનિસ્તાન તરફ આગળ વધ્યા. પરંતુ તેઓ કયે રસ્તે ગયા એ કાંઇ જાણવામાં આવતું નથી. પરંતુ વચ્ચે બલ્ખ શહેરનું વર્ણન આવે છે. આ શહેર જૂના વખતમાં બહુ વૈભવશાળી હતું, પણ પાછળથી પડી ભાંગ્યું હતું એમ તેઓ કહે છે.

તેઓ ત્યાંથી બડાખ્શાન (Barakhshan)ના ઊંચા અને ભયંકર અદાવવાળા પર્વતોની હાર તરફ વળ્યા. આ પર્વતમાળાઓનો રસ્તો તે વખતમાં તદ્દન અજાણ્યો હતો તેમજ આજે પણ તે પૂરતો જાણીતો નથી થયો.

મીડાના પર્વતો જોઇને તો તેઓ થકી જ ગયા. અહીં તેમણે શાહુડી જોઇ, એ વિષે લખતાં તેમણે શાહુડી વિષે જમાનાઓથી ચાલી આવતી વાતને ટેકો આપ્યો છે કે શિકારી કૂતરા પાછળ પડે છે ત્યારે શાહુડી શરીર સંકોડી લે છે અને પછી એકદમ ક્રોધના આવેશમાં શરીરમાંથી તીર જેવાં સીસોળિયાં ફેંકીને માણસ તેમજ કૂતરાઓને ઘાયલ કરે છે.

આ બધું જોતાંજોતાં આ વેપારી પ્રજાના મુસાફરોનું ધ્યાન ત્યાંની માણેકની ખાણ તરફ ગયું. તેમણે ખડકોનું ખોદકામ જોયું. ખોદકામથી બની જતી ગુફાઓ અને બોગદાં જોયાં. ખાણો બધી રાજાને માટે ખોદવામાં આવતી ને તેમાંથી નીકળતા પથ્થરોનો માલિક રાજા ગણાતો. કોઇ પણ માણસ ખોદીને માણેક પોતાની પાસે રાખી શકતો નહિ. રાજા આ માણેકથી ખંડણી ભરતો અને બહુ જ થોડા પ્રમાણમાં વેચતો.

જેમ ચીના લોકો, યુરોપમાં વાંસ નથી ઊગતો એ જાણીને આશ્ચર્ય પામે છે તેમ આ ત્રણ મુસાફરોમાંનો કુમાર માર્કો આ પ્રદેશમાં જેતૂનનાં ઝાડ ન હોવાથી નવાઇ પામતો! માર્કો એક ઠેકાણે લખે છે કે બડાખ્શાનના લોકો તલ અને વૉલનટમાંથી તેલ કાઢે છે, ઘઉં ઉગાડે છે અને ફોતરા વગરનાં જવ ઉગાડે છે!

જે પ્રદેશને માર્કો બડાખ્શાન કહે છે તે ઑકસસ નદીની પેલી પાર છેક બોખારાની ઊંચી ખાણ સુધી વિસ્તાર પામેલો હતો. દુનિયાના ઇતિહાસમાં આ સુંદર પ્રદેશનું વર્ણન બહુ ઓછું જોવામાં આવે છે. ઇ.૧૮૭૦માં એક ઉઝબેક સરદાર આ તરફ આવ્યો હતો. એ માર્કોએ લખેલી ખાણો ખાલી જોઇને હતાશ થઇને પાછો ગયો. અને અહીંના લોકોને પકડી ગુલામ તરીકે વેચી નાખ્યા.

માર્કોને આ પ્રદેશમાં માંદગીને કારણે એક વર્ષ સુધી રહેવું પડેલું એટલે અહીંનું વર્ણન તેણે વિસ્તારથી કર્યું છે. એશિયાના કિનારાની માહિતી તરીકે માર્કોએ કરેલી એ નોંધ દુનિયા પાસે સૈકાઓ સુધી રહી હતી. આ નોંધમા સિકંદરના ઘોડાઓની ઓલાદના ઘોડાઓ વિષે, સેંકડોનાં ટોળામાં ફરતાં ઘેટાંઓ વિષે, શકરો બાજ અને એવાં બીજાં શિકારી પક્ષીઓ વિષે, બદામપિસ્તાંનાં ઝાડ વિષે અને તે પ્રદેશની જંગલી જાતો વિષે સુંદર વર્ણન માર્કોએ કર્યું છે.

કાશ્મીર અને તેની દક્ષિણ તરફના મુલકનું માર્કોને બહુ જ અધૂરું જ્ઞાન હતું. આ મુસાફરો લાલારૂખ સુધી પણ નહોતા પહોંચ્યા. છતા આ તરફના જાદુગરોની મેલીવિદ્યાની જે કાંઇ વાતો સાંભળી તે તેમણે નોંધી લીધી લાગે છે. બૌદ્ધ વિહારમાંનાં તેમજ બ્રાહ્મણોનાં તપસ્વી જીવન વિષે પણ માર્કોએ આબેહૂબ વર્ણન

આપ્યું છે. ભૂગોળનો ખ્યાલ તેને ઠીકઠીક હતો તેથી તે લખે છે કે આ તરફનાં ગામડાં અને શહેરોની આસપાસ ઘાડાં જંગલો, રણપ્રદેશ અને પર્વતમાળાઓ હોઇને લોકો પોતાનું સ્વતંત્ર રાજ્ય સ્થાપીને સહેલાઇથી સ્વાતંત્ર્ય જાળવી શકે છે. હિમાલય તરફ પરવાળાંનો થતો અનહદ ઉપયોગ જોઇને માર્કોનાં વેપારી મગજે એમ નક્કી કર્યું કે યુરોપથી આવતાં પરવાળાંની ખપત બીજા દેશો કરતાં આ પ્રદેશમાં વધુ સારી થઇ શકે. આજે પણ આપણે જાણીએ છીએ કે હિમાલય તરફના લોકો પરવાળાંના શણગાર સજે છે. પામીરનાં ઘેટાં વિષે માર્કો લખે છે કે એનાં શીંગડાં ૭ ફૂટ લાંબાં હોય છે અને ભરવાડો એ શીંગડાંમાંથી પ્યાલા બનાવે છે તેમજ ઢોરની કોડની વાડ બનાવવા માટે પણ તેનો ઉપયોગ કરે છે. પાંચ સૈકા પછી કૅપ્ટન જૉન વૂડે મુસાફરી કરતાં આ વર્ણન અક્ષરશઃ સાચું છે એમ જણાવ્યું છે.

માર્કોને પામીરના ઉચ્ચ પ્રદેશ પર આવતાં જણાયું કે જમીન ઉપર પાણીને અગ્નિથી જે ગરમી મળે છે તેટલી ગરમી અહીં આટલી ઉંચાઇએ નથી મળતી, તથા ખોરાક પણ બરાબર પકવી શકાતો નથી. અહીં પાણી ૮૦ અંશ ગરમીએ ઊકળવા માંડે છે અને તેથી આ ઊકળતું પાણી હોવા છતાં તેમાં ખોરાક રાંધી શકાતો નથી. પામીરમાં આમ પાણી ઊકળવા છતાં ખોરાક રંધાતો નથી એ જોઇને જૂના જમાનાના લોકોને બહુ નવાઇ લાગતી.

પામીરથી ઊતરીને આ મુસાફરોએ યારકન્દ, સમરકન્દ, કાસ્ગર, કેરિયા વગેરે પ્રદેશો જોયા. ત્યાંથી ગોબીનાં રણ વિષે અનેક વિચિત્ર વાતો સાંભળતા તેઓ ચરચત થઇ લખનોર રસ્તે ગોબીનાં રણને પેલે પાર પહોંચ્યા. આ રસ્તો પસંદ કરવાને બદલે રણની આરપાર જવાનું તેમણે પસંદ કર્યું હોત તો માંડ એક વર્ષે આખું રણ વટાવી શકાયું હોત.

(ચાલુ) વેણીલાલ બૂચ

# કાળભૈરવ

અનુસંધાન પૃ ૧૨૯થી

દીકથી હવામાં અદ્ધર ઉછાળ્યો અને બીજા બેને ભોંય ભેગા કરી તે પાછો વળ્યો.

બીજે દિવસે ગામનું પંચ ભેગું મળ્યું. બધાં દૂર ટેકરી ઉપરના મંદિરમા ગયા. લામાએ ધીરજથી તેમની વાત સાંભળીને કહ્યું કે ગેંડાને ભૈરવનો આવેશ આવ્યો છે. તેણે સૌની પાસેથી થોડાથોડા દાણા લઇ 'ॐ મણિપદ્મ'ના દોરા કરી આપ્યા અને એ પહેરનારને કાળભૈરવ બીલકુલ ઇજા નહિ કરી શકે એવી ખાત્રી આપી.

રામબલિએ તો મૌન જ સેવવું પસંદ કર્યું. બીજે દિવસે છટકાની જગ્યાએ જઇને જોતાં તેને સ્થિતિ સમજતાં વાર લાગી નહિ. તેણે હમણાં એ વાત ટાઢી પડવા દેવામાં ડહાપણ જોયું.

થોડા દિવસ જવા દઇ ફરી બેત્રણ વખત એણે છટકાં માંડી જોયાં, પરંતુ ક્યાંક પથ્થર ભારે નહિ બાંધેલો હોવાથી, ક્યાંક ચામડાની દોરી મજબૂત નહિ હોવાથી, તો ક્યાંક ઝાડની ડાળી મજબૂત નહિ મળવાથી ધાર્યું પરિણામ આવ્યું નહિ અને કાળભૈરવ તથા ગેંડીને ઉઝરડા સિવાય બીજી ઇજા થઇ નહિ.

પરંતુ આ વારંવારના અત્યાચારોથી કાળભૈરવનો રોષ વધતો ગયો. હવે તો તેને માનવજાતિનું નિકંદન કાઢવાનો જ આવેશ ચઢી આવ્યો. ફરી સાંતલનાં ઝૂંપડાં આ ઝટવના એન્જિને છૂંદી નાખ્યાં. ઘણા ગ્રામવાસીઓનો કચ્ચરઘાણ વળી ગયો. અને એક વાર એના ગુસ્સામાંથી બચવા એક ગોવાળિયો ઝાડ ઉપર ચઢી ગયો એની ગાય તથા વાછરડાંઓને તેણે છૂંદી નાખ્યાં.

ફરી પંચ ભેગું થયું. ફરી સૌ લામા પાસે ગયા. તેણે છોભીલા પડીને કહ્યું કે મારા દોરાધાગા ભૂતપ્રેત સૌ સામે ચાલે છે, પરંતુ આ ભૈરવ બહુ જબરદસ્ત છે અને મને દાદ દેતો જણાતો નથી. માટે સૌથી સારો ઉપાય એ છે કે સૌ મળી ગેંડાને જો ભાલાઓથી મારી નાખો તો ભૈરવને રહેવાનું ઠેકાણું જે એનું શરીર તે નષ્ટ થવાથી પોતે ભાગી જશે. એ સિવાય બીજો એનો ઉપાય નથી.

પરંતુ આ ઉપદ્રવનું મૂળ જે રામબલિ તે શાંત બેસી રહે તેમ નહોતું. તેનું મગજ ચાલુ યુક્તિઓ શોધ્યા જ કરતું હતું. પોતે પોતાની ધૂનને ખાતર જે શરૂ કર્યું તેમાંથી વાત વધી, ગામના ઉપર આફત આવી પડી અને પોતે ઉપરાઉપરી પોતાના પ્રયત્નમાં પાછો પડ્યો એટલે તે ઇદ્દે ભરાયો, વળી પોતાના જેવો શિકારી

જીવતો જતાં ગામને શા માટે ચિંતા અને ભય રહેવાં જોઇએ એમ તેનું અભિમાન ઊછળી ઊઠ્યું. તેણે એક તીક્ષ્ણ, મજબૂત અને ભારે ભાલો તૈયાર કર્યો. હરણના જાડા ચામડાની સાથે ભારેમાં ભારે પથ્થર બાંધી છટકું કર્યું. હવે તો કાળભૈરવનું જરૂર આવી બન્યું.

વારંવારના હુમલાથી ગેંડો અને ગેંડી હવે સાવધ રહેતાં. ચરવાનું અને પાણી પીવાનું પણ તેમણે હવે રાત્રે રાખ્યું અને બહાર નીકળતી વખતે બચ્ચાને આગળ રાખી તેના રક્ષણ માટે પોતે પાછળ ચાલવા માંડ્યું. બચ્ચું હવે મોટું થયું હતું. ગેલમાં આવી તે જરા આગળ નીકળી ગયું; તેને આવકાર આપવા છટકું તૈયાર હતું. જેવો તેનો પગ લાકડાની કમાન ઉપર પડ્યો કે ભયંકર ભાલો ભારે અવાજ સાથે તેની ગરદન ઉપર ખૂબ જોસથી પડ્યો. બચ્ચું નીચે ઢળી પડ્યું.

તરત ગેંડી દોડી આવીને બચ્ચાને ચાટવા લાગી અને ખૂબ પ્રયત્નો કરી તેને ઉઠાડવા લાગી. ધીમે-ધીમે ઘુરઘુરાટ કરી બચ્ચાને બોલાવવા, ફોસલાવવા અને ઊભું થવા કરગરવા માંડી. તેની આંખમાંથી આંસુ વહેવા માંડ્યાં. ઝીણી તીણી ચીસો નાખતી તે આક્રન્દ કરવા માંડી. કાળભૈરવના મંદ મગજમાં આ બનાવથી વધારે બહેરપ આવી. તે સુસ્ત થઇ બચ્ચા તરફ ટગર-ટગર જોઇ રહ્યો. તેને કાંઇ સમજાયું નહિ.

થોડી વારે ગેંડીએ બચ્ચાને ઉઠાડવાના પ્રયત્નો કરવા મૂકી દીધા. તે તેની પાસે બેસી ચોકી કરવા માંડી. ગેંડો પણ પોતાનું ડોકું ઊંચું કરી ચારે તરફ સૂંઘવા માંડ્યો અને પછી પોતાની સહચરીણી પાસે ચોકી કરવા બેઠો.

**આ** બાજુ, ગ્રામવાસીઓએ આખી રાત હુમલાની તૈયારીમાં ગાળી. ચોરાના ચોકમાં મોટું તાપણું કરી, તેની આસપાસ ભાલાં ઘસતા, અને આવા જૂના પ્રસંગો સંભારી પરસ્પરને પાનો ચડાવતા સૌ ઉત્સાહભેર જાગતા બેઠા અને સવારમાં પ્હો ફાટતાં પહેલાં જ ગેંડાની શોધમાં નીકળી પડ્યા. તળાવડી પાસે ગેંડાનાં પાછાં વળતાં પગલાં જોવામાં આવ્યાં. તેનું પગેરું કરતા સૌ ધીમાધીમા ચાલવા માંડ્યા. જેમજેમ જંગલ ગાઢું થતું ગયું તેમતેમ રાત્રે એકઠી કરેલી હિંમત ઓસરતી ગઇ ને પગ પાછા પડવા લાગ્યા. અંતે ગેંડાના રહેઠાણ તરફ જતી કાંટાળી કેડી પાસે સૌ અટકી ગયા. થોડે દૂર મરેલા બચ્ચાના શબ ઉપર ગીધો ઉજાણી કરતા દેખાયા. એની પીઠ એક વજનદાર પથ્થર સાથે બાંધેલા ભાલાથી વીંધાએલી હતી. સૌ અવાક્ થઇ જોઇ રહ્યા.

હવે રામબલિ આગળ આવ્યો. ગામને ત્રાસરૂપ થઇ પડેલા કાળભૈરવનો નાશ કરવા પોતે છટકું ગોઠવ્યું હતું, પરંતુ ગેંડાને બદલે તેનું બચ્ચું સપડાઇ ગયું એમ ફુલાઇને કહેવા માંડ્યો અને પોતાની વાતમાં મીઠું-મરચું ભભરાવી ગામના બચાવનાર તરીકેનો તેણે દાવો રજૂ કર્યો. પણ આ રસિક અહેવાલ સાંભળવામાં ગુલતાન થએલા ગ્રામવાસીઓની તંદ્રા એક ભયંકર ઘણઘણાટી-થી બીજી જ પળે ઊડી ગઇ.

જોતજોતાંમાં ગેંડા અને ગેંડીની બે ટીંકોના ભોગ થએલા બે ગ્રામવાસીઓનાં શરીર છૂંદો થઇ જમીન પર ઢળ્યાં. ટોળામાં ભંગાણ પડ્યું અને જેને જેમ ફાવ્યું તેમ સૌ આસપાસનાં બાવળોનાં ઝાડ ઉપર ચઢી ગયાં. કાંટા તો ક્યા વાગે છે તેની પણ આ વેળા ખબર પડે ખરી?

કમકમાટીભર્યો દેખાવ થઇ રહ્યો. બે રાક્ષસી ગેંડા ગાંડાતૂર થઇ ચારે તરફ ફુંફાડા અને છીંકોટા નાખતા ઘૂમી રહ્યા હતા અને આસપાસનાં બાવળનાં ઝાડોની ડાળીઓ ઉપર ગામડિયા જુવાનો ભર તડકામાં ચિત્ર-વિચિત્ર દશામાં લટકતા જોવામાં આવતા હતા. એમનાં શરીરમાં કાંટા ભોંકાયા હતા. ભરબપોરના સૂર્યનાં સીધાં કિરણો તેમની ચામડીમાં જાણે સોંસરવાં ઊતરતાં હતાં. પ્રાણપણે ડાળીઓ ઝાલીને બિચારા ગામડિયાઓએ જાણે ઝાડને મડાગાંઠ વાળી હતી. નીચે પડે તો તો મૃત્યુના સાક્ષાત મુખમાં જ પડવા જેવું હતું.

આખરે ઉનાળાના તીખા તડકામાં દોડીદોડી ગેંડાઓ પણ થાક્યા અને ન છૂટકે શિકારને મૂકી પોતાના રહેઠાણ તરફ ઊપડી ગયા.

લાકડાં જેવા થએલા જડ હાથોથી શરીરમાંથી શૂળો કાઢતાકાઢતા ગ્રામીણો ત્યાંથી જીવ લઇ નાઠા. હવે તેમના હાથમાં એક જ ઉપાય હતો. પોતાનું રાચરચીલું અને જનાવરો લઇ આ ગામમાંથી તેમણે હિજરત કરી અને દસ માઇલ દૂર આવેલા બીજા ગામમાં જવા ઊપડ્યા.

પણ હજી રામબલિને ચેન પડતું નહોતું. ગેંડાના શિકારની પોતાની ધૂની વાસનાએ હવે તેને ગાંડો કરી મૂક્યો હતો; તેની સ્વાર્થી મહત્ત્વાકાંક્ષાને કેટલો મોંઘો બલિ આપવો પડ્યો હતો તેનો વિચાર તેને આવતો ન હતો. તેની નજર આગળ તો છટકી ગએલો

ગેંડો જ રહી રહેતો હતો. ફરી તેણે ખરી મહેનત લઇ ભાલાનાં મોટાં નવાં ફણાં બનાવ્યાં અને હરણના તાજા ચામડાની મજબૂત વાધરીઓ કાપીને તૈયાર કરી. કાળભૈરવના નવા રસ્તા ઉપરના એક મજબૂત ઝાડની ડાળીમાં મોટા પથ્થર સાથે ભાલો બાંધ્યો. નીચે વાંસ બાંધી યુક્તિ અને સફાઇથી છટકું તૈયાર કર્યું. આ વખતે તો ઝીણામાં ઝીણી બાબતની સાવચેતી લેવાઇ હતી.

પરંતુ ઇશ્વરની ગતિ અકળ હતી. બન્યું એવું કે એક સાબરની પૂઠે પડેલા એક વાઘનો પગ એ છટકા ઉપર પડ્યો અને ગેંડાની કાંધને બદલે વાઘની પીઠ ભાલાનો ભોગ થઇ પડી. વાઘે મરણગર્જના કરી. તેણે રોષથી જમીન ઉપર પંજા ઉઝરડ્યા. પણ ભાલો તેની પીઠ વીંધી સોંસરો નીકળી ગયો હતો.

મરણની વેદનાથી વ્યાકુળ વાઘે પછાડા મારતા ત્યાંથી નાસવાનો પ્રયત્ન કર્યો પણ ઘસડાઇને થોડે દૂર ઝાડીમાં પહોંચતા તો તે તમ્મર ખાઇ પડ્યો.

પ્હો ફાટતા રામબલિ પોતે માંડેલી સુરંગનું ફળ જોવા આવ્યો. દૂરથી ગીધો ઊડતાં જોઇ આ વખતે તો જરૂર શિકાર સપડાયો એવા આત્મસંતોષથી તે રાચવા લાગ્યો. પણ થોડે જ દૂર જતાં બાવળ અને થૂવરની ઘટાટોપ ઝાડીમાં ગીધો અને શિયાળવાંઓએ ચૂંથી કાઢેલું વાઘનું મુડદું જોતા તે નિરાશ બની ગયો.

એટલામાં તો પાછળથી ન ભુલાય એવો સુસવાટો સાંભળ્યો. એ વીજળીની ઝડપે પાછો વળ્યો. અને આડી જતી એક કેડીમાં પવનવેગે તે દોડ્યો. ભાલાના સ્પર્શ વાળી પેલી પરિચિત ગંધ પરથી તેની ગંધ બરોબર કાળભૈરવના નાકમાં ગઇ હતી. વેરથી ગાંડો થઈ તે પોતાના શત્રુની પૂઠે ધસ્યો. એટલામાં કેડીમાં જ દૂર રામબલિએ બાવળનું એક મજબૂત ઝાડ જોયું. તેને જીવનની આશા આવી.

ધરણી ધમધમાવતા થાંભલા જેવા પગોનો ભારે ધણધણાટ હવે તદ્દન નજદીક આવ્યો હતો. ભયે રામબલિના પગમાં નવું બળ પૂર્યું. હવે તો બસ એક જ કૂદકો અને ઝાડની ડાળીઓ તેના હાથમાં!

પણ ત્યાં તો તેના પગનાં આંગળાં સાથે કાંઇક અથડાયું, કંઇક છટકવાનો અવાજ આવ્યો અને નિમેષ માત્રમાં પથ્થરના વજનવાળો ભાલો તેના જમણા ખભામાં ઊંડો ઊતરી તેને જમીનદોસ્ત કરતો નીચે પડ્યો! તેના માંડેલા એક જૂના છટકાએ જ તેનો ભોગ લીધો હતો.

આ જોઇ કાળભૈરવ ચમક્યો. ઊંચેથી ભારે ચીજ પડી ઇજા થવાનો અનુભવ તેને નવો નહોતો. માણસની ગંધ પણ ત્યાં હતી અને દોડતા માણસને જ કાંઇક થયું હતું. તેના મગજમાં કાંઈ સમજાયું નહિ. તીણી ચીચીઆરી પાડી તેણે ફુંફાડા માર્યા અને પછી ભયભીત થઇ પોતાના આવાસ તરફ ભાગ્યો.

(અંગ્રેજી ઉપરથી) ડુંગરશી ધરમશી સંપટ

# ફોટોગ્રાફી હરીફાઈનું પરિણામ

આ મહીને હરીફાઇમાં આવેલા ફોટોગ્રાફીનો ફાળો સારો છે. વિષયની વિવિધતા પણ ઠીક ગણાય. હંમેશની મદદથી ઉપજાવાતા ફોટોગ્રાફીના બે વિભાગો પાડી શકાય. (૧) ચિત્રાત્મક (કલામય) Pictorial. (૨) વર્ણનાત્મક record. ફોટોગ્રાફીની આ હરીફાઇમાં મુખ્યત્વે ચિત્રાત્મક ફોટોગ્રાફીના તત્ત્વો પર લક્ષ્ય અપાય છે. તેના પેટા વિભાગોમાં પોર્ટ્રેચર (માનવ છબી), પદાર્થચિત્ર, ટેબલટોપ (કૃત્રિમ દૃશ્ય), કુદરત, મહોલ્લાના તથા નગરજીવનના દેખાવો અને સ્થાપત્યની ફોટોગ્રાફીનો સમાવેશ થાય છે. શિખાઉ ઉમેદવારો ઘણુંખરું માનવ છબીઓ તરફ આકર્ષાય છે દૃશ્ય ફોટોગ્રાફી તો સૈકડે એક ટકા જેટલા કરતા હશે, કારણકે પાડનારની આંખ દૂરદૂરના અંતરે રચાએલી સૃષ્ટિ જોવા કેળવાઇ હોતી નથી તેથી તે લેવા તે લલચાતો નથી. હવા, પ્રકાશ, આડપાન કે ખંડેરોથી રચાતું વિવિધ વાતાવરણ સમજવા તથા ફોટામાં ઉતારવા માટે શોખ, નિરીક્ષણ ને અનુભવની જરૂર છે.

ભાઇ મહાદેવ (ભાવનગર)ના 'ગુપ્ત પ્રયાગ પ્રભાસ પાટણ'ના દૃશ્યને પહેલું ઇનામ મળે છે. ઘેઘૂર જામેલાં ઝાડો અને વચ્ચે જળકુંડ કુદરતનો એકાંત ગંભીર ખૂણો રજુ કરે છે. એક લાક્ષણિક પ્રાચીન ભારતીય દૃશ્ય તરીકે પણ આ ચિત્રની કિંમત છે. માત્ર અંદરની માનવ આકૃતિઓ માટે જરા યોજના કરી લીધી હોત તો ચિત્રની ખૂબી ઓર વધી જાત. કુંડના આગળના પરથાર પર જે પાત્ર છે તેને વચ્ચે બેસાડી પરિસ્થિતિમાં ભળે એવો અભિનય આપવાનું બની શકત.

પ્રતાપરાય શાહ (ખાર-મુંબાઇ)ના 'ગ્રામ્ય શાંતિ'ને બીજું ઇનામ મળે છે ગામની ભાગોળે હવાડે પાણી પીતી ભેંસોમાં ગ્રામ જીવનની બેપરવાઇભરી નીરાંત દેખાય છે. હવાડાની પાળ અને ત્રણે ભેંસોની ગોઠવણ સહજ મેળ ખાતી બની છે. ફોટોગ્રાફીની ક્રિયા પણ સારી છે. ત્રીજું ઇનામ માણેકલાલ પટેલ (મણિનગર—અમદાવાદ)ને તેમના 'નાની મા'ના ચિત્ર માટે મળે છે. ડોશી અને ઘંટી ભુભગનો જગજૂનો સંબંધ કઇક સુખ-

(અનુસંધાન છેલ્લા પાના સામેના પૂઠા ઉપર)



# માધુકરી

મને સ્પર્શો શાને, કિરણકણિકાઓ? દૂર રહો,
દબેલી રહેવા દો તિમિરપડમાં, છેડ ન કરો;
નથી મારે આજે તમ ઝગકમાં નર્તિત બની
ખીલાયેલું હૈયું ઘડીક ખીલવી ભગ્ન કરવું.
. . .                . . .                . . .
ખીલું આધારે શું, પણદ્વિપજમાં સાંધ્ય સમયે
ખરી જાવા? ના, ના; જીવનભર છો હું કળી રહું.

—નંદલાલ જોશી

## સ્ટીરીઓટાઇપિંગ (છાપપાટી)નો શોધક વિલિયમ ગેડ

*** જેને 'પાયામાં પુરાએલા પથ્થર' કહી શકાય એવાં
• માનવરત્નોના, છેલ્લા બે અંકમાં આવેલાં (વિન્ટર્ટનની અને કૉરમ્સનાં) જીવનચિત્રોમાં આ એક ઉમેરો—કરુણ તેટલો જ વીરત્વ ને દૃઢતાભર્યાં ઉદાહરણનો.

મુંબાઈ-કલકત્તા જેવાં મોટા શહેરોમાં વસનારા કેટલાક જણ સિવાય ભાગ્યે જ કોઈએ આ દૃશ્ય જોયું હશે; પણ જેણે જોયું હશે તે તો આશ્ચર્યથી દિગ્મૂઢ થઈ ગયા હશે કે આઠ આઠ મોટા જંગી કાગળના વીંટાઓમાંથી નીકળીને, પનાબંધ કાગળનો અખંડ પટ, ધગધગાટ કરતા વિરાટકાય સંચાઓના પેટાળમાં પેસી, પલકવારમાં તો બંને બાજુ છપાઈ, કપાઈ, ઘડી વળાઈ બીજે છેડે દસ કે વીસ (અને વિલાયતમાં તો ત્રીસ, ચાળીસ કે સાઠ) હજાર નકલોને રૂપે ઢગલો થઈને પડે છે!

કલાકની હજારો નકલોની ગતિએ, પાનાંઓ પર પાનાંઓ છાપતા ધડધડાટ કરતા આ સંચાઓનાં ચેગમેર ફરતા રોલરોની નીચે છાપવાનાં છૂટાંછૂટાં બીબાં ગોઠવેલાં હોય તો તો ક્ષણવારમાં તેનો ભુક્કો વળી જાય અથવા ફુરચા ઊડી જાય. કણકણ કરીને ગોઠવેલાં છૂટાં બીબાંનું કંપોઝ આ ગતિ નીચે લેશમાત્ર સલામત નથી. આથી એવા સંચાઓ માટે બીબાં ગોઠવેલી મૂળ પાટી ઉપર ધાતુ ઢાળીને તેની છાપપાટીઓ તૈયાર કરવામાં આવે છે. આ છાપપાટીઓને 'સ્ટીરીઓ પ્લેટો' કહે છે.

આ સ્ટીરીઓટાઇપિંગની પદ્ધતિની શરૂઆત ક્યારથી થઈ એ જાણવા માટે આપણે બસો કરતાં વધારે વર્ષના ભૂતકાળમાં નજર કરવી પડશે આજની મુદ્રણકળાને ત્રેગીલી પાંખે ઉડાડનાર આ હુન્નરની શોધકથા, એક પિતાપુત્રની બેલડીનાં સ્વાર્પણની અને સ્વગતના સમર્થન કાજે અપાએલા માર્ગાર્પણની એક ઉજ્જ્વલ ગાથા છે.

ઇસુની અઢારમી સદીની શરૂઆતમાં સ્કૉટલંડના એડીનબરો શહેરમાં વિલિયમ ગેડ નામનો એક સાધનસંપન્ન સોની રહેતો હતો એનો છોકરો એક છાપનારને ત્યાં શિખાઉ તરીકે કામે જતો હતો. દિવસભરનું કામ પૂરું કરી જ્યારે રાત્રે બાપદીકરો ભેગા થતા ત્યારે તેઓ છાપકલા અને બીબાં ગોઠવણીના ધંધા વિષે ચર્ચા કરતા. કેવી રીતે ધાતુનું દરેક બીબું તેના ખાનામાંથી છૂટુંછૂટું લેવાતું અને પછી એક લાકડીની ખાંપમાં એક લીટી કે ફકરો પૂરો ગોઠવાય એમ એ બધા કેવી રીતે મૂકાતાં અને ત્યાર પછી એક પાના કે ફરમા જેટલું વસ્તુ એક પાટીમાં સમાય એટલી એ ગોઠવેલી લીટીઓ મૂકી, એ પાટી બરાબર સજ્જડ કરી, એને કેવી રીતે સંચા પર ચડાવવામાં આવતી, અને છાપી લીધા પછી એ બીબાં છોડીને પોતપોતાનાં ખાનામાં નાખી ફરી બીજું લખાણ કેમ ગોઠવાતું, એ સઘળું જુવાન જેઇમ્સે પોતાના બાપને સમજાવ્યું હતું.

વડીલ ગેડને આ સમગ્ર ક્રિયા ધીમી, કંટાળાભરેલી અને નકામી ભાસી પહેલવહેલો તો એને એવો તુક્કો સૂઝ્યો કે ઘણા જ વિપુલ જથ્થામાં બીબાં રાખ્યાં હોય તો આ કડાકૂટ ટળે. પણ એ જમાનામાં આ બાબત ઘણી મોંઘી હતી. વળી, બીબાં માટે વપરાતી ધાતુ નરમ હોવાથી, બીબાં જલદીથી ઘસાઈ જાય, એટલે કોઈ પણ ચોપડીની ઘણી નકલો છાપવાની હોય ત્યારે ઘણા ફરમાઓ ગોઠવવા પડતા.

વિલિયમ ગેડે પોતાના ફળદ્રુપ ભેજાને કસ્યું અને પરિણામે પાનાંનાં પાનાંઓની છાપપાટી ઢાળી રાખવાનો તુક્કો શોધી કાઢ્યો આ શોધનો ઇ. સ ૧૭૨૫માં તેણે સર્વાંગ હક (પેટંટ) મેળવ્યો. છાપકળાની દુનિયામાં આ શોધે ભારે સનસનાટી ફેલાવી દીધી. મુદ્રણકલાની શરૂઆતમાં જેમ લહીઆઓએ નવા છાપખાના સામે મોરચા માંડ્યા હતા, તેમ હવે છાપખાનાંવાળાઓએ પોતાના ધંધામાં દાખલ થએલી આ સ્ટીરીઓટાઇપિંગની પદ્ધતિને પોતાની ડુબાડકળા માટે દહેશત રૂપ ગણી. આ સ્ટીરીઓટાઇપિંગથી છપામણી સોંઘી થશે, એટલે

દરેક જાતના છાપકામની માગણી વધશે અને પરિણામે પોતાના જેવા મુદ્રાયોજકોને ઘણું કામ મળશે, એવું વિચારનારાની સાંખી પહોંચ તો એમનામાં ક્યાંથી હોય? એમનો તિરસ્કાર એટલો તો ભયંકર હતો કે ગેડને પોતાના અખતરાઓ પણ ચોરી-છુપીથી કરવા પડતા.

પોતાની આ જીવનધૂન પાછળ વધુ ધ્યાન આપી શકાય એવા ઇરાદાથી ગેડ પોતાના પરંપરાગત સોનાર કામ તરફ બેપરવા બન્યો, અને થોડા જ સમયમાં એને પોતાની નાણાંની મુશ્કેલી સમજાઈ. આવી સ્થિતિમાં પોતાના વફાદાર દોસ્તોની સહાયતાથી જ એ પોતાનું કામ આગળ ચાલુ રાખી શક્યો.

ઉપરાંત એણે જેઇમ્સના શેઠને વીનવી સમજાવ્યો કે એણે પોતાના સઘળા કંપોઝીટરોના ઘેર જવા બાદ, પોતાની દુકાનમાં ગેડને એના અખતરાઓ કરવા દેવા. કોઇને શંકા કરવાનું કશું યે કારણ ન રહે એટલા માટે જેઇમ્સ પણ વખતસર કામેથી ઘેર વળતો અને રાત પડ્યે શેઠની દુકાને પાછો ફરતો. એ નિર્જન દુકાનની શાંતિમાં કામ કરીને છેવટ બીબાંનો એક ફરમો ગોઠવી જેઇમ્સ પોતાના બાપ પાસે લઈ ગયો.

અને પછી વિલિયમ ગેડે પોતાની સોનારની દુકાનમાં છુપાઇને એ બધા યે બીબાંના ખૂણેખૂણા રેણ દઇદઇને એક સાથે જોડ્યા. આશરે હજારેક બીબાંના ખૂણેખૂણા સાથે સાંધવાનું કામ કેટલું નીરસ અને કંટાળાભરેલું હશે!

એ કંટાળાભરેલું કામ પૂરું થયા બાદ પેલો રેણ કરેલો ફરમો પાછો છૂપીરીતે છાપવાને લઇ જવામાં આવ્યો. રાત્રિના ઘોર અંધકારમાં ગેડ અને એના છોકરાએ બીબાંની માટીમાં એની છાપ લીધી પછી માટીના એ ઢાળાને પકવવા માટે ભઠ્ઠીમાં મૂકવામાં આવ્યો ઉપરાંત બીબાંની ગાળેલી ધાતુ એમાં રેડવામાં આવી. આ પ્રમાણે પહેલવહેલી સ્ટીરીઓટાઇપની પાટી બનાવવામાં આવી એ એક અપૂર્વ સાફલ્યટાણું હતું.

ગેડની એ પહેલવહેલી સ્ટીરીઓટાઇપ પાટીઓ વડે કેમ્બ્રિજની વિદ્યાપીઠ તરફથી બે પ્રાર્થના પુસ્તકો અને અને સાલુસ્ટની એક આવૃત્તિ છાપવામાં આવી હતી. પરંતુ સાહસની દૈવીની ખામી અથવા તો પોતાના કારીગરોના ડરને લીધે એડીનબરોના છાપનારાઓએ એની શોધને અપનાવી નહિ.

આખરે વિલિયમ ગેડે સ્કૉટલૅંડની સીમાપારથી સહાયતા મેળવવાનો મનસૂબો કર્યો લંડનના એક લેખનસાહિત્ય વેચનાર મિ. જેનર અને એક બીબાં પાડનાર મિ ટૉમસ જેઇમ્સ સાથે એ ભાગીદારીમાં જોડાયો પરંતુ આ ભાગીદારી કમનસીબ નીવડી અને ભાગી પડી વિલિયમ ગેડ ફરીવાર વલખાં મારતો એકલો પડ્યો.

વલંદા છાપનારાઓ વધારે સાહસિક હતા. ગેડની શોધનો સર્વોત્તમ હક્ક (પેટંટ) પોતાના દેશ સારૂ વેચાતો લેવા માટે લલચાવતી માગણીઓ સાથે ફરીફરી તેઓ એની પાસે ગયા. પરંતુ સ્વદેશાભિમાનના સિદ્ધાંતવાદી ગેડે એ સર્વ દૃઢતાથી નકારી ખરું જોતાં તો દરેકે એના આ સ્વદેશાભિમાનના જોસ્સાની કદર કરવી ઘટે, પરંતુ જે દેશીઓએ એને લગીર પણ સદ્ભાવ આપવા નકાર્યું તેમના પ્રત્યે મૂર્ખાઈભરી વફાદારી દાખવી પોતે દરિદ્રી બન્યો અને આ હુન્નરની પ્રગતિનો વિકાસ અટકાવ્યો, એ એના ડહાપણની ખામી સામે ઘણા હસ્યા છે.

અંતે, જીવનનાં કંટાળાભર્યાં ચાળીસ વર્ષો સુધી બ્રિટનના છાપનારાઓને સ્ટીરીઓટાઇપિંગ અપનાવવા માટે ઉત્તેજિત કરવાનું વૈતરું કરતો, વેપારી અદેખાઇને અંગે સફળતાની ખામી તથા છાપગરોમાં લગીર પણ નરમ પડ્યા વગરના વિરોધને વેઠતો એ ભગ્નહ્રદયી શોધક ૫૯ વર્ષની વહેલી વયે ૧૮૪૯ની ૧૯મી ઑક્ટોબરે ગરીબાઇમાં જ ઐહિકનશ્વરલીન થયો.

બાપની શોધને આગળ વધારવા એના દીકરા જેઇમ્સ ગેડે પણ ઘણી જહેમત ઉઠાવી, પરંતુ કંઇ જ વધુ સારું પરિણામ ન આવ્યું ડગલે ને પગલે હાર અને નિરાશા મળતાં આખરે એ પણ નાસીપાસ થઈ ગયો એણે જહેમત લેવી મૂકી દીધી અને સ્વદેશ તજી એ જમાઈકા ગયો, અને ત્યાં મિત્રવિહોણો ગરીબાઈમાં આ ફાની દુનિયા છોડી ગયો. (અંગ્રેજી ઉપરથી)

## મહારાષ્ટ્ર પૈસાફંડ

*** ત્રેવડ અને વ્યવહારદૃષ્ટિના મૂર્ત સ્મારક સમી પચીસ વરસ પહેલાંની આપણા દેશની એ સમર્થ યોજના વિષે આપણે એટલું ઓછું જાણ્યું છે કે આજે એની સફળતાની નોંધની કથા આશ્ચર્યકારક તેટલી જ કર્તવ્યપ્રેરક લાગે છે.

અસલી દાદાજી અને દાદીમાની વાર્તાઓમાં વાણિયાની કરકસર, ત્રેવડ, સાહસ અને ઉદારચરિતને લગતું કેટલાંક બોધક તત્ત્વ સાંભળવા મળતાં. આવી એક વાર્તામાં એક પ્રસંગ એવો યોજવામાં આવ્યો છે કે કોઇ એક નિર્ધન અવસ્થામાં આવી પડેલા વ્યવહાર, સાહસિક, ઉદારચરિત વણિક દંપતીને નગરચર્યા જોવા નીકળેલો રાજા વાતો કરતાં સાંભળે છે, અને 'મારી પાસે જો એક પૈસો હોય તો પરમ દિવસે આખા ગામને ધુમાડાબંધ જમાડું એવું એ વાણિયાનું બોલવું સાંભળી, અચંબો પામી તેની વચનસત્યતા પુરવાર કરવાના ઇરાદાથી રાજા તેના બારસાખની ફાટમાંથી એક પૈસો ગબડાવીને જતો રહે છે. બીજે દિવસે વાસીદું કહાડતાં વણિક બાઇને પૈસો મળે છે અને એ પોતાના ધણીને આપી ગઈ રાતનું એનું કહેવું સાબિત કરી આપવા જણાવે છે. તાંબાનો એ પૈસો લઇને ગણત્રીબાજ વાણિયો શરાફને ત્યાં જાય છે અને એક રૂપિયાનું એક દિવસનું એક પૈસો વ્યાજ કબૂલી પોતાની પાસેનો પૈસો પહેલેથી વ્યાજ તરીકે આપી દઇ રૂપિયો ઉપાડે છે અને બીજા શરાફને ત્યાં એ જ દર નક્કી કરી પેલો રૂપિયો વ્યાજમાં આપી ચોસઠ રૂપિયા ઉપાડે છે. આ રીતે આખું ગામ ધુમાડાબંધ જમાડી શકાય એટલા ખર્ચજોગા રૂપિયા ભેગા થયા ત્યાં સુધી એકએક શરાફને ત્યાં પાસેના રૂપિયા વ્યાજમાં મૂકી તેની ઉપર ચોસઠ-

ચોસઠ એના રૂપિયા ઉપાડતો એ વાણીઓ સાંજ પહેલાં તો સારા યે ગામને બળતે દિવસે પોતાને ત્યાં જમવા આવવાનું નોતરૂં આપી ઘેર આવે છે અને બળતે દિવસે ગામ આખાને ધુમાડાબંધ જમાડી રાજાની મહેરબાનીથી પોતાનું દેવું ચૂકવી દે છે.

ગઈકાલની આ વાતને આજે કોઇ ગપ્પું યે માને; પરંતુ બંગભંગની ચળવળના દિવસોમાં સ્વદેશીના પ્રચારની યોજના પૂર જોસમાં વિકાસ પામી રહી હતી એ જમાનામાં નાણાંની તંગીવાળા મહારાષ્ટ્રમાં સ્વદેશી ઉદ્યોગને પગભર કરવા ત્યાંના એક ગણત્રીબાજ સાહસિક નરપુંગવે તાંબિયે તાંબિયો ભેગો કરી એક ભંડોળ જમાવ્યું હતું; અને હજી હમણાં જ એ ભંડોળનો રજત મહોત્સવ મહારાષ્ટ્રે ઉજવી જુવાન ગુજરાતને યાદ અપાવ્યું લાગે છે કે તારી એ અસલી વાતમાં ઠંડા પહોરના તડાકા નથી પણ સત્ય છે.

રાષ્ટ્રના ઉદ્યોગો સરળતાથી વિકાસ પામે એ માટે સ્વતંત્ર દેશોમાં તેને ઉત્તેજન આપવામાં અને નવા ઉદ્યોગો ચાલુ કરવામાં ત્યાંની સ્થાનિક સરકાર જે રસ લે છે એથી વિપરીત પરિસ્થિતિ આપણા દેશમાં માલૂમ પડે છે. કોઇપણ નવો ઉદ્યોગ શરૂ કરવા માટે પૈસા જોઇએ અને એ મેળવવાનો સૂતરો માર્ગ સાર્વજનિક ભંડોળ ભેગું કરવાનો છે. મૂળ એ વિચાર અંગ્રેજોનો છે, પરંતુ મહારાષ્ટ્ર સિવાય કોઇએ એને વિવિધ ક્ષેત્રમાં ઉપયોગમાં લીધો હોય એવું જાણવામાં નથી.

રાષ્ટ્ર આખામાંનો પ્રત્યેક માણસ વરસ આખરે એકએક પૈસો રાષ્ટ્રકાર્ય માટે અલગ કાઢે તો તેત્રીસ કરોડની વસતીવાળા ભારતમાંથી સહેજે તેત્રીસ કરોડ પૈસા, એટલે ૫૧,૫૬,૨૫૦ (એકાવન લાખ છપ્પન હજાર બસો ને પચાસ) રૂપિયા જમા થાય. પરંતુ પૈસાફંડની કલ્પનાના જન્મદાતા શ્રી અંતાજી દામોદર કાળેએ આ જ ગણિતને જુદીજુદી રીતે ગણ્યું અને દર સાલ લાખ્ખો રૂપિયા જમા થઇ શકશે એવું તારવી બતાવ્યું. પણ દરેક પાસેથી પૈસે.પૈસો ઉઘરાવવાનું એ કાર્ય કાંઇ એક માણસથી ન થઇ શકે એટલે એક મધ્યસ્થ મંડળ સ્થાપવામાં આવ્યું પૈસોપૈસો ભેગો કરી ભંડોળ જમાવવાનું હોવાથી એને પૈસાફંડ નામ આપવામાં આવ્યું અને ઇ.સ. ૧૯૦૫માં શ્રી અંતાજી પંતની ભાવના મૂર્ત સ્વરૂપ પામી

કોઇપણ નવા ઉદ્યોગના ઉપક્રમમાં તેના ઉત્પાદકને કાંઇક ને કાંઇક લાભ હોય છે જ; પરંતુ પોતાના સંસારની પરવા માત્ર ન કરતાં લોહીનું પાણી કરી એ નિઃસ્પૃહી અંતાજી પંતે મહારાષ્ટ્રવાસીઓમાં પૈસાફંડની ભાવના જગાવી. આવા નિઃસ્વાર્થ લોકસેવકની મૂંગી સેવાએ સ્વ. લોકમાન્ય જેવાને આકર્ષ્યા અને એઓ પોતાના મરણ પર્યંત એના સલાહકાર, ઉત્તેજક અને મુરબ્બી રહ્યા.

આ ફંડની રાહબરી નીચે ચાર જાપાની કારીગરોની સહાયથી તળેગામમાં ૧૯૦૮માં કાચનું કારખાનું સ્થપાયું. ૧૯૧૨માં શ્રી ઇશ્વરદાસ વાર્ષ્ણેય નામના કાચકામના એક નિષ્ણાતને અમુક કબૂલાતથી એ સંસ્થામાં રોકવામાં આવ્યા; પરંતુ એઓ ૧૯૧૫માં જતા રહ્યા. ત્યાર પછી એ જ સંસ્થાના વિદ્યાર્થીઓએ સઘળું કામ પોતાના હાથમાં લીધું અને ૧૯૧૮માં વાસણો બનાવવાનું ખાતું ખોલ્યું. પૈસાફંડે કેવળ કાચકામ તરફ જ લક્ષ્ય રાખ્યું નથી દીવાસળી, સરેસ, મીણબત્તી, છત્રીઓ, લાખંડીકામ વગેરે ઉદ્યોગો તરફ પણ એણે નજર દોડાવી છે. હમણાં એણે બંગડીઓ બનાવવા પ્રતિ લક્ષ્ય દોર્યું છે. હિંદુ સ્ત્રીઓને પોતાના સૌભાગ્યના અલંકારો માટે પરદેશ સામે નજર માંડવી પડે એ પણ દુર્ભાગ્ય જ ને?

પૈસાફંડનો છેલ્લાં પચીસ વર્ષનો હિસાબ જોતાં એણે કેવળ ચાર લાખ રૂપિયા જ મેળવ્યા છે. શ્રી અંતાજી પંતની ગણત્રી પ્રમાણે આટલી રકમ તો એકલા મહારાષ્ટ્રમાંથી જ જમા થવી જોઇએ; અને એ ગણત્રી મુજબ આજે એ ભંડોળ સવા કરોડ ઉપરનું થવું જોઇએ. પરંતુ કેટલીક થવી જોઇતી વસ્તુ આપણા દેશમાં જ નથી થતી!

પૈસાફંડે લોકો પાસેથી કેવળ પૈસોપૈસો જ ભેગો કર્યો; પરંતુ એના બદલામાં એણે ઘણું કર્યું એણે ચીનીકામ પાછળ પરદેશ જતી લક્ષાવધિ રૂપિયાની નદી વહેતી અટકાવી; પારકા ઉદ્યોગનિષ્ણાતોની સહાય વિના સ્વદેશી ઉદ્યોગો પ્રગતિ કરી શકે છે એ સિદ્ધ કરી આપ્યું; સ્વદેશી ધંધાદારી કારખાનદારોમાં આત્મશ્રદ્ધાનું સીંચન કર્યું; તેમજ ધંધાદારી શિક્ષણ અને વ્યાપારને એક જોતરે જોડયા. એણે હજારો બેકાર મજૂરોને રોટી રળતા કર્યા, પડી રહેલો દેશી કાચો માલ બહાર આણ્યો ને હિંદુસ્તાનમાં અશક્ય ઠરેલા કાચનો ધંધાને ઉન્નત સ્થળે બેસાડ્યો.

આજે, પાઇએ પાઇનો હિસાબ રાખનાર આણ્ણાસાહેબ નેને જેવા ખજાનચી, નાનાસાહેબ દેશમુખ જેવા ચોપીસા પ્રમુખ, લોકમાન્ય ટિળક જેવા મુરબ્બી અને દા. ભાજેકર જેવા નિરંતર ઉત્તેજન આપનાર પૈસાફંડના અંગીભૂત કાર્યકર્તાઓ જોકે હયાત નથી; પરંતુ પોતાના જન્મદાતા શ્રી અંતાજી દામોદર કાળે જેવા વૃદ્ધોની અમી નજર પામતી આ સંસ્થા મહારાષ્ટ્રીઓની અચૂક કાર્યદક્ષતાનો સફળ ઉદાહરણ આપતી પ્રગતિ કરી રહી છે. જોકે એને પણ ઈતર સ્વદેશી સંસ્થાઓ જેમ સકલ રાષ્ટ્રવાસીઓના સબળ સહકારની ખામી તો સાલે છે.

—ઠાકોર ચોકશી

## હાઇસ્કૂલની ભીંત ઉપર ઇતિહાસનું આલેખન

*** આપણે ત્યાંના હેડમાસ્તરો કે પ્રિન્સિપાલોને જે સૂઝતું નથી, અને પરિણામે આપણે ત્યાંની સુપ્ત શક્તિઓ જે રીતે જાગતી કે ખીલતી નથી તેનો એક પ્રેરક દૃષ્ટાંત.

ગયા વર્ષના માર્ચ માસમાં અમેરિકાના મિશિગન પરગણાના ગ્રાન્ડ રૅપિડઝ શહેરની યૂનિયન હાઇસ્કૂલના પ્રિન્સિપાલ મિ. ચાર્લ્સ એ. એવરેસ્ટે પોતાની નિશાળના મકાનમાં એક ૩૨ ફૂટ લાંબી અને ૬ ફૂટ પહોળી ભીંત ખાલી જોતાં તે પર એક સરસ પટચિત્ર (mural) ચીતરાવવાનું નક્કી કર્યું તેમના



ખ્યાલમાં હતું કે તેમની જ શાળામાં ભણી ગએલો જુવાન હ્યુમેન વિન્ટર આજકાલ દેશમાં ચિત્રકારતરીકે નામના કરી રહેલ છે, એટલે તેને બોલાવી આ કામમાં રોકી લીધો.

અને પોતાની માતૃસંસ્થા માટે કામ કરવાનો સંજોગ મળ્યો એટલે હ્યુમેનને પણ રંગ ચડ્યો. માત્ર છત્રીસ વર્ષના એ જુવાને છૂટે હાથે કામ કરવાની મનમાની તક મળતાં નિશ્ચય કર્યો કે પોતાના વતન પ્રાન્તને લગતી જ, ભરચક રંગો અને મનોહર આકૃતિમાળાઓ ભરીને એક એવો ચિત્રપટ આલેખવો કે નામ થઇ જાય તેમાં માત્ર ચીતરામણની ખૂબી જ નહિ, પરંતુ ઊર્મિ અને રસ પણ પ્રકટે એવું કામ કરી બતાવવું છે એવો નિરધાર કરી તેણે પહેલાં તો અજબ ઝડપે પ્રાથમિક આલેખો રજુ કરી દીધા. અને પછી મિશિગનના ઇતિહાસ અને બીજી હકીકતો પાછળ મગજ ઝુકાવી દીધું. પહેલાં તેણે મિશિગન પ્રાંતની મુખ્ય ઐતિહાસિક તવારીખોનો અભ્યાસ કર્યો અને પછી તેના ઔદ્યોગિક પરિસ્થિતિની વિગતવાર માહીતી મેળવી ફર્નિચરો બનાવનારાં કારખાનાંઓમાં તે ધૂમી વળ્યો; જંગલોમાં આથડ્યો અને ઇમારતી લાકડાં પાડનારાઓને કામ કરતા નિહાળ્યા; ૧૧૦ ડિગ્રી ગરમીવાળી ભઠ્ઠીઓ પાસે બેસીબેસીને કારખાનાંઓના આલેખો અને નોંધો તે લઇ આવ્યો. આ સતત એકધારું કામ કરતા રહીને તેણે સાથોસાથ પોતાનાં ચિત્રોના પ્રાથમિક આલેખોમાં જ્યાંજ્યાં જરૂર હતી ત્યાં ચોકસાઇ કરી લીધી અને બધી સામગ્રી તથા માહિતી મળી ગઇ એટલે કામ પર ચડ્યો. અને તે પણ કેવો? લાગટ છ અઠવાડિયાં સુધી, લગભગ રાત ને દિવસ ચાલુ કામ ખેંચ્યે રાખ્યું અને ચિત્રપટ પાર મૂક્યું. મિશિગનના કલાભાવિકોએ તેનું વસ્તુ, પ્રબળ ચિત્રસર્જન, રંગ અને રચનાની ભરપૂર મિલાવટ વગેરે પર લખાણોમાં પ્રશંસાનાં પૂર રેલાવ્યાં. ચિત્રપટો માટે સાધારણરીતે ચપટ શૈલિનાં જ ચિત્રો કરવામાં આવે છે; પણ મિ. વિન્ટરે તેનાં ચિત્રોમાં ઊંડાણ અને ઉઠાવ બતાવનારી શૈલિનો ઉપયોગ કર્યો છે. મિશિગન પ્રાંતના તમામ ધંધા રોજગારની ખીલવણી તથા સુધારણા જેમજેમ થતી ગઇ તે તે તબક્કાવાર, એની પ્રગતિની ગતિનું જોનારને ભાન કરાવતી આકૃતિમાળાઓ—પૂર્વમાંથી પશ્ચિમ તરફ જતી એ ચિત્રપટમાં આલેખવામાં આવી છે. તેમાં પ્રથમ દશા અને હાલની પરિસ્થિતિ દર્શાવતાં સ્વરૂપો સમાતે ભાગે ગોઠવાયાં જણાય છે. ઇમારતી ભીંતોના ભારા ખડકેલા બળદગાડા પાસે હાલની અતિ વેગવાન ટ્રેનો ને એરોપ્લેનો વગેરે બતાવ્યાં છે; જંગલમાં ધર્માખ્યાનો સુણતા સમુદાયની પાસે જ હાલનો રેડિયો પર પ્રવચન કરી રહેલો પાદરી બતાવ્યો છે. આમ પ્રગતિનાં પગથિયાં સમજાવતો એ પટ મિશિગન પ્રાંતનો ઔદ્યોગિક વિકાસ નજર આગળ ખડો કરે છે. અને ઉદ્યોગમય મૂર્તિઓનાં એ સ્વરૂપો પણ તેણે એટલાં હૂબહૂ ચીતર્યાં છે કે કોઇને તે ફોટોગ્રાફથી કરેલાં લાગે! જંગલોમાં ઇમારતી લાકડાં, કાગળનાં કારખાનાંઓમાં તૈયાર થતા કાગળના જંગી વીંટા, લોખંડ આદિ પદાર્થો વગેરે પર કામ કરી રહેલા કારીગરોને પડખે તૈયાર થએલી ખુરશીઓ, ઘાસની ટાંકીઓ, હોડીઓ, હળો, છેલ્લી ઢબની મોટરો વગેરે સંકેતપૂર્ણ લાગે છે.

મિ. વિન્ટરે પોતાનો અભ્યાસ પરિપક્વ કરવા ક્લીવલૅંડની આર્ટ સ્કૂલ ઉપરાંત ન્યૂ યૉર્કની નૅશનલ ઍકેડેમી ઑફ ડિઝાઇનમાં રહી માનવચિત્રણમાં વિશિષ્ટતા પ્રાપ્ત કરી છે. આ ચિત્રપટે તેને તેના વતનના અગ્ર પુરુષોમાં સ્થાન અપાવ્યું છે. (લિટરરી ડાઇજેસ્ટ)

## સમુદ્રમાં તેજનાં પ્રતિબિંબો

*** આવતા-અંકમાં પ્રકટ થનારી 'ધુડકિયો ભાણું'ની વાર્તા જે અદ્ભુત દરિયાઈ ભેદ ઉપર રચાએલી છે તેવી જ અકળ દરિયાઈ અદ્ભુતતાની આ હકીકત છે. એનો પાર હજી કોઇ પામી શક્યું નથી.

કોઇકોઈ વખત સમુદ્રમાં ઘણી જ વિચિત્ર વસ્તુઓ નજરે પડે છે. એવી જ એક વસ્તુ તે તેજનાં પ્રતિબિંબોનું દૃશ્ય. ઘણા લોકોએ આ દૃશ્ય જોયું છે. ઈ.સ. ૧૯૦૯માં ડેન્માર્કના 'નેટિંગ' નામના વહાણના કપ્તાને મલાકા સામુદ્રધુની પાસે એવું જ એક દૃશ્ય જોયું હતું. જૂનની ૧૯મી તારીખની રાત્રે ત્રણ વાગ્યે તે વહાણના એક ખલાસીએ ભરનિદ્રામાં પડેલા કપ્તાનને જગાડી એ દૃશ્ય દેખાડેલું હતું. પહેલાં તેજનાં મોટાં મોટાં પ્રતિબિંબો પશ્ચિમથી પૂર્વ તરફ સમુદ્રની અંદર જતાં હોય એમ જણાયું થોડીવારે એમ જણાયું કે ક્ષિતિજ પર કોઈ સ્થળે તેનું કેન્દ્ર હોય અને તે સ્થળેથી ચારે બાજુ પ્રકાશ ફેંકવામાં આવતો હોય. વહાણની ચારે બાજુનાં કિરણો છ છ ફૂટ પહોળાં હતાં અને એકબીજાથી બારબાર ફૂટને અંતરે હતાં. તેમનો પ્રકાશ સમુદ્રની અંદર જતો હતો. એક મિનિટમાં લગભગ આઠેક પ્રતિબિંબો એક જગ્યાએથી પસાર થતાં હતાં ધીમેધીમે એ બધાં પ્રતિબિંબો વહાણથી દૂર જતાં રહ્યાં અને પછીથી દેખાતાં પણ બંધ થઇ ગયાં. આ દૃશ્ય પંદરેક મિનિટ જોવામાં આવેલું.

• સને ૧૮૯૭ના નવેમ્બરની ૨૧મી તારીખે એક જર્મન વહાણના કપ્તાને બંગાળાના ઉપસાગરમાં એવું જ એક દૃશ્ય જોયું હતું. રાતના બાર વાગ્યે જાણે તેને જણાયું કે સમુદ્રમાં આગ લાગી છે! તેજનાં અસંખ્ય પ્રતિબિંબો સમુદ્રમાં હતાં. બે વાગ્યા સુધી આવી સ્થિતિ ચાલુ રહી પછીથી જોરથી વરસાદ વરસવા લાગ્યો અને બધા બિંબો અદૃશ્ય થઇ ગયાં. ૧૯૧૦ના ઑગસ્ટની ૧૨મીએ એક ડચ વહાણના બ્રેયર નામના કપ્તાને ચિનાઇ સમુદ્રમાં પણ આવું જ દૃશ્ય જોયું હતું તેને પહેલાં પૂર્વ ક્ષિતિજ પર બહુ જ પ્રકાશ દેખાયો. થોડીવાર પછી તે પ્રકાશ બધે ફેલાઈ ગયો. તેજનાં પ્રતિબિંબો પાણીમાં જોરથી ચક્કર મારતાં હોય તેમ જણાવા લાગ્યું. તેમનું કોઇ સ્થાન નિશ્ચિત થઇ શકતું નહોતું તેઓ એકબીજાથી બીલકુલ છુટાં હતાં. થોડીવારમાં તેઓ વહાણની નીચેથી પસાર થવા લાગ્યાં. વહાણની ચારે બાજુનું પાણી તેના વેગથી ઊછળવા લાગ્યું! પાંચ મિનિટ પછી આ બધું શાંત થઈ ગયું

આ પ્રમાણે બીજા કેટલા યે પ્રસંગે આવા પ્રકારનું દૃશ્ય જોવામાં આવ્યું છે. લોકોએ એમનાં કારણો પણ બતાવ્યાં છે, પરંતુ ખરી રીતે અત્યાર સુધી કોઇ યોગ્ય કારણ મળી આવ્યું નથી. (અંગ્રેજી ઉપરથી)

### ઉનાળાની રજાઓમાં

*** પ્રશ્નો તો બધા દેશોમાં એકસરખા જ હોય છે; માત્ર જાગતી પ્રજા તેના નિકાલ માટે નવાનવા પ્રયત્નો ને પ્રયોગો કર્યા કરે છે; જ્યારે આપણે . . . .

ઘણાં છોકરાછોકરીઓ ઉનાળાની રજા વેડફી મારે છે, એ આપણે ત્યાં તો જાણીતી વાત છે. રાષ્ટ્રીય યૌવનધનનો આ વ્યય અટકાવવા માટે યુનાઇટેડ સ્ટેટ્સના કાન્સાસ પરગણાના વ્હીલિંગ શહેરમાં એક ગ્રીષ્મશાળા (સમર સ્કૂલ) ઉઘાડવામાં આવી હતી. આ શાળાનો હેતુ સામાન્ય અભ્યાસક્રમની સાથે સંસ્કૃતિ તથા આરામના વિષયોનો પણ સમાવેશ કરવાનો હતો. જે વિષયો શાળાની કારકીર્દિ વધારે તેવા જ શીખવાતા. પરંતુ ૪૦ ટકા જેટલા વિદ્યાર્થીઓ એવા વિષયો પસંદ કરતા નહિ. આ અભ્યાસક્રમમાં વિજ્ઞાન, કલા, કપડાં પહેરવાની ઢબ, પાકશાસ્ત્ર, સંગીત, વીજળી, નૃત્ય, મીકૅનિક્સ, ચિત્રકામ, સીવણ, ટેનિસ, બેઇઝ બૉલ, ગૉલ્ફ, તરવાની કળા અને ધનુર્વિદ્યાનો સમાવેશ થતો. આ ઉપરાંત વાચન, લેખન ને ગણિતના વિષયો પણ શીખવવામાં આવતા. દરેક વિદ્યાર્થી ત્રણ વિષય લઈ શકતો. પરંતુ ૫૫૫ વિદ્યાર્થીઓમાંથી ૩૫૦ તો કેવળ આરામના વિષયો જ પસંદ કરતા જુવાન તેમજ પ્રૌઢ બંનેના જીવનમાં આરામનો સમય એ એક અગત્યનો પ્રશ્ન છે. માત્ર તેને યોગ્યરીતે માણતાં શીખવું જોઇએ. (અંગ્રેજી ઉપરથી)

### રંગુનમાં ગુજરાતીઓ

*** બ્રહ્મદેશનું મહાગુજરાતનું એ વેપારથી ધીકતું થાણું કેમ વસ્યું તથા તેનુ સામાજિક અને રાજકીય જીવન કેમ ઘડાયું તેની મુફ્તેસર હકીકત રંગુનની ગુજરાતી એ વી. હાઇસ્કૂલની ૩૦મી જયન્તી વેળાના ત્યાંના 'કિશોર' નામના વાર્ષિકમાંથી.

ઘણાં વર્ષો પૂર્વે રંગુનમાં પ્રથમ ગુજરાતીઓ આવનાર સુરત જિલ્લાના રાંદેરના મુસલમાન ભાઇઓ કહેવાય છે. તે સમયે સઢવાળાં સફરી વહાણોમાં બેસી બ્રહ્મદેશમાં વેપાર કરવા અર્થે આ મુસલમાન ભાઇઓ આવેલા. ત્યાર બાદ કચ્છી ભાઈઓ જેઓની મુંબઇમા પેઢી હતી, તેઓનું ધ્યાન અહીંના ચોખાના વેપાર તરફ આકર્ષાયું અને ધીમેધીમે તેઓએ રંગુનમાં વસવાટ કરી, ચોખાના વેપારની શરૂઆત કરી. તે જ પ્રમાણે કાઠિયાવાડના મેમણ ભાઇઓ આવ્યા અને તે ભાઇઓની દુકાનમાં નામું લખવા હિંદુ ભાઇઓ આવ્યા આ પ્રમાણે રંગુનમાં ગુજરાતીઓનો વસવાટ થયો.

સુરતના મુસલમાન ભાઇઓએ વેપારમા ધીમેધીમે સારી પ્રગતિ કરી અને રંગુન શહેરની મધ્યમાં તેઓએ એક બજાર કંપની ખોલી તેનું નામ સુરતી બડા બજાર કંપની છે. આ કંપની પાસે હાલ લાખો રૂપીઆની મિલ્કત છે અને ગરીબ તવંગર સર્વ સુરતી ભાઇઓની દોલત તેમાં છે. આવી બેત્રણ બજાર કંપનીઓ રંગુન શહેરની આસપાસનાં પરામાં પણ છે હાલમાં આ શહેરની એક નમૂનેદાર બજાર, આ કંપની મારફત ચાલે છે અને મનુષ્યને ઉપયોગી સર્વ વસ્તુઓ ત્યાં મળે છે. શાકભાજી અને ફળફળાદિથી માંડીને ઝવેરાત સુધી– લોઢું લક્કડ, કરિયાણું, કાપડ, વગેરે ઘરવખરીની અનેક વસ્તુઓ આ બજારમાં મળે છે. તેઓએ આ ઉપરાંત પોતાની શાળા, મસ્જિદો, મુસાફરખાનાં આદિ બંધાવી કોમની સારી સેવા કરી છે. ઘણા લાંબા સમયથી તેઓ અત્રે વસેલા હોઇ, અહીં

પ્રજાની સાથે લગ્નની ગ્રંથીથી પણ જોડાએલા છે અને ઘણાખરાની તો ત્રણચાર પેઢીઓ પણ થઇ ગઇ છે. આ કોમનો મુખ્ય ધંધો વેપાર છે અને કરોડો રૂપીઆની માલમિલ્કતના તેઓ આજે ધણી છે.

કાઠિયાવાડના મેમણ ભાઇઓએ પણ વેપારમાં સારી પ્રગતિ કરી. તેમનો મુખ્ય વેપાર ચોખા અને કાપડનો છે. આ કોમમાં મર્હુમ સર અબ્દુલકરીમ અબ્દુલશકુર જમાલ ચાવલના શાહ સોદાગર થઇ ગયા. અપર બર્મામાં સર જમાલની લાખો રૂપીઆની કીંમતની મિલ્કત હતી. રૂનાં પ્રેસ, તેલની મીલો અને શેરડીનાં વાવેતર માટે હજારો એકર જમીન સર જમાલની હતી. ચોખાના વેપારીઓમાં તે 'રાજા' ગણાતા હતા. પેટ્રોલની કંપનીમા તેઓનો સારો હિસ્સો હતો અને તેમની લાખો રૂપીઆની સખાવતોએ તેમને મુલ્કમશહૂર કરેલા.

ગુજરાતી હિન્દુઓમાં સૌથી પ્રથમ પંક્તિમાં આવનાર સ્વ ડૉ પ્રાણજીવનદાસ જગજીવનદાસ મહેતા છે. બ્રહ્મદેશમાં વસતા હિંદીઓને પડતી અનેક પ્રકારની હાડમારીઓ સામે ઝુમેશ ઉઠાવી એ લોકપ્રિય બન્યા હતા. પ્રથમ રંગુનમાં તેમણે દવાખાનું ખોલી હજારો ગરીબોની દવા કરી તેઓની શુભાશીષ પ્રતિપાદન કરી હતી. ત્યાર બાદ ઝવેરાતની દુકાન ખોલી પોતાનો ફુરસદનો સમય જાહેર સેવામાં ગાળતા. ચોખા બજાર અને ઝવેરી બજારમાં મોટા વેપારીઓ ગુજરાતીઓ જ હતા. આજથી ત્રણ દાયકા પૂર્વે મોગલ સ્ટ્રીટના વેપારીઓની જાહોજલાલી જેમણે જોઈ છે તેઓને આજ એ જગાએ ચાહ અને ઉપાહારગૃહો જોઈ અરેરાટી થઇ આવે છે. ક્યા છે એ પ્રતિભાશાળી વ્યક્તિઓ —સ્વ. શેઠ મનસુખલાલ દોલતચંદ ઝવેરી, સ્વ. શેઠ મૂળજીભાઇ આદિ મહા પુરુષો—જેઓનો પડતો બોલ ઝીલી સેવાભાવી ભાઇઓએ ગુજરાતીઓ માટે શ્રી જૈન શ્વેતાંબર મંદિર, ગુજરાતી શાળા, શ્રી હિતવર્ધક સભા અને લાયબ્રેરી આદિ અનેક સંસ્થાઓ ખોલી હતી? આ શહેરના જાહેર જીવનમાં અગ્રગણ્ય હમેશા ગુજરાતીઓ જ હતા. પારસી વકીલોએ પણ પોતાના ધંધામાં અહીં સારી જમાવટ કરી હતી. રંગુન મ્યુનિસિપાલિટીમાં મર્હુમ શેઠ કાવસજી બૅરિસ્ટર અને મર્હુમ શેઠ ઇબ્રાહીમ અલી મુલ્લાં બિરાજતા હતા અને શહેરસુધરાઇ ખાતામાં સારો ફાળો આપ્યો હતો.

જુનાગઢના નાગર બ્રાહ્મણ સ્વ શ્રી. મદનજીતને દક્ષિણ આફ્રિકામાં મહાત્મા ગાંધીજી સાથે મતભેદ થતાં હિંદ આવતાં રંગુનને કિનારે ઊતર્યા અને કાળા સર્જના કોટ પાટલૂન હૅટમાં સજ્જ થઇ વકીલો અને વેપારીઓને મળ્યા. બ્રહ્મદેશના વતનીઓને રાજકારણના પહેલા પાઠ એમણે શીખવ્યા અને 'યુનાઇટેડ બર્મા' નામનું અંગ્રેજી પત્ર કાઢી બ્રહ્મવાસીઓને તેમણે 'આત્મનિર્ણય'નો મહામૂલો મંત્ર આપ્યો. આ દેશની રાંકડી પ્રજામાં તેઓ માનીતા થયા અને તે સમયના કાર્યકર્તાઓ સાથે મળી દેશની ઉન્નતિ કેવા પ્રકારે થાય તેની અનેક યોજનામાં બ્રહ્મી લોકો સાથે તેઓ જોડાયા. દર વર્ષે બર્માથી તેઓ કૉંગ્રેસની બેઠકમાં હાજરી આપતા અને સ્વ. ડૉ. પી. જે. મહેતાના સહકારથી તેઓએ સ્થાનિક કૉંગ્રેસ કમિટી પણ સ્થાપી હતી સ્વ. દાદાભાઈ નવરોજીના એક જન્મદિને એ વી. મદનજીતે કોટ પાટલૂનનો ત્યાગ કર્યો અને ધોતિયું, ઝભ્ભો અને ફેંટામાં સજ્જ થઇ હાથમાં મજબૂત લાકડી લઇ ચોતરફ ઘૂમવા લાગ્યા. અમુક વર્ષો બાદ સંન્યાસી વેશ ધારણ કર્યો અને દેશસેવાના યજ્ઞમાં ઝંપલાવ્યું. પોતાની જિંદગીનાં પાછલાં વર્ષોમાં તેઓ અવધૂતની જેમ ઘૂમતા. પછી લક્ષ્મીની લાલચમાં લપટાયા હતા. પરંતુ એકંદરે મદનજીતભાઇની જાહેર સેવાની નોંધ લેવાલાયક જ છે બ્રહ્મદેશના પ્રખ્યાત નેતા શ્રી ઉત્તમાજી સાથે આખા બ્રહ્મદેશમાં ભ્રમણ કરી હિંદી-બરમીઝ એકતાની ખૂબ ચળવળ એમણે કરી હતી, જેના પરિણામે બ્રહ્મદેશને હિંદથી જુદો કરવાની સરકારી ચળવળથી વિરુદ્ધનો સબળ પક્ષ ઊભો થયો જે હજી હયાતી ધરાવે છે ત્યાર બાદ ગુજરાતના વૃદ્ધ બાપુ અબ્બાસ તૈયબજીના પુત્ર મિ એસ. એ. એસ તૈયબજી આવ્યા. તેઓએ હિંદીઓના હક જાળવવા થએલી ચળવળોમાં અગ્રગણ્ય ભાગ લીધો હતો અત્રેની કૉંગ્રેસ કમિટીના પણ આગેવાન નેતા હતા.

હાલના જાહેર જીવનમાં અનેક દિશાઓમાં ગુજરાતીઓ જ મોખરે હોય છે. રંગુનમાં લગભગ દરેક જાગૃતી સંસ્થામાં આગેવાનો ગુજરાતીઓ જ છે બ્રહ્મદેશમાં કૉંગ્રેસ ગુજતીઓએ સ્થાપી, હિંદુ સભાની પ્રથમ બેઠક બોલાવનાર મુગા સેવક એલ બી લાડીઆ ગુજરાતી જ છે; થીઓસોફીકલ સોસાઓટીના સંસ્થાપક મર્હુમ શેઠ બી. કાવસજી પારસી બૅરિસ્ટર પણ ગુજરાતી હતા અને આજકાલ તેના અગ્રગણ્ય કાર્યકર્તા મિ. અંકલેશ્વરીઆ પણ પારસી ભાઇ જ છે. રંગુન મ્યુનિસિપલ કૉર્પોરેશનના હાલના મેયર મિ. જહાંગીરજી કે મુશર મુન્શી પણ ગુજરાતી જ છે.

ધી ગુજરાતી સ્ટુડન્ટસ એસોસીએશનના પ્રાણરૂપ શ્રીયુત મહાસુખરામ મહેતા પોતાના મંડળ દ્વારા છેલ્લાં છએક વર્ષથી પોતાની રીતે શાળા, બિહાર મરતીકપ ફંડ, હિતવર્ધક સભા, લાયબ્રેરી વગેરે અનેક ઉપયોગી સંસ્થાઓને સારી મદદ કરી છે અને કરતા રહ્યા છે તેમ જ મહાગુજરાતમાં જાણીતા થએલા દાનવીર શેઠ શ્રી છોટુભાઇ મામીઆરા, એમની જાહેર સખાવતથી ગુજરાતની શોભા વધારી રહ્યા છે. આ રીતે બ્રહ્મદેશમાં ગુજરાતીઓએ ખરેખર ધન્ય નામ કરી બતાવ્યું છે

—ઈન્દુકુમાર મહેતા

## ફળો માટે અંગરખાં

*** કોઇ ખરેખરા ભેજાંબાજ માણસે ઉઠાવેલો આ મુદ્દો પાર પડે તો જેટલો અજબ તેટલો જ ઉપકારક થવાનો! અમેરિકાના મિશિગન પરગણાના ફ્લિન્ટ ગામના મિ. લૉઇડ જી. કાપીને હમણાં એક અજબ જેવી નવી તરકીબ

કરી છે. એ જાણે છે કે ફળના પાકને પક્ષી અને જીવડાં કેટલું નુકસાન કરે છે એ ઉપદ્રવમાંથી ફળોનું રક્ષણ કરવા માટે ફળના ઢાંકણ તરીકે રબ્બરનો ઘણો જ સરસ રીતે ઉપયોગ થઇ શકે એ તેમની શોધ છે. ફળ લાગતાં સહેજ મોટું થાય એટલે તેને રબ્બરના રસમાં બોળી દેવું; જેથી તેનું પાતળું પડ તેની આસપાસ બંધાઈ જાય છે. પછી જેમજેમ ફળ વધતું જાય છે તેમતેમ આ 'એર ટાઇટ' પડ પણ તેની સાથે ખેંચાતું જાય છે. તે એટલું બધું પાતળું હોય છે કે તેમાં થઇને સૂર્યનાં કિરણો પસાર થઈ શકે છે! આ રબ્બરનું પડ કચરા અને જંતુઓથી ફળનું રક્ષણ કરે છે, એટલું જ નહિ પણ જ્યારે ફળ પાકે છે અને તેને ઝાડ પરથી ઉતારી પરદેશ મોકલવામાં આવે છે ત્યારે પણ તેમાં ઉપર જ રહીને તેને ખરાબ થતું અટકાવે છે. માત્ર છેક ફળનો ઉપયોગ કરતી વખતે આ પડને છાલની માફક કાઢી નાખી શકાય છે. (અંગ્રેજી ઉપરથી)

## મીણમાટી

ઘાટ બનાવવાની સામાન્ય માટી પાણીથી ભીંજવેલી હોય છે. તેને સુકાઇ જતાં વાર લાગતી નથી તેથી મીણની જેમ સદા નરમ રહેતી 'પ્લાસ્ટેસીન' નામની વિલાયતી માટી ઘણા વાપરે છે. આ મીણમાટી કદી સુકાતી નથી. પણ તે ઘણી મોંઘી મળે છે. એવા પ્રકારની માટી થોડી જાતની મેળવણી કરી ઘેર બનાવી શકાય.

મેંદા જેવી સફેદ કે લાલ માટી લઇને તેમાં ટર્પેન્ટાઇન અને ગ્લીસરીન નાખી લોટની માફક તેને બાંધવી અને પછી જરૂર પૂરતી નરમ રાખવા જેટલું વેસેલીન તેમાં મેળવવું એને સારી પેઠે ગૂંદી નાના લાટા કરી સંઘરવી ને જોઇએ તેમ વાપરવી.

## હાથી વિષે માહિતી આપતો ૨૩૦૦ પાનાંનો ગ્રંથ

હાથી એ પ્રાણી હિંદુસ્તાન અને આફ્રિકામાં નજરે પડે છે; પરંતુ એની સંપૂર્ણ માહિતી આપતું એકેય પુસ્તક આપણી ભાષામાં નથી. અબુલ ફઝલે લખેલી આઇને અકબરીમાં હાથી વિષે કેટલીક માહિતી આપવામાં આવેલી છે, પરંતુ એ સંપૂર્ણ નથી. અને એથી વધુ આશ્ચર્ય ઉપજાવનારૂં તો એ છે કે જે દેશમાં હાથી જેવા પ્રાણીનાં દર્શન સુદ્ધાં યે દુર્લભ છે એ દેશ જાપાનના એક સંશોધકે નવ પ્રકારના હાથીઓ સંબંધી માહિતી મેળવી એકત્ર કરી તે પરથી સર્વાંગ માહિતીપૂર્ણ એક વિસ્તૃત ગ્રંથ લખ્યો છે. એણે આપેલી માહિતી ઘણી મનોરંજક હતી એના લેખકનું નામ એડસુજીરો ખુનામોટો છે. જાપાની ભાષામાં હાથીને 'ઝો' કહે છે. આ ગ્રંથનું નામ પણ 'ઝો' રાખવામાં આવ્યું છે.

૨૩૦૦ પાનાના આ ગ્રંથમાં સેંકડો ચિત્રો અને આકૃતિઓ આપવામાં આવેલી છે. એ ગ્રંથનું મહત્ત્વ દર્શાવનારી પ્રસ્તાવના જાપાનના જગવિખ્યાત પ્રોફેસર ઇશિકાવાએ લખેલી છે. પ્રસ્તુત ગ્રંથના પ્રથમ ખંડમાં હાથીના શરીરની રચના અને તેની ચિકિત્સા સંબંધી માહિતી તેમજ એ પ્રાણીની બુદ્ધિમત્તાની ખરી બનેલી સેંકડો વાતો, સિલોન મલાયા આદિ દેશોના લોકોના અનુભવો વગેરે આપેલું છે. યુદ્ધમાં હાથીઓનો કેટલો અને કેવો ઉપયોગ થઇ શકે, મોટાં મોટાં જંગલો અને ઇમારતોનાં બાંધકામ માટે તેને કેવી રીતે ઉપયોગમાં લઇ શકાય તેની પણ હજારો ઠેકાણેથી શોધપૂર્વક મેળવેલી માહિતીઓ એકત્ર કરી તેમાં આપવામાં આવી છે.

બીજા એક વિભાગમાં હાથીદાંત સંબંધમાં એટલી તો ઝીણવટભરી સંપૂર્ણ માહિતી આપવામાં આવી છે કે જે વાંચીને વાચક આભો બની જાય. આ વિષય માટે લેખકનો વ્યાસંગ કેટલો જબરો છે એનો ખ્યાલ એ પુસ્તક સાથે જોડેલી સૂચિ ઉપરથી લક્ષમાં આવી શકે. આ ગ્રંથમાં લેખકને સહાયરૂપ થઇ પડનાર ગ્રંથોની એકલી યાદીનાં ૩૮ પાના છે! ગ્રંથકર્તાના પિતાએ પંદર વર્ષની વયે ઓસાકામાં હાથીદાંતના વ્યાપાર માટે ઉમેદવારી કરી હતી અને એ ધંધામાં અઢારસ વર્ષનો અનુભવ લીધા બાદ પોતાની સ્વતંત્ર પેઢી જમાવી હતી તેની એવી ઇચ્છા હતી કે તેના પુત્રે (એટલે આ ગ્રંથના લેખકે) પોતાના બાપીકા ધંધામાં જ પડવું અને એનું વિસ્તૃત જ્ઞાન મેળવવું. આવી ઇચ્છાથી તેણે પોતાના પુત્રને ત્યાંની વિદ્યાપીઠમાં મોકલ્યો અને ત્યાં એણે સતત કરેલા પરિશ્રમનું ફલ આ સુંદર ગ્રંથ છે. (સાપ્તાહિક સકાલ)

## હિંદી શિલ્પશાસ્ત્ર

પ્રાચીન કાળમાં શિલ્પકળાના ઘણાં યે પુસ્તકો સંસ્કૃતમાં હતાં આજે એમનાં નામોનો પણ પત્તો લાગતો નથી. જ્યારથી કેટલાક હિંદી વિદ્વાનોનું ધ્યાન આપણા દેશની શિલ્પકળા તરફ દોરાયું છે ત્યારથી આ વિષયના કેટલાક ગ્રંથોનો પત્તો લાગ્યો છે. ગયા સૈકામાં રામરાજ નામના એક વિદ્વાન મદ્રાસ ઇલાકામાં થઇ ગયા. તેમને શિલ્પકળાનો ભારે શોખ હતો અને તેમણે આ વિષયનું એક સુંદર પુસ્તક પણ રચ્યું હતું. તેમાં એક જગ્યાએ તેમણે લખ્યું છે કે હિંદી શિલ્પકારોમાં પરંપરાથી કહેવત ચાલતી આવી છે કે હિંદમાં શિલ્પકળાનાં ચોસઠ પુસ્તકો હતાં. દક્ષિણ હિંદમાં શોધખોળ કરતાં આ ચોસઠ ગ્રંથોમાંથી તેમને દરેક ગ્રંથોના કેટલાક ભાગ મળ્યા. આમાંના નવનાં નામ આ પ્રમાણે છેઃ (૧) માનસાર, (૨) મયમત, (૩) કાશ્યપ, (૪) વૈખાનસ, (૫) સકલાધિકાર, વિશ્વકર્મીય, (૭) સનત્કુમાર, (૮) સારસ્વત્યમ્, (૯) પંચરાત્રમ્.

(હિંદી ઉપરથી)

---

પ્રખ્યાત નવલકથાકાર જ્હૉન ગાલ્સવર્ધિએ જ્યારે હંગેરીની પ્રજાના દુઃખની વાતો સાંભળી ત્યારે તેનું હૃદય પીગળી ગયું. આ પછીથી તેણે પોતાના પુસ્તકો અને નાટકોનાં હંગેરિયન ભાષાના તરજૂમા માટે જે રૉયલ્ટી મળે તે બધી એ ગરીબ પ્રજાને આપી દેવાનો નિશ્ચય કર્યો. આ પ્રમાણે ઈ.સ. ૧૯૩૪ના માર્ચથી જૂન સુધીમાં ૧૩૦૦૦ માણસોએ મદદ મેળવી હતી!

શિકાગોનો કાર્લ ફ્રૅંગર હજામત કરીને આવતો હતો ત્યાં રસ્તામાં એક ભિખારીએ તેને રોક્યો. ફ્રૅંગર કરગર્યો: 'હમણાં હું તદ્દન બેકાર છું, ને આ જે કંઇ ખોરાકી હજામતમાં છે તે યે તું ઝૂંટવી લઇશ તો ઘેર મારાં બૈરીછોકરાં ભૂખે ટળવળશે.' 'પણ હું યે ભૂખ્યો છું, તેનું શું?' 'તો મારે ઘેર ચાલ; સૌ સાથે બેસી ખાઇશું' કહી ફ્રૅંગર તેને ઘેર લઇ ગયો. મિસિસ ફ્રૅંગરે તેને આતિથ્યપૂર્વક જમાડયો; અને પોતાની તાત્કાલિક ભૂખ સંતોષાઇ એટલે જતાંજતા બે બાળકોના હાથમાં એકએક આની મૂકતો એ ફ્રૅંગરને કહેતો ગયો કે 'ભાઈ, તારે નેકીને માર્ગે જ રહેજે.'

અનેકાર્થી શબ્દ: માયા=હેત; ગહેરબાની; છળ-પ્રપંચ; ખરો માણસ; આળપંપાળ; દોલત; ગમતાનો કોઇ પણ વિષય; જેનાથી આ બ્રહ્માંડ ભાસમાન થાય છે તે આદિ શક્તિ: તેની કૃતિ અથવા લીલા.

એક વિચિત્ર અંકજંત્ર આ નીચે આપ્યો છે. એને તમે ગમે તે બાજુથી ગણી જુઓ, જવાબમાં શૂન્ય જ આવવાનું!

| | | | | |
|---|---|---|---|---|
| ૨ | -૧૧ | ૬ | -૭ | ૧૦ |
| ૯ | ૧ | -૧૨ | ૫ | -૩ |
| -૪ | ૮ | ૦ | -૮ | ૪ |
| ૩ | -૫ | ૧૨ | -૧ | -૯ |
| -૧૦ | ૭ | -૬ | ૧૧ | -૨ |

જરા બારીકીથી જોશો તો એની રચના તદ્દન સહેલી જણાશે.

જગતના જુદાજુદા દેશોના સવતો આ વર્ષે કયા કયા છે તે ન જાણતા હો તો—

| | |
|---|---|
| ઇસવી સન | ૧૯૩૫ |
| ચીનનો | ૪૫૬૦ |
| આર્મિનીઆનો | ૧૩૮૨ |
| ઇથીઓપીઆનો | ૧૬૪૩ |
| ઇજિપ્તનો | ૧૯૩૦ |
| ઇરાનનો | ૧૩૧૩ |
| જાપાનનો | ૨૫૯૩ |
| યહુદીઓનો | ૫૬૬૫ |
| હીજરી | ૧૩૫૩-૫૪ |
| વિક્રમ સંવત | ૧૯૯૧ |



આ આકૃતિ શંખના જેવી, એટલે કે જેમાં એક લીટી મધ્યબિંદુમાંથી નીકળી ગોળ આંટા લેતી બહાર આવતી હોય એવી જણાય છે છતા ખરીરીતે તેમ નથી; પરંતુ એક જ કેન્દ્રની આસપાસ અનેક ગોળ કુંડાળાં છે. પણ દરેક કુંડાળાની લીટી પર જે ધોળા ચોરસ પાડેલા છે તેમાંની કાળી લીટી દૃષ્ટિભ્રમ ઉત્પન્ન કરે છે આ કાળી લીટી એવી રીતે દોરી છે કે જેથી જુદી-જુદી લીટીઓ મધ્યબિંદુમાંથી નીકળી બહાર જતી હોય એવો ભાસ થાય છે.

કહેવતોના અર્થ: 'મંગળે મેશ વળવા દે તેવો નથી' મંગાળો=કામચલાઉ ચૂલો. જે રોજ નવાં ઠેકાણાં શોધે ને રોજ નવા ચૂલા કરીને રાંધે તેના ચૂલા પર ધુમાડાની મેશ વળે નહિ. સ્થિર ચૂલો હોય તો મેશ બાઝે. આ ઉપરથી અસ્થિર મનના માણસો માટે આ કહેવત વપરાય છે.

ફળોના રસના ડાઘ કાઢવા માટે ઍસિપરીનની એક ટીકડી ઠંડા પાણીમાં ઓગાળીને વાપરજો.

ફોનોગ્રાફ માટે હવે સાકરિયા રેકર્ડો બની છે. તેનું ઇંગ્લંડમાં પેટંટ લેવાયું છે. વાગે ત્યાં સુધી વગાડો ને પછી ખાઇ જાઓ. પેલી 'આજની પપુડી'વાળી કહેવત હવે એમ ફેરવાશે કે 'સાકરની ચકરડી, વાગે તેટલી વગાડો ને પછી ખાઇ જાઓ!'

પેટ્રોલિયમમાંથી જે રસાયણો જુદાં પડે છે તેની સંખ્યા એટલી મોટી છે કે તેની માત્ર સંપૂર્ણ યાદી કરતાં જ ૧૨૦૦ પાનાનું થોથું બન્યું છે! માનશો?



કિરમાણી કરનારાઓ માટે એક સારી પણ ઉપયોગી યુક્તિ છે. જોઇએ માત્ર થોડાં પરબીડિયાં એમાંથી નમે તેટલાં લેજો અને પિન્ટ રાખવાનું આલ્બમ બનાવી શકશો. પહેલાં તો બધાં પરબીડિયાંનાં ઢાંકણ એ થી ન ખો. પછી, ઉપલા ડાબી તરફ પહેલા ચિત્રમાં બતાવ્યા પ્રમાણે, એકના ઢાંકણનો ગુંદરવાળો ભાગ ભીનો કરી તે બીજા પરબીડિયાની અંદર પીઠ તરફ રહે તેવી રીતે નાખી ચોંટાડી દો આમ ને આમ બીજામાં ત્રીજું, ત્રીજામાં ચોથું એમ જેટલું જાડું આલ્બમ બનાવવું હોય તેટલાં પરબીડિયાં ચોંટાડ્યે જાઓ; અને છેવટે પહેલા પરબીડિયાનું છૂટું રહેલું ઢાંકણ અને છેલ્લાનો આગળનો ભાગ, પરબીડિયાંના જ માપના બે પૂઠાના કકડાને ચોંટાડી દો, અથવા બુકબાઇન્ડર પાસે બંધાવી દો, એટલે તમારું આલ્બમ તૈયાર થઇ ગયું



**ભગવાન મહાવીરની દીક્ષા**

(ઇસ્વીસનના ૧૪મા સૈકાના અન્તભાગની ચિત્રકળાનો નમૂનો)

જૈન ચિત્રકલ્પદ્રુમ' નામનો જૈનાશ્રિત ચિત્રકળાનો જે અપ્રતિમ ગ્રંથ થોડા સમયમાં પ્રસિદ્ધ થનાર છે તેમાંથી જૈનોના 'કલ્પસૂત્ર'ના એક પાનાની મુદ્રા આ ઉપર ઉતારી છે. સાહિત્ય, સંસ્કૃતિ અને ધર્મની સુવાસ પ્રસારતી આ ચિત્રકલા એક અનેરી ઢબે સૈકાઓથી પશ્ચિમ હિંદમાં ફૂલીફાલી રહી હતી અને છેક ૧૮મા સૈકાના અંત સુધી તેનો તાર ઘણુંખરું ચાલુ હતો. એની મુખ્ય ખૂબી તો સરળ રેખામાં આબેહૂબ કથાનિરૂપણ કરવાની તેની શક્તિમાં છે. વાઙ્મયની સાથે ચિત્રકળા કેવો તાલ મેળવે છે તે દર્શાવવામાં 'કલ્પસૂત્ર'ની પ્રતો અવધિ કરી નાખે છે. આખું યે પાનું સાહિત્ય, વિચાર અને દૃષ્ટિ માટે સુંદર રોચક સામગ્રીભર્યો થાળ બની રહે છે. ચિત્રકળા અને મૂર્તિકળાનો ભેદ સમજનારા એ ચિત્રકારોએ ઊંડાણ કે ઉપાડ લાવવાનો પ્રયત્ન કદી કર્યા વિના જ ભૂમિકાની સમતોલ ભરણી અને રંગછટાની બિછાત એવી સાચવી છે કે નેત્ર અને મન આનંદમય સમાધિમાં સ્થિર થઇ જાય છે. ઉપરના ચિત્રનું કથાનક એ ગ્રંથ (જૈન ચિત્રકલ્પદ્રુમ)ના પ્રકાશક ભાઈશ્રી સારાભાઈ નવાબે જ નીચે મુજબ આપેલું છે:

"ચિત્રમાં ઉપર અને નીચે એમ બે પ્રસંગો છે, તેમાં કથાના પરિચયની શરૂઆત નીચેના પાલખીના ચિત્રથી થાય છે. પચાસ ધનુષ્ય લાંબી, પચ્ચીસ ધનુષ્ય પહોળી, છત્રીસ ધનુષ્ય ઊંચી, સુવર્ણમય સેંકડો સ્તંભોથી શોભી રહેલી અને મણિરત્ન-તથા સુવર્ણથી જડિત, એવી 'ચંદ્રપ્રભા' નામની પાલખીમાં પ્રભુ (મહાવીર) દીક્ષા લેવા નિસર્યા.

તે સમયે હેમંત ઋતુનો પહેલો મહિનો માગશર માસ, પહેલું પખવાડિયું કૃષ્ણપક્ષ અને દશમની તિથિ હતી. તે વેળા તેમણે છઠનો તપ કર્યો હતો અને વિશુદ્ધ લેશ્યાઓ વર્તતી હતી. પ્રભુના જમણે પડખે કુલની મહત્તરા સ્ત્રી હંસલક્ષણ (કાપડની જાતિવિશેષ) ઉત્તમ સાડી લઇને બેઠી હતી. ડાબે પડખે પ્રભુની ધાવમાતા દીક્ષાનાં ઉપકરણ લઇને બેઠી હતી. સર્વ પ્રકારની તૈયારી થઈ રહ્યા પછી નંદિવર્ધનની આજ્ઞાથી તેના સેવકોએ પાલખી ઉપાડી. આ પછી ચિત્રના અનુસંધાને, ઉપરના ચિત્રમાં વર્ણવેલો પ્રભુ મહાવીરે કરેલો અનગારપણા (સાધુત્વ)નો સ્વીકારનો પ્રસંગ જોવાનો છે. અશોક વૃક્ષ (આસોપાલવ નહિ)ની હેઠળ આવી પ્રભુ નીચે ઊતર્યા અને પોતાની મેળે જ આભૂષણો ઉતારવા લાગ્યા. સર્વ અલંકારોનો ત્યાગ કર્યા પછી, શ્રમણ ભગવાન મહાવીરે પોતાની મેળે જ એક મુષ્ટિ વડે દાઢીમૂછનો અને ચાર મુષ્ટિ વડે મસ્તકના કેશનો એવી રીતે પંચમુષ્ટિ લોચ કર્યો. એ વેળા નિર્જળ છઠનો તપ તો હતો જ. ઉત્તર ફાલ્ગુની નક્ષત્ર સાથે ચંદ્રનો યોગ થયો ત્યારે ઇન્દ્રે ડાબા ખભા ઉપર સ્થાપન કરેલું દેવદૂષ્ય વસ્ત્ર ગ્રહણ કરીને, એકલા એટલે રાગદ્વેષરહિતપણે, કેશનો લોપ કરવારૂપ દ્રવ્યથી અને ક્રોધાદિને દૂર કરવારૂપ ભાવથી મુંડ થઇને, ગૃહવાસથી નીકળી તે અનગારપણાને-સાધુપણાને પામ્યા."

# વનફૂલ

• મંદાક્રાન્તા

મારે મોઢે મધુ ટપકતી ચૂમીઓ ના ભલે હો!
કે ના મારૂં સ્થલ અલકની વેણીમાં યે ભલે હો!
સૈનિકોના સમરપથમાં ના ભલે ધન્ય થાઉં,
છો ના પામું શહીદશબની ચેહમાં લીન થાવું.
છેટી, છેટી! હૃદયવીંધતી માળીની અર્થદૃષ્ટિ!
છેટાં, છેટાં! મુકુટ, રથના, મૂર્તિ ને મંદિરો હે!
ને છેટી છો મુજથી કવિની કલ્પનારંગવૃષ્ટિ,
ને બીજું યે ઘણું ય અણજાણ્યું રહ્યું દૂર છો રે!

મારે પોચે સુરભિભર હૈયે સહ્યા છે સુખેથી
મૂંગેમૂંગે જખમ વણડંખી મધુમખ્ખીઓથી.
ને તો યે હું નિતનિત નવી સૌરભે હૈયું ખોલું.
ના રાખું કૈં ભ્રમરડર; હૈયે છુપી ગૂઢ આશા:
કે સીંચેલી કણકણી બધે આત્મગંધોની ઢાળું
જ્યારે પેલો વન ઘુમી વહે વિશ્વનો માતરિશ્વા.

ઉમાશંકર જોષી



બગીચાના ફૂલને સહેજે જે લાલનપાલન, ઉમદા તક, કદરદાની કે ધન્યતા મળે તે વનના ફૂલને નસીબે નથી. એને, જો કંઇ હોય તો, છે કોઇ એકાન્ત ખૂણે ભમવાના મધમાખોના ડંખ. પણ એ ખૂણાનું વનફૂલ પોતાના નસીબને રોતું નથી. એ તો એની મેળે ખીલતું જ રહે છે; કેમકે એ પોતાની એક દૂરની નિર્ભર આશા પર મુસ્તાક છે. એ આશા એટલી કે જ્યારે વિશ્વને વ્યાપી લેતો પેલો સ્વર્ગીય વાયુ વન ભરીને જાગી ઊઠે ત્યારે પોતાની સંચી રાખેલી આત્મગંધની જે કંઇ હોય તે કણીએ કણી એ માતરિશ્વાને ચરણે ધરી દેવી. આ સૉનેટ, અલબત્ત, એક મૌનવલાવનાનું રૂપક છે. જગતની કીર્તિકદરદાનીથી અળગો, આત્મમંથનોના ડંખો ઝરવતો કોઇ જીવ, માતરિશ્વા જેવી કોઇ વિશ્વવ્યાપી ભાવનાના સંચારની રાહ જોતો પોતાનું સર્વસ્વ અર્પણ કરવાની તૈયારી સેવી રહે છે એ સ્થિતિનું 'વનફૂલ'ને ઓથે આમાં ધ્યાન આપ્યું છે.

## મૅટ્રિકની ખીણમાં ગજબનાક ખુવારી

● બિહારનો ધરતીકંપ અને કવેટાની પાયમાલી દુનિયાની કોઇપણ નેહનાને વીસરાવે એવા વિષમ પ્રસંગો કહી શકાય; પણ ગુજરાતમાં મૅટ્રિકની પરીક્ષા પાછળ શી જાનોનુકસાન થઈ રહી છે તેનો ખ્યાલ ગઇ પીનાં છાપું વાંચતાં પોતાના એકાદ સબંધીનું નામ શોધનારાઓને કદિ આવી શકે જ નહિ, એની મને પણ ખાતરી થઇ છે (વરસોવરસ યુનીવર્સિટીની પ્રતાપી)! ડગમગી આગળ મૂંગે મોંએ મરણ ઝુકાવી રહેલી યુવાન પ્રજા શી રીતે મૃત્યુ, પાયમાલી અને ખાનાખરાબીને માર્ગે ચડી જાય છે તેનો ખરો આંક મારા એક મિત્રે એક બાનગી મિજલસમાં આપ્યો ત્યારનું મારૂં અંતર વલોવાઇ રહ્યું છે. યુનીવર્સિટીના સુકાનીઓમાં કોઈક તો સ્વદેશની ખરી ઉન્નતિ ચાહનારા હશે. તેઓ માતૃભૂમિની લીલીછમ વાડીઓ બાળી નાખની આ પરીક્ષામાળામાંથી પ્રજા આગળ ઉદ્યોગ અને સ્વાશ્રયનો પંથ ઉઘાડવા કઇક મથામણ કરશે, માબાપોને રાજ્યોને અને હેડમાસ્તરોને આ હાસથી દૂર થવાના સંદેશાવાહકો બનાવશે તો જ સો વાતના એક ઉપાય જેમ આપણી ભાવી ઓલાદ ફગરી દેશને સજીવન રાખી શકશે.

પણ આપણે કાંઇ સહેજમાં સમજીએ એવા નથી. મારા મિત્રે મારી સામે પોતાની પુણ્યપ્રકોપી વાણીમાં અમને કહ્યું કે તમે ભયંકર અત્યાચારો અને ધરતીકંપની ખુવારીઓની નોંધ લેતાં મહીનાઓ સુધી પ્રજાના કાન ફોડી નાખો છો, જ્યારે હાથે કરીને રહેંસાતી પ્રજાની નુકસાની પર ઘડીભર પણ




પ્રકાશ નાખવા મેણ સરખી યે કરતા નથી? એમણે કહ્યું કે ગઈ મૅટ્રિકની પરીક્ષાના પરિણામે દેશનાં ૧૨૦૦૦ વર્ષો ફેંકી દીધાં છે. બાર હજાર વર્ષો કેટલું કામ ઉત્પન્ન કરી શકે? બારહજાર વર્ષો પર જગત કેટલી આશાઓ રચી શકે, કેટલી પ્રગતિ સાધી શકે? તે બધું કોઈની કલમના ઝાટકે પાયમાલીના ચોપડે નોંધાયું છે. બાર હજાર યુવાનો જીંદગીનું એક વર્ષ નવરૂં વેઠશે, જીંદગીનું એક વર્ષ મોડા જાગશે, એક વર્ષ ઓછું ભોગવશે તેનો આર્થિક દૃષ્ટિએ કંઇ વિચાર કરી શકાય ખરો? એ બારહજાર વર્ષ પાછળ માબાપોએ ભરેલી ફીઓ, ચોપડીઓ અને ખોરાકીનાં ખર્ચ તરીકે સરેરાશ એક જણ પર વરસના ૧૨૦ રૂપિયા મૂકો તો ૧૨૦૦૦×૧૨૦ (લગભગ સાડા ચૌદલાખ રૂપિયાઓ)ની રકમ પ્રજાએ ફના કરી દીધી ગણાશે. બાર હજારની

પાછળ બીજાં નિરાશા, નાસીપાસી અને સંબંધોના વિચ્છેદ કે જીવનનાં મરડાએલાં સુકાનો વગેરેના ભોગ થએલાં માનવીઓની સંખ્યા તેથી પણ વધી જશે. જે દેશના શિક્ષણપ્રણેતાઓ આવી ભયંકર ફનાગીરીનો હિસાબ જોઇ કોઇ વિચારણા કરવા તત્પર થતા નથી એ દેશનું ભાવી શી રીતે તરતું બને? એની જવાબદારી સમજનારાનાં પ્રાયશ્ચિત્ત શાં હોઈ શકે?

જર્મનીના શિક્ષણવિધાયકોની સતતિનસ ચિંતા હોય છે કે તમે કોઇના જીવનમાં એક પણ વર્ષ આપી શકતા નથી તો તે ખેંચી લેવાનો હક કોઈનો નથી. આગળ જવાનો માર્ગ દરેક માટે ખુલ્લો જ રહેવો જોઇએ. આત્મઘાતને પંથે ચડેલી પ્રજાના આગુઓ જ તે નિભાવી લઇ શકે.

**રણજીતરામ સુવર્ણચંદ્રક**

● સ્વ. રણજીતરામના જીવનની સુવાસ કાળનું અંતર ભેદીને પણ વર્તમાનનાં સાહિત્ય અને સંસ્કાર પર ફેલાતી દેખાય છે તે રાજામહારાજા કે શ્રીમંત, પદવીધારી કે મોટા વસીલાવાળા અથવા મહાન પંડિત પણ નહોતા, છતાં જીવનની નિષ્ઠા અને એકાગ્રતાએ કરી તે આપણા ચિરંતન મહાત્માનું સ્થાન પામ્યા છે. એમના સમું વ્યાપક જીવન જીવનાર, ગુજરાતની એકતા અને એકતાનતામાં ગુલતાન રહેનાર બીજું નરરત્ન આપણને સાંપડે ત્યારે ખરું. એમના સ્મરણમાં કેટલાક મિત્રોએ, ને હવેથી અમદાવાદની ગુજરાત સાહિત્ય સભાએ સંસ્કાર અને સંસ્કૃતિના સેવકો, ઉપાસકો અને સર્જકોમાંથી વખતોવખત લાયક નરો શોધી રણજીતરામ ચંદ્રક આપવાનું છેલ્લાં થોડાં વર્ષોથી શરૂ કર્યું છે તે પૈકી આ વખતે જે ત્રણ સાહિત્યકારોને એ ચંદ્રક આપ્યો છે તેમને જોતાં એ ચંદ્રકની સાર્થકતા સિદ્ધ થાય છે શ્રી રમણલાલ દેસાઈની નવલકથાઓમાં આજના ગુજરાતી સંસારનાં સાચાં પાત્રો અને ચિત્રો અમરત્વ પામ્યાં છે, એટલું જ નહિ પણ તેમની લાક્ષણિક વિશિષ્ટતા અને માધુર્ય એમાં આબેહૂબ અંકિત થયાં છે કાળની ધૂળમાંથી કેટલી યે તેજસ્વી હકીકતો સિદ્ધ પુરાવા સાથે ગ્રંથોમાં ગૂંથનાર શ્રી રત્નમણિરાવનો ઉપકાર તો, ઇતિહાસના એક સાચા અને ચુસ્ત ઉપાસક તરીકે સમસ્ત ગુજરાત ઉપર છે. ત્રીજા શ્રી સુન્દરમ્ વયમાં મુકાબલે સૌથી નાના છતાં, નવયુગની ગુજરાતી કવિતાની પ્રતિનિધિ રૂપ એમની કલમ પૂરતી પ્રૌઢ છે જેમને મોટાં સન્માનો અને સ્થાનો આવકારી રહ્યાં છે તેમને યાદ કરતાં ખૂણેખૂણે ગુજરાતની સંસ્કારસમૃદ્ધિમાં ઊંચો ફાળો આપતાં આવાં રત્નોની કદર બીજી શી રીતે થઇ શકે? —ર.મ.શા.



**૧૯૩૨-૩૩-૩૪ના રણજીતરામ ચંદ્રક મેળવનારાઓ** જમણી બાજુએ (મથાળેથી): શ્રી રમણલાલ વસંતલાલ દેસાઇ ઉત્કૃષ્ટ સામાજિક નવલકથા માટે (૧૯૩૨); શ્રી રત્નમણિરાવ્ ભીમરાવ ઉત્કૃષ્ટ ઇતિહાસ અને સંશોધનકાર્ય માટે (૧૯૩૩); શ્રી ત્રિભુવનદાસ પુરુષોત્તમદાસ લુહાર (સુન્દરમ્) ઉત્કૃષ્ટ કાવ્યસાહિત્ય માટે (૧૯૩૪). (ફોટો: કુમાર કાર્યાલય)



એક શૌર્યભરી સાહસકથા

ગયા અંકથી ચાલુ

હજુ તો ગઈ સાંજે જ જ્યારે લા કોંસોલાંતના તુતક ઉપરથી દૂરબીન મંડાઈ હતી ત્યારે એના કાચમાં આશાપુરા કોઈ વાણિયાશાઈ લગાચા જેવું, પાટના ધોકડા ઉસેડતા ખટારા મિસાલ, ધીમી ચાલે ચગડાતું કૂટાતું, જહાજ દેખાયું હતું. એના ઢંગધડા વગરના લિબાશવાળા ભૂખડું ખારવાઓ મરવાની આળસે જીવતા હોય તેમ આમતેમ ફરતા દેખાતા હતા. અથાક ચંડૂલ જેવો એનો નાખવો દૂરથી પણ, કોઈ દિમાગની એ ફ્રેન્ચ ફતેહમારને આરજૂભરી જાણે સલામો કરતો હતો. એવા નમાલા જહાજો તો કેટલાંયે, લાખો વખત, એ ફાગ વાટે જતા આવતા હતા, અને એ બધાની જડતી લેવાના હેવાયા ફ્રેન્ચ અફસરો જતે, દહાડે ગાફલ નહિ તો યે બેફિકર જેવા બની ગયા હતા. જ્યારે દૂર ચમકતા ફનોશે ઇશારાથી આશાપુરાની શકમંદ સફર વિષે અંદેશો જણાવ્યો ત્યારે પણ, હમેશ પેઠે ખુશ્કી થાણાએ ફરી કોં'ક બાજનરગપ પહોંચાડી છે એમ સૌ માનતા હતા.

એ ચેરાગી ગુફતેગો પછી અધ કલાકે, લંગર ઉપાડ્યા પહેલાં, નજદીકના કિનારેથી એક ઝડપી કટારીમાં બેસી બે જણ ફતેહમારી ઉપર આવ્યા અને કૅપ્ટન સુફ્ફરેનની મુલાકાત માગી. નવા આવનારમાંનો એક, જુવાન ફ્રેન્ચ ખુશ્કી અફસર હતો અને બીજો શાળીચહેરો ઇસ્લામાબાદી હતો. એ મુલાકાતને પરિણામે એ ઇસ્લામાબાદી જાસુસને સાથે લઈ લા કોંસોલાંતે તકડથી પગો છોડ્યો. કોટિયાના પાટના ધોકડામાં ફ્રેન્ચ રાજ્યના દુશ્મનોના ઉપયોગ માટે બારૂદ તમંચા ભર્યાં હતા એટલું તો હવે નક્કી હતું. પણ છતાં એ કોટિયો દાણચોરીની માલભરતી ઉપરાંત બીજો પણ ધંધો કરતો હશે એ વાતની કોઈને ગંધ પણ નો'તી આવી.

કોટિયાને જોઈ જ્યારે ફતેહમારે પહેલો બાર કર્યો ત્યારે એની મકસદ માત્ર એ બેવકૂફ નાખવાઓને ગભરાવવાની જ હતી: આગળ અનેકવાર આ જ જગ્યાએ બન્યું હતું તેમ, ઘણું તો એ કોટિયો, ઘડીભર ચરડચરડ સરપણિયા બોલાવતો આમતેમ નાસવાનાં ફાંફાં મારી છેવટે તાબે થશે એ વિષે કૅપ્ટન સુફ્ફરેનને અંદેશો ન હતો; છતાં એ નાસી ન છૂટે એવો પાકો બંદોબસ્ત કરવા ખાતર, કોટિયા તરફ પોતાનું ભરાવદાર પડખું ખોલી, અંદર ફાંસેલી તોપોની સળવળની હારો ફતેહમાર એને દેખાડવા જતી હતી;—એટલામાં તો અચિન્તું આભ ફાટ્યું...

ફતેહમારની તુંદમિજાજી બેપરવાઈના જવાબમાં આશાપુરાની જોગણીઓએ વર્ષાવેલા ગોળાઓ અચૂક નેમ લેતા ત્રાટક્યા અને ફતેહમારના જબરા હેઠો સાપણમાંથી ત્રણ જગ્યાએ ફાડિયાં નીકળી પડ્યાં! ત્રણ સામટા ઘાના આંચકાથી ફતેહમાર બાંગી થઈ ગઈ અને એની તોપોનાં મોં પાણી તરફ ઝૂકી રહ્યાં! ફરી એ સભર થાય તે પહેલાં તો કોટિયો ફતેહમારના પડખા સામે મોરો અડાવવા ઉથામણી દેવા મંડ્યો હતો.

કૅપ્ટન સુફ્ફરેન અનેક જંગનો જોગી હતો. કાં તો કોટિયાની જાત પારખવામાં ભૂલ થઈ, કાં તો પેલા ચપરબંધા ઇસ્લામાબાદી જાસુસે થાપ ખાધી, કે થાપ ખવરાવી, એવા વિચાર તેના મગજમાં ક્ષણભર આવ્યા ભેગા જ શમી ગયા. જંગ વખતે શૂરા સાવજો વિચાર ન કરે;—એ તો ઝંપલાવે.

કોટિયાના બદન આસપાસ ઉભરેલી ધુંવાડ વેરાઈ રહે એટલામાં તો સુફ્ફરેન ગાજી ઊઠ્યો. એના પડકાર ભેળી લા કોંસોલાંત જંગના જોમથી મોરાવાંદાર ધણધણી ઊઠી. એને મોરચેમોરચેથી, જ્યાં સોંત સુઝે ત્યાંથી, ધગધગતા ગોળાઓની ઝડીમાર ઊઠી.

મકનો નાયક પણ પૂરો ખેલાડી હતો. ફિરાંસિયા, વલંદા, ફિરંગી વગેરે બધી યે લોકજાતની લડાયક તરકીબોનો એ સારીરીતે ભોમિયો હતો. એણે ફતેહમાર સામે મોરો અડાવ્યો ત્યાં તો દુશ્મનની ઝડીમાર એની આસપાસ પાણીમાં ડુંગરાઓ જગાડતી રહી ગઈ. ધીમેથી રાંગ ફેરવતી ફતેહમાર ઉપર કોટિયાની મોરલી



ફ્રેન્ચ ફતેહમાર લા કોસોલાંતની તુંદમિજાજીના જવાબમાં આશાપુરાની તોપગણીઓએ વર્ષાવેલા ગોળાઓ અચૂક નેમ લેતા ત્રાટક્યા અને ફતેહમારના જખ્મી દેહની સાંપણમાંથી ત્રણ જગ્યાએ ફાડિયાં નીકળી પડ્યાં. ત્રણ સામટા ઘાના આંચકાથી ફતેહમાર ખાંગો થઇ ગઇ. (ચિત્રને)

એકલ જોગણી દાવાનળ પટકી રહી હતી. ઓલીમિયાં માંજીના દિલમાં દગો હતો એટલો એના બારૂદમાં ન હતો એમ પુરવાર કરતા એ બાર ઉપર બારમાંનો એક અગનફાટ ગલોલો કોંસોલાતના રવિસર ઉપર ધડૂક્યો અને બકરા સોંત રીપ ઊખેડી એ અંગારને પોતા સાથે પાણીમાં દફનાવી ગયો. પૂછડે ઘા પડતાં જેમ કોઇ કાળિ નાગ છંછેડાય, તેમ આ કારી જખ્મની વેદનાથી લા કોસોલાંત ધૂમની ઓધાર ખાઇ ગઇ અને એના ગોલંદાજે આશાપુરાના તુતક ઉપર તાકીતાકીને છરા, ગોફણિયા અને ગરમફાંટની મૂશળ વૃષ્ટિ કરવા

માંડ્યા. પણ મોરા વાંદાર થિર થઇ ગએલા કોટિયાને એ બહુ નુકસાન પહોંચાડી ન શક્યા. દરમ્યાન એ સૂસવતા દાવાનળ વચ્ચે જણ બહાદર ફ્રેન્ચ જવાનો જખમાએલા સુકાનને થીગડથાગડ કરવા શણગાર અઢી નીચે ઝૂકી પડ્યા.

રણચંડી આશાપુરા પણ ઘા બદલ ઘાની ઝડી જ બોલાવવા મંડી. જોતજોતાંમાં તો ભયાનક ઘમસાણ મચી રહ્યું. એ બે દુશ્મનોના કાતિલ દાવ ભેળા દરિયા અને વાવડો પણ હવે પાસા ફેંકવા લાગ્યા હતા. જુગારિયા તકની રેંકે રેંક અને સમાલિયા વાનડાના હડસેલાથી બંને જહાજો પૂરવ તરફ ધસડાવા માંડ્યાં હતાં. શીમપાર ઝાંખા ધુમ્મસની આછી દોર જેવી દેખાઇ રહેલી ડુંગરાઉ કંઠાર શીમનાં કુંડાળાં તોડતી જાતી'તી અને લાગ મળ્યે બેય જણ મુંદાકડીએ લેતાં લેતાં ફરી મજલે તાગ શિરોટા ખોળતા'તા, છતાં પણ એક બીજાના ઘા ખાતા ચુકાવતા, ધુંવાડની આંધી પાછળ સામું પડખું ખોળતા રાંગખૂડ ભમરિયો દેતા અને જીવલેણ ભડકાથી પંડ બચાવતા, કંઠારને ઢુકડાતા જતા'તા. મામલો જીવસટોસટનો હોતાં આ ઢૂકતી કંઠારની બેયમાંથી એકેને પરવાહ નો'તી.

ફતેહમારના તુતક ઉપર દેશપ્રાણ ફિરાંસિયાઓ અને પેટિયાદાર ઇસ્લામાબાદી ખલાસીઓ ઊભરાઇ રહ્યા'તા. દખ્ખણ યુરપનાં નામચીન બારૂદખાનાંમાં ઢાળેલી તોપોનો કોઇ બાર, કોટિયાના બદન ઉપર ઝીંકાતો દેખાતો ત્યારે આ ખલાસીઓ હરખથી ચિચકાર કરી મેલતા'તા. એ પૂઠથાબડથી ફૂલાતા ગોલંદાજો કોટિયાના મરમ ચીંધીને ઘા કર્યે જતા'તા, પણ છતાં કોટિયાનો દિમાગ નરમ પડતો નો'તો. આશાપુરાની જોગણીઓ પણ ફતેહમારના તુતક ઉપર કેર વરસાવી રહી હતી.

એ મગરૂર નાખવાને હવે ફ્રાન્સનો લોખંડી પંજો ચખાડવાનો કૅપ્ટન સુફ્ફરેને નિશ્ચય કર્યો. કોટિયાની તોપોની પરવા કર્યા વગર ફતેહમારને પડખાંભેર ફેરવવાનો એણે હુકમ દીધો. ફતેહમારની નવનવ શેર બારૂદ નોશ કરતી આઠ લાંબી નાળોને બેવડા ગોળાથી ભરવાનો એણે હુકમ કર્યો; ફતેહમાર જેટલી બને એટલી કોટિયાને ઢુકડાવવાનો એણે હુકમ કર્યો; અને ઇશારો થતાં જ આઠેઆઠ નાળના ભડકાથી કોટિયાનું પડખું ઊતરડી નાખવાનો એણે મનસૂબો કર્યો;—અને જાણે આ બધા હુકમો કોટિયો દૂરથી પણ સમજ્યો હોય તેમ, ફતેહમારને આ ગોઠવણ પૂરી કરવાની પાંચ પળ મળે તે પહેલાં તો કોટિયાના ફણા ઉપરથી આગ જેવો ગોફણિયો વછૂટ્યો અને ફતેહમારની બિજાર નીચે ગાબડું ફાડતો ફાલકાના સુકા કાટમાં ઘૂસી ગયો, અને ફાલકામાં આગ સળગે તે પહેલાં તો એ ગાબડામાંથી ઘૂગ બોલાવતો દરિયામાં અંદર ધસ્યો! કૅપ્ટન સુફ્ફરેન પંડે ફાલકામાં ઠેકી પડ્યો. ઉપરાઉપર કનિયા બડકી હાંસી હાંસી ગાબડું દાટવા માણસોને પડકારવા લાગ્યો, ડંકી ઉપર માણસો મેલી પાણી ઉલેચાવવા માંડ્યો, અને એ બધાંની વચ્ચે થિર મોન જેવી ડાંચાં વકાસી તૈયાર ઊભેલી નવશેરિયા નાળોના કાન ચાંપવાનો એણે ઇશારો કર્યો.

આશાપુરા ઉપર તો જાણે નરી ભૂતાવળ જાગી હતી. બારૂદથી કાળાંમેસ બનેલાં બદન ઉપર લોહિયાળ લીરાટાથી ભયંકર લાગતા એ મુરીઆર નાખવાઓ, હવામાં ઊછળતા, એળીસાથે બધે પહોંચી વળવા મથતા હતા: ભૂખ્યાં ખપ્પર ખખડાવતી જોગણીઓને બારૂદ ગલોલાના અસોસ નૈવેદ્ય ધર્યા જતા'તા; લોહીથી વારંવાર લપસણા બની જતા સથા ઉપર રેતીનાં પીપાં ઠલવતા જતા'તા; સળગતા રસ્સા ને સરપણા ઉપર પાણીની મોટો રેડતા જતા'તા; તૂટતી આલાદને મારગ આડેથી ઉપાડી રાંગ બહાર વામ્યા જતા'તા; મકનાની ત્રાડ ભેળા ધામણ, સાર ને કત ફેરવતા જતા'તા; પડ્યા સાથીને ભંડકમાં લઇ જઇને સુવાડતા જતા'તા;—અને આ ભેરવી ભૂતાવળ વચ્ચે પિનાકપાણિ જેવો મકનો નાયક સુકાનને બાવડે જકડી, ત્રાડૂકતો ત્રાડૂકતો ગજગજ ઊછળતો જતો'તો: દુશ્મનનો એકેએક દાવ પહેલેથી કળી જઇ ચુકાવતો જતો'તો; સામા ક્યાં યે નબળાં થાતા દેખાય ત્યાં ઘા ઉપર ઘા માર્યે જતો'તો; શૂરાને પડકારતો, કાયરને ડારતો, છતેડી છોડ્યા વિના કોટિયાની ઉપર, નીચે અને આરપાર બધે જાણે હાજર જેવો, ખારવાખારવાનાં બાવડાંને બળ દેતો એ પચ્છમધરાનો સાયર બચ્ચો ફીંગાણું જાણે મદાલી રહ્યો હતો.

ફતેહમારના ખલમાં ગાબડું પાડી ફરી એનાં સમારેલાં સુખાણ સોંત મોરચો માંડવા આશાપુરાએ ત્રાંસી રાંગ માંડી, ત્યાં તો ફતેહમાર ઉપરથી નવશેરી નાળોના સૂસવતા ગોળા છૂટ્યા, અને એક કિરમતદાર ગોળો કોટિયાના વડા ખુવાને મૂળ સોંત ઊખેડતો ભેખડાયો. હાથીની સૂંઢ જેવી આલાદ જાણે કાચા સૂતરના તાંતણા હોય તેમ એક બાજુથી ફટાક દઇ તૂટી ગઇ અને ખુવો રાંગ ઉપર ઢળવા માંડ્યો. ઢૂંઢીમીર વેદનાથી હોય

તેમ, એ ઢળતા ખુવાના બળભારે કોટિયો પણ પાણી ઉપરે ઢળવા માંડયો. ચડતી રાંગની તોપોમાંની એક, બંધ તોડી, ઢળતા જતા સથા ઉપર ગબડવા માંડી; બીજી તોપો ગાંડા સાંઢ પેઠે બંધ તોડવા જાણે ઉદકી રહી. નાખવાઓ જ્યાં હાથ પડે ત્યાં લટકી રહ્યા. કોટિયાની રાંગ ડૂબી રહી અને આ જોઇ લા ફ્રાંસો-લાંતના તુતક ઉપરથી જયઘોષ ઊઠયોઃ 'વિવલા ફ્રાંસ!'

કાનજી માલમ ઊભે તુતકે સરતો ભંડકમાંથી એક મોટી કુહાડી લઇ આવ્યો અને દાંત ભીસી ડારાથી જરીક ઉપર લોખંડી ઘા ઝીકવા માંડયો. પા તસુ, અરધો તસુ કરતો ખુવો કપાવા લાગ્યો અને છેવટે ધબાકાભેર પાણીમાં પડયો. અમૃતકુંપીની છાંટથી પુનર્જીવન પામતા લક્ષ્મણ પેઠે, કોર સંકેલતો કોટિયો ફરી સભર થયો. અને બહુ ઢૂકડે આવી પહોંચેલી ફતેહમાર ઉપર એના વાંદાર મોરચાએ જાણે ખુશાલીના બાર ઉપાડ્યા અને ફતેહમારની કલગી આલાદમાં આગ લગાડી.

હવે ફતેહમારની સ્થિતિ કફોડી બની ગઇ. નીચે ગાબડામાંથી પાણી જોર કર્યે જતું'તું. એના ભારે ફતેહમાર ખાંગી થઇ ગઇ'તી અને તોપોને સોંત નો'તી મળતી. સુખાંણું તો પહેલેથી જ જખ્માયું હતું, તીર ઘોરા કમારના કપાઈ ગયા'તા અને જો કલમીની આગ નીચે પહોંચે તો બારૂદખાનું ફાટીને જહાજને અદ્ધર ઉડાડી દે. આ ગંભીર સ્થિતિને પહોંચી વળવા કૅપ્ટન સુફ્ફ્રેને ડંકી ઉપર જોઇએ તે સિવાયના બધાને આગ બુઝાવવા દોડાવ્યા અને નજદીક આવેલા કોટિયા ઉપર, ચૂપ બેઠેલી તોપોની અવેજીમાં તમંચાઓ ચલાવવાનો હુકમ કર્યો. ફતેહમારના રસ્સાઓ પર ચઠી બરકંદાજો ચોંધાચોંધાને તમંચાઓ ચલાવવા લાગ્યા, આશાપુરાના સથાને ગોલા સફા કરવા માંડયા, તુતક પર દેખાય તેને વીંધવા માંડયા અને જોતજોતાંમાં કોટિયાના તુતક ઉપર બે જ માથાં દેખાવા લાગ્યાંઃ છતેડી ઉપર મકના નાયકનું અને મોરા ઉપર કાનજી માલમનું.

હવે મામલો ખલાસ જેવો હતો. મકનાની બહાદુરી અને એના નાખવાઓની જવાંમર્દી છતાં દુશ્મનનાં માણસોની અને તોપોની નરી સંખ્યા જ એને હરાવવા માટે બસ હતી. એનાં મુઠ્ઠીભર માણસોમાંથી પણ રણચંડીએ બલિ આંચકી લીધા'તા. છતાં હાર કબૂલ કરવી એ કરતાં તો કેસરિયાં કરી દુશ્મનને ગોળે ઊડી જવું બહેતર, એ મકનાના દરેકેદરેક નાખવાનો નિશ્ચય હતો. જમરાજને પણ ચાર સવાલ પૂછયા વગર ભેળા જાય એ મકનો નાયક નહિ. એણે છેલ્લો દાવ અજમાવી લેવા નક્કી કર્યું. બરકંદાજોની ચીંધણીથી નાખવાઓને દૂર મોકલ્યા, નીચે રહી કરવાની તૈયારીઓની સૂચના આપી દીધી અને મકનાએ માતાજીને હાકલ દૈતેક ને સુકાન દબાવ્યું. કોટિયો તરટુબ તરટુબ મોરો અફાળતો સીધો ફતેહમારી તરફ વધવા માંડયો.

ફતેહમારીના તુતક ઉપર હાથોહાથ લડાઇ ખેલી લેવાની મકના નાયકની મકસદ, સુફ્ફ્રેન તરત જ સમજી ગયો. પશ્ચિમધરાના નાખવાઓ જીવ ન્યોછાવર કરતા વિફરીને જ્યારે બાંડાબેલ ઉપર ઊતરે ત્યારે કેવા ભીષણ હોય છે એ વિષે કૅપ્ટન સુફ્ફ્રેને અનેક કહાણીઓ સાંભળી હતી. ફાલકામાં બૂડ, કલમીમાં આગ ને એ વખતે જો તુતક ઉપર આ ચિત્તાઓ ઊતરી પડે તો તેની સામે તો દરેકેદરેક માણસની જરૂર પડે. અને છતાં બીજી બાજુ ડંકી બંધ થાય એમ નો'તું, કે આગને વધવા દઇ બારૂદખાનું જોખમાવાય એમ નો'તું;–આ બધા વિચાર એ ફ્રેન્ચ અફસરના દિલમાં ઝડપથી આવવા માંડયા.

છેવટે કોટિયો પાંચેક વામ છેટો ઢૂકી રહ્યો. બે ય દુશ્મનોએ છેલ્લી ભડીમાર ઓકાવી લીધી. પળભર જાણે બે ય જહાજ થરથરી રહ્યાં. કોટિયો આગળ દૂરતો ઘડીભર થંભી ગયો. આટલે નજદીકથી એની બેહાલ સ્થિતિ જોઇ કૅપ્ટન સુફ્ફ્રેનને લાગ્યું કે કદાચ એનું અનુમાન ખોટું હશે. કોટિયા ઉપર માણસોના એટલા બૂરા હાલ થએલા દેખાતા હતા કે એ હવે તલવારબાજી કરી શકે એ વાત બહુ અંદેશાભરેલી હતી. સાથે આટલાં મુઠ્ઠીભર માણસોએ એના પોતાના આવા હાલ કર્યા એ જોઇ એને શરમ ભેળી તાજૂબી લાગી; સાથેસાથે આવા જુવાનો ઉપર એ બહાદુર ફ્રેન્ચ ખારવો આફ્રીન પણ થયો.

એણે ભૂંગળું લઇ પડકાર કર્યોઃ 'ઝેર' આરિયા કરો તો જીવતા જવા દઇશ.'

કોટિયાના તુતક ઉપરથી ભીષણ અટ્ટહાસ્ય ભેળો જવાબ આવ્યોઃ 'એ, તકડો થા માં બચા—અન્યાં ત જુસાં જંગ સિરૂ પણ નાંય કિયો' (હજી તો જંગ શરૂ પણ નથી કર્યો.)

(ચાલુ) 'સુકાની'




વહાણની આલાદ (રસ્સાઓ-Riggings) તથા જુદા જુદા ભાગોનાં નામ દર્શાવતું આલેખન

**આ હપતામાં આવતા વહાણવટાના શબ્દોના અર્થ**

ફાગ: નદીના મુખ આગળનો ઘણા ફાંટાવાળો ભાગ-Delta

ફનોરા: ફાનસ

ચેરાગી ગુફ્તેગો: ફાનસથી વાતચીત.

કટારી: નાનું વહાણ-Yatch

બારૂદ: બંદુકનો દારૂ

મોરો: વહાણનો આગલો ભાગ

મોરાવાંઢાર.(મોરો=વહાણનો આગલો ભાગ; વાંઢાર=પાછલો ભાગ Stern;) આગલા ભાગથી તે પાછલા છેડા સુધી.

બડીમાર:સામટો ગોળીબાર;તાસીરો.

સોંત: નેમ

ભોંયો; ભોમિયો

રનિસર: વહાણની પીઠ માટે જડેલા ઊભાં લાકડાં

ભકરો:સુકાનનાપાટિયા(Rudder)-ને જડેલો લાકડાનો ઘોડો—Rudder-post (જુઓ ચિત્ર)

દીપ: એ પાટિયાને જડેલી લાકડાની પટ્ટી (જુઓ ચિત્ર)

શામુમાર આડી: વહાણના પાછલા પહોળા છેડા પરનાં કોતરણીવાળાં પાટિયાં

જુવારિયા તકની રેંકે રેંક : ભરતીનાં પાણીના ઉછાળાથી–ઠેલથી

સમાલિયો વાવરો: પશ્ચિમનો પવન

શિરોટો: વહાણ પાણી કાપીને પછવાડે જે લાંબો ભાત પાડતો પટ મેલી જાય છે તે—Wake

દૂરની: નજીક આવતી

નોશ કરતી: આરોગતી

જિબાર: પાણીની ઉપર રહેતો વહાણનો ભાગ Water-line.

અરોસ: ચાલુ, ઉપરાઉપર

ધામણ: જે દોરડા વડે સઢને સન્તાણ કે ઢીલો કરી શકાય તે—Sheet

હત: કાપડના તાકા, તક-હત. સઢના ફાળ કે પોત.

છતેડી: અંબારનો ઉપરનો ભાગ, અગાશી; Open Deck ખુલ્લું તુતક

સુખાણ સોંત: સુકાનની નેમ લઇને

મૂળ સોંત: મૂળ સુધાં

વડો ખુવો: વહાણનો કુવારથંભ—વચલો મોટો થંભ Mast; Main Mast

આલાદ: રસ્સા વગેરે માટે એક શબ્દ; Riggings.

ડોરો: ખુવાથંભને ટેકવવા માટેનો નાનો થાંભલો

કલમી આલાદ: (કલમી=છતેડી ઉપર રખાતો બીજો ખૂવો Mizzen Mast) કલમી આલાદ=એ ખૂવા ઉપરના સઢ તથા દોરડાં વગેરે.

સથો: તુતક

કુંડો આરિયા કરો: વાવરો નીચે ઉતારો–તાબે થાઓ.

ઘોર: વહાણના આગલા મોરા પાસેનું સઢ બાંધવાનું લાકડું Bow-Sprit

ટાંગરો: ઘોરને મોરા આગળ બાંધવા માટેનો બાડો ઘોડો

તીર: ઘોરથી આગળ જતું સઢ બાંધવાનું લાકડું Jib-boom



જયપુરનો રાજમહેલ

A.G.H. and F B B

રજપુતાનાના—બલ્કે હિંદભરના સર્વશ્રેષ્ઠ રાજમહેલોમાં જયપુરના મહારાજાના આ રાજમહેલની ગણના થાય છે. છત્રીઓવાળો સૌથી ઊંચો ભાગ મહારાજાનું નિવાસસ્થાન છે; ડાબી તરફના મકાનો રણવાસનાં છે અને જમણી તરફ દરબાર હૉલ છે. લાલ ગુલાબી રંગનું આ મકાન ફુવારા કારીગરીનાં સફેદ સુશોભનોથી શોભે છે.

વહાણની આલાદ (રસ્સાઓ-Riggings) તથા જુદા જુદા ભાગોનાં નામ દર્શાવતું આલેખન

## આ હપતામાં આવતા વહાણવટાના શબ્દોના અર્થ

ખ આગળનો ઘણો
ાંત
'ી વાતચીત,

શાણગાર અડી: વહાણના પાછલા પહોળા છેડા પરનાં કોતરણીવાળાં પાટિયાં

જુવારિયા તકની રેંકે રેંક : ભરતીનાં પાણીના હડસેલાથી—હેલથી

સમાલિયો વાવરો: પશ્ચિમનો પવન

શિરેરો: વહાણ પાણી કાપીને પછવાડે જે લાંબો ભાત પાડતો પટ મેલી જાય છે તે—Wake

હરતી: [illegible]

નોશ કરવી: આરોગની

જિનાર: પાણીની ઉપર રહેતો વનો ભાગ Water-line.

...સ: ચાલુ, ઉપરાઉપર

...જે દોરડા વડે સઢને સ-તાણુ ...શકાય તે—Sheet

... ...કા, તક-કત. સઢના

... માળ. અ-
... તુતક
... ... લઈને

મૂળ સોંત: મૂળ સુદ્ધાં

વડો ખુવો: વહાણનો કુવારથંભ—વચલો મોટો થંભ Mast; Main Mast

આલાદ: રસ્સા વગેરે માટે એક શબ્દ; Riggings.

ડારો: ખૂવાથંભને ટેકવવા માટેનો નાનો થાંભલો

કલમી આલાદ: (કલમી=છતી ઉપર રખાતો બીજો ખુવો Mizzen Mast) કલમી આલાદ=એ ખૂવા ઉપરના સઢ તથા દોરડાં વગેરે.

સરઘો: તુતક

ઝંડો આરિયા કરો: વાવટો નીચે ઉતારો—તાણે વાઓ.

ધોર: વહાણના આગલા મોરા પાસેનું સઢ બાંધવાનું લાકડું Bow-Sprit

ટંગેરો: ઘોરને મોરા આગળ બાંધવા માટેનો ખાડો ઘોરો

નીર: ઘોરથી આગળ જતું સઢ બાંધવાનું લાકડું Jib-boom

# સ્મરણયાત્રા

## હું મોટો ક્યારે થયો

એક દિવસે ગવસુ કરીને એક મુસલમાન અમારે ત્યાં આવ્યો હતો. એણે પોતાની નાનકડી જમીન ગીરવી મૂકી મારા પિતાશ્રી પાસેથી સો કે સવાસો રૂપીઆ લીધા હશે. એનું વ્યાજ ચઢી ગયું હતું, છતાં એ આજ નવું કરજ માગવા આવ્યો હતો. ગવસુ ભારે આળસુ માણસ હતો. કંઇ ખાસ ધંધો કરતો ન હતો, અહીંતહીં ખટપટ કરી પેટપૂરતું મેળવતો. આવક કરતાં ખર્ચ વધ્યો એટલે એને ફરી કરજ લેવાની જરૂર પડી. આ નવા કરજને માટે તે પોતાનું ઘર ગીરવી મૂકવા તૈયાર થયો હતો.

સામાન્યરીતે નાણાંનો વ્યવહાર મોટેરાંઓ પોતાની ઇચ્છા મુજબ જ કરે છે. નાના છોકરાઓને તેમાં પૂછવાપણું શું હોય? પણ તે દિવસે પિતાશ્રીએ મને પૂછ્યું 'હનુ. આ ગવસુ બીજા સો રૂપીઆ માગે છે અને ગીરવીમાં પોતાનું ઘર મૂકવા માગે છે. એને આપણે રૂપીઆ ધીરીએ ખરા?' હું આશ્ચર્યચકિત થયો. નાણાં ધીરવા જેવી મહત્ત્વની બાબતમાં પિતાશ્રી મારી સલાહ કોઇ કાળે માગે એવી મને કલ્પના પણ ન હતી. મને થયું કે હવે હું મોટો થયો. કેમકે કૌટુંબિક રાજ્યમાં મત આપવાનો મને અધિકાર મળ્યો! એ અધિકાર મળ્યાનો મને જે આનંદ થયો એ મારા હૃદયનો હર્ષ હું છાનો રાખી શક્યો નહિ. સાથેસાથે મોઢા ઉપર તે સ્પષ્ટ દેખાતો હશે એનું મને ભાન થયું. ભાન થતાં જ હું શરમાયો. શરમની છટા મોઢા ઉપર આવી ગઇ છે એનું પણ મને ભાન થયું, એટલે હું વધારે મૂંઝાયો. આખરે હિંમત કેળવી મનમાં વિચાર કર્યો કે જ્યારે હું મોટો થયો જ છું ત્યારે મારે ગંભીર થવું જોઇએ. સલાહ આપવાના પ્રસંગો હવે પછી હમેશાં આવવાના; માટે આ નવીન હક માટે આપણે લાયક છીએ એવી સ્વાભાવિકતા મુખમુદ્રા પર રાખવી જોઇએ અને પુખ્ત ઉંમરના માણસનો પાકટ વિચાર બતાવવો જોઇએ. મેં વિવેકપૂર્વક કહ્યું: 'નાણાંના વ્યવહારમાં હું શું સમજું? છતાં મને લાગે છે કે આ માણસને આપણાથી પૈસા ન જ અપાય. એના ઘરમાં હું અનેકવાર જઇ આવ્યો છું. ઘરમાં એની એક ડોશીમા છે, સ્ત્રી છે અને બાળબચ્ચાં છે ગવસુ તો આખો દિવસ રખડે છે. ઘરનાં બૈરાંઓ બિચારાં કોકડાં ભરવાનું કામ કરે છે. સવારથી સાંજ સુધી ફાળકાઓ ફેરવે છે ત્યારે માંડ ગુજરાન પૂરતું મેળવે છે. ગવસુ કંઇ લીધેલું કરજ પાછું વાળી શકવાનો નથી. છેવટે તો આપણે તેનું ઘર જપ્ત કરવું પડશે; ત્યારે એના બૈરાંછોકરાંઓ બિચારા ક્યાં જશે?'

મેં મનમાં માન્યું કે મેં પુખ્ત સલાહ આપી છે. પિતાશ્રીએ પણ પેલા માણસને કહ્યું, 'ગવસુ, હનુ અપ્પા કહે છે તે વાત સાચી છે.' ગવસુ મારી તરફ દયાવેલી રીતથી જોવા લાગ્યો એટલે મારી ખાતરી થઇ કે સાચે જ હું મોટો થયો છું. ગવસુ મારી સામે કશું બોલી ન શકે. થોડીવાર વધુ ચર્ચા કર્યા પછી અમે નક્કી કર્યું કે ગવસુને જમીન પેટે પચાસ રૂપીઆ વધારે આપી તેની જમીન ખરીદી લેવી અને ઘર ગીરવી લઇ એના ઉપર પચાસ રૂપીઆ ધીરવા. જેથી એને વ્યાજ વધારે ન પડે.

એ પચાસ રૂપીઆનું વ્યાજ પણ એણે કોઇ કાળે આપ્યું નહિ. મારા મોટા ભાઇએ એના ઉપર દાવો માંડ્યો. દાવાને અંગે એક સમન્સ ગવસુની મા ઉપર લાગુ કરવાનો હતો, તેમાં બેલીફની સાથે મારે ગવસુને ત્યાં જવું પડ્યું. જે ઘરમાં સહેજ વાતો કરવા હું ઘણીવાર ગયો હતો તે જ ઘરમાં બેલીફ લઇને શત્રુની પેઠે પ્રવેશ કરતાં મને બહુ જ શરમ લાગી. ગવસુની મા સામી હું નજર પણ ન નાખી શક્યો. પણ ઘરના સ્વરાજ્યમાં મળેલા અધિકાર સાથે આવું ગંદું કામ કરવાની ફરજ પણ મારે માથે આવી પડી હતી અને તે વફાદારીથી અદા કરવા જેટલો મોટો હું થયો હતો. કોરટમાં ગવસુએ અમારી પાસેથી નાણાં લીધાની અને વ્યાજ બીલકુલ ન આપ્યાની કબૂલાત આપી. હવે તો એનું ઘર જપ્ત કરી લીલામ કરવાની જ વાત રહી હતી. એ વિચાર મારે માટે અસહ્ય થયો. મેં મુન્સફને કહ્યું કે આ ગરીબનું ઘર લીલામ થાય એ હું ઇચ્છતો નથી. એને હપ્તેબંધી કરી આપો. કોરટે



દેલવાડા (આબુ)નું શિલ્પ

આબુ ઉપરનાં દેલવાડાનાં વિખ્યાત જૈન મંદિરો આરસની જે સુંદર શિલ્પકારીગરીથી ભરચક બનેલાં છે તેની વાનગીરૂપ એક થાંભલા પરની આ બે પૂતળીઓ એ કલાકારોની શક્તિનો ખ્યાલ આપે છે. આજુબાજુનાં શોભનોની અને અલંકારોની ઝીણવટ ઉપરાંત દેહ-સૌષ્ઠવનું અને અંગમરોડનું લાલિત્ય દર્શાવનારું ટાંકણું ડાબી તરફની પૂતળીના મોં પરની મુદ્રા જેવા કોમળ ભાવો ઉતારવામાં પણ એટલું જ સામર્થ્યવાન છે.

# સ્મરણયાત્રા

## હું મોટો ક્યારે થયો

એક દિવસે ગવસુ કરીને એક મુસલમાન અમારે ત્યાં આવ્યો હતો. એણે પોતાની નાનકડી જમીન ગીરવી મૂકી મારા પિતાશ્રી પાસેથી સો કે સવાસો રૂપીઆ લીધા હશે. એનું વ્યાજ ચડી ગયું હતું, છતાં એ આજે નવું કરજ માગવા આવ્યો હતો. ગવસુ ભારે આળસુ માણસ હતો. કંઇ ખાસ ધંધો કરતો ન હતો, અહીંતહીં ખટપટ કરી પેટપૂરતું મેળવતો. આવક કરતાં ખર્ચ વધ્યો એટલે એને ફરી કરજ લેવાની જરૂર પડી. આ નવા કરજને માટે તે પોતાનું ઘર ગીરવી મૂકવા તૈયાર થયો હતો.

• સામાન્યરીતે નાણાંનો વ્યવહાર મોટેરાંઓ પોતાની ઇચ્છા મુજબ જ કરે છે. નાના છોકરાઓને તેમાં પૂછવાપણું શું હોય? પણ તે દિવસે પિતાશ્રીએ મને પૂછ્યું 'હનુ. આ ગવસુ બીજા સો રૂપીઆ માગે છે અને ગીરવીમાં પોતાનું ઘર મૂકવા માગે છે. એને આપણે રૂપીઆ ધીરીએ ખરા?' હું આશ્ચર્યચકિત થયો. નાણાં ધીરવા જેવી મહત્ત્વની બાબતમાં પિતાશ્રી મારી સલાહ કોઇ કાળે માગે એવી મને કલ્પના પણ ન હતી. મને થયું કે હવે હું મોટો થયો. કેમકે કૌટુંબિક રાજ્યમાં મત આપવાનો મને અધિકાર મળ્યો! એ અધિકાર મળ્યાનો મને જે આનંદ થયો એ મારા હૃદયનો હર્ષ હું છાનો રાખી શક્યો નહિ. સાથેસાથે મોઢા ઉપર તે સ્પષ્ટ દેખાતો હશે એનું મને ભાન થયું. ભાન થતાં જ હું શરમાયો. શરમની છટા મોઢા ઉપર આવી ગઇ છે એનું પણ મને ભાન થયું, એટલે હું વધારે મૂંઝાયો. આખરે હિંમત કેળવી મનમાં વિચાર કર્યો કે જ્યારે હું મોટો થયો જ છું ત્યારે મારે ગંભીર થવું જોઇએ. સલાહ આપવાના પ્રસંગો હવે પછી હમેશાં આવવાના; માટે આ નવીન હક માટે આપણે લાયક છીએ એવી સ્વાભાવિકતા મુખમુદ્રા પર રાખવી જોઇએ અને પુખ્ત ઉંમરના માણસનો પાકટ વિચાર બતાવવો જોઇએ. મેં વિવેકપૂર્વક કહ્યું: 'નાણાંના વ્યવહારમાં હું શું સમજું? છતાં મને લાગે છે કે આ માણસને આપણાથી પૈસા ન જ અપાય. એના ઘરમાં હું અનેકવાર જઇ આવ્યો છું. ઘરમાં એની એક ડોશીમા છે, સ્ત્રી છે અને બાળબચ્ચાં છે ગવસુ તો આખો દિવસ રખડે છે. ઘરનાં બૈરાંઓ બિચારાં કોકડાં ભરવાનું કામ કરે છે. સવારથી સાંજ સુધી રાગડીઓ ફેરવે છે ત્યારે માંડ ગુજરાન પૂરતું મેળવે છે. ગવસુ કંઇ લીધેલું કરજ પાછું વાળી શકવાનો નથી. છેવટે તો આપણે તેનું ઘર જપ્ત કરવું પડશે; ત્યારે એનાં બૈરાં છોકરાંઓ બિચારાં ક્યાં જશે?'

મેં મનમાં માન્યું કે મેં પુખ્ત સલાહ આપી છે. પિતાશ્રીએ પણ પેલા માણસને કહ્યું, 'ગવસુ, હનુ અપ્પા કહે છે તે વાત સાચી છે.' ગવસુ મારી તરફ દબાવેલી રીસથી જોવા લાગ્યો એટલે મારી ખાતરી થઇ કે સાચે જ હું મોટો થયો છું. ગવસુ મારી સામે કશું બોલી ન શકે. થોડીવાર વધુ ચર્ચા કર્યા પછી અમે નક્કી કર્યું કે ગવસુને જમીન પેટે પચાસ રૂપીઆ વધારે આપી તેની જમીન ખરીદી લેવી અને ઘર ગીરવી લઇ એના ઉપર પચાસ રૂપીઆ ધીરવાં. જેથી એને વ્યાજ વધારે ન પડે.

એ પચાસ રૂપીઆનું વ્યાજ પણ એણે કોઇ કાળે આપ્યું નહિ. મારા મોટા ભાઇએ એના ઉપર દાવો માંડયો. દાવાને અંગે એક 'સમન્સ ગવસુની મા ઉપર લાગુ કરવાનો હતો, તેમાં બેલીફની સાથે મારે ગવસુને ત્યાં જવું પડયું. જે ઘરમાં સહેજ વાતો કરવા હું ઘણીવાર ગયો હતો તે જ ઘરમાં બેલીફ લઇને શત્રુની પેઠે પ્રવેશ કરતાં મને બહુ જ શરમ લાગી. ગવસુની મા સામી હું નજર પણ ન નાખી શક્યો. પણ ઘરના સ્વરાજ્યમાં મળેલા અધિકાર સાથે આવું ગંદું કામ કરવાની ફરજ પણ મારે માથે આવી પડી હતી અને તે વફાદારીથી અદા કરવા જેટલો મોટો હું થયો હતો. કોરટમાં ગવસુએ અમારી પાસેથી નાણાં લીધાંની અને વ્યાજ બીલકુલ ન આપ્યાની કબૂલાત આપી. હવે તો એનું ઘર જપ્ત કરી લીલામ કરવાની જ વાત રહી હતી. એ વિચાર મારે માટે અસહ્ય થયો. મેં મુન્સફને કહ્યું કે આ ગરીબનું ઘર લીલામ થાય એ હું ઇચ્છતો નથી. એને હફતેબંધી કરી આપો. કોરટે

ચુકાદો આપ્યો કે પચાસ રૂપીઆ અને તે દિવસ સુધીનું તેનું વ્યાજ ચુકતે થાય ત્યાં સુધી ગનસુએ માસિક ત્રણ રૂપીઆનો હફતો ભરવો; એમાં એક મહિનાની પણ જો ભૂલ થશે તો ઘર જપ્ત કરવામાં આવશે. મેં પિતાશ્રીને કાગળ લખી બધી વિગત જણાવી. તેમનો જવાબ આવ્યો: 'તેં ઠીક કર્યું.' મારી જવાબદારી ઉપર કરેલા કામને માટે પિતાશ્રીની મંજૂરી મળી એટલે મારી ખાત્રી થઇ કે હવે હું મોટો થયો જ છું.

તે વખતે હું તેર કે ચૌદ વર્ષનો હોઇશ. ગનસુએ એક વરસ સુધી ત્રણત્રણ રૂપીઆ આપ્યા પછી એકાદ મહિનો એક જ રૂપીઓ લઇ આવે અને એકાદ મહિને આઠ આના જ લઇ આવે. આખરે કંટાળીને મેં એને કહ્યું: 'હવે આવીશ મા. ઘરના છોકરાંઓને ઘી કે દૂધ આપતો જા એટલે બસ.' **દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર**

# ઈચ્છા તૃપ્ત ન થાય તો સારું

કાશ્મીર જઈ આવ્યાને મને એટલાં વર્ષો થયાં કે વન સૌંદર્યથી સમૃદ્ધ એ દેશ સ્વપ્નસૃષ્ટિનો છે કે કલ્પનાસૃષ્ટિનો છે કે કવિનિર્મિત છે એવી શંકા અનેકવાર મનમાં આવ્યા કરે છે. અનેક મિત્રો ત્યાં જઇ આવે છે અને ત્યાંની વાતો કરે છે તેથી એ આપણી વ્યવહારની સૃષ્ટિમાં જ સાચેસાચો મુલક છે એવી ખાતરી થાય છે, અને ફરી અનેકવાર એના દર્શને જઇ આવું એવી ઇચ્છા થાય છે; પણ એ ઇચ્છા તૃપ્ત થાય એ ગમતું નથી, કેમકે પછી મારું બધું કાવ્ય ઊડી જશે.

મારું કલ્પનાનું કાશ્મીર સાચા કાશ્મીર કરતાં મને વધારે વહાલું છે અને તેથી મારે મન એ વધારે રૂપાળું છે.

કાશ્મીર જઇ આવ્યે એટલાં વર્ષો થયાં છે કે ઘણીખરી વિગતો અને સ્મૃતિચિત્રો ભૂસાઇ ગયાં છે, અને કલ્પનાચિત્રો લોકોને કામનાં નથી. એ ફક્ત મારા જ કામનાં છે. એટલે જ્યારેજ્યારે નવરાશ હોય અને સ્મરણ થાય ત્યારેત્યારે કોઇ જોઈ ન શકે એવા રંગોનાં કાશ્મીરનાં નવાંનવાં ચિત્રો હું ચીતરું છું. એવાં ચિત્રો તો કાશ્મીર જોયા વગર પણ તમે ચીતરી શકો છો.

**દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર**

(હસ્તલિખિત 'સોપાન' માંથી)



# મૅટ્રિક થયા પછી

જગતમાં આજે જ્યારે સર્વત્ર બેકારી ડોળા કકડાવતી ઊભી છે ને સમયે, મૅટ્રિક પસાર કર્યા પછી જેમને આગળ અભ્યાસ કરવાની સગવડ કે સ્થિતિ નથી અને કૌટુમ્બિક સંજોગોને લીધે બહુ ટૂંક વખતમાં ભરણપોષણનાં સાધનો માટે જોગવાઇ કરવાની ચિંતા જેમને માથે છે તેમાંના કોઇને આ નીચેનું માર્ગદર્શન કદાચ સહાયરૂપ થઇ પડશે.

જે ગામોમાં મ્યુનિસિપાલિટીઓ છે ત્યાંના વતનીઓ તો સેનિટરી ઇન્સ્પેકટર—એટલે શહેરના આરોગ્ય-સંરક્ષણ ખાતાના નિરીક્ષક અધિકારી—એ નામથી કદાચ પરિચિત હશે. પણ એને માટેનો એક નિયત અભ્યાસક્રમ છે અને બહુ જ ટૂંક સમયમાં તથા સામાન્ય ખરચે તે પસાર કરી શકાય છે એની જાણ ઘણા ઓછાને હશે.

આ અભ્યાસક્રમ મુંબાઇમાં કેટલાંક વર્ષો થયાં ચાલુ કરવામાં આવેલો છે અને ત્યાં મુંબાઇની મ્યુનિસિપલ કૉર્પોરેશન, મુંબાઇ સરકારના તથા લંડનના રૉયલ સૅનિટરી ઇન્સ્ટિટયુટના સહકારથી આ 'સૅનિટરી ઇન્સ્પેકટર ક્લાસ' ચલાવે છે. આ અભ્યાસક્રમ ફક્ત ૭ માસનો જ છે. નવેમ્બર માસના પહેલા સપ્તાહમાં તેનો વર્ગ શરૂ થાય છે. તેમાં દાખલ થવા ઇચ્છનાર ઉમેદવાર મૅટ્રિક પાસ હોવો જોઇએ. એની અભ્યાસ-ફી ૧૫૦ રૂપિયા છે તથા પરીક્ષાની ૫૦ રૂપિયા છે. એકંદરે સાધારણ વિદ્યાર્થીને ૫૦૦ થી ૬૦૦ રૂપિયા ખર્ચ આવે. આ અભ્યાસક્રમની ખાસ વિશિષ્ટતા તો એ છે કે, ઉપર જણાવ્યું તેમ વિદ્યાર્થીને એમાં ખર્ચ તેમજ સમય ઓછાં લાગે છે. સૅનિટરી ઇન્સ્પેકટરનો ગ્રેડ ૬૦ રૂપિયાનો ગણાય છે; એટલેકે પાસ થયા પછી શહેરો કે ગામોની મ્યુનિસિપાલિટીઓમાં એટલા પગારની જગ્યા સામાન્યતઃ મળી શકે. અત્યારે આપણા દેશમાં સૅનિટરી ઇન્સ્પેકટરો બહુ જૂજ સંખ્યામાં હોવાથી એ લાઇનમાં હજુ જગ્યા છે. બીજાં સ્થળો જેટલી ભીડ હજી ત્યાં થઇ નથી. આ અભ્યાસક્રમ વિષે વધુ માહિતી મેળવવા ઇચ્છનાર 'એક્ઝિક્યુટિવ હેલ્થ ઑફિસર મુંબાઇ મ્યુનિસિપાલિટી મુંબાઇ.' એ સરનામે પત્રવ્યવહાર કરીને વિશેષ માહિતી મેળવી શકશે.

**જગજીવન ખુશાલ મિસ્ત્રી**




રોજરોજ વિજ્ઞાન પોતાની મર્યાદા ચારે દિશામાં વધારતું જ રહ્યું છે, પણ તેના ખબરો આપણને બહુ છૂટાછવાયા મળતા રહે છે એટલે તેમાં ખરેખરી શી પ્રગતિ થઇ છે તેનું સરવૈયું લેવાની સૂઝ નથી પડતી. વિજ્ઞાનના ઉપાસકોને તો તે પાછળ ધ્યાન આપવાની ફુરસદ પણ નથી અને શિક્ષિત બુદ્ધિશાળીઓને પણ મહાયુદ્ધ પછી વિજ્ઞાને કેટકેટલી અજબ વસ્તુઓ સર કરી છે તેના સોમા ભાગનો પણ ખ્યાલ નથી. આપણે તેમાંની થોડીકની જ વાત કરીએ.

પ્રથમ આકાશના તારાથી માંડી પછી ધીરેધીરે ઘર સુધી પહોંચીશું. આ બ્રહ્માંડ નીચે ને નીચે ધસડાતું આવે છે એમ આપણે પહેલાં સાંભળતા, પણ તેમ નથી. એક મોટી ધમણ કે શ્વાસગોળાની જેમ તે ફૂલે છે અને સંકોચાય છે: જાણે શ્વાસ લઇ રહ્યું હોય. તે સાથે ઘનદળવાળા તારાઓ સળગી ઊઠે છે અને તેમાંથી પ્રકાશ અને શક્તિ જન્મ પામે છે. પણ તેની સાથોસાથ જ વિશ્વમાં પ્રકાશ-અને શક્તિ રૂપે ફરતાં તત્ત્વો ઘનતારકો બની જાય છે.

દૂરબીનથી કે ચિત્રોમાં આકાશની નિહારિકાઓ અથવા નવાં વિશ્વોનાં જૂથ તમે જોયાં હશે. તેમાંના કેટલાંક ઘુમરડી લેતા વિરાટ પ્રકાશની આકૃતિવાળાં હોય છે તે આપણી દૃષ્ટિએ દેખાય છે; પણ ખરૂં જોતાં આજે તેમનું અસ્તિત્વ નથી. આજથી હજારો કે લાખો વર્ષો પહેલાં તેમનો લયવિલય થઇ ગયો હશે, આજે આપણે જોઇએ છીએ તે તો આજથી દસ લાખ વરસ પર ત્યાંથી નીકળેલો અને દર સેકંડે ૧,૮૬૦૦૦ માઇલની ગતિએ મુસાફરી કરતો અહીં આવી પહોંચેલો અબજો વર્ષ પહેલાંનો પ્રકાશ. તેમને ખરેખરા રૂપમાં નિહાળવા તો આ પૃથ્વી ઉપર એક પણ માનવી સર્જાયો નહોતો; તેની યે પહેલાં વિનાશ પામેલા વિશ્વનું આજે તો આપણે કેવળ ભૂત નીરખીએ છીએ!

તો પછી એવાને ધ્યાનમાં લેવાની શી જરૂર એમ તમે પૂછશો? તેના ઝાંખા પ્રકાશની તો આપણને પરવા નથી, પણ આ તારા જૂથોમાંથી એવાં પ્રબળ કિરણો પૃથ્વી પર આવે છે કે સોળ ફૂટ જાડી સીસાની દીવાલ પણ ભેદીને પ્રવેશ કરી શકે છે અને એવા બળના પ્રભાવે પૃથ્વી પરનાં કેટલાંક અણુઓનો વિચ્છેદ કરવાનો ગુણ તેમાં છે.

વળી આકાશની કેટલીક બાબતો એવી છે કે જે તમે કદી જોઇ શકો નહિ, પણ તેના વિષે સાંભળી શકો છો. દાખલા તરીકે આકાશના પરમ સૂર્યની અમાપ કાયાની આસપાસ ૫૦ અબજ તારાઓ વીંટળાએલા છે, જેમાં આપણો સૂર્ય તો એક મામુલી પાત્ર છે. આપણે એ બધાને આકાશગંગા તરીકે ઓળખીએ છીએ. આ અજબ વિશ્વને તમે જોઇ શકો નહિ જ, પણ એક ખાસ રેડિયોયંત્ર પર તેના પ્રકાશના સિસકારા સંભળી શકાયા છે. વચ્ચેનું આકાશ કોલસાની ભૂકી કરતાંયે કાળી ભમ્મર હવાઓથી ભરચક હોવાને લીધે આ સૂર્યસમ્રાટના દર્શન આપણને દુર્લભ થઇ પડ્યાં છે. કદાચિત્ એવો પ્રસંગ આવે કે કાજળના એ પ્રદેશમાં આપણું ગ્રહમંડળ ધસી જાય અને પછી સૂર્ય માત્ર લાલ ગોળો જ દેખાય. ત્યારે પૃથ્વી ઉપર તો હીમનાં પડ ફરી વળે; અને એ પડ એવાં ધાટાં થાય કે તેની નીચે પૃથ્વી ચંપાઇ જાય.

આપણી પૃથ્વીનું પડ તદ્દન નક્કર છે એમ ન માનતા. ઘણીયે સામુદ્રધુનિઓમાં ભરતીના ભારથી ધરતીનાં તળ ઊંડાં ઊતરે છે. ધરતીનું પડ આવું નરમ હોવાથી ભરતી વેળા ચંદ્ર પાણી તો ઊંચાં ચડાવે છે, પણ ઘણીવાર નીચેની જમીનને પણ સાથે ઉંચકાવી તેનો ઘાટ ફેરવી નાખે છે. તેથી જ ધરતીકંપને અને ચંદ્રને સંબંધ છે. વળી બીજું: ધરતીકંપ વેળા કોઈપણ વેધશાળા ચંદ્રનું સ્થાન નક્કી કરી શકતી નથી; કારણકે વેધશાળા પૃથ્વી પર હોવાથી ચંદ્ર તેને પણ સ્થાનભ્રષ્ટ કરે છે. ચંદ્રની એ એક વિચિત્ર બીના છે. તેના કલેવરમાં ઇરાટોસ્થિનિસ કરીને એક જ્વાળામુખ છે જેના ભીતરમાં કંઇક વૃદ્ધિ પામતુ દેખાય છે. અને તેથી જ ચંદ્રમાં



આકાશમાં એમનું અસ્તિત્વ આજે નથી; પણ છતાં આમાંની નિહારિકાઓનો પ્રકાશ આજે દેખાય છે! પૃથ્વી ઉપર માણસ-જાતની ઉત્પત્તિ પણ નહોતી થઇ તે પહેલાં, અકલ્પ્ય વરસો અગાઉ, આમાંની કેટલીક નિહારિકાઓ અવકાશમાં પ્રકાશતી હતી. તે પછી તે તો લુપ્ત થઇ ગઇ; પણ એ પૃથ્વીથી એટલા અનંતકોટિ યોજનો દૂર હતી કે દર સેકંડે એક લાખ ને છયાશી હજાર માઈલના વેગથી આવતા તેના પ્રકાશને પણ અહીં પહોંચતાં આટલાં અકલ્પ્ય-અગણિત વર્ષો વીતી ગયાં, ને ભૂતકાળમાં પ્રકાશીને વિનાશ પામેલા તેજસમૂહનાં ભૂત જેવી આપણને તો એ હજી દેખાયા કરે છે!

ચેતનસૃષ્ટિ નથી એમ આપણાથી કહેવાય નહિ. કોણ જાણે એ અંદરની ઉષ્માને લઇને ચોક્કસ સૃષ્ટિ હોયે ખરી. ચંદ્રનું તેજ પોતાનું નથી સૂર્યનું તેજ તેના ઉપર પડે છે તે પરિવર્તન પામી પૃથ્વી ઉપર અજવાળું કરે છે. આથી તેના તેજનાં કિરણો વર્તુળની જંતુપોષક ગુણ ધરાવે છે એમ જણાયું છે. પ્રાચીન માન્યતા છે કે ચંદ્રનાં કિરણો બહુ લેવાં નહિ તેને આથી ટેકો મળે છે. ચંદ્ર પાછો પૃથ્વીના સંબંધમાં બહુ અગત્યનો ભાગ ભજવે છે. સમુદ્રમાં કેટલાંક પ્રાણીઓ પૂર્ણિમાને દિવસે જ જાતિસંવર્ધન કરી શકે છે. ચંદ્ર માટે હજુ એક અજબ વાત સાંભળી લ્યો. કોઇપણ દિવસે આપણે એકાએક બીજો અને કદાચ ત્રીજો ચંદ્ર જોવા ભાગ્યશાળી થઇએ! આપણા ચંદ્ર કરતાં જોકે ઘણા નાના એવા બે ગ્રહો સૂર્યની આસપાસ લાંબે ગાળે કુંડાળાં મારી રહ્યા છે. તે કોઇપણ વખતે પૃથ્વીના ચીલામાં આડા તો આવવાના જ. હવે પૃથ્વી ધમધમતી જતી હોય અને તે રખડુઓ માર્ગમાં અથડાય તો ચંદ્રની જેમ પૃથ્વીની કમરે લટકી જવાના જ.

કિરણપ્રસાર (Radiation)નું જ્ઞાન માણસને હાથ લાગ્યું તે વડે તેણે બીજ અને ગર્ભકણો પર પ્રયોગો કરી નવી વનસ્પતિઓ ને નવાં પ્રાણીઓની સૃષ્ટિ હવે નિરતારી છે. પહેલાં આવી વાત દુનિયામાં અશક્ય જ મનાતી. ખરું પૂછો તો એમાં જાતીય સંમિશ્રણનો જ સિદ્ધાંત છે. દવા વગેરેમાં કિરણપ્રસાર (radiation)-નો ઉપયોગ કરી દર્દીના લોહીમાં રહેલા જંતુઓનો સદંતર નાશ કરી શકાય છે. દર્દીને તે વેળા એટલું જ લાગે છે કે તેને જરા ટાઢીઓ તાવ માત્ર છે. એપેન્ડિસાઇટિસ ઉપર-ના કિરણપ્રવાહનું નિશાન તાકવામાં આવે તો કાપકૂપ વિના જ તેની અંદર થતા સડાને સમૂળગો બાળી ભસ્મ કરી શકાય છે. અરે એ વડે ઇંડાને બહારથી કાંઇપણ કર્યા વિના અંદરથી પકવી શકાય. આવાં કિરણો જ્યારે મળે નહિ ત્યારે અવાજનાં અશ્રાવ્ય આંદોલનોથી પણ એવી ક્રિયા કરી શકાય છે. આ અવાજને સર્વોચ્ચ સ્વર (Super sonic) કહે છે કારણકે તે શ્રવણ કરી

શકાતો નથી છતાં તેનાથી દૂધનાં જંતુઓનો નાશ કરી શકાય છે. તેની નજીક એક ઉંદર આવે તો તે પણ મરી જાય. અવાજના આઘાતથી તેનું લોહી જ થીજી જાય છે.

થોડાને ખબર હશે કે બધા ખોરાકમાં મુખ્યત્વે રહેલા પદાર્થો સાકર અને સ્ટાર્ચ (મેંદો) હવે રસાયણિક-રીતે બનવા લાગ્યા છે. તદ્દન અખાદ્ય પદાર્થો પર એક ચોક્કસ પ્રકાશની ક્રિયા લગાડવાથી આ તત્ત્વોનું તેમાં સંયોગીકરણ થાય છે. પણ હજુ આ નવા પદાર્થો જલદી અસલ રૂપમાં છૂટા પડી જાય છે તેથી તેને સાથે લાગટ રાખવાની શોધ પાછળ પ્રયોગો ચાલુ છે. એ થાય એટલે ખેતી કરવાની જરૂર જ મટી જાય.

વળી આજકાલના વિજ્ઞાનમાં કેટલાંક કિરણો અને આરોગ્યના સંબંધ શોધનારાં યંત્રો સરજાયાં છે. આજથી પાંચસો વરસ પહેલાં એ જ વાત ઍડવર્ડ બીજાના ડૉ. ગેડિસ-ડનને જણાઈ હતી. તેને સૂઝ્યું હતું કે શીતળાના દરદીને સૂર્યનાં કિરણો પ્રતિકૂળ થતાં હતાં અને લાલ બત્તીના પ્રકાશથી તેમને આરામ રહેતો હતો. (આપણા દેશમાં પણ શીતળાના દરદીની ચારે કોર પડદા બાંધવામાં આવતા હતા.) પણ આ બાબતની સાર્વજનિક ખાતરી તો ગયા સૈકામાં જ થઈ.

નરપિશાચ કે બ્રહ્મરાક્ષસ આપણને કોઈ કલ્પના-કથાનું જ કે પુરાણોએ ઘડી કાઢેલું પાત્ર લાગે છે, પણ હવેની શોધ કહે છે કે પૂરા સૂર્યના પ્રકાશ અને તાજા શાકાહારના અભાવે માણસની Pituitary glands પિચ્યુટરી ગ્લૅન્ડઝ નામની શરીરગ્રંથિઓમાં વિકૃતિ થાય છે તેથી તેનાં હાડકાં અને ચહેરો ભયંકર બની જાય છે. આવા પિશાચોનું જૂનું વર્ણન પણ એવું છે કે તેનામાં દસ માણસોની તાકાત હોય છે; કોઈપણ જાતના બખ્તર વગર તે યુદ્ધ કરે છે; જખમી થતાં લોહીનું એક પણ બુંદ તેના શરીરમાંથી નીચે પડતું નથી. એ વાત તદ્દન સાચી છે, કારણકે તેની પિચ્યુટરી ગ્રંથિઓ બીજી ગ્રંથિઓને હણીને તેમનું કૌવત લોહીમાં ખેંચી લાવે છે અને તેનામાં રાક્ષસી બળ ઊભરાય છે. જેમજેમ આ વ્યાધિ વધે છે તેમતેમ તેનું ઝનૂન એટલું બધું વધે છે કે તે નર ઘાતક થઈ જાય છે. વાર્તાઓમાં પણ આ નરપિશાચ કોઈ ખંડેરમાં રાતને વખતે ઘૂમતો જણાય છે અને હાથમાં આવેલાને ખાઈ જાય છે.

પ્રાચીન ચીના વૈદો ગ્રંથિ વિષે કશું જાણતા નહોતા, પણ આવા વ્યાધિવાળાને દેડકાનું ચૂર્ણ ખવરાવતા. કેટલાકને આ મૂર્ખાઈ લાગે, પણ વિજ્ઞાનની દૃષ્ટિએ તેમાં મહત્ત્વ છે કે એવા દરદીને એડ્રિનલીન જોઈએ અને તે જીવશરીરના ચૂર્ણમાંથી મળી જાય છે.

ઍક્સ રેથી શરીરની અંદરના ભાગો નજરે જોઈ શકાય છે તેમજ તેની છબીઓ પડે છે એ તો હવે સૌ જાણે છે. પણ વધારામાં તેની મદદથી ભૂતકાળની સૃષ્ટિનું પુનઃ સર્જન થઈ શકે છે એ નવી શોધ છે. કાટ ખાઈ ગએલા સિક્કા, તામ્રપત્રો, કબરમાંનાં મડદાં, તેના વ્યાધિઓ વગેરે ઍક્સ રેથી બરોબર જાણી શકાય છે. તેમજ ભૂકો થઈ ગએલાં માટીનાં વાસણો વગેરે અસલ સ્વરૂપમાં વીજળીના બળે સાંધી શકાય છે! આમ વીજળી અસલ વસ્તુઓ પ્રાપ્ત કરી આપે છે એટલું જ નહિ પણ, ધૂળમાટી જેવા પદાર્થોમાંથી અજબ રત્નો સરજી શકે છે! અમાપ ગરમી આપવાની વીજળીક ગોઠવણોથી મામૂલી કિંમતનાં ચપટી રસાયણોના મિશ્રણને વીજળીક ભઠ્ઠીની ગરમી પહોંચતાં, કુદરતની મળે છે તે કરતાં મોટાં અને ચોખ્ખાં પાણીદાર, નીલમ, માણેક અને હીરા નીપજી શકે છે; અને એ પણ એવા કે કોઈ ઝવેરી તેને ખોટા કહી શકે નહિ.

અલ્ટ્રા વાયોલેટ કિરણોના કાચની ફ્રેમમાંથી દેખાયું છે કે નરી આંખે ન દેખાતું એવું એક પ્રકારનું વીજળીક તેજ પ્રકાશની આભા પેઠે દરેક માણસની આસપાસ છવાઈ રહ્યું છે. જેમ માણસની તંદુરસ્તી વધારે તેમ એનો વિસ્તાર વધારે. એ તેજ શરીરનાં છિદ્રાણુઓમાંથી છૂટ્યાં કરે છે. એના પ્રમાણ ઉપર આયુષ્યનું પ્રમાણ ધારી શકાય. માણસનું આખું શરીર સૂક્ષ્મ વીજળીક સંધાનોથી ભરપૂર છે, અને મગજ આગળ તેનું મધ્યમંદિર છે. એ સંબંધો તૂટે કે માણસનું જીવન શૂન્ય બની જાય.

પ્રાણીજગતની અજાયબીઓ પણ પાર વગરની શોધાઈ છે. આપણામાં જે ઇંદ્રિયજ્ઞાન છે તે તેમનામાં નથી અને તેમને છે તે આપણને નથી. કેટલાયને શ્રવણશક્તિ નથી, કેટલાયને રંગનું ભાન નથી અને આપણને નથી એવું ભાન કેટલાંક પ્રાણીઓને છે.

ઉત્તર યુરોપની ઈલ માછલીઓ પોતાનાં તળાવડાં છોડી ઉનાળાની રાતે ઘાસમાં ભરાઈ રહે છે, નદી-પ્રવાહો શોધી કાઢે છે અને તે વાટે દરિયામાં દાખલ

થઇને આખો આટલાંટિક મહાસાગર પાર કરીને છેક બરમ્યુડાના પોતાના અસલ વતનમાં જઇ મરે છે!

પાછી તાજી જન્મેલી ઇલો ત્યાંથી ઊપડે છે. રસ્તામાં પોતાનો વસ્તારવધારે છે અને ત્રણ વર્ષે યુરોપના કિનારા પર પહોંચી જાય છે. ઇલ જાતની જ બીજી એક માછલી એવી નાજુક લાગણીવાળી છે કે પૃથ્વી કંપે ત્યારે તેને પહેલી ખબર પડે છે. વીજળીનો સ્પર્શ થતાં પહેલાં તો તે તેના અનુમાને બેભાન થઇ જાય છે!

માણસોમાં પણ ઇંદ્રિયભાન વિવિધ પ્રકારનાં હોય છે. તમે પોતે દિવસે જોવાની શક્તિ ધરાવો છો તેવી જ રાત્રે ન રહેતી હોય; કેટલાકને રાત્રે વધારે સૂઝે છે ને કેટલાક સાવ અંધ બની જાય છે. પક્ષીઓની આંખ ઘણી તીવ્ર હોય છે. સાધારણ મરઘીની આંખનું ઢાંકણું એક યંત્ર માફક આવેલું છે જેથી ઘડીમાં તે ટેલેસ્કોપી (દૂરદર્શી) થાય અને ઘડીમાં માઇક્રોસ્કોપી (સૂક્ષ્મદર્શી) થાય

પક્ષીઓ વારંવાર સ્થાનાંતર કરતાં જણાય છે તેમાં તેમની આંખ કારણ નથી; પણ તેમનાં શરીરમાં રહેલી એક ગ્રન્થિની પ્રેરણાથી તેઓ દૂર નીકળી પડે છે. એ ગ્રન્થિઓ બદલો તો દક્ષિણના ગરમ પ્રદેશો મૂકી તે હિમમય ઉત્તરમાં ઊપડશે. એથી જ સાવ ઊલટું, વાંદરામાં ઇંદ્રિયજ્ઞાનનું મીંડું છે. કેટલાં યે વાંદરાંને પોતાનાં બચ્ચાંને ધવડાવવાનું જ્ઞાન ન હોવાથી બચ્ચાંને હાથમાં પકડી રાખી ભૂખે મારે છે. જ્યારે જંતુસૃષ્ટિ અંતરપ્રેરણા પર નભતી હોવાથી તેમનું કામકાજ બહુ વિચારભર્યું ચાલ્યાં કરે છે.

ઈંડાં ઉપર હમણાં એવા પ્રયોગો કરવામાં આવ્યા હતા કે પક્ષી જન્મતા પહેલાં અમુક મુદતે ઇંડું ખોલી અંદર બીજો છવકણ મૂકી દેતાં એ ઇંડું એક બાજુ રસોળીની પેઠે વધ્યું હતું. વીસ મિનિટ બાદ એ જ પ્રયોગ ફરીવાર કરતાં અંદરથી જન્મ લેનાર પક્ષીને દરેક અવયવ બેવડાં ફૂટી નીકળેલાં જણાયાં!

ઝાડની કલમો થાય છે તેવી જ રીતે પંક્ષીઓને પણ અવયવો ફૂટતાં હોય તે વખતે નવાં અવયવો લાગુ કરી શકાય છે. પંજાની કળી આગળ પૂંછડીની કલમ નાખો તો પૂંછડી હાથનું સ્વરૂપ લેશે. આપણે પણ આપણી પંચેન્દ્રિયો પાસેથી તેની પૂર્ણ શક્તિઓ પ્રમાણે કામ લઇ શકતા નથી. ૧૦૦ માઇલની ઝડપ કરી શકે એવી ગાડી આપણે ૨૫ માઇલની ઝડપે ચલાવીએ છીએ. આપણે આપણી ઇંદ્રિયની તાલીમ પર ધ્યાન આપી વિકાસ કરીએ તો ચમત્કારિક લાગે એવી શક્તિ પ્રાપ્ત કરીએ; છતાં કુદરતને હિસાબે તો તેણે આપેલા માપમાં જ તે હોય. એક સૂંઘવાની જ શક્તિ કેળવી હોય તો શિકારી કૂતરાની પેઠે તમે માણસની ગંધ પરખીને પકડી શકો. જરૂર પડે તેમ બીજી ઇંદ્રિયોનું કામ બંધ કરી માત્ર શ્રવણ કેળવો તો બંધ કરેલા ઓરડા પાછળ થતી વાતો માત્ર તમે સાંભળી શકો. આંખમાં જોવાની તાકાત એટલી બધી છે કે તમારી સામેનો માણસ પોતાના હાથમાં કોઇ છબી કે લખાણ પકડીને ઊભે તો તેની આંખમાં તેનું જે પ્રતિબિમ્બ દેખાય તે જોઇ તમે તે ઓળખી કે વાંચી લઈ શકો!

તેથી પણ વધુ પ્રબળ દૃષ્ટિ સંભવિત કરી શકાય તેમ છે. દૂરના સંદેશા અને વસ્તુસ્થિતિ જાણવાનું ઇચ્છાનુસાર બની શકે એ વાત તો હવે સિદ્ધ થઇ છે. માનસિક આવિર્ભાવો અધમ પ્રવૃત્તિ નહિ પણ ઉન્નત પ્રવૃત્તિના વર્ગમાં મૂકાય છે. પ્રથમ પ્રયોગે તો આ ક્ષેત્રમાં નિષ્ફળતા દેખાય છે. ઇંદ્રિયો કામ કરવા ના પાડે છે અને આપણને અતિ શ્રમ કરાવશે એવું લાગે છે. જેમ કોઇનું નામ ભૂલી જતાં જેમજેમ તે યાદ કરવા મથીએ છીએ તેમતેમ દૂર જતું લાગે છે. પણ એક વાર આવી સ્થિતિમાંથી પસાર થઇ જઇએ તો મનને અનુમાન કરતું જોઇ શકીએ છીએ. ભૂલવાળાં અનુમાનો થશે, પણ આખરે આંતરશક્તિઓ ઝોકપના ભયે બરોબર કામ કરવા લાગશે અને અનુમાનો સાચાં બનશે.

થાક હોય ત્યારે અથવા દવાઓના સાથમાં આ ઉચ્ચતર શક્તિ ટકતી નથી, પણ ખરેખર ગણત્રી અને સમતોલ વિચારના રૂપે જ કેળવી શકાય છે.

આ બધી શોધો નવા યુગની માત્ર શરૂઆત છે. કોઈ લાભ મેળવવાની ઇચ્છાથી જ ઇંદ્રિયો કેળવવા કરતાં તેનો શક્તિવિકાસ સાધવાની શુદ્ધ બુદ્ધિથી તે પર ધ્યાન આપીશું ત્યારે કોઇ નવી સૃષ્ટિ આપણી આસપાસ રચાશે; કારણકે આપણી જ્ઞાનેન્દ્રિયો તેના સ્થાનમાંથી ઊઘડતી આવે છે. જેમ આંધળાં અને બહેરાં માણસ કરતાં આપણને જગત વધુ કુતૂહલપૂર્ણ અને રસભર્યું લાગે છે તેમ હવે પછીની પ્રજાને પણ આપણા કરતાં વધારે જોવા–સમજવાનું મળશે જ.

(જિરાલ્ડ હર્ડના 'ગ્રૅસ મૅગેઝીન'માં આવેલા લેખ ઉપરથી)

# રેંકડી

તે દૂર ઊભો હતો. મેલાં ને ફાટેલાં તેનાં કપડાં હતાં. એકબે વખત રામલાલની નજર તેના પર પડેલી, પણ રસ્તા ઉપર ઊભા રહેવાની કોઇથી ના પાડી શકાતી નથી. કામમાં ચિત્ત પરોવાતા તે એને ભૂલી પણ ગયો.

દરમ્યાનમાં મહાજનની ચિઠ્ઠીવાળા બેત્રણ સાધુ આવી ભીખનો પૈસો લઇ ગયા. એક ફકીર પણ લોહી કાઢીને આનો લઇ ગયો. સાંજ પડવા આવી હતાં આસપાસ થોડું ટેહ્રી આવીને પાછો તે ત્યાં જ ઊભો હતો.

હવે ઘરાકી ઓછી થઇ હતી.

દુકાન આગળ જરા પાણી છાંટી આરામથી રામલાલ બેઠો. તેની દુકાને છુટક અનાજ વેચાતું. થોડું રળતો અને થોડું વાપરતો. સંતોષી તેનું જીવન હતું.

તેની નજર સામે ગઈ. વળી તેને જોયો. મનમાં કુતૂહલ થતાં હાથની નિશાની કરી તેને બોલાવ્યો અને પૂછ્યું: 'શું લેવું?'

'કાંઇ લેવું નથી.' કહેતો તે પાસે આવ્યો.

'ત્યારે ક્યારનો ત્યાં શું ઊભો છે?'

'અમથો.'

'ભાઇ, અમથા ઊભા રહેવાને બાગબગીચા છે. એ સઘળું છોડીને અહીં દાણાપીઠમાં કાં ઊભો રહે છે?'

'ભાઇ. . .' અને તે આગળ બોલી ન શક્યો. તે જુવાન હતો. શરીરનો બાંધો મજબૂત હતો, છતાં દુ:ખ અને ચિંતાથી તે બેહાલ બની ગયો જણાતો હતો. તેની આંખો અને પેટ ભૂખથી ઊંડા ઊતરી ગયાં હતાં. મોઢું ત્રાસથી ફિક્કું પડી ગયું હતું. તેની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં. એક બાજુ જોઇ તેણે તે લૂછી નાખ્યાં.

આ દૃશ્યથી રામલાલના હૃદયમાં કરુણા ઊભરાઇ. તેણે કહ્યું, 'ભાઇ રડો મા. માણસ માત્રને કાંઇ ને કાંઇ દુ:ખ હોય જ છે. આવો, આ ઓટલે બેસો અને હરકત ન હોય તો શું દુ:ખ છે તે કહો.'

'બાપુ, ભીખ માગવા નીકળ્યો' તો, પણ મને માગી ખાતાં આવડતું નથી,—જીવ પણ ચાલતો નથી. જિંદગીમાં કોઇની પાસે મેં હાથ લાંબો કર્યો નથી. બે દિવસનો હું ભૂખ્યો છું.' આટલું બોલતાં ફરી તેની આંખમાં આંસુ આવ્યાં ને મોટેથી રડી ન પડાય એ માટે તેણે મોઢા આડો હાથ દાબ્યો.

રામલાલ થડા ઉપરથી હેઠે ઊતર્યો અને તેને પાછળ આવવા કહ્યું. થોડે દૂર કંદોઇની દુકાન હતી ત્યાંથી થોડા ગાંઠિયા અને પેંડા અપાવ્યા. તેણે ફાટેલું ફાળિયું પહેર્યું હતું તેના છેડામાં તે લેતો જોઇ રામલાલે કહ્યું 'અહીં ને અહીં ખાઇ લેવું હોય તો હું દુકાનવાળાને કહીને સગવડ કરાવું. પછી ખાઇ કરી પાણી પીને મારી દુકાને આવો. મારે તમારી હકીકત સાંભળવી છે.'

'ભાઇ, મારે ઘરવાળી છે. અમે વહેંચીને ખાઇશું. ધર્મશાળામાં ઊતર્યા છીએ. કાલે આવીને હું તમને મારી વીતી કહીશ.'

બીજે દિવસે સવારે તે આવ્યો ને પોતાની વીતક કહેવા માંડી. 'મારાં માતપિતા નાનપણમાં મરી ગએલાં. અમારે બેત્રણ સાંતીની જમીન હતી. બાપ ગુજરી ગયા પછી જમીન કાકા વાવતા. હું અઢારેક વર્ષનો થયો હોઇશ ત્યાં સુધી તો મને તે સારી રીતે રાખતા. તેમનાં છોકરાઓ સાથે હું રમતો ને મઝા કરતો. કોઇ વાર મારાં કાકી વિફરતાં તો મારા કાકા મારું ઉપરાણું પણ લેતા.

એક દિવસ તેમણે મને કહ્યું: "વિઠ્ઠલ, તારા બાપ ગુજરી ગયા ત્યારે તેના માથે ઘણું દેવું હતું. ત્યાર પછી કાળદુકાળે વિઘોટી મેં ભરી છે. તારા લગનમાં હું ખાલી થઈ ગયો છું. ને મોટું ખરચ લાગ્યું છે. તેના બદલામાં તારે મને તારા ભાગની જમીન લખી દેવાની છે. જો તું અત્યારે ન લખી દે તો મારે તારી ઉપર કોરટ કરવી પડે. વહેવારમાં તો દોકડે દોકડાનો હિસાબ."

'આવું અને બીજું ઘણું તેમણે મને સમજાવ્યું. મારી ઉમર કાચી તેથી આ બધું સાંભળીને મને તેમાં કાંઇ બહુ ગમ પડી નહિ. મેં તો તે જેમ કહે તેમ કરવું કબૂલ કર્યું. બીજે દિવસે તે મને કચેરીમાં લઇ ગયા. અને એકબે કાગળિયાંમાં મારી સહી કરાવી લીધી.

અમલદારની રૂબરૂમાં એ સહી કરાવી લીધા પછી તેમનું વર્તન ફરી ગયું. હવે વાતવાતમાં ગાળો દેવાનું અને મને જરા પણ નવરાશ ન મળે તેવી રીતે મારી પાસેથી કામ લેવાનું શરૂ કર્યું. મારાં કાકી પણ મારી વહુની પાછળ

પડયાં હોય તેમ ડગલે ને પગલે હેરાન કરવા લાગ્યાં. કોઇકોઇ વખત તો મારી પણ લેતાં અને અમને એકલાં મળવાની બહુ જ ઓછી તક મળે તેમ કરતાં. જે વખત મળતો તેમાં તે પોતાને માથે ગુજરી મને કહેતી.

આ બધું કયાં સુધી સહન થાય? મેં જુદા થવા યત્ન કર્યો અને જમીન જુદી પાડી આપવા કહ્યું. પણ તેમણે તો તાડુકી કહ્યું:"તારે જમીન કેવી? તારા ભાગની જમીન તો મેં ઘણા દિવસથી વેચાણ લીધી છે એ ખબર નથી? આ તો અત્યાર સુધી ઠીક કે મારો ભાઇનો દીકરો છે એટલે ખાવા દીધું. તારે કામ કરીને રહેવું હોય તો રહે, નહિ તો તને સૂતાંસૂતાં હવે કાંઇ નહિ મળે."

આ સાંભળી હું સ્તબ્ધ જ થઇ ગયો. આડોશી-પાડોશીને પૂછી જોયું તો તેમણે મારા કાકાની ધાકથી કાંઇ જવાબ ન આપ્યો. મેં બીજે ઠેકાણે સાથી તરીકે રહેવા માટે પ્રયાસ કર્યો. ખેતીનું કામકાજ હું બધું જાણું છું એટલે બીજા મને ખુશીથી રાખત, પણ મારા કાકાએ મને રાખનારને છાની ધમકી આપી અને મને કહેવડાવ્યું કે અમારૂં નાક કપાવવું છે? કામ કરવાની દાનત હોય તો મારાં ખેતરમાં કયાં નથી? બીજા પણ તને રોટલા કરતાં શું વધારે આપવાના હતા!

આ રીતે મને બીજાને ત્યાં કામે જતો અટકાવ્યો. પણ તેમને ત્યાં તો હું હવે ગુલામી કરવા ખુશી નહોતો. દરબારમાં એકબે અરજી કરી જોઇ, પણ કાંઇ વળ્યું નહિ.

'તે વખતે અમારો એક પાડોશી શહેરમાં કમાવા માટે ગએલો તે પાછો આવ્યો હતો. તે શહેરની વાતો કરતો. શહેરમાં સારી મજૂરી તરત મળે છે, એવી તેની લોભાવનારી વાતો માની હું ને મારી વહુ એમ ને એમ પહેર્યે લૂગડે શહેરમાં આવ્યાં. મજૂરી શોધવા હું દરરોજ નીકળતો પણ મને મજૂરી મળતી નહિ. કેટલાક દિવસ મારી વહુ ઉપર થોડું ઘણું ઘરેણું રહ્યું હતું તે વેચીને ચલાવ્યું. પણ છેલ્લા બે દિવસથી અમે એક દાણો પણ મોઢે માંડયો ન હતો. તમે કાલે અપાવ્યું તે અમે રાત્રે ખાધું.'

'ત્યારે હવે શો વિચાર કર્યો?'

'કાંઇ સૂઝતું નથી. અહીં કાંઇ મજૂરી મળતી નથી અને મારે ગામ તો મરણાંતે પણ પાછા ન જવાનું અમે પાણી મૂકીને નીકળ્યાં છીએ. છેવટ કાં તો ઘારેઘારે માગતાં શીખીશ ને એથી યે પેટ નહિ ભરાય તો...'

'મજૂરી ઓછી વધતી મળે તો અહીં રહે ખરો?'

'અમારે પેટના ખાડા ભરવા રોટલા અને છાશ સિવાય બીજું કાંઇ નથી જોઇતું.'

આમ વાત કરતા હતા ત્યાં એક ઘરાક આવ્યું અને દોઢ મણ ઘઉં તોળાવ્યા. રામલાલે વિઠ્ઠલને કહ્યું: 'લે ત્યારે શુકન કર. આ લઇને ભાઇ સાથે જઇ તેમને ત્યાં નાખી આવ. દોઢ આનો આને મજૂરીનો આપજે'

આ રીતે વિઠ્ઠલે દાણાપીઠમાં મજૂરી કરવી શરૂ કરી. થોડાક દિવસ આ રીતે વ્યતીત થયા. દરરોજ તેને આઠથી દસ આના મજૂરી મળી રહેતી. તેણે મજૂરના લત્તામાં એક ઓરડી ભાડે રાખી.'

એક દિવસ તે રામલાલ પાસે આવ્યો અને કહ્યું: 'ભાઇ હું મજૂરીએ આવું અને મારી વહુ ઘેર એકલી કામકાજ વગરની બેસી રહે છે એ એને નથી ગમતું. અમે બંને જણા કામમાં લાગીએ તો તેનું મન આનંદમાં રહે અને દિવસ જાય તો. મને એક રેંકડી અપાવશો? એક જણ જૂની રેંકડી વેચે છે.'

'નવી લે ને?'

'નવી રેંકડીના પૈસા વધારે થાય ને?'

'પૈસાની સગવડ આપણે કરીશું.'

બપોરના નવી રેંકડીની ખરીદી થઇ. વિઠ્ઠલે રામલાલને ખાતું પાડી આપ્યું અને તે પૈસા વગર વ્યાજે મજૂરીમાંથી કાપી લેવા એમ ઠરાવ્યું.

બીજે દિવસે સવારમાં રામલાલ દુકાન વાળી સાફસુફ કરી ગાદી પાથરી દુકાનના થડા ઉપર બેઠો હતો. એક ગોખમાં ગણપતિ હતા. તેમની પાસે ઘીનો દીવો અને ધૂપ કર્યા હતાં તેની સુવાસ પ્રસરી રહી હતી.

'માલીક, ઝુમસે.'

'હઇસો.'

'માલ, ઝુમસે.'

'હઇસો.'

રેંકડી ખેંચનારનો તાલબદ્ધ અવાજ આવતો હતો. રામલાલે તે તરફ નજર કરી તો સંસાર શકટને વહતાં હોય તેમ લાલચોળ ઉષાવર્ણું મુખવાળાં વિઠ્ઠલ અને તેની વહુ રેંકડી ખેંચતાં આવતાં હતાં.

આગલે દિવસે વખારેથી લાવવાની કાઢી રાખેલી ગુણો તેની દુકાને ઉતારી અને હસતાંહસતાં વિઠ્ઠલે કહ્યું: 'શેઠ, તમારી બોણી કરી.'

'રસનિધિ'



# વનવગડાનાં વાસી

જળજંગલની જીવનસૃષ્ટિની એ પરિચયમાળાનો નવમો હપતો

## લીંબુડિયાના કાંઠે

આપણા નિત્ય સહવાસમાં રહેતાં છતાં ઘણાને અજાણ્યાં એવાં એ મનોરમ પંખીની ઓળખાણ આપે છે.

કાકડીઓ કુમાર

હમણાંહમણાં મારે . . . આશ્રમમાં જવાનું થાય છે. ત્યાં બપોરના જમી પરવારી હું અને મારા મિત્ર આશ્રમના આંગણામાં લીમડાના ઝાડ નીચે ધામા નાખીએ. પાસે એક નાની લીંબુડી છે. એના ફરતો નાનો ક્યારો છે. એમાં નહાવાધોવાનું પાણી ભરાય એટલે છોકરાં એને 'લીંબુડિયું તળાવ' કહે. ભરઉનાળાના દિવસ એટલે ખરે બપોરે તો સૂર્યનારાયણ સોળે કળાએ તપે. જ્યાં ઘરછાંયડે ભરાઇ બેસનારી માનવજાત પણ અસહ્ય ઉકળાટમાં તરફડિયાં મારતી હોય તેવે વખતે જંગલની ધીખતી ધરતી પર ઝાડમાં, જાળાંઝાંખરાં કે વાડની ઓથે ભરાઇ બેસનારાં પંખી બીચારાંની શી દશા? એટલે બપોર થાય કે તાપ અને તરસે વલવલતો પંખીસમાજ અમારા 'લીંબુડિયા'નાં લહેરો લેતાં ટાઢાં જળ પીવા આવે. કોઇને પાણીની ગરજ ન હોય તો લીમડાની ઘમ્મર ઘટામાં કે શીળી છાયામાં આસાયેશ લેવા–બપોરો કરવા પણ આવે. અમે તો ત્યાં બેઠા જ હોઇએ, એટલે એ બધાંના આવવાજવાનો હિસાબ આપોઆપ થઇ રહે. આમ આ 'લીંબુડિયું' પક્ષિનિરીક્ષણની અમારી પ્રયોગશાળા બની ગયું છે.

પેલો ચાસ[1] બેઠો. કાગડો[2] દીઠો કે એના ભોગ મળ્યા. 'કા . . કા . . કા . .' 'કૅઑઁ . . . કૅઑઁ . . .' નાં આહ્વાન થાય ને તુમુલ યુદ્ધ જામે. રખે મારું રહી જાય કરતોકને કોશિયો[3] ય માંહી ઝંપલાવે ને કાગડાનાં પીંછાં વિખેરવા માંડે. એક તરફ આ જામી હોય ત્યાં પાસેના લીમડામાં વળી 'તીસરી' જ ચાલતી હોય. ત્યાં એક જંગલી[4] કાગડી માળો બાંધી બે બચ્ચાં ઉછેરે છે. બચ્ચાં દેખાવે તો બીક લાગે એવાં, પણ પેલા શીદી બાદશાહની વાત પ્રમાણે, કાગડીને મન તો એ રતન જેવાં. એટલે ભારે જતન કરનારી. ભોગજોગે આ વખતે એક વાંદરું[5] આવી ચડ્યું: 'કા . . કા . .' કરીને થાકી, પણ વાંદરું શેનું ખસે? કાગડીએ જોયું કે આ લંગપુરુષ કાંઇ આમ સીધી રીતે માનવાનો નથી, એટલે એણે કર્યાં ચારપાંચ સગાંવહાલાં ભેગાં ને એવી કરી કે બીચારું જાય ઊભે પૂંછડે ભાગ્યું.

લીમડાના મોર ઊડ્યા પણ શકરખોરા[6]ની સંગીતની લહેર હજુ સુકાઇ નથી. એની માદા આવે; જરા યે બીક વિના આ ડાળથી પેલી ડાળ કરતી અમે બેઠા હોઇએ ત્યાં ઊતરે; પાણીમાં એની રૂપાળી નાની નળી જેવી વાંકી ચાંચ બોળે; ધરાઇને પાણી પીએ ને ધીરે સાદે 'ચીં' કરી આનંદની સીસોટી મારે ને ઊડી જાય.

પૂર્વ દિશાનો પરથાર કંકુવરણો થતો હોય ત્યારે લીમડાની ઊંચી ટોચે બેસી સંગીતની ઝડી ઉડાડનારો દૈયડ[7] અને એની માદા, આભમાં વીજળી ઝબૂકે એમ ઝબકારા મારતી સોનેરી દેહછટાવાળાં શરમાળ પીળક[8] વધૂવર, 'કૅકૅ . . કૅકૅ' કરી કાન ફોડતાં પીંજારાં,[9] 'કૂઉઉઉ'ના અધૂરા ટહુકે દિલ લલચાવનારો કોકિલ,[10] 'પરભૂ . . તું, પરભૂ . . તું'ના કરુણ સાદે ભજન કરતો હોલો[11] ભગત, 'કપિલદેવ, કપિલદેવ'ના ઉચ્ચ સ્વરે વાડેવાડે ભટકતાં તેતર,[12] દેવલી,[13] સુગરી,[14] કાબર[15] અને એની પિતરાઇ પાવૈ,[16] કળાયલ મોર,[17]

---

૧ Blue Jay કે Indian Roller. ૨ King Crow.

૩, ૪ ફિક્કા રંગના ગળાવાળો આપણો રોજનો પાડોશી કાગડો=House Crow; શરીરે સાવ કાળો મોટા કદનો જંગલનો કાગડો=Jungle Crow.

૫ કાળા મોં વાળું આપણું પરિચિત વાંદરું=Lungur; લાલ મોંનું માંકડું=Bengal Monkey.

૬ Sunbird ૭ Dhayal, Magpie Robin

૮ Golden Oriole ૯ સાતભાઈ: Babblers

૧૦ Koel—કોયલ એટલે Cuckoo નહિ. Cuckoo એ પરદેશી પંખી છે. શિયાળામાં આવનારું. રંગે બરોબર બાજને મળતું.

૧૧ Dove

૧૨ Grey Partridge ૧૩ દેવચકલી Indian Robin

૧૪ Weaver Bird ૧૫ Common Myna

૧૬ Black Headed Myna ૧૭ Peacock

ગગનવિહારી શમળી,[૧૮] કબૂતર[૧૯]—અમારી વાડીનાં મહેમાન. કોઈ પાણી પીવા આવે; કોઈ વાડની શીળી છાયામાં કે ઝાડની ઘટામાં આરામ લેવા આવે. જ્યાં બે પંખી આવે ને જાય. કોઈ જતાંજતાં રૂપરંગથી આંખો ઠારે. કોઈ અદશ્ય રહી મધુર ગાનથી રીઝવે, (આ રીઝવનારાંની કથા યે અત્યંત રમણીય છે). પણ આ બધાંમાં અમારું દિલ હરનારાં તો બે જઃ કાકડિયો કુંભાર ને ચકદીલ. રોજ જોઈએ, આખો દિવસ જોઈએ, પણ એમને જોતાં, સાંભળતાં અમે ધરાયા જ નથી. અમારી 'લેંબુડિયા'ની પુષ્કરિણીની પાળે ઝૂલતાં એ બે સ્થળકમળ.

કાકડિયોકુંભાર દહાડામાં દસ વખત પાણી પીવા આવે. લચકાતો મલકાતો ધીમેધીમે ડગીપગી કરતો. બ્હીએ ખરો, પણ પાણી વિના ન ચાલે, એટલે હોય એટલી હિંમત ભેગી કરી કઠણ કાળજે આવે. પહેલો નરઃ પછી માદા. ખૂબ પાણી પીએ. હાંફતો જાય, પાણી પીતો જાય; ધરાય એટલે નીકમાં ભીની ટાઢી ભોંય પર પાંખો પાથરી પેટ ચાંપી બેસે અને નિરાંત જીવે ઝોકાં ખાય. એ અમારો રોજનો ભાઈબંધ.

કહે છે કે કાકડિયા કુંભારના માળામાં એક જાદુઈ લાકડી હોય છે. માળાની વચ્ચોવચ્ચ ઊભી. ચાર આંગળની. એ જેના હાથમાં આવે તેનો બેડો પાર. બસ કોઈ પણ તાળાને કે તીજોરીની ફાટે લાકડી લગાડો કે ફટાક કરતું એ ઊઘડી જાય! ખીસામાં લઈને ફરોઃ બેંકનો કોઠાર, પરીક્ષાના પેપરની પેટી, રેલવેના ડબા—ગમે ત્યાં તમારો પ્રવેશ થઈ શકે. આવી લાકડીની શોધ અર્થે બેનર પાધરમાં જાળે ઝાંખરે ભટકનારા ઓલિયાઓ પણ મેં ઘણા યે જોયા છે!

આ પંખીને નથી ઓળખતા એ એને વગડાઉ કાગડો કહે છે. દેખાવે કાગડા જેવો લાગે, પણ એ કાગડો નથી. એનાં સગાંવહાલાં તો કોયલ, મોનીડો, કૂ–Cuckoo વગેરે.

એનું અંગ્રેજી નામ Coucal કે Crow-pheasant. કોયલની નાતનું પંખી, એટલે કવચિત્ Lark Heeled Cuckoo નામે પણ ઓળખાય. પક્ષિતત્ત્વવિદોનો એ Centropus Sinensis. હિંદીમાં એને मोहोक અને આપણા ગુજરાતમાં (મૂળ સંસ્કૃત कुम्भकारकुक्कुट પરથી) કાકડિયો કુંભાર કહે છે (ઉત્તર ગુજરાતમાં 'હુડહુડ' પંખીને પણ 'કાકડિયો કુંભાર' કહેવાનો રિવાજ છે, પણ એ સાચું નામ નથી) ખાડા-ખાબોચિયામાં લપાઈને ફરે તેથી એનું બીજું સંસ્કૃત નામ गर्तकुक्कुट.

ગામને પાદરે કે વગડામાં આ જોગી પેલા જાળે ભરાતું, ઘોડાના જેવા લાલ રંગની પાંખોવાળું અને ચળકતા ઘેરા આસમાની રંગના ભારે શરીરવાળું. કાગડા જેવું અને જેવડું પંખી જુઓ તો એ આ 'કાકડિયો કુંભાર' જ. નર ને માદા એક જ રંગનાં—એક જેવાં દેખાય. આખું શરીર કાળું—માત્ર માથું, ગરદન, ગળું અને છાતી ચકચકિત વાદળી રંગે; છાતી, પડખાં અને પેટ પર એ વાદળી લીલાશપડતો. પાંખો અને ખભાનાં ચાંપાં ઘોડાના રંગે લાલ. એની આંખ લાલ, ચાંચ અને પગ કાળા.

એના પગ ઝાડનાં થડ, ડાળાં વગેરે પર 'ચડનારાં' (Zygodactyle)—લક્કડખોદ, પોપટ, કોયલ વગેરે—પક્ષીઓના જેવા સંપૂર્ણ ઘડાએલા છે, છતાં એને ઝાડ પર ચડવાની ટેવ નથી. એ પગમાંયે ગૌરવનું ઉપાંગ તો એના પંજાની પાછળની આંગળી છે. આ આંગળીને છેડે, આંગળી જેવડો કે તેથી યે કવચિત્ લાંબો, સીધો નખ કે નહોર છે. આ વિશેષતાને લીધે એનું Lark-Heeled Cuckoo નામ પડ્યું છે. કારણ આવો સીધો નખ અગન, ચંડોળ વગેરે (Larks)નું ખાસ લક્ષણ છે.

એ પગે પાયજામો પહેર્યો હોય તેવાં, સાથળ ઢાંકનારાં પીંછાં હોય છે;—જેવાં શમળીને પગે જોઈએ છીએ તેવાં. એના પગ 'ચાલવા' તથા 'દોડવા'ના ઉપયોગના છેઃ કાગડાની પેઠે એ 'ઠેકતો' નથી.

આ બધું તો ઠીક, પણ એનાથી યે ચડી જાય એવી તો એની વાચા છે. તમે સીમમાં કે ખેતરમાં જતા હો, સવારે બપોરે કે સાંજે બધું નિર્જન શાંત હોય, એવે વખતે અચાનક એ શાંતિને ભેદતો ઘેર કાનને અપ્રિય અવાજ સંભળાયઃ 'દુક . . દુક . . દુક . . દુક'. અવિરત ઉચ્ચ સ્વરે એ થોડીથોડી વારે આવે. તમે શોધવાનો પ્રયત્ન કરો, પણ ક્યાંથી આવે છે એનો પત્તો ન લાગે. બોલનાર તમારી પાસે વાડમાં કે ઝાડની

૧૮ Pariah Kite
૧૯ Blue Rock Pigeon



કાકડિયા કુંભારનો પગ: એમાં પાછળની આંગળીના નખ જુઓ: સીધો, લાંબો, આંગળીથી યે લાંબો

કાળે ગોટું હોય છતાં એ એવી ખૂબીથી અવાજ કરે કે જાણે એનાથી પંદર હાથ છેટેથી ન આવતો હોય! આ બોલનાર તે 'કાકડિયો કુંભાર'. એનું નામ પણ એના આવા અવાજ ઉપરથી જ પડયું છે. જેમકે એ બોલે 'कुम्भ् . . कुम्भ् . . कुम्भ्': આ પરથી 'कुम्भ्' (એવો અવાજ) कार (કરનારો) कुक्कुट. વળી એના અવાજની નકલ 'कुह . कुह . . कुह' એ પદથી કરીને, कुहकस्वनः કહેવાનો પણ રિવાજ છે. એને તમે શોધવા જાઓ, એ નજરે પડે, પણ એની પાસે તો ન જ જઈ શકાય; કારણ સ્વભાવે એ બીકણ, એટલે માણસના રહેઠાણ નજીક વસનારો છતાં એના નિકટના સહવાસમાં આવવાનું સાહસ ન કરે.

એનો જીવનવ્યવહાર ઘણોખરો જમીન પર ચાલે. ભોજનમાં તીડ, જીવાત, ઉંદર, ગરોળી, કાચંડા, સાપોલિયાં વગેરે ખાનારો એટલે વાડના મૂળમાં હમેશાં ભાગતો દેખાય. ઝાડ પર પણ બેસે. પણ એને ઊડવાનો ભારે કંટાળો, એટલે બને ત્યાંસુધી તો એ જમીન પર જ કે જમીનથી સહેજ અદ્ધર રહે. એની પાછળ પડો કે તરત દોડવા માંડશે. ઘાસમાં વાડવેલાની ઓથે, જાળાં-ઝાંખરાંની અંદર બહાર આમતેમ સરળતાથી લપાતો છુપાતો ઝડપથી નાસશે કે ઝાડ ઉપર ચઢી જશે. રજ પણ અવાજ વિના એ અપૂર્વ ચપળતાથી ફરશે, પણ ઊડવાનો તો નહિ જ. નછૂટકે, જ્યારે સંતાકૂકડી રમવી ન ફાવે ત્યારે માંમાંગે પાંખો ખૂબ જોરથી ફફડાવતો, પૂંછડી ઊંચેનીચે કરતો (એ ચાલે છે, ત્યારે પણ પૂંછડી ઊંચેનીચે કરવાની એને ટેવ હોય છે) ઊડે. થોડુંક ઊંડી થાકી જાય અને ઝાડ પર બેસે. જાળામાં આમ ભરાઈ બેસવાની ટેવને લીધે એને Bush-Cuckoo કહેવાનો પણ ચાલ છે.

આવી જેની રસિક જીવનકથા છે એવું આ પંખી હિંદુસ્તાનનું અસલ વતની છે. આપણા ગુજરાતમાં યે એ ઠેરઠેર નજરે પડે છે માત્ર દક્ષિણ ભારતમાં એનો વાસ નથી. આખું વરસ આપણી સાથે રહેનારું. ચોમાસું બેસે કે એનું સંવનન શરૂ થાય. થનગન થનગન નાચતો, શરીર ઝુલાવતો, કોમળ કંઠથી વિચિત્ર અવાજ કરતો એ કાકડિયો કુંભાર તમે બે ઘડી જોઈ જ રહો; જોતાં ધરાઓ જ નહિ. જુલાઈ ઑગસ્ટમાં સાધારણરીતે એનાં ઈંડાં મળી આવે: પ્રાન્તભેદે વહેલાંમોડાં પણ જડે. એનો માળો એટલે ડાંખળી, પાંદડાં કે ઘાસનો નાનોસરખો ફૂટબૉલ. અંદર લીલાં કુંળાં પાંદડાંની પથારી અને એ ઉપર ત્રણચાર રૂપાળાં ઈંડાં. જાળાંઝાંખરાં, લતાપ્રતાન વાડ, વેલા કે ઘાસને આધારે કે ઝાડ પર જમીનથી દશબાર હાથ ઊંચાઈમાં આ માળા બાંધ્યા હોય છે.

પણ આનાથી યે વધુ રસિક કથા તો ચંડૂલની છે. એનું આખું જીવન કાકડિયા કુંભારથી ભિન્ન પ્રકારનું. કાકડિયા કુંભારને રૂપ નથી, રંગ નથી. એની વાણીનો મોહ ભાગ્યે જ કોઈને થાય. એની ચપળતા કે ઉડ્ડયન આપણને ન ગમે. પણ ચંડૂલ? ચંડૂલ તો સદ્‌ગુણનો સાગર. એની સુડોળ સુકોમળ પાતળી દેહલતા, આછો રંગ અને રૂપજનિત એનું અત્યંત મોહક લાવણ્ય. એનાં સ્ફૂર્તિ અને ઉડ્ડયન વિદ્યુલ્લતાને પણ શરમાવે એવાં ચપળ. અને એથી યે વધુ આકર્ષક તો એની મધુર અને કોમળ વાણીનો અસ્ખલિત પ્રવાહ. સવારે, બપોરે ને સાંજે: જ્યારે જુઓ ત્યારે એ અકુંઠિત સ્વરે ગાતું જ હોય. હળવે હાથે ઉષા ઝળમળી દિશાનું આંગણું કેસરની ગારે લીંપતી હોય, પંખીસમાજ હજી તો ઊંઘમાંથી આળસ મરડતો હોય તેવે વખતે, નભોમંડળને ગજાવતો હૈયાં, મધુર અને કોમળ છતાં બુલંદ કંઠે સંગીત રેલે છે. એ જ વખતે એની સ્પર્ધા કરતો હોય તેમ ચંડૂલ એના નાના કંઠે સાદ પૂરે છે. આપણા દેશમાં પંખીઓમાં અન્તર્રાજ શામા. એનાથી ઊતરતું સ્થાન દૈયડનું. બાકી રહ્યાં અગન, ચંડોળ, પીળક વગેરે. પણ એ બધાં સંગીતકારોમાં અનેરું સ્થાન ચંડૂલનું



શ્વેત કપાળ, ધોળી ભમરો અને પંખા પેઠે પૂંછડી ઉઘાડવાશ કરનારું પંખી તે ચકદીલ

છે. દૈયડના સ્વરની તીક્ષ્ણતા એના અવાજમાં નથી, તેમ તેની પેઠે અવ્યાહતપણે સંગીત રેલવવા પણ એ શક્તિમાન નથી. અગન પેઠે અન્યના અવાજની નકલ કરવાની આવડત પણ એનામાં નથી. છતાં એનું અલ્પ-આયુ ધીમું સંગીત અત્યંત મનોહારી તો છે જ. બીજાં પંખી વેળાએ ગાય: કોઈ સવારે, કોઇ સાંજે. પણ ચકદીલ તો આખો દિવસ ગાનારું. ગાતાં ધરાય જ નહિ. તમે એને સાંભળો. પહેલા જ સ્વરે સુંદર સંગીત-ના ઉપભોગની લાલસા તમારા હૃદયમાં જાગશે. ત્યાં બીજો સ્વર આવે. તમે મુગ્ધ બનો. ત્રીજો સ્વર આવતાં તમારી ઉત્સુકતા વધશે. ચોથે સ્વરે તો તમે અવની છોડી આકાશમાં વિહરવા લાગો અને . . . પણ ખલાસ. તમારું ધ્યાન તૂટ્યું. જેની અત્યંત આતુરતાથી વાટ જોતા હતા તે પાંચમો સૂર ન જ આવ્યો. નહિ જ. અધવચ્ચે તમે સંગીતના વિશ્વમાંથી ભગ્ન હૃદયે આ અવની પર પડો છો. ચકદીલના સંગીતના ચાર જ સ્વર. ધીરે-ધીરે એ આરંભ કરે: ચોથો સ્વર આવતાં એ ઉચ્ચ કંઠે ગાય. અને અધવચ—વીણાના તાર તૂટે એમ—એ સંગીતની ઝરણી અટકી જાય.

એને શોધવા જવું પડે તેમ પણ નથી. એ આપણું હમેશનું પાડોશી. ગીચ ઘટાવાળા લીમડા, વડ, આંબા—જ્યાં ગમે ત્યાં વૃક્ષની ઘટામાં એ ધામા નાખે. વસ્તી-નો એને ડર નહિ. માણસના સહવાસમાં યે સુખેથી રહે. આણંદમાં ચરોતર કેળવણી મંડળની પાસે, જ્યાં ધમ-ધમાટ કરતી મોટરો અને ઘોડાગાડીઓ દોડે છે અને માણસોનો અવિરત પ્રવાહ આખો દિવસ વહે છે એવે સ્થળે, જાહેર રસ્તા ઉપર ઝૂકતાં પીપળ અને જાંબુનાં ઝાડમાં એકાદ નહિ પણ ચારપાંચ ચકદીલને ઊડતાં, બેસતાં, જીવડાં પકડતાં મેં જોયાં છે. અમારા 'લેંગુડિયા'ની પાળે પણ એ પાણી પીવા આવે. વાંદરાં, કૂતરાં, કાગડા વગેરેની વચ્ચે બેધડક ફર્યા કરે. પાણી પીને શાંત ચિત્તે આંખો બંધ કરી ઊભું રહે. અમારા પગ આગળ જ જમીનથી બેએક વેંત ઊંચે પાંખો ફફડાવતું જીવાત પકડતું જાય. આવી એની નીડર મનોવૃત્તિ. એને ઓળખવું પણ સહેલું છે. કોઇ ઝાડ પર તમે 'ચીં' કરતી મીઠી સીસોટી સાંભળો કે ઊંચે નજર કરો. દીવાળીઘોડાને મળતું પણ સહેજ નાનું, ધોળા માથાવાળું, રાખોડી રંગનું પંખી દેખાશે. એની ઊડવાની રીત ઝડપવાળી. ઘડીમાં ઊડે. ઘડીમાં બેસે. ડાળ ઉપર, ડાળની નીચે ફર્યાં કરશે. વારંવાર એની કાળીધોળી પૂંછડી, કાગળના પંખાને કરીએ તેમ ઉઘાડવાશ કરતું હશે. આ ચંચળ પક્ષી તે ચકદીલ

ચકદીલ એટલે White-Browed Fantail-Flycatcher. વૈજ્ઞાનિકોનો એ Rhipidura Aureola. સંગીતપ્રિય પંખીઓના વર્ગનું એ પંખી. નર ભિન્નળો: માદા બીજે વાન. નરનું કપાળ શ્વેતરંગી. બંને આંખો પર સફેદ પટ્ટી, ભમ્મરો, પીઠ, પાંખો રાખોડી રંગનાં. પાંખોના છેડે સફેદ છાંટણાં. પૂંછડીનાં વચ્ચેનાં પીછાંના છેડા સફેદ: બે બાજુનાં પીછાં આખાં ધોળાં. દાઢી અને ગળું કાળાં. છાતી અને પેટ ધોળાં. આનો પિતરાઇ દૂધરાજ.

માર્ચથી ઑગસ્ટનો સમય એના સંવનનનો હોઇ એ વખતે એની મસ્તી ચોર હોય છે. ઘાસનાં તરણાં, પાંદડાનો કૂચો. વગેરે ભેગાં કરી, નજરે ન પડે તેમ ઝાડની ડાળી પર પવાલા જેવો નાનો પણ સુંદર માળો બનાવે. અંદર કરોળિયાની સુંવાળી જાળ બિછાવી તે પર ત્રણચાર ઈંડાં મૂકે. વરસમાં બે વખત બચ્ચાં આપે.

ખુલ્લાં મેદાનોમાં ઝાડની ઘટામાં રહે. ઘણું જ ખુશ-મિજાજી અને ચપળ પંખી. કોયલનો ટહુકો દિલ લલ-ચાવનાર છતાં યુરોપિયન પક્ષિવિદોનું માથું પકવે પણ ચકદીલનું સંગીત તો સૌનું દિલ હરનારું છે.

વનેચર



# અખાડો

શરીરવિકાસનું વિજ્ઞાન ચર્ચતો વિભાગ

**જેમાં સુસંહત શરીરની ઝંખનાથી યુવાનો વ્યાયામના અનુભવની આપલે કરે છે.**

નિરીક્ષક : શ્રી હરિનારાયણ આચાર્ય

દુ રાંચીથી ભાઈ ઝવેરીલાલ નાગજી પૂછે છેઃ 'કસરતથી મારું શરીર બંધાઈ ગયું છે જેથી મારી ઊંચાઈ વધતી નથી. મારી ૧૮ વર્ષની ઉમર, વજન ૧૧૦ રતલ અને ઊંચાઈ ૫' ૧½" છે. એ બધું ધ્યાનમાં લઈને અત્યારે એવી કઈ કસરત કરવી કે જેથી વધારેમાં વધારે એક વર્ષની અંદર મારી ઊંચાઈ ૩ થી ૪ ઇંચ વધી શકે. તેટલું ન થઈ શકે તો ઓછામાં ઓછી ૨ ઇંચ સુધી વધે. ઊંચાઈ વધવાની ઉમરની મુદત વિષે પણ ઘણા મતો છે; તો સાચું શું તે જણાવશો.'

### ઉત્તર

હું કોઈને નિરાશ કરવા નથી માગતો, પણ સાચે-સાચું કહું તો એવો—ઇચ્છા પ્રમાણે ઊંચાઈ વધારવાનો —કોઈ પણ અમોઘ ઉપાય હજુ અસ્તિત્વમાં આવ્યો નથી. આજે ઊંચાઈ વધારવાનાં અનેક સાધનો અને વ્યાયામપદ્ધતિઓ (તથા કેટલીક દવાઓ)નો ખૂબ ફેલાવો થાય છે; પરંતુ એની પાછળ એ સાધનોની સફળતાના તત્ત્વ કરતાં ભારે ખરચે કરાતી પ્રસિદ્ધિ —આકર્ષક જાહેરખબરોનું જ બળ હોય છે. આમ લખવાનો મારો આશય કોઈ પણ વ્યાયામપટુની નિંદા કરવાનો નથી. માત્ર ઊંચાઈ વધારવાનાં સાધનો પાછળ ભમતા યુવાનોના—અને પાશ્ચાત્ય દેશોમાં તો યુવતીઓના પણ—ભોળપણનો જે અઘટિત લાભ લેવાય છે તે દર્શાવવા પૂરતું જ આમ કહું છું. આવાં સાધનો ઊંચાઈ વધારવાના પ્રયત્ન પૂરતાં જ દર્શાવવામાં આવતાં હોય તો એમાં વાંધાપડતું કશું જ નથી. પરંતુ જ્યારે અમુક સાધનોથી ઊંચાઈ નિઃસંદેહ વધશે જ અને તે પણ પ્રત્યેક વ્યક્તિની ઇચ્છા પ્રમાણે—એવી ગપ મારવામાં આવે છે, ત્યારે એનો વિરોધ કરવો અનિવાર્ય છે. જો મનસ્વીપણે ઊંચાઈ વધારી શકાતી હોય તો એવી ચાવીવાળો મનુષ્ય આજે દુનિયામાં કુબેરભંડારી જેવો ધનપતિ જ બની ગયો હોય. કારણ માણસમાત્ર શારીરિક સુંદરતાનાં તત્ત્વોમાં ઊંચાઈને પ્રથમ સ્થાને મૂકે છે. શરીરના સ્નાયુઓ ભલે નિર્બળ હોય, સ્વાસ્થ્ય ભલે સામાન્ય પ્રકારનું હોય, પણ યોગ્ય ઊંચાઈ હોય તો ચાલે. તેમજ ગમે તેવા બળવાન, સ્નાયુબદ્ધ શરીરવાળા કે પૂર્ણતયા સ્વસ્થ પ્રકૃતિવાળા પુરુષને પણ પોતાની સુંદરતાનું વ્યાઘાતક કોઈ તત્ત્વ લાગતું હોય તો તે યોગ્ય ઊંચાઈનો અભાવ અર્થાત્ ઠીંગણાપણું જ છે. એટલે ઊંચાઈ વધારવાનો પ્રયત્ન કરનાર ઠીંગણા મનુષ્યો જાહેરખબરિયાં સાધનોની ભડકથી છેતરાય તો તેમાં તેમનો વાંક નથી, પણ ખોટી આશા આપનાર વ્યાયામપટુઓ જ સંપૂર્ણ દોષપાત્ર છે.

માણસની ઊંચાઈ એના પગનાં હાડકાં તથા બરડાની કરોડ પર મુખ્ય આધાર રાખે છે. ૨૦–૨૫ વર્ષની ઉમર સુધી માણસ વધે છે. એ પછી એની ઊંચાઈમાં વધારો થતો નથી. ક્વચિત્ કોઈ વધતા હોય તો ભારે અપવાદ રૂપે જ. એટલે ૨૫ વર્ષનું વય થાય ત્યાં સુધીમાં ઊંચાઈ વધવામાં જો કોઈપણ પ્રત્યવાય હોય તો તેને દૂર કરવાનો પ્રયત્ન કરવો જોઈએ. વળી કોઈ વખત હાડકાંનાં પોષક તત્ત્વોવાળા ખોરાકની અપૂર્ણતા પણ કારણભૂત હોય. ક્વચિત્ શ્રમના અતિરેકને લીધે પણ માણસની ઊંચાઈ વધતી અટકે છે. આ અને આવાં અન્ય કારણોનું જ્યાં સુધી પૂરું અન્વેષણ ન થાય ત્યાં સુધી ઊંચાઈ અટકાવનાર આ જ છે અને એ નિરોધક તત્ત્વ દૂર કરવાનો આ જ અમોઘ ઉપાય છે, એમ કહેવું એ અજ્ઞાન જ છે. છતાં આવી મૂર્ખતા કરનાર ધૂર્ત વ્યાયામપટુઓ ગરજવાન જુવાનોને ખૂબ ઠગી રહ્યા છે એ શોકની વાત છે.

ઊંચાઈ વધારવામાં મુખ્યત્વે જે અંગો સહાય કરે છે તે બે જઃ પગના નળા અને કરોડ. એક વખત હાડકાંના અણુઓ પરિપક્વ થયા પછી એનું ઘડતર લગભગ અશક્ય છે. છતાં ક્વચિત્ પુષ્કળ—એટલે સહેલાઈથી પચી શકે તેટલા પ્રમાણમાં—દૂધનો આહાર રાખવાથી અગર તો જેમાં ચુના calssiumનું પ્રમાણ વધારે હોય તેવા પદાર્થો ખાવાથી હાડકાંના વિકાસને મદદ મળે છે. પણ એકંદર રીતે ૨૫ વર્ષની ઉમર પછી પગનાં હાડકાં લાંબાં કરવાં એ અસંભવિત તો નહિ પણ અશક્ય તો છે જ. માત્ર જે ઉપાય કરવાથી ઊંચાઈ

વધારવાનો સહેજ પણ અવકાશ હોય તેવી ક્રિયા બરડાની કરોડને લગતી છે. અહીં એ પણ ધ્યાનમાં રાખવાનું છે કે કરોડને કેળવવાથી જો ઊંચાઇમાં વધારો કરી શકાય તો એકબે ઇંચ જેટલો જ. આ માર્ગે અર્થાત્ ૨૫ વર્ષનું વય થયા પછી વ્યાયામથી ચારપાંચ ઇંચની ઊંચાઇ વધારવાની આશા વ્યર્થ છે. માણસના જ્ઞાનતંતુઓ મગજમાંથી જે રાજમાર્ગે નીકળે છે તેને કરોડરજ્જુ કહી શકાય. આ 'રજ્જુ'ના સંરક્ષણ અર્થે એને ચોપાસ ઘેરી લેનાર હાડકાંના નાના ટુકડા (Vertibra) ની ઊભી હાર હોય છે. આ હારમાં બબ્બે હાડકાંની વચ્ચે એક એક એવી નરમ માંસપેશી (Cartilage) આવેલી છે, જેને લીધે માણસનો બરડો ગમે તેમ આગળપાછળ, વાંકોચૂંકો વાળવામા આવે તો આખો કરોડરજ્જુ વગર ઇજાએ મરડી શકાય. જો આ માસપેશીને સીધી અસર કરે એવો જ કોઇ વ્યાયામ કરવામા આવે તો એ પેશીઓ લાંબી થઈ શકે. જેને લીધે માણસની ઊંચાઇમાં પણ કંઈક પ્રમાણમાં વધારો કરી શકાય. છતાં આવો વધારો ભાગ્યે જ ૧-૨ ઇંચથી વધારે થઇ શકે. વળી આપણને સામાન્યરીતે સીધા ચાલતાં કે ઊભા રહેતાં આવડતું નથી, એટલે કે અંગ લટકતાં રાખી ધડને આગળ નમાવી, લથડતે પગલે ચાલવાથી માણસ હોય એના કરતાં સહજ નીચો દેખાય છે. પણ જો માણસ લશ્કરી સિપાઇની પેઠે સીધો સોટા જેવો ટટાર ચાલે તો એની ઊંચાઇમાં સહેજ વધારો દેખાય એ સ્વાભાવિક છે. અને આવો વધારો એકાદ ઇંચ જેટલો પણ થાય.

આ પરથી એટલો નિષ્કર્ષ નીકળે છે કે પગનાં નળા લંબાવવા એ અત્યંત અઘરૂં અને અચોક્કસ કાર્ય છે, પણ કરોડને રસ્તે ઊંચાઇ વધારવાનો ઉપાય અજમાવવા જેવો છે. આ ઉપાયનાં સાધન-ઉપકરણોમાં, જે કસરતોથી બરડાના સ્નાયુ કેળવાતા હોય—ખાસ કરીને જે વ્યાયામની અસર સીધી કરોડ ઉપર થતી હોય એટલે કે જેનાથી કરોડ ખેંચાય—એનો સમાવેશ થઇ શકે. આવી કસરતોમાં સિંગલ બાર, ટ્રેપીઝ, રોમન રિંગ્સ, મલખમ, તરવું વગેરે મુખ્ય છે. ખાસ કરીને માણસ જો દરરોજ થોડીક ક્ષણ આડા લાકડા ઉપરથી બે હાથે અદ્ધર ટંગાઇ રહેવાનો પ્રયોગ કરે તો ઊંચાઇ વધારવામાં ખૂબ મદદ મળશે. આવી કસરત ચારતે આરતે કરવી જોઇએ. એક શામટી કરી નાખવાથી કરોડને જોઇએ તેવી મદદ મળતી નથી અને ક્વચિત્ નુકસાન પણ થાય છે. શરૂઆતમાં બેત્રણ મિનિટ લટકાઇ રહેવું. જેમજેમ સ્નાયુઓ ટેવાઇ જાય અને તેમતેમ વધતા જઇ આશરે પાંચ મિનિટ સુધી પહોંચવું. આટલું સરળતાથી થઇ શકે એટલે સમયમાં વધારો કરવો. પણ એથી યે સારૂં તો સમય ૩ થી ૫ મિનિટનો રાખી પગે વજનિયાં લટકાવવાં એ છે. આ પ્રયોગ ખૂબ ધીરેથી વિચારપૂર્વક કરવાનો છે. વળી વિવિધ પ્રકારનાં આસનો કરવાથી પણ ઊંચાઇમાં થોડો વધારો થઇ શકે. અર્થાત્ જે કસરતોમાં શરીરને તણાવું પડે તે ઊંચાઇમાં વધારો કરનારી છે, એ તત્ત્વ ધ્યાનમાં રાખી વ્યાયામપદ્ધતિઓ યોજવી.

યોગ્ય પ્રમાણમાં ઊંચા થવું એ સ્પૃહણીય અને સ્તુત્ય વિચાર છે; પણ આમ ઊંચાઇ વધારવા પાછળ જ એકાગ્ર થવા કરતાં, શરીરનો સંપૂર્ણ—પોતાની ઊંચાઇના પ્રમાણમાં—વિકાસ સાધવાનો પ્રયત્ન કરવો એ અત્યંત ઇષ્ટ વાત છે. ઊંચાઇ પૂરતી ન હોય એમાં એકલાં શારીરિક કારણોનો વાંક નથી. પણ માતાપિતાનાં શરીરની સ્થિતિ, એમની ઊંચાઇ, પેઢી દર પેઢી ઊતરી આવતી ઊંચી વ્યક્તિઓનું પ્રમાણ, દેશકાળ, આહારવિહાર, જીવનવ્યવસાય વગેરે અનેક ઉપકારક કારણો હોય છે. આ બધાં કારણોનું સંશોધન કે વિચાર પ્રત્યેક વ્યક્તિને સુલભ કે સુખસાધ્ય નથી, એટલે એ બધાં અન્વેષણોની પંચાતમાં ન પડતાં, છે એ શરીરને દૃઢ કરવાનો અને સંપૂર્ણ ખીલવવાનો પ્રયત્ન કરવો એ અત્યંત શ્રેયસ્કર છે એમ હું માનું છું. યોગ્ય ઊંચાઇનો અભાવ કોઇપણ રીતે હાનિકર્તા નથી. ચીના, જાપાનીઓ, કેટલેક અંશે મદ્રાસ અને બંગાળના વાસીઓ, ઉત્તર ભારતના હિસાબે નીચા જ ગણાય. છતાં બીજી રીતે પૂર્ણ મનુષ્ય હોવાથી આટલી ઊણપથી એમને શરમાવાનું કે પસ્તાવાનું નથી હોતું. માત્ર ઊંચી સ્ત્રીની સાથે સરખામણીમાં પુરુષની નીચી બાંધણીથી જરા ક્ષોભ થાય છે. પણ આવી અસમાનતાનો પ્રતિકાર સરળ નથી, એટલે એ ભાંજગડ છોડી દઇ શરીરને સર્વાંગે ખીલવવામાં જ ડહાપણ છે. આ સાથેનાં ચિત્રો જુઓ. એ પાશ્ચાત્ય દેશના વાસી છે. છતાં એમાંનો કોઇ ૫' ૬" થી ઊંચો નથી. એમનાં સર્વાંગ સંપૂર્ણ વિકસિત

શરીરને લીધે માત્ર ચિત્ર પરથી તો એમની ઊંચાઇ પણ ૬ ફૂટ જેટલી જ લાગશે. એમનાં વજન પણ સાડાત્રણ મણ જેટલાં છે, છતાં જગતમાં શરીરના વજનથી બમણું વજન બે હાથે માથા પર ઊંચું કરી શકનાર જે માત્ર પાંચ જ વ્યક્તિઓ છે, તેમાંની આ ત્રણ. ઊંચાઇ પાછળ મિથ્યા વલખાં મારનાર યુવાન-યુવતીને આ ઉપરથી ઓછું પ્રોત્સાહન મળશે?

છેવટે એક સ્પષ્ટીકરણની જરૂર છે. ખૂબ કસરત કરવાથી ઊંચાઇ નથી વધતી, એ વાત કંઇક અંશે જ સાચી છે. આપણા દેશી પહેલવાનો નાનપણથી જેટલો ભારે વ્યાયામ કરે છે તેનો શતાંશ શ્રમ પણ આજનો યુવાન કરતો નથી. છતાં આવા પહેલવાનોની ઊંચાઇ કુંઠિત થઇ હોય એમ દેખાતું નથી. એમાંનો ભાગ્યે જ કોઇ પાંચથી નીચો હશે. એટલે ઊંચાઇ અટકવામાં કેવળ કસરતને જ કારણભૂત લેખવી એ ન્યાય્ય નથી. વળી ઊંચાઇ વધવામાં સહાયભૂત જે સાધનો ઉપર દર્શાવ્યાં છે, તે નિયમિત કરવા છતાં ઊંચાઇ ન વધ્યાના દૃષ્ટાન્ત પણ ઘણા છે. કારલેકરના સર્કસમાં રોમન રિંગ્સ પર અદ્‌ભુત કાબુ દેખાડનાર યુવાન મલ્લ બેગનરાજને જેણે જોયો હશે તેને આ વાત તરત સમજાશે. આખા ભારતવર્ષમાં જેની છાતી, ખભા, ભુજા, પીઠ, વગેરેના સ્નાયુઓનો વિકાસ સર્વોત્કૃષ્ટ ગણાય છે. એવો આ યુવાન ભાગ્યે જ ૫' હશે. એટલે ઊંચાઇ ઘટાડવામાં કે વધારવામાં વ્યાયામના અતિરેક કે અભાવને જ કેવળ કારણ ગણવું એ ઠીક નથી. મારા મતે, આપણે ઊંચા હોઇએ કે નીચા; પણ સર્વાંશે સંપૂર્ણ ખીલેલા સુન્દર શરીરવાળા 'મર્દ' બનીએ—એ જ લક્ષ્ય દરેક ઉત્સાહી યુવાનનું હોવું જોઇએ. 'તાડના ત્રીજા ભાગ' જેટલા વધીને, 'અહોન લંબા બેવકુફ' કહેવડાવવાનો જેમને શોખ હોય તેમની વાત જુદી છે.

## એક સૂચના

દર વરસની પેઠે આ સાલ પણ ગુજરાતમાં ચાર વ્યાયામવર્ગો ભરાયા: ચરોતર એડ્યુકેશન સોસાઇટીના આશ્રયે આણંદમાં, મહેસાણા પ્રાન્ત વ્યાયામ મંડળનો શેરથામાં, કાઠિયાવાડ વ્યા. પ્ર. મંડળનો ચોરવાડમાં અને સ્ત્રીઓ માટે સ્વતંત્ર વર્ગ અમદાવાદના શારદામંદિરમાં. આ સ્પૃહણીય પ્રવૃત્તિનો માણેકથંભ રોપવાનું પુણ્ય મદ્રાસની વાય.એમ.સી.એ. ને ઘટે છે. એના અનુકરણમાં અને મોટેભાગે ત્યાંના કેળવાયેલા સંચાલકોથી આપણા વર્ગો ચાલે છે, એટલે બધાની કાર્યપદ્ધતિ લગભગ એક જ સરખી છે. આવા વર્ગોનું ધ્યેય એક જ છે: શિક્ષકોને કેળવવાનું. એટલે વ્યક્તિગત વિકાસ (=શિક્ષણ લેવા આવનાર વ્યક્તિના શરીરના સ્નાયુવિકાસ)ને એમાં સ્થાન નથી હોતું. હોય તો અત્યંત ગૌણ રૂપે. એ અભ્યાસક્રમમાં પ્રેક્ષણીય તત્ત્વ પ્રધાન હોય છે એટલે લાઠી, ડ્રિલ વગેરે સાંઘિક વ્યાયામનો પરિચય મેળવી તાલીમ લેનાર અભ્યાસકો આવા શિક્ષણના બળે વ્યાયામશાળાઓના 'સંચાલકો' થઇ શકે છે (હમણાં જ એક વ્યાયામવર્ગના પૂર્ણાહુતિના સમારંભમાં પ્રમુખે કહ્યું તે પ્રમાણે આ બધા 'ખેલ' કરી શકે છે'), પણ આદર્શ શરીરવાળા પૂર્ણ મનુષ્યો બની શકતા નથી. એટલે જેમનાં પોતાનાં જ શરીર કેળવાયેલાં નથી, એવા સંચાલકો વ્યાયામેચ્છુઓને શી પ્રેરણા આપવાના? મને કેટલાક વ્યાયામવર્ગોનો પરિચય છે. ત્યાં લાઠી વગેરે અત્યંત સ્ફૂર્તિ અને પ્રાવીણ્યથી કરી શકનાર ઉત્સાહી યુવાનોને પણ આવા શરીરવિકાસના શિક્ષણનો અભાવ—ઊણપ ખૂબ સાલે છે એમ હું જોતો હતો. અહીં શિક્ષણ લેવા આવનાર યુવાનોનાં શરીર નિર્બળ, બેડોળ અને દુબળાં હતાં, છતાં એના વિકાસ તરફ રજ પણ ધ્યાન અપાતું ન હતું. અને આવું ધ્યાન આપવાનો સંચાલકોને અવકાશ પણ નહોતો. કારણ આવા વર્ગોમાં એટલી બધી વસ્તુઓ એટલા પરિમિત સમયમાં શીખવવામાં આવે છે કે દરેકેદરેક અભ્યાસક આટલું બધું શી રીતે યાદ રાખી શકતો હશે એની પણ મને તો નવાઇ લાગે છે.

હું આવું શિક્ષણ પામ્યો નથી, એટલે કદાચ આ બધું હું સમજી ન શકતો હોઉં. એટલે મને આ વર્ગોના સંચાલકોને સલાહ આપવાનો અધિકાર નથી. પણ એક વ્યાયામપ્રેમી તરીકે એમને વિનમ્રરૂપે સૂચના કરું તો એમાં કાંઇ ખોટું નથી. એ આવા વર્ગો ભલે ચલાવે, —હું પોતે પણ આવો એક વર્ગ દર સાલ ભરવામાં કારણભૂત થાઉં છું—પણ આ વર્ગની સાથે જ બીજો એક વર્ગ કેવળ શરીર ખીલવવાના શિક્ષણ પૂરતો જ ભરવો જોઇએ. એકાદ મહિનાનો અભ્યાસક્રમ રાખવો. એમાં સોળ વર્ષની વયથી નાના વ્યાયામેચ્છુઓને દાખલ ન







ડાબી બાજુ : જ્યૉર્જ હેકન્શ્મિડ; ઉપર : મસલ કૉન્ટ્રોલનો સ્વામી મૅક્સિક; નીચે (ડાબી તરફ): ૫૫ વર્ષે પણ અદ્ભુત સ્નાયુવિકાસ ધરાવનાર ઍટોસ આર્કી.



કરતા. અભ્યાસ કરાવવામાં વિવિધતા (Extensive)ના તત્ત્વ કરતાં તલસ્પર્શિત્વ (Intensive) ઉપર વધારે ધ્યાન આપવું. આવો, કેવળ સ્વસ્થ–સુંદર–શક્તિશાળી શરીર કેળવવાનો અભ્યાસક્રમ આ પ્રમાણે ઘડી શકાય:

(૧) સંપૂર્ણ સ્વાસ્થ્ય ઘડવાની મુખ્ય વ્યાયામપદ્ધતિઓ—જેમાં પ્રાણાયામ, આસનો, વગેરેનો સમાવેશ કરાય—નું સાંગોપાંગ જ્ઞાન.

(૨) શરીરના સ્નાયુઓના હલનચલન તથા તેમના વિકાસથી બાહ્ય દેખાવ ઉપર જે અસર થાય તેનું જ્ઞાન. જેથી શીખનાર પોતે અવસર આવ્યે પ્રાપ્ય સાધનો દ્વારા સ્નાયુઓની ક્રિયાના જ્ઞાનથી નવી કસરતો ઉપજાવી શકે.

(૩) પ્રત્યેક પ્રકારની વ્યાયામક્રિયાની શરીરયંત્ર પર આંતર–બાહ્ય શી અસર થાય છે, તથા પ્રત્યેક વ્યક્તિના શારીરિક બંધારણને અનુસરી એ વ્યાયામ પદ્ધતિ એને અનુકૂળ નીવડશે કે નહિ, તેનો વિચાર.

(૪) આહારવિહારના શાસ્ત્રનો પરિચય

(૫) સ્નાયુવિકાસની સર્વોત્કૃષ્ટ વ્યાયામ પદ્ધતિઓનું શાસ્ત્રીય શિક્ષણ. આના ત્રણ વર્ગ પાડી શકાય: (અ) દંડ, બેઠક, મલખમ, ભારે જોડી અને કુસ્તી. આ પ્રત્યેકના અનેક પ્રકાર છે; તેથી તેમાંથી મહત્ત્વના ચૂંટી કહાડીને જ શીખવવા; (આ) વેઇટ-લિફ્ટિંગ અને મસલ કૉન્ટ્રોલ; (ઇ) જિમ્નૅસ્ટિક્સ.

(૬) આત્મરક્ષણ અર્થે તથા સ્ફૂર્તિ કેળવવા જ્યુજિત્સુ, બૉક્સિંગ, મલખમ વગેરેનું આવશ્યક જ્ઞાન. પ્રેક્ષણીય છતાં આત્મરક્ષણ અર્થે જરૂરી લાઠી.

એક મહિનામાં માર્ગદર્શન પૂરતો આટલો અભ્યાસ સારી રીતે કરાવી શકાય. પછી જો વ્યાયામમન્દિરમાં એક સંચાલક અને આવો એક શરીર કેળવનાર ભેગા થાય ત્યાં બીજા કશાની યે ઊણપ ન રહે અને પ્રચંડકાય સુન્દર તેજસ્વી ગુજરાતીઓ સરજી શકાય.

કરોડેક વરસ પર કોઇ અકસ્માતથી દરિયામાં ગરક થઇ ગએલો ખંડ

# ગૉન્ડવાનાલૅન્ડ

જેમાં દક્ષિણ અમેરિકા, આફ્રિકા, હિંદ ને ઑસ્ટ્રેલિયા એકરૂપે જોડાએલા હતા.




ગૉન્ડવાના લૅન્ડ—જેનું નામ મધ્ય હિંદના ગૉન્ડવા ગામના આધારે કલ્પાયું છે

આપણી સામાન્ય માન્યતા છે કે પૃથ્વી પહેલાં નવખંડી હતી, એટલે આજના પાંચ ખંડના અસ્તિત્વ તરફ જોતાં બાકીના ચાર ખંડો મહાસાગરની તાંડવલીલા નીચે લુપ્ત થયા છે. ખંડ વિષેની આપણી એ પૌરાણિક માહિતી ભલે ગમે તે રીતે ઘડાઈ હોય, પરંતુ આજે પશ્ચિમના ભૂસ્તરશાસ્ત્રીઓએ નક્કી કર્યું છે કે પૃથ્વીનો એક મોટો ભાગ લાખો વરસ પહેલાં સમુદ્રની નીચે દફનાઇ ગયો છે.

એ અકસ્માત કેમ અને ક્યારે થયો તેની માહિતી નથી; પણ કલ્પના કરતાં એટલું જણાય છે કે એ પહેલાં દક્ષિણ અમેરિકા, આફ્રિકા, હિંદ અને ઑસ્ટ્રેલિયા જોડાએલા હતા. કુદરતના કોઇ ભયંકર કોપને લીધે જમીનના ખૂબ મોટા વિસ્તાર ઉપર હિંદી મહાસાગરનાં પાણી ફરી વળ્યાં, અને વચ્ચેનો એ ભાગ સમુદ્રમાં ગરક થતાં દક્ષિણ અમેરિકા, આફ્રિકા, ઑસ્ટ્રેલિયા અને હિંદનો પરસ્પરનો સંબંધ તૂટીને સૌ જુદાજુદા બની ગયા અને મહાસાગરનું એક રીતનું નડતર આ દેશો વચ્ચે આવી પડ્યું. આ બધી વાત બહુ જ રસિક છે.

ગરક થએલા એ ખંડના અસ્તિત્વ વિષેની કલ્પના શોધખોળ કરનારા વિદ્વાનોને દક્ષિણ અમેરિકા, આફ્રિકા અને હિંદના કેટલાક ભાગોના પથ્થરો પર અમુક વિચિત્ર ને અજાણ્યા વર્ગનાં પાંદડાંઓની છાપ (એટલે ફૉસિલ, જેની સમજૂતી આગળ આપી છે)ના મળેલા પુરાવા ઉપરથી આવી. ઝરીઆ કે રાણીગંજની ખાણોમાં કોલસાની બરોબર ઉપરના પથ્થરો પર આજ પણ પાંદડાંઓની છાપ નજરે પડે છે. તે જ પ્રમાણે દક્ષિણ અમેરિકા કે આફ્રિકાની ખાણોના પથ્થરો ઉપર પણ આવી એકસરખી જ છાપ—જરા પણ ફેર વગરની—મળી આવે છે, એટલું જ નહિ પણ આ કોલસાઓ અને બીજાં ખનીજોમાં પણ પુષ્કળ સરખાપણું નજરે પડે છે. (નહિતર દેશદેશનાં ખનીજોમાં, ખનીજના બંધારણના વખત પ્રમાણે તફાવત હોય છે. દાખલા તરીકે હિંદુસ્તાન અને ઇંગ્લંડના કોલસા વચ્ચે ખૂબ ફેર છે.) ખૂબ સૂક્ષ્મતાથી આ છાપની પરીક્ષા કરતાં જણાઈ આવ્યું છે કે આ પાંદડાંઓ અને એમનાં ઝાડો આજે અસ્તિત્વમાં જ નથી. એ વૃક્ષો એક પ્રકારના હંસરાજ (ફર્ન)ને મળતાં આવે છે, અને જે પથ્થરો ઉપર આ છાપ મળી આવે છે એ પથ્થરોનો બંધારણનો યુગ 'પર્મીયન' યુગ (Permian age) છે એટલે કે આ વૃક્ષો અને પથ્થરો બે કરોડ વર્ષ પૂર્વે અસ્તિત્વમાં હતાં. આ પાંદડાંઓ 'ગ્લોસોપ્ટેરીસ' (Glossopteris) નામથી ઓળખાય છે. આ યુગ દરમ્યાન જે અતિશય ભીનાશવાળી અને અનુકૂળ આબોહવા હતી તેને લીધે એવાં પાંદડાંઓવાળી વનસ્પતિ ખૂબ ફૂલતીફાલતી.

આ ઝાડો ઊગતાં એમનાં ઉપરનાં પાંદડાં ખરી પડતાં, ત્યાં જ ફરી બીજાં ઝાડો ઊગતાં, ને એ પ્રમાણે સેંકડો વર્ષો સુધી સૃષ્ટિચક્ર ચાલ્યા કર્યું. કાલક્રમે ખરી પડેલાં એ પાંદડાંઓ ઉપર જમીન કે રેતીના થર ચડ્યા. ધીમેધીમે દબાણથી એ જ જમીન કે રેતીના પથ્થર બન્યા. પણ આ બધા વખત દરમ્યાન પાંદડાંના અંગાર

(સેલ્યુલોઝ) અને રેતી (સીલીકોન) વચ્ચે રાસાયણિક ક્રિયા શરૂ થઇ અને જેમ ત્રાંબાના ઘાટને સુવર્ણના દ્રાવણમાં મૂકીએ તો વિદ્યુતની ક્રિયાથી ત્રાંબા ઉપર સોનાના અણુઓ દ્રાવણમાંથી છૂટા થઇને ચડે છે અને એટલા જ અણુઓ ત્રાંબાના ઘાટ ઉપરથી નીકળી જઇ દ્રાવણમાં પ્રવેશે છે, તેમ અંગારના (કાર્બન) અને રેતીના અણુઓ પરસ્પર બદલાયાં અને એ રીતે આ વિચિત્ર પાંદડાંઓની છાપ પથ્થરે ઉપર સજ્જડ થઇ તથા વિજ્ઞાનશાસ્ત્રીઓ માટે ભૂતકાળના ઇતિહાસરૂપ થઈ પડી. આ છાપ તે ફૉસિલ. આફ્રિકા, અમેરિકા, ઑસ્ટ્રેલિયા અને હિંદ જેવા આટલે આટલે લાંબે અંતરે આવેલા દેશોમાંથી મળી આવતાં આવાં પુરાણાં ફૉસિલો વચ્ચે જે સરખાપણું દેખાય છે તે પરથી આ દેશોને જોડતો કોઇ એક મોટો દેશ હોવાની કલ્પના પુરાતત્ત્વવેત્તાઓએ કરી છે અને એ રીતે દક્ષિણ અમેરિકા તેમજ આફ્રિકા વચ્ચે એક ભાગ, આફ્રિકા અને હિંદ વચ્ચે બીજો ભાગ અને હિંદ તથા ઑસ્ટ્રેલિયા વચ્ચે ત્રીજો ભાગ એમ ત્રણ ભાગ તેના હોવા જોઇએ એમ તેઓ માને છે. તેમની આ માન્યતાના ટેકામાં એક દલીલ છે કે એ યુગમાં પક્ષીઓ હજી અસ્તિત્વમાં આવેલાં નહિ. એટલે આ ઝાડોનાં બીઆં એક દેશથી બીજે દેશ લઇ જવાનો તેમનો સંભવ પણ નથી. પ્રાણીસૃષ્ટિમાં એ વેળા હતી ફક્ત માછલીઓ અને બીજાં થોડાં સમુદ્રનાં જળચર પ્રાણીઓ. પણ આ પ્રાણીઓ કાંઇ ઝાડનાં બીઆં સમુદ્રપાર ન લઈ જઇ શકે. આ ઉપરથી સાધારણ અનુમાન કરી શકાય કે આ દેશોને જોડતો એક મોટો પ્રદેશ હોવો જોઇએ. એ ગુમ થએલો ખંડ તે ગૉન્ડવાના લૅન્ડ. એ કેવડો હોઈ શકે એનો ખ્યાલ મથાળે નકશામાં બતાવેલા ટપકાંટપકાંવાળો ભાગ જોવાથી આવશે.

આપણી હાલની સૃષ્ટિનું (એટલેકે જે વનસ્પતિ, પ્રાણીઓ, પક્ષીઓ અત્યારે દુનિયા ઉપર છે તેનું હાલનું) રૂપ જુદાજુદા નિરંતર થતા ફેરફારો(Evolviion)થી ઘડાએલું છે. આપણે આજે જે પ્રકારનાં પ્રાણીઓ જોઇએ છીએ એવાં હજારો વર્ષ પૂર્વે હતાં જ નહિ. એ વખતની વનસ્પતિ અને પ્રાણીસૃષ્ટિ તદ્દન જુદી અને વિચિત્ર હતી. જીવન (Life)નો પ્રારંભ પૃથ્વીના નિર્માણ પછી હજારો વર્ષે વનસ્પતિની શરૂઆતથી થયો. એ વખતે કે ઇપણ પ્રકારનાં પ્રાણીઓ ન હતાં. ધીમેધીમે નાના જીવોની શરૂઆત થઇ. પછીથી એ જ નાના જીવો મોટા અને મોટા થતા ગયા અને ખાસ કરીને જે વખતે આ ચાર દેશો જોડાએલા હતા એ સમયનાં પ્રાણીઓ અત્યંત રાક્ષસી કદનાં હતાં. ઘણાઓએ સીનેમા-ફિલ્મોમાં અને થોડાંક માસિકોમાં આવાં પ્રાણીઓનાં ચિત્રો જોયાં હશે. આ અંકની માધુકરીમાં આજથી અઢી કરોડ વરસ પહેલાંનાં એવાં પ્રાણીઓનાં હાડકાં ઉપરથી પુનર્નિર્માણ કરેલા એક પ્રાણીનું ચિત્ર, માણસ, હાથી તથા જિરાફની સરખામણીમાં આપેલું છે; તેમજ એના જેવાં જ પાછળના સમયનાં પ્રાણીઓનાં ચિત્રો આ લેખ સાથે આપેલાં છે.

વખતે આશ્ચર્ય થશે કે આટલાં લાખો વર્ષો પૂર્વેનાં પ્રાણીઓ વિષે આજે આપણે કેમ જાણી શકયા? એમનાં શરીર તો કયારનાં યે નષ્ટ થયાં હશે. અને વાત પણ ખરી છે. એ પ્રાણીઓનાં મૃત શરીર તો આજે શાનાં હાથ આવે? પણ ઘણીવાર એમનાં શરીરોની છાપ (ફૉસિલ) આજુબાજુના પૃથ્વી-પ્રદેશ ઉપર રહી જાય છે, અને એ છાપ કેટલીકવાર સચોટ હોય છે. ઘણીવાર આ છાપ આખા શરીરની નથી પણ હોતી, છતાં આપણે સબળ કારણોને લીધે એ પ્રાણીનું ચિત્ર આપણાં ચક્ષુ સમક્ષ જરૂર ખડું કરી શકીએ; અને એ રીતે જ ઘણી વાર ફક્ત પગનાં હાડકાંની કે દાંતની જ મળી આવેલી છાપ ઉપરથી વિજ્ઞાનશાસ્ત્રીઓએ એ વખતનાં પુરાણાં રાક્ષસી પ્રાણીઓનાં ચિત્રો ખડાં કર્યા છે અને એ રીતે એ પ્રાણીનું કદ, વજન, તેનો પ્રકાર તેનો ખોરાક એના શરીરની રૂવાટી વગેરે ઘણી વાતો પ્રાણીશાસ્ત્રની મદદ વડે કલ્પીને ખડી કરી છે. આ કલ્પના ખોટી હોવાનો બહુ જ ઓછો સંભવ રહે છે. થોડા જ વખત પૂર્વે જબલપુરની પાસે એક ખોદાણની નીચે મળી આવેલી હાથીદાંતની એક છાપ (ફૉસિલ) પથ્થર ઉપર ૧૭ ફૂટની હતી: એ પથ્થર કેવા પ્રકારનો હતો વગેરે તપાસવાથી એ હાથી કેટલાં વર્ષ પૂર્વે એ પ્રદેશમાં રહેતો હોવો જોઇએ તેમજ એ કેટલો મોટો હશે તે વિષે, તેમજ એ હાથી હતો માટે ત્યાં જરૂર જંગલ હોવાં જોઇએ, એ જંગલની હાથીને લાયકની વનસ્પતિ ત્યાં ઊગતી હશે અને એનું કદ તથા પ્રકાર અમુક પ્રકારનાં હશે વગેરે ઘણી વાતો કલ્પનાથી નિર્માણ કરી શકાય.

આ રીતે જ આવાં વિચિત્ર પાંદડાંઓની પથ્થર ઉપરની છાપ ઉપરથી વિજ્ઞાનશાસ્ત્રીઓએ આ ગુમ થએલો ખંડ માણસની હયાતી પહેલાં હોવો જોઇએ એવું ચોક્કસ શોધી કાઢ્યું છે.

આ શોધ માટે દરેક દેશના વૈજ્ઞાનિકો પ્રયત્ન કરી રહ્યા હતા. ઇંગ્લંડમાં આને માટે એક ખાસ મંડળી 'John Murray Expedition' ઊભી કરવામાં આવી હતી, અને એમના પ્રયાસોને પરિણામે ઘણી મોટીમોટી પર્વતમાળાઓની શોધ થઇ છે. એવી એક ૯૦૦૦ ફૂટ ઊંચી પર્વતમાળા અરબી સમુદ્રમાં આજે લાંબી થઇને સૂતી છે; લગભગ બે કરોડ વરસ પૂર્વે આ જ પર્વતો યુરોપના આલ્પ્સ કે આપણા હિમાલયની માફક ગગનને ચૂમતા હતા. પણ એકાએક કુદરતનો કોપ ફાટી ઊઠ્યો અને વરુણદેવે પોતાનું સામ્રાજ્ય એ વિશાળ અને રસકસ વાળી જમીન ઉપર સ્થાપ્યું. એ ખંડોની આ અવ્યવસ્થા કોઇ મોટા ધરતીકંપથી કે મોટા જ્વાળામુખીઓના ફાટવાથી થઇ કે બીજા કોઇ ઉલ્કાપાતથી એ કારણ હજુ નક્કી કરી શકાયું નથી. પણ આ ભયંકર બનાવ લગભગ એકાદ કરોડ વરસો પૂર્વે ક્રેટેશિયસ યુગમાં થયો હોવાનો સંભવ છે: સમુદ્રની નીચેના આ પ્રદેશના પથ્થરો આપણી જમીનના પથ્થરો કરતાં ભારે છે, તેથી એક સંભવ એવો પણ છે કે એમના ખુદના ભારને લીધે જ આ પ્રદેશની જમીન કાલાંતરે નીચે બેસી ગઇ હોય અને એ રીતે એના ઉપર સમુદ્રનાં પાણી ફરી વળ્યાં હોય.

આ બધી હકીકતો ફક્ત થોડાઘણા મળી આવેલા પ્રાચીન પથ્થરના નમૂનાઓ અને ફૉસિલ ઉપરથી જ એકત્ર કરેલી છે. સમુદ્રની પણ અમુક ઊંડાણ સુધીની જ હકીકતો આપણે જાણી શકીએ છીએ. એ ગંભીર મહાસાગરોના ભૂતકાળ ઉકેલવા સહેલા કે શક્ય નથી. વખતે આપણી આ ગણત્રીઓ ખોટી પણ હોય અને આપણને જડેલી પર્વતમાળાઓ ફક્ત કોઇ પાસેના જ દેશની હોય અને આગળ જતાં તૂટી પણ પડતી હોય.

આજે આ ગૉંડવાનાલૅંડના અસ્તિત્વ વિરુદ્ધ પણ કેટલાક વાદો છે. છતાં પથ્થરોના આ નમૂનાઓ અને ફૉસિલના અભ્યાસથી ફાયદો થયો છે એ તો નિર્વિવાદ છે. આ ગૉંડવાનાલૅંડ હોય કે ન હોય, પણ આપણને બે કરોડ વરસો પૂર્વેનાં પ્રાણીઓ, વનસ્પતિ વગેરેની તો માહિતી એ રીતે મળી શકી છે. એ વખતના પથ્થર અને ફૉસિલ વગેરે કોઇ ઠેકાણે મળી જવાથી આપણે એ સ્થળના અંતરસ્થ વિષે ઘણાં અનુમાન કરી શકીએ; દાખલા તરીકે ત્યાં કોલસા જેવા ખનીજો હોવાનો સંભવ રહે છે; કારણકે આ સમય કે યુગમાં કોલસા જેવા ખનીજો બંધારણમાં આવેલા.

વિજ્ઞાનની વાત છોડી દઇએ તો કેટલીક લોકવાયકાઓમાં પણ આવા પ્રદેશોના અસ્તિત્વની વાત આવે છે. એક લોકવાયકા ઍટલાન્ટિસ નામનો એક પ્રદેશ ઉત્તર અમેરિકા અને યુરોપ વચ્ચે હતો એવી હકીકતની ઘણી કથાઓમાં ઊતરેલી છે. બીજી એકમાં પાસિફિક મહાસાગરમાં 'મ્યુ' નામનો દેશ હતો અને લૅમુરીઆ નામનો બીજો દેશ હિંદી મહાસાગરના પાણીમા તણાઇ ગયો એમ આવે છે. લૅમુરીઆ (એટલે માણસજાતનું ખોવાએલું ઘર) વિષેની આફ્રિકાના વતનીઓની વાતો ખાસ ધ્યાન ખેંચે એવી છે, કારણકે ખૂણખૂણે દૂર વસતી ટોળીઓની વાતો સરખી મળતી આવે છે. એ દરેક ટોળીની વાત પ્રમાણે એ લોકોના બાપદાદાઓ ખૂબ સુધરેલા હતા અને પૂર્વના દેશોમાં રહેતા હતા. આ દેશમાં સર્વ સુખસંપત્તિ હતી પણ ધીમેધીમે વસ્તી ખૂબ વધી ગઇ અને આ દેશમાં મોટા ધરતીકંપ, જ્વાળામુખી વગેરે ફાટી ઊઠીને એના ઉપર એકદમ સમુદ્રનાં પાણી ફરી વળ્યાં, અને બહુ જ થોડાં માણસો મોટી હોડીમાં બેસીને આફ્રિકામાં આવી વસ્યાં. હિંદના અને એશિયાના બીજા દેશોમાં પણ આવી જ લૅમુરીઆના દેશ જેવી વાતો આવે છે. આ રીતે આ લોકવાયકાઓ પ્રમાણે આ ખંડ હિંદી મહાસાગરની પાસે ક્યાંક આવેલો હોવો જોઇએ. દક્ષિણ અમેરિકાના ચીલીથી બે હજાર માઇલ દૂર આવેલા ઇસ્ટર આયલૅંડના વતનીઓના કહેવા પ્રમાણે એઓ ખુદ લૅમુરીઆ દેશના જ છે અને આ ટાપુ એ આ દેશના અવશેષ રૂપ રહેલો છે. આજે દેખાતો એ ટાપુ પર્વતના એક શિખર પર હોવાથી બચી જવા પામ્યો એમ કહે છે. આ ટાપુ ઉપર આજે પણ મોટીમોટી શિલામૂર્તિઓ છે કે જે જરૂર આ ટાપુના અણઘડ વતનીઓના હાથની તો નથી જ, પણ બહુ જૂના વખતની છે. કર્નલ જેમ્સ ચર્ચવર્ડ નામના એક અંગ્રેજ વિદ્વાને લૅમુરીઆ દેશની વાતો આખી દુનિયાભરના જુદાજુદા લોકો પાસેથી






ઉપર : ગૉન્ડવાના લૅન્ડના અસ્તિત્વના સમયે આવાં મોટાં પ્રાણીઓ અને રાક્ષસી ગરોળીઓની જ સૃષ્ટિ પૃથ્વી ઉપર હતી. બાજુએ : ગ્લૉસૉપ્ટેરિસનાં પાનનું ચિત્ર. આ પાનની છાપ એ વખતે બંધાએલા પથ્થરોમાં નજરે પડે છે.

એકઠી કરવા અનેક વર્ષ અભ્યાસ કરવામાં કાઢ્યાં, અને પરિણામે થોડા જ વખત પૂર્વે તેણે 'The Lost Continent of Mu' (ખોવાએલો મ્યુ દેશ) અને 'The Children of Mu' (મ્યુ દેશના વતનીઓ) નામનાં બે પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં. ઇ. ૧૮૭૫માં મધ્યહિંદના એક મંદિરના પૂજારીની જોડે એમની મુલાકાત થએલી. એ પૂજારીએ આ વિદ્વાનને હજારો વર્ષથી મંદિરમાં પડી રહેલા કેટલાક શિલાલેખો બતાવ્યા; આ લેખો 'નાકલ' (Naacal) ભાષામાં હતા, જે પૂજારીના કહેવા પ્રમાણે માણસજાતની આદ્ય ભાષા હતી. આ લેખો સમજવા અને એ ભાષા શીખવા માટે આ આંગ્લ વિદ્વાને અહીં બાર વર્ષ કાઢ્યાં. એ પછી દક્ષિણ મહાસાગરના કૅરોલીન ટાપુઓમાં પણ આ જ મ્યુ ભાષામાં લખાએલા શિલાલેખો મળી આવે છે. એ દરમ્યાન વિલિયમ નીવેન નામના એક પ્રખ્યાત એમેરિકન પુરાતત્ત્વવેત્તાએ મૅક્સિકોમાં ત્રણ મોટાં શહેરોના એકબીજા ઉપર દટાએલા અવશેષો શોધી કાઢ્યાની વાત એક વર્તમાનપત્રમાં એના વાંચવામાં આવી, અને એ ઉપરથી એ મૅક્સિકો ગયો: સહુથી ઉપરના શહેર, (કે જે સૌથી છેલ્લું દટાયું હતું) ઉપર એકાદ ફૂટ માટી અને નવ ફૂટ રેતી-કાંકરા વગેરે કોઇ રેલના પુરાવા રૂપે હતાં. આ શહેરના પછી રેતીના બીજા છ ફૂટ જતાં વચ્ચેના શહેરના અવશેષ આવતા. આ પછીના સૌથી જૂના ત્રીજા શહેર ઉપર જ્વાળામુખીના ફાટવા વખતની રાખ અને રેતી જડી આવ્યાં. આ ઉપરથી અનુમાન કરી શકાય કે પહેલવહેલાં ખૂબ દૂરનો કોઇ એક ભયંકર જ્વાળામુખી ફાટી નીકળ્યો હશે, અને એની રાખમાં આ શહેર દટાયું હશે; અને પાછળથી, જ્વાળામુખીના પરિણામરૂપે રેલ આવી હોવી જોઇએ. આ ઉપરાંત નીવેનને આ અવશેષોમાં કેટલાક શિલાલેખો મળી આવ્યા. એ ઉપરની લિપિ મૅક્સિકોમાંથી મળી આવતા કોઇ પણ લેખો કરતાં જુદી હતી. એની વિચિત્રતાને લીધે એ લિપિ શીખવા એણે ત્રણ વર્ષ ગાળ્યાં, અને એ વખત દરમ્યાન તો એણે લગભગ ૨૬૦૦ લેખો ભેગા કર્યા. બહુ અચરજભરી વચ્ચે આ લિપિ મ્યુ લોકોની નાકલ લિપિને જ મળતી આવતી હતી! કર્નલ ચર્ચવર્ડે એ બધા લેખોનો અભ્યાસ કર્યો. આવા એક શિલાલેખ (નં. ૫૧) ઉપર નીચે મુજબ લખાએલું હતું:

'જેનું ચિહ્ન 'રા' નામનો સૂર્ય છે એવા મહાન નિર્નામ વિશ્વનિયામકની આજ્ઞા અને ઇચ્છાથી નિર્મિત શક્તિઓ અને પૃથ્વીના અંતરસ્થ અગ્નિ મારફત મહાસાગર ઉપર ભૂમિ ઉત્પન્ન થઇ; આ ભૂમિ ઉપર રહેવા માટે માણસને વિધિએ બનાવ્યો, આ ભૂમિનું નામ મ્યુ દેશ છે'.

આ રીતે ભૂસ્તરશાસ્ત્રીઓના અને પુરાતત્ત્વવેત્તાના કહેવામાં જોકે થોડોઘણો ફેરફાર પડે છે, પણ એટલું તો નક્કી કરી શકાય કે હિંદી મહાસાગરે અને પૅસિફિક મહાસાગરે જમીનનો વિધ્વંસ કરીને જ પોતાની મર્યાદા વધારી છે.* દ્વારકાનાથ ગ. ગુપ્તે

* 'અમેરિકન વીકલી'નો થોડોક આધાર લઇને.

# સાહિત્યની નજરે



## સોહામણું જયપુર—અને અંબર

પતિયાલાની મારી મૂંઝવણ જયપુરમાં ટળી. કેમ જાણે મારી શંકાઓનું સમાધાન કરવા માટે જ હોય, તેમ અમારી યાત્રાનો દેવતા અમને પતિયાલેથી જયપુર લઇ ગયો. અને જયપુરમાં ટાઉન પ્લાનિંગ વિષે ખૂબ જાણવાજેવું મળે તેમ હતું.

જયપુરની મારી મુલાકાત કેવળ ઔત્સુક્યથી પ્રેરિત નહોતી; ભક્તિથી પ્રેરિત પણ હતી. નાનો હતો ત્યારે પુષ્કરની યાત્રા કરીને આવનાર પાસેથી જયપુરનાં ખૂબ વખાણ સાંભળેલાં. ઇતિહાસમાં અંબરાધીપ રાજપૂતોનાં પરાક્રમો વાંચેલાં, એટલે બીજાં શહેરો કરતાં જયપુર જોવા ઇચ્છા સવિશેષ હતી. જયપુર શહેર અર્વાચીન છે. માત્ર બસોએક વરસ પહેલાં જ બંધાએલું છે. પણ તેનો ઇતિહાસ અને તેનો પડોશ ઘણો પ્રાચીન છે. જયપુર શહેર, એ પ્લૅન મુજબ બંધાએલાં શહેરોમાં હિન્દમાં પ્રથમ આવે છે. સમગ્ર રચનામાં તે મુગલોના સમયના કોઇ ભાગ જેવું લાગે છે; જોકે વસ્તુતઃ હિન્દુ શાસ્ત્ર પ્રમાણે તે બાંધવામાં આવ્યું છે.

જયપુર રાજ્યની હાલની સરહદ તે પ્રાચીન કાળમાં મત્સ્યદેશ કહેવાતો હતો. હાલ પણ જયપુર રાજ્યમાં વૈરાટ કરીને તહેસીલ છે અને જ્યાં પાંડવો ગુપ્ત નિવાસ કરી રહ્યા હતા તે વિરાટ દેશ પણ એ જ એમ કેટલાક માને છે. કુરુક્ષેત્ર, વ્રજ અને પાંચાલ પણ આ સરહદની પડોશમાં જ આવેલાં એવો પણ મત છે. તે ગમે તેમ હો, પણ આ પ્રદેશમાં પ્રાચીન ઘણું મળી આવે છે તે સત્ય છે. ચીનાઇ મુસાફર હુએનત્સંગે આ વૈરાટ શહેરનું વર્ણન કરેલું છે અહીંથી અશોકના વખતના અને તેથી પણ જૂના સિક્કાઓ, લેખો વગેરે મળી આવ્યાં છે. તેમજ આઇને અકબરીમાં પણ આ શહેરનું વર્ણન છે. એ હતું મત્સ્યદેશનું પાટનગર. ત્યાર પછી અંબર થયું. અને પછી થયું જયપુર.

જયપુરના રાજાઓ સૂર્યવંશી છે. તેઓ રામચંદ્રના પુત્ર કુશના વંશના છે અને કચ્છવાય કહેવાય છે. અયોધ્યા છોડ્યા પછી આ કચ્છવાહો થોડા સમય સુધી શૉણ નદી ઉપરના રૉહતસ પ્રદેશમાં રહેલા, જેમાં નળરાજા થયો. ત્યાંથી આ કચ્છવાહો ગ્વાલિયર ગયા, અને હાલના જયપુરના રાજાઓનો મૂળ પુરુષ સોઢદેવ તે નળરાજાથી એકવીસમી પેઢીએ થયા હતા. એ સોઢદેવે જે મુલક પ્રાપ્ત કર્યો તેમાં વધારાઘટાડા થઇને આજનું જયપુરનું રાજ્ય બન્યું છે.

પણ અંબરને પાટનગર બનાવનાર કાકિલજી અથવા મેદલરાવ હતો. તેણે અગિયારમા સૈકાના આરંભમાં અંબિકેશ્વર મહાદેવની પ્રતિષ્ઠા કરી અંબરમાં ગાદી સ્થાપી. ત્યારથી તે ઇ. સ. ૧૭૨૭માં મહારાજા સવાઇ જયસિંહે જયપુર શહેર બાંધ્યું ત્યાં સુધી અંબર એ પાટનગર રહ્યું. આ રાજ્યની ભૌગોલિક સ્થિતિને લીધે અથવા બીજા કોઇપણ કારણે પણ અંબરની ગાદીનો ઇતિહાસ દિલ્હીના ઇતિહાસ સાથે સંકલિત થએલો છે. અંબરાધિ પાજૂન પૃથ્વીરાજ ચૌહાણના બનેવી થાય. તેની તેરમી પેઢીએ મહારાજા ભારમલ થયા તે બાદશાહ હુમાયૂંના મનસબદાર હતા અને મહારાજા ભગવાનદાસ, માનસિંહ, જયસિંહ વગેરે તો મુગલોના ઇતિહાસ દ્વારા સુપરિચિત છે. સર રમેશચન્દ્ર દત્તે પોતાની એક નવલકથામાં એ મહારાજા જયસિંહનું ઘણું સુન્દર નિરૂપણ કર્યું છે.

જયપુર બાંધનાર જયસિંહ—સવાઇ જયસિંહ—તે ઉપરના જયસિંહથી પાંચમા પેઢીએ થયા. તે હિન્દુસ્તાનના સૌથી પહેલા ટાઉન પ્લૅનર હતા અને પ્લાન પ્રમાણે બંધાએલાં હિન્દનાં શહેરોમાં જયપુર સૌથી જૂનું છે. એ પ્રથા જો વધારે પરિચિત કે પ્રચલિત થઇ હોત તો લાઇનદોરી અને જમીનપ્રાપ્તિના ધારાનાં ઘણાં કષ્ટો ટળી જાત. મનોહર અને સપ્રમાણ ગોઠવેલાં મકાનોની હારો, પહોળા સીધા અને મોટા રસ્તાઓ, નાકેનાકે ઊભા કરેલા બુરજો વગેરે સર્વથી જયપુર એક સુન્દર શહેર લાગે છે.

રસ્તા તો બીકાનેરમાં પણ સારા હતા. સારા રસ્તાઓ અને લાઇનબંધ મકાનો મારું સવિશેષ ધ્યાન એટલા માટે ખેંચે છે કે ગુજરાત કાઠિયાવાડમાં ઘણેખરે ઠેકાણે તેનો અભાવ છે. પારિસ નહિ ગએલા એક

બન્ધુએ બીકાનેરમાં અમને કહ્યું કે બીકાનેરના રસ્તા પારીસના રસ્તા જેવા છે; અને બીજા બન્ધુએ પૂર્તિ કરી કે નવા જામનગરના રસ્તા બીકાનેર જેવા છે. તે ગમે તેમ હોય, આ રસ્તાઓ જોઇ મને તેનું અનુકરણ કરવાની સૂચના મ્યુનિસિપલ પ્રેસિડેન્ટોને કરવાની વૃત્તિ થઇ આવી. રાજાઓને તે સૂચના કરવાની નથી. જ્યાં સુધી પ્રજાને જ શહેરમાં સુધારો કરવાની આવશ્યક્તા પ્રતીત થાય નહિ ત્યાં સુધી તેની ઉપર આગ્રહપૂર્વક સુધારો કરાવવામાં પરાણે પરોપકાર થાય છે. શહેરની સુધારણા કાં તો પ્રજા પોતે જ સમજીને કરે, અથવા પ્રજાની પ્રીતિ અને ભક્તિ ઉપર જ જેનો મદાર હોય તેવા રાજા કરે ત્યારે જ તે સારી રીતે થાય. આ વાક્યો જેટલી સહેલાઇથી લખી શકાય છે તેટલું એ કાર્ય સહેલું નથી. વાંકાચૂંકા રસ્તા અને સમાન્તર રેખા તોડી બહાર આવતાં મકાનો અહીં ઘણે સ્થળે છે, દેશી રાજ્યોમાં સવિશેષ છે. તેવાં બહાર પડતાં મકાનોનો ઇતિહાસ તપાસતાં માલૂમ પડે છે કે તેમાં એ મકાનો બંધાવનારે પોતાની વિશિષ્ટતા પ્રતીત કરાવવા તેવું કર્યું હોય છે અને પરિણામે તે શહેરની બદસૂરતી અને ગંદકીમાં વધારો કરે છે. જ્યારે તેવાં મકાનોનું કપાણ કરવાનો પ્રશ્ન ઊભો થાય છે ત્યારે માણસની મનોદશા, માથું જાય તો ભલે પણ બાપદાદાની જમીનનો એક ટુકડો પણ જવા ન દેવો, એવી હોય છે, અને સમગ્રદૃષ્ટિથી આવા પ્રશ્નો કોઇ વિચારતું જ નથી.

જયપુરથી થોડેક દૂર ગલતા કરીને મનોહર જગ્યા છે. ગલતાનો અર્થ હું જાણતો નથી, એટલે હિન્દી અને ગુજરાતીનું મિશ્રણ કરીને મેં તેનો અર્થ ઘટાવ્યો કે પાણી ગળતા હૈ વો જગા! અહીં એક કુંડમાંથી સતત પાણીની ધાર પડ્યા કરે છે, ચોતરફ અરવલ્લીના સીધા ખડકોની ગિરિમાલા, ઠેકાણે ઠેકાણે ટોચ ઉપર બાંધી દીધેલા કિલ્લા, એ સર્વ નિષ્ઠુર અને કઠોર નિસર્ગરચનાની વચ્ચે આ નિર્મળ પાણીનો કલકલનાદે કાયમ વહ્યા કરતો ઝરો, ઉગ્યા મધ્યાના વિવિધ મનોહર રંગોને પોતાના કુંડના ઊંડા પાણીમાં પ્રતિબિમ્બિત કરીને અનુપમ દૃશ્ય રજૂ કરે છે. અહીં જે કુંડ છે એ જ કુંડ પાસે ગાલવ કે એવા કોઇક નામના ઋષિએ ઘણાં વર્ષો તપશ્ચર્યા કરી હતી. ઋષિઓનો ધંધો જ તપશ્ચર્યા કરવાનો હતો અને તે માટે કોઇક જગ્યા તો તેમને જોઇએ જ, એટલે વેદમાં, પુરાણમાં અને મહાભારતમાં જેટલાં ઋષિનાં નામો છે તે બધાં કોઇક કોઇક સ્થળ સાથે જોડી દેવામાં આવ્યાં છે. વળી આગળ હું કહી ગયો છું કે પાંડવો જ્યાં છૂપા વેશે રહ્યા હતા તે વિરાટ દેશ પણ આ જ કહેવાય છે, અને આ પ્રદેશ જોયા પછી ખાતરી થાય છે કે તપશ્ચર્યા કરવા માટે ગલતે. અને ગુપ્તનિવાસ માટે પાંડવોએ ખરેખર રમણીય જગ્યા પસંદ કરી હતી. ડૉ. રવીન્દ્રનાથ ટાગોરે કહ્યું છે કે પાશ્ચાત્ય સંસ્કૃતિ શહેરો અને ત્યાંના ઉદ્યોગો વચ્ચે વધી છે, જ્યારે આર્યોની પ્રાચીન સંસ્કૃતિ કુદરતની સાથેના અપ્રતિહત સહચારમાંથી જન્મ પામી તપોવનના શાન્ત અને રમણીય વાતાવરણમાં વિકાસ પામી છે એ ખરૂં છે. એમ અહીં ખાતરી થાય છે. ગલતાની ટેકરી ઉપરના જૂના દેવાલયમાંથી કોઇ સુગઠિત મનોહર બાગ જેવું રમણીય જયપુર શહેર વિસ્તરી પડેલું દેખાય છે. અને રખે એ મૂલ્યવાન બાગનાં કોમલ ફૂલો કરમાઇ જાય તેની દહેશતથી રખેવાળી કરવા ઊભા હોય તેમ અરવલ્લીના ખડકો કાળા સીદા આકાર ધરીને અચલ ઊભા છે.

ગલતા ઉપર જવા માટે ફનિક્યુલર રેલ્વે નથી. ત્યાં જવાનું સાધન હાથી છે. નાની ઉમરમાં મુંબાઇ-વડોદરામાં હાથીની સહેલગાહ ઘણાએ કરી હશે; ઘણાએ એવી સહેલગાહની ઇચ્છા યે કરી હશે; પણ હાથી ઉપર બેસવું એટલે શું તે હાથી ઉપર મુસાફરી કર્યા વિના સમજાય તેવું નથી. માથેરાનની રિક્ષા, આબુની મોટર અને ગિરનાર શેત્રુંજાની ડોળી એ સર્વ કરતાં આ વાહનમાં નવીનતા છે; અને બેસનાર સિવાયના મનુષ્યને તેમાં ઓછો શ્રમ પડે છે તેટલો ડોળી રિક્ષા કરતાં આનો ફાયદો ગણી શકાય. પણ બેસનાર માણસોને તો આ વાહનમાં જરાપણ સગવડ મળતી નથી. પર્વતો ચડવા માટે કોઇ એલીફન્ટ ટ્રાન્સપૉર્ટ કંપની કાઢે તો તે સફળ થાય કે કંપનીને બદલે દીવાળું કાઢે તે હું કહી શકતો નથી. પણ ગૌરવના પ્રતીક રૂપ આ બીજણકાય પ્રાણી બેસવાના ઉપયોગમાં લેવાનો વિચાર માણસને આવ્યો જ કેમ હશે; અને વિચાર આવ્યો તો અનુભવ પછી તે ત્યજી દેવાયો કેમ નહિ હોય એ એક કોયડો છે. પ્રાચીન કાળના

ક્ષત્રિયો જેઓ શમશેરની ધારે જીવતા, તેઓને હાથી એ ઘણું પ્રતિકૂલ વાહન ન લાગે; પણ લડાઇનો જેમને પરિચય કે અનુભવ નથી તેવા સાંપ્રત સમયના બ્રાહ્મણ વૈશ્યો માટે તો આ વાહન ઘણું ભારે પડે. માથે ઝૂલ, દાંતે રૂમાલ અને કડાં, સૂંઢે અને કુંભસ્થળમાં ચિત્રામણ, પડખે ઘંટા અને ઉપર અંબાડીથી વેષ્ટિત આ ભીમકાય ચતુષ્પાદને જોવામાં જેટલી મઝા છે તેથી વધારે કષ્ટ તેના ઉપર બેસવામાં છે. બાલકોએ તેટલા માટે મહાવતની અદેખાઈ કરવાની જરૂર નથી અને ઈતર જનોએ હાથી ઉપર બેઠેલાં બાલકોની અદેખાઈ કરવાની જરૂર નથી, એમ હાથી ઉપર પ્રવાસ કર્યા પછી તુર્ત લાગે છે. ગલના એ પ્રાચીન સ્થાન છે માટે જ ત્યાં જવા માટે આવું પ્રાચીન સાધન રાખ્યું હોય તો નવાઈ નહિ.

જયપુર પહેલાંનું પાટનગર અંબર, આંબેર કે આમેર તે શહેરની નજીકમાં આવેલું છે. જૂના વખતમાં તે પ્રસિદ્ધ અને મોટું શહેર હશે, પણ હમણાં તો તે જ જયપુરની એક નિઝામત માત્ર છે. પણ કલ્પનાના વેગી ઘોડાને શિલ્પકારે છૂટા મૂકી દીધા હોય એવી એ જગ્યા છે. સૃષ્ટિની ભવ્યતાની, તેની રમ્યતાની કે તેની મહત્તાની પ્રતીતિ બે જગ્યાએ થાય છે: કાં ઉત્તુંગ શિખરો સમીપ અને કાં અગાધ સાગર સમીપ. સમસ્ત રાજપૂતસ્થાનના હૃદયને વીંધીને જતી અરવલ્લીના પહાડોની શૈલરાજિ અંબર પાસે બહુ ભવ્યતા ધારણ કરે છે. પર્વત ઉપર મહેલો અને કિલ્લાઓ બાંધવાની કલા આ તરફ અને દક્ષિણમાં જેટલી સાધ્ય કરવામાં આવી છે તેટલી ગુજરાત કાઠિયાવાડમાં નથી. કોઇક રાજાએ એક મકાન બાંધનાર નિષ્ણાત સ્થપતિને ચારપાંચ ટેકરીઓ દેખાડી તે ઉપર મહેલ ચણવાનું કહ્યું. સ્થપતિએ તેની ના કહી અને કારણ આપ્યું કે તે સ્થળે જમીન સપાટ કરવામાં સમય, શક્તિ અને દ્રવ્યનો નકામો વ્યય થાય. જો એ સ્થપતિએ અંબરનો મહેલ જોયો હોત તો કદાચ તે જુદી જ સલાહ આપત. એ મહેલની બારીઓ, ઝરૂખા, પ્રકાશ લાવવા માટેનાં સાધનો, સ્નાન માટેના પ્રબંધો વગેરે પ્રત્યેક સાધન તથા એ પર્વતમાલા સાથે સપ્રમાણતા જાળવીને ઉઠાવેલી આખી ઇમારત અતિસુંદર છે. કાદવનાં પાણી વચ્ચે પ્રફુલ્લ કમલ ખીલીને પલ્લવજલને સૌંદર્ય અને સુકુમારતા અર્પે છે તેવાં સૌન્દર્ય અને સુકુમારતા અંબરનાં મકાનો તેની ટેકરીઓને અર્પે છે. જોધપુરનો પ્રાચીન કિલ્લો ભવ્ય છે, પણ જે સજીવનતા અંબરમાં દેખાઇ તે ત્યાં ન હતી. અંબરમાં અત્યારે બતાવવામાં આવે છે તે મહેલ સત્તરમા સૈકામાં રાજા માનસિંહે બંધાવવો શરૂ કર્યો હતો અને રાજા જયસિંહે તેમાં ઉમેરા કર્યા હતા. એ મહેલમાંથી જ્યાં નજર કરીએ ત્યાં આંખો ઠરી જાય એટલી સુન્દરતા નજરે પડે છે. એ મહેલના પુરુષોના આવાસ માટે ફર્ગ્યુસને લખ્યું છે કે જગતની સર્વોત્તમ રચનાઓમાં તેની ગણત્રી થઇ શકે તેમ છે; અને તેમાં અતિશયોક્તિ લાગતી નથી.

મુગલ સમયની જાહોજલાલીમાં મોટાં બનેલાં શહેરોનાં જ ખંડિયેરો જોઇ શિલ્પકારો અને સ્થપતિઓ તેને ઉત્તમોત્તમ લખે છે; પણ આ રાજપૂત સ્થાપત્યના કેટલાકેટલા વિચારો ગ્રહણ કરીને દિલ્હી આગ્રામાં મૂકાયા છે તેનો અભ્યાસ રસિક થઈ પડે. આગ્રાના કિલ્લામાં અંબરની હિકમતની પ્રતિકૃતિ છે, છતાં માત્ર આગ્રા જોનાર જાણનાર વખાણનાર અંબરને જાણતા નથી. આગ્રાના કિલ્લાના સુમન બુર્જનો વિચાર અંબરના સ્થાપત્ય પરથી લેવાયો હોય તો નવાઇ નહિ. અને આજે પણ સ્થાપત્યના અભ્યાસીઓને અંબરનો મહેલ હજી અનેક નવીન વિચારો આપી શકે તેમ છે. અંબરના શીશ મહાલના સ્નાનાગાર પાછળ ચલાવેલી બુદ્ધિ માન ઉપજાવે તેવી છે.

જયપુરની વેધશાળા પ્રખ્યાત છે. કપુરથલાના પ્રાચીન રાજમહેલમાં કોઇ વિદ્વાન વેધશાસ્ત્રીએ ખ-ગોલગિતિનાં કેટલાંક યંત્રો બનાવેલાં તે અમે જોયાં હતાં. એ યંત્રો ઘણાં સુન્દર અને નવાઇ જેવાં હશે જ એમાં તો શક નથી; પણ તે કેટલાં ઉપયોગી હતાં અથવા શા ઉપયોગ માટેનાં હતાં તે અમે જાણતા નહોતા, તેમજ ત્યાંનો રખેવાળ પણ એ જાણતો નહોતો. એ યંત્ર બનાવનાર જ્યોતિષીના પૌત્રને પૂછી જોયું તો તે પણ તેનો ઉપયોગ જાણતો નહોતો; માટે અમને એ ગહન ઓજારો માટે ઘણું માન થયું. પણ જયપુરમાં એટલું અજ્ઞાન નથી. ગુજરાતમાં પ્રાચીન વેધશાળા નથી, પણ પંચાંગ વિશે તો લગભગ દર ત્રણ ત્રણ માસે જબરદસ્ત મારામારી ચાલે છે. સાયન અને નિરયન પંચાંગ, તિલક અને ગ્રહલાઘવ અને એવા શબ્દો વાપરી લોકો પાનાંનાં પાનાં ભરે છે; પણ તેને બદલે સહુ

પોતપોતાનું ગ્રહસ્થાન સાયન કે નિરયન ગણત્રી પ્રમાણે નક્કી કરે અને પછી જયપુર જઇ દૃક્પ્રત્યય પ્રમાણ ત્યાંની વેધશાળાનાં યંત્રોથી જોઇ ખાતરી કરે તો, જોકે લડવાની મઝા ચાલી જાય પણ શાસ્ત્રને ઘણો ફાયદો થાય.

જયપુર એટલે કલાનું ધામ, એ વાત આજે સુવિદિત છે, કેમકે સાંપ્રતકાલની સભ્યતાલક્ષ્મીએ (ફૅશને) દીવાનખાનાઓ શોભાવવા જયપુરની કારીગરીને વરદાન દીધું છે. જયપુરની કલા સજીવન રાખવા માટે ત્યાં એક કલાભવન પણ છે, અને જેમ બીજે છોકરા પ્રાથમિક શાળામાં જાય તેમ તેઓ અહીં આ કલાભવનમાં આવે છે. આપણા તરફ સંખેડામાં લાખ લાકડાની વસ્તુઓ સારી બને છે તેમજ કાઠિયાવાડમાં મહુવામાં લાકડકામ તથા હાથીદાંતની કારીગરી થાય છે; પણ સાંભળવા પ્રમાણે ત્યાં એ કારીગરોના અવસાન સાથે તેમના હુન્નરનો, હિકમતનો, જ્ઞાનનો નાશ થતો ચાલ્યો છે અને આશ્રયને અભાવે કલા ખીલતી નથી એમ કહેવાય છે. તે સાચું હશે, પરંતુ તેઓએ પણ જયપુરમાંથી ઘણું લેવા શીખવાનું છે.

સુખડ અને લાકડકામ માટે જયપુર પ્રખ્યાત; નકશી કોતરકામવાળાં વાસણો માટે જયપુર પ્રખ્યાત; રમકડાં અને ઉપરકર માટે જયપુર પ્રખ્યાત; આરસ, હાથીદાંત અને સંગેમરમરની વસ્તુઓ માટે જયપુર પ્રખ્યાત; સ્ત્રીઓનાં વસ્ત્રો અને પુરુષોનાં સાફા માટે જયપુર પ્રખ્યાત; ભાતીગળ છીંટ માટે જયપુર પ્રખ્યાત; સારા ચિતારા માટે જયપુર પ્રખ્યાત; અરે પગમાં પહેરવાની મોજડીઓ માટે પણ જયપુર પ્રખ્યાત. સામાન્ય રીતે બીજે જગે સ્થળે જતાં એવો પ્રશ્ન પૂછવો પડે કે અહીં શું શું જોવા જેવું છે, શું જાણવા જેવું કે લેવા જેવું છે; જયપુરમાં તેથી ઊલટો પ્રશ્ન પૂછવો પડે કે અહીંઆં શું નથી. 'સ'

# ફોટોગ્રાફી હરીફાઈનું પરિણામ

આપણા દેશમાં તરેહતરેહનાં પક્ષીઓ નજરે પડે છે. કેટલાંક બારે માસ સ્થાનિક વસવાટ કરે છે અને કેટલાંક ફક્ત ઋતુ પ્રમાણે દેખા દે છે. તેમનાં નિરીક્ષણ અને અભ્યાસ માટે ફોટોગ્રાફી સૌથી મહત્ત્વનું સાધન છે. નજરે એક વાર જોયાથી પક્ષી, તેનો વર્ગ તેની ખાસિયતો વગેરેનું અવલોકન થઇ શકે નહિ. માટે પ્રેમ એટલે તેના અભ્યાસની લગની લાગી હોય તેવાઓએ પક્ષી ફોટોગ્રાફી હસ્તગત કરવાની જરૂર છે. પક્ષી-ફોટોગ્રાફીની મુશ્કેલીઓ ઘણી છે. કૅમેરાની મદદથી ફોટોગ્રાફ લેવાય તેવી અનુકૂળ પરિસ્થિતિમાં બંધાએલા માળા શોધવા; તેની નજદીક ધીરધીરે જવું; માળામાં મૂકેલાં ઇંડાનાં ફોટોગ્રાફ લેવા; બારીકાઈથી રોજ બરોજ એ ઇંડાં અને ઇંડાં મૂકનાર માતાનો અવલોકનભર્યો અભ્યાસ કરવો અને ઇંડાં સેવાઇ રહેથી બચ્ચાં દુનિયામાં ડોકિયું કરે ત્યારે બચ્ચાંની છબી ઉતારવી; મા અને બચ્ચાંની ફોટોગ્રાફી કરવી; આ બધાં પક્ષી-ફોટોગ્રાફીનાં પગથિયાં છે.

આ મહિને આવેલું ભાઈ પૂનમચંદ કમાણી (અમરેલી)નું 'એકલું' નામનું ચિત્ર આવી પક્ષી-ફોટોગ્રાફીમાં પ્રશંસનીય પ્રયાસ છે. દરરોજ આપણી દૃષ્ટિ સમીપ ચકચક કરતી ચકલીનું એ સુંદર પોર્ટ્રેટ આ વખતે પહેલું ઇનામ જીતે છે. પક્ષીઓ તરફનું સ્વાભાવિક વલણ, ધીરજ, ખંત, ઉદ્યોગ અને અભ્યાસથી પક્ષી-ફોટોગ્રાફીવિશારદ બનાશે. હિંદમાં એવા એમેટરોની બહુ જરૂર છે.

ભાઈ આઇ. એન શગત (મુંબાઇ)ને, આ અંકના પૂઠા ઉપર આપેલા 'સલામ' ફોટો-ચિત્ર માટે બીજું ઇનામ મળે છે. બાળકનો અભિનય બહુ જ સ્વાભાવિક છે છબી પડાવવા માટે અભિનય છે કે ઉલ્લાસમાં આવેલા સલામ કરતાં બાળકની છબી તેની અજાણમાં ઝડપથી પકડાઇ છે તે કળવું કઠણ છે. બાળકની નજર કૅમેરા લેન્સની સામે છે તોપણ ભાવમાં કૃત્રિમતા જણાતી નથી 'એકલું' અને 'સલામ'ની ફોટોગ્રાફીની કરામત (ટેકનીક) પણ ખામી વિનાની ગણાય.

ભાઈ દેવજીભાઇ પઢીઆર (ભાવનગર)ના ફોટો-ચિત્ર 'પુનિત પગલાં'ને ત્રીજું ઇનામ મળે છે ચિત્રનો વિષય નવીન હોઇ આકર્ષક છે. પણ તેની રજૂઆતનાં પ્રમાણમાં ટેકનીક નબળી છે. અને તેટલે દરજ્જે ફોટો-ચિત્ર પાછું પડે છે. જો નેગેટિવ છાયાપ્રકાશને અનુરૂપ જોરદાર ટોનવાળી હોય તો ભાઈ પઢીઆરે એન્લાર્જિંગ વેળા, કૉન્ટ્રાસ્ટી કાગળ વાપરી વધારે સારો પ્રિન્ટ મેળવવો.

'ભાઇ પ્રતાપરાય શાહ (મુંબાઇ)નું 'પ્રભાતના પહેરેગી', ભાઈ પૂનમચંદ કમાણી (અમરેલી)નું 'પીંજણ', ભાઇ રામભાઇ ત્રિવેદી (ઝાંઝીબાર)નું 'ભોજન' અને કુ. જ્યોતિગૌરી મારતેર (મુંબાઇ)નું 'સદ્ધ્યાય' ફોટો-ચિત્રો નોંધપાત્ર થયાં છે. 'સદ્ધ્યાય'માં જમણી તરફના બાળક પર પડતો સૂર્ય-પ્રકાશ, પડદાથી અગર બીજી કોઇ તરકીબથી અટકાવ્યો હોત તો સારું ફોટો-ચિત્ર બનત. 'ભોજન'માં આકર્ષક ચિત્ર-વસ્તુના અભાવે તે ફક્ત મનુષ્યની તસ્વીર બને છે. 'પીંજણ'નો વિષય સારો છે પરંતુ ચિત્રમાં જગ્યાની તંગાશ લાગે છે. કૅમેરા વધારે દૂર રાખી, આકૃતિ કામમાં મશગૂલ હોય ત્યારે એક્સપોઝ કરાય તો સારું ચિત્ર નીપજે.

બલવન્ત ભટ્ટ




મોટું મુંબાઇ શહેર. એની મોટી મુંબાદેવી. એના મોટા મંદિરની પાછળ નાનો સરખો રસ્તો. એમાં મોટી વેપારી બજારો. સોનાચાંદીના વેપારીની ચોકસી બજાર, હીરામોતીના વેપારીની ઝવેરીબજાર. રૂની લાખ્ખો ગાંસડીની લે-વેચ કરનાર મારવાડીઓની બજારે ય ત્યાં. આવા મોટા વેપારીઓની મોટી દુકાનોની વચમાં એક પરદેશી મોગલની નાની સરખી દુકાન. એ વેચે કાશ્મીરની શાલ અને પશ્મીનો કાપડ. અસલ કાબુલની બદામ અને શોધેલી હરડે પણ વેચે. માણસ બહુ અચ્છો. ઉમદા ખવાસનો, હસતા ચહેરાવાળો. સહુ પાડોશી વહેપારી સાથે મેળાપ રાખે.

એની દુકાનની સામે એક વાણીઆની દુકાન;–દુકાન તો નામની પણ બેઠક રાખેલી. એનું નામ રામદાસ. વાણીઓ એટલે અડપલી જાત. દિવસ ઊગે ને મોગલના વાદ લે. મોગલનાં થેલીઓમાં જોઇ એણે ય તે થેલીઆં રખાવ્યાં. મોગલને વાદે પોતે પણ અચ્છો નકસીદાર હોકો અને રસેલા કસબની ભરેલી નળી વસાવી દમ લેવા માંડ્યો. નિત મોગલને કહેઃ 'દેખો મોગલ, હમારા ગડાકુ બડા ઉમદા; બનારससે મંગાયા.' મોગલ મૂછમાં હસે અને કહેઃ 'અચ્છા શેઠ; બહોત ખૂબ. મોગલ કાવો પીએ અને રામદાસ પણ કાળી કૉફી ગટગટાવે. મોગલ આદમી ભલો. શેઠને નિત કહેઃ 'શેઠ, હમ પરદેશી. હમારા કિયા મત કરો. હમારા રીત જુદા, હમારા ખાના જુદા.' પણ શેઠ વાદ ના મૂકે. તોય મોગલને શેઠ સાથે સારાસારી. કોઇ વખત કાબૂલી ચિલગોજા તો ઇરાનનો મેવો એવું કંઇ ને કંઇ શેઠને આપે.

વખત થયે ઉનાળાના દિવસો આવ્યા. મોગલે કાવો પીવો બંધ કર્યો. રોજ દુકાને આવે ત્યારે એક મોટું તડબૂચ લેતો આવે. બપોર થાય એટલે બરાબર વચ્ચેથી કાપી એનાં અડધિયાં કરે. વચ્ચેવચ્ચેથી ગર ખાઇ જાય અને છાલકાની ટોપી એ પોતાના ટાલિયા માથે પહેરે. એને એથી ઠંડક થાય. એક દિવસ રામદાસે આ જોયું: 'અરે મોગલ, યે કયા?' મોગલ કહેઃ 'ગરમી બહોત પડતી હય. ઠંડક હોગી. લેકીન તુમ મત પહેનો.' પણ રામદાસ શેનો માને?

વળતે દિવસે રામદાસ પણ મોટું તડબૂચ લઇ આવ્યા. મોગલને કહેઃ 'દેખો મોગલ, તુમારાસે બડા!' મોગલ હસે. બપોરે મોગલને વાદે રામદાસ શેઠે પણ અકળાતે જીવે આખાય તડબૂચનો ગર હાંશ્યે રાખ્યો અને છાલકાની ટોપી ટાલિયા માથે પહેરી. જીવ અકળાય તોય હોકો ગગડાવ્યે રાખ્યો. સાંજ પડી ને રામદાસને શરદી લાગી ગઇ!

બીજે દિવસે શેઠને સખત તાવ આવ્યો. દુકાને શેઠ દેખાયા નહિ એટલે મોગલે ગુમાસ્તાને હકીકત પૂછી. મોગલે જાણ્યું શેઠને વાદ ભારે પડ્યો. સાંજના શેઠને મળવા ગયો, પણ શેઠ તો ગુજરી ગયા હતા!

પછી તો બજારના લોક કહેવા લાગ્યા: 'મોગલને વાદે રામદાસ શેઠ મૂઆ.

મોટું મુંબાઇ શહેર. એની મોટી મુંબાદેવી. એના મોટા મંદિરની પાછળ નાનો સરખો રસ્તો. એની મોટી બજારોમાં નાનો બનાવ બન્યો અને મોટામોટા વેપારીઓએ નાની સરખી કહેવત પાડી: 'મોગલને વાદે રામદાસ શેઠ મુઆ.'

ઠાકુરદા

## મેં દીઠી

વનવગડામાં ફરવા જાતાં
ફાનસની ચિમની મેં દીઠી,
લીલાં સૂકાં ડાળ પાંદડે
ઝાડ ઉપર લટકંતી દીઠી.

કાચ ફુલાવી કીધી નથી
માણસે જઇ બાંધી નથી.

ઘાસતણખલાંવીણીગૂંથીને
કોણે કીધા હવેલી આ!
એવડા નાના કારીગરને
અક્કલ કોણે દીધી આ!
ચિમની જેવો શોભે કોઇ
માળો એ સુગરીનો, ભાઇ

રમણલાલ સોની



# માધુકરી

### આશિષ

ઘેર તિમિરને પંથ જઈને　　ભૂખ્યાંને તન અન્ન દઈને,
અંધ-અટૂલાને શોધીને　　અંધારાંમાં દીપ થઈને,
લોચન વણુ માગ્યે આપીને　　પથ્થર પાયા ગોહી બનીને
અંતરનેણુ ઉઘાડ.　　અંતરઆતમ ઉજાળ

—ઋષિ

## રૉબર્ટ એલ. રિપ્લે

*** 'કુમાર'ના છેલ્લા પાના ઉપર આવતી આલમની અજાયબીઓની હકીકતો તથા ચિત્રોમાંની કેટલીક જેમાંથી અવારનવાર લેવામાં આવે છે તે 'માનો યા ન માનો' નામની ચિત્રમાળા અંગ્રેજી જાણનારા કોઈપણ સામાન્ય સંસ્કારી વાચકથી અજાણી નહિ હોય. આપણે ત્યાં મુંબાઈના ટાઇમ્સ ઑફ ઇન્ડિયાના સાપ્તાહિક 'ઇલસ્ટ્રેટેડ વીકલી'માં તો એ હમણાં થોડા વર્ષોથી શરૂ થઇ છે, પણ આજ ચૌદ વર્ષથી અને દુનિયાનાં ૩૦૦ ઉપરાંત પત્રોમાં એ ચાલ્યા કરે છે. એનો સંપાદક, ચિત્રક, ઉત્પાદક—રૉબર્ટ એલ રિપ્લે આજે કોઇ લોકનેતા, કે પ્રબળવીર હોય એટલો જગવિખ્યાત એ વડે થયો છે આપણે ત્યાંના લાંબામાં લાંબી મૂછોવાળા લાડીના આહિર દેશુર અર્જણ ડાંગર ને શિકાગોના છેલ્લા જગતમેળા વેળા એણે પોતાના 'અજાયબખાના' માટે બોલાવેલા (જ્યાંથી પાછાં વળતાં દેશુરનું અવસાન થયું). એ દેશુરને લઇને અમેરિકા જનાર શ્રી છોટાલાલ માનસિંગ કામદારે આ નીચે મિ રિપ્લેનો પરિચય આપ્યો છે

પ્રસિદ્ધ કલાશિલ્પ, ગ્રંથકાર તથા રેડિયો આર્ટિસ્ટ રૉબર્ટ એલ. રિપ્લેનો જન્મ ઇ.સ. ૧૮૯૩માં નાતાલના દિવસે કૅલિફૉર્નિયામાં આવેલા સાન્ટા રૅાસા ગામમાં થયો છે. સોળ વર્ષની નાની વયે તે સાનફ્રાન્સિસ્કો બુલેટિનના કળાવિભાગમાં જોડાયા. ત્યાંથી તે સાનફ્રાન્સિસ્કો ક્રૉનિકલ પત્રમાં તથા ત્યાંથી ન્યૂ યૉર્ક શહેરમાં ગયા. ત્યાં તેમણે કેટલાંક પ્રસિદ્ધ વર્તમાનપત્રો માટે ઠઠ્ઠાચિત્રો દોર્યાં. ન્યૂ યૉર્કનાં પત્રોમાં વર્ષો સુધી નોકરી કર્યા બાદ ઈ.સ. ૧૯૨૯માં રિપ્લે હર્સ્ટ વર્તમાનપત્રોમાં જોડાયા.

જેનાથી એને જગતકીર્તિ મળી છે એ 'માનો યા ન માનો' નામનું આલમની અજાયબીઓનું પોતાનું પહેલું ચિત્ર ઇ.સ. ૧૯૨૧માં રિપ્લેએ દોર્યું એમનાં આ ચિત્રોમાં જગતની વિવિધ અજાયબીઓ, વિચિત્રવિચિત્ર સ્થાનો તથા વસ્તુઓ, મનુષ્યના જીવનમાં ન કલ્પી શકાય તેવા બનાવો, અને વિચિત્ર બાબતો: રમત, વિજ્ઞાન, ઇતિહાસ, પ્રાણીઓ તથા કુદરતની વિચિત્રતાઓ, તથા દરેક જાતના અદ્ભુત વસ્તુઓનો સમાવેશ થાય છે એ દરેક વસ્તુ પ્રસિદ્ધ કરતાં પહેલાં તેની સંભાળપૂર્વક તપાસ કરવામાં આવે છે અને ખાત્રી થયા બાદ જ પ્રસિદ્ધ કરવામાં આવે છે. અને એને વિષેની કાંઇપણ શંકા પડતાં કોઈપણ માણસ ટિકિટ ચોડેલું ટપાલનું કવર મોકલે તેને સંતોષકારક ખુલાસાવાર ઉત્તર મોકલવામાં આવે છે. રિપ્લે લખે છે કે મારી આ બધી હકીકતો નક્કર સત્ય ઉપર રચાએલી હોય છે, અને છતાં દુનિયામાં કોઇપણ માણસને નહિ કહેવામાં આવ્યો હોય એટલી વાર મને 'જૂઠ્ઠો' કહેવામાં આવ્યો છે પણ એથી મને રોષ નથી; ઉલટો, હું એથી રાજી થાઉં છું; કારણકે એ જ મારી હકીકતો ખરેખરી અજબ હોવાનું પ્રમાણપત્ર છે.

*Believe it or Not* (માનો યા ન માનો) એ મથાળા નીચે આવતી એમની એ ચિત્રમાળા આજે જગતમાં ૩૦૦ કરતાં વધારે પત્રોમાં 'કિંગ ફીચર્સ સિન્ડિકેટ' મોકલે છે. પરદેશનાં પણ ૩૨ વર્તમાનપત્રોમાં નિયમિતરીતે એ છપાય છે અને નવ ભાષામાં તેનું ભાષાંતર થાય છે. ઑસ્ટ્રેલિયા, દક્ષિણ આફ્રિકા, નૉર્વે, જાપાન, બ્રાઝિલ, આર્જેન્ટિના, હિંદ, ચીન અને ફિન્લૅન્ડ જેવા દૂર આવેલા દેશોમાં તે નિયમિત છપાય છે અને સરેરાશ આઠ કરોડ લોકો તેનો લાભ લે છે

પરંતુ તેના આ લખાણની સામગ્રી સહેલાઇથી મળી શકતી નથી. તે મેળવવા રિપ્લેએ ઘણી વખત દુનિયાની મુસાફરી કરી છે. છેલ્લાં વીસ વર્ષમાં—એક અપવાદ સિવાય—દર વર્ષે



દુનિયાની લાંબામાં લાંબી મૂછોવાળા,
લાડીના આહિર દેશૂર અને રૉબર્ટ રિપ્લે

તેણે પરદેશની મુસાફરી કરી છે અને અત્યારે તો તે ૧૯૭ જુદા જુદા દેશોમાં ફરી ચૂક્યા છે. ઇ.સ. ૧૯૩૨માં તેણે ૬૦,૦૦૦ માઇલની પાંચ જુદી જુદી સફર કરી. ઇ.સ. ૧૯૩૩માં આફ્રિકા, દક્ષિણ અમેરિકા અને એશિયામાં મળીને તેણે ૭૫,૦૦૦ માઇલની મુસાફરી કરી છે.

આખા જગતમાં કોઇ મનુષ્યને ત્યાં ન આવતી હોય તેટલી દૈનિક ટપાલ તેને ત્યાં આવે છે. તેને ત્યાં હમેશના સરેરાશ ૩૦૦૦ પત્રો આવે છે. ૧૯૩૨ના મે ના પહેલા ત્રણ જ અઠવાડિયામાં રિપ્લેને એકલાને વીસ લાખ પત્રો મળ્યા હતા! આવા મોટા પત્રવ્યવહારને પહોંચી વળવા માટે, કુદરતીરીતે જ, તેને ઘણા મંત્રીઓ રાખવા પડે છે. તે ઉપરાંત 'માનો યા ન માનો' વિભાગ માટે ૧૮ જુદાજુદા વિષયોના તજ્ઞો (વિશારદો) છે. તેમાંના નવ ફક્ત પત્રવ્યવહાર ઉપર જ ધ્યાન આપે છે. એક ભાષાશાસ્ત્રી તો ૧૩ ભાષા બોલી તથા વાંચી શકે છે. તે ઉપરાંત ખાનગી મંત્રીઓ, શોધખોળ કરનારાઓ તથા ધંધા ઉપર ધ્યાન આપનારા તો વળી જુદા છે.

'Believe it or not'ની એ ચિત્રમાળા એણે પુસ્તકાકારે બે ગ્રંથોમાં પણ બહાર પાડી છે અને તેની અત્યાર સુધીમાં દોઢ લાખ નકલો ખપી છે. ૧૯૨૯માં તે બહાર પડ્યું ત્યારે એ વર્ષમાં તે પુસ્તક જેટલી બીજા કોઇ પુસ્તકની નકલો ખપી નહોતી અત્યારે રિપ્લે એ પુસ્તકના ત્રીજા વિભાગ માટે સામગ્રીનો સંગ્રહ કરે છે.

ઇ સ. ૧૯૨૭માં લંડનથી ન્યૂ યૉર્ક ટ્રિબ્યુન માટે રેડિયોદ્વારા પહેલવહેલું હાસ્યચિત્ર મોકલવાનું માન રિપ્લેના ફાળે જાય છે; અને તેવી જ રીતે ટેલીફોન દ્વારા રેખાચિત્ર (Sketch) પણ તેણે જ પહેલો મોકલ્યો હતો..આ રેખાચિત્ર ડેમ્પ્સી-ટનીની મુક્કાબાજીની શરતનું હતું અને તે તેણે શિકાગોથી ન્યૂ યૉર્કના પત્રને મોકલ્યું હતું.

મૂળ તો તેણે વર્તમાનપત્ર-કલાકાર તરીકે જિંદગી શરૂ કરી. તે વેળા તે કસરત-રમતગમત-સ્પોર્ટ-નાં ચિત્રો આલેખવાનું જ કામ કરતા. તેને વિખ્યાત કરનાર તેની આ ચિત્રમાળાની શરૂઆત તો અકસ્માત, એક દહાડો કાંઈ ખાસ પ્રસંગ ચીતરવાનો નહોતો ત્યારે, વિવિધ કસરતબાજોની કેટલીક વિચિત્રતાઓની માહિતી તેની પાસે એકઠી થએલી તે ચીતરીને મૂકી, એમાંથી થઇ. લોકોને તે એટલી પસંદ પડી કે તેની દર અઠવાડિયે માગણી થઇ; પછી અઠવાડિયામાં બે વાર આપવા માડી અને ટૂંક વખતમાં તે આજની લોકપ્રિયતાએ પહોંચી.

'આ બધું તમે કાઢો છો ક્યાંથી?' એ પૂછતાં તે કહે છે કે 'આપણી આસપાસના જગતમાંથી જ. માત્ર આંખો અને કાન ખુલ્લાં રાખવાં જોઇએ.'

તે રૉયલ જ્યૉગ્રૉફિકલ સોસાએટી તથા ઇંગ્લંડની રૉયલ સોસાયટીઝ ક્લબના ફેલો, તેમજ સર્કમનૅવીગેટર્સ ક્લબ, એક્સ્પ્લોરર્સ ક્લબ, અમેરિકન જ્યૉગ્રૉફિકલ સોસાએટી, લોટસ ક્લબ, ફ્રાયર્સ ક્લબ તથા ન્યૂ યૉર્ક ઍથલેટિક ક્લબના સભ્ય છે ને હજુ અવિવાહિત છે. —છોટાલાલ માનસિંગ કામદાર

## ભૂચર પ્રાણીઓનો આદિ વડવો

*** આ અંકમાં આપેલા 'ગૉન્ડવાના લૅન્ડ' નામના ખોવાએલા ખંડના લેખને અનુસંધાને આ વાંચવાથી બંને લેખો વધારે સારી રીતે સમજાશે

આજથી અઢી કરોડ વરસ પહેલાં પૂર્વ એશિયામાં આવેલું આજનું વેરાન ગોબીનું રણ ગાઢ જંગલો અને છલકતાં જળાશયોથી ભરચક એવો સ્વર્ગસમો પ્રદેશ હતો એ વેળા એ ગીચ ઝાડીઓમાં અપૂર્વ, વિશાળકાય, આંચળોવાળા ભૂચરો ધીમા ચાલે ટહેલતા. દેખાવમાં, એમના સગાસણીજા જેવા આજના ગેંડાને આબેહુબ મળતા આવતાં, એ માંસલ જનાવર લગભગ અઢાર ફૂટ ઉંચા અને તેર ફૂટ લાંબા હતા.

આ ભૂચરોને બલુચીથેરિયમના નામથી ઓળખવામાં આવે છે, કારણકે એના હાડપિંજરના અવશેષો પહેલવહેલાં ઇ.સ. ૧૯૧૧માં બલુચિસ્તાનમાંથી ખોળી, ખોદી કઢાડવામાં આવ્યા હતા.

ગયા એપ્રિલ મહિનામાં ન્યૂ યૉર્કના અમેરિકન મ્યૂઝિયમ ઑફ નૅચરલ હિસ્ટરીના ડૉ. વૉલ્ટર ગ્રૅન્જર અને પ્રો. વિલિયમ કે. ગ્રેગરીએ ઉપલા સંગ્રહસ્થાનમાં આ ભૂચરના દેહનું માળખું પહેલવહેલું ઊભું કરી પોતાના દસ દસ વર્ષના અભ્યાસની સફળતા પૂરવાર કરી. એ પહેલાં એના વિષે ઘણી જ થોડી માહિતી લોકના જાણવામાં હતી.

એ મ્યૂઝિયમના આજના નિયામક ડૉ. રૉય ચૅપમેન ઍન્ડ્રુસની સરદારી નીચે અમેરિકન મ્યૂઝિયમના શોધક કાફલાએ ઇ સ ૧૯૨૨માં જે પહેલવહેલી એશિયાઇ સફર કરી. એમાં



આજથી અઢી કરોડ વર્ષ પહેલાંના આદિ ભૂચર પ્રાણી બલુચીથેરિયમનું જે માળખું ડૉ. ગ્રૅન્જર અને ડૉ. ગ્રેગરીએ મૂળ હાડકાં ઉપરથી ઊભું કર્યું છે તેના ઉપરથી આલેખેલું આ ચિત્ર તેનું કદ દર્શાવતા માણસ, હાથી અને જિરાફ સાથેની તેની સરખામણી પણ બતાવે છે તે જિરાફ કરતાં પણ સહેજ ઊંચું, હાથી કરતાં બમણું લાંબું અને માણસ કરતાં ત્રણગણું ઊંચું હતું

દાક્તર ગ્રૅન્જર પણ હતા જે દિવસે આ શોધ-સવારીએ ગોબીની રેતાળ ભૂમિ પર પોતાનાં પગલાં મૂક્યાં તેને વળતે જ દહાડે દાક્તર ગ્રૅન્જરને બલુચીથેરિયમની પેનીનું એક હાડકું હાથ લાગ્યું, અને શોધ–ટુકડી જેમજેમ પોતાના ક્રમાનુસાર પ્રગતિ કરતી ગઇ તેમતેમ તેને બીજા અવશેષો પણ મળતા ગયા. ઘણા મહિનાને અંતે તેને સાડાચાર ફૂટ લાંબી એક ખોપરી મળી આવી, જે બલુચીથેરિયમના મળી આવેલા અવશેષોના કદમાં બીજી મોટી વસ્તુ હતી અને ત્યાર પછી તો ઉપરા-છાપરી શોધોને પરિણામે અમેરિકામાં વધુ હાડકાંઓનો જથ્થો જમા થયો. આમાંના ઘણાંખરાં તો અઢી કરોડ વર્ષ પહેલા પહાડી ગર્ભમાં દટાએલાં એવાં જ અકબંધ છે!

આ શોધ–સવારીઓએ એકત્રિત કરેલી સામગ્રીમાંથી જુદાજુદા કદનાં આશરે વીસ જનાવરોનાં હાડમાંથી ડૉ. ગ્રૅન્જર અને ગ્રેગરીએ બલુચીથેરિયમનાં ૨૦૦ જેટલાં હાડકાઓનું નિરીક્ષણ કર્યું હતું. એ નિરીક્ષણ પછી એમણે એ હાડકાઓ ભેગાં કરી એ ભૂચરનાં છુટાંછુટાં અંગોનું પુનર્નિર્માણ કરવા માંડયું, એ હવે પૂરું થયું છે અને પરિણામે ખડી થએલી જનાવરની આકૃતિ કોઇ ભીષણ, ઊંચા ગેંડાની વિશાળ કાયા જેવી દેખાય છે. ફેર માત્ર એટલો છે કે આધુનિક ગેંડા જેવાં શીંગડાં એને નથી. આ બલુચીથેરિયમને લાંબા પગ, નાનું માથું અને લાંબી ગરદન હતી. એની ચામડી બેશક ચિંબટ કહી શકાય. એની દંતાવલિ અસાધારણ હતી અને દરેક જડબામાં બબ્બે તીણા દાંત છોડવાઓનાં કે ઝાડની ડાંખળી-ઓ પરનાં પાંદડાઓ તોડવામાં ખપ લાગતા.

પુનર્વિધાન પામેલા આ માળખાવાળો બલુચીથેરિયમ જ્યારે ચૈતનવંતો હતો ત્યારે સામાન્ય માનવી કરતાં લગભગ ત્રણ ગણો ઊંચો અને હાથી કરતાં બમણો લાંબો હતો. ૨૦,૦૦૦ રતલી વજનદાર આ મહાકાય પ્રાણીનો દિવસભરનો આહાર ૫૨૦ રતલ વનસ્પતિનો હતો!

કદ પ્રમાણે વર્ગીકરણ કરેલાં માત્ર ૨૦૦ હાડકાંમાંથી એક આખા જનાવરના શરીરની પુનર્રચના કરવી એ એક ભગીરથ યત્ન જ ગણાય. અને ડૉ. ગ્રૅન્જર તેમજ ગ્રેગરી ઉભયે એકરાર કર્યો છે કે એની અંગરચનાનો કેટલોક ભાગ તો કસોટીએ ચઢાવી જોવાં ખાતરી મેળવવી મુશ્કેલ હતો.

તુલનાત્મક શરીરશાસ્ત્રની બાબતમાં આજે એ ઓગણસાઠ વર્ષની ઉંમરે પહોંચેલા શાંત બહુશ્રુત ડૉ. ગ્રેગરીનો શબ્દ ભાગ્યે જ ઉથાપી શકાય. પૂર્વ એશિયાના જનાવરોના અભ્યાસી તરીકે એનું સ્થાન બહુ માનભર્યું છે. (લિટરરી ડાઇજેસ્ટ)

## સ્વ. મોહનલાલ પંડ્યા

* * * નવયુગનો કોઈ પણ ગુજરાતી યુવાન પ્રજાસેવક પંડ્યાજી-ના નામથી ભાગ્યે જ અજાણ હશે. હોય તેને માટે આ નોંધ ટૂંકો પરિચય પણ આપશે

ગુજરાતના અગ્રગણ્ય, બહાદુર, જૂનામાં જૂના, વફાદાર અને પ્રથમ પંક્તિના કુશળ પ્રજાસેવક શ્રી મોહનલાલ કામેશ્વર પંડ્યાનું બહુ જ ટૂંક સમયની માંદગી પછી ગયા માસમાં અવસાન થયું.

ખેડા જિલ્લાના કઠલાલ ગામમાં આજથી ૬૩ વરસ ઉપર એમનો જન્મ થયો. જીવનના સર્વ સંજોગો સામે બહાદુરી અને નીડરતાથી યુદ્ધ કરવાનું જાણે એમના જન્મથી જ એ લઇને આવ્યા હતા. જૂનામાં જૂના બ્રાહ્મણ કુટુંબમાં એમનો જન્મ, અનેક ઢોંગધતુરા કરનાર અને અનેક રીતે વહેમીઓને ઠગનાર એમની નાત.' એ નાતના બધા કુસંસ્કારો ખંખેરી નાખી, કોઇની પણ પરવા વિના એમણે ઘરમાં સુધારા દાખલ કર્યા નિરક્ષર ભાઇ બહેનો વગેરેને એ સુધારા સહેજે ગળે ઊતર્યા.

શ્રી કનૈયાલાલ મુનશીએ પોતાની નવલકથામાં જે સ્વપ્ન દ્રષ્ટા વર્ણવ્યા છે તેમાંના મુખ્ય સ્વપ્નદ્રષ્ટા તે ભાઇ મોહનલાલ પંડ્યા. વડોદરા કૉલેજમાં શ્રી અરવિન્દ ઘોષના રાજકીય ઉદ્દામ વિચારોએ એમને રંગી નાંખ્યા હતા અને ગેરીબાલ્ડી તથા મેઝીનીએ ઇટલીને સ્વતંત્રતા અપાવવાના જે પ્રયત્નો કર્યા હતા એમાંથી એમણે પ્રેરણા લીધી હતી.

ગાંધીજી ગુજરાતમાં આવ્યા ત્યારથી ગુજરાતનું જાહેર જીવન શરૂ થયું ગણાય. પણ મોહનલાલ પંડ્યા તો તે પહેલાના સેવક હતા. ગામડીઆઓમાં સહેજે ખોવાઈ જાય એવા, ગામડીઆ જેવા લાગતા એ ગ્રામસેવક પંડ્યાજીને જોઇને કોઇને ભાગ્યે જ ખ્યાલ આવે કે એ ખેતીશાસ્ત્રના ગ્રૅજ્યુએટ થએલા અને પછી વડોદરા રાજ્યની સરકારી ડેરીમાં એ અમલદાર હતા એ વખતે પણ મિત્રો એમને બંગલે જાય તેમને છાશ પાતા અને ચહાની વિરૂદ્ધ મોટાં ભાષણો સંભળાવતા. પછી વડોદરા અને અમલદારી ઘડીના છઠ્ઠા ભાગમાં એમણે તજ્યાં. આજથી ત્રીસ વરસ ઉપર સ્વદેશીનો વા વાયો ત્યારે એમને પણ સ્વદેશભક્તિનો

રંગ લાગ્યો અને એમણે ભેખ લીધો તે લીધો.

વચ્ચે એમના જીવનમાં અનેક રંગપલટા આવ્યા. એક કાળે હિંસાનીતિનાં સ્વપ્ન એમણે સેવેલાં. સર્વન્ટ્સ ઑફ ઇન્ડિયા સોસાઇટીમાં પણ એ જઈ આવેલા. પણ ગાંધીજી આવતાં એમનાં બધાં પડળ ખસી ગયાં અને એમને પડખે આવી ઊભા તે ઊભા. તે પછીની એમની પ્રજાસેવાઓ તો જાણીતી છે.

દેશસેવામાં ગૃહજીવનનું સુખ એમણે હોમી દીધું હતું અને આજે એમનું શ્રાદ્ધ કરવા એમને પુત્ર નથી. પણ બીજી રીતે એ આદર્શ નીડર પ્રજાસેવક ગુજરાતને માટે અનેકગણો ઊજળો વારસો મૂકી ગયા છે. (તારાગિરિ)

## લોહીનું દબાણ

*** બ્લડ પ્રેશર-લોહીનું દબાણ વધી જવાથી તબિયત લથડી જવા વિષે આ જમાનામાં આપણે ઘણું સાંભળતા થયા છીએ. એ બ્લડપ્રેશર શું છે તે વિષે સંપૂર્ણ નહિ તો થોડી માહિતી અને વિગત . . .

ખાવાપીવામાં મિતાહારીપણું ન રાખવાથી તંદુરસ્તીનો સર્વનાશ થયાના દાખલાઓ અનેક છે. એમ કહેવામાં આવે છે કે ગયા ઓગણીસમા સૈકામાં રોગનાં જંતુઓએ ફેલાવેલા તીવ્ર રોગોને લીધે સેંકડે પોણોસો મરણ થતાં; પરંતુ એથી ઊલટું હૃદય, પિત્તાશય, મૂત્રપિંડ, રક્તપિંડ વગેરે બગડવાથી હમણાં એટલી જ સંખ્યામાં મરણ થતાં માલૂમ પડ્યાં છે. ખાવાપીવાની બાબતમાં જડ ઘાલી બેઠેલી કુટેવોને અંગે આ બગાડ થાય છે એ દેખીતું છે.

ક્ષીણ થતી જતી તબીઅત, એ વધતા જતા લોહીના દબાણનું એક ખરાબ ચિહ્ન છે એ તથ્યથી આજે ભાગ્યે જ કોઈ અજાણ હશે. કોઈપણ જીવતા માણસમાં લોહીનું દબાણ તો હોવાનું જ. નાનીમોટી નસો તેમ જ બારીક કેશવાહિનીઓના સ્થિતિસ્થાપક પૃષ્ઠ ભાગ ઉપર, તેમાંથી લોહી વહેતી વખતે જે દાબ આવે છે, તેને જ Blood Pressure—લોહીનું દબાણ કહેવામાં આવે છે. કોઈપણ પ્રવાહી પદાર્થને કોઈપણ જાતની નળીમાંથી વહેવડાવવો હોય તો તેના પર દબાણ જોઈએ. હૃદયને આપણે એક Power plant—શક્તિયંત્ર કહીએ. એ એક પ્રકારનો પંપ છે અને તેનાથી જ લોહીને ગતિ મળે છે. આ ગતિનો ક્યાંય વિરોધ કરવામાં આવ્યો કે તરત જ લોહી સંકોચાય અને લોહીનું દબાણ અસ્તિત્વમાં આવે.

લોહીનું દબાણ, અને રક્તાભિસરણ માટે જરૂરની એવી વિરોધનો પ્રતિરોધ કરનારી ક્રિયા, એ બે બાબતો પર હૃદયનો થતો શ્રમ અવલંબે છે એ કહેવું જરૂરનું નથી. નાડી કઠણ થવાથી તેનો વ્યાસ ઓછો રહે છે. તેમજ લોહીમાં ચિકાશ વધવાથી તે વહેતું ધીમે છે. આ બે કારણો લોહીના વહેણમાં થતા વિરોધના મૂળભૂત છે. એક પંપને એક નળી સાથે જોડવામાં આવ્યો અને કસનેલી વખતે પંપની મદદથી નળીમાંથી વહી જતા પાણીને માપ્યું પછી એ જ નળીમાંથી પાણીને બદલે ખાંડની ચાસણી, એટલો જ વખત, પાણીના માપ જેટલી જ, વહેવડાવી; તો દેખાયું કે પાણી વહેવડાવતાં પંપ ઉપર જેટલું દબાણ કરવું પડયું તેના કરતાં વધુ દબાણ ચાસણી વહેવડાવતાં કરવું પડેલું. કારણ સ્પષ્ટ છે કે ચાસણી પાણી કરતાં વધુ ચીકણી છે. આપણા લોહીની બાબતમાં પણ એ જ પ્રમાણે સમજવું. લોહી જો પાણી જેટલું પાતળું હોત તો હૃદયને પડતો શ્રમ સેંકડે પોણોસો ટકા જેટલો ઓછો લાગત.

લોહીમાંનો ચિકાશ વધી તેમ લોહીના વહેવામાં થતી નડતર પણ વધવાની, જેને પરિણામે તેટલા પ્રમાણમાં લોહીનું દબાણ પણ વધવાનું. ખાવામાં જો મિઠાઈ કે માંસનો અતિરેક થયો તો સમજવું કે લોહીમાં ચિકાશ વધી જ છે. કર્બયુક્ત ખાદ્યપદાર્થો ખાવાથી શરીરમાં ગરમાટો અને તાકાદ આવે છે સ્ટાર્ચ અને ખાંડ એ આવા મુખ્ય પદાર્થો છે. લોહીમાં સ્ટાર્ચ મૂળથી જ નથી, પરંતુ પાચનક્રિયા વખતે સ્ટાર્ચનું સાકરતત્ત્વમાં પરિવર્તન થાય છે અને એ સાકરતત્ત્વ લોહીમાં, રક્તશર્કરાના રૂપમાં આપણે મેળવી શકીએ છીએ. મેવા મિઠાઈ વગેરે અતિશય પ્રમાણમાં ખાવાથી રક્તશર્કરાનો અતિરેક થઈ લોહીમાં ચિકાશ વધે છે અને પરિણામે લોહીનું દબાણ વધે છે. રક્તશર્કરા અતિશય પ્રમાણમાં વધવાથી અને શરીરના અન્ય અવયવોને તે બીનઉપયોગી થઈ પડવાથી મૂત્રોત્સર્ગદ્વારા તે શરીર બહાર નીકળી જાય છે અને આપણે 'મધુમેહ' મીઠીપેશાબ અગર ડાયાબિટિસના નામથી ઓળખીએ છીએ.

## સોળે સાન અને વીસે વાન

*** આપણે ત્યાં ચાલતી એ કહેવતના જેવી જ માન્યતાઓ પ્રાચીન યુરોપમાં પણ હતી; અને અત્યારનું શરીરશાસ્ત્ર ભલે તે કહેતું હોય, પણ યુરોપના લોકસમાજમાં આજે પણ એ માન્યતાને આધારે અમુક વર્ષો એવી જીવનમર્યાદાનાં ગણાય છે.

માણસના જીવનના સાત, એકવીસ, ઓગણપચાસ, ત્રેસઠ અને એકયાશીમે વર્ષે એના શરીરના બાંધામાં અમુક પ્રકારના ફેરફારો થતા હોવાનું પ્રાચીન ગ્રીક સર્વેન્દ્રિયશાસ્ત્રીઓનું માનવું હતું. આ વર્ષો ચેક્સ શારીરિક અવસ્થાન્તરની મર્યાદારૂપ હોઈ, યથાસ્થિત રીતે ગ્રીસમાં તો ઊજવવામાં આવતા, અને એકવીસમા વર્ષે જુવાનીનું ચઢતું લોહી સ્થિર થઈ માણસ પુખ્ત વયનો થયો ગણાતો હોવાથી, આજે પણ પશ્ચિમમાં એ જીવનમર્યાદાના વર્ષ ઠાંકણે ઉત્સવ ઊજવાય છે. કેટલાક વીસથી પચાસ વર્ષના ગાળાને ઊછળતા લોહીનો મધ્યાહ્નશીનો સમય ગણાવી તે પછીના સમયને માણસને પુખ્તત્વ લાવનારો ગણે છે; પરંતુ શારીરિક વિકાસ તો એકવીસમે વર્ષે અટકે છે.

સાત અને નવ એ ગૂઢ આંકડાઓ ગણાતા. Grand Climacteric (મહાન શારીરિક અવસ્થાન્તર) નામનું એક સ્પેનિશ સૂત્ર છે; તેનું મૂળ લોક જાણવામાં નથી, પરંતુ સાત અને નવના ગુણાકારે આવતી ૬૩ની સંખ્યાના વર્ષે માણસ-

ના શરીરમાં ઊતરતા લોહીની શરૂઆત થાય છે, એ અવસ્થાન્તરને લક્ષી, એ સૂત્ર પ્રચલિત થયું હોય એ બનવાજોગ છે.

### ઊંચામાં ઊંચું ઉડ્ડયન

વિમાનમાં બેસી માણસે વધારેમાં વધારે ૧૦ માઇલ ઊંચુ ઉડ્ડયન કર્યાનો દાખલો ૧૯૩૨માં નોંધાયો છે. એ પછીના વરસે એક રશિયન વિમાનીએ ૧૨ માઇલ ઊંચું ઉડ્ડયન કર્યું હતું; અને ગયા જાન્યુઆરી મહિનામાં બીજા બે રશિયન વિમાનીઓ ૧૩ માઇલ સુધી ઊંચે ઊડ્યા તો ખરા, પણ કમભાગ્યે વચમાં વિમાન તૂટી પડવાથી માર્યા ગયા, એટલે એમનો એ વિજય સ્વીકારી શકાયો નથી.

દસ માઇલથી વધુ ઊંચે જેમણે ઉડ્ડયન કર્યું છે એમનું એમ કહેવું છે કે દસ માઇલ સુધી પહોંચીએ એટલા અવકાશમાં વાતાવરણનું તપમાન—ઉષ્ણમાન (Temperature) ઊંચે જતાં જતાં ઓછું થાય છે, પરંતુ દસ માઇલથી ઊંચે તપમાન એકદમ અટકે છે, અને કોઈકવાર તો ચડતું પણ લાગે છે. ત્યાંનું વાતાવરણ નર્યું સ્વચ્છ અને ચમકદાર હોય છે. ત્યાં ધૂળ, ધુમસ કે વંટોળ કશું ય નથી. વાયુરેણુ પર સૂર્યનાં કિરણો ચળકે છે એ ત્યાંની એક વિશિષ્ટતા છે. બીજી મઝા તો એ છે કે અવકાશના એ પ્રદેશમાં પવન તો ફૂંકાતો નથી! એટલે વાતાવરણના આ ભાગને સ્થિતાંબર નામ આપવું યોગ્ય થઇ પડશે.

આવા વાતાવરણમાં કૉસ્મિક રે—વૈશ્વકિરણ—નો પ્રવેશ હશે કે?—એવી શંકા સહજ થાય અને એનું નિરાકરણ કરવા વૈજ્ઞાનિકો ત્યાં પણ પોતાનાં પ્રયોગ-સાધનો લઈ જઇ પહોંચ્યા છે. આટલું જાણે ઓછું ન હોય તેમ પોતે જાતે શ્રમ લઇ, સ્વયં નોંધ કરી લેનારી સાધન-સામગ્રીઓ જોડલી વિમાનો ઉડાડવામાં આવ્યાં છે. આવા એક પ્રયોગશીલ વિમાને ૨૩ માઇલ ઊંચે અવકાશમાં ઊડી, ત્યાંની નોંધો આણી આપી છે!

### હવાઇ સફરમાં સગવડો

ગયા અંકમાં આવેલા 'ઇંગ્લંડ ઑસ્ટ્રેલિયા વિમાની હરીફાઇ'વાળા લેખમાં વાચકનું લક્ષ ખેંચાયું હશે કે એનું મુખ્ય ઇનામ ભલે ઇંગ્લંડના મિ. સ્કૉટનું વિમાન છતી ગયું, પરંતુ બીજું ઇનામ છતનાર હૉલંડના પારમેન્ટીયરનું વિમાન અનેક અડચણો છતાં, અને સાથે પાંચ માણસો તથા વિમાની ટપાલના બોજા છતાં ઝગઝગતો વિજય વર્યું હતું. વિમાનો બાંધવાની કળામાં હૉલંડ ઘણું પ્રગતિમાન છે. તેણે પોતાના દેશમાં આજ-સુધી બંધાએલાં એરોપ્લેનો કરતાં સૌથી મોટું અને વજનદાર એરોપ્લેન હમણાં બાંધ્યું છે. તેને F૩૬ અથવા 'ફલાઇંગ સ્લીપિંગ કાર' કહે છે આમાં સોળ મુસાફરો માટે સૂવાની સગવડ છે. યુનાઇટેડ સ્ટેટ્સ પણ રાતની મુસાફરી માટે આવી જાતનાં એરોપ્લેનો બાંધે છે. આમાં બેઠકોની એવી રચના કરવામાં આવી છે કે સૂવાના વખતે તેને પથારીના રૂપમાં ફેરવી શકાય અને તેની આસપાસ પડદા આવી જાય. હવાઇ સફરો માટે સગવડનાં સાધનો વધતાં જ જાય છે.

### બ્રહ્માંડની મર્યાદા

શ્રીહરિના બ્રહ્માંડની મર્યાદા માટે આજના વિજ્ઞાનયુગમાં મનોરંજક વાદવિવાદ ચાલે છે.—આ વિશ્વ મર્યાદિત છે કે અમર્યાદિત? એ સવાલનું સમાધાન કરતાં વૈજ્ઞાનિકો એને મર્યાદિત ઠરાવે છે. અમેરિકાની પ્રસિદ્ધ માઉન્ટ વિલ્સન વેધશાળાના ડૉ. એડિંગ્ટન હુબલે એની મર્યાદા આમ રજૂ કરી છે:

એ કહે છે કે વિજ્ઞાનના સિદ્ધાંતો પ્રમાણે સૂર્ય તરફથી આપણી પૃથ્વી પર આવતા પ્રકાશનો વેગ એક સેકંડના ૧,૮૬૦૦૦ એક લાખ ને છયાસી હજાર માઇલ જેટલો છે. આ પ્રકાશનો વેગ એક મિનિટમાં ૬૦×૧૮૬૦૦૦=૧,૧૧,૬૦૦૦૦ એક કરોડ અગિયાર લાખ ને સાઠ હજાર માઇલ થાય અને એક કલાકમાં ૬૦×૧,૧૧,૬૦૦૦=૬૬૯૬૦૦૦૦૦ છાસઠ કરોડ છન્નુ લાખ માઇલ થાય. આખા દિવસને અંતે એનો વેગ ૨૪×૬૬૯૬૦૦૦૦૦=૧૬૦૭૦૪૦૦૦૦૦ સોળ અબજ સાત કરોડ ને ચાર લાખ માઇલ જેટલો થાય અને ૩૬૦ દિવસનું એક વર્ષ ગણીએ તો વર્ષની આખરે એ પ્રકાશનો વેગ ૩૬૦×૧૬,૦૭,૦૪,૦૦૦૦૦=૫૭૮૫૩૪૪૦૦૦૦૦ પાંચ નિખર્વ, સાત ખર્વ, પંચ્યાશી અબજ, ત્રેપન કરોડ, ચુમાળીસ લાખ માઇલ પહોંચે અથવા. એક વર્ષમાં પ્રકાશની આટલી ગતિ થઇ એમ માની એને પ્રકાશવર્ષ કહેવામાં આવે છે. આવાં એક સો બસો નહિ પણ બારસાં ૬ ૦૦૦,૦૦૦,૦૦૦ છ અબજ પ્રકાશવર્ષના માઇલ જેટલો વ્યાસ એ શ્રીહરિના બ્રહ્માંડનો છે! જે બ્રહ્માંડનો વ્યાસ ૩૪૭૧૨૦૬૪૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦, માઇલનો છે, એનું ક્ષેત્રફળ કેટલું હશે એની કલ્પના માત્ર કરતાં આપણી આંખની મર્યાદાનો વિસ્તાર વધવાની બીક લાગે છે, ખરું!

અને આ વિશ્વમાં ૫૦૦,૦૦૦,૦૦૦,૦૦૦ જેટલી તો તેજના મેઘ શી નિહારિકાઓ છે, અને તેમાંની ૩૦૦,૦૦,૦૦,૦૦૦ ત્રણ અબજ તો આપણા સૂર્ય જેવી મામૂલી ગણાતી નિહારિકા છે. વિજ્ઞાનશાસ્ત્રીઓ કહે છે કે એક નિહારિકામાં એકેક અબજ સૂર્ય પ્રગટે એટલું વાસ્તવ દ્રવ્ય છે! અને સાધારણ નિહારિકામાં ૮,૦૦,૦૦,૦૦૦ આઠ કરોડ સૂર્યના તેજ જેટલું તેજ એકત્ર છે. વેદના પુરુષસૂક્તમાં આપણા વિશ્વને આવૃત્ત કરતા પુરુષને હજાર માથાં હજાર આંખ અને હજાર પગવાળો કહ્યો છે, એ જોતાં વૈજ્ઞાનિકોએ રજૂ કરેલી વિશ્વમર્યાદા અને હજાર આંખોવાળાને નિરખવા કાજે તેમાં સમાએલી વસ્તુઓની ગણત્રી ગજું હોય એમ તો નથી લાગતું —પરંતુ જ્યારે એ જ પુરુષસૂક્તમાં એ જ પુરુષના સ્વરૂપને 'દશાંગુલમ્' જેટલું બતાવ્યું છે ત્યારે તો આ વૈજ્ઞાનિક મર્યાદિત વિશ્વમાં જેટલા વેગથી નિહારિકાઓ સરે છે, એટલા જ વેગથી આપણી વાણી અને મન નિરસ્ત થતાં નથી લાગતાં શું? —ઠાકોર ચૌકશી

### આંધળાઓ માટે ટાઈપરાઇટર

જેના પર અંધ લોકો પણ દેખતાંની માફક ઝડપથી ટાઈપ કરી શકે એવા બ્રેઇલ ટાઇપરાઇટરની શોધ હમણાં થઇ છે

એ વડે આંધળાઓ વાંચી શકે તેવી ઉપસાવેલી બ્રેઇલ લિપિ કાગળ પર છાપી શકાય છે. આ નવું મશીન ધાતુનું બનેલું છે અને તે સામાન્ય પોર્ટેબલ ટાઇપરાઇટરના કરતાં પણ નાનું તથા વજનમાં હલકું છે. તેમાં ટેબ્યુલેટર, બૅકસ્પેસર, અને બ્રેઇલ સિસ્ટમમાં વપરાતાં છ ટપકાંને બદલે છ ચાવીઓ હોય છે. આ ચાવીઓ નીચેથી ઉપર દબાણ કરે છે અને તેથી કાગળ ઉપર ટપકાંઓ ઉપસી આવે છે. આંધળાઓ તે ઉપર આંગળી ફેરવી વાંચી શકે છે.

### કઠણમાં કઠણ બનાવટી પદાર્થ

સામાન્ય કાર્બન અને મળવી દુર્લભ એવી બોરોન ધાતુનું વીજળીની ભઠ્ઠીમાં મિશ્રણ કરવાથી જે કૃત્રિમ પદાર્થ પ્રાપ્ત થાય છે, એ અતિશય કઠણ હોય છે. આ બોરોન-કારબાઇડ એક હીરાના અપવાદ સિવાય હરેક પદાર્થને આબાદ કાપે છે. જલદમાં જલદ કોઇપણ જાતનો તેજાબ અગર ક્ષાર આ બોરોન-કારબાઇડને અસર સરખી કરી શકતો નથી પચ્ચાસ ટન જેટલા ભંગી દબાણથી એક ચોરસ ઇંચ જેટલો પણ તે સંકોચાતો નથી. સખત ગરમી આપવાથી એ પોલાદ કરતાં પણ માત્ર બેતૃતીઆંશ જેટલું જ વિકાસ પામે છે; અને ૧૦૦૦ સેન્ટીગ્રેડ ડિગ્રીનો તાપ, જે સામાન્ય રીતે હીરાને પણ બાળીને કોલસો બનાવી દે છે, એથી તો આ પદાર્થને નજીવી અસર માત્ર થાય છે! આમ છતાં આ નવો પદાર્થ બોરોન-કારબાઇડ વજનમાં ઍલ્યુમિનિયમથી પણ હલકો છે.

### શાહી બનાવવાની રીત

શ્રી. સતીશચંદ્ર દાસગુપ્તની ખોળી કાઢેલી શાહી બનાવવાની રીત તેમાંની વસ્તુઓનાં ગુજરાતી નામ આપીને 'હરિજનબંધુ'માં આપવામાં આવી છે.

માયાં અથવા માયફળનો ભૂકો ૪ આઉંસ. તેમાં બે હફતે મળીને ૬૦ આઉંસ પાણી રેડવું. પછી એને પંદર દિવસ કે વધારે રહેવા દેવું, એટલે પ્રવાહી પારદર્શક થઇ જશે, ને પેલો ભૂકો બધો તળિયે જશે, એ પાણી નિતારી લેવું, ને કુલ ૬૦ આઉંસ થાય એટલા પ્રમાણમાં બીજું પાણી રેડવું પછી નીચેની ચીજો ઉમેરવી:

હીરાકસી ૨૦ ડ્રામ; ગંધકનો તેજાબ ૪૦ મિનિમ; વૉટર બ્લુ (આઈ છ) ૫ ડ્રામ (આ રંગ વેચનારને ત્યાંથી મળશે); મેથીલેટેડ સ્પિરિટ ૨૦ ડ્રામ.

### પશ્ચિમની પ્રયત્નશીલતા અને પૂર્વની પ્રયોગસિદ્ધિ

અરેબિયન નાઇટ્સની એક વાર્તામાં એવો પ્રસંગ આવે છે કે કોઇએક જીવતા માણસનો કમર હેઠળનો ભાગ પથ્થર જેવો બનતો જતો હતો અને છેવટે એ એ જ દશામાં સંપૂર્ણ પથ્થરરૂપ થઈ ગયો. અશક્ય અને ગપ્પું મનાતી આ ચમત્કારિક વાર્તાનો સત્યાંશ પુરવાર કરવા માટે જ ન હોય એમ, તાજેતરમાં વર્તમાનપત્રોએ સમાચાર છાપ્યા હતા કે દાક્તરીનો અભ્યાસ કરનાર આલ્બર્ટ હેજફૉર્ડ નામનો કૅલિફૉર્નિયાનો એક વતની, પેલી દંતકથાના માણસની માફક જીવંત દશામાં પથ્થરસ્વરૂપમાં મૂર્ત થતો જાય છે. મોટામોટા નિષ્ણાત દાક્તરો જેઓ આ રોગને 'ફાઇબ્રોસીટિસ' તરીકે જાહેર કરે છે, તે તેનો જડમૂળથી નાશ કરવાના સઘળા પ્રયોગો અજમાવી જોઈ તેના સાધ્યપણાની આશા માટે હાથ ધોઇ નાખે છે. છાપાંઓ જણાવે છે કે પોતાનો રોગ નાબૂદ કરવા માટે દાક્તરીવિદ્યાનો અભ્યાસ કરતો આલ્બર્ટ પોતે હતાશ થયો છે. પણ અજબ ગયા જેવું તો એ કે ૨૫ વર્ષ પહેલાં આવો જ રોગ દક્ષિણમાં એક મહારાષ્ટ્રીય બાલિકાને પાંચ વર્ષની વયે લાગુ પડેલો અને તેનું અંગ પથ્થર જેવું જ બનતું જતું હતું મુંબાઈના તે વખતના પ્રખ્યાત દાક્તર નાના-સાહેબ દેશમુખ જેવાએ પણ પૂર્ણ ચિકિત્સા બાદ એને અસાધ્ય ઠરાવ્યો. આખરે દેવભટ્ટજી નામના એ જ ગામના આયુર્વેદીય વૈદે પોતાની રીત પ્રમાણે કાઢો તૈયાર કરી એ બાલાને સંપૂર્ણ નીરોગી કરી હતી! આજે એ પાંચ બાલકની માતા છે અને તેની ચિકિત્સા કરનારો એ વૈદ્ય ૮૫ વર્ષની બુઝર્ગ ઉંમરે લાખો નિરાશામાં ઘેરાએલા આલ્બર્ટ માટે આશાના એક કિરણ જેવો એના ગામડામાં હજી હયાત છે!

### બોલતાં પુસ્તકો

બ્રેઇલ લિપિ આવડતી હોય તેઓ તો એ દ્વારા વાંચી શકે, પરંતુ જેને ન આવડતી હોય તેવા અંધ લોકોને લાભ મળે એ ઉદ્દેશથી, તેમજ બહુ જ ઓછા વખતમાં મોટાં પુસ્તકોનો પાર પામી શકાય એવી યોજનાપૂર્વક હમણાં 'રીડોફોન'ની ગોઠવણ થઇ છે, જેમાં વિખ્યાત લેખકોની સારી રસદાયક નવલકથાઓને ટૂંકાવીને તેનો સાર ગ્રામોફોનમાં સમાવવામાં આવ્યો છે. આ યોજનાને સંપૂર્ણપણે પાર ઉતારતાં ઘણો વખત લાગ્યો. એમાં મુખ્ય મુશ્કેલી આખા પુસ્તકને એક જ રેકોર્ડ-માં કેમ ઉતારવું એ હતી.

એક કરતાં વધારે રેકોર્ડ વાપરવાથી તે બદલવી પડે ત્યારે વાર્તાનું અનુસંધાન તૂટી જાય. એક સામાન્ય નવલકથાને વાંચતાં આઠ કલાક લાગે અને તે માટે પાંચ એવી રેકોર્ડ જોઇએ આ તો ઘણું ખર્ચાળ થઈ પડે. આખરે સોળ ઇંચના વ્યાસની એક એવી રેકોર્ડ શોધી કાઢવામાં આવી કે જે પંદર મિનિટ વાગવાને બદલે એક કલાક સુધી કામ આપે આ રેકોર્ડની પિન અંદરના ભાગમાંથી બહારની બાજુ તરફ જાય છે. આ પ્રમાણે આ એક જ રેકોર્ડની બંને બાજુ પર થઇને આખા પુસ્તકનો સમાવેશ થઇ જાય છે અલબત્ત તેમાં કેટલીક બીન-ઉપયોગી બાબતો કાઢી નાખવી પડે છે આ પુસ્તકો રેકોર્ડ કરવા માટે સારા વાંચનારાઓ પસંદ કરવામાં આવે છે. કેવળ અંધ લોકો ઉપરાંત બીજા ઘણા લોકો પણ આ રેકોર્ડો તથા રીડોફોન્સ (એ નવા મશીનનું નામ છે) ખરીદશે. સઘળામાં સસ્તા રીડોફોનની કિંમત પિસ્તાલીસ રૂપિયા પડે છે અને દરેક પુસ્તકના રેકોર્ડની કિંમત પાંચ રૂપિયા હોય છે.

(પ્રેમજી ઉપાધ્યાય)

હૂકન સ્ટેશન પર પોતાની ટ્રેનની રાહ જોતા જજ સર આલ્ફ્રેડ ટૉબીન રોજ પોતાની ટ્રેનને આવતી જુએ એટલે પાટા વટાવી સામી બાજુએ જતા, તે મુજબ ૧૮૯૩ની એક સવારે પાટા વટાવતાં બીજી બાજુથી આવતી એક બીજી ગાડીનું તેમને ભાન રહ્યું નહિ; પણ સ્ટેશનના જ્યૉર્જ ઑનડ્રાક્સ નામના મજૂરે દોડીને તેમને ખેંચી બચાવી લીધા. જજ સાહેબે એ જ વખતે તેને પાંચ પાઉન્ડ ઈનામ આપ્યા, અને પછી દર વરસે પોતાની જિંદગી બચ્યાની એ તારીખે એટલી જ રકમ તે મજૂરને આજ લાગટ બેંતાલીસ વરસ થયાં મોકલ્યાં કરી છે.

અનેકાર્થી શબ્દ: ચરક—પંખીની હગાર; શેરડી પીલવાનો કોલુ; છોકરાંની એક રમત; દૂત અથવા કાસદ; વૈદકનો ગ્રંથ લખનાર એ નામના ઋષિ.

ગણિતગમ્મત: ૪૫ માંથી ૪૫ બાદ કરવા છતાં ૪૫ રહે.

૯ ૮ ૭ ૬ ૫ ૪ ૩ ૨ ૧ = ૪૫
૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯ = ૪૫
૮ ૬ ૪ ૧ ૯ ૭ ૫ ૩ ૨ = ૪૫

આ રકમોની બીજી ખૂબી એ છે કે એમાંની પહેલી બેમાં જેમ ૧થી ૯ સુધીના બધા અંકો સળંગ આવેલા છે તેમ બાદબાકીની ત્રીજી રકમમાં પણ એ અંકો માત્ર એક જ વખત વપરાયા છે.

કહેવત: વળીના માથામાં એક ખીલો તો મોભના માથામાં સો ખીલા:—બધી વળીઓ મોભ સાથે જડેલી હોવાથી પ્રત્યેક વળીનો એકેક મળીને બધીના ખીલા એક જ મોભમાં જડેલા હોય છે એ વસ્તુસ્થિતિ દર્શાવતું આ વાક્ય, 'નાના માણસોને ઓછી ચિંતા, મોટાંને માથે વધારે જવાબદારી;' 'જેમ આવક મોટી તેમ ખર્ચ પણ મોટું'—એવા અર્થમાં વપરાય છે.

બહુ ગંદી શીશીઓમાં કાચાં બટેટાંની છાલ અને પાણી નાખી સારીપેઠે હલાવવાથી વહેલી સાફ થશે.



દોઢ ઇંચ લાંબા તારના કટકા અને અરધો ઇંચ પહોળા તથા પોણો ઇંચ લાંબા એવા પતરાના ટુકડાઓમાંથી ઉપરના ચિત્રમાં બતાવ્યા પ્રમાણેની, છત્રીઓ ટાંગવા માટે મજબૂત અને આકર્ષક કડીઓ બનાવી શકાય.

છરીનો હાથો મજબૂત બેસાડવો હોય તો કૉસ્ટિક સોડા ૧ ભાગ, રેઝીન ૩ ભાગ, પાણી ૫ ભાગ અને સૌથી છેવટ પ્લાસ્ટર ઑફ પૅરીસ ૪ ભાગ મેળવીને હાથાના છિદ્રમાં ભરી તરત છરીનું પાનું બેસાડી દેવું. આ મિશ્રણ પાછળથી કામનું રહેતું નથી, માટે જોઈતું જ બનાવવું.

ઘણુંખરું તો દાક્તર લોકોને અથવા જેઓ વાદળી વાપરતા હોય તેમને આ કામનું છે: સહેજ લીંબુ નીચોવેલા પાણીમાં દર અઠવાડિયે વાદળી બોળીને નીચોવી રાખતા રહેવાથી તે વધારે લાંબો વખત ટકશે.

ઘણી વાર કોલસાની બારીક ભૂકી આપણે નાખી દઈએ છીએ; પણ તેને એકઠી કરી રાખીને, નકામાં છાપાંના કાગળોને પાણીમાં પલાળી તેને એ ભૂકીમાં રગદોળી લાડુ માફક ગોળા વાળી મૂકવાથી સુકાઈ ગયે બળતણ તરીકે વાપરી શકાય.

ઊનનાં કપડાં ધોવાના તથા નિખારવાના પાણીમાં ચમચો ભરીને ગ્લિસરીન મિલાવીને વાપરવાથી કપડાંમાં કુમાશ આવશે અને તે ચડી જતાં અટકશે.

આકાશી વીજળી કોઈપણ મકાન પર પડતાં સાઠ હજાર ઍમ્પીયરનો પ્રવાહ લાવે છે. તેના એક જ ચમકારામાં પચાસ વૉટના એક લાખ ત્રીસ હજાર વીજળિક દીવા થાય એટલો જથ્થો ખલાસ થાય છે.



શહેનશાહ પાંચમા જ્યૉર્જના રાજ્યારોહણના રજતમહોત્સવ નિમિત્તે હિંદના ટપાલખાતાએ ખાસ કાઢેલી ટિકિટોમાંની મુખ્ય, જેમાંની પ્રત્યેકમાં હિંદનાં વિખ્યાત મકાનો આલેખવામાં આવ્યાં છે: ઉપર (ડાબી તરફથી) અરધા આનાવાળી ટિકિટમાં, મુંબાઈનું બંદર ઉપરનું પ્રવેશદ્વાર ગેટવે ઑફ ઇન્ડિયા; પોણા આનાવાળીમાં કલકત્તાનું વિક્ટોરિયા મેમોરિયલનું મકાન; નીચે: (ડાબી તરફથી) એક આનાવાળીમાં મદ્રાસનું રામેશ્વરનું મંદિર; સવા આનાવાળીમાં કલકત્તાનું જૈન મંદિર.




## આકર્ષણો

· ઉપજાતિ ·

લાંબા દિને વાદળ વ્યોમ ઘેરે
દિક્ષી દિશાઓ ગરભાયલી રહે:
ને ગ્રીષ્મવૃક્ષો ફળભાર થાક્યાં
વર્ષાવતારે ઉર રાહ જોતાં.

ખેડૂતણો ખેતર સાંતી હાંકે,
ને બાળકો માંડવીશીંગ ફોલે;
ભી વાવલે જ્યાં વહુ દીકરી મા,
સોહામણાં પાધર શેરીઓ આ.

બીઆં થયાં ઉત્સુક ઊગવાને,
સંજીવનો કોમળ સૂગવાને;
પૃથ્વી વિષે સ્વત્વ સમર્પણે શું
તાજાં કરીને તનડાં પ્રફુલ્લે!

ઊંચા નભે શીત હિમાદ્રિઓમાં
સ્વપ્ને સૂતાં મેઘલ બિન્દુઓ જે
જાગી જઈ અંતરકંપનોએ
સૌ ઊતરે છે મળવા બીઆંને.

ચૈતન્યનાં સુંદર 'કર્ષણો જ
જગે નવાં જીવનવર્ષણો દે.

દેશળજી પરમાર

## વર્ષા

· વંશસ્થ ·

આકાશના મેઘ નવાગણુ સીંચતા,
ગંભીર ઘોષે નભદુંદુભિ ગડે,
સૌદામિની આરતિ વ્યોમમાંધરે,
નિસર્ગને મંદિર શા મહોત્સવે?

ને તોરણો આભ તણી અટારીએ
ગૂંથાય કે ઇન્દ્રધનુપ્રકાશનાં,
બિછાત નીલા કિનખાબની ભરી
ખુટાની વેલી વનરાજિ કાં સજે?

મયૂર વૈતાલિક ગાન ગાઈને
પદે પદે નૃત્યથી તાલ દીચતા,
ગીતાવલિમાં ઉર આશ સીંચતા
ટહૌકે બપૈયા કઈ તે વધાઈને?

ગાઓ બજાવો ઉજવો મહોત્સવ!
વર્ષા તણો નૂતન મંગલોત્સવ!

તનસુખ ભટ્ટ

પ્રકૃતિદર્શનનાં આ બે કાવ્યોમાં પહેલું વર્ષાની પૂર્વતૈયારીનું છે, બીજું વર્ષાની આગમનભૂમિનું છે. ઘેરાએલા આકાશવાળા લાંબા દિવસો, ગરભાએલી રહેતી દિક્ષી દિશાઓ અને ફળભારથી થાકેલાં ગ્રીષ્મવૃક્ષોનું અવલોકન કરનારી કવિદૃષ્ટિએ પહેલા કાવ્યની પ્રથમ આઠ લીટીમાં આલેખેલું આપણી કુદરત અને જીવનનું તાદૃશ, તગપટુ અને મધુર વર્ણન લાઘવ અને સાદાઈથી કર્યું છે. પછીની દસ લીટીઓમાં વર્ષાગમનનું કારણ ઉકેલ્યું છે કે નિસર્ગમાં કોમળ સંજીવનો ચૂગવાને ઉત્સુક થએલાં પૃથ્વીગર્ભમાં પડેલાં બીજ[illegible], સૂતાં મેઘબિન્દુઓનાં અંતરમાં પહોંચે છે જેના કંપનોથી જાગી તે ઊતરે છે. ચૈતન્યનાં એ શુભ આકર્ષણો જગતને નવજીવન આપતી વર્ષાને ઉતારી લાવે છે.

બીજા કાવ્યમાં વર્ષાના આગમનથી પુલકિત થઈ ઊઠેલી સમસ્ત કુદરત તેનો જે મંગલોત્સવ ઊજવી રહી છે તેનું, કવિની [illegible] કરેલું પ્રસાદમધુ વર્ણન છે. (ઉપજાતિની લીટી ઊંચે જતાં ઘડી જાણે વંશસ્થ બને છે, એ છંદ આ રચનામાં યથાર્થ ઔચિત્ય ધારણ કરે છે.) મેઘની નવજાત વર્ષા, આકાશનું દુંદુભિગાન, વીજળીની આરતી, ઇન્દ્રધનુનાં તોરણ, વનરાજિનો શણગાર, મયૂરનાં ગાનનૃત્ય અને બપૈયાને. આષાઢ કુમાર—એ બધાને વર્ષાનો મહોત્સવ ઊજવતાં વર્ણવતાં કવિનાં વર્ણનચારુ, કલ્પનાપૂર્ણ અને ઉલ્લાસપ્રધાન [illegible] નથી લાગતાં?—

# નૌકાશાસ્ત્રના શિક્ષણની માહિતી

*** હિંદભરમાં જો કોઇ પ્રાન્તને ત્રણ બાજુએ અનુકૂળ અને બંદરી સગવડોવાળો સાગરકિનારો હોય તો તે ગુજરાત-કાઠિયાવાડને. કુદરતની એ મહેર છે કે એ આખી પશ્ચિમ કંઠાર પર અનેક બંદરોની નૈસર્ગિક ભૂમિકા છે. એક કાળે જ્યારે ગુજરાતનું સાગરજીવન સમૃદ્ધ હતું ત્યારે એ આખો કિનારો વેપાર અને વહાણવટાથી ધીકતો હતો, ભારતભરના વેપારનું ધબકતું હૃદય ગુજરાત હતું, સાગરનાં મોજાં સમૃદ્ધિના છોળો લાવીલાવીને ગુજરાતને કિનારે ઠાલવતાં હતાં અને ગુજરાતના વહાણવટીઓનાં શૌર્ય અને વેપારીઓનાં સાહસની સાતે સાગરની કથાઓ ઘેર ઘેર ગાજતી. એ સ્થિતિ આજે પાછી આવે તો હિંદના વેપારમાં અગ્રણી બનેલું ગુજરાત તેના વહાણવટામાં પણ અવશ્ય મોવડીપદ પ્રાપ્ત કરે. એ આશા આવતી પ્રજા ઉપર છે. આ જ ઉદ્દેશથી ગુજરાતના સાગરજીવનની ગાથાઓ અમે 'કુમાર'ના વાચકો આગળ મૂકીએ છીએ.

મૅટ્રિક થયા પછીના માર્ગદર્શન માટે અમે અવારનવાર 'કુમાર'માં જે માહિતી પ્રકટ કરીએ છીએ તેમાં છેલ્લી 'સૅનીટરી ઇન્સ્પેક્ટર'ની માહિતી મોકલનાર ભાઇએ આ નીચેની હકીકત મોકલી આપી છે તે 'કુમાર' વાચકોને ઉપયોગી નીવડશે.

ગુજરાતના વહાણવટાનું વીસાતું ગૌરવ આજે તો માત્ર કચ્છદેશે સાચવી રાખ્યું છે. કેટલાંક વર્ષો થયાં હિંદી વેપારી વહાણવટા (Indian Mercantile Marine) માટે હિંદવાસીઓમાંથી યોગ્ય વિદ્યાર્થીઓ મેળવવાને તથા તેમને નૌકાશાસ્ત્રમાં કેળવવા માટે હિંદી સરકારે મુંબાઇમાં 'ડફરીન' સ્ટીમર પર નૌકાશાસ્ત્રમાં શિક્ષણ આપવાનો પ્રબંધ કર્યો છે. જોકે આપણા દેશના જુવાનોને હમણાં સુધી તેની ખબર પણ નહોતી. જ્યારે ગુજરાતના પહેલા પ્રતિનિધિ કચ્છી ભાઈ વિશ્રમશી ત્યાં પોતાનો અભ્યાસ પૂરો કરીને બહાર આવ્યા ત્યારે જ એ વાતની જાહેર જાણ થઇ. તેને લગતી પૂરી સાચી માહિતી બહુ થોડાને હોવાથી તે અભ્યાસક્રમની આ આછી રેખા કોઇ સ્વપ્નદ્રષ્ટા સાહસિક ગુજરાતી યુવાનને માર્ગદર્શક નીવડશે તેવી આશા છે.

નૌકાશાસ્ત્રમાં બે શાખાઓ છે—Executive (કારોબારી) અને Engineering. (ઇજનેરી). એક્ઝિક્યુટિવમાં કૅપ્ટન અને તેના આસિસ્ટંટ ઑફિસરો—ઇજનેરો સિવાયના—નો સમાવેશ થાય છે, જ્યારે એન્જીનીઅરિંગમાં સ્ટીમરના સર્વ ઇજનેરોનો સમાવેશ થાય છે. પહેલાં 'ડફરીન' પર ફક્ત એક્ઝિક્યુટિવમાં જ વિદ્યાર્થીઓ લેતા; પરંતુ હવે ગઇ સાલથી એન્જીનીઅરિંગ પણ શીખવવામાં આવે છે. આ બંને અભ્યાસક્રમોની ફી અને સમય પણ સરખાં જ છે.

આ અભ્યાસક્રમ ફક્ત ત્રણ વર્ષ ચાલે છે અને તેમાં વિદ્યાર્થીને વર્ષમાં આઠ મહિના અભ્યાસ કરવાનો હોય છે. વહાણ ઉપરના વસવાટ દરમીઆનના દરેક મહિનાની ફી ૫૦ રૂપીઆ અને બીજા વધારાના ખર્ચના ૧૦ રૂપીઆ આપવા પડે છે. ઉપરાંત, દાખલ થનારને એક યુનીફૉર્મ લેવો પડે છે; તે યુનીફૉર્મનું અને ખાવાપીવાનું ખર્ચ વળી જુદું આવે છે.

અભ્યાસક્રમ પૂરો કર્યા પછી એક્ઝિક્યુટિવમાં દરીએ જવાનું ખર્ચ ૭૦૦ થી ૧૦૦૦ રૂપીઆ સુધી થાય છે.

પહેલાં તો દરેક વિદ્યાર્થીની ગુણનિરીક્ષણ (*Qualifying*) પરીક્ષા લેવાય છે. આ પરીક્ષા સામાન્ય રીતે ઑક્ટોબરના છેલ્લા સપ્તાહમાં લેવાય છે. પરીક્ષામાં અંગ્રેજી, અંકગણિત, બીજગણિત, ભૂમિતિ, ઇતિહાસ, ભૂગોળ અને સામાન્ય જ્ઞાન વગેરે વિષયો અંગ્રેજીમાં પૂછવામાં આવે છે. આ પરીક્ષા હિન્દનાં જુદાંજુદાં સ્થળોએ લેવામાં આવે છે. દાખલ થનાર વિદ્યાર્થીની ઉંમર ૧૩ વર્ષ ને ૮ માસ તથા ૧૬ વર્ષની વચ્ચે જ હોવી જોઇએ. વળી તે અંગ્રેજી ચોથા ધોરણ સુધી ભણેલો પણ હોવો જ જોઇએ. આ પરીક્ષામાં બેસવા ઇચ્છનાર દરેક ઉમેદવારે પરીક્ષાના ૧૦ રૂપિયા, અરજી તથા જરૂરી સર્ટિફિકેટો તારીખ પહેલી ઑક્ટોબર પહેલાં મોકલી આપવાં જોઇએ.

આ અભ્યાસક્રમના ઉમેદવારની ગુણનિરીક્ષણ પરીક્ષા ઉપરાંત દાકતરી તપાસ પણ થાય છે; અને તેમાંયે આંખની તપાસ ઉપર ખાસ ભાર મૂકવામાં આવે છે. ચશ્માધારીને તો એક્ઝિક્યુટિવમાં દાખલ જ કરતા નથી.

'ડફરીન' પર દાખલ થવાની ઇચ્છા ધરાવનારે આ કોર્સ તથા તેના પ્રોસ્પેક્ટસ વિષે વધુ માહિતી મેળવા સારૂ મની ઑર્ડરથી ૧૨ આના નીચેના સરનામે મોકલવા. અરજીનાં ફૉર્મ તેના એ પ્રોસ્પેક્ટસની અંદર જ હોય છે, એટલે તે મંગાવવાની જરૂર અનિવાર્ય છે. પૈસા મોકલનારે પોતાનું નામ તથા સરનામું બ્લૉક અક્ષરોમાં (અંગ્રેજી એ.બી.સી.ડી.માં) મનીઑર્ડરના કૂપનમાં લખવાં. પૈસા નીચેના સરનામે મોકલવા:

To, The Captain, Superintendent, I. M. M. T. S.
"Dufferin"; Mazgaon Pier; Bombay-10.

જગજીવન ખુશાલ મિસ્ત્રી

## લેખકો તથા પ્રકાશક સંસ્થાઓને

૧૯૩૫ના વર્ષમાં પ્રકટ થએલા ગુજરાતી સાહિત્યની સમીક્ષાનું કામ ગુજરાત સાહિત્ય સભા (અમદાવાદ) તરફથી આ વખતે શ્રી નવલરામ જગન્નાથ ત્રિવેદીને સોંપવામાં આવ્યું છે. તો આથી પુસ્તકપ્રકાશન મંદિરો અને લેખકોને ખાસ વિનંતિ છે કે તેઓએ પોતાનાં પુસ્તકો સમીક્ષા માટે ભાઈશ્રી નવલરામને, શેઠ લાલભાઈ ત્રીકમલાલની ચાલ, એલિસબ્રિજ, અમદાવાદ એ સરનામે મોકલી આપવાં. આપની આટલી મદદ માટે સાહિત્ય સભા આપની આભારી થશે —મંત્રીઓ

# બે બીબાંનો ચોર

બાળક હોય કે માણસ, સ્વાદિષ્ટ પદાર્થોનો અથવા સુંદરતાનો એ જેટલો રસિયો હોય છે તેટલો જ યાંત્રિક ચમત્કૃતિ અથવા રચના-કૌશલ્યનો તે પૂજારી હોય છે. રવાઇની મદદથી માખણ કેમ નીકળે છે, ગાડીના પૈડા પર લોઢાનો પાટો કેમ બેસાડવામાં આવે છે, રેંટિયામાંથી સૂતર કેમ કઢાય છે, કાપડું કેમ વણાય છે, લુહારની ધમણ કેમ ચાલે છે, સંઘેડા ઉપરથી મઝાની વસ્તુઓ કેમ ઊતરે છે એ બધું જોવામાં દરેક બાળકને બલ્કે દરેક જીવતા માણસને અખૂટ રસ છૂટે છે.

મારા મોટાભાઇ પાસે રબ્બરનો એક સિક્કો હતો. એની ગોઠવણ એવી હતી કે દર વખતે દબાવતાં અક્ષરો અંદર વળી જાય, શાહીની ગાદી એના પર બેસી જાય અને ફરી દબાવે એટલે ગાદી એક કોરે ખસી તાજા ભીના અક્ષરો કાગળ પર પોતાની મુદ્રા આંકવા તૈયાર થાય. તે દિવસથી મને થએલું કે આપણા નામનો પણ એક સિક્કો હોય તો કેવું સારું? તે વખતે હું મરાઠી બીજી ભણતો હતો. એ જ વખતે મારા મોટાભાઇએ પૂનાના શિવાજી છાપખાનામાંથી कालेलकर એટલા અક્ષરોમાં છાપવાનાં બીબાં, એ છાપખાનામાં કામ કરતા એક બીબાંનવીસ (કૉમ્પોઝીટર) પાસેથી મેળવ્યાં હતાં. એને દોરી વતી બરાબર સજ્જડ બાંધી એ વડે દરેક ચોપડી પર તે એ નામ છાપતો. એ ઊંધા અક્ષરોથી સવળું નામ છપાતું જોઇ મને કેટલું યે આશ્ચર્ય થતું! તપાસ કરતાં જણાયું કે આવાં બીબાં બજારમાં મળતાં નથી, એટલે પિતાજી પાસે કે ભાઇ પાસે હઠ લઇને મેળવવાનો રસ્તો તો ખુલ્લો હતો જ નહિ. એથી બીબાં મેળવવાની વાસના મનમાં ને મનમાં જ રહી ગઇ.

એ જ વરસે હું કારવાર ગયો. આ તો બીજી વાર હશે. નિશાળે જતાં રસ્તા ઉપર એક 'મોહમેડન પ્રિન્ટિંગ વર્ક્સ' આવતું. અમારી નિશાળનો એક છોકરો એમાં કામ કરતો. મને થયું કે આની પાસેથી બીબાં મેળવી શકાય. એક દિવસે બજારમાંથી કાંઇક ચીજ લઇને હું પાછો આવતો હતો. રસ્તામાં છાપખાનું જોયું. અંદર ગયો તે યંત્ર કેમ ચાલે છે તે જોવા માટે જ. પણ અંદર પેલો નિશાળિયો કામ કરતો જોવામાં આવ્યો. મેં એને કહ્યું, 'મારા નામના ટાઇપ મને આપજેને!' એણે મને પૂછ્યું, 'મને શું આપીશ?' મારી પાસે આપવા જેવું હતું જ શું! મેં એને કહ્યું, 'દોસ્ત તરીકે એમ ને એમ આપજે.' એણે ઠાવકું મોઢું કરી કહ્યું, 'આપણે દોસ્ત તો ખરા, પણ ટાઇપ ન અપાય. છાપખાનામાં કામ કરતી વખતે અમારે સોગન લેવા પડે છે કે આમાંથી એકે ટાઇપ બહાર ન જાય.' મને એની સાથે દલીલ કરવાનું ન સૂઝ્યું, પણ મનમાં તો થયું કે એને હું પૈસો આપત તો આપવામાં એને વાંધો ન હતો, ત્યારે એના સોગન ક્યાં જાત?

મેં એના પર વેર વાળવાનું નક્કી કર્યું. એ જરાક આડોઅવળો થયો, એટલામાં એની આગળના ટાઇપ હળવેથી ઉપાડ્યા અને ત્યાંથી પસાર થઇ ગયો. મેં જોયું હતું કે ટાઇપ કાનડી છે ને એ મારા કામના નથી. પણ ચીડાએલો માણસ ક્યાં ઝાઝો વિચાર કરવા બેસે છે? અને હું તો ચીડાએલો બાળક હતો. રસ્તે હું વિચાર કરવા લાગ્યો કે પેલો લુચ્ચો એ ટાઇપ વગર હેરાન હેરાન થશે. મેં બે જ બીબાં લીધાં હતાં. પણ એટલાથી જ મને સંતોષ હતો. હજી થોડેક આગળ હું ગયો હોઇશ એટલામાં તો પાછળથી દોડતા આવી એણે મને પકડ્યો. હાથમાં ટાઇપ તો હતા જ. એણે કડકાઇથી કહ્યું, 'ચાલ હવે અમારા માલેક પાસે.' હું રોઇ પડ્યો. મેં કહ્યું, 'તારા ટાઇપ પાછા લે, પણ મને છોડ. દોસ્ત માટે તું આટલું પણ ન કરે?' એણે મને જવાબ સરખો યે ન આપ્યો અને મારું કાંડું પકડી માલેકની દુકાન પર મને લઇ ગયો. હું એ જ દુકાનેથી થોડા વખત પહેલાં ઘરમાં જોઇતી વસ્તુઓ ખરીદી લઇ આવ્યો હતો. એ વખતે હું શાહુકાર હતો; આ ક્ષણે એ જ દુકાને ચોર તરીકે જવાનું મારા નસીબમાં હતું.

અમલદારના છોકરાઓનું જીવન બેવડું હોય છે. પિતા જોડે જ્યારે એ ફરે ત્યારે બધે એને આદરપૂર્વક આવકાર મળે; બેસવાને ખુરશી મળે; 'કેમ છો' કરીને મોટામોટાઓ પણ એને સવાલ પૂછે. પણ જ્યારે એ નિશાળે જાય અથવા ગોઠિયા જોડે એકલા ફરે ત્યારે એ સામાન્ય માણસ થઇ જાય છે. મને પોતાને પિતાશ્રી સાથે ફરતાં મળતા આદરનો જરા યે સ્વાદ ન હતો. એમાં કૃત્રિમતા હતી અને ભારે બંધનની અંદર રહેવું પડતું. ફરવા જઇએ અને પટ્ટાવાળો સાથે હોય તો તે જરા યે ગમે નહિ. હા, જો પટ્ટાવાળો સાચી કે કૃત્રિમ રીતે બાળક થઇ મારી વાતો ધ્યાન દઇને સાંભળે તો તો એને ગોઠિયાની પેઠે વધાવી લઉં.

આ દુકાનદારને ત્યાં હું પ્રતિષ્ઠિત તરીકે ઘણીવાર ગએલો. મનગમતી છત્રી મળે નહિ ત્યાંસુધી કેટલી યે છત્રીઓ એની પાસેથી મેં ફેરવાવી હતી. અને આજે તો બીબાંનો ચોર થઇ એની આગળ મારે જવાનું હતું. હું રોતોરોતો જ દુકાનમાં ગયો;—ગયો શાનો? પેલો બીબાંનવીસ મને ખેંચતો લઇ ગયો. દુકાનમા માલેક ન હતો. એનો ચૌદ પંદર વરસનો દીકરો ત્યાં ઊભો હતો. બીબાંનવીસે પોતાની ફેરીયાદ રજુ કરી. મને ઇન્કાર કરવાની યે બુદ્ધિ ન સૂઝી, કેમકે મને ચોરીની ટેવ તો હતી જ નહિ. આ મારી પહેલવહેલી ચોરી હતી. મેં રોતાંરોતાં કહ્યું, 'ફરી આવું નહિ કરૂં.' દુકાનદારના દીકરાને આ બધું સાંભળવાની પણ દરકાર ન હતી. એ એટલું જાણતો હતો કે આ અમલદારનો દીકરો છે, અને સવાલ તો બે બીબાંનો જ છે. એટલે બેપરવાઇના અવાજથી એણે કહ્યું, 'તમે આ બીબાં લઇ શકો છો. એમાં તે વળી શી મોટી વાત?' મેં બીબાં લેવાની ના પાડી. એણે ફરી કહ્યું, 'હું સાચે જ કહું છું કે તમે એ લઇ શકો છો.' મેં કહ્યું, 'મારે એ બીબાં જોઇતાં જ ન હતાં, એટલે એણે એ બીબાં હાથમાંથી લઇ રસ્તા પર ધૂળમાં પડતાં મૂક્યાં અને પોતાને કામે વળગ્યો. જતાંજતાં એણે પેલા બીબાંનવીસ તરફ નામરજીની નજરે જોયું. છૂટવાનો આનંદ માની હું ઘેર ગયો. બનેલી વાત કોઇને કહી તો નહિ જ, પણ ઘરમાંથી કોઇપણ મને એ દુકાનમાંથી ચીજ લાવવા મોકલે તો ગમે તે બહાનું કાઢી હું ટાળતો. જ્યારે પેલો બીબાંનવીસ થોડા જ દિવસમાં શાળા છોડીને ગયો ત્યારે મને હાશ જેવું થયું. **દત્તાત્રેય બાળકૃષ્ણ કાલેલકર**

# ફોટોગ્રાફી હરીફાઈનું પરિણામ

આ માસની હરીફાઇમાં આવેલા ફોટોગ્રાફો વિવિધ વિષયો વાળા છે. ગરીબ હિંદમાં જે હજારો મનુષ્યો હાથઉદ્યોગથી પેટપૂર કમાણી કરી જીવન ગુજારે છે તેમાંનો એક ફાટેલા જોડા સીવનાર મોચી, આવી જાય છે. શહેરના રસ્તાઓ કે ગામડાની શેરીઓને ખૂણે અથવા ઝાડના છાયામાં થડ પાસે પેટીમાં સમાય તેટલાં હાથઓજારો અને સરંજામ સાથે પડાવ નાખેલો આપણે ઘણીવાર જોઇએ છીએ. ફાટેલા જોડા અને તૂટેલી ચંપલોનું દવાખાનું માંડી બેઠેલા આવા એક દાક્તરનું સુંદર ચિત્ર રજુ કરનાર ભાઇ વ્યંબક પટેલ (વાંકાનેર) ને તેમના ફોટો-ચિત્ર 'અગભર જીવન' માટે આ માસિકનું પહેલું ઇનામ મળે છે. જેની મળી એની કારકીર્દિ સ્વીકારી લઇ આ લાગણી ઉમરનો રંક કુમાર પોતાનું કામ તન્મયતાથી કરી રહ્યો છે એ દૃશ્ય ઘડીભર તેનાં સ્વાશ્રય અને જીવનમાંની શ્રદ્ધા વડે આપણને વિચારમુગ્ધ કરી દે છે ચિત્રમાં તેના સંબંધવાળી બેત્રણ ચીજો ફરી છવાઇ રહેવાથી સંમકન મોળું પડ્યું છે.

આંખ એ કુદરતી કૅમેરા છે. કૅમેરા કૃત્રિમ, યાંત્રિક આંખ છે. નજર સામેનું દૃશ્ય આંખ વડે નીરખાઇ બુદ્ધિથી સમજાય છે; કૅમેરાની આંખ (લૅન્ઝ) વડે ચિત્ર ઝડપાઈ, રસાયણોની મદદથી કાયમી બને છે. તેમ છતાં એ બંને સાધનોની જોવાજોવાની રીતમાં મુદ્દાનો તફાવત છે. દૃષ્ટિ સમીપ મોટું અને સુંદર દૃશ્ય હોય તો પણ, આંખ ઇચ્છિત વસ્તુ જ નિહાળે છે, જ્યારે કૅમેરા પોતાની સમક્ષના દૃશ્યમાંથી શક્તિ પ્રમાણે જ ચિત્રમાત્ર ઝડપે છે. એકમાં વિવેકબુદ્ધિ છે, બીજામાં ગ્રહણ કરવાની મર્યાદા છે. કૅમેરાની આંખમાં કુદરતી આંખની વિવેકબુદ્ધિ નથી. લૅન્સ તેની મર્યાદામાં આવતાં દૃશ્યો ભેદભાવ વગર બધાં જ ઝડપે છે. આ મહત્ત્વના ભેદને લીધે, આંખે જોઇ ન હોય તેવી વસ્તુઓ પણ જો લૅન્સની દૃષ્ટિ સમીપ આવતી હોય તો તે જરૂર કૅમેરામાં પકડાય છે. બીજું ઇનામ જીતનાર કુ. દોલત કૉન્ટ્રાક્ટર, (મુંબાઇ) નું ફોટો-ચિત્ર વહેલી સવાર (પરોઢિયું) જુઓ. દૂરદૂર ક્ષિતિજ ઉપર ઊગતા સૂર્યના પ્રકાશમાં ઊભેલી સ્ટીમરની રમણીયતાથી અંજાઇ એ બહેને કૅમેરાની ચાંપ દાબી હોય અથવા તો, પગ પાસે, પવનથી હાલતા પાણી ઉપર ચાલતી સૂર્યકિરણોની રમતથી આકર્ષાઈ એમણે એક્સપોઝર લીધું હોય; પરંતુ એક વસ્તુની લીનતામાં બીજી વસ્તુ અજાણતાં અપાઇ ગઇ છે. આમ એમના એક ચિત્રમાં

(અનુસંધાન છેલ્લા પાનાની સામે પૂઠા ૩ પર)

## આ અમે નથી કહેતા—

આ વાર્તામાં એના લેખક ભાઈ 'સુકાની'એ વહાણવટીઓની જ ભાષા વાપરી છે. પણ એ માત્ર બહારથી ઠાંસેલી, કે ભાષા ઉપરનો કાબૂ બતાવવાની લખાવટ નથી. 'સુકાની' આપણી યુનિવર્સિટીના એક રત્ન છે. જીવનમાં એમનો વ્યવસાય છે નૌકાખાતા જોડે સંકળાયો છે. વહાણવટીઓનાં જીવનને એ ઘોળીને પી ગયા છે. ત્યારે દરિયાઈ કથાઓ આલેખવામાં 'સુકાની'નો હેતુ શો છે? 'સાગરના સાવજ' સમા આપણા પુરાતન આંગ્રિયાઓની મર્દાઈભરી, મૃત્યુની બરાબરી કરતી જીવનલીલા જેવી હતી તેવી બતાવી, જે એક જોરાવર ભાવની આપણા પ્રજાજીવનમાંથી વિસ્મૃતિ થઈ છે, તેની ફરી પ્રતિષ્ઠા પામવાનો. 'ઘુડાકિયો ભાણુ' એના વાસ્તવિક વાતાવરણની જમાવટને જોરે આપણને દરિયાઈ જગતમાં ખેંચી જાય છે. 'સુકાની'ને લખતા કરનાર અને રાખનાર 'કુમાર' આપણા અભિનંદનનું અધિકારી છે (જન્મભૂમિ)

કલમી: છતેરી (ફુલ્લા તુતક) ઉપરનો બીજો કૂવો: Mizzen Mast

મોરો: વહાણનો આગલો ભાગ

ફુલો: વહાણના સૌથી આગળના તુતક (Forecastle Deck) થી જરા નીચેનું બીજું તુતક–Spar Deck.

ધોર: વહાણના આગલા મોરા પાસેનું સઢ બાંધવાનું લાકડું–Bow Sprit

તીર: ધોરથી આગળ જતુ સઢ બાંધવાનું લાકડું–Jib boom

ટાંગરો: ધોરને મોરા આગળ બાંધવાનો આડો ધોકો

આલાદ: રસ્સા વગેરે માટે એક શબ્દ: Riggings

સથો: તુતક

ફિરાંસિયા: ફ્રેન્ચ લોકો

ભોંયા: ભોમિયા, અનુભવી

જિબાર: પાણીની ઉપર રહેતો વહાણનો ભાગ: Water line

વાંઢારિયો ભંડક: પછલો ભંડક

ધણુરો: પછલા ભંડકની પણ પાછળના ભાગમાં બીજો નાનો ભંડાર

બારૂદખાનું: દારૂખાનું: જ્યાં દારૂગોળો રહે તે જગ્યા.

વરીક: સુધ્ધાં

ફતેહમારનું સુકાન જખ્માએલું હોવાથી દુકડાના કોટિયાથી દૂર જવામાં સુક્કરેન લાચાર હતો, એટલે ગોલંદાજી બંધ કરાવી ડંકી અને કલમી પાસેના માણસો સિવાયના દરેકેદરેક ખલાસીના હાથમાં એણે ખંજરી, કિરચ, જમૈયા વગેરે લેવડાવ્યાં. અફસરો નાગી કિરચ અને કમરબંધમાં ટોપિધારી પિસ્તોલો લટકાવી માણસોને પડકારવા લાગ્યા, અને એનાં માણસો, ઘૂરીએ ચડેલા જખ્મી હાથી પેઠે નાચતા આવતા કોટિયાના ઉજાસ જેવા તુતક તરફ જોઇ રહ્યા. જોતજોતાંમાં તો કોટિયાએ પોતાનો મોરો ફતેહમારના ફણા સાથે ધડાકાભેર ભટકાવ્યો! એના તીર ધોર ને ટાંગરો ફતેહમારની આલાદ સોંસરવાં અટવાઇ ગયાં;—મગરી ફાંસવાળી જનારીઓથી બે જહાજ સિકડાઇ ગયા. 'જે અમ્બે! જે અમ્બે!' અને 'જીગે રા'નો પોકાર કરતા નાખવાઓ બે ય હાથમાં પોલાદની તીખી તલવારો વીંઝતા ફતેહમારના તુતક ઉપર ઠેકી આવ્યા અને પહેલા જ ધસારામાં માતાજીનું ખપ્પર ઊભરાવી દીધું.

કોસોલાતના સાંકડિયા સથા ઉપર મોતના હાથ ભેસતા સાવજો નેહોરા થઇને લડવા લાગ્યા. અસંખ્ય ફિરાંસિયા અને ઇરલાગાબાદીઓની સામે મુઠ્ઠીભર નાખવાઓ એકલા બળથી ફાવે તેમ તો ન હતું, છતાં એ જંગના ભોંયા એ સાધર બચ્ચાઓને દુશ્મનને જેર કરવાની અનેક તરકીબો આવડતી હતી. જ ચુનંદા નાખવાઓને લઈ કાનજી માલમ ભંડકમાં કૂદી પડ્યો અને ફાલકામાંની તૂપ ઘટાડવા ડંકી ચલાવતા ગિનદવિધાર ફિરાંસિયાઓને જખ્મોદ કરી એણે જિબાર નીચેના દાટાઓ (Sea-cocks) ખોલી નાખ્યા. ફતેહમારના ફાલકાઓમાં ધોધમાર પાણી ઊભરાવા લાગ્યાં. આટલું કરી કાનજી અને એના સાથીઓ ખાંડાં ઘુમાવતા અને મારગ વધેરતા વાંઢારિયા ભંડક તરફ ધસ્યા. મનુસા નીચેના બારૂદખાનાની ફરતે જડેલી દીવાલો પર એમના રાક્ષસી બાવડાંઓ કોશના ઘા કરવા માંડ્યા, અને એ અવાજ સથા પરની ભૂતાવળના ચિત્કારમાં કોઈએ ન સાંભળ્યો.

તુતક ઉપર ઘમસાણ દર પળે ભયાનક થવા માંડ્યું હતું. હવે કુશળ સરદારોના હુકમ નીચે ચલાવવાના કવાયતી જંગનો સમય ન હતો; હવે તો હતો મરદ મરદનો સામનો. દરિયાના પાતાળપેટે વસેલાં ગીચ જંગલોની આંધીઘૂંટીમાં લડતા મગરમચ્છો પેઠે, દરેક ઘાએ લોહીના ફુવારા ઉડાવતા, ઢળી પડેલા સાથીઓના બદન પર ઠેક દેતા, ખાંડાં ફરસી કિરચ અને પિસ્તોલોના કુંદા વરીકથી દુશ્મન ઉપર ઝંઝાવાત પેઠે ધસતા, વેતાળ જેવા જોધાઓ, ચિત્કાર કરતા, બેભાન જેવા ઝઝૂમતા હતા. એ બધાંની વચ્ચે સો હાથીના બળથી એકલો મકનો પિનાકપાણિનાં પ્રલય તાંડવ કરતો ઘૂમતો હતો.

# ધુડાડિયો વાણ



મકનાના બે બખ્તાવર હાથોમાં વીંઝાતી રોહાની બે વાંકડિયા તરવારો, દોઢ દોઢ વામને છેટે માથાં વધેરતી જતી હતી, પણ એની આંખો તો ફતેહમારના જવાંમર્દ નાખવા સુફ્ફરેનને શોધતી હતી. સુફ્ફરેનને પણ 'આશાપુરા'ના જંગમશહૂર નાખવા સાથે હાથોહાથ મુકાબલો કરવાની હોંશ હતી. * અલોંપ્રાના બંદરમાંથી ખરાઝનત વહાણવટું લૂટી ઍડમિરલ ફ્લાંમાંદની પચાસ પચાસ તોપોના ભડકા વચ્ચેથી અણીશુદ્ધ છટકી જનાર એ પરજીમ પાણીના સાયરવીરને ઓળખ્યો પછી, પોતીકે હાથે એક વાર એની સાથે તલવારબાજી ખેલી લેવાનું એને અરમાન રહી ગયું હતું. ડૂબું ડૂબું થતી ફતેહમારનું સુકાન એક ભરોસાપાત્ર સાથીને હવાલે કરી, નાગી કિરચે એ સથા ઉપર કૂદી પડ્યો. અને વચમાં ઉભરાતી ભૂતાવળને હડસેલતો, ચીરતો મકના તરફ ધીમેધીમે વધવા લાગ્યો.

ભૂતકાળનાં કાળાં ઘાડાં જંગલ જેવી એ ગીચ મેદનીમાં દોસ્ત કે દુશ્મન ઓળખાવો મુશ્કેલ હતો. ઘાયલ થઈને દગતા આકારો જીવતાઓની ઓથે અપટદાર આમથી તેમ અફળાતા હતા, અને જીવતાઓની અડફેટે તુટેલી આલાદમાં સલવાઈ જઈ વહાણને હિંદોલે આમથી તેમ ઝૂલતા હતા. કોઈ દયાળુ દુશ્મન વળી હાથ આવે તેને રાગ બહાર હોમી દેતો'તો તો કોઈ જાણે એના ઊના લોહીનો તરસ્યો હોય તેમ એ બદન-માં પોતાની લોહિયાળ કિરચો નવરાવતો જતો'તો.

મકનાની નજરે જરી ભરેલા ખભાઓનો ચળકાટ પડ્યો. છલંગ મારતો એ આગળ વધ્યો. બીજી જ પળે સુફ્ફરેન અને મકનો સામ-સામે ખડા થઈ ગયા.

.'રંગ છે તોજી જણનારીને નાંખવા—' મકનાએ ખાંડું હાળીને કહ્યું: 'જુસાં એડા મુડધાં જેડા ઇસ્લામાબાદિયુંની ઓથે તું પણ રંગ રાખ્યો. ભેંસા ધુસમન ખપે ત તું જેડા ખપે, પણ તોજી ફત્તામાર હણે ઘડી પરની મેમાન છે; અન્યાં પણ માની જન ત મારે તુસાં ભાણું નથી ફેડવાં.'

સુફ્ફરેનને શબ્દો ન સમજાયા; પણ વીરની વાણીની વીરને જરૂર નથી હોતી. મકનાનો ભાવાર્થ એની અદાથી જ, સુફ્ફરેન સ્પષ્ટ સમજ્યો. હાલચોળ એના ચહેરા ઉપર જરીક સ્મિત ફરક્યું. જવાબમાં એણે પોતાની કિરચ ઊંચે ટટ્ટાર ખડી કરી, સહેજ અદાથી એણે ખભા નમાવ્યા અને બીજી જ ક્ષણે બે સામટી વીજળી ચમકે તેમ કિરચ ને ખાંડાં, ઓસરતા સૂરજે ઝળક્યાં કે ખણખણાટી કરતાં ભટકાયાં. ગીરના સાવજ જેવા આ બે નરસિંહનું ભયાનક દ્વન્દ્વ શરૂ થયું એ દ્વન્દ્વ જોવાને જાણે જલથલ

* અલોંપ્રા: પોંડીચેરી પાસેનું ફ્રેન્ચ સંસ્થાન. આ બનાવની ઝાંખી નોંધ ઍડમિરલ રિચમંડે લીધી છે અને એના આધાર તરીકે 'લા મારીન મિલિટેયર દ લા ફ્રાંસ સૂ લૂઇ ૧૬' અને 'લા વી મારશિયાલ દ બેઈલી દ સુફ્ફરેન' માંનાં કેટલાંક બખર એણે શોધ્યાં છે.

જુસાં: ફક્કડ છે
ભેંસાં: ,,
તોજી: તારી
એડા: આવા
જેડા: જેવા
ધુસમન: દુશ્મન
ત: તો
હણે: હવે
અન્યાં પર: હજી પણ
તુસાં: તારી સાથે



બીજી જ પળે સુફ્રેન અને મકનો સામસામા થઇ ગયા . . . અને એ બે નરસિંહનું ભયાનક દ્વન્દ્વ શરૂ થયું

પણ થંભી ગયાં. સૂરજ મહારાજ ક્ષિતિજ ઉપર સ્તબ્ધ બની જોતા લાગ્યા. ફતેહમાર પણ જાણે પોતાના ભાંગેલા બદનની વેદના ભૂલી ગઇ. આસપાસ ધસતા ફિરંગિયાઓ ઇસ્લામાબાદીઓ ને ખારવાઓ એ બેને મોકળાશ આપવા ખસી ગયા. તલવારબાજીમાં આખી ફ્રેન્ચ આરમારીમાં મશહૂર* કાપિતેન સુફ્રેનની અગારી કિરચને આજે લાયક હરીફ સાંપડ્યો હતો. પળભરમાં તો બેયના શરીર ઉપર લોહીઆળા ટશરો ફૂટી રહી. એ બેના જંગથી બીજાઓને શૂર ચડ્યું; અને ઘડીભર ખારવાઓ મહાત થતા લાગ્યા. 'હુરેરા'ના પોકારને ડારતો 'વિવ લા ફ્રાંસ'નો જયઘોષ આકાશ વીંધતો ગાજી રહ્યો. . . . . . .

**પ**ણ નીચે કાનજી માલમ હતો એ વાતની કોઇને ખબર ન હતી. સુકાની અફસરના પગ નીચે પ્રાણ ધણધણવા માંડ્યો; ફતેહમારનું બદન શાનથી જાણે થરથરવા માંડ્યું; કલમી ડોલ, વંટોળિયાએ ઘેરેલા પ્રચંડ વૃક્ષ પેઠે કડાકા કરતો ડોલવા લાગ્યો; અને આંખના પલકારામાં તો ફ્રેંસોલાંનની માથેતરી વાંઢાર હજારો ટુકડા થઇ આભમાં ઊડી ગઇ! કાનજી માલમે હજુ તો એક જ પીપ બારૂદ ચાંપી હતી; એટલામાં તો એણે ફતેહમારના માથા ઉપર ઊડતી વિજયમાળ બળાત્કારે પૂંચવી લીધી.

મકનો આભો બનીને આકાશમાં ઊડતી અંગાર અને મડદાંઓને જોઇ રહ્યો. એનાં બેય બાંકાં હવામાં અદ્ધર તોળાઇ ગયાં. બીજી પળે, નજર નીચે કરતાં, એણે સુફ્રેનને એક જંગી બારવટિયા નીચે લૂગડું થઇને પડેલો દીઠો!

હવે ફિરંગિયાઓની હિંમત તૂટી ગઇ. કેટલાક જીવ બચાવવા દરિયામાં કૂદી પડ્યા; કેટલાક હથિયાર ફેંકી આમથી તેમ બેબાકળા દોડવા

* આ નામચીન નાખવા કાપિતેન સુફ્રેનનો ઇતિહાસ ચાર પુસ્તકોમાં પ્રકટ થયો છે જેની નોંધ ઍડમિરલ રિચમંડે લીધી છે: (૧) 'લા વી મારૂશિયાલ દ બેયલી દ સુફ્રેન' (૨) 'એ સાઇ હિસ્ટોરિક સુર લે બેયલી દ સુફ્રેન (૩) 'લે બેયલી દ સુફ્રેન દાં લ્' એન્દ–૧૮૯૨ (૪) 'જૂર્નાલ દ બોર્દ દુ બેયલી દ સુફ્રેન દાં લ એન્દ—૧૮૮૮

કલમી ડોલ: Mizzen Mast

માથેતરી વાંઢાર: પાછલા ભાગનું મથાળુ



આલીગિયાં માંજીને જોઈ મકનાના ડોળા ફાટી ગયા

લાગ્યા; કેટલાક ઊભા હતા ત્યાં જ બીકથી ફગળાઇ પડ્યા; અને આ ગભરાટનો લાભ લઇ, ખારવાઓ માનનાં ઢૂંડાં પેઠે માથાંઓ લણવા માંડ્યા.

સુક્કૂરેન ઉપર પડેલા બારવટિયાને, જખ્મી છતાં, રાક્ષસી ખભાના બળે મકનો હડાવવા લાગ્યો. કાળાંમેશ ગોવાળો કાનજી એને પડખે દોડી પહોંચ્યો.

'સામલો હણે ખલાસ છે નાખવા;—બારદમાં લગી જામગરી ચેતાવી છે;—અધઘડીમાં તો ફત્તાગારનો ચૂરો થઇ જાસે; આશાપુરાના ધોરા કાપી હણે છુટા થઇ જાઇએ.' કાનજી ઉતાવળે ઉતાવળે બોલવા માંડ્યો.

'ખામોશ ભચા; તું રંગ રાખ્યો; પણ હી જવાનને હું એમ જ મગરાના પેટમાં નહિ જવા ડઉં.--મકનાનો ગયો જાય પણ ઈ ન ચુવાય કે મકનાએ એડા ધુસમનને રઝળતો ફિગાઈ ડિનો.'

'અને એ પળે જ લા કોંસોલાંતના ગણેક વામ જેવડા ઢૂંઢા બનેલા ડોલ ઉપર સફેદ વાવટો ઊડવા લાગ્યો. તોપખી ફ્રેન્ચ અમલદારોમાંથી બચેલા એક પૂરા અફસર જવાનને જેર કરી ફતેહમારના પરદેશી ખલાસીઓએ એ વાવટો ચડાવી દીધો, 'હુરેરા 'હુરેરા'ના ઘોષથી આભ ફાટવા માંડ્યું. આ નિમકહરામ ગોલાઓને ખાંડાની ધારે હડસેલતા ખારવાઓ આશાપુરાના તૂતક ઉપર કૂદવા મંડ્યા. થોડાક અનુભવીઓ કોંસોલાંતની કોટડીઓનો માલદાર સરસામાન ઉઠાવવા રોકાયા. મકનો સુક્કૂરેનના બદનને ખાંધે નાંખી કોટિયા ઉપર આવ્યો. કાનજી ફરી ખારવાઓ સાથે કોંસોલાંતનાં દફતર અને તીજોરીની શોધમાં ધુંધવતા ભંડકમાં ઊતરી પડ્યો.

બારદ: બારૂદ, દારૂ.
લગી: લાંબી
ભચા: બચ્ચા
હી: આ
ઈ ન ચુવાય: એવું ન કહેવાય
એડા ધુસમનને: આવા દુશ્મનને
ફિગાઇ ડિનો: ફગાવી દીધો. રઝળતો મેલ્યો.
તોપખી: અસલ બુંદના

ધ્રા: બીક

વિસાઇ ગયા: બુઝઇ ગયા

જમુત્રાખૂડ: જમુત્રો=ઠાસાંપણની પાણ ઉપર લાકડું-Rail. (જુઓ આ લેખના છેવટના ભાગમાં આપેલું વહાણના વિવિધ ભાગ દર્શાવતું ચિત્ર) જડાતું જમુત્રાખૂ=એ Rail સુધી ડૂબી રહેલું વહાણ

લખ લ્યાનત: લાખખો ધિક્કાર

છતેડી: કલમી;મંદાતો ઉપરનો ભાગ; અગાશી; Open Deck–ખુલ્લું તુતક

બંદુલ: વહાણમાં ફૂટતાં પાણીને એકઠું થવા માટે વહાણના છેક તળિયાના ભાગમાં રાખેલી નીચાણવાળી વચલી જગ્યા;કૂંડી;Pump-well એમાં ભરાતું પાણી તે ધાગર=વહાણનો પરસેવો.

વીગ્રો: સુકાનનો હાથો, Tiller (જુઓ વહાણના ભાગ દર્શાવતું ચિત્ર)



માગસો ઘડીપળનો હતો; જનમગરી સળગતી સળગતી બારૂદખાનાને ઉગર કુદાવી ગઇ હતી, પણ કાનજીના દિલમાં કો જેવી ચીજ જ નો'તી પળના પણ પા ભાગે એ ઝગમગતી જનમગરી ઉપર કૂદી પડ્યો. ખૂંદાતા અંગારા એની પાટલીઓ સડસડના વિસાઇ ગયા, અને જમુત્રાખૂ ફતેદમાર જાણે પોતાના ગામડાનું ચોકું હોય એટલી બેપરવાહીથી કાનજી અને એના સાથીઓ એક પછી એક ખૂણેખૂણા માથે ફરવા મંડ્યા. છેવટે મોટા ખુવાની પાગી ઉપર એણે લોખંડી ગજૂસ જોઇ,—અને એને અચંબામાં નાખનો એક કાળો આકાર એ મજૂસ પૂંઠે ટૂંટિયાં વાળી લપાએલો એણે જોયો.

કાનજીને જોઇ એ આકાર સહેજ સળવળ્યો. એક નાનું તીણું ધારાનું ખંજર કાનજીના કાનને ઝરકો દેતું ઉપર ભારવટિયામાં પેસી ગયું! ત્રાડ મારી કાનજી એ ખૂની ઉપર પડ્યો અને એને બહાર ખેંચી કાઢ્યાં એનાથી ખૂમ પડાઇ ગઇ: 'લખ લ્યાનત ભૈસા! હી ત ઓલિમિયાં માંઝી!'

મકનાએ સુક્કરેનને છતેડી ઉપર સુવાડ્યો, એના નિર્જીવ બદન પર એના માદરવતન ફ્રાન્સનો જળહળતો તિરંગી ઝંડો માતાના હેતથી એણે ઓઢાડ્યો, ને પછી એક ભીષણ કુહાડી લઇ પોરા ઉપર જઇને ઊભો રહ્યો.

કેદીઓને ભંડકમાં પૂર્યા પછી ખારવાઓએ ફતેદમાર ઉપરથી બારૂદ, તમંચા, નવી નવી કિસમની નાનકડી તોપો, પિસ્તોલો, કિરચો વગેરે લાવી લાવી આશાપુરા ઉપર ઢગલો કરવા માંડ્યો. ફતેદમારનાં તુતક હવે પાણી લેવા લાગ્યાં હતાં; એના ઉપરના મુડદાંઓ અવશ તરવા લાગ્યાં હતાં; એટલે મકનો કાનજી માટે ચિંતા કરવા લાગ્યો હતો. ત્યાં તો ચાર કદાવર નાખવાઓ ખભે લોખંડી મજૂસ લઇ આવ્યા. એની પછવાડે કાળકા માતાના ભૈરવમંડળ પેઠે ભયંકર નાચ કરતા ખારવાઓનું ટોળું આવ્યું. એ દેખાવ જોઇને ઘડીભર મકનો પણ હસવા મંડ્યો. ટોળા વચ્ચે કાનજી પણ અરધોપરધો નાચતો હતો અને એની બાથમાં એક ઓળખીતો આકાર દેખાતો હતો.

મકનાએ સોણું જોતો હોય તેમ આંખ ચોળીને ઉઘાડી. કાનજીની બાથમાં એણે કોને જોયો? એણે ફરી આંખ ચોળી. નહિ, આ સોણું નથી. બીજી જ પળે એના પગ પાસે લોચો વાળી પડેલા ઓલમિયાં માંઝીને જોઇ મકનાના ડોળા ફાટી ગયા!

'આમી તોમાર ગોરૂ–આમી તોમાર છેલે–આમાકો કિછુ ઓપરાધ નાઇ... (હું તારી ગાય, હું તારો છોકરો–મારો કંઇ અપરાધ નથી.)

'ખણ્યોસ ભૈસા હી ગોરૂ કે; બંધુલ વટાં મુશ્કેતાટ બંધ્યોસ. ઇનજો ઇન્સાફ આઉ પીંટે કરીં ઘોસ. (ઉચકો આ ગાયને; બંદૂલ પાસે એને મુશ્કેટાટ બાંધો. એનો ઇન્સાફ હું પોતે કરીશ.)'

કુહાડીના ઘાએ કોટિયાનો ઘોરો અને તીર તૂટી પડ્યાં. ડૂબતી ફતેહમાર સાથે ઝંાક લઇ પડેલો કોટિયો હદ્દાર થયો. કાનજીએ વીગ્રો હડસેલી કોટિયાને દૂર કર્યો. આશાપુરાના ઘોરાને બાજે ટીંગાઇ રહેલી



ચીનાઈ વહાણ 'જંક'



ફતેહમાર ઉપર દરિયો જોરથી ધસી ગયો; એના ગાબડે ગાબડે ભયંકર બાકોરિયાં ખોલવા માંડ્યાં અને ડૂબતા ભાણનાં છેલ્લાં દર્શન કરી લેવાને હોય તેમ જરાકોર સંકોરીલા કોંસોલાંતે અતલ આરામગાહનો રસ્તો લીધો.

કોટિયાની સ્થિતિ પણ જોખમકારક હતી, એટલે મકનાએ પાસેની એક સાંકડી નાળ તરફ તેને હંકાર્યો, અને બેહાલ બનેલા છતાં વિજયનાં ડંકાનિશાન સાથે પાછા ફરતા મરણિયા રજપૂત પેઠે ખોડંગતો ખોડંગતો એ છીછરાં પાણી શોધતો ધામેધામે સરવા માંડ્યો; કાનજીએ ફૂલગુલાબીના પીપાં તોડ્યાં, કાચા ચણાના બસ્તા તોડ્યા, ગોળનાં માટલાં કાઢ્યાં—અને ખારવાઓ ધરાઇધરાઇને ખાવાપીવા માંડ્યા.

ક્યારની ઢુકડાતી પર્વતમાળાને સર કરી ખાડીઓ વચ્ચે વહેતી ઊંડી, સાંકડી નાળોમાં બેએક ઘડી ચાલ્યા પછી પહાણે જવાબ દીધો, આશાપુરાએ એકાદ બે આંચકા ખાધા અને વામખૂડ કીચડવાળા ચર ઉપર મકનાએ લંગર નાંખ્યાં.

**સ**વારનો શીળો વાવડો વાતો હતો. બાલસૂર્યનાં કિરણોમા ભાંગીતૂટી આશાપુરા પણ મકનાની અને એના ખારવાઓની નજરમા રૂપરૂપના અંબાર જેવી લાગતી હતી. બધાએ ઓચ્છવના વાઘા પહેર્યા હતા. એ વાઘા ભેળા જ લોહિયાળ પાટાઓથી બધાનો વેષ કાબરચિત્રો લાગતો હતો. કોટિયો છીછરાં પાણીમાં ખાંગો પડ્યો હતો; એને પડખે ત્રણ નાની કિસ્તીઓ, એટલાં પાણીમા પે રમતિયાળ ટાબરિયાં પેઠે નાચતી પડી હતી.

ખારવાઓએ ભંડક ખોલ્યાં અને એમાંથી એક પછી એક લાસો કાઢી સથા ઉપર સુવાડવા માંડી. મૃત્યુને પેલે પાર દુશ્મની નથી. દોસ્ત અને દુશ્મન એકબીજાને પડખે આરામ લેતા તુતક ઉપર પડ્યા હતા. દરેકના પગમાં લોખંડી ભાર બંધાયા અને કિસ્તીઓ લદાવા માંડી. બે કિસ્તીઓ લદાઇને ઊંડા તાગ તરફ હંકારાઇ ગઈ.

ત્રીજી કિસ્તીમાં મકનો ઊતર્યો. વચ્ચે પાટ મૂકવામા આવી. એના ઉપર ચોકણી ચોપડાઇ. કંતાનમા સીવેલું કાપિતૅન સુફ્રેનનું બદન પાટ ઉપર મૂકાયું. પોતાના હાથે એ કંતાન ઉપર મકનાએ ફ્રાન્સનો ત્રિરંગી ઝંડો ઓઢાડ્યો, અને કિસ્તી પથે પડી.

આશાપુરાના ભાંગેલા ખુવે સૂરજચંદરનો ઝંડો સરકતોસરકતો અરધી કાઠીએ આવ્યો, એની નીચે, દાના દુશ્મનના માનમા, ફ્રાન્સનો ત્રિરંગી ઝંડો ફરફરવા માંડ્યો. મકનાની કિસ્તી ઊંડા તાગે પહોંચી, અને આવા ખડતલ નાખવાને આવડે એવી રીતે વિશ્વકર્તાને યાદ કરી મકનાએ પાટ નમાવી. પાણીમાં જરાક પણ ધબાકો કર્યા વગર કાપિતૅન સુફ્રેને પોતાની છેલ્લી સફર શરૂ કરી. આશાપુરા ઉપરથી ફોજી સલામ દેતી તોપોએ એક પછી એક સાત વાર બાર કર્યા. મકનાએ પાણીમાં હાથ મોં ધોયાં, કોગળા કર્યા, માતા આશાપુરા અને દરિયાલાલને ચારે દિશે હાથ જોડ્યા અને કિસ્તીઓ પાછી ફરી.

ફૂલગુલાબી: એકવાર કચ્છમાં બનતો મશહૂર શરાબ

પહાણે જવાબ દીધો: પહાણ પર (ખડક પર) વહાણ ભીનમાં છીંડ્યું. પહાણ=વહાણના ઠેઠ નીચેના તળિયાના ભાગ ઉપર જડેલું મોભના જેવું સીધું જાડું લાકડું;

ચર: ધડો, છીછરાં પાણી

ખાંગો: વાંકો

સૂરજચંદરનો (રાતો) ઝંડો: કચ્છના મહારાઓનો પ્રાચીન ઝંડો

ઊંડા તાગ: ઊંડાં પાણી



ફત્ત ચિકાર




રસ્સા-આલાદ

કોટિયાના બેહાલ થઈ ગયા હતા. લાકડકામ ઠેરઠેર તૂટી ગયું હતુ. ખુવા, ડોલ, રસ્સા, બધાને મરામતની જરૂર હતી. નાંખવાઓ ખૂબ જખમી થયા હતા, એ બધા પણ આરામ માગતા હતા. એટલે મકનાએ એ જ નિર્જન ખૂણામા મહિનો માસ કાઢી નાખવાનો નિશ્ચય કર્યો.

પ્રથમ કોસોલાંતની મજૂસ ખોલવામાં આવી. એમાંનાં કાગળિયાં મકનાએ ભંડકમાં સાચવ્યાં. અંદરથી બે હજાર અશરફી જેટલી રોકડ નીકળી. એમાંનો દસમો હિસ્સો માતાજીને નામે ચડ્યો. બાકીનામાંથી અરધો હિસ્મો કોટિયાને ખાતે જમે થયો. બચતમાથી પંદર ભાગ મકનાના, એનાથી અરધા કાનજીના, મકના જેટલા જ ભાગ જીવતા રહેલા ખારવાઓને દરેકને સરખે ભાગે, અને કાનજી જેટલા ભાગ ખપી ગયેલા ખારવાઓનાં કુટુંબ માટે અનામત જુદા,—એમ વાટણી થઇ. બધાએ પોતપોતાનો હિસ્મો હાથમાં લીધો. નવા રમકડાથી બાળક રમે એવા કુતૂહલથી અશરફીઓ ખખડાવી જોઇ અને ઘડી પછી નાખવાને સાચવવા સોંપી કામે લાગ્યા.

પાસેનાં જંગલોમા લાકડાં કપાવા લાગ્યાં. નવી મશાલીમાંથી રસ્સાઓ વણાવા લાગ્યા. સઢ-મારા સમા થવા માંડ્યા. ઓલી માંજીને બેડીઓ પહેરાવીને જંગલમાં લાકડાં કાપવા મૂક્યો. કેદીઓને પણ એ કામ સોંપાયું. દરેક કેદીના મોભા અને વસીલા માફક એની જાન છોડામણીના પૈસા નક્કી કરાયા અને ચાર ચૂંટેલા નાંખવાઓ એ કેદીઓનાં ગામડાંઓ તરફ પગરસ્તે રવાના થઇ ગયા.

એમ ને એમ મહિનો વીતી ગયો. ખારવાઓ તો બધા પાછા તાજા થઇ ગયા'તા, પણ કોટિયાની થોડી મરામત બાકી હતી. દરમિયાન સાલભરની ખોરાકી ખરીદવા બે નાખવાઓ સોદાગરનો વેશ લઇ પાસેના શહેર તરફ પગરસ્તે રવાના થયા.

પાણીનો સવાલ જરા વિકટ હતો. નજદીકનાં એકબે નાનાં ઝરણાં ઉપર આજસુધી નભાતું હતુ. પણ મહિનાઓ સુધી સચવાઇ રહે એટલું પાણી લઇ શકાય એવડું જળાશય નજદીકમાં નો'તું.

ઓલી માંજી આ મુલકનો ભોમિયો હતો. આજસુધી એણે બહુ જ નરમાશથી જે કામ સોંપાય તે ચૂપચાપ

કર્યાં કર્યું હતું. મકનાને હજી એના વિષે ઝેર હતું; પણ અને તો એની દુશ્મન બનેલી અનેક રિયાસતો-માંની એકને જીવતો વેચવા માટે એણે એને સંઘરી રાખ્યો હતો.

પાણીની મુશ્કેલી વિષે ઓલીમાંજીએ મકના અને કાનજી વચ્ચે થતી વાત સાંભળી હતી. એની ચપર-ખંધી ખોપરી અનેક કુવિચારોથી હમેશ ભરપૂર રહેતી; તેમાં હાલમાં તો નાસી છૂટવાનો વિચાર એ બધાંમાં મુખ્ય હતો. નાસી છુટાય તો પડોશમાંના ફિરંગિયા રાજ્યમાં ખબર કરી આશાપુરા ઉપર તરી ગિસ્ત (દરિયાઇ હુમલો) લઇ આવવી અને એ રીતે હાથમાંથી છટકી ગએલા ઇનામ કરતાં બેવડા પૈસા મેળવવા, એવા સ્વપ્નાં પણ એને અવારનવાર આવ્યા કરતાં

પાણી મેળવવાની વાતો સાંભળી એને તરત જ એક તરકીબ સૂઝી, જેથી કદાચ મકનાને જેર કરી શકાય ને આશાપુરા ઉપર ગિસ્ત પણ લાવી શકાય. કૌંસોલાંનની લાંબી ગેરહાજરીનું કારણ શોધવા ફિરા-ંગિયાઓ જરૂર બહાર ફરતા હશે એમ એની ખાતરી હતી. એકવાર તો ઝાડવાં સળગાવી આશાપુરાની છુપા-વાની જગ્યા બહારનાને આસકારા કરવાની પણ એણે પેરવી કરી જોઇ. પણ ઝાડવાં ચેતે તે પહેલાં તો એની મકસદ પામી જઇ કાનજીએ ધૂંધવાતી આગ બુઝાવી નાખી. આ બદમાશી માટે મકનાએ એને ત્રણ ઘડી સુધી ડોલ ઉપરથી ઊંધે માથે લટકાવી રાખ્યો અને ફરી આવું કોઇ કારસ્તાન કરતો પકડાય તો તોપને મોંએ બાંધવાની ધમકી પણ આપી દીધી.

મકનાનો નાશ કરવો એ ઓલીમિયાં માંજીની હવે હરપળની તમન્ના હતી. એણે મકનાને પગે હાથ લગાડી કહ્યું: કોટિયો નાંગર્યો છે ત્યાંથી બે દહાડાને રસ્તે જંગલમાં જબરદસ્ત તળાવ છે. જો ત્રણચાર નૌકા લઇને મકનો ત્યાં આવે તો જોઇએ એટલું પાણી ભરી શકાય એમ છે. મકનાને એની વાતમાં ઇતબાર તો નો'તો. ત્રણચાર હંગી લઇને જવાની એણે ના પાડી, કારણ પોતાનાં માણસોને જોખમાવવા કરતાં પંડને જોખમાવ-વાનો મકનાનો સ્વભાવ જ હતો. કાનજીની ઉમેદવારી પણ એણે નામંજૂર કરી અને ઓલીમિયાં સાથે જવા પોતે તૈયાર થયો.

કોટિયાની છેવટની બાકી મરામત પૂરી કરવા કાનજીને તાકીદ આપી એ ઓલીમિયાં સાથે એક હંગીમાં રવાના થયો. માંજીના હાથેપગે બેડી–કસકલા હતા. છતાં એમ પણ પાણીમાં કૂદી એ આપઘાત કરે એ બીકે એને દોરડા પણ મજબૂત બંધે ખુંટા સાથે બાંધવામાં આવ્યો. મકનાએ સુકાન લીધું, પડખે બે ભરેલી પિસ્તોલો મૂકી, ગાદી નીચે બે ખાંડાં મૂક્યા, ઘંગીનો સઢ છોડ્યો અને માંજીએ ચીંધેલી દિશામાં એણે ઘંગી વહેતી મૂકી.

પાંચમે દહાડે જો વાવડ ન મળે તો તપાસ માટે બીજી ઘંગી લાવવાની કાનજીને સૂચના કરી, બધાને રામરામ કરી મકનો પંથે પડ્યો. થોડીવારે વળાંકા પવનછાડે ઘંગી અદશ્ય થઇ ગઇ.

આ વાર્તાનો અતિ રોમાંચક, એટલો જ રસભર્યો છેલ્લો ભાગ આવતે અંકે. 'સુકાની'

ઓલીમિયાં માંજી મકનાને ફસાવવા તો નથી લઇ જતો?—તો મકનો એમાંથી શી રીતે બચશે? આવતા અંકમાં પૂરી થતી આ વાર્તા હવે વધારે રસમય બને છે.


પ્રાચીન કાળનું મિસરી (ઇજિપ્શ્યન) જહાજ



ડૉ. સુધીન્દ્ર બોઝ
એમનાં અમેરિકન પત્ની સાથે

# પરદેશે પોતાના કરી લીધેલાં

જ્યાં દરેક મનુષ્ય—રાય કે રંક—ને સરખી જ રીતે આગળ વધવાની તક મળે છે, જ્યાં મજૂરીની મહત્તા લોકો સારી રીતે સમજે છે, તેવી ભૂમિ અમેરિકાએ આપણા જે કેટલાક સાહસિક અને પ્રતિભાશાળી હિન્દીઓને આકર્ષીને સાધારણ સ્થિતિમાંથી ઉચ્ચ પદે ચડવાની તક આપીને અત્યારે પોતાના કરી લીધા છે અને જેઓને માટે તે મગરૂર છે, તે માંહેના એક હિંદીની આ જીવનકથા છે.

ત્રીસ વર્ષ પહેલાં કલકત્તાની વિક્ટોરિયા કૉલેજમાંથી મૅટ્રિક્યુલેટ થએલો, પાતળો અને આનંદી દેખાવનો એક યુવક દરિયાપાર ઊપડ્યો હતો. તે શા માટે ગયો તેની કોઈને ખબર નહોતી. પરંતુ ઇ.સ. ૧૯૧૬માં હિંદીઓને અમેરિકામાં દાખલ થતા અટકાવવા માટે દરખાસ્ત થએલા કાયદાની સામે યુનાઇટેડ સ્ટેટ્સની સેનેટ કમિટીની પાસે વિરોધ દર્શાવવાને આવેલા અમેરિકાવાસી હિંદી પ્રજાના બે પ્રતિનિધિઓમાં તે દેખાયો. તે ડૉ. સુધીન્દ્ર બોઝ અમેરિકાની એક મોટી યુનિવર્સિટીમાં પોલિટિકલ સાયન્સ (રાજકારણશાસ્ત્ર)-ના પ્રોફેસર છે; અને પ્રખ્યાત કેળવણીકાર, પ્રખર વક્તા તથા તેજસ્વી લેખક છે. અમેરિકાના જાણીતા પોલિટિકલ સાયન્ટિસ્ટ ડૉ. બેન્જામીન એફ. શેમ્બો, ડૉ. સુધીન્દ્ર બોઝને અમેરિકામાં પૌર્વાત્ય રાજનીતિ પરના સર્વોત્તમ શિક્ષક, વક્તા અને લેખક ગણે છે.

ડૉ સુધીન્દ્ર બોઝનો જન્મ ઇ. ૧૮૮૩માં ઢાકામાં થયો હતો. તેમના પિતા એક રાજ્યની નોકરીમાં હતા. તેના ભાઈ કોમીલાની વિક્ટોરિયા કૉલેજના પ્રીન્સિપાલ હતા. યુવાન વયથી જ સુધીન્દ્ર ઉત્સાહી વિદ્યાર્થી તરીકે તેના શિક્ષકોની પ્રશંસા પામ્યા હતા. તે સમયે અંગ્રેજી ભાષા પરનું તેનું પ્રભુત્વ તેની સાથેના વિદ્યાર્થીઓની ઈર્ષ્યારૂપ હતું, અને જ્યારે તે મૅટ્રિક પાસ થયા ત્યારે અંગ્રેજી ભાષાની તેની પ્રવીણતાને લીધે તેને એક ખાસ ઇનામ આપવામાં આવ્યું હતું.

યુવાન બોઝ સ્વપ્નદ્રષ્ટા હતો. અંગ્રેજી ભાષા પરના તેના પ્રેમે અને અનેક સાહસિક પુસ્તકોના તેના વાચને તેના જીવનનાવને દૂરના પ્રદેશ સાથે જોડવાને તેની કલ્પનાશક્તિને હલચલાવી મૂકી. કદાચ તેણે રૉબિન્સન ક્રૂઝોનાં સાહસો અથવા કોલમ્બસની હિંમતભરી દરીઆઈ મુસાફરીઓને અભિનંદી હોય અથવા તો તેણે માર્કોપોલો કે કૂકની માફક જગતની મુસાફરીએ જવાનું ચાહ્યું હોય; એ ગમે તેમ, પણ એક સુંદર પ્રભાતે કલકત્તામાં ન્યૂ યૉર્ક માટે બંધાએલા સ્ટાન્ડર્ડ ઑઇલ કંપનીના માલના વહાણ ઉપર તે મદદનીશ સ્ટુઅર્ટ તરીકે ચડ્યો. વહાણ બંગાળાનો અખાત, હિંદી મહાસાગર, અરબી સમુદ્ર, સુએઝની નહેર, ભૂમધ્ય સમુદ્ર અને પછી આટલાંટિક મહાસાગરનાં પાણી કાપતુંકાપતું આગળ વધવા લાગ્યું.

મહિનાઓ પસાર થઇ ગયા છે, અને તે હવે ખડતલ ખલાસી થઇ ગયો છે. પણ શું તેણે જીવનભર દરીઆઈ જિંદગી ગાળવા માટે સ્ટાન્ડર્ડ ઑઇલ કંપનીના વહાણ પર કામ શોધ્યું હતું? ના, એ તો તેની મહત્ત્વાકાંક્ષા પૂરી કરવાનું માત્ર પહેલું પગથિયું હતું. તે સમયે 'તકની ભૂમિ' ગણાતા યુનાઇટેડ સ્ટેટ્સમાં તેની અભિલાષાઓ પાર પડે તેમ હોવાથી તે ત્યાં જતો હતો.

બોઝ ન્યૂ યૉર્કના કિનારે ઊતર્યો. શહેર તેને તદ્દન

# પ્રતિભાશાળી ભારતપુત્ર ડૉ. સુધીન્દ્ર બોઝ

અજાણ્યું હતું. કલકત્તા કરતાં તો તે ક્યાં યે મોટું હતું. ગગનચુંબી મહાલયો અને વિક્ટોરિયન ફૅશનનાં કપડામાં સજ્જ થએલાં સ્ત્રીપુરુષોનાં ધસી આવતા ટોળાઓ, ફૅશનેબલ ગાડીઓ,—આ બધાંથી તે ચકિત થઇ ગયો. જે ભૂમિએ હલકા લેખાતા મજૂરને પણ પોતાના પ્રેસિડેન્ટ બનવાની તક આપેલી છે અને જ્યાં દરેક મનુષ્ય પોતાનાં ખંત, ઉદ્યમ, અને સાહસથી ધારે તે જગ્યા મેળવવાને શક્તિમાન છે તેવી સ્વતંત્ર ભૂમિ પર તેણે હવે પગ મૂક્યો હતો. તે હવે પોતાના સાહસ, ખંત અને ઉદ્યમ પ્રમાણે તરી કે ડૂબી શકે તેમ હતું.

ન્યૂયૉર્કથી તે ફિલાડેલ્ફિયા પહોંચ્યો અને વિખ્યાત જૉન વાનામેકરના એક મોટા વણજીના સ્ટોરમા અઠવાડિયાના સાત ડૉલરના પગારે તે નોકર રહ્યો. પરંતુ તે ત્યાં પણ લાંબો સમય રોકાયો નહિ. પોતે કૉલેજનું ખર્ચ ઉપાડી શકે કે તરત જ કૉલેજમાં દાખલ થવાને માટે તે કલાક, દિવસ અને અઠવાડિયાંઓ ગણતો હતો; એટલે ચાલિસ ડૉલર થયા કે તરત તે ઇલીનૉઇની યુનિવર્સિટીમાં દાખલ થયો અને કૉલેજમા નવા વિદ્યાર્થી તરીકેની નવી જિંદગી શરૂ કરી.

ત્યાં પોતાના અભ્યાસનું અને રહેવાનું ખર્ચ તે મદદનીશ લાયબ્રેરીઅનનું, છાપાના રીપોર્ટરનું, રકાબી ધોવાનું અને બીજા કેટલાક ધંધાઓ કરીને પૂરું કરતો. અંતે તેના જીવનની ગૌરવભરી પળ પણ આવી પહોંચી. તેણે એ. બી. ની ડિગ્રી મેળવી અને એક વર્ષ પછી એમ. એ. પણ થયો.

૧૯૧૦માં તેને આયોવાની યુનિવર્સિટીએ ફેલોશિપ આપવામાં આવી અને તે જ યુનિવર્સિટીમાં ૧૯૧૩-માં તેમને પોલિટિકલ સાયન્સમા પીએચ. ડી. ની ડિગ્રી આપી. એ ડિગ્રી માટે એમણે 'હિંદમાં બ્રિટિશ હકુમતનાં થોડાંક પાસાં' ઉપર પોતાનો મહાનિબંધ (Thesis) લખ્યો હતો. બોઝની વિદ્યાર્થીઅવસ્થાની કારકિર્દી હવે સર્વોચ્ચ પદે પહોંચી હતી, કારણકે યુનિવર્સિટીનો કોઇપણ વિદ્યાર્થી પોતાની લાયકાતથી જે મોટામાં મોટી ડિગ્રી મેળવી શકે તે તેણે મેળવી હતી. હવે જિંદગીની શરૂઆત કેવી રીતે કરવી તેનો પ્રશ્ન તેની સામે ખડો થયો. તરત પૂરતા તો તે આયોવાની સ્ટેટ યુનિવર્સિટીમાં પ્રોફેસર તરીકે જોડાયા; પણ યુનિવર્સિટીએ તેમને કાયમ કર્યા અને આજ સુધી ત્યાં જ કામ કરે છે.

ડૉ. બોઝની ઉમર અત્યારે બાવન વર્ષની છે. તે સાધારણ ઊંચાઇના છે. તેમનો ચહેરો નાનો અને લંબગોળ છે; તેમનું કપાળ વિશાળ અને તેમના ઓષ્ટો પાતળા છે. તેઓ લોકોમાં ઝાઝું હળતા મળતા નથી, પણ તેઓ પોતાની ફુરસદનો ઘણોખરો સમય પોતાની ઘરની ખાનગી લાયબ્રેરીમાં અથવા તો યુનિવર્સિટીના એકાદી લાયબ્રેરીમાં પુસ્તકો વાંચવામાં જ ગાળે છે. તેઓ દિવસના આઠેક કલાક વાંચે છે. હજી ત્યાં પણ હિંદુ રિવાજ પ્રમાણે તેઓ સવારમાં વહેલા ઊઠે છે. શિયાળો હોય કે ઉનાળો, સવારના ૭ વાગ્યે તો તમે ડૉ. બોઝને પુસ્તકો તથા કાગળોના ઢગલામાં દટાએલા તેના સુંદર બંગલાના અભ્યાસના ઓરડામાં ટેબલ પાસે જુઓ. સાત વાગ્યે તે નાસ્તો કરે છે અને આઠ વાગ્યે તે કૉલેજમાં જાય છે. બધા અમેરિકનોની માફક તે બપોરે બાર વાગ્યે અને સાંજે સાડા પાંચે જમે છે. ફરી તે પોતાની ખાનગી લાયબ્રેરીમાં જાય છે તે છેક સૂવાના સમયે તેને છોડે છે.

ડૉ. બોઝ એક અમેરિકન બાઇને પરણ્યા હોવા છતાં પોતે હિંદુ હોવાનું અભિમાન ધરાવે છે અને ક્રિશ્ચિયન અમેરિકામાં તેમણે આટલાં વર્ષો સુધી પોતાના હિંદુ ધર્મની જ્યોત જલતી રાખી છે, એટલું જ નહિ પણ અમેરિકનોને હિંદુ ધર્મની મહત્તા સમજાવવાની જવાબદારી પણ પોતાને શિરે લીધી છે.

અમેરિકામાં ડૉ. બોઝ લાક્ષણિક હિંદુ જીવન ગાળે છે. આયોવા શહેરમાં શાંત જગ્યા પર આવેલા તેમના રમ્ય વિલાની દીવાલો સરસ્વતી, રામકૃષ્ણ પરમહંસ, વિવેકાનંદ, શ્રીકૃષ્ણ, અને તાજમહાલનાં ચિત્રોથી શણગારાએલી છે. જમીન ઉપરનાં બધા પાથરણાં ઇરાની છે. દીવાનખાનામાં ટેબલ પર મુકાએલા પિત્તળનાં સુશોભિત ફૂલદાનો દિલ્હીના હિંદી કારીગરોના હાથથી ઘડાએલાં છે. તેમનાં તમાકુ પીવાનાં સાધનોમાં એક સુંદર હુક્કો પણ છે.

પ્રોફેસર બોઝ અચ્છા લેખક પણ છે. તેઓ હંમેશાં



ડૉ. બોઝ એમની લાયબ્રેરીમાં
સામે કબાટ પર એમનો ફોટો દેખાય છે



આ અંકના મુખચિત્રના આલેખક

# કલાકાર શ્રી વીરેશ્વર સેન

ટૂંકાણમાં, સ્પષ્ટતાથી અને નીડરપણે લખે છે. અમેરિકન પત્રોના સંપાદકો હિંદી પ્રશ્નો પર લખવા માટે તેમને આમંત્રણ જ કરે છે, અને તેમનો સમય નિશ્ચિંત હોવા છતાં પૂર્વનું દષ્ટિબિંદુ સાચી રીતે રજુ કરવા સેવાવૃત્તિથી તેઓ એ કાર્ય માટે સદા તત્પર રહે છે.

ભાષણકર્તા તરીકે પણ ડૉ. બોઝ અમેરિકામાં કીર્તિ પામ્યા છે. ખીચોખીચ ભરેલા કલાસરૂમમા, કોઈ અમેરિકન ચર્ચમા કે બુદ્ધિશાળી અમેરિકન જનતા પાસે, એમ વિવિધ સ્થળે તેમની વક્તૃત્વકલા વિવિધ રૂપો ધરે છે. તેઓ જોરદાર તેમજ રમૂજી, ભાષામા છટાથી બોલે છે.

પોતાની પી. એચ. ડી.ની ડિગ્રી માટેના મહાનિબંધના ગ્રંથ ઉપરાત તેમણે બીજાં બે પુસ્તકો 'અમેરિકામાં પંદર વર્ષ' અને 'અમેરિકાની ઝાંખી' નામના લખ્યાં છે. જેમાં તેમણે પોતાના પર થએલી અમેરિકાની અસર તેમજ અમેરિકાની હાલની સ્થિતિનો તાદૃશ્ય ચિતાર આપ્યો છે.

(અંગ્રેજી ઉપરથી) જગજીવન ખુશાલ મિસ્ત્રી

**આ** અંકના મુખચિત્રના આલેખક શ્રી વીરેશ્વર સેન લખનૌની કળાશાળાના આચાર્ય (હેડમાસ્તર) છે અને છેલ્લાં દસ વર્ષથી તે પદે રહી એમણે ઘણા ઉચ્ચ પંક્તિના ચિત્રકારોના અભ્યાસમા પોતાના શિક્ષણનો ફાળો આપ્યો છે. ઉપરાંત તેઓ હિંદુસ્તાન અને બહારના મુલકોનાં પ્રદર્શનોમાં ચિત્રો રજુ કરી ચૂક્યા છે અને તેમની કૃતિઓની બધા દેશના કળાવિદોએ નોંધ લીધી છે તેમજ તેમનો પરિચય પણ જાહેર કર્યો છે.

તેમના પિતા શ્રી ગો. સેન. એમ.એ.બી.એલ. એક જાણીતા કેળવણીકાર અને વિદ્વાન પુરુષ હતા. તેમને ત્યાં શ્રી વીરેશ્વર સેનનો જન્મ ઇ.સ. ૧૮૯૭ના જુલાઇની પંદરમી તારીખે થએલો. હેર સ્કૂલ અને પ્રેસિડેન્સી કૉલેજમાં વિદ્યાર્થીજીવન વ્યતીત કરી તેઓ એમ. એ. થયા તે પહેલાં વચગાળામાં હિંદી કળાના સમુદ્ધારક શ્રી અવનીન્દ્રનાથ ઠાકુરની છાયામાં આવ્યા અને તેમની પાસે ચિત્રકામ શીખ્યા પછીથી શ્રી નંદલાલ બોઝ પાસે છ વર્ષ સુધી રહ્યા હતા. તેમણે જાતે કળા ઉપર ઘણા લેખો લખ્યા છે. તેમનાં ચિત્રો અને શિલ્પકૃતિઓ હિંદુસ્તાન અને ઇંગ્લંડનાં સુપ્રસિદ્ધ ઘરોમાં સ્થાન પામ્યાં છે. તેમની કળામાં રેખા અને રંગની પરિશુદ્ધિ ખાસ ધ્યાન ખેંચે છે જૂનાં ચિત્રોની અનેક ખૂબી તથા ખાસિયતો તેમણે પોતાની કળામાં પચાવી છે તે સાથે આલેખન તેમજ સંવિધાનની નવી શૈલીઓનો પણ તેમણે સમાદર કર્યો છે. ર.મ.શા.



સીમમાં

ચિત્રકાર - ઉપેંદ્ર પંડ્યા (ગુજરાત કલાસંઘ ચિત્રશાળા)



વર્ષાનાં વાદળ
(ફોટો · આબીદમિયાં સૈયદ)

# પ્રો. રામમૂર્તિ : થોડાં સ્મરણો

ભારતવર્ષની મર્દાનગીનો પાશ્ચાત્ય દેશોમાં જયડંકો વગાડી જેમણે હિંદના વીરશ્રીનું દિગંતમાં ગૌરવ ફેલાવ્યું એ પ્રો. રામમૂર્તિ આજે, પોતાની ઉત્તર વયમાં, પોતાના આદર્શો મૂર્ત કરવાની અભિલાષાથી એકાદું ક્રીડામંદિર સ્થાપવા ઇચ્છે છે;—અને તે ગૂજરાતમાં.

## શરીરવિકાસવિભાગ અખાડો

નિરીક્ષક · શ્રી હરિનારાયણ આચાર્ય

આરેક દિવસ ઉપર હું પ્રો. રામમૂર્તિને મળવા ગયો હતો. એમનો પ્રથમ પરિચય હું ગૂજરાત મહાવિદ્યાલયમાં અધ્યાપક હતો ત્યારે થયેલો. એ વખતે સદ્ગત ગિદવાણીજીના પ્રખર પ્રયત્નથી ગૂજરાત વિદ્યાપીઠનો સૂર્ય મધ્યાહ્ને તપતો હતો. ગિદવાણીજી સ્વપ્નસેવી હતા. એમને તો ગૂજરાત વિદ્યાપીઠને ઑક્સફર્ડ અને કેમ્બ્રિજ જેવું પ્રાણવાન જ્ઞાનમન્દિર બનાવવું હતું. ભારતવર્ષમાં અપૂર્વ ગ્રન્થભંડાર, સંગીતનું શ્રેષ્ઠ મન્દિર વગેરે સરજવાનાં સ્વપ્નો એ મૂર્તિમાન કરવા મથતા હતા. અણધાર્યા પ્રત્યવાય ન આવ્યા હત તો વખતે એ સ્વપ્ન સાચાં પણ પડ્યાં હત.

ગૂજરાતીઓ શરીરે નિર્બળ હોય છે, એ વાત એમને ખૂબ ખૂંચતી. એના પ્રતિકાર અર્થે એક આદર્શ ક્રીડામન્દિર બાંધવાનો એમણે નિશ્ચય કર્યો. મારા વ્યાયામના શોખને લીધે એમણે એ કામ મને સોંપ્યું. છૂટે હાથે નાણાં ખરચવાનો ખરીતો પણ આપ્યો. એ વખતે રામમૂર્તિ અમદાવાદમાં હતા. મેં સૂચના કરી કે જો આપણે પ્રો. રામમૂર્તિને રાખી શકીએ તો આપણને ખૂબ સહાય મળે. એ તો એવા કંઇ તરંગની જ



ામમૂર્તિ : સ્કેચ · રવિશંકર રાવળ

રાહ જોનારા. તરત એમણે રામમૂર્તિને પકડ્યા. સરકસનો ધંધો છોડી દેશોદ્ધારના આ મહાયજ્ઞની વરુણીમાં બેસવાને પુષ્કળ સમજાવ્યા. મેં પણ પ્રયત્ન કર્યો. પણ રામમૂર્તિના જીવનના પરિપાકનો એ સમય હતો. લાખો રૂપીઆ રમતમાં કમાનાર, રાજામહારાજાઓનાં વણમાગ્યાં આમંત્રણ આવે તેને પણ પાછાં ઠેલનાર અને ભારતવર્ષના ઘરેઘર જેનું નામસ્મરણ થાય એવા મલ્લસમ્રાટ્ રામમૂર્તિને અમદાવાદના ધૂળીઆ સંકુચિત જીવનમાં ભરાઈ રહેવું કેમ ગમે ? એમને તો આખા દેશમાં જ્વલંત યૌવનજ્યોત સળગાવવી હતી, એટલે એમણે સરકસ દ્વારા જ આ આશય સાધવાનો માર્ગ જોયો, અને અમારાં સ્વપ્ન ભાંગી પડ્યાં. પછી તો ગિદવાણીજી ગયા. એમની સાથે ગૂજરાત વિદ્યાપીઠનું યૌવન પણ ગયું. એમના સ્વપ્નબળે જીવનારા, એ સ્વપ્નોને અંકુરિત કરનારા સહાયકોનાં બળના પ્રવાહ પણ ધીમા પડ્યા. ગિદવાણીજી જતાં ગૂજરાતમાં અસહયોગના યુગના શિક્ષણનો સૂર્ય આથમ્યો. એ પછી તો રામમૂર્તિ જેવાને પોષનાર ગૂજરાતમાં બીજું કોણ નીકળે ?

બીજી વખત ૧૯૨૬ના ગાળામાં રામમૂર્તિને હું મુંબાઇમાં મળ્યો. સરકસના વ્યવસાયથી પરવારી જઇ મુંબાઇમાં આદર્શ વ્યાયામમંદિર ખોલવાનું હતું. એની વ્યવસ્થા કરવા તાર કરીને મને એમણે બોલાવ્યો. મારા જીવનમાં વ્યાયામનો આદર્શ સાચવી રાખવામાં જે મહાન નરોએ અસર કરી છે તે બે જ: રામમૂર્તિ અને બરનાર મેકફેડન, બીજા અનેકનો હું ઓશીંગણ છું; પણ મારું જીવન બદલનાર તો આ બે જ. એટલે હું એમના આમંત્રણને પાછું ઠેલી શક્યો નહિ. તે વખતે અમે પથિકાશ્રમમાં રહેતા. રામમૂર્તિ એટલે ગયું જ

મોટા પાયા પર. એમનું શરીર, એમના વિચાર, એમનો રસાલો એટલાં જ મોટાં. એટલે ચારપાંચ પહેલવાન, અરધો કોડી નોકરચાકર, માર્ગદર્શન અર્થે પૂછવા આવનાર બહારના ચારપાંચ યુવાનો—આ બધો દાયરો સમાવવા એમણે લૉજનો આખો મજલો ભાડે લીધેલો. સરકસ કાઢી નાખેલું એટલે નાણાંની જોગવાઇ ન મળે. રામભરોસે બધું ચાલતું. બેત્રણ રીટાયર્ડ જજો, કેટલાક સૉલિસિટર અને વકીલો તથા શેઠીઆઓ એમની પાસે વ્યાયામ શીખવા આવતા. એ રસ્તે એમની મંડળીના નિર્વાહ પૂરતી જોગવાઈ થઇ જતી. પણ વ્યાયામમંદિર ખોલવા પૂરતાં નાણાંની ભીડ ન ભાંગી. એટલે એમનો એ નિરધાર પડી ભાંગ્યો. હું પાછો વિદ્યાપીઠમાં આવ્યો અને રામમૂર્તિ બીજાં ક્ષેત્રમાં ઘૂમવા નીકળ્યા. શ્રી માલવીયજીએ એમને હિન્દુ વિશ્વવિદ્યાલયમાં રહેવાનું આમંત્રણ આપ્યું. એ પણ સંજોગવશાત્ ન બન્યું. એટલામાં એમને સીમલામા છાતી પર હાથી ઊભો રાખતાં અકસ્માત થયો, જેને પરિણામે ડાબો પગ ઘૂંટી આગળથી કપાવી નાખવો પડ્યો. એની માંદગીમાંથી ગઇ સાલ જ એ ઊઠ્યા અને હમણાં દૈવયોગે એ અમદાવાદમાં આવ્યા છે.

રામમૂર્તિનો આ મેળાપ અને 'કુમાર'માં એની નોંધ એ પણ 'દૈવયોગ' ગણાય. 'કુમાર'ના લેખકમંડળમાં મેં પહેલો પ્રવેશ કર્યો તે રામમૂર્તિનું જીવનચરિત લખીને. વ્યાયામ પ્રત્યે મારી અભિરુચિ દૃઢ થઇ એ એમના ગાઢ પરિચયથી જ. એટલે જ આટલું લખવા પ્રેરાયો છું.

હું ભૂતકાળમાં નજર કરું છું. મારી નજરે એક દુર્દાન્ત ભીમકાય મહાન વીર ઊભો છે;—એના પ્રચંડ બળના ઓજસમાં બધાંને દબાવી દાબી નાખતો. આજે? આજે એ આંખો છે: પણ ફિક્કાં. આજે રામમૂર્તિ છે: પણ પહેલાંના નહિ. ઉંમર થઇ છે; અનૈસર્ગિક રહેણીકરણીની અસર પણ દેખાય છે. પગ ભાગવાથી શારીરિક વ્યથા અને માંદગીમાં એ વજ્રકાય શિથિલ થઇ ગઇ છે: છતાં એમનું ગૌરવ, ઉદ્દામ મનોવૃત્તિ, સ્વપ્નદૃષ્ટાના અનિયંત્રિત તરંગ હજુ એવાં ને એવાં સદોદિત છે.

રામમૂર્તિની શિક્ષણપદ્ધતિ અને જ્ઞાન કદાચ આજના જાહેરખબરીઆ સમયમાં પ્રાચીન અને અપૂર્ણ લાગશે; પણ એમનું જ્ઞાન ઉપરચોટિયું કે પોપટિયું તો નથી જ. બળની ઉપાસના અર્થે એમણે કઠોર તપશ્ચર્યા કરી હતી વર્ષો સુધી અસહ્ય શ્રમ વેઠી અનેક બળવાન અને તજ્જ્ઞોનાં ચરણ સેવી એમણે શરીરવિકાસ સાધ્યો હતો. એના પરિણામે ભારતવર્ષમાં એમના પગરખામાં પગ રાખે એવો બલિષ્ઠ નીકળ્યો નથી. અનેક પહેલવાનોને એમણે જીવનભર પોષ્યા છે, એમને પ્રકાશમાં આણ્યા છે. અનેક રૈવાએલાં કુંઠિત નિર્બળ યુવાન હૃદયોને એમના આશિર્વાદથી-એમના દર્શનથી એમના નામસ્મરણથી અદ્ભુત પ્રોત્સાહન મળ્યું છે. અનેક નમાલાં શરીરો નવજીવન પામ્યાં છે. પાશ્ચાત્ય દેશોમાં પણ એમણે જ ભારતવર્ષની મર્દાનગીનો જયડંકો વગાડ્યો. ગામા, ઇમામ. અહમદબક્ષ વગેરે પ્રચંડ કુસ્તીબાજોને હાથ આપી એમણે જ દિગંતમાં ભારતવર્ષની વીરશ્રીનું ગૌરવ વધાર્યું. સદ્ગત સૅન્ડો પણ કેવળ બળની હરીફાઇમાં એમની સરખામણી ન કરી શકતો.

રામમૂર્તિ સર્વજ્ઞ નથી: હોવાનો એ દાવો પણ કરતા નથી. એથી આજના જમાનાના નવા શિક્ષણને અનુકૂળ એમની મનોવૃત્તિ કે જ્ઞાન ન હોઇ શકે. ગામા કે ઇમામના જેવી (ગામા કરતાં ઇમામ ચડે એમ હું માનું છું) કુસ્તીમાં નિપુણતા પણ એમનામાં નહિ હોય. પણ શરીરને કેમ કેળવવું એ તો એમના જેવું બીજા કોઇ જાણતા હશે કે કેમ એની મને તો શંકા છે. એમના એ અનુભવ અને અભ્યાસનો લાભ જેને મળે એ પૂર્ણ ભાગ્યશાળી.

આવું ભાગ્ય ગૂજરાતને સાંપડે એમ છે. ઉત્તર વયમાં એકાદું ક્રીડામંદિર સ્થાપી તે દ્વારા પોતાના આદર્શો મૂર્ત કરવાની એમની અંતિમ અભિલાષા છે. એની સફળતા અર્થે. ધનિકોના કલ્પવૃક્ષ જેવું ગૂજરાતનું પાટનગર અમદાવાદ એમણે શોધ્યું છે. અહીં જ એ અશેષ આયુ વ્યતીત કરવા માગે છે. કોઇ નવજીવનના—નવયુગના બળવાળો બુદ્ધિમાન યુવક રામમૂર્તિનાં જ્ઞાન અને અનુભવને યોગ્ય પ્રવાહમાં વાળી, જો ગૂજરાતીઓનાં શરીર સુધારવા પ્રયત્ન કરે તો કેવળ રામમૂર્તિના નામથી મે હજારો યુવાનો એ ભાવના ઝીલવા તૈયાર થશે, એમ હું માનું છું પણ આવો ત્યાગવીર ગૂજરાતમાં રામમૂર્તિને મળશે કે કેમ એનો વિચાર મને આવે છે ત્યારે મારી શ્રદ્ધા જરા શિથિલ થઇ જાય છે.

# ભંગીઓની જમાતમાં



ગૂજરાતમાં સૌથી વધારે પરિચિત ગીધ: એને વૈદકગ્રંથમાં શિતિકક્ષી (ધોળા કાખવાળું) કહેલ છે.

તમે 'શાહવાડીનું બોયું' જોયું છે? અમદાવાદમાં તો ભાગ્યે જ કોઇને એ અપરિચિત હશે. ચોમાસું બેઠું કે એનું નામ અમદાવાદીઓની જીભના ટેરવે રમી રહે. કારણ આ સ્થળ તો અમારી સાબરમતીમાં કબ્રસ્તાન જેવું ગણાય. વરસાદ વરસે, પૂર ચડે ને નદીના પાણીમાં ઢોરઢાંખર, માણસ, ઝાડ બધાં કેટલાય ગાઉથી તણાતાં આવે. એ બધાં ભેગાં થાય શાહવાડીના બોયામાં. નદીના પટમાં વહેણની વચ્ચોવચ્ચ થળીઆ, બાવળીઆ વગેરેની આંટીઘૂંટીવાળી એવી તો જાળ બંધાઇ છે કે ભલભલા પૂર છો ને રહ્યાં, પણ તણાતાં ઝાડ ને જનાવર એમાંથી છટકવાનાં જ નહિ. નદીનો કચરો અહીં એકઠો થતો જોઇને, અમદાવાદની મ્યુનિસિપાલિટીએ પણ શહેરની કચરાપટ્ટી શાહવાડીના બોયા પાસે જ જમાવી દીધી છે. પીરાણાના રસ્તે એક બાજુ ગટરનાં પાણીથી ભરેલાં ખેતર અને બીજી તરફ આઠ દસ ફૂટ ઊંચા કચરાપટ્ટીના ટેકરા. શહેરનાં મૂએલાં ઢોર, કૂતરાં, બિલાડાં વગેરે પણ તાણીને અહીં જ નાખે. બધી રીતે અનુકૂળ સ્થળ જોઇ આના ભંગી એક નાની સરખી ભંગીઆવાડ પણ અહીં વસી ગઈ છે. એમાં રહેનારા 'ભંગીઓ'ને આજના જમાનાનો રજ પણ વા વાયો નથી. 'સ્વેસ્વે કર્મણ્યભિરત:' સૂત્રને એ માનનારા એટલે વાતવાતમાં અસહકાર કરતાં કે હડતાળ પાડતાં શીખ્યા નથી. અવતરે ત્યાંથી બાપદાદાનો ધંધો કરનારા એટલે આત્મનિર્ણય કે સ્વાધીનતાની ભાંજગડમાં પડતા નથી. સ્ત્રીઓને પણ પતિ જેવો ને જેટલો જ ધંધો કૂટવાનો હોવાથી એમના સંસારમાં સ્ત્રીસ્વાતંત્ર્ય કે સમાન હક્કની બૂમો નથી સંભળાતી. વીસમી સદીમાં પણ આવું નિર્લેપ જીવન જીવનારા આ ભંગી સમાજમાં છેલ્લા બે ત્રણ માસથી હું અવારનવાર જાઉં છું. એમની સેવા કરવાના સ્તુત્ય હેતુથી કે એમનો ઉદ્ધાર કરવાની પરોપકારવૃત્તિથી પ્રેરાઇને નહિ, પણ એમનો જીવનવ્યવહાર, એમની રહેણીકરણી તથા એમના આચારવિચારનું અવલોકન કરવા. એમનો નિકટનો પરિચય જરા યે આકર્ષક નથી. એમનો નિત્ય સહવાસ પણ અત્યંત અસહ્ય છે. છતાં અભ્યાસકની દૃષ્ટિએ આ બધું સહન કરી લઉં છું: જેમ ઘણા અ-ભંગીઓ 'ભંગીઓ' સાથેની સમાનતા દેખાડવાના હેતુથી આજના દેશોદ્ધારના યુગમાં જાજરૂ સાફ કરવા હિંમત કરે છે તેમ. મને થાય છે કે આજે તો તમે પણ મારી સાથે ચાલો. જોવાનું નહિ ગમે તો જાણવા જેવું તો જરૂર મળશે.

આ 'ભંગી'જનને લોકભાષામાં 'ગીધડાં' કહે છે. મ્યુનિસિપાલિટીના ભંગીઓ ફાવે તે ધંધો કરે: કચરાપટ્ટીનું કામ પણ કરે ને ભણીગણીને 'સાહેબ' પણ બની જાય. પણ કુદરતના આ ભંગીઓ તો એક જ ધંધો કરનારા: સફાઇ. શહેરના ભંગીઓ અહીંથી કચરો ઉપાડી તહીં નાખીને કૃતકૃત્ય થનારા: આ ભંગીઓ તો કુદરતનો કચરો જાતે ખાઇને જ નોકરી કરનારા.

અને પ્રકૃતિની મ્યુનિસિપાલિટી પણ કેવી! માત્ર ગરમ દેશોમાં જ આ ભંગીઓ વસે. કારણ ત્યાં સૂરજની ગરમીથી કહોવાણ જલદી થનારું. કોઇ મર્યું કે તેને ઠેકાણે પાડવા ગીધ હાજર જ હોય. ચમાર ખાલપાને તો બોલાવવા પણ જવું પડે; આમને કોણ બોલાવવા જાય? એથી જ એમને ઊંચેઊંચે ઊડવાની ટેવ. નજર પણ એવી તાણી. નાક પણ એવું. કદિક કોઇ મરે કે મરતું હોય ત્યાં ઊંચે ઊડતા એકાદની નજર તો પડવાની જ. પછી જોઇ લ્યો તાશેરો. ઝડપ લઇને પહેલું જોનાર આવે. એને ઊતરતું જોઈ દૂર બીજું

ઊડનાર પણ એની વાંસે થાય. બીજાને જોઈ ત્રીજું. એની પૂઠે ચોથું. એમ કદીકદીથી. બધાં ગીધ ભેગાં થાય. કુદરતનો કાનુન પણ એવો. સૌ સૌનાં પથક સંભાળો. પણ જરૂર હોય ત્યાં બધાંને ફરજિયાત જવાનું. જમ તો જેણે જોયા હોય તેણે ખરા; પણ આજે તો ગીધ એ જ જમરાજ : મરણની આગાહી આપનાર કાળદૂત. એમની દયાને લીધે આજે આપણે બધા પ્રાણીમાત્ર હયાત છીએ : સુખેથી નીરોગી જીવન જીવીએ છીએ. એમની પાસે કોઇ હડતાળ પડાવે તો પ્રકૃતિનું શું થાય, એ વિચાર કંપાવનારો છે. માણસની પેઠે પ્રાણીમાત્ર મરે છે : એમને કોઇ ઘોરમાં દાટતું નથી કે કોઇ એમની રાખ ગંગાજીમાં પણ પધરાવતું નથી. છતાં કદિ પણ એમના શબ રખડતા જોયા છે ખરા? એ બધો આ ગીધનો—કુદરતના ભંગીસમાજનો પ્રતાપ. એ જ ખરા 'હરિજન'. ગરુડ જેવા હિંસકોના તો પૂતળાં યે બને. પણ ઊડવામાં તો એનાથી યે ચડે એવા ગૃધ્રદેવના ઉપકાર ડગલેડગલે અનુભવતો માનવસમાજ એના ગુણને ગણે છે જ કયા? હોય. દબાએલાનો હાથ ઝાલનાર કોણ હોય છે?

ગીધ (Vulture) ગણાય હિંસક. ગરુડ, બાજ, શગળી વગેરેના પિતરાઇ; પણ સ્વભાવે બીચારાં સાવ નિરુપદ્રવી. શિકારને મારવા કે પકડવા લાયક અંગો જ ન મળે એટલે મરેલું માસ ખાનારાં. તે પણ અકરાતીઆં થઇને. એટલું ખાય કે ચાલી કે ઊડી પણ શકે નહિ. આમાં પણ પ્રકૃતિનો સંકેત છે. મરેલાને તરત ઠેકાણે પાડવાનું કામ પહેલું. તેમ રોજરોજ કોઇ મરતું નથી. એટલે એક પંથ ને દો કાજ. કહેવાણ થતું પણ અટકે અને થોડા દહાડા ખાવા ન મળે તોપણ ચાલે. વળી એક ગીધ તો માણસનું મેલું ખાઇને જ જીવે છે. શી પરહિતૈકપરાયણવૃત્તિ!

બધા યે ગરમ દેશોમાં ગીધની વસ્તી હોય છે. આફ્રિકાનાં ગીધ તો ખાસ જાણીતાં. ભારતવર્ષમાં પણ એમનીકેટલીક જાતો થાય છે. છતાં બધાંનું કર્તવ્ય એક જ : મરેલું માંસ ખાવાનું. એટલે એમના બાહ્ય દર્શનમાં માત્ર રંગ કે કદના ફેર સિવાય બીજી અસમાનતા નથી દેખાતી.

ગીધને કોણ સુંદર કહે? નજરે જોવાં પણ ન ગમે એવાં કુરૂપ. છતાં જ્યારે આરામથી બેઠાં હોય કે ઊડતાં હોય ત્યારે દમામવાળાં દેખાય. એમાં યે સ્થિર વિસ્તારેલી પાંખો વડે હવામાં, એ ઊંચે અવ્યાહત ગતિથી તરતાં હોય ત્યારે તો એના દેહની તમામ બીભત્સતા દૂર થઇ, એ અત્યંત ગૌરવવાળાં અને આકર્ષક દેખાય.

એમને કોણ નથી ઓળખતું? બેડોળ ભારે શરીર. માથું અને ગરદન વાળ વિનાનાં—સાવ બોડકાં. સ્વભાવે દિવાચર. એકલવાયાં અતડાં ફર્યા કરે. ખાવા ભેગાં મળે ત્યારે પણ ભારે લડવાડીઆં. કૂદે, ઠેકડા મારે, મારામારી કરતાં હોય તેમ એકબીજા સાથે જીભાજોડી કરે. છતાં ભારે બીકણ. શિયાળવું કે કૂતરૂં પણ સામે થાય તો જાય નાસી.

૧ આપણા ગૂજરાતમાં ૭ જાતનાં ગીધ થાય છે. એમાંનું એક (*Vultur Monachus*) Great Brown કે Cinereous Vulture 'કાળું ગીધ' તો માત્ર શિયાળાના દિવસોમાં જ આવનારૂં અને તે પણ કદિક જ નજરે પડે.

૨ બાકીનાં પાંચ સ્થાયી નિવાસ કરનારાં. તેમાંનું અત્યંત પરિચિત અને ઠેરઠેર તથા ગામેગામ જોવામાં આવતું ગીધ તે Indian White-Backed Vulture (Pseudogyps Bengalenses). વૈદવારામાં એ શિતિકક્ષી—સફેદ કાખવાળું—નામે ઓળખાતું. એને આપણે 'ગીધ' એવા સાદા નામે ઓળખીએ છીએ. ઘેરા ધુમાડા રંગે : છેટેથી સાવ કાળું દેખાય. એની પીઠ હેઠલા ભાગમાં ધોળી. એને ઓળખવાની નિશાની જેવો, ઊડે ત્યારે, પાંખોની નીચે આડો સફેદ પટો દેખાય છે. માથું તથા ગરદન સાવ વાળ વિનાનાં. તે પર માત્ર આછી પીળી રૂંવાટી. માણસની વસ્તી એને ગમે, એટલે એનાં રહેઠાણ ગામની નજદીક જ હોય. પીપળ, વડ, જાંબુડાં, આંબા વગેરે ઝાડ પર મોટામોટા માળા બાંધે ને માત્ર એક જ ઇંડું મૂકે. મરેલું માંસ ખાય. પણ ભૂખે મરતું હોય તો સાપ, દેડકાં, કાચંડા, તીડ વગેરેને પણ છોડે નહિ.

૩ એનાથી ઓછી વસ્તીવાળાં બાકીનાં ચાર. એમાંનું એક (Otogyps Calvus) Pondicherry કે Black Vulture—'રાજગીધ' નામે જાણીતું છે. એ રહે છે તો દરેક જગ્યાએ; પણ સામાન્ય ગીધના જેટલા વ્યાપક પ્રમાણમાં નહિ. વળી એ ટોળે મળી રહેતું નથી, પણ દ્વન્દ્વચર છે. બીજાં ગીધથી છે તો



• લાલશિર રાજગીધ

...નાની કાઢીનું પણ સ્વભાવે ખૂબ તીખું. ગિજાઈ. વાતવાતમાં લડી પડે. એ જ્યારે મિજાજાનીમાં આવે ત્યારે સૌ એને માર્ગ આપે. મોટાં છતાં એને (જોઈ) બીજાં બધાં ગીધ રસ્તો આપવાનાં. આ એકલું લહેરથી ખાધે જાય અને બીજાં દૂર બેસી જોયાં કરે.

એનો દેખાવ પણ એના વ્યક્તિત્વને વધારનારો. લાલ માથું, કાળું શરીર, છાતી મોટે ભાગે સફેદ. સાથળ પર ધોળાં ચાપાં. ચાંચ કાળી, પગ ફિક્કા લાલ રંગના. શિયાળો આવે કે ગામને પાદરે કે ખેતરમાં ઝાડ પર બેત્રણ હાથના માળા બાંધી, લીલાં કુણાં પાદડાંથી છાય અને ઇંડું મૂકે.

૪ ગામડામાં લોકો ગામ બહાર મેદાનમાં જાજરૂ જાય છે ત્યાં ઘણી વખત શમળી જેવડું મેલા ધોળા રંગનું પક્ષી ફરતું જોવામાં આવે છે. એને લોકો 'સફેદ શમળી' કહે છે. પણ એ શમળી નથી: ગીધ છે. બધાં ગીધમાં નાનામાં નાનું એ. બીજાં ગીધના જેવું ભારે શરીર કે બહુ ઊંચે ઊડવાની તાકાત ન હોવાથી અને મેલું ખાઈને જ જીવતું હોવાથી આ ગીધ બધાં ગીધમાં હલકામાં હલકું અને ધૃણાસ્પદ બન્યું છે. એનું નામ જ 'ભંગી': Scavenger Vulture (Neophron ginginianus). શરીરે નાનું બેઠા ઘાટનું. ગળા ફરતો ઊભો પીછાંનો ગલપટો. પીળી ચાંચ. વાળ વિનાનું મોઢું ગોં પણ પીળું. પગ પીળા રંગના. એના નાના શરીરને લીધે બીજાં ગીધ કરતાં વધારે ચપળ અને સ્ફૂર્તિથી હરીફરી શકે છે. ભલે બહુ ઊંચે ન ઊડે, પણ એ ઊડે ત્યારે આંખ તો ખેંચે જ છે. અને બીજાં ગીધ જેવું એ સાવ કદરૂપું પણ નથી. વસંત ઋતુ એના સંવનનનો સમય છે.



બધાં ગીધમાં નાનામાં નાનું
'સફેદ શમળી' નામે ઓળખાતું ધોળું ગીધ

૫ બાકી રહ્યાં બે: Bay Vulture (Gyps fulvescens) અને Long-Billed Pale-Brown Vulture (Gyps pallescens). આમાંનું પહેલું ગુજરાતમાં ઘણે ઠેકાણે જોવામાં આવે છે, પણ મોટા પ્રમાણમાં નહિ. અમદાવાદમાં નથી દેખાતાં. જ્યાં રહે છે ત્યાં ટોળે મળીને.

દેખાવે ઘેરા બદામી રંગનું. છાતી તથા પેટ ઘેરા ચળકતા લાલ રંગનાં. માથું ધોળાં ઝીણાં પીછાંથી છવાએલું. ગરદન ફરતી સોનેરી પીછાંની ઝાલર. ચાંચ પીળી કે લીલાશપડતી. પગ પીળા. એના માળા ટેકરીઓ પર ઊંચાં ઝાડમાં બાંધે છે.

૬ છેલ્લું Long-Billed Vulture. આ ગીધ ઝાડ ઉપર માળા નથી બાંધતું, પણ પહાડ કે ટેકરીઓ પર માળા બાંધી રહે છે એટલે સપાટ મુલકમાં ઝાઝું દેખાતું નથી. ભવભૂતિનો 'ગૃધ્રરાજ' (ઉત્તરરામચરિતમાં: आसीदस्मिन्महति शिखरे गृध्रराजस्य वासः) આ જ હશે.

અમે નાના હતા ત્યારે ઇશ્વર જે કરે છે તે બધું સમજીને જ કરે છે એમ માનતા. છતાં ગીધ જેવાં પ્રાણીને સરજવામાં ઇશ્વરે ડહાપણ વાપર્યું છે, એમ માનતાં જરા અચકાતા. હજુ પણ ઘણાને એવો વિચાર આવતો હશે. પણ ગીધની ઉપયોગિતા જાણ્યા પછી, એનું જીવન અત્યંત આવશ્યક અને પ્રાણીમાત્રનું પરોપકારક છે, એ જાણ્યા પછી આ કદરૂપા પક્ષી પ્રત્યે કયા સુજ્ઞજનને માન નહિ ઉપજે?

વનેચર



# તરવું એ આપકળા

> તરવું તાંતરવું તરકરવું, નાડી ને વળી ન્યાય,
> રાગ પાય ને પારખી, એ આઠ આપકળાય.

મારે પાંખો હોત તો હવામાં પેલી સમળીની માફક ઊડવામાં કેવી ગમ્મત પડત! જમીનથી અદ્ધર, જાણે કાંઈ જ આધાર વિના, છતાં પડવાના ભય વિના, એવી મસ્તીથી લટકવામાં એને કેવી લહેજત આવતી હશે! અહા! હવે તે પાંખો અરધી બંધ કરી નીચે ધસે છે ત્યારે તેના આખા શરીર સાથે ઘસાઈને જતી હવા તેના લોહીમાં કેવી તાઝગી ભરતી હશે? કમાલ! ઓચિંતી તે વળાંક લઈ ઉપર ધસી' અને આહ' પાંખો ચલાવ્યા વિના તે કેવી ખુમારીથી આગળ ધસી જાય છે! અરે' મારે પાંખો હોત તો!

બાલ્યાવસ્થાનું આ દિવાસ્વપ્ન (જેનો સોનેરી રંગ પરીઓના જગતને એવું આકર્ષક બનાવે છે) એ જાણે પહેલી જ વાર મૂર્ત સ્વરૂપ લેતું હોય એવો, પાણીમાં ડૂબકી મારી સરરરરર કરતાંકને પાંચ વારને અંતરે નીકળવાનો પહેલવહેલો અનુભવ લાગે છે. પાંચ વર્ષની વયે પોતાને પાંખો ન હોવાને કારણે નિરાશ થએલો બાળક બાર વર્ષની વયે જ્યારે જુએ છે કે પોતાને પાંખો તો હતી, પણ માત્ર જ્યાં તે કામે લગાડી શકાય તે પ્રવાહી હવા કરતાં જરા વધુ ઘટ્ટ હતો એટલું જ, ત્યારે પાછું બાલ્યાવસ્થાનું એ કલ્પના-જગત (જો કે પહેલાંના કરતા કાંઈક ઝાંખા રંગમાં) એની આંખ આગળ હાજર થાય છે; અને તળાવ, નદી, વાવ, સમુદ્ર કે છેવટ પાણીથી ભરેલી કોઈ પણ ગંદી ખાડ એનું માનીતું વિહારસ્થાન બની રહે છે. તથા જે થોડોઘણો વખત એ અનુભવનું આકર્ષણ તીવ્ર રહે છે ત્યાં સુધી એના જીવન પર રોમાંચની આછી સુરખી પથરાએલી રહે છે.

જીવનનો આ રોમાંચ એની મેળે જ આવે છે. અને માટે જ તો તરવાની કળાને લોકકહેવતને આપ-કળાની ગણતરીમાં મૂકેલી છે. માત્ર એને સાધન તરીકે એક જ વસ્તુની જરૂર છે,—તકની; અને તેથી જે લોકો-ને એવી તક નથી મળી શકી, એટલેકે જેમને લોકોને પોતાને તરવાવાળાઓની ઈર્ષ્યા આવતી હોય અને પાસે જ પાણીનો ખાડો ભર્યો પડ્યો હોય એ બે અકસ્માત એકીસાથે થવાનો જીવનમાં પ્રસંગ જ સાંપડ્યો નથી, એવા લોકો જ માત્ર જીવનની લાંબી મજલમાં પણ આ રોમાંચક અનુભવ લીધા વિના ચાલ્યા જાય છે.

તમે કહેશો: 'એવા માણસોમાં તરવાનો શોખ જ નહિ હોય.' પણ એ વાત માની શકાય એમ જ નથી. એ પણ માણસો છે. એમની નસોમાં પણ તંદુ-રસ્ત, ગરમ લોહી ફરે છે, અને એ લોહીને ઉનાળાના મધ્યાહ્ને જળાશયની શીતળતા જરૂર રુચિકર લાગે. એ માણસોનાં શરીર ઉપર પણ ત્વચા અને એની નીચે જ્ઞાનતંતુઓ છે; અને એ જ્ઞાનતંતુઓને પાણી સાથેનો મુલાયમ સ્પર્શ અને ધીમું સરણ જરૂર ઉત્તેજક લાગે. અને છતા તરવું નહિ જાણનાર આપણે ત્યાં ઘણા છે. એનું કારણ?.

કારણ કે આપણે વીસમી સદીનાં સુધરેલાં માન-વીઓ છીએ. આપણા ગામમાં અખાડો હોય ત્યારે જ આપણને જીવનની અનિવાર્યતા—શક્તિ—ની કીમત સમજાય. આપણા ગામમાં તરવાની ક્લબ હોય ત્યારે જ આપણને તરવા જવાનો 'આઈડિયા' આવે! આપણે જીવનની સાદામાં સાદી વિગતો પણ ચોપડી મારફત જ શીખીએ; અને તેથી 'કેમ તરાય?' એ કોઈ ચોપડી આપણને બતાવે નહિ ત્યાં સુધી આપણે પાણીમા પડવાનું જોખમ ખેડી ન શકીએ! નહિતર તો તરવાની કળા જે પાણીમાં જ સંપૂર્ણપણે સમાઈ રહેલી છે.

**કોઈની શીખવી નથી શીખાતી એવો ઈકરાર કરવા છતાં શ્રી હરિકૃષ્ણ વ્યાસ આ લેખમાં એ કળાની એવી ગતો બતાવે છે જે કદાચ એવી રીતે કોઈએ નથી બતાવી**

ને ત્યાંથી ઉપાડીને અહીં કાગળ પર લાવવાની પણ મારે શી જરૂર!

તમે કદાચ વકીલ હશો તો હમણાં જ મને ગળેથી પકડશો અને મેં ઉપર પૂછેલો પ્રશ્ન મને જ સામો પૂછશો. તમે કહેશોઃ 'મિસ્ટર! તમે તરવાની કળા ઉપરની ચોપડીઓની મશ્કરી કરીને પોતે જ આ શું આદર્યું છે?' પણ મારો ભાંગ્યોતૂટ્યો બચાવ કરું કે એ ચોપડીઓ 'કેમ તરવું?' એ શીખવવા યત્ન કરે છે, ત્યારે મારો હેતુ 'તરતાં કેમ શીખવું?' એ પ્રશ્નનો જવાબ આપવાનો છે. પણ આપણે એ બે દષ્ટિબિંદુઓ વચ્ચેના તફાવતની ચર્ચામાં વખત વીતાવવાને બદલે મૂળ વાત પર જ આવીએ.

તરનારાઓનો સામાન્ય અનુભવ તો એવો છે કે તરતાં શીખવા માટે જેટલો વખત ચોપડીનાં પાનાંમાં ગળાય છે એટલો વખત જો પાણીમાં જ ગાળવામાં આવ્યો હોય તો પછી એ ચોપડી વાંચવાની જરૂર જ ન રહે. અને એ ચોપડીઓ વાંચ્યા પછી પણ વાંચેલું સમજવા માટે પાણીમાં તો જવું જ પડે છે! અને તેથી તરવાની કળા ઉપરનાં મોટામોટાં પુસ્તકોમાંનું ઘણુંખરું તો નકામા જેવું જ હોય છે. મારી સાગે એક અંગ્રેજી ગ્રંથ-પ્રકાશકનું સૂચિપત્ર પડેલું છે. એમાં તરવાની કળા ઉપરનું એક પુસ્તક આઠ શિલિંગનું બતાવ્યું છે. એવાં બીજાં પુસ્તકો વાચ્યાં હોવાથી હું માનું છું કે એ પુસ્તક વાંચ્યા વિના માત્ર પાણી સાથે મૈત્રી બાંધવાથી જ ન શીખી શકાય એવું એમાં કાંઈ નહિ હોય; અને તેથી એ પુસ્તકો વાંચનારાઓ ઉપર મને હસવું આવે છે. માટે તરવાની કળા સંબંધે તરતાં શીખનારે બીજા પાસેથી જાણવું પડે એવું અનિવાર્ય તત્ત્વ જ માત્ર આ લેખમાં સમાવવાનો મારો યત્ન છે.

એ દષ્ટિએ આપણે તરવાની ક્રિયાનું પૃથક્કરણ કરીએ તો સામાન્ય રીતે માણસ પાણીમાં આરામથી આમતેમ ફરી શકે તે પહેલાં તેનામાં આટલી વસ્તુઓ આવવી જોઇએ:

(૧) પાણી એ ડરવા જેવી કોઇ ભયંકર વસ્તુ નથી. પણ હવા અને પૃથ્વી જેવું જ એક નિર્દોષ તત્ત્વ છે; તેમજ તેની અંદર કોઈ રાક્ષસ કે કોઈ ઝેરી જનાવર છૂપેલું નથી એ વાતની ખાત્રી.



(૧) પ્રથમ નાકને હાથ વડે બંધ કરી પાણીમાં રહેવું. પછી ધીમેધીમે હાથની મદદ વિના શ્વાસ ફેરવતાં શીખવું. આગળ જતાં ધીમેધીમે હાથને લઇ લઇને એમ જ પાણીમાં રહેવા યત્ન કરવો.

(૨) પાણીમાં થોડો વખત રહી શકાય એટલો ફેફસાં ઉપરનો કાબુ

(૩) મોં, કાન, નાક વગેરે પર પાણીના છાંટા પડે કે થોડું પાણી અંદર ચાલ્યું જાય તો તે ચલાવી લઇ તેનાથી અકળાઇ ન જવા પૂરતી સહનશક્તિ.

(૪) શરીરના બીજા સ્નાયુઓને આરામ અને હાથ તેમજ પગના સ્નાયુઓની એકતરફી ગતિ.

આ બધી બાબતો આમ છૂટીછૂટી એટલી સાદી લાગે છે કે આપણને એ દરેક ઉપર હસવાનું મન થાય. પણ સ્હૂગ ચડે એવા વાંકાચૂંકા અને ભાંગેલા જુદીજુદી ધાતુઓના ટુકડાઓને એક જ મૂસમાં ગાળીને ઢાળામાં નાખતાં જેમ શિલ્પ જન્મે, એમ આ બધી સાદી વિગતોને એક જ હાંડલામાં ઉકાળીને ઢાળો પાડો એટલે એનું નામ 'તરવાની કળા!'

અને હવે અહીં આપણી વ્યવસ્થાશક્તિની જરૂર પડશે. જેમ આપણા હુન્નરઉદ્યોગના પ્રદેશમાં એક કારખાનું એક જ જાતનો માલ બનાવે છે, એમ શારીરિક કે માનસિક કેળવણીના ક્ષેત્રમાં પણ આપણે શીખવાની બધી વિગતોને છૂટી પાડી નાખી એ દરેક



(૨) શરીરને પાણીમાં ડુબાડીને, પાણી એને જે સ્થિતિમાં ફેરવે એમ ફેરવવા દો. તમારે શ્વાસ રોકી રાખવા સિવાય બીજું કાંઇ જ કરવું નહિ

# કાંથડ બહારવટીઓ

'...સાહેબ છેતરીને જ એવા ઉલગે રે નહોતા મારવા.'

(લોકગીત)

કચ્છની સરહદ પર આધોઇ નામનું ગામ આવેલું છે. આધોઇથી થોડે દૂર, ગામની વહાલસોઇ ગોદમાં જેમ બાળક ઊંઘું રહે તેમ આધોઇની ગોદમાં શિવલખા ઊંઘું છે. એ ગામના દેદા રજપૂતોનાં પરાક્રમ કચ્છ–કાઠિયાવાડમાં મશહૂર છે. એમનાં યશોગાનો અને રાસડાઓ આજ પણ કચ્છ–કાઠિયાવાડને ગામડે-ગામડે ગવાય છે.

વર્ષો પહેલાં કાંથડ નામના દેદા રજપૂતની આણ કચ્છના વાગડ વિભાગમાં વર્તતી હતી. એ રજપૂતની લોઢા જેવી પીળી કાય, ગોરી બે આંખો, ગોઠણથી યે લાંબા એના બે હાથ, સહેરાની દઢ અને પ્રતાપી રેખાઓ એના પ્રત્યે માન ઉપજાવે તેવાં હતાં. એનું કૌવત, એની પટાબાજી, એની નિશાનબાજી અને એની લડવાની ચપળતાથી એનું નામ આખા યે કચ્છ, મોરબી અને માળીઆ પ્રદેશમાં જાણીતું થયું હતું.

આધોઇ ઉપર મોરબીનું શાસન વર્ષો થયાં સત્તા ભોગવે છે. સારા યે કચ્છ પ્રદેશમાં સોનાની થાળી વચ્ચે 'લોઢાની મેખ સમું આ એક નાનું ટપકું કચ્છના શાસનને અસહ્ય થઇ પડ્યું છે.

દેદા કાંથડનો ગરાસ આ મિશ્ર પ્રદેશની વચ્ચે જ આવેલો હતો. એ ગરાસીઓ રજપૂત પોતાના ગરાસની વારેફેર કરતો, જાતમહેનત કરતો અને પોતાના ડાયરો ભર્યો રાખતો. કાંથડની ડેલીએ અનેકવાર દાયરો જામતો, કસુંબા નીકળતા ને શૌર્યકથાઓ થતી. કાંથડનો સ્ર સ્વભાવ આવનારને પૂછતો, 'કાં તારી માણકી દોડમાં આગળ આવી ને?' અને પછી એ માણકીને મણમણ ઘી પીવડાવવાનો હુકમ કરતો. 'તારી ગોળી તો બરાબર નિશાન પર જ પડી હો!' એમ કહી નિશાન તાકનારની તે પીઠ થાબડતો. શૌર્ય પાછળ ગાંડો થઇ જનાર કાંથડનો સ્વભાવ ચોદિશાએ જાણીતો થયો હતો. એની ડેલીએ હરરોજ આવા અવનવા પ્રસંગો બનતા.

એક દિવસ કાંથડ માતાના મંદિરેથી ઘેર આવ્યો ત્યાં એને [illegible] કે આધોઇના બાવજી ઠાકોરે શિવલખાની [illegible]જે કરવાના હુકમો કાઢ્યા છે. કાંથડની [illegible]યે થયા. એની આંખોમાં ઘેરી રતાશ આવી અને આવનારને એણે કહ્યું. 'બેલી, ઠાકોરને દેદાઓના ગરાસમાં હાથ નાખવાનું કોણે શીખવ્યું? દેદાઓના હાથ એણે જોયા નહિ હોય! નહિતર આવા હુકમો ન કાઢે. જા, તારા ઠાકોરને જઇને કહે કે આ વાત પરથી ઊતરી જાય. જપીને જ જજે હો બાપ!'

પણ રાજ્યોને ગરાસીઆઓની ક્યારે પણ પડી નથી હોતી. ગરાસીઆઓને પીંખી નાખી તેમનો પ્રદેશ કબજે કરી લેવાની મોટાં રાજ્યોની લાલસા ઇતિહાસમાં જ્યાં ને ત્યાં નજરે પડે છે. એક માસની અંદર તો મોરબી રાજ્યે દેદાઓનો તમામ ગરાસ કબજે કરી લીધો.

કચ્છના જોગી જેવો જૂનો એ કંથકોટ, ધીરગંભીરપણે કચ્છનાં પ્રખર તાપ અને ઠંડી સહન કરતો કચ્છના વાગડ વિભાગમાં આડો પડ્યો છે. એના ઉદરમાં રહી કચ્છના ઘણા યે બહાદુર બહારવટીઆઓએ કચ્છ બહાર બહારવટું ખેડી અનેક રાજ્યોને હરાવ્યાં છે. એટલું જ નહિ પણ કંથકોટની ગીરી દૂરે એ બહારવટીઆઓની પેઢીઓ ઊછરી વર્ષો સુધી એ બહારવટું ઉજવાયું છે.

વેર લેવાનું મન થાય એવી એક સાંજ હતી. કંથકોટના ઉદરના એક ખૂણામાં પથ્થર પર બેસી કાંથડ પોતાની બંદૂકની નળી સાફ કરતો હતો. તેની આસપાસ તેના સાથીઓ પણ પોતાના કામમાં રોકાયા હતા. કાંથડનું ઘર, તેનું રાચરચીલું, ભેંસો અને ગાયો કંથકોટને શરણે આવી પડ્યાં હતાં. પોતાના ભાવિ વ્યૂહ રચવા અને તેમાં સફળ થવા કાંથડે આ બધું કર્યું હતું. કંથકોટમાં એને શ્રદ્ધા હતી, એટલે એ સ્થળ એણે પસંદ કર્યું હતું. દેદાઓનું આખું કુટુંબ મોરબી રાજ્ય સામે બહારવટે ચડવા તૈયાર થયું હતું. મોવડી કાંથડના બાંધ–બેલીઓ, છોરુઓ અને સગાંઓ બધાંએ કંથકોટમાં આવી વાસ કર્યો હતો. કાંથડની તાલીમે એ બધાં યે ગરાસીઆઓ ટૂંક મુદતમાં જ હજારોને પૂરા પડે તેવા ઝડપી, કુનેહબાજ અને તાકનાર બહારવટીઆઓ બન્યા હતા. બાવજી ઠાકોરને દેદાઓ તરફથી સમજી જવા અનેક [illegible] મળ્યા હતા. ઠાકોરના



વેર લેવાનું મન થાય એવી એક સાંજ હતી. કેથકોટના ડુંગરના એક ખૂણામાં પથ્થર પર બેસી કાંથડ પોતાની બંદૂકની નળી સાફ કરતો હતો.

દરબારમાં જાતે જઇ કાંથડે વીનવણીઓ કરી હતી. કાંથડનો આત્મા પ્રભુપરાયણ હતો. એ વીર ગરાસીઆ-ને શક્ય તેટલી બધી સમજાવટ કરી તોડ લાવવાનું ઠીક લાગતું હતું. પરંતુ કાંથડના બધા પ્રયત્નો નિષ્ફળ નીવડ્યા હતા અને નછૂટકે એને પોતાનો હાથ બતાવ-વાની જરૂર પડી હતી.

મધ્યાહ્નનો સૂર્ય તપ્યો હતો. મોરબીની બજાર ભરપૂર હતી. કાંથડ અને તેના પચાસ સાગ્રીઓ મારતે ઘોડે મોરબીને સીમાડે આવી પહોંચ્યા. કોઇ ન જાણે તેમ જોતજોતાંમાં પચીસ ઘોડેસવારોનો મોવડી કાંથડ બજારના ચોક વચ્ચે આવી ઊભો. ઓચિંતા ગોળીના બહારથી, તલવારોના ચમકારાથી, અણચિંતવ્યા હુમલા-

થી, બજારના લોકો ગાભરા બની આમતેમ નાસવા લાગ્યા. કાંથડને લોહીની નદીઓ વહેવડાવવી ન હતી. એને પોતાની તલવાર નિર્દોષ માનવીઓ પર ચલાવવી ન હતી. એને તો મોરબી ઠાકોરને પડકારવા હતા. પોતાને થએલા અન્યાયનો બદલો મોરબીને લૂંટીને લેવો હતો. કાંથડના સાથીઓ મોરબીની બજાર લૂંટવા લાગ્યા. કાંથડ બેલીઓની રક્ષા કરતો ભરબજાર વચ્ચે આમતેમ ફરવા લાગ્યો. મોરબીની પોલીસ આ દેદાઓને દબાવવા આવે તે પહેલાં તો ધોળે દિવસે બજાર લૂંટી કાંથડ તેના દેદા સાથીઓ સાથે મોરબીને પાધરથી રવાના થઇ ગયો. મોરબી ઠાકોરનું આ બનાવથી સ્વમાન ઘવાયું. મુઠીભર દેદાઓને કચડી નાખવાનો તેણે નિર્ણય કર્યો. દોઢસો સવારો સાથે એક પોલીસ અમલદારને દેદાઓને જીવતા પકડી લાવવા તેણે રવાના કર્યો.

વાગડની ભૂમિથી અપરિચિત એ પોલીસ અમલદારે દેદાઓને પકડવા વ્યર્થ ફાંફાં માર્યાં. દેદાઓ કંથકોટના ડુંગરમાં વસે છે એ વાત એને કાને આવી, પરંતુ કંથકોટમાં દાખલ થવાની એની હિંમત જ ચાલી નહિ.

થોડા દિવસ આમતેમ રખડી, મોરબીની પોલીસ પાછી મોરબીને પંથે પડે છે એ વાત જ્યારે કાંથડે જાણી ત્યારે તેને પોતાનો હાથ ને શક્તિ બતાવવા તેણે પોલીસનો પીછો પકડ્યો અને મધરાતે જ્યારે મોરબીની પોલીસ નિરાંતે ઊંઘતી હતી ત્યારે તેને ચારે બાજુથી ઘેરી લઇ કાંથડે એ પોલીસ અમલદારને જગાડ્યો.

'કાં, સાબ ? અમારૂં વેર તમારી સાથે નથી, હો! અમારે તો ઠાકોર સાથે વેર છે. અમને ઝાલવા હોય તો તો ઠાકોરને જ મોકલજો.' કાંથડ છટાથી બોલ્યો.

'કાંથડ ! મોરબી રાજ્ય સાથે તારૂં જોર નહિ ચાલે.' પોલીસ અમલદારે જવાબ આપ્યો.

'સમજ્યો, સાબ; હવે તો તમને છોડાવવા મોરબી ઠાકોરે બીજાને મેલવો પડશે. હો, અમારા કંથકોટનાં દર્શન કરો અને દેદાઓનાં ખેતરોનો ગાડો બાજરો ચાખો.'

કહે છે કે કેટલાક દિવસ મોરબી પોલીસને અટકમાં રાખી કાંથડે તેને છોડી મૂકી અને આ બનાવ પછી તો અનેક વખત મોરબી રાજ્યનાં કેટલાં યે ગામડાં દેદાઓએ લૂંટયાં. દેદાઓ દેશી અમલદારોથી નહિ પકડાય એ વિચાર કોણ જાણે કેમ મોરબી ઠાકોરને આવ્યો અને દેદાઓને મહાત કરવા ઠાકોરે એક ગોરા અમલદારની નિમણૂક કરી.

મધ્યાહ્ન નમ્યા પછીની એક આહ્લાદક ઊજળી સાંજ હતી. તે સાંજે અકસ્માતથી ગોરાની પલટનનો અને દેદાઓનો ભેટો થયો. દેદાઓને ઘાયલ કરવા ગોરો તો ગોળીઓ છોડવા જ લાગ્યો. પોતાનો બચાવ કરતોકરતો, બેલીઓને ઓસાણ ચડાવતો, 'શાબાશ', 'વાહ બેલીડા, વાહ' 'બાપો મારો', 'જરા આથમણું' 'છએ બાપ' વગેરે ઉત્તેજનાઓ આપતો કાંથડ આગળ વધતો ગયો. છેવટે એક ઝાડના થડની ઓથે તે ઊભો રહ્યો. ગોરો હવે કાંથડથી માત્ર થોડે જ દૂર હતો.

'સાબ, અમારાં વેર તો મોરબીના ઠાકોર સાથે છે. તમે નાહક કાં દુઃખી થાઓ છો ? સાબ, જીવ વહાલો હોય તો હથીઆર હેઠાં મેલો; નહિતર બધાં યે ભોં પર સુઇ બેસશો.' કાંથડના અવાજમાં નિશ્ચલતા હતી.

પહેલાં તો ગોરાએ કંઇ જવાબ ન વાળ્યો. તેણે ગોળીઓ વરસાવવા જ માંડી. ગોળીઓ ઝાડના થડમાં પરોવાઇ જતી હતી.

હવે કાંથડ ક્રોધે ભરાયો. એણે બુલંદ અવાજે કહ્યું, 'એ સાબ, મેલ હવે; નકર ધૂળ ચાટતો થઇશ. તને પાડતા અરધી વાર લાગશે!' એમ કહી કાંથડે ગોળી છોડી. ગોરાના કાન પાસે સુસવાટો કરતી ગોળી ચાલી ગઇ.

તો ય ગોરો ન માન્યો.

'લે સાબ, મેલ હવે.' અને બીજી જ પળે ગોરાની ટોપી ક્યાંય દૂર જઇ પડી.

'માન હવે! નકર ત્રીજી ગોળી તારૂં કપાળ વીંધશે.' કાંથડે જરા હાથ થંભાવ્યો.

ગોરો હવે સમજ્યો કે તાકનાર ઉસ્તાદ હતો; અને પોતે નહિ માને તો હમણાં વીંધાઇ જશે એમ તેને લાગ્યું. હવામાં એણે પોતાનું મૃત્યુ આવતું જોયું. વિના વિલંબે એણે હથીઆર હેઠાં મેલ્યાં. દેદાઓને મહાત કરવા નીકળેલા ગોરાને દેદા પાસે નમી જતાં જરા યે નાનમ ન લાગી. વીરના જીવનને નથી વરતી; એ તો વીરત્વ દેખાડનારને વરે છે એ રજપૂતોનું સૂત્ર એ આસમાની કીકીવાળા ગોરાને સમજાયું ન હતું.

'સાબ! ફરી પાછા ન આવવાનો કોલ આપો તો મોરબીને પાધર પહોંચતા કરૂં, અને નહિતર કંથકોટના દર્શન કરાવું. અમારાં જારબાજરીનો રોટલો ને તાજું ઘી ક્યાં ય નહિ થાય!' કાંથડ પોતાના ખમીર

સ્વભાવ પ્રમાણે બોલ્યો. પાછા ન આવવાનો કોલ દઇ નવું જીવતર મળ્યું સમજી ગોરો પલાયન કરી ગયો.

મોરબીના ઠાકોર પાસે કાંથડને હંફાવવા હવે એકે ઉપાય રહ્યો ન હતો. દેદાઓ કચ્છમાં છે, વળી કંથકોટમાં રહે છે; કચ્છી લોકો જ એ કંથકોટ ને એના રસ્તાથી બરાબર જાણકાર છે; કચ્છ રાજ્યનો પણ દેદાઓને રક્ષણ આપવામાં હાથ છે; કચ્છની પોલીસ જાણી-જોઇને આંખ આડા કાન કરે છે; આવા અનેક વિચારોની ગડમથલમાં ઠાકોર પડ્યા. દેદાઓ પરનું પોતાનું વેર લેવાની એમની વૃત્તિ દિવસોદિવસ વધુ ને વધુ સતેજ થતી ગઇ, અને છેવટે તેણે અંગ્રેજ સરકારની મદદ માગી.

કચ્છમાં ત્યારે રાઓ પ્રાગમલનો અમલ હતો. કાંથડ અને તેના સાથીઓને પકડી, સરકારને સોંપવાનો અંગ્રેજ સરકારનો હુકમ રાઓ પ્રાગમલને મળ્યો ત્યારથી રાઓની ચિંતા વધી હતી. દેદાઓએ જબ્બર બહારવટું ખેડ્યું હતું, પરંતુ તેઓએ કચ્છનું એકે ગામડું ક્યારે ય ભાંગ્યું ન હતું. પ્રાગમલને તેઓ પોતાનો ધણી લેખતા અને ઘણાં યે ધીંગાણાંમાં 'જીએ રા'નો જયઘોષ કરતા. વળી દેદાઓના ગોવડી કાંથડને રાવે પૂરો પિછાન્યો હતો. એ વીર ગરાસીઆને હાથેપગે જંજીર નાખવા મનનું હૃદય કેમે કરી કબૂલ કરતું ન હતું. પરંતુ અંગ્રેજ સરકારના હુકમનો અમલ ન કરવો એ એથી યે મોટું કામ હતું. એક બાજુ વીર ગરાસીઆ પ્રત્યેનો પોતાનો પ્રેમ અને બીજી બાજુ અંગ્રેજ સરકારનો કડક હુકમ એ બે વચ્ચે જોખાઇ રહેલો રાવ દિવસ ગાળતો હતો. પરંતુ છેવટે સરકારનો આખરી હુકમ છૂટ્યો અને રાવે ન છૂટકે પોલીસ અમલદાર આમુમિયાંને બોલાવ્યો.

'આમુમિયા! છેલને તો હવે પકડવા પડશે. સરકાર માને એમ નથી.' કચ્છના લોકો કાંથડ અને તેના સાથીઓને 'છેલ' નામથી જ સંબોધતા હતા.

'બાવા, હુકમ કરો એટલે પકડી લાવું.' આમુમિયાએ હુકમ માગ્યો.

'પણ આમુ! છેલોને સરકારના હાથમાં સોંપવા એ વિચારે મને નથી ગમતો.' રાવે હૃદયની વ્યથા કાઢી.

'હજુર, ત્યારે અંગ્રેજ સરકારને કચવાવવામાં યે જોખમ છે ને?'

'હા; એ પણ ન બને. આમુ. માણસો લઇ તું જા. દેદાઓને જરા યે આંચ ન આવે તેમ સમજાવીને અહીં લઇ આવ. હવેથી મોરબી રાજ્યનું એક પણ ગામ કાંથડ ભાંગે નહિ તેવું લખાવી તે કરારનામું સરકારને મોકલી આપીશું ને દેદાઓને સુખરૂપ તેના ગામે રવાના કરીશું.' રાવને કંઇ ઉપાય સૂઝતાં તેણે વાત કહી. રાવનો હુકમ લઇ દેદાઓને સમજાવી કચ્છના દરબારમાં લાવવા આમુમિયાંએ વાગડનો રસ્તો લીધો.

કચ્છની પોલીસને લઇ આમુમિયાં દેદાઓને પકડવા આવે છે એ વાતની કાંથડને ખબર પડી. મોરબી સાથેની દુશ્મનાવટમાં કચ્છ રાજ્ય મોરબીને મદદ કરવા આવે એ વાત કાંથડને ખૂંચવા લાગી. કચ્છની પોલીસને સમજાવવા અને ન માને તો ભેટવા માટે સાથીઓને લઇ કાંથડ કંથકોટમાં દાખલ થવાનો માર્ગ રોકતો, પડાવ નાખી કંથકોટના દ્વાર આગળ પડ્યો.

સૂર્ય આથમતો હતો. ક્ષિતિજ પર માત્ર આથમતા સૂર્યની સોનેરી સીધી લીટી જ રહી ત્યારે કાંથડ અને આમુમિયાંનો કંથકોટ પાસે ભેટો થયો. કાંથડને જ્યારે જ્યારે પોલીસનો ભેટો થતો ત્યારે ત્યારે તે ઝાડના થડની ઓથે રહીને જ કામ કરતો. કાંથડે થડની ઓથ લીધી અને નિશાન તાકી ઊભો રહ્યો.

'કાંથડ; તમને પકડવા નથી.' આમુમિયાંએ વાતની શરૂઆત કરી.

'પણ સાહેબ, મોરબીનાં વેર લેવાનું કચ્છના ખાવિંદને કેમ સૂઝ્યું?' કાંથડે સાગો અવાજ કર્યો.

'મોરબીનું વેર જ નથી લેવું ને! આ તો રાઓ પ્રાગમલનો હુકમ લઇને આવ્યો છું.'

'રાઓનો શો હુકમ છે?'

'તમને બોલાવે છે.'

'કચ્છનો ખાવિંદ બોલાવે છે? અને પછી—?'

'પછી શું? તમારો વાળ વાંકો ન થાય. દેદા!' આમુમિયાં વાત વધારતો ગયો. પછી તો બંનેએ હથીઆર હેઠાં મૂક્યાં ને પડખોપડખ બેઠા. ખૂબ વાતો કરી.

રાઓ પ્રાગમલ, પોતાનો ધણી, જ્યારે સામો ચાલી બોલાવવા માણસ મોકલે ત્યારે તો જવું જ એમ કાંથડને ધર્મ લાગ્યો. પોતાનો અને સાથીઓનો જીવ જોખમમાં રહેશે એ વાત તે સમજતો હતો, જ્યાં વાળ વાંકો ન થવાનું રાઓનું વચન છે એ

વિચારે તે જવા તૈયાર થતો હતો. એણે સાથીઓને આ વાતમાં પડકારી જોયા. કાંથડનો નિર્ણય એ સૌનો નિર્ણય હતો. માત્ર કાંથડના જમણા હાથ સમો વાલજી દૂદો પાટનગર જવામાં જોખમ છે એમ સમજતો હતો, અને ન. જવા કાંથડને સમજાવતો હતો. પરંતુ નીડર, પ્રભુપરાયણ અને વચનની કિંમત સમજતા કાંથડે છેવટે આમુમિયાં સાથે જવાનું નક્કી કર્યું.

'કાંથડ! હું કહું છું પાછા વળો. જરૂર કંઈક દગો રમાશે.' તેઓ પાટનગરથી માત્ર ચાર ગાઉ દૂર રહ્યા ત્યારે વાલજીએ છેલ્લો પ્રયત્ન કરતા કહ્યું.

'તોય શું વાલા! ઇશ્વર જોતો હશે. અને રાવનું વચન ફરશે કાંઇ?' કાંથડે વિશ્વાસથી કહ્યું.

'તો લે રામરામ. હું તો નહિ આવું. અને કાંથડ! દગો રમાશે તો ય તારૂં બહારવટું મરવા નહિ દઉં. જીવીશ ત્યાં સુધી કોઇને જંપ વાળી બેસવા નહિ દઉં લે, રામરામ ત્યારે!' એમ કહી વાલજીએ પોતાની પાણીદાર ઘોડીને એડ મારી દોડાવી મૂકી.

આમુમિયાં કાંથડ ને તેના સાથીઓને લઇ શહેરમા આવ્યો અને રાઓ પ્રાગમલને મળ્યો. બધી હકીકત કહી. રાવે તરત જ દેદાઓને બોલાવ્યા અને કંઇ સુલેહભર્યો માર્ગ શોધી કાઢવા વાતચીત કરવા માંડી. આમુમિયાં દેદાઓને લઇ શહેરમાં આવી ગયો છે એ વાત પોલિટિકલ એજન્ટે જાણી કે તે જ વખતે દેદાઓને પોતાની કસ્ટડીમાં સોંપી દેવા તેણે રાવને હુકમ મોકલાવ્યો. એક બાજુ દેદાઓને બચાવી લેવા રાવ પ્રાગમલ તનતોડ મહેનત કરી રહ્યો હતો, સ.રે બીજી બાજુ દેદાઓને કસ્ટડીમાં સોંપી દેવાનો એજન્ટનો હુકમ લઇ એક ઘોડેસવાર મારમાર કરતો રાવના મહેલ તરફ પડ્યો આવતો હતો. રાઓ અને દેદા હજુ તો વાતોમાં જ લીન હતા ત્યાં તો ઘોડેસવાર હુકમ લઇ આવી પહોંચ્યો. રાવે હુકમ વાંચ્યો એની આંખોમાં રતાશ ચમકી. એનો ચહેરો લાલ થયો. પોલિટિકલ એજન્ટ કાંથડ અને તેના સાથીઓને મેળવવા આટલી બધી ઉતાવળ કરશે એવું રાવે સ્વપ્ને પણ નહોતું ધાર્યું. દેદાઓને જવા દેવાનું કહી એ તરત જ ગોરા એજન્ટને બંગલે પહોંચ્યો. રાવ અને એજન્ટ વચ્ચે ખૂબ ગરમાગરમ વાતચીત થઇ. દેદાઓને બચાવી લેવાનો રાવે એકે પ્રયત્ન બાકી ન રાખ્યો. પરંતુ સર્વોપરિ સત્તા તો સરકારની જ હતી ને!

અને બીજી સવારે એ કચ્છનો બહાદુર બહારવટીઓ કાંથડ તેના સાગરીતો સાથે કેદી તરીકે એક કોટડીમાં પૂરાએલો પડ્યો હતો. કાંથડને થયું કે રાવ દગો રમ્યો. પણ રાવને સમજવામાં તે અન્યાય કરતો હતો એમ કાંથડને સમજાવનાર તે વખતે કોણ હોય!

બહાદુર કાંથડથી નાસેલ મોરબીના સીમાડે જ કાંથડ અને તેના ૭ સાથીઓને ફાંસીએ લટકાવવાના અંગ્રેજ સરકારના હુકમ છૂટ્યા. પૂરતા બંદોબસ્ત સાથે, કસ્ટડીઅનના પહેરા હેઠળ કચ્છના એ બહારવટીઆઓને, ગાડાંમાં કાણાં કરી, તેમાં એમના પગ નાખી, લોખંડી ભારે જંજીરો પહેરાવી મોરબીને સીમાડે લઇ જવામાં આવ્યા.

રસ્તામાં ગીચ ઝાડી વચ્ચેથી જ્યારે કસ્ટડીઅન

## માગણું*

સોનલા વરણી બેન ને એનો
કાનજી વરણો ભાઇ,
માગણું આ ભગવાનનાં આવ્યાં
લેવા લોકદુવાઈ,
લોકનાં મોંઘાં બેન ને ભાઇ.

ધમક ઘેરા ઘુઘરા વાગે,
બેનડી ગાયે દીપક રાગે,
ભાઇને દોલક ધરતી જાગે,
રે દિશા દશ કાન માંડી બેઠી,
મેઘે કાન ગોરલી ગે હેઠી.

ગોરલા લાંબી ડોક ગહેકે,
ધરની માંહી ફોરમ બહેકે,
વાડીઓ લીલોછમ લહેકે,
રે ભાંડુડાં આવ્યાના કોડે
નવો ભોમ અંચળો ઓઢે.

પાણિયારી પાણી સીંચતી પૂજે,
ગાવડી ગોરસ બમણાં દૂઝે,
ખેડૂત એનર ખેડનાં રીઝે,
રે ભલેરાં ભાઇ બેની આવ્યાં,
દુવા ભગવાનતણી લાવ્યાં.

સુન્દરમ્

* મેઘ અને વીજળીને લોકદુવાઈ લેવા આવેલાં ભગવાનનાં મોકલ્યાં માગણ ભાઇ-બહેન કલ્પીને ગૂંથેલું વર્ષાઋતુનું ગીત.

આ બહારવટીઆઓને લઇ જતી હતી ત્યાં એક ગોળીનો બાર થયો. કાંથડ ચમક્યો. બૅટલીઅન સાવધ થઇ.

'બેલી કાંથડ, નો'તો કે'તો કે દગો રમાશે?' દૂર ઘોડી પર બેઠેલા, પોતાના અરધા હાથ પર પિસ્તોલ ટેકવી ઉભેલા વાલજી હુંકાર્ગો અવાજ કર્યો.

'હોય બાપ, માણસના કૂડની કેમ ખબર પડે?' કાંથડે હેઠે પેટે જવાબ આપ્યો.

'કાંથડ, ચિંતા મ કરજે. તારા બહારવટાને મરવા નહિ દઉં. અને બેલીઆ! મોરબીના ઠાકોરની યે ખબરૂં લઇશ અને એકએક ટોપીવાળાને ચૂંટી લઇશ.' વાલજીના સ્વરમાં ક્રોધ અને વેગ હતો.

'જીઓ બાપ; અને ઘેર ખબરૂં કરજે કે કોઇ રોઇ ન બેસે. અને કહેજે કે એકએક જણ બંદૂક લઇ બહારવટે ચડે.' કાંથડના સૂરમાં શૂરવીરતા ઘોરતી હતી.

'કાંથડ, નીરાંતે મરજે હો. તારા બહારવટા માટે તો હું બેઠો છું.' એમ કહી વાલજીએ ઘોડીની લગામ જરા હલાવી. હરણુ સેલે તેમ ઘોડી સેલવા લાગી. વાલજીને પકડવા બૅટલીઅનમાં તાકાત હતી નહિ.

## તમે જાણ્યું?



મોરબીને પાદરે ફાંસીના સાત માંચડા તૈયાર થયા હતા. પોલીસો વચ્ચે ઘેરાએલા આ સાત બહારવટીઆઓ અણનમ હસતા હસતા ઉભા હતા. માનવમેદની એ બહાદુરોને લટકતા જોવા ખૂબ જામી હતી.

ફાંસીએ ચડવાની ગણાઇ રહેતી પળોનો અંત આવ્યો. ઘડિયાળનો કાંટો બરાબર નિયત કરેલી સેકન્ડ પર આવ્યો. હુકમ છૂટ્યો અને ખડખડાટ હસતો, ઠૂઠ્ઠો મારતો કાંથડ ફાંસીના માંચડાને બાઝી પડ્યો. એણે પગ માંચડામાં રાખ્યો, ગળામાં નાખવાની દોરી હાથમાં પકડી, એક અમીભરી દૃષ્ટિ માનવમેદની પર નાખી. હાથ લંબાવ્યો, અને આખી યે માનવમેદની, મૂર્છાવશ થઇ જાય એવા કરુણ સ્વરે એણે હાથ લાંબો કરી લલકાર્યું. 'એ . . . . માનવી, માયા રાખજો!'

સૂર્ય આડે એક વાદળ આવી ગયું. છેટે એક ગાય ભાંભરી ઉઠી. આખી યે મેદની અવાક્ બની ગઇ.

કચ્છના એ સાનસાન છેલાની—દેહાઓની દેહો ગળાં આગળથી દોરીમાં પરોવાઇ અદ્ધર લટકતી રહી.

રસિકલાલ જોષી

# સાહિત્યની નજરે

## ૯ કીશનગઢ

જયપુરથી ઉપડીને અમે કીશનગઢ આવ્યા અને પહેલી જ સાંજે અમે અજમેરનું અનાસાગર સરોવર જોઇ આવ્યા. ત્યારે તો એમ જ લાગ્યું કે કીશનગઢમાં જોવાલાયક સ્થળ અજમેર જ છે. પણ કીશનગઢમાં જોવા કરતાં વિચારવાનું ઘણું હતું. અમે જોધપુર અને બીકાનેરનાં રજપૂત રાજ્યો જોયાં, કપુરથલા અને પતિયાળાનાં શીખ રાજ્યો જોયાં, અને શીખ જીનાં સરકારને હસ્તક ગએલાં લાહોર અને અમૃતસર જોયાં; વળી સર્વથી જુદુ પડે તેવું જયપુર પણ જોયું. એ બધે વખતે મને એક જ વિચાર આવ્યા કર્યો હતો કે એ દરેક સ્થળે જુદું જુદું જોવાનું મળ્યું હતું. દરેક રાજ્યે પોતાની દૃષ્ટિ પ્રમાણે પોતાનું જે સારામાં સારૂં હતું તે બનાવ્યું હતું. પણ રાજ્યે જે ન બનાવ્યું તે કેવુંક હશે? વળી અમુક રાજ્યે અમુક જ બનાવ્યું. કપુરથલાએ જેલ બનાવી, પતિયાળાએ મોટર ગૅરેજ અને શ્વાનશિક્ષણ બનાવ્યા, જોધપુરે પ્રાચીન સંગ્રહો બનાવ્યા; પણ સાથેસાથે પતિયાળા અને જોધપુરે જેલ ન બતાવી ને કપુરથલાએ મોટર ગૅરેજ ન બનાવ્યું!

મારવાડમાં પ્રચંડતા હતી, ક્યાંક ક્યાંક ભવ્યતા પણ હતી; અને તેની સાથે સાથે નિર્જીવતા પણ હતી. મારવાડના નિર્જન પર્વતોની શાંતિ, એ બાલ સમંદ અને મંડોર જડ હતાં. તેમાં ક્યા યે સજીવના નજરે પડતી નહોતી. તેથી ઊલટું પંજાબમાં સંજીવન હતું; પ્રાણ હતા, તેજ હતું. એ પ્રાણ અને એ તેજ તેમજ મારવાડ જેવી પ્રચંડતા ફરી પાછાં જયપુરમાં દેખાયાં.

અમે જે સર્વ જોયું તે શા માટે હતું તેનો ઉત્તર ઇતિહાસ આપશે, પણ ન જોયું તે શા માટે નહોતું એ વધારે મહત્ત્વના પ્રશ્નનો ઉત્તર તત્ત્વજ્ઞાન જ આપી શકે. રાજ્યોમાં જે સારૂં અમે જોયું તે અને જેટલું ખરાબ અમે ન જોઇ શક્યા તે, એ બંનેને સાથે સાથે તુલામા મૂકવાથી જ રાજ્યની સારાસારતાનો યથાયોગ્ય ખ્યાલ આવી શકે. અને ઍરિસ્ટોટલ કહે છે કે દરેક સદ્‌ગુણ તે બે સામસામી અન્ત્ય દશાઓનું મધ્ય છે. રાજ્યના ગુણનું માપ પણ એ રીતે નીકળી શકે. અને એટલે જ ભિન્નભિન્ન રાજ્યના ગુણદોષના વિચારમાં તત્ત્વજ્ઞાનીની દૃષ્ટિ જરૂરી છે.



આનાસાગર - અજમેર

વિખ્યાત ફિલસૂફ પ્લેટોએ એક આદર્શ રાજ્યવ્યવસ્થાની કલ્પના મૂકી છે. આદર્શ રાજ્યવ્યવસ્થાની આર્યોની કલ્પના રામરાજ્યની છે. મહારાજા રામચન્દ્ર એટલે ધોબીનાં વાક્યો ઉપર પણ જે ધૈર્ય અને ક્ષમાથી ધ્યાન આપી શકે એવા મહાપુરુષ; જેના જીવનમાં સત્ય એ જ પરમ ધર્મ હતો, અને જે બધાને શિક્ષણ આપી શકે તેવા હતા. પ્લેટો એવા કોઈ રામચન્દ્રની વાત કરતો નથી. તે માનવશક્તિનાં ત્રણ વર્ગીકરણ કરે છે. મગજની શક્તિઓ, હૃદયની શક્તિઓ અને શરીરની શક્તિઓ; અને પછી કહે છે કે એ ત્રણેનો જેનામાં સપ્રમાણ યોગ હોય તે લોકોત્તર પુરુષ બને છે, અને તે સમાજની વચ્ચે છતાં તેનાથી પર રહીને તેનું નિયમન કરે છે. લોકોત્તર પુરુષ માટે જે ગુણો પ્લેટો આવશ્યક ગણે છે તે બધા રામચન્દ્રજીમાં છે.

પણ રાજનીતિના અભ્યાસમાં જરૂરી એવાં રામાયણ અને મહાભારત આજે શીખવાનાં નથી. એ કારણે કેટલાક રાજાઓને આદર્શ રાજ્ય કેવું હોય તેનો ખ્યાલ પણ ન હોય તે સંભવિત છે. છતાં આજે ઘણા રાજાઓમાં કંઈક એવું છે જે બીજા લોકોમાં નથી: તે ઉપરથી એમ લાગે છે કે જો કવિ બનવા માટે કવિ જન્મવું પડતું હોય તો ખરેખરા રાજા બનવા માટે રાજા જન્મવું પડે. એક રાજનીતિજ્ઞ મહાપુરુષે એક વખત કહેલું કે રાજા રાજા છે કેમકે તેનામાં ક્ષમા અને ધૈર્ય છે. અરજદારો હમેશાં બધાને પજવે જ. છતાં રાજાના સ્વભાવને તે પજવણી અસર કરતી નથી. રાજાને શિક્ષણ આપવાની સારામાં સારી અને છેલ્લામાં છેલ્લા મતના કેળવણીકારો પણ કબૂલ કરે તેવી શાળા રાજ્ય એ જ છે. લોકશાસનના હિમાયતીઓ આજે કહે છે કે લોકશાસન મેળવવું એ જ તેમાં પ્રવીણ થવાનું સારામાં સારું સાધન છે. આ જ મુદ્દા પાછળ રહેલા સત્યને વર્ષો પહેલાં સમજીને રાજ્યને વંશપરંપરાગત કરવાનો રિવાજ પડ્યો હશે!

પણ દરેક સંપત્તિની કે સંસ્થાની પરીક્ષા કરવાનું સ્થાપિત ધોરણ બે પ્રશ્નોના ઉત્તરથી નક્કી કરી શકાય. તે શા ઉપયોગની કે શા હિતની છે, અને લોકકલ્યાણ માટે એનો શી રીતે ઉપયોગ થઈ શકે તેમ છે. પ્રત્યેક રાજ્ય માટે પણ એ જ ધોરણ મૂકી શકાય. રાજાઓ પાસે દ્રવ્ય અને સત્તા ચારે પાસથી એકત્ર થાય છે. તેના દ્રવ્ય દ્વારા સમાજના આત્માનો વિકાસ કરે તેવાં કલા કૌશલ્યને તે પોષે અને સત્તા નિર્બલનું પ્રબળથી રક્ષણ કરે ત્યાં જ રાજવ્યવસ્થા સૌથી ઉત્તમ ગણાય. પણ આ કસોટીએ બધાં રાજ્યોને ચકાસી તેનો ઉત્તર આપવો તે આ લેખના ઉદ્દેશની બહાર છે.

'હ'

(ચાલુ)



# માધુકરી

**આગે! આગે!**

સંભારું ના ગત જીવનને અંતરે યાદ લાવી,
ના એના કો' કરુણ ગીતની એક લીટીય ગાવી;
હું તો ચાહું મનિ પગપળે વર્તમાને જીવીને
આગે આગે કદમ ધરતા જાગતો રે રહીને. —સોમાભાઈ ભાવસાર

**લોકસેવક ભિક્ષુ અખંડાનંદજી**

લોકસંગ્રહની દૃષ્ટિએ સ્વામી શ્રી ભિક્ષુ અખંડાનંદજીની સાહિત્યસેવા અજોડ છે. પરબ્રહ્મની જોડે તાદાત્મ્ય સાધવાની લગનીવાળા એ આજન્મ વિરાગવૃત્તિધારીએ, છ આનાના દેવદારના ખોખાના ટેબલથી શરૂઆત થઈને ગુજરાતને ગામડેગામડે જ્ઞાનની પરબો પહોંચાડનારી 'સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય' જેવી વિસ્તૃત અને માતબર સ્થિતિએ પહોંચેલી સંસ્થાની ઉત્પત્તિ અને સ્થિતિ કઈ વાલાવેલીથી, કેટલી તનતોડ મહેનત અને કેવી અદ્ભુત ત્રેવડશક્તિ તથા વ્યવહારકુશળતાથી સાધી એની કથા આ નીચેના રેખાચિત્રમાં નથી. વરસોની સતત લોકસેવા પછી આજ પક્ષાઘાતને લીધે અનિચ્છાએ નિષ્ક્રિય થઈ પડેલા એ લોકસેવકના હાથ તળે તાલીમ પામવાનું સૌભાગ્ય આ લખનારને મળ્યું છે, અને કોઈ કાળે એ શ્રમસાધ્ય જીવનની વાત આ પાનાંઓ ઉપર આપવાની અભિલાષા છે. પરંતુ તે દરમ્યાન, પ્રસિદ્ધિનો સદા અણગમો સેવનાર એ સાચા સંન્યાસીના પૂર્વજીવનની કથા કહેતું આટલું આ રેખાચિત્ર, એવી જ લાંબી તાલીમ પામેલા ભાઈશ્રી ત્ર્યંબકલાલ શુક્લ તરફથી આપણને મળે છે એ પણ એક મોંઘી પ્રાપ્તિ છે એમ સમજી 'સારત'માંથી એ તારવીને આ નીચે ઉતાર્યું છે. —બ.

સ્થૂળકાય છતાં તેજઃપુંજ સમા ચમકતા ચહેરાવાળા કોઈ સંન્યાસીને, સાથી સાથે અથવા એકાકી, કોઈ દિવસ સંધ્યા સમયે અમદાવાદમાં એલિસબ્રિજ ઉપરથી પસાર થતા કે મુંબઈમાં કામદોના ચોપડીઓને ત્યાં જતાઆવતા જોયા હોય તો જાણજો કે એ 'ગરીબોને સાહિત્યજળ પાતા, ગુજરાતને ગામડે ગામડે જેનાં પ્રકાશનો પહોંચી ગયાં છે તે સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયના એકનિષ્ઠ સંચાલક કર્મયોગી અખંડાનંદજી.'

વીર વિક્રમનું ૧૯૩૦મું વર્ષ હતું. ખેડા જિલ્લાના બોરસદ ગામમાં જગજીવન ઠક્કર નામના એક હોશિયાર અને ધાર્મિક વૃત્તિવાળા વેપારી હતા. દરિયામાર્ગે વહાણો ભરીને તેઓ માલ મગાવતા અને પોતાનો લોખંડ, ચિનાઈ વાસણ તથા અનાજનો ધંધોરોજગાર ધમધોકાર ચલાવતા. તેમને હરિબા નામનાં એક પવિત્ર, ધર્માત્મા, સુશીલ, ઉદાર ને દાનશીલ પત્ની હતાં. તેમનો ગૃહસ્થાશ્રમ સુખશાંતિમાં ચાલતો હતો. હરગોવિંદ, શિવલાલ અને મોહનલાલ જેવા ત્રણ ત્રણ ભડવીર દીકરા અને પાર્વતી તથા સાકરબેન નામની બે દીકરીઓ હતી. આખા યે કુટુંબમાં આનંદ આનંદ હતો. પૈસેટકે એ કુટુંબ સુખી મનાતું. પણ તેમના ભાગ્યમાં હજી એક પુત્રરત્નને જન્મ આપવાનું નિર્માએલું હતું. તે સૌથી નાના અને છેલ્લા પુત્રરત્ન તે અત્યારના આપણા ભિક્ષુ અખંડાનંદ.

જગજીવન ઠક્કરને ત્યાં સવારથી તે સાંજ સુધી કોઈપણ અભ્યાગતને માટે અનાજની હાંડી તો ચાલુ જ રહેતી. એમનો ધંધોરોજગાર ઘણો સારો ચાલતો અને તેઓ ગામના એક અગ્રગણ્ય સજ્જન ગણાતા. સંતસેવી અને અતિથિપરાયણ પણ હતા. તેમને ત્યાં સંત મહંતોના અખાડા જામતા અને પંગતોની પંગતો પડતી. આવા સાધુહૃદય અને સેવાપરાયણ પિતા તથા ભક્તિમયી માતાના પૂર્વસંસ્કારો લઈ બાળક લલ્લુએ કોઈ પુણ્ય દિવસે આ સંસારમાં પગલીઓ પાડી.

[illegible] મોહનદાસજી સાગર તરફથી પોતાના સંતમંડળ સાથે બોરસદ આવે ત્યારે જગજીવન ઠક્કરને ત્યાં જ ઉતારો કરતા. એક દિવસ મહંતજીનો બેરખો લઈને બાળક લલ્લુભાઈ રમે છે અને એ બેરખાના મણકા ચૂસ્યા જ કરે છે. મહંતજી



ભિક્ષુ અખંડાનંદજી

આ જોઈ આશ્ચર્યચકિત થાય છે. બાળકની ભવ્યતા જોઈ તેઓ ભવિષ્ય ભાખે છે કે 'આ બાળક ભવિષ્યમાં કોઈ સમર્થ સંન્યાસી નીવડશે.' આ વાત સાંભળી કુટુંબમાં ક્ષોભ થયો. પણ દિવસો જતાં એ ભુલાઈ ગઈ

સાત વર્ષના થયા એટલે લલ્લુભાઈને કુટુંબનાં બીજાં બાળકો સાથે કુબેરશંકર મહેતાજીના હાથ નીચે કક્કો ને એકડા ઘૂંટવા મૂક્યા. ત્રણેક વર્ષમાં બારાખડી અને આંક વગેરે પૂરા કર્યાં પછી તેમને ગુજરાતી નિશાળમાં મૂકવામાં આવ્યા.

બારતેર વર્ષની ઉંમરમાં લલ્લુભાઈએ છસાત ચોપડી પૂરી કરી અને તે જ અરસામાં, એટલે સંવત ૧૯૪૩ માં, પિતાશ્રી દેવલોક પામ્યા એટલે આખું યે કુટુંબ ખંભાતથી સાતેક ગાઉ દૂર સારોદ ગામમાં રહેવા ગયું. ત્યાં યે દુકાન ચાલતી જ હતી મોટા ભાઈઓ વગેરે ત્યાં જ રહેતા હતાં. એ બધાને પરણાવી દીધેલા હતા, અને તે જ પ્રમાણે નાના લલ્લુને પણ બાળપણમાં સાતમે આઠમે વર્ષે જોતરૂં વળગાડી દીધું હતું

હવે તો દુકાને બેસવાનું થયું અને ખર્ચું કામકાજ પણ માથે પડ્યું. શાળામાં ગોંધાઈ રહેવા પ્રત્યે તિરસ્કાર છતાં વાંચનનો રસ જાગેલો અને હિસાબકિતાબ શીખી લીધેલા. એ વાચનનો રસ તૃપ્તિ શોધ્યા જ કરે, એટલે લલ્લુભાઈ દુકાને બેસે, ઘરાકને માલ આપે ને મોં પાછું ચોપડીમાં ઘાલે. રાત્રે મંદિરમાં આરતી અને ભજનો થાય તેમાં જાય અને આનંદ કરે. આગળ મનોવૃત્તિને અનુકૂળ પડે તેવો જ્ઞાન-ભક્તિનો માર્ગ તેમણે શોધી કાઢ્યો અને તેમાં એટલો બધો રસ લેવા લાગ્યા કે એક સુંદર ભજનિક ગાનાર, બજાવનાર અને મંડળીના આગેવાન જેવા એ ગણાવા લાગ્યા. ભજનો સાંભળવાનું તો તેમને હજુ યે ખૂબ ગમે છે અને એ વખતની તેમની એકાગ્રતા ને તલ્લીનતા યોગીના જેવી હોય છે. આ લખનારે કોઈ કોઈ વખત તો એ ભજનમંડળીઓમાં ભિક્ષુજીની આંખોમાં અશ્રુપાત થતો પણ જોયો છે. ભજનાનંદી સ્વામીજી સંન્યાસી થયા પછી પણ પોતાની પાસે નાનકડી સિતાર રાખતા. પાછળથી એ બિચારી પણ બાવાજીને લપ જેવી લાગેલી એટલે તેને ગંગાજીમાં પધરાવી દીધી હતી

વેપારમાં સત્ય, પ્રામાણિકતા અને નીતિ જાળવીને જે કમાઈ શકાય તે જ કમાવું એવો તેમનો નિયમ હતો અને એ પ્રમાણે વેપાર ચલાવવા છતાં યે લલ્લુ ઠક્કરનો વેપાર સારો ચાલતો હતો; ને ઠીકઠીક કમાણી થતી હતી.

પણ બીજા ભાઈઓને વેપારની તેમની આવી રીતિનીતિ પસંદ પડી નહિ, એટલે તેમણે પિતાની સંપત્તિ વહેંચી લીધી અને દુકાન ભાગમાં ચાલવા લાગી. વેચાણનું કામ બીજા ભાઈઓએ સંભાળવા માંડ્યું ને લલ્લુભાઈને માથે મોટે ભાગે ખરીદનું કામ કરવાનું આવ્યું. આ કામ તેમને ગમતું. ખેડૂતોની સાથે કશી રકઝક કે પંચાતમાં ઊતરવાનું નહિ અને આ કામ તો અવકાશને સમયે સ્વતંત્રતાપૂર્વક થઈ શકતું, સોદો કરીને માલ મોકલવાની વ્યવસ્થા કરી દે પછી તેઓ છૂટા ને છૂટા.

બાહ્ય રીતે એ કશો રોજગાર પસંદ કરતા નહોતા. ટીલાં ટપકાં કરવાની કે હવેલીમાં નિયમિત જવાની તેઓને ઝાઝી પરવા નહોતી. આથી કોઈકોઈ ગામલોકો તેમને નાસ્તિક, છેલીઆ ને લહેરી તરીકે ઓળખતા; અને તે વખતે તો જુવાન લલ્લુ ઠક્કર બાબરાં રાખતા ને છોગાળો ફેંટો પણ બાંધતા.

ત્યાર બાદ છપ્પનનો દુકાળ પડ્યો ને સંવત ૧૯૫૭ માં તેમનું કુટુંબ પાછું બોરસદમાં રહેવા આવ્યું. એ અરસામાં બોરસદમાં નડિયાદવાળા ગોપાળદાસજી મહારાજે કથા માંડી હતી, તેમાં તેઓ પ્રસંગોપાત જતા આવતા. આ કથામાં તેમને ગીતા ને યોગવાસિષ્ઠના વાચનનો રસ લાગ્યો. સંસારમાંથી મન ઊઠી જવા ઇચ્છ્યું અને ઈશ્વરને માર્ગે જવા ભાવોની આતુરતા તેમનામાં ખીલતી જતી હતી.

બોરસદના વયોવૃદ્ધ પરમહંસ જાનકીદાસજી મહારાજ સાથે તેમને સારો પરિચય હતો. આ જાનકીદાસજી મહારાજને તમાકુ પ્રત્યે ખાસ અણગમો હતો. લલ્લુભાઈ પણ તે સમયે બીડી, તમાકુના વ્યસનમાં સપડાએલા હતા. મહારાજને કાને વાત આવી. મહારાજે કહ્યું: 'લલ્લુ ઠક્કર! તને પણ બીડી તમાકુ છોડી શકતા નથી કે?' લલ્લુ ઠક્કર શરમાયા અને જળ મૂક્યું

હવે તેમના ગૃહસ્થાશ્રમ તરફ વળીએ. તેમનાં લગ્ન જે બાઈ સાથે થએલાં તેઓ એક ધનવાન ઘરનાં પુત્રી હતાં.

સંસ્કારીતાના અભાવે પતિદેવની બદલાતી મનોવૃત્તિઓ અને ભાવનાઓ તેઓ સમજી શકતાં નહિ. આ કારણોથી લલ્લુ ઠક્કરને કેટલીકવાર ભારે મનોવ્યથા થાય તેવા પ્રસંગો પણ બનતા. છતાં સાચી ઉપરામતા ન જાગે ત્યાં સુધી ગૃહસ્થાશ્રમમાં જ રહેવું એ એમનો નિશ્ચય હતો. સંસારનાં કંટો ને મુશ્કેલીઓથી ભાગી જવું એને પણ તેઓ એક પ્રકારની નિર્બળતા માનતા. સાચી વૈરાગ્યવૃત્તિ સિવાય સાધુતા ને સંન્યાસે શોભતા નથી એટલે એમણે ૨૮-૨૯ વર્ષની ઉમ્મર થતાં સુધી સંસારના અનેક કડવા અનુભવો થતાં છતાં યે ગૃહસ્થાશ્રમ સારી રીતે ચલાવ્યે રાખ્યો અને તે અરસામાં તેમને એક પુત્ર થયો.

ગૃહસ્થાશ્રમના બીજા અનેક પ્રકારના અનુભવોથી મન ઉપરામ થવા લાગ્યું હતું અને આધ્યાત્મિક દૃષ્ટિ ખીલતી હતી. અંતે, સ્ત્રી, પુત્ર, તેમજ હજારોની સંપત્તિ પડતી મૂકી લલ્લુ ઠક્કર દયાધર્મ માટે કરોડ જેટલા રૂપિયા લઈ સંન્યાસને પંથે પરવર્યા. સંવત ૧૯૬૨ ના મહાવદી ત્રયોદશી (શિવરાત્રી) ને દિવસે શ્રદ્ધ સ્વામી શિવાનંદજી પાસે સંન્યાસદીક્ષાની વિધિપુરઃસરથી ક્રિયા સાબરમતીને તીરે અમદાવાદમાં કરાવી. આ સંન્યાસની તેમનાં પત્નીને ખબર પડતાં તેમને ઘણું ઘણું લાગી આવેલું પશ્ચાત્તાપ થએલો અને વિરહવેદનામાં ને વેદનામાં દોઢેક માસમાં જ તેમણે દેહત્યાગ કરેલો તે જ અરસામાં સ્વામીજીને પણ સ્વપ્નમાં એ બાઈનાં દર્શન થએલાં. સ્વામીજીની દૃષ્ટિ નીચે છે; બાઈ હાથ જોડીને ઊભાં છે; ક્ષમા માગે છે; પશ્ચાત્તાપ કરે છે અને વિલીન થઈ જાય છે. અને સ્વામી અખંડાનંદ અનુપમ જ્યોતિને માર્ગે સંચરે છે

સાથે લીધેલા છસો રૂપીઆ ઉત્તર હિંદમાં દુષ્કાળ કે રેલ સંકટમાં પડેલાં દીન દુઃખીઓની સેવામાં ખરચી નાંખે છે અને અખંડાનંદજી હૃષિકેશ તથા ઉત્તર કાશીને રસ્તે હિમાલય જવા ઉપડે છે ગંગોત્રીની યાત્રા કરે છે. એ સાત્વિક તપોભૂમિનાં હવાપાણી અને ઉમદા અસરોમાં તથા પાવનકારી વાતાવરણમાં રહી અધ્યયન, મનન ને નિદિધ્યાસ આદરે છે. ધ્યાન, ધારણા ને સમાધિના કંઈક અનુભવો પણ લે છે. અનેક સંત મહાત્માઓનાં ચરણ સેવે છે. સત્સંગનો લાભ પણ લે છે, આ જ અરસામાં તેમને બ્રહ્મનિષ્ઠ સ્વામી રામતીર્થજીનાં દર્શન થાય છે અને એકાદ બે માસ કાશી વગેરે તરફ તેમની સાથે રહેવાનો લાભ મળે છે.

અખંડાનંદજીએ કેટલાક ગુરુઓ કરેલા, પણ સ્વામી રામતીર્થજીની સાથે સાથે જે સમય ગાળેલો તેમાં તેમની બધી ગૂંચો-મૂંઝવણો-ઉકલી ગઈ હતી અને આત્મસંતોષ થયો હતો.

આ પછી તેઓ મુંબાઈ આવેલા ત્યારે કોઈ બુકસેલરને ત્યાં ભજનની એક ચોપડી લેવા ગએલા કિંમત જોઈ તો ચાર પાંચ ગણી ચડાવેલી. વિચાર આવ્યો કે આ સ્થિતિમાં જ્ઞાનપિપાસુ ગરીબોની શી દશા? પણ કરવું શું? ત્યાં અચાનક પૂર્વાશ્રમના કુટુંબીમાંથી કોઈ સંબંધીના મૃત્યુનો પત્ર આવ્યો ને સાથે આપેલ ત્રણસો જેટલી રકમ ધર્માદામાં ખર્ચવાની વૃત્તિ જણાવી. સ્વામીજીને ભાગવતનું પારાયણ કરતાં એકાદશ સ્કંધ ખૂબ ગમી ગએલો, એટલે આ પૈસામાંથી ખોટ ખાવી પડે તો ખાવી એવી ગણત્રી રાખીને એકાદશ સ્કંધની હજારેક પ્રત છપાવીને પાંચેક આનાની કિંમત રાખી. આમ સ્વામીજીએ સાહિત્ય પ્રચારમાં પહેલાં પગલાં માંડયાં. હવે તો સ્વામીજી બાવાજી છતાં યે ચોપડીઓનાં પોટલાં બાંધનાર રવાના કરનાર. અને ધર્મપુસ્તકના પ્રચારક બન્યા. તે જ અરસામાં સ્વર્ગનાં 'પુસ્તકોના ઇજારદાર સ્વ. શ્રી અમૃતલાલ સુંદરજી પઢિયાર સ્વામીજીને મળ્યા. તેમને સ્વામીજીએ પ્રસિદ્ધ કરેલું આ પુસ્તક બહુ ગમ્યું હતું અને તેઓ પણ સાહિત્યપ્રચારની આવી કોઈ પ્રવૃત્તિ થાય તો સારૂં એમ ઇચ્છતા હતા. સ્વામીજીને તો આ પછી અનેક પ્રકારનાં શુભ સાહિત્યના પ્રચારના વિચારો ને યોજનાઓ મનમાં આવવા લાગ્યાં હતાં એમ કરતાં કરતાં દશમ સ્કંધ ખલાસ થઈ ગયો ને સ્વામીજી હૃષિકેશ તરફ ઊપડી જવાના વિચારમાં હતા. ત્યાં ગીતાની સસ્તી આવૃત્તિ કાઢવાનો વિચાર મનમાં જાગ્યો ને તેની પ્રથમ આવૃત્તિ પાંચ હજાર પ્રત જેટલીની કાઢી. એક ભાઈને તેની વ્યવસ્થાનું કામ સોંપી તેમણે હિમાલય જવાની મરજી રાખેલી પણ ગીતાની આવૃત્તિ ખલાસ થાય ત્યાં સુધી તો તેમણે રોકાઈ જવું પડે તેમ લાગ્યું. એટલે મુંબાઈનાં હવાપાણી પ્રતિકૂળ લાગતા છતાં યે ત્યાં રોકાયા. પછી તો કોઈ ઇશ્વરી સંકેતથી વિવિધ ગ્રંથમાળા શરૂ થઈ, ચરિત્રમાળા અને બૃહદ ગ્રંથમાળા પણ કાઢી ને તેને સારો લોકાદર મળ્યો. ધારવા કરતાં યે વિશેષ ગ્રાહકસંખ્યા થઈ. કેટલીક મદદમાં શ્રી પઢિયાર તો હતા જ; તે ઉપરાંત ઑફિસકામ વગેરે માટે ભાઈ વેણીશંકરને રોક્યા ને કામ ચલાવ્યું. તે અરસામાં આ બધું ચલાવનારી એક મંડળી અથવા કમિટી જેવું પણ બનાવેલું.

આ રીતે સસ્તું સાહિત્ય વર્ધક મિત્રમંડળની મુંબાઈમાં શરૂઆત થયા પછી તેની અમદાવાદ ખાતે શાખા ખોલવામાં આવી અને સ્વામીજી પણ ત્યાં આવ્યા અને હૃષીકેશ રહ્યા રહ્યા જ્ઞાન તથા ચારિત્ર્યવર્ધક સાહિત્યના પ્રચારનું કામ કરવા લાગ્યા. વચ્ચે વચ્ચે સ્વામીજીને હિમાલય તરફ ચાલ્યા જવાનું ને આ લપ છોડવાનું ઘણું યે મન થાય, પણ પરમાત્મા એવા સંજોગો ઊભા કરે કે તેઓ આ બધું છોડીને તદ્દન છૂટા તો થઈ શકે જ નહિ. કંઈક ને કંઈક વધી જાય અને કામ ચલાવ્યે જ રાખવું પડે. આમ ઇશ્વરેચ્છાને અનુકૂળ થતાંથતાં અને તેને વધાવી લેતાંલેતાં ભિક્ષુ અખંડાનંદજીએ પહેલાં દસબાર વર્ષમાં કેટકેટલાં યે ગ્રંથરત્નો માતા ગુર્જરીને ચરણે ધર્યાં અને એ બધો સાહિત્યપ્રચાર કરતાંકરતાં સ્વામીજીને કેવાકેવા સંજોગોમાંથી પસાર થવું પડ્યું તથા 'સસ્તું સાહિત્ય'ની સંસ્થા કેમ અસ્તિત્વમાં આવી તથા જામી તે વિષેનો તેમણે પોતે જ

લખેલો રસિક, ઉત્સાહપ્રેરક અને વિવિધ અનુભવથી યુક્ત અહેવાલ 'ઉત્પત્તિ, સ્થિતિ ને ભવિષ્ય' નામના એ સંસ્થાના પુસ્તક ઉપરથી મળી શકે છે. એ પુસ્તક ખાસ કરીને લોકસેવાનાં ક્ષેત્રોમાં કામ કરનાર લોકસેવકોએ અને લોકસેવાપ્રેમી યુવક યુવતીઓએ અવશ્ય વાંચવું વિચારવું સમજવું ઘટે છે.

એ સંસ્થા દ્વારા નીકળેલી વિવિધ ગ્રંથમાળા, ચારિત્ર્યમાળા અને બૃહદ ગ્રંથમાળા દ્વારા જે ગ્રંથરત્નો ગુજરાતને ચરણે રજુ થયાં છે તેની સંખ્યા હવે તો લગભગ સવા બસો જેટલી થવા જાય છે. તેની પાંચ હજાર જેટલી ગ્રાહકસંખ્યા જ એ સંસ્થાનાં પ્રકાશનોની લોકપ્રિયતાનો પુરાવો છે.

હવે સ્વામીજીના જીવનનાં કેટલાંક ઉમદા તત્ત્વોનો અત્રે ઉલ્લેખ કરીએ. તેઓ કદિ પણ કામ વિનાના રહેતા નથી. તેઓ હિમાલયના શાંત ને એકાંત પ્રદેશોમાં હોય, મુસાફરીમાં હોય કે શહેરની ધમાલમાં વસતા હોય તોપણ તેમનું નિયત કાર્ય તો ચાલુ જ હોય. પ્રાતઃકાળે ચાર વાગ્યે ઊઠીને કામ કરવું અને રાત્રે મોડે સુધી કામ કરવું. એ તો તેમનો કેટલાં યે વર્ષો સુધીનો નિયત ક્રમ રહ્યો છે. આજે સાઠ સાઠ વર્ષની સંખ્યાઓ વટાવતાં છતાં ભલભલા યુવાનને શરમથી નીચું જોવડાવે એવી કાળજાંતૂટ મહેનત તેઓ કરતા આવ્યા છે. અને એ બધું કાર્ય બજાવવા છતાં યે અંતરથી તો તદ્દન નિર્લેપ.

તેમને મોટાભા થઇને ફરવાનું કે જગત્ગુરૂશીએ ચડવાનું જરા યે ગમતું નથી. તેમને નથી કોઈ સાક્ષરોનો પરિચય કે નથી કોઇ દુન્યવી મહત્તાની આકાંક્ષા. તેઓ તો માત્ર ઇશ્વરેચ્છા સમજીને સંચિત પ્રારબ્ધ કર્માનુસાર કામ કામ ને કામ કર્યે જાય છે. ગુજરાતના એ મૂક સાહિત્યસેવક ને ઉપાસક આત્મપ્રશંસાથી દૂર ભાગનારા છે. તેઓ પોતાને દેહભાવે મેલા, જીવભાવે ઘેલા ને આત્મભાવે અખંડાનંદ તરીકે ગણે છે. પ્રસિદ્ધિ તથા સન્માનથી એ દૂર ભાગનારા છે. ભાગ્યે જ તેઓ કોઈ સાહિત્ય પરિષદમાં ગયા હશે, અને ગયા હશે તો સૌથી છેલ્લી હારમાં છુપાતા સંતાતા બેઠા હશે.

તેમની ચોકસાઇ અને ચીવટ તથા પરિશ્રમી સ્વભાવને પરિણામે તો સંસ્થા અધ્યાત્મ મન જાળવી શકી છે અને શૂન્યમાંથી આખી સૃષ્ટિ ઉત્પન્ન થાય તેમ અત્યારની સંસ્થાનો વિસ્તાર અને સમૃદ્ધિ એ તેમના હાલા બે ગુણો તેમજ તેમની કાર્યદક્ષતાને આભારી છે. 'સસ્તું સાહિત્ય' એ કોઇનાં દાન કે દયાધર્મમાંથી ઉત્પન્ન થએલી સંસ્થા નથી, પણ ભિક્ષુ અખંડાનંદજીની ચીવટ, ઝીણામાં ઝીણી વિગતની કાળજી, ચોકસાઇ, સતત કાર્યપરાયણતા ને નિષ્કામ સેવાબુદ્ધિ તથા સખ્ત પરિશ્રમમાંથી ઉત્પન્ન થએલી ને વિસ્તાર પામેલી સંસ્થા છે.

## કેટલાક દુષ્પ્રાપ્ય વાયુઓ

લૉર્ડ રેલે, રધરફર્ડ અને સર વિલિયમ રેમ્સેના વિલક્ષણ સંશોધનને પરિણામે ગઇ સદીના છેક છેવટના ભાગમાં આ વાયુઓ શોધાયા. હવામાંથી પ્રાણવાયુ—ઑક્સિજન વગેરે તત્ત્વોને દૂર કરતાં રહેલા નાઇટ્રોજનમાં આર્ગોન નામનો વાયુ છે એવું તેમણે દુનિયા સમક્ષ રજુ કર્યું. હવામાં આ આર્ગોન વાયુનું પ્રમાણ સેંકડે એક ટકા જેટલું હોવાનું એકવાર માલૂમ પડ્યું એટલે હેલિયમ, નીઑન, ક્રિપ્ટોન અને ઝેનાન નામના ઇતર વાયુઓ પણ સપાટાબંધ શોધાયા.

હેલિયમનો ઇતિહાસ ઘણો મનોરંજક છે. ૧૮૯૮માં સર નૉરમન લૉકિયરને સૂર્ય ઉપર આ વાયુનું અસ્તિત્વ હોવાની શંકા થઈ. પરંતુ ૧૮૯૫માં સર વિલિયમ રેમ્સેએ પૃથ્વી ઉપર પણ હેલિયમ હોવાનું પુરવાર કરી આપ્યું. હેલિયમ હાઇડ્રોજન માફક જ્વાળાગ્રાહી નથી અને તેથી જ છેલ્લા મહાન વિશ્વયુદ્ધમાં સરકારી ખાતાનાં વિમાનોમાં હાઇડ્રોજનને બદલે હેલિયમ વાપરવાનો વિચાર સૂઝ્યો હતો. પરંતુ એટલા મોટા જથ્થામાં એ ક્યાંથી મેળવવું એ મુશ્કેલી હતી. અમેરિકાના દક્ષિણ આલ્બર્ટાની તેલની ખાણોમાંથી હેલિયમ સતત બહાર આવતો માલૂમ પડ્યો છે. તેમાં જોકે મીથેન વગેરે વાયુનું મિશ્રણ તો છે જ, પરંતુ તેમાંથી હેલિયમ છૂટો પાડી શકાય છે. જ્યારથી અમેરિકામાં હાઇડ્રોજનને બદલે હેલિયમ વિમાનોમાં ભરાવો શરૂ થયો ત્યારથી વિમાનોમાં સુરક્ષિતપણું પુષ્કળ વધ્યું છે. વળી દ્રવરૂપ હેલિયમનું ઊકળવાનું ઉષ્ણુમાન શૂન્યથી ઓછું ૨૭૩° જેટલું હોવાથી શાસ્ત્રીય પ્રયોગશાળામાં ભૌતિકશાસ્ત્ર પરત્વે સંશોધન કરવામાં અતિશય ઠંડી ઉત્પન્ન કરવા માટે એ વિશેષ વપરાય છે.

આગળ આપણે જોયું કે હવામાં આર્ગોનનું પ્રમાણ સેંકડે એક ટકા જેટલું છે અને શુદ્ધ હવામાંથી ઉપર જણાવેલા વાયુઓ છુટા પાડી તેને ઉપયોગમાં લેવા એ ઘણું મુશ્કેલ અને ખર્ચાળ હોવાથી શરૂઆતમાં એ પરત્વેના પ્રયોગો તથા પરિણામો કેવળ શાસ્ત્રીય ચમત્કાર ગણાતા. નીઑન વાયુનું હવામાંનું પ્રમાણ તો સેંકડે ૦૦૦૧ ટકા જેટલું માલૂમ પડયું છે। પરંતુ હવે તો દ્રવરૂપ હવા જોઇએ એટલા વિપુલ પ્રમાણમાં સહેલાઇથી મળી શકતી હોવાથી આ વાયુઓ ઉત્પન્ન કરી તે વડે વેપારઉદ્યોગો વધારી શકાયા છે. નીઑન વાયુમાંથી વિદ્યુત્પ્રવાહ પસાર થયેથી જે મંદ આલ્હાદક પ્રકાશ પડે છે એ પરિણામ જોઈ, 'નીઑન સાઇન્સ' બનાવવાનો ઉદ્યોગ ખૂબ ખીલવી શકાયો છે અને રાતને વખતે પોતાના માલની અને દુકાનની જાહેરાત કરવા આજે ઘણા વેપારીઓની દુકાનો અને જાહેરાતનાં પાટિયાં નીઑન સાઇન્સથી શોભી રહેલાં માલૂમ પડે છે.

આર્ગોન વાયુની સહાયથી વીજળીના દીવા બને છે. એકલા યુરોપમાં જ આશરે ૩૦,૦૦૦ ઘનવાર આર્ગોન વાયુ વીજળીના દીવા માટે વપરાય છે. એકંદરે સાડાચાર કરોડ વીજળીના દીવા પેદા કરવા જેટલો આર્ગોન વાયુ જોઇએ એટલો મેળવવા માટે ૫,૦૦૦ ટન હવા દ્રવરૂપ કરવી પડે છે!

આપણાં ઉપનિષદો કહે છે કે एकेन विज्ञानेन सर्वमिदं विज्ञातं भवति (જે એકના જાણવાથી સઘળું જાણી શકે છે)

આ સદીની વિજ્ઞાનની પ્રગતિએ ઉપનિષદની એ આજ્ઞા જરુરી લાગતી નથી શું?

### હરિજન ગ્રૅજ્યુએટો

*** માણસ પોતે જ પોતાના સંસ્કારનો સ્વામી છે; લલાટના લેખ, કુળજન્મના બંધ કે પ્રારબ્ધની રેખાને પુરુષાર્થ વડે માણસ પલટાવી શકે છે એ વાત, નીચે આપેલાં છે એવાં અભિનંદનીય ઉદાહરણો પછી આ યુગમાં હવે સાબિત કરવાની રહે છે?

પૂનાની ફરગ્યુસન કૉલેજમાં મુંબાઈ ઈલાકાના ઇતિહાસમાં પહેલી જ વાર ભંગી વિદ્યાર્થી દાખલ થયો છે. તેનું નામ નબી ગુલાબ લાડ છે. તેના પિતા પંદરેક વર્ષ ઉપર ગુજરી ગયા, અને વિધવા માતા તેનું પોષણ કરે છે. તે બાઇને સાતારા મ્યુનિસિપાલિટીમાં ભંગી તરીકે માસિક રૂ. ૧૩ પગાર મળે છે. ઘણાં વર્ષો પહેલાં ઉત્તરમાંથી ભંગીઓનાં ઘણાં કુટુંબો દક્ષિણમાં આવેલાં તેના વંશમાંથી-ભાઈ લાડ ઊતરેલા છે. હાઇસ્કૂલના શિક્ષણમાં ફક્ત બે જ વર્ષ તેને સરકારી છાત્રાવૃત્તિ મળી હતી અને બાકી તો તેની વિધવા માએ ટૂંકા પગારમાંથી તેનો ખર્ચ ચલાવ્યો હતો. માત્ર તેની ફી બધાં વર્ષ માફ હતી. માલવીયજીની હિંદુ યુનિવર્સિટીમાં એક ભંગી વિદ્યાર્થી બી. એ. નો અભ્યાસ કરે છે. તેથી આખા હિંદુસ્તાનમાં કૉલેજમાં ભણતા ભંગી વિદ્યાર્થીનો આ બીજો જ દાખલો જાણવામાં આવ્યો છે. સાતારાવાળા ભાઈ ભાઉરાવ પાટીલે એને પોતાના છાત્રાલયમાં દાખલ કર્યો છે અને તેની સંભાળ લે છે.

મહારાષ્ટ્રના હરિજનોમાં મહાર જાતિ જેમ આગળપડતી ગણાય છે તેમ માંગ જાતિ ઘણી પછાત રહેલી છે તે જ્ઞાતિનો જ એક વિદ્યાર્થી લક્ષ્મણ બાબાજી બિગારદેવે બી.એ. ની પરીક્ષામાં હમણાં ઉત્તીર્ણ થયો. વિશેષ આનંદની વાત તો એ છે કે તે બી.એ. ઑનર્સમાં સંસ્કૃત ઐચ્છિક વિષય લઇને બીજા વર્ગમાં પાસ થયો. આ ભાઈના અભ્યાસને માટે પણ ભાઉરાવ પાટીલને જ યશ છે. તેમના સાતારાના છાત્રાલયમાં રહીને તેણે અભ્યાસ કર્યો છે. માંગ જાતિમાં પણ આ ભાઇ પહેલો જ સ્નાતક થયો છે. તેના પિતા ઘેટાં પાળવાનો ધંધો કરે છે. પોતાનો સંસ્કૃતનો અભ્યાસ વધારીને એમ.એ. ની પરીક્ષા સંસ્કૃત સાથે જ આપવાની એણે તૈયારી શરુ કરી છે.

(હરિજનબંધુ) —અ. વિ. ઠક્કર

### કોડાક્રોમ અને રંગીન ફોટોગ્રાફી

*** એ વિજ્ઞાનનો એક નવીન ચમત્કાર જ છે. આજસુધી ફોટોગ્રાફ એટલે કાળા ને ધોળા રંગની છાયાઓમાં ઉતારેલી છબી સમજાતી, પણ હવે તો આંખ જે રૂપરંગમાં દુનિયા નીરખે છે તે જ રૂપરંગમાં કૅમેરા પણ છબી પાડી આપે છે. બહુ જ ટૂંકા વખતમાં તમારા સીના કૅમેરા વડે તમે એ પાડી શકશો.

કોડાક્રોમની આ શોધથી કોઇપણ માણસ કોઈપણ કૅમેરાથી ચાલુ રીતે જ ચાંપ ચલાવીને રંગીન પરિણામો લઈ શકશે! જોકે હમણાં તો આ કરામત, ધણુંખરું સીનેમાની ફિલ્મો ઉપર જ ચાલુ કરવામાં આવી છે, પણ જતે દહાડે દરેક જાતના હાથ-કૅમેરા માટે પણ તે હાથવેંતમાં માની લેવી.

હમણાં સુધી જે રંગીન ફિલ્મો લેવાતી તેમાં ફિલ્મ તો કાળાધોળા રંગની જ રહેતી. માત્ર પાડતી વખતે રંગવિભાગ કરનારાં ફિલ્ટર કાચ રાખવા પડતા અને તૈયાર ફિલ્મ બતાવતી વખતે તેવા રંગીન કાચો આડા રાખી પ્રકાશ ફેંકાતો. એટલે રંગપૂરવણીવાળાં ચિત્રો દેખાતાં. તેમાં મુશ્કેલી એ હતી કે કાચોને લીધે પ્રકાશનું બળ નરમ થઈ જતું અને ચિત્રો બહુ મોટાં કરી શકાતાં નહિ હોવાથી બહુ જ નાનાં ચિત્રોથી સંતોષ લેવો પડતો. પણ હવે નવી શોધથી નથી જરૂર ફિલ્ટર કાચની કે નથી જરૂર રહી ખાસ પ્રકાશયોજનાની. ચાલુ ફોટોગ્રાફી જે પ્રકાશમાં થઈ શકે તે જ પ્રકાશમાં કોડાક્રોમ પણ ચિત્રો લઇ શકશે. ચિત્રો બતાવતી વખતે પ્રકાશની ઝળુપ જરા યે પડશે નહિ અને ચિત્રનું જોઈએ તેટલું માપ વધારી શકાશે. કોડાક્રોમ વડે પાડેલું ચિત્ર જોઇએ ત્યારે જ સમજાય કે જગતનાં દશ્યોમાં કેટકેટલી જાતના રંગો પુરાએલા છે. પહેલાં માત્ર ચિત્રકારો જે જોઇ શકતા તે દરેક જણ હવે ખાત્રીપૂર્વક જોઇને આનંદ લઈ શકશે એ કંઇ ઓછું છે? હવે ફૂલો, વનસ્પતિ અને ઋતુ-રંગોના ફરક દરેકને સમજાશે, હવે દુનિયાને એક જ રંગની ફોટોગ્રાફીમાં જોવાની આદત આપણે ભૂલી જઇશું અને આ રંગબેરંગી દુનિયાને બદલે સીનેમાના પડદા ઉપર કાળાં પ્રતિબિંબો જોવાનાં મટશે.

આ શોધ કરનારા મિ. લીઓપોલ્ડ મૅનીસ અને મિ. લીઓગોડા વસ્કી બે સંગીતાચાર્યો છે. માત્ર શોખની ખાતર રંગીન ફોટોગ્રાફી તેઓ કરતા થયા તે પહેલાં સંગીતની સૃષ્ટિમાં પણ તેમનું નામ સારું જાણીતું હતું. તેમણે પહેલાં તો કોડાક લૅબોરેટરી મારફત કેટલાં યે વર્ષો અજમાયશો-અને અખતરા કર્યા. ત્યાં તેમને પુષ્કળ સગવડો, સાધનો, દરેક બાબતના પ્રવીણ સલાહકારો, રસાયણીઓ, દવામિશ્રણો જાણનારાઓ, રંગનું જ્ઞાન ધરાવનારા અને ફોટોગ્રાફીની બધી જાતો સમજનારા મળ્યા. ત્યાં તેમને લાગ્યું કે આ શોધ ખરેખરી નીવડી છે અને તેની બનાવટ સફળ નીવડશે ત્યારે ૧૯૩૨માં એ બંને જણ કોડાક લૅબોરેટરીના સ્ટાફમાં જોડાયા અને અશક્ય મનાતી બાબત શક્ય કરી બતાવી.

### સૌરાષ્ટ્રનો કોઠો

*** પોતપોતાનાં શહેર કે પ્રાંતને લગતી પોતાની માહિતીની જગ્યાઓના આવા ટૂંકા પરિચય વાચકો મોકલે તો આપણા જ વતન વિષે આપણું જે લજવનારું અજ્ઞાન છે તે દૂર કરવામાં નાનેસરખો પણ ફાળો આપી શકે. સાથે એ સ્થળના ફોટોગ્રાફ મોકલી શકાય તો તો તે મોકલવા ચૂકવું જ નહિ.

સૌરાષ્ટ્રની ગિરિમાળાઓમાં નાનીરીઓ, તુલસીશ્યામની

આસપાસનો પર્વતો તથા સાણાનો ડુંગર ઠીક પ્રખ્યાત છે આ બધાંમાં નાંદીવેલો ઊંચામાં ઊંચો મનાય છે. આ ડુંગરની ખીણમાં સેંજનવેજાનો કોઠો આવેલો છે.

સેંજો અને વેજો નામના બે ભાઈઓ અગાઉ બહારવટે નીકળેલા તેમણે પોતાના રક્ષણાર્થે આ કોઠો બંધાવેલો કહેવાય છે અને તેથી તે સેંજનવેજાના કોઠાના નામથી ઓળખાય છે. એ કોઠો મુંબાઈના ચાર માળના મકાન' જેટલો ઊંચો' છે. કોઠાની પાસે રાવલ-નાગની નદી વહે છે, અને નદીની આસપાસ ઘણી જ ગીચ ઝાડી છે તે ઝાડીમાં સિંહ, દીપડા વગેરે હિંસક પશુઓનો વાસ છે. સેંજનવેજાના કોઠા ઉપર એક બીજો પથ્થરનો કોઠો બાંધેલો છે. બહારવટીઆઓ મૂળ ત્યાં જ રહેતા. ઉપરા ડુંગરની અધવચ્ચેોવચ પથ્થર ચડાવીને એ જમાનામાં આ કોઠો કેમ બાંધ્યો હશે તેની કલ્પના કરતાં એ વખતના કૌશલ્યનો ખ્યાલ આવે છે. સેંજનવેજાના કોઠાની બરાબર વચ્ચે શિલાજીત નામનો પથ્થરનો રસ વહે છે. આ રસ બહુ જ કિંમતી ગણાય છે અને તે મેળવવો ઘણો જ મુશ્કેલ છે. ગીરનો આ બધો પ્રદેશ જૂનાગઢ સ્ટેટના તાબાગા છે. એક વખતે ઊનાના ફોજદારે સાતથી આઠ માણસોની મદદ વડે ખાટલી નીચે ઉતારીને ઘણા જ થોડા પ્રમાણમા તે રસ મેળવ્યો હતો એમ ત્યાના માલધારીઓ કહે છે

કોઠાથી ચાર માઈલ તુલસીશ્યામ તથા ત્રણ માઈલ ભીમચાસ આવેલાં છે. કોઠા ઉપર ચડી ચોમેર દૃષ્ટિ કરતા નબળાપોચા માણસને તો ચક્કર જ આવે એવી ભયંકર જગ્યાએ તો આવેલો છે. ત્યા સિંહ તથા દીપડાના ઘણા સગડ જોઇ શકાય છે. નવાબ સાહેબ તરફથી ત્યા શિકાર કરવાની બંધી છે. ત્યાંના માલધારીએ સિંહના ડાચામાં જ પોતાનાં ઢોર ચરાવે છે. ચોમાસામાં ત્યાં રહેવું ઘણું મુશ્કેલ હોય છે.

—ચીમનલાલ ગગાદાસ પારેખ (કુંડલા)

## કાઠિયાવાડના ગૃહઉદ્યોગો

*** અમદાવાદના સ્થાયી સ્વદેશી બજાર તરફથી દૈનિક 'ગુજરાતસમાચાર'માં 'સ્વદેશી'નામથી દર અઠવાડિયે બહાર પડતી પૂર્તિમાં 'કાઠિયાવાડના ગૃહઉદ્યોગો' એ મથાળા નીચે ઉપયોગી લેખમાળા આવેલી. આ અગાઉ એના બે ઉતારા 'માધુકરી'માં આવી ગયા છે; એવો જ આ ત્રીજો ઉતારો આપણા દેશના તળપદા ઉદ્યોગો પરત્વે સાભિમાન જ્ઞાન સાથે લક્ષ દોરવાના ઉદ્દેશથી આપીએ છીએ.

### બરવાળાની સૂડી

કાઠિયાવાડમાં લુહાર કારીગરો સૂડી, ચપ્પાં, જમૈયા, કટાર વગેરે બનાવવામાં ખૂબ કુશળ ગણાય છે ઘણા લુહારો તો નાની બંદુકો, પિસ્તોલો, તલવારું વગેરે લડાયક સરંજામ પણ બનાવતા. જોકે આજે હથિઆરબંધીના કાયદાને કારણે લડાયક સરંજામ બનાવવાના બધા ઉદ્યોગો મૃતઃપ્રાય થયા' છે. ચપ્પાં જમૈયા વગેરેનો પણ કોઇ લેનાર ગ્રાહક મળે તો જ બનાવવાનાં રહ્યાં, પણ સૂડીનો વપરાશ ઘરેઘરમાં હોવાને લીધે સૂડીઓ તો ઘણાં સ્થળોએ હજુ લુહારો બનાવે છે. લીમડી, બરવાળા, પાલીતાણા, જામનગર, કચ્છ વગેરે પ્રદેશોમાં આ જાતનું કામકાજ મોટા પ્રમાણમાં બને છે; પણ સૂડી બનાવવામાં બરવાળા (ધંધુકા તાલુકા)ની વિશિષ્ટતા એ છે કે ત્યાંની સૂડીઓ કાનસના લોઢામાંથી બનાવવામાં આવે છે, એટલે વધુ મજબૂત હોય છે. વળી કારીગરો પણ ઘણા કુશળ હોવાથી સૂડીનું કામકાજ ખૂબ સફાઈ (Finish)વાળું હોય છે તથા અનેક જાતના ઘાટવાળી તે બનાવવામાં આવે છે.

બરવાળામાં સૂડી બનાવનારા કારીગરોનાં ૨૦થી૨૫ ઘર છે આ લુહાર સૂડી ઉપરાંત ખેડુત અને બીજા વર્ગને જરૂરી હથિયાર-સાધનો પણ બનાવી શકે છે. આ લોકો સામાન્ય રીતે દસથી બાર આનાની કિંમતે સૂડી વેચે છે, જેમાં લોઢાની કિંમત બે આના અને સૂડી સજનાર તથા પૉલિશ કરનારને ચાર આના આપવા પડે એટલે એક સૂડી ઉપર કારીગરને તો પાંચથી છ આના મળે.

સૂડીમાં પણ જાતજાતના ઘાટ તથા નકશીનું કોતરકામ કરવામાં આવે છે. સ્થળ તથા પ્રદેશના ફેરફારને કારણે કોઇ-કોઇ કારીગર તથા ગામો ખાસ વિશિષ્ટતા માટે પ્રખ્યાત હોય છે દાખલા તરીકે 'લીમડીની સૂડીઓમાં નકશીકામ જેવું સુંદર થાય છે, તેવું બરવાળાની સૂડીઓમાં થતું નથી, પણ બીજી રીતે તે ઘણી ચડીઆતી હોય છે. અહીંના કારીગરો પોતાનું કૌશલ્ય બતાવવા સૂડીના આકારમાં ફેરફારો કરે છે તેમજ કળ (Spring) વાળી સૂડીઓ પણ બનાવે છે. આવી એક સૂડીની કિંમત બેથી ત્રણ રૂપિયા સુધીની થાય છે.

### ચોપગી માછલી

ડેનિશ ભૂસ્તરશાસ્ત્રી ડૉ. કોચને ગ્રીનલૅન્ડમાંથી 'ચોપગી માછલી'ના અવશેષો મળ્યા છે. તેઓ તેને જળચર અને સ્થળચર પ્રાણીઓનો સંબધ સાંધતી સાંકળ ગણે છે. આ ચોપગી માછલી 'stegocjphalians' કહેવાય છે; એટલે કે એ વાસ્તવિકરીતની માછલી નહિ, પણ માછલીનાં ઘણાંખરાં લક્ષણો વાળું ભૂ-જળવાસી પ્રાણી. તે દેડકા, વર્ષાભૂ અને ગીરોલી વગેરે પ્રાણીઓના કુટુંબની પૂર્વજ ગણાય છે. કેટલીક એવી પણ માછલીઓ મળી આવે છે કે જેમની આગળની અને પાછળની પુચ્છ પાંખો એવી રીતે રચાએલી હોય છે કે જેનાથી તે તરી પણ શકે છે તેમજ પેટે પણ ચાલી શકે છે. આ માછલીઓ જળચર પ્રાણીઓના અવશેષો સંઘરતા, પાણી નીચે બંધાએલા પડવાળા ખડકો (strata)માંથી મળી આવે છે. અને આવી જ માછલીઓની બેત્રણ જાત ઑસ્ટ્રેલીઆ તેમજ આફ્રિકાના શુષ્ક વિભાગમાં વહેતી ડહોળી નદીઓમાં હજુ પણ હયાત છે. આ માછલીઓ 'ફેફસાંથી શ્વાસ લેતી માછલી' તરીકે ઓળખાય છે, અને ફક્ત ફેફસાંથી જ અથવા પાણીના પરપોટા કરી પ્રાણવાયુ મેળવે છે. ભૂવાસી પ્રાણીની માફક તે પણ પાણીની સપાટી તળે વધુ વખત રહી શકતી નથી તેમ કરવાથી એ રૂંધાઇ જાય છે અને તણાઈ પણ જાય છે. (અંગ્રેજી ઉપરથી)



# નવાં પુસ્તકોની નોંધ



**શ્રી રામકથાઃ** ૧-૨, તથા ૩-૪-૫: લેખક-દેસાઇ વાલજી ગોવિંદજી, પ્રાપ્તિસ્થાન-નવજીવન કાર્યાલય ગાંધીરોડ અમદાવાદ, કિંમત અનુક્રમે ૦-૩-૬ અને ૦-૨-૦; **ઉધઇનું જીવનઃ** મૉરીસ મૅટરલિંકના મૂળ પુસ્તક ઉપરથી અનુવાદક-કિશોરલાલ મશરૂવાળા, પ્રકાશક-નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ; ૦-૧૦-૦; **ધર્મમંથન** (ગાંધીજીનાં ધર્મ વિષયક લખાણોને સંપાદિત સંગ્રહ): લેખક-મોહનદાસ કરમચંદ ગાંધી, પ્રકાશક ઉપર પ્રમાણે, ૦-૧૨-૦; **ઇંગ્લંડના ઇતિહાસની રૂપરેખાઃ** લેખક-ચન્દ્રવદન શાહ અને તનસુખલાલ પારેખ, પ્રકાશક-મેસર્સ હરસનદાસ નારણદાસ ઍન્ડ સન્સ, નાણાવટ સુરત, ૦-૧૦-૦; **અરેબિયન નાઇટ્સઃ** (ગૃહસ્થી કુટુંબીઓ માટે સંશોધિત આવૃત્તિ) શ્રી રામાનંદ ચટ્ટોપાધ્યાયના બંગાળી રૂપાંતર ઉપરથી ગુજરાતી અનુવાદઃ પ્રકાશક-જીવનલાલ અમરશી મહેતા, પીરગશા રોડ અમદાવાદ, ૪-૦-૦; **શિલ્પાર્થસાર** ('વિશ્વકર્મા' માસિકની ૧૯૮૧ ની ભેટ): પ્રકાશક-વિશ્વકર્મા કાર્યાલય હજીરાની પોળ રાયપુર અમદાવાદ, ૦-૧૨-૦; **કથાકુસુમોઃ** લેખક-પ્રકાશક-મૂળશંકર પ્રેમજી વ્યાસ, આકાશેઠ કુવાની પોળ રાયપુર અમદાવાદ, ૦-૮-૦; **પદ્યાત્મક દાહોદ-દર્શનઃ** લેખક અને પ્રકાશક-ભોગીન્દ્ર ના. ભટ્ટ. ન્યુ હાઇસ્કુલ, દાહોદ, ૦-૪-૦; **નર્મદનું મન્દિરઃ** (ગદ્યવિભાગ): કવિ શ્રી નર્મદાશંકરનાં ઉત્તમ કાવ્યોની ચૂંટણીઃ સંયોજક-વિશ્વનાથ મગનલાલ ભટ્ટ, પ્રકાશક ગુજરાત સાહિત્ય સભા અમદાવાદ, ૧-૮-૦; **પ્રતિબિંબ** (સાત વાર્તાઓ): લેખક-ચંદુલાલ ત્રિવેદી, પ્રકાશક-ઊર્મિ કાર્યાલય ડેન્સો હૉલ કરાચી, ૦-૧૦-૦; પાકું પૂઠું ૦-૧૩-૦; **સોલંકી યુગની કીર્તિકથાઓઃ** લેખક-અંબાલાલ નાથાલાલ મિસ્ત્રી, પ્રકાશક-જીવનલાલ અમરશી મહેતા, મુંબાઇ અને અમદાવાદ, ૨-૦-૦; **કેળાંવાળી અને બીજી વાતોઃ** લેખક-મસ્તફકીર, પ્રકાશકો-દશરથલાલ જહા અને ડાહ્યાભાઇ મહેતા, જળોવાળીને નાકે ખાડિયા અમદાવાદ, ૧-૦-૦; **ગામડિયા તરદેવો અને નવા વિચારની વાતોઃ** લેખક-સ્વ. અમૃતલાલ સુંદરજી પઢીઆર, પ્રકાશક-સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય અમદાવાદ, ૧-૬-૦; **ગૃહ-વિજ્ઞાનઃ** લેખક અને પ્રકાશક-રેવાશંકર ઓ સોમપુરા, બી.એ., સ્ટેશન રોડ સીહોર, ૦-૮-૦; **અલૌકિક અમૃતઃ** લેખક અને પ્રકાશક-મૂળજી રણછોડ વેદ, ગ્રીન બંગલો અંધેરી; **ચીનગારીઓઃ** સંપાદક-મણિલાલ એમ. શાહ, પ્રકાશક-તંત્રી 'તરુણ જૈન', ૮૨ નાગદેવી ક્રોસલેઇન મુંબાઇ, ૦-૪-૦; **શ્રમજીવન કે સમાજવાદઃ** પ્રકાશક-લક્ષ્મણલાલ લ. મહેતા અને મગનલાલ ધ. મેઘાણી, શાંતિ ભુવન, મુલુન્ડ, ૦-૩-૦; **સિદ્ધસર-સહસ્રલિંગનો ઇતિહાસ** (મહારાજાધિરાજ પુસ્તકનો ખંડ ત્રીજો): લેખક અને પ્રકાશક-કનૈયાલાલ ભાઇશંકર દવે, પાટણ (ઉ. ગુ.): **ચાલો ગાઇએઃ** ગવરાવનાર પ્રકાશક-મધુકાન્ત જી. મહેતા (પ્રણય), મધુકુટિર રોલાકુંભારી (જિ. સુરત), ૦-૧-૦; **શ્રી વીતરાગ-મહાદેવ-સ્તોત્રમ્‌ઃ** સંપાદક-મુનિ ચરણવિજય, પ્રકાશક-શ્રી આત્માનંદ જૈન સભા ભાવનગર; **પ્રાકૃત વ્યાકરણમ્‌ઃ** સંપાદક તથા પ્રકાશક ઉપર મુજબ; **સાહિત્ય અને સંગીતઃ** શ્રી તરુણ ગુજરાતી સાહિત્ય સભાના વર્ષાન્ત ઉત્સવ વખતે અપાએલું ભાષણ: વ્યાખ્યાતા-પંડિત શ્રી ઓંકારનાથજી, પ્રકાશક-અરવિંદ ન. શાસ્ત્રી મંત્રી તરુણ ગુજરાતી સાહિત્યસભા ૫૯, બીજો ભોઇવાડો મુંબાઇ-૨; **વીમાનો સંદેશઃ** લેખક અને પ્રકાશક-મણિભાઇ ગોપાળજી દેસાઇ કૉમર્સ હાઉસ, મુંબાઇ-૪; **કાવ્યસૌરભઃ** અનુવાદક અને પ્રકાશક-બાલકૃષ્ણ ભટ્ટ, ૧૦૨ મહેરીવાડ રાયપુર અમદાવાદ, ૦-૩-૦; **કચ્છનું વેપારતંત્રઃ** લેખક અને પ્રકાશક-ડુંગરશી ધરમશી સંપટ, મૂળરાજ લીલાધરની કં. જોડિયા બજાર કરાંચી, કિંમત અમૂલ્ય; **અદ્‌ભુત યુવાનોઃ** (સાહસપૂર્ણ પ્રવાસકથા) લેખક-મનુભાઈ જોધાણી, પ્રકાશક-ચંદુલાલ જેઠાલાલ વ્યાસ રાણપુર, ૧-૦-૦; **જગતની ધર્મશાળામાંઃ** લેખક-જયસુખલાલ કૃષ્ણલાલ મહેતા, ગાંડીવ સાહિત્યમંદિર સુરત, ૦-૧૦-૦; **ખોવાએલા તારાઃ** અનુવાદક-ભીખુભાઈ રતનજી દેસાઇ, સોલ એજન્ટ્સ-ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય ગાંધીરોડ અમદાવાદ, ૧-૮-૦; **સાહિત્ય પ્રકાશિનીઃ** (ગુજરાતી સાહિત્યના યાત્રાળુઓ અને મુંબાઇ યુનિવર્સિટીની ૧૯૩૬ની મૅટ્રિક્યુલેશન પરીક્ષાના ગદ્યપદ્યસંગ્રહ સમુચ્ચય) લેખક-શંકરપ્રસાદ છગનલાલ રાવળ, પ્રકાશક-એન. એમ. ત્રિપાઠીની કં. મુંબાઇ-૨; ૧-૦-૦; **સાધક સહચરીઃ** અનુવાદક-મુનિ શ્રી પં. સૌભાગ્યચંદ્રજી, પ્રકાશક-લક્ષ્મીચંદ અનેરચંદ સંઘવી, મહાવીર સાહિત્ય પ્રકાશન મંદિર, સાબરમતી, ૦-૪-૦; **સમાજ અને સાહિત્યઃ** ગુજરાત સાહિત્યસભાના ઉપપ્રમુખ ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઇએ કરેલું સભાનું ૧૯૩૫ના વર્ષનું વાર્ષિક વ્યાખ્યાન; ગુજરાત સાહિત્યસભા (અમદાવાદ)નો ૧૯૩૪-૩૫નો વાર્ષિક અહેવાલ; શ્રી મહાવીર જૈન વિદ્યાલય-મુંબાઇનો ૧૯મો વાર્ષિક રીપોર્ટ; સર સિદી મહમદખાનજી સાર્વજનિક લાયબ્રેરી-જાફરાબાદનો ૧૯૨૯થી ૧૯૩૪ સુધીના પાંચ વર્ષનો રીપોર્ટ. શ્રી દિલ્હી ગુજરાતી સમાજનો ત્રિવાર્ષિક રીપોર્ટ; બેંગાલ રિલીફ સોસાઇટી-કલકત્તાનો બિહાર ધરતીકંપ સેવા કાર્યનો રીપોર્ટ અને દક્ષિણ તરુણ ગુજરાતી સાહિત્યસભા મુંબાઇનો વાર્ષિક અહેવાલ-૧૯૩૫; રાષ્ટ્રીય શાળા, કરાંચીનું ૧૯૮૦ થી ૯૦ સુધીનાં દસ વર્ષનું નિવેદન (રીપોર્ટ); A Report of Plague Relief in Borsad 1935; Published by the Plague Relief Committee Borsad, o-5-o.

મહાયુદ્ધ પૂરું થયા પછી સુલેહનું ખત કરતી વેળા વિવિધ દેશોની સ્થિતિ નજરે તપાસવા, સુલેહ પરિષદે પોતાના પ્રતિનિધિઓ મોકલેલા, તેમાં હંગેરીની પરિસ્થિતિની તપાસ માટે જનરલ સ્મટ્સની નિમણુક થઇ. અંગ્રેજ સામ્રાજ્યનો રત્નસમા એ જનરલનું સ્વાગત કરવા વીએનામાં રહેતા અંગ્રેજ એલચીએ મોટી ઇનકવાળી મહેફિલ ગોઠવી. પણ મહાયુદ્ધની નાશક્રિયાઓનાં ભોગ બનેલાં હંગેરીવાસીઓને ભૂખે ટળવળતાં જે પોતે નજરોનજર જોતો આવ્યો હતો એ સ્મટ્સ એ મહેફિલની વાત સાંભળી રોષથી સળગી ઊઠ્યો અને ફરમાવ્યું કે 'લશ્કરના નિયમ મુજબ જે ખોરાક મળે તે જ આપણે સૌએ લેવાનો છે.'

~

અનેકાર્થી શબ્દ: મોડ=લગ્ન વગેરે શુભ પ્રસંગે સ્ત્રીને માથે મૂકાતું સુથારિયાની સળીઓ વગેરેનું મુકુટ જેવું આભૂષણ; જોખમદારી; ટેક અથવા જિદ; વિલંબ; હાવભાવ-નખરા; ઢળઇમારત; ખેતરમાં ભાંગી પડેલાં કણસલાં

~

કહેવતોના અર્થ: "ભૂંડનું છાણ—નહિ લીંપ્યાનું કે નહિ થાપ્યાનું" ભૂંડના છાણનો આમ કોઇપણ ઉપયોગ થઇ શકે તેમ હોતો નથી એ વસ્તુસ્થિતિને 'અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ' જેવો ભાવ દર્શાવવા માટે ઉદાહરણ તરીકે વાપરવામાં આવે છે.

~

| | |
|---|---|
| એકથી નવ સુધીના બધા | ૬૫ |
| આંકડાને (એકએક વખત | ૨૪ |
| વાપરીને) એવા ૩૫માં ગો- | ૮૯ |
| ઠવો કે સરવાળો સો આવે. | ૫ |
| એક રીત આ બાજુએ આપી | ૩ |
| | ૧ |
| છે. બીજી તમે શોધી કાઢો. | ૧૦૦ |

~

બિલાડી બધાં જ અંધારાંમાં જોઇ શકે છે એ વાત તદ્દન સાચી નથી. તેને માણસના કરતાં વધારે દેખાય છે એ ખરું, પણ પૂરેપૂરું અંધારું હોય તો તે પણ કંઇ જ નથી જોઇ શકતી.



એક લાખ ઉપરની વસ્તીવાળાં માત્ર ૫૨૫ શહેરો દુનિયા આખીમાં છે; અને તેનો નવદશાંશ ભાગ ઉત્તર ગોળાર્ધમાં છે.

~

સાટીનનાં કપડાંને તેની અવળી બાજુએ જ અસ્ત્રી કરવી જોઇએ. જરા ભીનાએલું હોય ત્યારે અસ્ત્રી કરશો તો તેની અસલ ચમક પણ રહેશે.

~

ચોમાસામાં કપડા ઉપર પડેલા કાદવના ડાઘ બટેટાં બાફેલા પાણી વડે સાફ કરવાથી નીકળી જશે. કરી જોજો.

~

ઇંગ્લંડનો વડો પ્રધાન લૉઇડ જ્યૉર્જ એક વાર ભાષણ આપતો હતો એવામાં સભામાંથી કોઇએ ટીખળથી પ્રશ્ન કર્યો: 'મિ લૉઇડ જ્યૉર્જ, તમને શું યાદ નથી કે તમારા દાદા ગધેડાની ગાડી હાંકતા'તા?'

અરધી જ મિનિટમાં એ માણસને જવાબ આપતાં સભાને ઉદ્દેશીને તેણે કહ્યું- 'ભાઇઓ ને બહેનો, હું દિલગીર છું કે મારા દાદા હાંકતા હતા તે ગાડી કેવી હતી એ તો મને યાદ નથી રહ્યું, પણ એનો ગધેડો હજી જીવતો લાગે છે!'

~

પૃથ્વીના લગભગ વિષુવવૃત્ત ઉપર જ, બરોબર આવતું હોય એવું એક જ મોટું જાણીતું શહેર દુનિયાભરમાં કયું તે ખબર છે?—સીંગાપોર.




શાહીનાં જૂના ડાઘ પાઇનેપલ જ્યુસ વડે ધોવાથી ઘણીવાર જતા રહે છે એમ સાંભળ્યું છે. અખતરો તો કરી જોજો.

~

છત્રીને સૂકવવાનો સાચો રસ્તો તેનો હાથો નીચો રાખી નીતરતી મૂકવી એ છે.

~

દરિયામાં તોફાન વખતે વહાણમાંથી ચારે કોર તેલ રેડવામાં આવે છે જેથી દરિયો શાંત બને છે. તેમાં કારણ એ છે કે તેલને લઇને સપાટી પર મોજાંઓનું ઘર્ષણ ઓછું થઇ જાય છે તેથી પવનના ધક્કા સરળતાથી તે પરથી પસાર થઇ જાય છે અને મોજાં ઉછાળા મારી શકતાં નથી.

~

હિંદ ને આફ્રિકાના હાથી ઘણી બાબતમાં જુદા પડે છે. હિંદના હાથી કરતાં આફ્રિકન હાથીના કાન મોટા હોય છે; તેના દંતશૂળો પણ વધારે લાંબા હોય છે; અને આફ્રિકન હાથીના પાછલા પગ વધારે લાંબા હોય છે, કારણ કે એશિયાઇ હાથીને પાછળ ત્રણ સાંધા હોય છે જ્યારે આ આફ્રિકનને ચાર હોય છે.

~

ઝાડના થડની ગંડેરી કાપતાં જેટલાં કુંડાળાં તેમાં દેખાય તેટલાં વર્ષનું તે થયું ગણાય. તેમાં જે જે વર્ષમાં વરસાદ વધારે પડ્યો હોય તે વર્ષનું કુંડાળું વધારે પહોળું હોય છે. આથી પ્રત્યેક વર્ષના વરસાદના પ્રમાણની પણ તેમાં નોંધ રહે છે. કૅલિફૉર્નિયામાં એક ઝાડ ૩૦૦૦ વર્ષની વયનું હયાત છે.

~

ગ્રામોફોનનું ગાંડપણ: ગ્રામોફોનની રેકર્ડના મધ્યબિંદુએ જે છિદ્ર હોય છે તેની બાજુમાં બીજું એક છિદ્ર પાડી તેમાં પાણીનો ખીલો ભરાવીને વગાડી ચડી જુઓ તો કંઇ ચિત્રવિચિત્ર જ ગવાતું સાંભળીને ખૂબ રમૂજ મળશે. શું ગવાય છે એ સાંભળતાં ભારે હસાહસ થશે પણ આ પ્રયોગ નકામી રેકર્ડો પર જ કરજો; કેમકે રેકર્ડો એથી ખરાબ થાય છે.

# કુમાર

આવતી કાલનાં નાગરિકોનું સામયિક શ્રાવણ ૧૯૯૧ તંત્રી: રવિ-શંકર રાવળ · સંપાદક: બચુભાઈ રાવત



# આકાશ જ્યારે વાદળ છવાએલું ભૂરું હોય ત્યારે પણ...



# "રેટીના"ના સ્નૅપ તો ચમકદાર ને ચોખ્ખા જ હોય છે

તમારે જો એવો ઝડપી કૅમેરા જોઈતો હોય કે પ્રકાશની કડાકૂટ નડે જ નહિ, અને વળી પાછો હાથવગો એવો કે ગમે ત્યાં તમે વાપરી શકો—તો કોડાકનો "રેટીના" મૂકી બીજે આપ ક્યાંય શોધવા જતા નહિ!

તેનો અલ્ટ્રા-ફાસ્ટ f ૩·૫ લેન્સ લગભગ કોઈપણ પ્રકાશમાં સુંદર સ્નૅપશૉટ લે છે—વરસાદમાં પણ, અરે વીજળીના પ્રકાશમાં પણ (ખાસ લૅમ્પ કે ફ્લૅશ લાઈટની જરૂર નથી) અને એના કૉમ્પૂર શટરને આઠ પ્રકારની સ્પીડ છે: ૧ સેકંડથી ૧/૫૦૦ સેકંડ સુધીની

ગતિમાં તો રેટીના અસાધારણ ઝડપી છે. એક બટનને અડો ત્યાં તો તે ઝડપ કરનારને ઉચકી જાય છે. ફોકસ, ઍપર્ચર અને શટર ક્ષણવારમાં જમાવી શકાય છે. તમારું ચિત્ર ઑપ્ટિકલ ફાઈન્ડરમાં જુઓ—ચડપ! આંખ દાબવા જેવું તે ઝડપાયું જ છે. અને તમે ૩૬ ચિત્રો પાડો ત્યાં સુધી ફરી ફિલ્મ ચડાવવાની કડાકૂટ જ નહિ.

એટલો બધો નાનો (માત્ર ૪¾×૩×૧½) હોવા છતાં "રેટીના" એટલી આત્યંતિક ચોકસાઈથી બનાવવામાં આવ્યો છે કે એની ટચુકડી નેગેટિવો સોયની અણી જેવાં તીક્ષ્ણ પરિણામો આપે છે: એના ઉપરથી ઉત્તમ પ્રકારનાં ચોખ્ખાં એન્લાર્જમેન્ટ મળવાની તમને ખાત્રી.

તમારો ત્યાંનો કોડાકનો વેપારી તમને કહેશે તે મુજબ રૂા ૧૦૫માં "રેટીના" મળે એ તો અજબ સોદો કહેવાય: કોઈપણ રીતે આટલી કિંમતમાં, આ પ્રકારનો, ૩૫ mm.નો એક માત્ર મીનીએચર કૅમેરા

**આંખ જેટલું જુએ છે—**

**તેટલું "રેટીના" ઝડપી લે છે!**




**રૂા. ૩-૮-૦માં ૩૬ એક્સપોઝર**

કોડાકની સુપરસેન્સિટિવ પેન્ક્રોમૅટિક અને "પેનૅટૉમિક" બંને ફિલ્મો ૩૬ એક્સપોઝર ડેલાઈટ લોડિંગ અને અનલોડિંગ કેસેટમાં રૂા ૩-૮-૦ની કિંમતે મળે છે. સીને-ટાઈપની ૩૫ mm. પરફોરેટેડ ફિલ્મ વપરાય છે અને "રેટીના" તમારા એક્સપોઝરની ગણત્રી આપમેળે રાખતો જાય છે.

**કોડાક લિમિટેડ** (ઇંગ્લંડમાં ઇન્કૉર્પોરેટેડ થએલી) મુંબાઈ · કલકત્તા · લાહોર · મદ્રાસ

# ગઢ શિવનેરી

(વસંત)

મેં તો નિહાળી દૂરની પથબંકિમાનાં
વૃક્ષો પૂંઠેથી, નભમેઘનું વત્સ કલ્પ્યો;
તું તો પરંતુ અહીં જુજ્ઝરમંદિરો પે
ઝૂમી રહ્યો અટળ કાળની મુક્કી જેવો!
કલ્પ્યો હતો પ્રકૃતિના પ્રિય પારણા શો
જ્યાં ઝૂલવી વિહગ હાલરડે વનશ્રી
પોષી રહી વિમલ મુક્તિપ્રભાનું બાળ.
તું તો અરે ખડક કટ્ટર કાળમીંઢ!

આજન્મમ્હેલ, પગલી શિશુવીરની આ,
એની હવે કરવી ફોગટ કલ્પના ના.
ને તો ય કોઇ રીત હૈયું નમે તને; તેં
લાવાથી જામી, કરી કોટિયુગો પ્રતીક્ષા,
દીધો શિવાજી, બજવ્યું ઇતિહાસકાર્ય;
છોને હવે ઇતર શો તું ય શૈલરાશિ.

ઉમાશંકર જોષી




¶ શિવાજીનું જન્મસ્થાન શિવનેરી કિલ્લો જોઈ આવેલા વિચારો સૉનેટબંધમાં . . . સામાન્યતઃ ભૂતકાળના અવશેષ જોઈને કવિનું તરંગપટુ (clever in fancies) માનસ એની આસપાસ આસમાનીમય (full of romance) વાતાવરણ રચી દે છે. આ કાવ્યમાં એવા સસ્તા તરંગપટુત્વને બદલે સમગ્રતાવાળી ઐતિહાસિક દૃષ્ટિ રાખીને ગઢના અસ્તિત્વની હકીકત ઉપર જ પ્રકાશ પાડવાનો પ્રયત્ન કર્યો છે . . . એમાં કવિત્વની જૂની ચમત્કૃતિ એ નથી; અને 'અટળ કાળની મુક્કી' જેવી કલ્પના તેમજ ચોક્કસ ભાષા વૈશિષ્ટ્યથી ઉમાશંકરની હથોટી સ્પષ્ટ દર્શાવે છે.

# આપણી નજરે

## આબીસીનીઆ અને ઈટલીના મોરચા

● થોડા માસ પહેલાં જેનું નામ ભાગ્યેજ કોઇ જાણતું તે આબીસીનીઆની આસપાસ આજ દુનિયાનો ઈતિહાસ ફેરા મારી રહ્યો છે. નકશો જુઓ તો જણાશે કે તેની ચારે બાજુ યુરોપનાં સમર્થ રાજ્યોના હકુમતવાળા પ્રદેશો છે. તેને દરિયામાર્ગ સાથે સંબંધ આપનાર માત્ર જિબુટીનું બંદર છે અને તે પણ ફ્રેંચ હકુમતનું છે જિબુટીથી આબીસીનીઆના પાટનગર આદીસ અબાબા સુધી એક રેલવે છે જેમાં અરધો ભાગ ફ્રાંસનો છે વળી જિબૂટી બંદરેથી ચડઊતર થતા બધા માલ ઉપર ફ્રાંસ જકાત લે છે ફ્રાંસને આબીસીનીઆના વેપાર ઉપર આમ કબજો ભોગવતું જોઈ ઇટલીએ નજીકમાંનું પોતાનું અરસાબ નામનું બંદર આપી દીધુ હતું.

આ આખા યે ખંડમા આબીસીનીઆ એકનું જ ખ્રિસ્તી સામ્રાજ્ય છે અને યુરોપના રાજ્યોની ચુંગાલમાંથી આજ સુધી સ્વતંત્ર રહી શક્યું છે; પણ હવે તેના અધિકારો અને આબાદી પર તરાપ મારવા ઇટલીએ આફ્રિકામા પોતાનું લશ્કર ઉતાર્યું છે

ઇ સ ૧૯૦૬મા ઇટલી, ફ્રાંસ અને બ્રિટને આબીસીનીઆ જોડે એક સંધિ કરી હતી જેમાં તે દરેકે આબીસીનીઆની સ્વાધીનતાનો સ્વીકાર કર્યો હતો. તેનો અંદરનો હેતુ તો એવો હતો કે ઇટલી અને બ્રિટન પોતાના સ્વાર્થ-સગવડ પ્રમાણે આબીસીનીઆની વહેંચણી કરી લે. આથી ૧૯૨૩માં આબીસીનીઆએ લીગ ઑફ નેશન્સના સભ્ય થવાનું જાહેર કર્યું ત્યારે ઈટલી અને બ્રિટને તેને રોકવા બનતું કર્યું, પણ ફ્રાંસ વચ્ચે પડવાથી એમનું ચાલ્યુ નહિ. ૧૯૨૫ના ડિસેમ્બરમા ઇટલી અને બ્રિટન વચ્ચે ખાનગી કરારો થયા જેમાં આબીસીનીઆના બે ભાગ કરી તે બંને સત્તાઓનું શાસનક્ષેત્ર નક્કી કરી નાખ્યું. એનો સાર એ હતો કે બ્રિટિશના સુદાન મુલકને ફળદ્રપ કરનારી નાઇલ નદીનું મૂળ જે સાના સરોવર આબીસીનીઆમાં આવેલું છે તેના પાણી પર અંગ્રેજોનો અધિકાર રહે તેમાં ઇટલી વાંધો ન લે, અને આબીસીનીઆની વચ્ચે થઈ ઇરીટ્રિયાથી ઇટાલિયન સોમાલીલૅન્ડ સુધી ઇટલી રેલગાડી નાખે તેમાં બ્રિટન આડું ન આવે. એ વખતે આબીસીનીઆમાં રાણી જૌદીતુ ગાદી પર હતી અને રાસ તફારી (હાલના શહેનશાહ હેલ સિલાસી) રાણીના રીજન્ટ (મુખત્યાર) હતા તેણે એ કરારની ચાલબાજી સમજી લીધી અને મદદ માટે જાપાન તથા અમેરિકા પર નજર નાખી. અમેરિકાની મદદથી તેણે સાના સરોવર પર મોટો બંધ બાંધવાનું ઠરાવ્યું અને જાપાન સાથેની સંધિથી તેને વ્યાપારની સરળતા મળી જાપાને મોટે પાયે આબીસીનીઆમાં ખેતી શરૂ કરી અને એક નવી સંધિ એવી કરી કે ૧૦૦૦ જાપાનીઓ આબીસીનીઆમાં વસે અને બંને સરકારે એવું પણ કબૂલ કર્યું કે બંને જાતિઓને અંદર અંદર વિવાહ કરવામાં પ્રોત્સાહન દેવું ઇટલીની આંખમાં આ બધુ ખૂંચ્યું. ૧૯૨૭માં ઈટલીએ તફારી સાથે મૈત્રી સ્થાપવા પ્રયત્ન કર્યો ને એક લડાયક ટૅંક તેને ભેટ મોકલી જે તેને તો રાણી સાથેના વિગ્રહમાં બહુ ઉપયોગી થઇ. છતાં તે ઇટાલીની જાળમા તો ન ફસ્યો. ૧૯૩૦માં તે સમ્રાટ બન્યો કે તરત તેણે રાજકીય સુધારા હાથમાં લીધા. લશ્કરને નવી ઢબની તાલીમ આપી, દેશમાં નિશાળો, ઇસ્પિતાલો ને સડકો બનાવી, જાપાનથી લશ્કરી તોપો ને મશીનગનો મગાવ્યાં. જાપાની માલ સાથે અસ્ત્રશસ્ત્રો પણ આવતાં જોયાં એટલે ગોરી પ્રજા ચમકી ઊઠી. ઘણા અનુભવીઓનું કહેવું છે કે આબીસીનીઆમાં જાપાનનો વધતો પ્રભાવ જ ઇટલીના ક્રોધનું મુખ્ય કારણ છે. ઇટલીને આબીસીનીઆનો સરોવરપ્રદેશ જોઇએ છે અને પોતાની સલાહ તળે આબીસીનીઆ અધીન રહે એમ તે ચાહે છે. આથી આબીસીનીઆની હદ આગળ પોતાના પ્રદેશમાં ફોજને ઉતારવા માંડી છે.



આબીસીનીઆના શહેનશાહ હેલ સિલાસી




આફ્રિકામાં આબીસીનીઆનું સ્થાન

આબીસીનીઆ ઇટલીથી ત્રણગણું મોટું છે. તેનો પહાડી પ્રદેશ યુરોપના જેવા તંદુરસ્ત હવામાનવાળો છે. પહાડ નીચેની જમીન ખૂબ ફળદ્રુપ છે. ત્યાં સોનાની ખાણો હોવાનો પણ પાકો સંભવ છે. તેને આફ્રિકાનો તિબેટ કહીએ તો ખોટું નથી. એ બંને દેશો નવા યુગથી અસ્પૃશ્ય છતાં પહાડોને લીધે સ્વતંત્રતા જાળવી રહ્યા છે. બંને પ્રદેશોના લોકો સરખા લડાયક

# ડૉ. શંકરરાવ આબાજી ભિસે

જેણે પશ્ચિમની પ્રગતિમાન પ્રજા પાસેથી 'હિંદના એડિસન'નું માન-ભર્યું બિરૂદ મેળવીને દુનિયાના વૈજ્ઞાનિકોમાં હિંદની પ્રતિભા ઝળકાવી



આ છોકરો ભણતરમાં કશું ધ્યાન આપતો નથી. આખો દહાડો એની ધૂન, એના લોઢાં-લાકડાં, હથિયાર કે રસાયણનાં પડીકાં ને બાટલા! આપણા જેવા ભદ્ર લોકને આ ધૂનીવેડા શા? મજૂરી શી?'

ધૂળિયાના સબજજ આબાજી ભિસેને ત્યાં એમના અંગત મિત્ર અને કોલ્હાપુરના માજી દિવાન શ્રી રઘુનાથ વ્યંકોજી સબનિસ મળવા આવેલા. તેમની આગળ આબાજીએ પોતાની વરાળ કાઢી. બુદ્ધિમાન દીકરાને પોતાની માફક ન્યાયખાતાના માનવતા હોદ્દે ચડાવવાના એમને કોડ હતા; પણ કોડના એ વત્સલ પ્રવાહમાં પુત્રની પ્રતિભાની સાચી પરખ તણાઇ જતી હતી.

પરંતુ રઘુનાથરાવે આબાજીનું સાંત્વન કર્યું અને કહ્યું કે 'આ તમારી ભ્રમણા ખોટી છે. ડાહ્યા હો તો એના માર્ગની આડે ન આવશો. એને પ્રોત્સાહન મળશે તો એની પ્રતિભા ખીલીને શોધક જગતમાં ઊજળું નામ કાઢશે.'

અને ખરેખર . . પંદર વર્ષના જે કુમાર શંકરરાવની વિચિત્ર ધૂનો એના વત્સલ પિતાની ચિંતાનો વિષય હતો તેને વિષેની ઉપલી આગાહી સાચી પડી. પછીનાં પંદર વરસમાં તો એ શંકર આબાજી ભિસે નામના અલૌકિક પ્રતિભા ધરાવતા હિંદીએ પોતાની આશ્ચર્ય-ભરી શોધોથી પશ્ચિમના જગતને મુગ્ધ કરી દીધું, અને બીજાં પચીસ વરસમાં તો કેવળ સાંચાશાસ્ત્ર અને રસાયનશાસ્ત્ર જ નહિ પણ વૈદકશાસ્ત્રમાં એણે આપેલી ઉપયોગી શોધે દુનિયાને દંગ કરી મૂકી; પશ્ચિમની પ્રગતિમાન પ્રજાએ પણ એની અદ્ભુત શક્તિ પર આફ્રીન પોકારી એને 'હિંદના એડિસન' કહ્યો; એની આખર વયમાં એને નોબેલ ઇનામ આપવાની ભલામણો થઇ.

આજથી ૬૮ વરસ પર ૧૮૬૭ના એપ્રિલની ૨૯મી તારીખે મુંબાઇમાં એમનો જન્મ થયો. એમનું કુટુંબ સુખી ને વસીલાદાર હતું. પિતા આબાસાહેબ ભિસે ફર્સ્ટકલાસ સબજજ હતા, કાકા રામચન્દ્રરાવ જી.આઇ.પી. રેલવેમાં પાંચસો રૂપિયાના મોટા ઇજનેરી અમલદાર હતા. એમના એક ભાઇ પણ સબજજ હતા.

જન્મ પછી એક દાયકાની આ વાત છે. આબાજીની બદલી ભુસાવળના સબજજ તરીકે થએલી. ત્યાં એક જમીનદારને ત્યાં કોઈ જાદુગરે ખેલ કર્યો તેમાં માણસનું માથું ટેબલ ઉપર મૂકી ધડ એનાથી અલગ મૂકેલું દેખાડ્યું.

ખેલ જોઇ પ્રેક્ષકવર્ગ તાજુબ થઇ ગયો. દસ વરસના શંકરરાવ પણ ખેલ જોવામાં હતા. એની પાછળ કોઇ જાદુગરી નહિ પણ બુદ્ધિચાતુર્ય અને હાથચાલાકી હતાં એ જાણી લીધું એટલે એનું નાનું મગજ નવાઇ પામવાને બદલે એ ખેલનો ભેદ ઉકેલવા પાછળ મચ્યું. બીજે દહાડે તો અહીંતહીંથી થોડી ચીજો એકઠી કરી કુટુંબનાં માણસો આગળ એ ખેલ કરી બતાવ્યો!

જૂની પ્રણાલિને અનુસરનારા એ કુટુંબમાં પંદરમે વરસે તો શંકરરાવનું લગ્ન થઇ ગયું. તે જ વરસે પિતાની બદલી પણ થઇ, એટલે અભ્યાસ માટે મુંબાઇ વધારે અનુકૂળ લાગવાથી શંકરરાવ મુંબાઈ રહ્યા. એ કાળે એડિસનની શોધનાં વિગતવાર બ્યાનો 'સાયન્ટિફિક અમેરિકન' પત્રમાં આવતાં. એ લખાણોએ શંકરરાવને ખૂબ પ્રેરણા આપી.

એ અરસામાં એમણે ગૅસ બનાવવાનું એક નાનકડું યંત્ર તૈયાર કર્યું! લાગટ ચાર દિવસ સુધી સળગ્યા કરે એટલો ગૅસ એમાં બનતો અને શુદ્ધ થઇને મળતો.

૧૮૮૩માં આબાસાહેબની બદલી ધૂળિયે થઇ અને શંકરરાવ હવે ત્યાં ગયા. ત્યાં પણ એમના પ્રયોગોની આ ધમાલ ચાલુ જ હતી. પિતાને કંટાળો આવતો; એથી કદાચ ક્વચિત્ કડવો સુખન પણ કહ્યો હશે. પણ શંકરરાવ તો એક અમેરિકન પત્રમાં લખેલા પોતાના આત્મવૃત્તાંતમાં કૃતજ્ઞપણે પિતાની સહાનુભૂતિના ગુણ ગાતાં લખે છે કે 'એ જમાનામાં જિલ્લા ન્યાયાધીશ જેવા અમલદારનો પુત્ર સામાન્ય લુહાર જેવું કામ કરે તે

અણઘટતું ગણાતું. તેથી મારું આવા કામ પ્રત્યે વલણ જોઈ મારા પિતા ખૂબ નારાજ થતા; છતાં મારા પ્રયોગના કામમાં કદી વચ્ચે આવતા ન હતા.'

૧૮૮૭માં વીસ વરસની વયે મૅટ્રિકની પરીક્ષા પસાર કરી એમણે સાયન્સ કૉલેજમાં જવાનો ઇરાદો કર્યો, પણ પિતાની આતુરતા દીકરાને ન્યાયાધીશ બનેલો જોવાની હતી. અંતે શંકરરાવે કોઈ પણ કૉલેજમાં ન જતાં એકાઉન્ટન્ટ જનરલના ખાતામાં હિસાબી નોકરી સ્વીકારી! છતાં પોતાના શોખ અને ધ્યેય પ્રત્યેની તેમની નિષ્ઠા લેશમાત્ર ડગી નહિ.

૧૮૮૯માં એક ઇટાલિયને મુંબાઈમાં આવી 'પુનર્જન્મ'ના ખેલો કર્યા. લોકોની જંગી મેદની એ જોવા મળેલી. શંકરરાવ તો ત્યાં હોય જ. ખેલ આખો અંધારામાં થતો હતો, એટલે પ્રેક્ષકોને શંકા થઈ. શંકરરાવે તેને અજવાળામાં કરવાનું કહેતાં પ્રોફેસરે કહ્યું કે નજરબંધીના ખેલો આવા અજવાળામાં થઈ શકે નહિ.

અરે ન શું થઈ શકે? બીજે જ દહાડે શંકરરાવે, એ વખતના લોકપ્રિય મરાઠી પત્ર 'ઇન્દુપ્રકાશ'ના છાપખાનામાં જઈ એના માલિક સમક્ષ એ પ્રયોગ કરી બતાવ્યો! એ લોકો તો દંગ જ થઈ ગયા અને જાહેરમાં એ પ્રયોગો કરવાનો ભિસેને આગ્રહ કર્યો. માત્ર એક જ આનો ફી રાખીને મુંબાઈમાં નવી વાડીમાં શંકરરાવે એ પુનર્જન્મનો તેમજ પોતાના બીજા ઘણા ખેલો જાહેર જનતા સમક્ષ કરી બતાવ્યા. જેમાં એક 'આજ્ઞાપાલક ઘડિયાળ'નો પ્રયોગ હતો. ઘડિયાળ શંકરરાવના હુકમ પ્રમાણે ચાલતી અને બંધ પડતી!

૧૮૯૩માં આબાસાહેબ અવસાન પામ્યા. પિતાના જવાથી કુટુંબપોષણનો ભાર શંકરરાવ પર આવ્યો.

હવે એમણે જાહેર જનતામાં વિજ્ઞાનનાં જ્ઞાન તથા શોખનો પ્રચાર કરવાના ઇરાદાથી 'ધ સાયન્ટિફિક ક્લબ' નામની સંસ્થા સ્થાપી અને તેના મુખપત્ર તરીકે 'વિવિધ કલા સંગ્રહ' નામનું એક માસિક શરૂ કર્યું. એ પત્રમાં સંસ્થા તરફથી થતી શોધો ઉપરાંત વૈજ્ઞાનિક શાસ્ત્રીય વિષયો પણ ચર્ચવામાં આવતા.

પણ એવામાં ૧૮૯૫ના ઑક્ટોબરમાં શંકરરાવને ઇંગ્લંડ જવાની તક મળી ગઈ. તેથી ઘણા વખતની એમની ઉત્કંઠા પાર પડી. પણ એમનું માસિક બંધ પડ્યું.

ઇંગ્લંડના ૭ માસના વસવાટ દરમ્યાન એમણે દૃષ્ટિ-વિભ્રમના, 'વિચાર વાચન'ના અને બીજા વૈજ્ઞાનિક પ્રયોગો કર્યા. એથી ત્યાંની જનતા મુગ્ધ થઈ ગઈ. ઇંગ્લંડનાં અગ્રગણ્ય પત્રોએ વિસ્તારપૂર્વક તેની નોંધો લખી અને શંકરરાવની શક્તિની જાહેર પ્રશંસા કરી.

૧૮૯૬માં પાછા સ્વદેશ આવીને એમણે 'વિચાર-વાચન'ના એ પ્રયોગો પૂના, મુંબાઈ, વડોદરા વગેરે શહેરોમાં, પ્રતિષ્ઠિત મેદની સમક્ષ અને સ્વ. ગોખલે તથા મહારાજા ગાયકવાડ રૂબરૂ કરી બતાવ્યા. ગાયકવાડ સરકાર તો એ જોઈ એટલા પ્રસન્ન થયા કે એમને ખાસ દરબાર ભરીને હીરાની કિંમતી વીંટી ભેટ આપી.

ઇ. ૧૮૯૮માં એમને જાપાન જઈને કોઈ પણ મનપસંદ હુન્નરકળાનું શિક્ષણ લઈ આવવા સારુ સ્કૉલરશિપ આપવાની એ વખત માગણી આવી, તે તેમણે નકારી. ઇંગ્લંડમાં હતા તે દરમ્યાન એમણે કાગળ બનાવવાનો ઉદ્યોગ શીખી લીધો હતો. હિંદમાં તેનું કારખાનું કાઢવાનો ઇરાદો હતો, પણ તે પાર પડ્યો નહિ. છેવટે ૧૮૯૮માં સરકારી નોકરીમાંથી રાજીનામું આપી ગિરગામ ઉપરની 'ઑરન્જ પેપર મિલ'માં સુપરિન્ટેન્ડેન્ટ તરીકે જોડાયા, ઉપરાંત, આગાના ચામડાના કારખાનાના ડાયરેક્ટર પણ થયા પણ બીજે જ વરસે તેમને કાગળની મિલના માલિક સાથે મતભેદ પડ્યો એટલે એ જગ્યા એમણે છોડી અને લેધર ફૅક્ટરીની જગ્યાનું પણ રાજીનામું આપી એ ફરી ઇંગ્લંડ ગયા.

આ બધી વૈજ્ઞાનિક અને માનસિક પ્રગતિની સાથોસાથ નાનીનાની શોધોનું એમનું કારખાનું તો ચાલ્યા જ કરતું હતું. વિચારવાચનના પ્રયોગો કરવા એ વડોદરે જતા હતા ત્યારે ટ્રેનમાં કોઈ એમના સામાનમાંથી એક પાકીટ ચોરી ગયું! આથી એમણે એક એવી 'સેફ્ટી ટ્રાવેલિંગ ટ્રંક ઍન્ડ બેડ'ની રચના કરી કે જેમાં માલિકનો બધો કિંમતી સામાન બિછાનાની સાથે જ જોડાએલો રહે, અને માણસ સામાનની જરા પણ ચિંતા વિના નિરાંતે પૂર્ણ આસાનીથી મુસાફરી કરી શકે.

ઇંગ્લંડ જતાં પહેલાં એ કુટુંબ સાથે ઉત્તર હિંદની યાત્રાએ ગયા હતા. ત્યાં એ અજાણ્યા પ્રદેશમાં પરપ્રાંતના મુસાફરોને કયા સ્ટેશન પછી કયું સ્ટેશન આવે અને ગાડીએ ક્યાં બદલવી તેની માહિતી ન હોવાથી બહુ અગવડ પડતી જોઈને એ ત્રાસ દૂર કરવા એમણે તાત્કાલિક એક એવા યંત્રની યોજના ઘડી કાઢી કે સ્ટેશન

છોડીને ગાડી ચાલવા માંડે કે તરત ડબ્બે ડબ્બે એ યંત્રમાં પછી આવનારા સ્ટેશનનું નામ આવી જાય!

એક વાર પૂનાથી મુંબાઇ આવતાં કલ્યાણ સ્ટેશન પર એક જણનો હાથ ડબ્બાના બારણામાં આવી ચગદાઇ ગયો. જનતાના આ દુઃખનું નિવારણ કરવા તરત શંકરરાવનું મગજ કામે લાગ્યું અને મુંબાઇના બોરીબંદર સ્ટેશને ઊતરતાં પહેલાં તો એમણે એવી એક યુક્તિ યોજી કાઢી કે ગમે તેટલી બેદરકારીથી ગાડીનું બારણું બંધ થાય છતાં કોઇને ઇજા ન થાય! આ શોધોનાં એમણે હિંદી સરકાર પાસેથી પેટંટ લીધેલાં છે.

લંડનની 'સોસાએટી ઑફ સાયન્સ, લેટર્સ ઍન્ડ આર્ટ્સ' નામની એક સંસ્થાએ ૧૮૯૬માં એક એવા યંત્રની શોધ માટે જાહેરાત આપેલી કે જેમા ખાંડ, લોટ વગેરે કોઇ પણ ચીજ ગ્રાહકને જોઇએ તેટલા નાના-મોટા પ્રમાણમા બરોબર જોખાઇને આપોઆપ મળી જાય! આને માટે દસ પાઉન્ડનુ ઇનામ હતુ.

જાહેરખબરનો સમય પૂરો થવા આડા ગણ્યા-ગાંઠ્યા દિવસો બાકી રહ્યા હતા એવામાં એ ખબર ભિસેના વાંચવામા આવ્યા. તરત જ મગજ પોતાને કામે લાગી ગયુ; રાતોરાત તે યંત્રની યોજના તૈયાર થઇ ગઇ અને બીજે દહાડે જતી વિલાયતની ટપાલમા તો એ યંત્રની આકૃતિ અને સંપૂર્ણ વિગતવાર માહિતી આપતુ લખાણ એ સોસાએટી ઉપર રવાના થઇ ગયા!

ઈનામ તો માત્ર દસ જ પાઉન્ડનું હતું, પણ તેને માટે યુરોપના વિખ્યાત વૈજ્ઞાનિકો અને યંત્રશોધકોએ હરીફાઇ કરી હતી. એ બધાની વચ્ચે શંકરરાવના યંત્રે ફતેહ મેળવી. એમના યંત્રમાં માણસને જોઇના વજનમાં વસ્તુ આપોઆપ તોળાઇ તો જતી જ, પણ સાથે બીજી બાજુ તે વજનની નોંધ પણ થતી! આ યંત્રથી એ સસ્થા એટલી ખુશ થઇ કે પોતે જાહેર કરેલા દસ પાઉન્ડના ઇનામ ઉપરાંત બીજા દસ પાઉન્ડનું ઇનામ ભિસેને આપ્યું. આ યંત્ર શંકરરાવે ઇગ્લંડ–અમેરિકામાં પેટંટ કરાવ્યું છે. વૈજ્ઞાનિક શોધખોળના જગતમાં આ વિજય પછી ભિસેનું નામ ઇગ્લંડ–અમેરિકામાં જગજાહેર થઈ ગયું. લંડનની 'સોસાએટી ઑફ સાયન્સ' નામની વિખ્યાત શાસ્ત્રજ્ઞોની સંસ્થાએ એમને ૧૮૯૭માં પોતાની સોસાએટીના સન્માનિત 'ફેલો' તરીકે ચૂંટયા અને તેમની પ્રતિભાની કદર તરીકે સુવર્ણચન્દ્રક આપ્યો.

આ પ્રસંગને ઉદ્દેશી ડૉ. ભિસે પોતાની આત્મકથામાં લખે છે કે 'વિલાયતમાં આવી હરીફાઇમાં એક હિંદી આટલો વિજય પ્રાપ્ત કરી શક્યો એ પ્રથમ જ દાખલો હોવાથી આવી શોધક બુદ્ધિ માટે મારી ઘણે સ્થળે પ્રશંસા થઇ. તે પછી બેળા વર્ષ જેટલી લાંબી મુદત ઇગ્લંડમાં રહી મેં આ કામમા જ મન પરોવ્યું. એ દરમિયાન દાદાભાઇ નવરોજી, સર રતન તાતા અને ગોખલેજી મને ઘણીવાર પ્રોત્સાહન આપતા અને મારા કામમાં અંગત રસ લેતા. એવામાં છાપખાનામાં બીબાં ઢાળવાના નવા યંત્રની મેં શોધ કરી, તથા કેટલાક કોયડા જે યુરોપિયન શોધકો ઉકેલી શકતા ન હતા તે મેં ઉકેલી આપવાથી મને કેટલાક વિદ્વાનોએ 'હિંદનો એડિસન' એવા બિરૂદથી નવાજ્યો. ૧૯૦૮ની મદ્રાસની હિંદી રાષ્ટ્રીય ઔદ્યોગિક કૉંગ્રેસે પણ મારા કામની કદર કરી.'

છાપખાનાનાં બીબાં ઢાળવાનું આ યંત્ર જે 'ભિસે-ટાઇપ'ના નામથી ઓળખાયું, તેની શોધના વિચારો તો એ હિંદમા હતા ત્યારના ઘોળાતા હતા. એ કામમા એમના સાક્ષી અને સાથી શ્રી મણિલાલ ઇચ્છારામ દેસાઇ 'નવી રોશની' પત્રમાં ડૉ ભિસેની અવસાન-નોંધમાં પોતાના થોડાં સ્મરણો નોંધતાં લખે છે કે 'લગભગ પાંત્રીસેક વર્ષ પર ડૉ. ભિસે ભુલેશ્વર–કૅથેડ્રલ સ્ટ્રીટ અને દાદીશેઠ અગિયારી લેઇનના નાકા પરના મકાનમાં રહેતા હતા ત્યારે આ લખનારને તેમની સાથે પરિચય થએલો. સાયન્ટિફિક અમેરિકન નામના માસિકમા અમુક પ્રકારની ચીજો જોઇએ તેની જાહેરાતો આવતી અને તેના ખુલાસા–વસ્તુ મેળવી આપનારને ઇનામો અપાતાં. ડૉ. ભિસેએ તે રીતે કેટલાંક નાણાં મેળવેલા. તેમની શોધક બુદ્ધિ તે દિશામા ઘણી ખીલેલી હતી. એક દવાવાળાએ એવી જાહેરાત આપેલી કે ખાલી બાટલીમાં બીજા નકલિયાઓ દવા ભરી ન શકે માટે એકવાર ખાલી કર્યા પછી ફરીને દવા ભરી ન શકાય તેવી બાટલી જોઇએ છે. સોનીએ સોનામાં ભેળસેળ કરી હોય તો તે પકડી કાઢવા માટે વજનથી ચોરીથી પકડવાનું પણ શોધેલું. તે વેળા આ લખનાર ગુજરાતી ટાઇપ ફાઉન્ડ્રી ઊભી થતી હતી તેમાં કામ કરતો હતો. ઇગ્લંડમા તે વેળાએ રોટરી ટાઇપ કાસ્ટિંગ મશીનની શોધ થએલી અને તેમાં પાડેલા ટાઇપ લંડન ટાઇમ્સે વાપરવા માંડેલા. ઝડપથી ટાઇપ કેમ પાડવા,

સારી ધાતુમાં કેમ પાડવા, અખંડ અક્ષરો–ટાઇપોને લીધે ભારે રોકાણ કરવું પડે છે તો તે ઓછા અક્ષરોથી કાર્ય કરી શકાય તે માટે કયાકયા સુધારા કરવા આવશ્યક છે ઇત્યાદિ પ્રશ્નોની ચર્ચા ખૂબ થતી. કંઇ ને કંઇ શોધવું, વિચારવું, ઘડવું અને તોડવું એ પરંપરા નિત્ય ચાલુ હતી. અમારી આ જ ચર્ચામાંથી મિ. ભિસેનું ભિસે ટાઇપનું મશીન જન્મ્યું. તે ઇંગ્લંડ ગયા અને ત્યાં આર. પી. જૅનરમૅન નામના એક કાસ્ટિંગ મશીન બનાવનારના કારખાનામાં અખતરા પણ કર્યા.

૧૯૧૦માં લંડનમાં તેણે ટાટા–ભિસે કંપની ઊભી કરી અને એક એક ટાઇપ સંપૂર્ણ પડે તેવું યંત્ર બનાવ્યું, પણ એનો હેતુ તો ટાઇપોની મોટી ફોજ વીજળીના વેગે ચાલી આવે તેવો મોલ્ડ બનાવવાનો હતો; અનેક જાતના નાનામોટા અક્ષરો કોતરી શકાય અને સીરીઝ બનાવાય તેવી શોધો કરવાની હતી. અંતે ડૉ. ભિસેએ લંડનથી મુકામ ઉઠાવી સહકુટુંબ ન્યૂ યૉર્કમાં વસવા માંડ્યું. ત્યાં શોધો કરી અને કંપની ઊભી થઇ અને તે કંપની, જો આ લખનારાની ભૂલ ન થતી હોય તો, વિખ્યાત મોનોટાઇપવાળાઓના હાથમા ગઇ.'

## સ્વાર્પણ

છોને તમે અંતર કોઇને ના
ઊગ્યાં અહીં જંગલમાં સુદૂરે,
જ્યાં કોઇ ના ટીપું ય પાણી મૂળે
સીંચે, છતાં પોષણ સ્વપ્રયત્નથી
જમીનથી મેળવીને પ્રફુલ્લી
લીલી, મીઠી, સુંદર છાંય અર્પી
દો પ્રેમનો સ્વાર્પણ-પાઠ સૌને
ના કીર્તિ કે કો અમરત્વ કારણે.

એ ઓછું શું ? અંતરમાં મને યે
એ ઝંખના, આપણજે હું ક્યારે
મોટો થઇ સ્વાર્પણ-તત્ત્વ પામી
જીવીશ એ જીવન ઊર્ધ્વગામી !
છો કોઇના અંતરમાં હું ના રહું
કિંતુ જીવું જીવન એવું તો ભલું.

**સોમાભાઇ ભાવસાર**

**પ**ણ એમની પ્રતિભાનો દિગંત ડંકો વગાડનારી શોધ તો ઍટોમિડીન નામની દવાની છે. વૈદકશાસ્ત્રનો આંકડો પણ ન જાણવા છતાં એ ક્ષેત્રમાંની એમની આ શોધ એમની સર્વદેશીય બુદ્ધિશક્તિનો પ્રબળ પુરાવો છે.

ઍટોમિડીન એટલે ઍટોમ-આયોડીન. આયોડીનના બારીક ઍટોમ–ઍટમ (પરમાણુ)ને શોધી શુદ્ધ કરી તેમાંથી તેનું ઝેર કાઢી નાખી, તેને ખાવાલાયક બનાવેલી આ ઔષધિ જગતની જનકલ્યાણકારી દવાઓમાં પહેલી હરોળમાં આવે છે. એની શોધની કથા ડૉ. ભિસેના જીવન જોડે અજબરીતે સંકળાએલી છે.

૧૯૧૦માં શંકરરાવ સર રતન તાતા સાથે ઇંગ્લંડ જવા નીકળ્યા. ઊપડતી વખતે તો તબિયત સારી હતી, પણ માર્સેલ્સ પહોંચી ટ્રેનમાં બેઠા કે એમને તાવ શરૂ થયો. એ એટલો આકરો હતો કે પારીસ ઊતરી જવું પડ્યું અને સફર પણ અટકાવવી પડી. ત્યાં ફ્રેન્ચ ડૉક્ટરની દવા શરૂ કરી પણ કાંઇ ફેર પડ્યો નહિ. દહાડેદહાડે બિસેની તબિયત નંખાતી જ ચાલી. ડૉક્ટરોએ ઘણી દવાઓ આપી જોઇ પણ કાંઇ વળ્યું નહિ. છેવટે તેમને લોહીની ઉલટીઓ થવા માંડી; તેમની જિંદગીનો પણ ભય લાગવા માંડ્યો.

શંકરરાવની આ માંદગીના સમાચાર હિંદ આવતાં અહીંથી એમના એક બંગાળી મિત્રે પોતાના એક બ્રહ્મી મિત્ર પાસેથી ઘરગથ્થુ તૈયાર કરેલી તાવની દવાની બાટલી મોકલી અને મજબૂત ભલામણ કરી કે એ અકસીર છે. ફ્રેન્ચ ડૉક્ટરોએ તો આ વાતને હસી કાઢી, પણ શંકરરાવના આગ્રહને વશ થઇ લાચારીથી તે લેવાની છૂટ આપી. માત્ર ચોવીસ જ કલાકમાં શંકરરાવનો તાવ નાસીગયો! પછી તો ડૉક્ટરોએ એ દવાનું પૃથક્કરણ કર્યું. પરિણામમાં જણાયું કે એમાં આયોડીન હતું. આલ્કોહોલ અથવા થોમાઇડની મદદ વિના આયોડીન પાણીમાં કેમ પીગળી શક્યું એ જોઈ સૌ આશ્ચર્યચકિત થઇ ગયા.

શંકરરાવે બહુ જ આગ્રહને અંતે પેલા બ્રહ્મી ગૃહસ્થ પાસેથી જોઇતી માહિતી મેળવી અને તેના પર રાસાયણિક પ્રયોગો કરી, તેમાંનાં કેટલાંક બીનજરૂરી દ્રવ્યો કાઢી નાખી ઉપયોગી ઉમેર્યાં અને નવી જ અસરકારક દવા તૈયાર કરી. એનું નામ તેમણે બેસોલીન પાડ્યું.

(અનુસંધાન આગળ પાન ૨૯૬મે)

# ધુડાકિયો બાણ

## એક વધુ અભિપ્રાય

"...આ પ્રકાશન એક સિદ્ધહસ્ત સાહિત્યકારની કલમથી લખાય છે. કોઈ પણ જાતના લોકજીવનનું જો જીવન્ત પ્રતિબિમ્બ પાડવું હોય તો એના નિત્યજીવનના રીતરિવાજ,બોલીચાલી,ધંધાધક્ષા તેમજ એનો માનસિક વિકાસ, એની વિશિષ્ટ ટેવો આદિને એ ચિત્રમાં પૂરે સજીવ સ્થાન મળવું જોઈએ. આ દૃષ્ટિએ શ્રી. સુકાનીનો આ પ્રયત્ન સફળ ગણો એમ લાગે છે જેના ચારે કિનારાને આદિકાળથી જ દરિયે ઘેર્યા છે અને જેમાં વહાણવટાનો ધંધો સર્જનજૂનો છે એવી ભૂમિ(કચ્છ)ના શ્રી સુકાની મૂળ વતની છે જેણે આ જમાનામાં ભારતીય વહાણવટાનો વાવટો ઊંચો રાખ્યો છે એવી વહાણવટાની કંપનીના એ પ્રતિષ્ઠિત હોદ્દેદાર છે; ઉચ્ચ યુનિવર્સિટી શિક્ષણ એમણે મેળવ્યું છે વેગવતી આલંકારિક શૈલીએ એમનાં લખાણ કીર્તિવંતાં થયાં છે; અને દરિયાઈ જીવનને લગતો એમનો પુસ્તકવિભાગ ગુજરાત–મહાગુજરાતના કોઈપણ ઘરમાં કે સંસ્થામાં નહિ હોય એટલો સમૃદ્ધ છે. આ બધું એમનાં લખાણોમાં દેખાય છે.... —ઊર્મિ

આ જાણી સાંકડી પાણીપંથારમાં ઢંગી વહેવા લાગી. મોટાં પાણી મૂકી રળિયામણી જોખડો વચ્ચે આવતાં એ વાંકીચૂંકી વાટમાં લાંબા દોલ એક પછી એક ઝડપથી આવતા હતા, કારણ આ સાંકડી પંથારમાં પણ ઊંડા તાગ હતા. આ દોલ ઢંગીને પહાણભર કુદાવતા જતા હતા. બેએક ઘડી સુધી ધટવધ વાવડાએ હેરિયાં કરતાં સારો જેવો પંથ કપાયો; પણ છેવટે વાવડો સાવ પડી ગયો, એટલે મકનાએ હલેસાં કાઢયાં. માંજીના હાથમાંથી બેડીકલ્લાં કાઢ્યાં અને એને હલેસાં આપ્યાં. મને કમને પણ મકનાની નજર નીચે સંકોરાઇ જતા માંજીએ ઢંગીને હડસેલવા માંડી.

એ માંજરી આંખોના ખૂણા મકના તરફ કોઇ કોઇ વાર ખુન્નસભર્યાં ચમકી ઊઠતા હતા, પણ મકનાને તેની પરવાહ નહોતી. એ નજરમાં મકનાના જાન મારેની ભૂખ સ્પષ્ટ દેખાઇ રહેતી હતી, પણ ઘડીપળમાં મોતનો સામનો કરવાના હેવાયા નાયકને એની કશી અસર થાય એમ નહોતું. મકનાની શકરા જેવી નજર, ઉભરાતી દોલપરંપરાને, તરફડતા સઢને, તાલ લેતાં હલેસાંને, વધતીઘટતી જોખડિયા કંઠારને અને ઓલીમિયાં માજીને બધાને હર મીટમાં સમાવી લેતી હતી, છતાં ઈશારાભર પવનને પણ સઢમાં ભરી લેવા માટે વીણને આમતેમ બદલાવવા સિવાયનો બીજો કોઇ વિચાર એને હોય તો તે એના ચહેરા ઉપરથી જાણવો અસંભવિત હતો. વચમાંવચમાં થોડો પવન ઉપડ્યે માંજી હલેસાં આરિયાં કરતો હતો, અને મહાર થયે મકનો નજર ફેરવે તે પહેલાં જ ફરી ચલાવવા માંડતો હતો. એવા નામર્દોમાં જેટલી બદદિલની હિંમત હોય છે તેટલી હિંમત આવા ભયંકર દુશ્મનનો સામનો કરવાની નથી હોતી. મકનો ધારે તો એક જ મુક્કીએ પોતાના માળખાની ભંગાર બનાવી દે એ વાત એને સારી પેઠે સમજાઇ ગઇ હતી, છતાં પોતે ગોઠવી રાખેલા છટકામાં આ રાક્ષસી બદનનો છતાં બાળકબુદ્ધિનો નાખવો બેધડક આવ્યો આવતો હતો એ જોઇ અંતરમાં તો માંજી ખૂબ ફુલાતો હતો.

આખો દિવસ ઢંગી હંકારી ભાણ બુડયે મકનાએ એને ઊંડા તાગમાં નાખી. કંઠારની છીછરી ચંર પાસે ઢંગીને નાંગરવી એમાં માંજીની સોબતમાં નાયકને ખાસ ભય દેખાતો હતો. દરિયાના ખેડૂને અગોચર જમીનનો હમેશ ભય લાગે છે, જ્યારે પાણી ગમે એવાં લાહોલા હોય, તોપણ દરિયાના મિસ્કીનને અગોચર પાણી પણ ઘરકાં ખોયડાં જેવાં સલામત લાગે છે.

ઊંડા તાગમાં લોલી પેટ પકડે એમ નહોતું, એટલે મકનાએ મોરો દોલ સોતો (Head to the Sea) રાખવા કંતાનની તરિયા લોલી (Sea-anchor) ફગાવી અને ઢંગી ઠેકડા દેતી થિર થઇ ગઇ. પછી વીણો બાંધી મકનાએ રોટલા કાઢ્યા. રોટલાની ફાડ અને નવાલાભર




તરિયાલોલી

આ લોલી મધદરિયે જ્યાં લંગર તાગ ન પકડે ત્યાં જહાજને થંભાવી દેવા માટે વપરાય છે. લંગર તૂટી જાય કે ડૂબી જાય ત્યારે પણ એ વપરાય છે. એનો ફાયદો એ કે એથી જહાજનો મોરો તાણ સામે રહે છે અને જહાજ મોટાં મોજાં ઉપર મોરો ફુદાવી સલામત રહે છે

બબ્બર ચાંચિયો આવી લોલી વાંઢાર ફગાવી શિકારની પૂઠ પકડતો. સામાન્ય રીતે આ ચાંચિયાઓની ચાલ અતિ તેજ હોતાં, પૂરા સઢે, ધીમી ચાલના વેપારી બગલાનો દેખાવ કરવામાં આવી લોલી ખપ લાગતી. રાતના અંધારામાં લોલી ઉપાડી તે શિકાર પર ધસી આવતો

આ તો તરિયાલોલીનો અસાધારણ ઉપયોગ. સામાન્ય ઉપયોગ ઉપર જણાવ્યા મુજબ થાય છે. આજના કાયદા પ્રમાણે દરેક મોટા જહાજ ઉપર લાઇફબોટના સરંજામમાં આવી એક કંતાનની લોલીનો સમાવેશ(ફરજિયાત) કરવો પડે છે.

ગુડા વચ્ચે બાંધી લીધી અને એના બદનને વાંઢાર અડા સાથે મુશ્કેટાટ કર્યું. મકનાના રાખસિયા પંજા હેઠળ માંજી લીલા વાંસ પેઠે બેવડાઇ ગયો. પછી મકનાએ પિસ્તોલના ઘોડા સાથે બાંધેલી વાધરીનો બીજો છેડો માંજીના ગળામાં માળા પેઠે પરોવ્યો. માંજી તો હેબતાઇ ગયા જેવો થઇ ગયો! જરા પણ હાલેચાલે તો પેલો નિઠુર તમંચો એની ખોપરીના ચૂરા ઉડાડી દે એવું જંતર મકનાએ બનાવ્યું હતું!

એકાદ પળ પોતાના શિકાર તરફ જોતા વાઘ પેઠે મકનો માંજીના કોથળા જેવા બદન તરફ જોઇ રહ્યો; પછી આસ્તેથી પાછળ હટ્યો અને ખુવા પાસે આવી પિસ્તોલના કાન ઉપરથી ટોટી હળવેકથી કાઢી લીધી. માંજીને એ પ્રમાણે મારી નાખવામાં એની મુસલમાનને હીણપત લાગે. પિસ્તોલની બીક જ માંજી જેવા નામર્દને સખણો રાખવા બસ હતી એની મકનાને ખાતરી હતી, એટલે થોડી વારે તો એ ઘસઘસાટ ઊંઘવા માંડ્યો.

સાતેસરી સીમ તરફ ઝોંક ખાવ ત્યાં તો મકનો જાગ્યો. માંજી લોચો વળી ઊંઘમાં ઢળી પડ્યો હતો. પિસ્તોલ કાન ચાટી ગઇ હતી! માંજીના હાલ જોઈ મકનાને હસવું આવ્યું. એણે એના બંધ છોડ્યા; પણ સરખો થવાની જહેમતમાં માંજી ચિલ્લાવા લાગ્યો. મકનાએ ડોલ ભરી ઠંડું પાણી એના ઉપર રેડ્યું અને તરિયા લોલી ઘટાવવા માંડી. આ પ્રમાણે બીજા દહાડાની સફર શરૂ થઇ.

**સાં**જ પડવા માંડી હતી. આકાશ ઘેરાઈ ગયું હતું. દૂરદૂરની પર્વતમાળ જાંબુડી વાઘા પહેરવા માંડી હતી. સીમ પાસે કાળા મેઘ પાણીમાં ડૂબી રહ્યા હતા. ઝાંખા નીલ ઉજાસ પછવાડે સૂરજ અદૃશ્ય થઇ ગયો હતો. થોડી વારે મેઘના કડાકા થવા માંડ્યા. વચ્ચેવચ્ચે આછની જેવી વીજળી રૂપેરી ઝબાકા દેતી જતી'તી. પાણી ઉપર લીલા, જાંબલી રૂપેરી ને સ્યાહ રંગો પલટા લેતા જતા'તા. મકનાની નજર ઘડીમાં તંગ સઢમાં તો ઘડીમાં આકાશમાં ફર્યે જતી'તી થોડીવાર થયાં ઉગમણી દિશમાં મોટા પટ ચીરતી ફાંગ દેખાવા માંડી હતી; મકનો વારંવાર એ તરફ જોયા કરતો હતો.

હવે માંજીએ જબાન ખોલી. પોતાની બોલીમાં એ સડસડાટ બોલવા માંડ્યો. એની આંગળી ફાંગની ઉતરાદિ દિશ તરફ ચીંધી રહી હતી. મકનાએ નાળિયા દૂરબીન લઇ એ તરફ જોયું. પાણીના મેલા ખદબદાટ ઉપરથી ત્યાં કોઇ માતબર નદમુખ હોવાનું એણે અનુમાન કર્યું.

આ પળે જ મેઘગર્જનામાં ચોખ્ખી ભાન પાડતો એક ઘેરો ધડાકો થયો! મકનાના અચંબાનો પાર ન રહ્યો! નાળ નીચી કરી એણે તીખી આંખે






માંઝી તરફ જોયું. માંઝી ઝડપથી કંઈ ભોળવે જતો હતો અને એ દિશ તરફ ચીખે જતો હતો. ફરી બીજો ધડાકો થયો અને મકનાએ ફરી નાળ આંખે માંડી. એ ખદબદાટ જાણે ઊભરાતો—શમતો હોય એમ લાગ્યું, પણ ઘણી વે વાર જોયા છતાં ફરી ઊભરો દેખાયો નહિ. મકનાને ઝડપથી વિચાર આવવા લાગ્યા. કોઇ અગમ્ય રીતે માંઝીએ દુશ્મનને ચેતાવ્યા તો ન હોય? અથવા કોંસોલાંનના ગુમ થવાથી એને શોધતું કોઇ ફોજી જહાજ તો ફરતું ન હોય? પણ ચોર શોધનાર આમ ગાજતી તોપે ન આવે. વળી આ ધડાકા તોપ જેવા હતા, પણ તોપના ન હતા. તોપોની સુરાવટ અને સરગમ તો મકનાના કાનમાં એ સમજણો થયો ત્યારની ઊતરી ગઇ હતી. મકનાને ખાતરી હતી કે આ અવાજ તોપના ન હતા;—એ અવાજનો ભેદ એને ન સમજાયો.

કોઇ પણ વાતનો ભેદ ન સમજાય તો તેનો પાર મેળવવામાં મકનો છત્ર જોખમાવે, પણ અણઉકેલ્યો ભેદ એ સહન કરી શકે એમ નહોતું. ઘડી પણ વિચાર કરવા ન થોભતાં મકનાએ સાર ઘટાવી, સઢ લફાવ્યો, પરમાણ ફેરવ્યું, સાર વધાવી, વીણો દાબ્યો અને પછાડ મારતી હંગી ઇશાન તીરે નમવા માંડી.

ઓલિમિયાની ઉમેદ બર આવી. મકનાને આ તરફ લેવા એ ક્યારનો ઉદ્ગ્રા રહ્યો હતો, પણ આસાનીથી મકનો આ કાળમુખમાં પ્રવેશ કરશે એમ એણે નો'તું ધાર્યું. આ કોઇવાર ધીરા, કોઇવાર ભીષણ, એવા ધડાકા એણે આગળ પણ સાંભળ્યા હતા અને એ અવાજથી એ દૂર નાઠો હતો. એ ધડાકા શાના છે તે વિષે એને કાંઇ ખબર નો'તી, કારણ એ ધડાકાની દિશામાં સપડાઇ જનાર કિશ્તી કે ઇન્સાન કોઇ આજ સુધી પાછાં ફર્યાં ન હતાં. એના અનેક નાખવા શાગિર્દોએ અનેક રોમાંચક કિસ્સાઓ તેને વિષે એને કહ્યા હતા. છતાં એ કિસ્સાઓ કોઇએ જાતે અનુભવેલા નો'તા. એ અનુભવનાર સેંકડો કિશ્તીના ખેડનારાઓ પાતાળમાં ગરક થઇ ગયા હોય તેમ હસ્તીમાંથી નાબૂદ થઈ ગયા હતા. મકનાના ફેંજ વિષે માંઝીને હવે અંદેશો ન રહ્યો. સાથે પોતાનો પણ કદાચ નાશ થશે એ વાત એ કિજાના હબસીને બહુ મોટી નો'તી લાગતી. છતાં મકનાને મોતના ડાચામાં ધકેલી છેવટની ઘડીએ પણ કોઇ ઉપાયે પોતે બચી જવાની એને ઉમ્મીદ તો હતી જ.

કિશ્તી, નદમુખ પાસેની ફાંગ ઢૂકડી આવી પહોંચી. પાણીમાં ભયંકર ખદબદાટ થઇ રહ્યો'તો. મકનાએ સઢનો કારસો દીધો, પરમાણ આરિયાં કર્યું. માંઝીને હલેસાં આપ્યાં, સુકાન હોબેશ કર્યું અને બે હલેસાં પોતે

અંડો: નહુઓ ઉપરનું ચિત્ર
નિઠુર: નિષ્ઠુર
મુણસાઈ: માણસાઇ
સાતેસરી: ઋક્ષ, સપ્તર્ષિનું તારામંડળ
ફાંગ: નદીના મુખ આગળનો ઘણા ફાંટાવાળો ભાગ, Delta.
પરમાણ ફેરવ્યું: પરમાણ=સઢ બાંધવા માટે લાકડાના કટકા ભેગા કરી તૈયાર કરેલું લાકડું
સાર ઘટાવી: સાર=ખૂણાની જે બાજુ પરમાણ હોય તેની સામી બાજુએ ખૂણાને સતાણ બાંધી રાખવાનું દોરડું
ઇશાન તીરે: ઇશાન ખૂણે, ૧૧ અંશે
આરિયાં કર્યું: નીચે ઉતાર્યું
હોબેશ કર્યું: ઊંચે ચડાવ્યું

રાંગભર: વહાણના કઠેરા ઉપર

ખામોખા: સાક્ષાત

વરસાદ માઠો થઇ ગયો હતો: બંધ પડી ગયો હતો.

ભરતિયો ભમરભાણ: જુવારિયો ભમરભાણ (Flood Maelstrom) એની ઉત્પત્તિનું કારણ એ છે કે અનેક વાંકાચૂકી નાળોમાંથી ઘોડાપૂર (Bore-Tidal waves) ત્રાટકે ત્યારે એક ઠેકાણે બધાં પૂર ભટકાવા માંડે છે અને અથડાવાથી ભાંગ લાગે ત્યાં સુધી ભમરભાણ ચક્રાવા મારે છે. જુવારિયા ભમરભાણ વિષે બીજી હકીકત જાણવા જેવી એ છે કે પાણીના તાગ જેમ છીછરા તેમ ભમરનું જોશ વધારે!

જેના ઉપર આ વાર્તાનું મંડાણ છે તે આલરિયા ભમરભાણ (Ebb Maelstrom) વિષેની વિસ્તારી હકીકત સામેના પાના ઉપર જુઓ.

લીધાં. પાછોતરા લોઢમાં વાંઢાર ફુંગાવની કિસ્તી ઝડપથી વધવા માંડી. મેઘ ઘેરાઇ રહ્યો હતો. ગર્જના વધતી જતી હતી. નીલું આકાશ કાળું થઇ ગયું હતું. દર હડમેચે કિસ્તીને વામ વામ ઠેલતો મકનો પુરપાટ ઉપડયે જતો હતો. થોડી વારે નદરાએ દખણાદો વળાંકો લીધો અને એની બેય પાસ તથા ખુદ પટ વચ્ચે નાનાગોટા ડુંગરાઓ દેખા દેવા લાગ્યા. સાથે વરસાદ ધોધમાર તૂટી પડ્યો. સુરજ મહારાજે કોર વાળી હોય તેમ કાળોનાગ ઊતરી આવ્યાં. કિસ્તી થંભી ગયા જેવી થઇ રહી. ઘડીભર નાંગરવાનો વિચાર કરી મકનાએ હલેસાં રાંગભર થંભાવ્યાં, પણ એ જ પળે એક ગહનઘેરો પણ પ્રચંડ ધડાકો થયો. મકનાએ એ દિશામાં કિસ્તી ધકેલી.

હવે માંઝીની હિંમત ન રહી. કિસ્તીને ખામોખા મોતના ડાચામાં ધસતી જોઇ એની કિન્નાખોરી ઓસરી ગઇ. મકનાને અહીં સુધી લલચાવી આવવાની એની મકસદ વિસરાઇ ગઇ. એના પગમાં બેડી હતી એટલે કિસ્તીમાંથી બહાર કૂદી પડવામાં તો નિશ્ચય જ મોત હતું. મકનાને ધડાકાની દિશામાં કિસ્તી વાળતો જોતાં જ એણે નકાળજી ચીસ પાડી. જવાબમાં એના બદન ઉપર જાડા રસ્સાનો ફડાકો બોલ્યો.

અચાનક, હજાર હલેસાએ જાણે હડસેલો દીધો હોય એટલી ઝડપે કિસ્તીએ ધસારો કીધો. કોઇ ઊંડા ખાડામાં ઉથલી પડી હોય તેમ કિસ્તી ઊંડે ઊતરી ગઇ. આમથી તેમ રાંગ પછાડતી તે પહાણભેર થંભી ગઇ અને એનો મોરો બેચાર ઘુમરી ખાઇ ફરી જોરથી આગળ ધસવા માંડ્યો. આ ઓચિંતા હલ્લાથી મકનો મુઝાઇ ગયો. અંધારામાં નજર કરવા એ ઊભો થવા ગયો; પણ કિસ્તીની ધમાચકડીએ કોઇ અજબ જોરથી એને પછાડયો. પાણીના પીપાને બથાવી એ ગુડાભેર બેસી ગયો. વરસાદ માઠો થઇ ગયો હતો, ગર્જના ક્યારની બંધ થઇ ગઈ હતી, પણ ક્યાંય ઊંચેથી હજારો ધોધ પડતા હોય એવો જબ્બર ઘોંઘાટ ચારે દિશાને ભરી દેતો હતો.

વાદળા આછાં થતાં, ઝીણાંઝીણાં ટપકાં જેવા તારાઓ અહીંતહીં ડોકિયાં કરવા લાગ્યા. એના પડછાયા ઝીલતાં પાણીમાં મકનાએ જોયું તો કોશભરના વિસ્તારમાં ભાંગતા મોજાંઓનું એક અજાયબ ચક્કર ફરી રહ્યું હતું. એ ગોળાઇનાં ફીણની ફુમકિયાળી જતી ધારમાં તારાઓ હીરાકણી પેઠે ચમકતા હતા.

વિશાળ ગોળાઇમાં ઉકળતી એ ફીણની ધાર વચ્ચે, જાડો રસ ઠોળાતાં થિર થઇ જાય એવાં થિર પાણીનો પટ પથરાઇ રહ્યો હતો. એ પટ કોઇ જલાસુરના નિઠુર વાળુનો થાળ હોય એમ, થિર પાણીની આસપાસ ઉભરાતી ફીણની ધાર એ થાળની કોર જેવી લાગતી હતી. વળી જાણે કોઇ અદ્ભુત બાજીગરની ગેબી લાકડીએ થાળ ફરતો હોય તેમ એ આખી ગોળાઇ અને વચલો પટ ઝડપથી ગોળગોળ ફર્યે જતા હતા, અને આ ઝડપ દર પળે વધતી જતી હતી. ધારથી વચલા ખાડા સુધીની સપાટી વેગ વધવા સાથે નમતી જતી હતી અને આ ઝૂકે જતા જલવિસ્તારમાં અનેક નાનાં મોટાં ઓળાઓ ચક્કર ફરતા ધસ્યે જતા હતા. મકનાની કિસ્તી ધારથી થોડેક નીચે આ જંતરમાં ફર્યે જતી હતી એનો

મોરો સહેજ ખાડા તરફ ઢળી પડ્યો હતો ને વાંદાર ઊંચે હતું. કિશ્તીનો ડોલ તો ક્યારનો ય વાગી ગયો'તો તેની મકનાને ખબર પણ નો'તી પડી. વધતા જતા ઢોળાણમાં દોઢેક વામ નીચે ઊંડું ઊંડું થતો ડોલ ઘૂમતો જતો'તો. કિશ્તીનું સુકાન બેએક હાથ પાછળ અને ચારેક હાથ ઊંચે કિશ્તી પછવાડે ઘસ્યે આવતું'તું. ઉપલી ધાર કુદાવી જેવું કિશ્તીએ આ જંતરમાં પડતું મૂક્યું તેવી જ તે ઢોળાણમાં ઊંડી ઊતરી ગઈ હતી, પણ જ્યારથી ચક્રગતિના સૂસવતા વેગમાં કિશ્તી ઘસવા માંડી ત્યારથી ખાડા તરફની એની ગતિ બહુ ધીમી થઇ ગઇ હતી. આ ચક્રાવાના વેગથી જ જાણે કિશ્તીનું પરાણ પાણી ઉપર ચોંટી ગયું હતું!

આ ભયંકર બનાવની શરૂઆતમાં તો મકનો વ્યાકુળ બની ગયો હતો, પણ મોતના જંતરમાં થિર થયા પછી એના દિલમાં અજબ સ્વસ્થતા આવી ગઇ અને ચાંદાના ઝાંખા પ્રકાશમાં એ ચોતરફ જોવા લાગ્યો.

આ ઘુમરીમાં મકનાની કિશ્તી એકલી જ ભોગ નો'તી બની. કિશ્તીની ઉપર, નીચે, પાછળ અને આગળ અનેક ઓળાઓ ઘૂમતા હતા. નાના-મોટા ખુવા, સુકાન, આડિયા, પાટિયા, પીપા, પેટીઓ, રસ્સા વગેરે ભંગાર, મોતની ગરબી રમતો, એકબીજાની પાછળ ગોળગોળ ફરતો ઘસ્યે જતો હતો, અને એમ ઘસતાં ઘસતા વચ્ચે ઊંડા બનતા ખાડા તરફ સરકતો જતો હતો. આમાં કેટલાંક વળી ધીમેધીમે સરકતા હતા તો કેટલાંક ઝડપથી સરકી ખાડામાં ગરક થઇ જતાં હતાં. વારાફરતી દરેક આકાર ઉપર મકનાની નજર ફરતી જતી હતી, અને કયો આકાર ક્યારે ખાડા પાસે પહોંચશે એ વિશે તર્ક સુદ્ધાં એના મગજમાં આવતા જતા હતા.

સાત સાયરના ભોમિયા મકનાએ અનેક ભરતિયા ભમરભાણ (Tidal Maelstrom) જોયા હતા. તેમાંના કેટલાકે તો એને માંડ જીવતો છોડ્યો હતો. એક જુવારિયો ભમર આધન (એડન) અને શાહબંદર વચ્ચેની ધોરી વાટમાં ઘૂમે છે. એકવાર એક ફરાસી (પર્શિયન) સોદાગરની પૂંઠે પડતાં એ ભમરની ટૂંકડેથી જતો'તો ત્યારે વીસવીસ કોશ ઉપર એના પરાણ ઘણ-ઘણી રહ્યાં'તાં. પણ પોતે આજે જેમાં સપડાયો હતો તે આ ભમર એવો જુવારિયો (Tidal) નો'તો. મકનાએ થિર મગજે વિચારવા માંડ્યું ચાંદા-નો અરજંશ (Latitude) તો મપાય એમ નો'તું, પણ ક્યાસ કરતાં એને લાગ્યું કે આલર લાગે અધપોર તો જરૂર થયો હશે. તરત એને આલરિયા ભાણ (Ebb Maelstrom—જુઓ બાજુની હકીકત) વિશે સાંભળેલી વાતો યાદ આવી. આ ભમરભાણ નીચે ધરતી ન્હોય! આ તો હજારમુખા શેષનાગની જલાધારી! આ તો ભભૂતધર મહાકાલના ત્રીજા લોચનના પ્રલયના ભડકા વિસાવનાર દરિયાલાલનાં પાતાળપૂર! જે દહાડે મરજાદા તોડવાની ભેરી બાજે તે દહાડે એક જ ઉથાળે પૃથ્વી જલાકાર કરવા માટે દરિયાલાલે સંઘરી રાખેલાં આ પૂર! મરજાદા મૂકવા આડે આણુ હોય ત્યાં સુધી ક્યાક ક્યાક છુપાવી રાખેલાં આ પૂર! પેટમાં અસેવાના વડવાનળના ભડકા બળે ત્યારે કોઇવાર મહાભક્ષનાં ખપ્પર ભરી લે એ આ પૂર!

આલરિયો ભમરભાણુ: ઓટિયો ભમરભાણુ. એ, જુદીજુદી દિશામાંથી દોડી દોડી બટકાતાં મોજાંને લીધે નથી થતો. દરિયાની ભીતરમાં ભૂકંપ કે જ્વાળા-મુખીના જોરે ધરતી ફાટે અને રસાતલનાં ઢાંકણાં ઉઘડી જાય ત્યારે એ અતલ-કૂપમાં દરિયા ઠલવાય છે. ભરતી ટાણે એ કૂપ બર્યામાં ભર્યો બનતો હોતાં છુપાએલો રહે છે; પણ ઓટ વખતે, જ્યારે મહાસાગર પોતે ફેંકેલાં ભરતીનાં પાણી પાછાં માગે છે ત્યારે, આસપાસનાં પાણી આ પાતાલકૂપને પૂરવા ધસે છે. પૃથ્વીની નાસિકેથી જાણે કુમ્ભક પ્રાણ-ચૂરા મારતી હોય તેમ, આસપાસની વસ્તુમાત્રને એ કૂપ પોતામાં ખેંચે છે.

પૃથ્વીની ભીતરમાં ધખધખી રહેલા વડવાનળને લીધે ઠેકઠેકાણે પાણી નીચેની મોટી બખોલોમાં વાયુમંડળ ઘેરાય છે. એની ગરમીથી 'વેક્યૂમ'ની બખોલો પણ બને છે વાયુ ઉપર દબાણ થતાં પાણીમાં ખદબદાટ બોલાવતો એ વાયુ બહાર નાસી છૂટે છે, પણ 'વેક્યૂમ' તો પાણીને નાની મોટી બખોલોમાં આવતું અટકાવી દે છે. પાણીના બોજાને ટકાવી રાખતું આ આકાશ, ભરેલા ડાઇનેમાઇટ જેવું, બખોલની છત ઉપરની સેંકડો હાથની જમીનને આધાર વિનાની બનાવી દે છે. જ્યાંસુધી આ બખોલ નાની હોય છે ત્યાં સુધી આ જમીન આસપાસની જમીનને ટેકે ટીંગાઇ રહે છે; પણ જ્યારે વખત જતે આ બખોલ વિશાળ ગુફા બની રહે છે ત્યારે, પૂનમ અમાસનાં મોટાં પાણી વખતે કે આખરની ઋતુમાં દરિયા ગરમ થવાને વખતે ગુફાની છત ભાર નથી ઝીલતી. આસપાસ ભડતા વાયુના પરપોટાઓનું એકાદ ઝુંડ એ 'વેક્યૂમ'માં નાનકડું બાબડું પાડે છે ને પાયો નીકળી જતાં જમીન ગરક થવા માંડે છે 'વેક્યૂમ' ભેદાતાં જબરદસ્ત ધડાકો કરતાં પાણી પણ તૂટી પડે છે.

દૂરદૂરથી લોકો કોઈ આગબોટ, કોઇ શહેરને આમ ગરક થતું જોઇ રહે છે અને નાનકડાં ફૂંડાંઓ પાછળ છોડી

કંઠારથી વળી કોશ છેટા જઈ રહે છે.

આવાં મેલસ્ટ્રમ નૉર્વેમાં લોફોડન ને મોસ્કો (Moskoe) વચ્ચે થાય છે અને એનું (વાસ્તવિક પણ કાર્યકારણ મીમાંસામાં શંકાસ્પદ) વર્ણન અમેરિકન લેખક એડગર ઍલન પોએ પોતાના એક પુસ્તક (ટેઇલ્સ ઑફ મિસ્ટરી ઍન્ડ ઇમૅજિનેશન)માં કર્યું છે.

આવા ભમર બાબ્રુ વિષે નાનપણથી સાંભળેલી અનેક વાતો મકનાના મનમાં તાજી થવા માંડી. એની નજર તો જુદાજુદા આકારોને ગરક થતા જોવામાં ગુંથાઇ હતી, પણ એનું મન ક્યાંય ને ક્યાંય ફરવા માંડ્યું. એને પોતાના સાથીઓ યાદ આવ્યા; એનો કોટિયો, ઘર ખોરડાં, બુઢ્ઢી મા, નાનાં છોકરાં—બધાં સ્વપ્ન પેઠે એની નજર સામે સરવા લાગ્યાં.

એટલામાં એનું મન જાગ્યું. એની નજર ક્યારની એક ચક્કર મારતા આકાર ઉપર ચેંટી ગઈ હતી. જ્યારે બીજા બધા આકારો આસ્તેઆસ્તે પણ નીચે ને નીચે સરતા છેવટે ગરક થઇ જતા દેખાતા હતા, ત્યારે આ આકાર ખાડાથી અને ધારથી એક જ અંતરે ફર્યા કરતો હતો;—જાણે પેલા પાતાલકૂપની ભયંકર ચૂશની એ આકાર ઉપર અસર જ નો'તી થતી. એ આકાર એક પીપનો હતો.

મકનો આ અજાયબી જોઇ રહ્યો. નાખવાની જિંદગીમાં અનેકવાર એણે પીપાંના આકારની અદ્ભુત શક્તિ જોઈ હતી, અને આજે તે શક્તિની પરાકાષ્ઠા એ જોઈ રહ્યો હતો. તરત એના મનમાં એક સખત આંચકો આવ્યો. એની પોતાની જ બાથમાં ક્યારનું કિશ્તીનું પીપું જડાઇ રહ્યું હતું! મૃત્યુને ડાચું વકાસતું જોઇ મનને આંચકો લાગે છે; મૃત્યુની દાઢમાં ચંપાયા પછી બચવાની આશાનું નાનકડું કિરણ જોતાં પણ એવો જ આંચકો લાગતો હશે

આવા આંચકાથી મકનાનું બ્હેર મારી જતું મગજ ફરી હુશિયાર થઇ ગયું. કિશ્તીથી ધાર જેટલી છેટી હતી તેટલો ખાડો છેટો નો'તો. કિશ્તીનો મોરો તો ક્યારનો ખાડા તરફ ઢૂંકી રહ્યો હતો. જેમ વખત જાય છે તેમ કિશ્તી ખાડા નજદીક ઢૂંકતી જાય છે એ મકનાએ જોયું. મોત તો હાથ લંબાવી રહ્યું હતું, છતાં છેલ્લો દાવ અજમાવી લેવાનો મકનાએ નિશ્ચય કર્યો. આ પ્રલયચક્રાવામાં પીપાના બદનને ગરક કરવાની શક્તિ નો'તી. પીપાને કિશ્તીથી છૂટો કરી, એને આધારે કિશ્તીમાંથી બહાર એ ભમરિયા મોતના ખોળામાં કૂદી પડવાનો એણે નિશ્ચય કર્યો.

આ વખતે એ દિલાવર દિલના નાખવાને પોતાના લાચાર દુશ્મનનો પણ ખ્યાલ આવ્યો. સામે ચડેલા દુશ્મનને ઘડી પળમાં ધૂળ ચાટતો કરનાર આ જવાંમર્દ નાખવાના લોખંડી સીના પાછળ ધર્મયુદ્ધની અમોલી ભાવનાએ નીંગળતું હૈયું ધડકી રહ્યું હતું.

ઉલાળ ટીંગાઇ રહેલા વાંદરેથી એણે નીચે જોયું. મોરાનો આડિયો બથાવી માંછી મડદા જેવો પડ્યો હતો. એનું માથું ઢળી પડ્યું હતું. એનો ચહેરો ફિક્કો મારી ગયો હતો. એક બાવડાએ પીપાને વજ્રચૂડ ભરાવી મકનો કાચબાની ગતિએ નીચે સરવા લાગ્યો. કાચ જેવી આંખોએ માંછી ઢુકડાતા મકનાને જોઇ રહ્યો. મકનાનો હાથ એના પગને લાગ્યો. મડદા જેવા માંછીએ પગ ખેસવવાની કોશિશ કરી. ક્યારનું ભમરી ખાતું એનું માથું ફરી ગયું આડિયો હાથમાંથી છુટી ગયો અને માંછી કાળચક્રાવામાં સરી પડ્યો! મકનાએ એને જતા જોયો. એના જવાના હડદોલાથી કિશ્તી થોડી નીચી સરી ગઈ.



આલર લાગ્યે: ઓટ શરૂ થયે
અસેવાતા: ન સહેવાતા
આડિયો: પાન ૨૯૧ ઉપરનું ચિત્ર
રેંક: ભરતીનો હીલોળો
વો: પાણીના હીલોળાનું જોર.
મોરો ચોકી ફેરવ્યો: ચોકી=સધર્ન ક્રૉસ–ત્રિશંકુ તારામંડળ;—એ તરફની દિશા. South South by East; દખણાદી દિશા; એટલેકે એ દિશાને રસ્તે વહાણ હંકાર્યું

હવે પળ બે પળનો મામલો હતો. બીજે હાથ પણ પીપ પર ભરાવી જોગમાયાને સાદ કરી મકનાએ પાણીમા પડતું મૂક્યું. માંછના આંચકાથી અસ્થિર બનેલી કિસ્તી મકનાના હડદોલાથી વધારે અસ્થિર બની ને બેચાર ચક્કર જોરથી મારી મોરાભર ખાડા તરફ ધસીને તેમાં ગરક થઇ ગઈ!

માંછ લોચો વળી બીજી ભંગાર પેઠે ચક્રાવામાં ફરવા માંડ્યો અને નીચો ને નીચો સરવા લાગ્યો. મકનાનું પીપ, જરાક નીચે સરી, ચકરડી ફરતું એક જ અરઝાંશમા ચક્રાવો લેવા લાગ્યું.

ચક્રાવાનો વેગ ધીમો પડવા માંડ્યો. ફીણની ઊભી ધાર જરાક ઢળવા લાગી. ખાડાની ચૂશ વધી અને એક ભયંકર ધડાકો થયો!

મકનાના માથા પર જાણે સેંકડો મોજાં ઉથલી પડ્યાં હોય એમ પાણી ઉલટ્યું. પીપ થોડી વાર ઝપાટાભેર નીચે ઊતરવા માંડ્યું. પાણીમાં હજારો મણ ડહોળાતો કાદવ એને ઘટ્ટ બનાવી રહ્યો. મકનાનો દમ ઘુંટાઇ ગયો. એના મોમાથી લોહી વહેવા લાગ્યું. એ બેહોશ થતો લાગ્યો. પીપ ઉપરથી એના હાથ સરતા લાગ્યા. એટલામા નીચેથી વળતી તાણ ઊપડી અને થોડી વારે એનું માથું પાણીની બહાર આવ્યું.

શીતળ ચાંદનીના પ્રકાશમાં દરિયો હસુંહસું થઇ રહ્યો હતો. ઘડી પહેલાં-ના પ્રલય ધમસાણની કથા કે નિશાની સરખી પણ નહોતી. આટલો વખત દૂર રહેલો ભય હવે મકનાને જાણે કંપાવી રહ્યો. એને થયું કે પોતે કોઇ ભયંકર સ્વપ્ન જોતો હતો. પણ આસપાસ નજર કરતાં મકનાના અચંબા-નો પાર ન રહ્યો. સાંજે જ્યાં એણે ઊંચી ભેખડો જોઇ હતી ત્યાં બધું જલાકાર વરતી ગયું હતું. કંઠાર કેટલે ય દૂર ચાલી ગયા હતો. ઓટ પૂરી ઊતરી રહી હતી અને નદમુખ તરફથી જુવારની પહેલી રેંક પાણી ઉપર હીલોળા લેતી અંદર વધ્યે આવતી હતી.

દરિયાલાલની આ લીલા જોઇ દુનિયાનો ખાધેલ આ નાખવો પણ ડઘાઈ ગયો. આસ્તે આસ્તે વો ભેળો તરતો મકનો કંઠારે ઊતર્યો.

ત્રીજે દહાડે ભગાન તંડેલ અને ચાર હથિયારબંધ ખારવાઓ આશા-પુરાની મોટી હંગી લઇ આ તરફ આવી પહોંચ્યા. મકનાના દિદાર જોઇ બધા તાજુબ થયા. એના ચહેરા ઉપર કોઇ ઊંડી ગંભીરાઇ છાઇ રહી હતી.

કોટિયા ઉપર પહોંચી મકનાએ મોટે દરિયે જઇ મોરો ચોકી ફેરવ્યો. વતનનાં પાણી સૂંઘતો કોટિયો ગેલમાં આવી દોડવા માંડ્યો.

કેટલેક દહાડે કાનજીને એણે માંડીને બધી વાત કહી. વખત જતાં કોટિયાના બધા ખારવાઓએ પણ એ વાત જાણી અને તે દહાડેથી ખારવી દુનિયામાં મકના નાયકનું નવું નામ પડ્યું: ધુડાકિયો બાણુ

'સુકાની'

(સંપૂર્ણ)

[શ્રી 'સુકાની' અમને લખે છે: 'હવે લાખો માલમ, મકનો નાયક ઉર્ફે ધુડાકિયો બાણ, કાનજી માલમ એ બધાનાં સાહસો ટૂંકી વાર્તાઓરૂપે ગૂંથવા ઇરાદો છે. આશા એવી તો બાર આવશે'.. [દિદના વહાણવટા ઉપર શ્રી. 'સુકાની'નો ઉપયોગી લેખ આવતા અંકમાં.]



ડૉ. ભિસે . . . અનુસંધાન પૃ ૨૮૭થી

૧૯૧૪માં ડૉ. ભિસેએ એસેસીન કંપની કાઢી અને મોટા પાયા ઉપર તેની બનાવટ અને વેચાણ શરૂ કર્યાં. સંજોગવશાત તરત જ મહાયુદ્ધ સળગ્યું અને તેમાં રણક્ષેત્રનાં દવાખાનાંઓમાં તો એ તાવ તેમજ ઘા ઉપર એટલું અકસીર નીવડ્યું કે એ જગવિખ્યાત થઈ ગયું.

૧૯૧૬માં શંકરરાવની અમેરિકા જવાની લાંબા વખતની ઝંખના બર આવી. ત્યાં ૧૯૧૭માં દક્ષિણ અમેરિકાની એક વનસ્પતિનો એમણે એસેસીનમાં ઉમેરો કર્યો. એસેસીન પેટમાં જતાં જે સહેજ બળતરા રહેતી હતી તે પણ આથી બંધ થઈ અને તે સંપૂર્ણ બની. ભિસેએ હવે એ નામ બદલી એને ઍટોગિહીન નામ આપ્યું.

જનકલ્યાણમાં ઉપયોગી થઈ પડે એવી આ ઍટોગિહીનની શોધથી એમને ઘણો સંતોષ થયો. એ દવા લગભગ એકવીસ જાતના રોગો ઉપર કામ કરે છે અને પંચાણું ટકા દરદીને તો ફાયદો કરે જ છે. અમેરિકાની એક કંપનીએ એની બનાવટનો હક ખરીદી લીધો-પણ પોતાના દેશીઓને સસ્તી દવા આપવા માટે હિંદ અને સીલોન માટેના હક તો ભિસેએ પોતાની પાસે જ રાખ્યા.

આ ઍટોગિહીને શંકરરાવને જગતવ્યક્તિત્વ અર્પ્યું. તે પછી તેઓ અમેરિકામાં જ સ્થાયી થયા, અને પાંચેક માસ પર હમણાં ૬૮ વર્ષની વયે અવસાન પામ્યા ત્યાં સુધીનું પોતાનું શેષ આયુ ત્યાં જ ગાળ્યું. ઇ. ૧૯૨૭માં એમનો સાઠમો જન્મોત્સવ ઉજવાયો તે પ્રસંગે અમેરિકાએ એમને પીએચ. ડી. અને ડી. એસસી.ની ડિગ્રીઓથી નવાજી એમનું બહુમાન કર્યું.

ડૉ. ભિસેને પણ આ કદરથી જીવનના શેષ ભાગમાં સંપૂર્ણ સુખ અને સંતોષ થયેલા. આત્મવૃત્તાંતમાંના એ વિષેના એમના ઉદ્‌ગારો જ આ લખાણને અંતે ટાંકીએ:

'પ્રભુકૃપાથી બાળવયે કરેલા નિશ્ચયને વળગી રહી હું જીવનને આટલું વિજયી બનાવી શક્યો છું તેમાં, તેમજ પછાત ગણાતા હિંદ દેશમાંથી આવેલા અને આપબળે ઊંચે ચડેલા પુરુષ તરીકે અંતે જગતના આ અગ્ર દેશમાં એક વૈજ્ઞાનિક તથા શોધક તરીકે કીર્તિ પ્રાપ્ત થતાં હિંદી તરીકે હું ઊંચે મુખે ફરું છું એમાં મારા જીવનનું પરમ સુખ માનું છું.' (સંકલિત)



ઍરોપ્લેનની આ વિવિધ જાતો ઓળખી રાખવા જેવી છે. પૃ. ૩૦૦ ઉપરનો લેખ પણ જુઓ



રાખડી

ચિત્રકાર • કનુ દેસાઈ




. ચિત્ર નં. ૨ : ઉપર-નીચે બે પાંખોની જોડ ધરાવતું બાયપ્લેન—તેના વિવિધ ભાગો બતાવતું સમગ્ર દૃશ્ય

કાતી હવા ઊંચે ચડી જાય છે (ચિત્ર નં. ૪). અને તેનો નીચેનો ભાગ સપાટ હોવાને કારણે, ત્યાં હવા તેના સરસી ઘસાઈને જાય છે. એટલે પાંખના ઉપરના ભાગમાં હવાનું દબાણ ઓછું થયું અને નીચેના ભાગમાં વધારે થયું. *આથી જ તે હવામાં રહી શકે છે. આ જાતનો* અખતરો જો તમારી પાસે વીજળીનો ટેબલપંખો હોય તો તેના વડે તમે ઘરમાં પણ કરી શકશો. ચિત્ર નં. ૫ માં બતાવ્યા મુજબ પાતળા પૂંઠામાંથી પાંખનો આકાર બનાવો અને તેને દોરી વડે પંખાની જાળી સાથે બાંધો. પંખો બંધ હશે ત્યારે તે પોતાના વજનથી નીચે પડ્યો રહેશે, પણ જેવો પંખો ચાલુ કરશો કે તરત જ તે હવામાં તરતો થઈ જશે. આ જ સિદ્ધાંત એરોપ્લેનની પાંખમાં સમજવો. તેને પણ પૂરતી ગતિમાં હવા મળે કે તરત જ તે હવામાં તરતું થાય એટલે તો તેને હવાની પૂરતી ગતિ મેળવવા જમીન પર થોડું દોડવું પડે છે.

આ પરિચય પછી, ચાલો હવે તેને ઉપર-નીચે લઈ જનારા એલીવેટર દોસ્તોને મળીએ. આ એલીવેટર પૂંછડીની નાની પાંખો સાથે જોડેલા હોય છે, અને તે તેને ચલાવનાર કૉન્ટ્રોલ સ્ટિક (કે જેની સાથે તારથી તેનું જોડાણ કરેલું હોય છે તે) વડે ઉપર-નીચે કરી શકાય છે. પાઈલટની બેઠક પાસેની આ કૉન્ટ્રોલ સ્ટિકને આપણે આગળ ધકેલીએ. જુઓ, તેમ કરવાથી એલીવેટર નીચે ગયા (ચિત્ર નં. ૬ ક) અને તેના નીચા જવાથી હવાનું જોર તેની નીચેની સપાટી પર લાગ્યું, એટલે એરોપ્લેનની પૂંછડી ઊંચે ચડી ને તેનું મોઢું નીચે આવ્યું. હવે જો કૉન્ટ્રોલ સ્ટિકને પાછળ ખેંચીએ તો એલીવેટર ઉપર જાય (ચિત્ર નં. ૬ ખ) અને ઉપરના ભાગ પર હવાનું દબાણ આવતાં એરોપ્લેનની પૂંછડી નીચે આવે અને મોઢું ઉપર જાય. ત્રાજવામાં તમે એક તરફ વજન મૂકો તો એક પલ્લું ઉપર અને એક નીચે જાય તે પ્રમાણે જ આ એલીવેટરની રચનાનું સમજવું.

હવે જોઈએ સુકાન. તે તો તમે આગબોટો, વહાણ વગેરેમાં કદાચ જોયું પણ હશે; અગર તેનું કાર્ય તો જાણતા જ હશો. એરોપ્લેનના સુકાનનો સંબંધ, ચલાવનારના પગ પાસેના પૅડલ સાથે તારથી જોડેલો હોય છે અને પાઈલટ સુકાનને પોતાના પગથી ચલાવી પોતે ઇચ્છે છે તે દિશામાં એરોપ્લેનને વાળી શકે છે. હવે રહ્યા એઈલરોન. તે મુખ્ય પાંખોના પાછલા ભાગમાં



જોડેલા હોય છે. એ પણ કૉન્ટ્રોલ સ્ટિક વડે ઉપર-નીચે થઇ શકે છે. તેનું કામ મુખ્યત્વે વળાંક લેવામાં મદદ કરવાનું જ હોય છે.



ચિત્ર નં. ૫

... ચાલો ત્યારે, બેસો હવે અંદર. મારી બેઠક સામે જે સંખ્યાબંધ ઘડિયાળો જડેલું આ છે તે ઇન્સ્ટ્રુમેંટ બોર્ડ. તેમાં જડેલાં ઘડિયાળોની હકીકત પણ જાણવી જરૂરી છે. આ ડાબા હાથ પર રહ્યું તે રેવોલ્યુશન ઇન્ડીકેટર. ઍન્જિન એક મિનિટમાં કેટલા આંટા ફરે છે તે આ બતાવે છે. તેની નીચે છે તે ઍર સ્પીડ ઇન્ડીકેટર. તે હવાની ગતિ એક કલાકના કેટલા માઇલ ની છે તે બતાવે છે તેની બાજુમા છે તે ઓઇલ પ્રેશર ગેજ; અને આ જમણા હાથ પર રહ્યું તે ઑલ્ટીમીટર, જે આપણે હવામાં કેટલા ફીટ ઊંચા છીએ તે બતાવે છે. તેની બાજુમાં છે તે તો સાદુ વખત બતાવનારૂં ઘડિયાળ છે, અને તેની નીચે છે તે દિશા બતાવનારૂં કંપાસ (હોકાયંત્ર) છે, જે દિશા બતાવે છે.

આ કૉન્ટ્રોલ સ્ટિકને આગળપાછળ કરવાથી એલીવેટર ઊંચાનીચા થઇ શકે છે એ તો આપણે જાણી ગયા. તેને જ બાજુમા ધકેલવાથી એઇલરોનને ઉપર-નીચે કરી શકાય છે. મારા પગ આગળ જે આ બે પૅડલ દેખાય છે તે રડર-બાર, જેનાથી સુકાન ફેરવી શકાય છે; અને છેલ્લું આ મારા ડાબા હાથ પાસે છે તે પેટ્રોલ લીવર, જેનાથી વધારે-ઓછું પેટ્રોલ રાખીને ઍન્જિનની ગતિ ઓછી કરી શકાય છે.

ચાલો, આપણું ઍન્જિન હવે પૂરતું ગરમ થઇ ગયું છે અને ઉપર વાદળા પણ ઘેરાય છે, એટલે વરસાદ પડતાં પહેલાં આપણે આપણી સફર પૂરી કરી લઇએ.

ઍરોપ્લેન ઉપર જતી વખતે કે નીચે આવતી વખતે હમેશાં સામા પવનનો જ ઉપયોગ કરે છે, કારણકે તેમ કરવાથી થોડા જ વખતમાં ઉપર જઇ શકાય છે અને થોડી જગ્યામાં ઊતરી શકાય છે. તમને નવાઇ લાગશે, પણ પાછલા પવને ઊતરવું યા ચડવું એ ઍરોપ્લેન માટે બહુ જ જોખમકારક છે! જુઓ હવે હું પેટ્રોલ-લીવર દાબું છું. વાહ, શું સરસ ઍન્જિન છે! કેટલો તાલબદ્ધ અને સુંદર એનો ઝગઝગાટ છે! એક-બે-ત્રણ .... જુઓ! જુઓ, આપણે જમીન તો ક્યારની યે છોડી દીધી! આ નીચે દેખાય તે સ્ટેશન; અને તેની બાજુમાં રેલ્વે લાઇન તો જુઓ! જાણે કોઇ મદારી નાગ. અને નીચે દેખાતા આપણા શહેરનાં મકાનો તો રમકડાં જેવાં જ લાગે છે.

જુઓ, આપણું ઑલ્ટીમીટર કહે છે કે આપણે ૨૦૦૦ ફીટ ઊંચે છીએ અને આપણે જવું છે ૫૦૦૦ ફીટ. કારણકે હું ધારૂં છું તેમ આપણાં પેલાં વાદળ દોરનો લગભગ તેટલી જ ઊંચાઇ ઉપર છે. હવે આ મારી કૉન્ટ્રોલ સ્ટિક હું થોડી પાછળ લઉં છું. તેમ કરવાથી આપણા ઍરોપ્લેનની પૂંછડી નીચે અને મોઢું ઉપર થયુ. જુઓ, હવે ઑલ્ટીમીટર કૂદકે ને ભૂસકે આગળ વધે છે. ત્રણ હજાર . . . ચાર હજાર . . . અને . . . આ પાંચ! અરે વાહ! શું સરસ દશ્ય છે. નીચે નજર તો કરો, દોસ્તો! અરે રખે રખે તમે કૂદતા તેવા બરફના ઢગલા સમજીને. એ તો વાદળાં છે.

હું ધારૂં છું કે હવે થોડા વખતમાં જ સૂર્યોદય









ચિત્ર નં. ૬

થવો જોઈએ. ચાલો, તેટલો વખત જરા આ વાદળાં પર ચક્કર લગાવીએ. જુઓ, આ મારી ડાબી બાજુનું પૅડલ દાબતાં જ એરોપ્લેન ડાબી તરફ ફરવા લાગ્યું, કંઈ યે મુશ્કેલ નથી. ફક્ત એક જ ઈશારો કરો અને એરોપ્લેન તમને જવાબ આપશે. પણ રખે કોઈ દિવસ તેની અણછાજતી છેડતી કરતા! એરોપ્લેનના અકસ્માતના ૯૦ ટકા તો પાઈલટ અથવા ગ્રાઉન્ડ એન્જિનીઅરની બેદરકારી અથવા મૂર્ખાઈથી જ થાય છે. તમે મગજના ઠંડા હો અને સંભાળપૂર્વક કામ કરો તો સાઈકલ ચલાવવી તેના કરતા એરોપ્લેન ચલાવવું વધારે સહીસલામત છે!

જુઓ જુઓ દોસ્તો, આ ભગવાન સવિતાનારાયણની સવારી પધારે. કેટલું રમણીય ને ભવ્ય દૃશ્ય છે! વાદળ પરનો આવો સૂર્યોદય જોવાને તો શોખીન કલાકારો જાન પણ કુરબાન કરે; જોકે તે જોવા માટે તમારે તો ફક્ત બીકને જ કુરબાન કરવી પડી છે.

છક છીંક . . . . છીંક . . છક! અરે! આ શું? એન્જિન આમ છીંકો કેમ નાખે છે! અરે, અરે, અરે, આ તો બંધ પડી ગયું!

શું કરો છો, મુસાફર દોસ્તો? પ્રભુને યાદ કરો છો? અરે વાહ! તમે શું એમ ધારો છો કે એન્જિન બંધ પડી ગયું તેથી આપણે બધા ભાક કરતાક ને નીચે પડી પછડાઈને મરી જઈશું? એવો કશો યે ડર નહિ રાખતા. જુઓ, એન્જિન વિના પણ હું તમને આસાનીથી નીચે લઈ જઈ શકું છું. હા, એટલું ખરું કે આ સ્થિતિમાં આપણે માત્ર આગળ અથવા ઉપર નથી જઈ શકતા. પણ એન્જિન ખરાબ થાય કે તૂટી જાય તોપણ આજુબાજુમાં સપાટ જમીન હોય તો જરૂર સહીસલામત ઊતરી શકાય,—વાળ પણ વાંકો થયા વિના. પણ જો તમારાં નસીબ જ વાંકાં હોય અને નીચે પહાડ કે દરિયો હોય તો થયું. પણ ના, સારો પાઈલટ તો કોઈ પણ દિવસ સાધારણ એરોપ્લેન લઈને પહાડ અથવા દરિયો નહિ ઓળંગે.

અરે, વાતોમાં તો આપણે ઘણા નીચે આવી ગયા મને લાગે છે આ આપણી ડાબી બાજુનું ખેતર આપણને ઊતરવા માટે પૂરતું મોટું છે. હવે જોવું રહ્યું હવાનું, કે કઈ દિશામાંથી તે ફૂંકે છે. જુઓને, આ મીલનો ધુમાડો પશ્ચિમમાંથી પૂર્વ દિશા તરફ જાય. ચાલો દોસ્તો પાછા દુનિયામાં.

કેમ, જોયુંને? એન્જિન વિના પણ સલામત નીચે ઊતરી શકાય છે. હવે મને તપાસવા દો કે એન્જિન કેમ બંધ થયું. અરે, આ તો મૅગ્નેટોનો લો ટેન્શન વાયર છૂટો પડી ગયો છે. તે બરાબર બેસાડેલો છે કે નહિ તે જોવાં તો હું ઉતાવળમાં ભૂલી જ ગએલો. જો નીચે દરિયો કે પહાડ હોત તો આ નાની ભૂલનું કેવું ગંભીર પરિણામ આવત! હું કહું છું કે તમે આવી ભૂલ કોઈ દિવસ નહિ જ કરો.

આ મુસાફરીમાં તમને મજા આવી તે તો જાણ્યું; પણ તમારામાંથી જેઓને હમેશાં આવી સફર કરવાની ઇચ્છા હોય તેઓને નીચેની હકીકત ઉપયોગી થશે.

એરોપ્લેન ચલાવવા માટે આપણા દેશમાં બે જાતનાં લાઇસેન્સ મળે છે. એક A અને બીજું B. A લાઇસેન્સ વાળા ફક્ત ખાનગી જ એરોપ્લેન ચલાવી શકે છે, જ્યારે B લાઇસેન્સ વાળા ધંધાદારી પાઇલટ બની શકે છે, ક્યાંય પણ નોકરી કરી શકે છે અથવા પોતે ભાડે એરોપ્લેનની સર્વિસ ચલાવી શકે છે. A લાઇસેન્સ લેવા માટે લગભગ ૭૦૦ થી ૮૦૦ રૂા નો ખર્ચ થાય છે, પણ B લાઇસેન્સ માટે તો લગભગ ૬૦૦૦થી ૮૦૦૦ નો ખર્ચ થાય છે. A લાઇસેન્સની પરીક્ષા બહુ અઘરી નથી, તેમજ લગભગ બે માસમાં તે શીખી શકાય છે; પરંતુ B લાઇસેન્સ લેવા ઇચ્છનારે સાધાકામની, નૌકાશાસ્ત્રની, વાયુશાસ્ત્રની અને ઊડવાની પરીક્ષાઓ પાસ કરવી પડે છે અને એના કુલ અભ્યાસને લગભગ દોઢથી બે વર્ષ લાગે છે.

આપણા દેશમાં મુંબઈ, કલકત્તા, દિલ્હી, કરાચી વગેરે સ્થળોએ ફ્લાઈંગ કલબો છે જે A અને B બંને લાઇસેન્સનું શિક્ષણ આપે છે. અત્યારે B લાઇસેન્સ લેવા માટે મુંબઈની ફ્લાઈંગ કલબ સારી ગણાય. તે વખાણવાલાયક કામ કરી રહી છે. B લાઇસેન્સ લેવા ઇન્ટર આર્ટ્સ અથવા ઇન્ટર સાયન્સ સુધીનો અભ્યાસ કર્યો હોય તો વધારે સારું. વારુ ત્યારે, સલામ દોસ્તો. વળી મળીશું કોઈવાર.



રુદ્રમાળનાં ખંડિયેરનો તોરણસ્તંભ

જરા સારી હાલતમાં (નં ૨ વાળો) અવશેષ

રુદ્રમાળ અવશેષ (નં ૪) ટેકવી રાખેલા

# ઉત્તર ગુજરાતના ઐતિહાસિક અવશેષો

નાના હતા અને ગુજરાતનો ઇતિહાસ શીખતા ત્યારથી જ ગુજરાતની પ્રાચીન સમૃદ્ધિના સાક્ષીભૂત ઊભેલા એના પ્રાચીન અવશેષો તરફ આકર્ષાયેલા. જેમજેમ વાચનની વધુ સગવડો મળતી ગઇ તેમતેમ તે તરફ વધુ ખેંચાતા ગયા અને છેવટે તે પ્રત્યક્ષ નિહાળવા માટે ઉનાળાની રજાઓમાં અમે મિત્રવર્ગે પ્રવાસ ગોઠવ્યો.

મહેસાણાથી દસ વાગ્યે નીકળી સિદ્ધપુર અગિયાર વાગ્યે અમે પહોંચ્યા. સ્ટેશન બહાર નીકળી, 'કઇ જ્ઞાતના છો? ક્યાંના છો? યાત્રા કરવા આવ્યા છો?' એવી એવી ગોરમહારાજોની પ્રશ્નાવલિના પંજામાંથી જેમતેમ છૂટી, અમારા મિત્રોને ઘેર ગયા. બપોરે જમી આરામ લઇ સાડાત્રણ વાગ્યે રુદ્રમાળનાં ખંડિયેરો જોવા ગયા.

રુદ્રમાળનાં ખંડિયેર ગામને એક છેડે છે. હાલમાં P.W.D. (જાહેર બાંધકામના સરકારી ઇજનેરી)ખાતા તરફથી તેની આસપાસ કોટ ચણાવી બાગ બનાવ્યો છે અને તે દરેકને માટે ખુલ્લો મૂક્યો છે. કૉમ્પાઉન્ડમાં ચાર અવશેષો છે; અને પાછળ મસ્જિદના કૉમ્પાઉન્ડમાં ત્રણ શિવ-મંદિરોની બનાવેલી મસ્જિદ, એક ઉપમંદિર અને સૂર્યકુંડ છે. મુખ્ય દરવાજેથી દાખલ થતાં સામે જ તોરણસ્તંભ નજરે પડે છે. (જુઓ ચિત્ર) એ હજી સુધી સારી સ્થિતિમાં છે. તેને કોઇ ટેકણોથી મરામત કરવામાં આવ્યો નથી અને તેનું કોતરકામ હજી સચવાઇ રહ્યું છે. તોરણસ્તંભના જમણી બાજુના થાંભલામાં ગણેશની મૂર્તિ કોતરેલી છે જેની પૂજા હજી સુધી થાય છે ત્યાં આગળ ગોરાણી રુદ્રમાળનો રાસ સંભળાવી યાત્રાળુઓ પાસેથી દક્ષિણા મેળવે છે.

તેની સામે પશ્ચિમે બે અવશેષો છે. અને બે મ-

માઉન્ટઆબુ
બનાસનદી
ચંદ્રાવતી
અંબાભવાની
ડીસા
બાલારામ
કુંભારિયા
પાલનપુર
તારંગાહીલ
સરસ્વતીનદી
સિદ્ધપુર
પાટણ
વડનગર
વીસનગર
મહેસાણા
વિરમગામ
અમદાવાદ
નદી
રેલ્વે

જલાના છે. બીજા નંબરનો અવશેષ ઘણો જ જીર્ણ થવાથી તેને મોટા ઓટલા બાંધી રક્ષવામાં આવ્યો છે, તેથી તેનું નીચેનું શિલ્પ દટાઇ ગયું છે; જ્યારે પ્રથમ મજલાનું થોડું અને બીજા મજલાનું સુંદર ભાસ્કર્ય જોઇ શકાય છે. ત્રીજા અવશેષને પણ લોઢાના ગડરોથી રક્ષવામા આવ્યો છે. રુદ્રમાળના બધા અવશેષો કરતા આ અવશેષના સ્થંભોનું ભાસ્કર્ય ઘણું ઝીણવટવાળું અને સુંદર છે. બધા કરતાં આની ઊંચાઇ પણ વધારે છે. ઉપરના મજલામાં કેગરના લાકડાની સળંગ પાટલી છે; તે સિવાય તે બીલકુલ સાદો છે અને ત્યાં કોઇ પ્રકારનું બીજું શિલ્પકામ નથી. તેની સામે ચોથો અવશેષ છે તે બે મજલાનો છે. બધા કરતા તેમાં વધુ થાંભલાઓ અને તોરણો છે; તેમજ બધા કરતા જીર્ણાવસ્થામા પણ તે ઘણો જ વધારે છે. આથી ઘણે ઠેકાણેથી તેને રક્ષવામાં આવ્યો છે ઉપરના મજલાના શિલ્પભર્યા પથ્થરો તો આજે પડે, કાલે પડે, એવી સ્થિતિમા એક-બીજાને આધારે ટકી રહ્યા છે (જુઓ ચિત્ર).

તે જોઇ અમે મસ્જિદના કૉમ્પાઉન્ડમા ગયા. મસ્જિદ રુદ્રમાળના ખંડિયેરની પાછળ જ છે; પણ તેને કોટ બાંધી જુદી પાડી છે તેથી થોડું ફરીને જવું પડયું. ત્રણ મંદિરોમા જોઇતો સુધારો કરી આ મસ્જિદ બનાવવામાં આવી છે એમ ઝીણવટથી જોનારને તરત દેખાઇ આવે છે. આ બાબતનું સાક્ષીભૂત ઊભેલું ચોથું મંદિર મસ્જિદની હારમા જ પાચ ફૂટ છેટે છે. તેનુ શિલ્પકામ હજી સુધી સચવાઇ રહ્યું છે, પણ તેમાં દેવ-મૂર્તિને બદલે કરોળિયાનાં જાળાંનાં દર્શન થાય છે. મસ્જિદમાં એક ભોયરું છે તે કયાં નીકળે છે તે હવે તો કોઇ જાણતું નથી મસ્જિદની સામે જ એક સૂર્ય-કુંડ છે તે પણ મુસલમાનોના કબજામાં છે. સિદ્ધપુરનો રુદ્રમાળ જેટલો જાણીતો છે તેટલાં આ મંદિર અને કુંડ નથી, કેમકે સિદ્ધપુર આવનારાનો મોટો ભાગ શ્રાદ્ધ સરાવી નદીમા નાહી, અવકાશે રુદ્રમાળનો આંટો મારી આવી રવાના થઇ જનારો. પ્રાચીન ગુજરાતની સમૃદ્ધિ-ને કલાદષ્ટિથી જોનારા થોડા છે. એટલે ઘણાઓને તો સૂર્યકુંડ, મંદિર અગર મસ્જિદની ખબર પણ નથી હોતી.

ત્યાંથી અમે નદી તરફ જવા રવાના થયા. નદીનો જૂનો ઘાટ તોરણસ્થંભની સામે જ છે, પણ કોટ થવાથી થોડું ફરીને જવું પડે છે. ઘાટને ત્રીસેક પગથિયાં છે તે ઊતરી અમે નીચે આવ્યા. ઘાટની ઉત્તરદક્ષિણે મજબૂત પથ્થરનાં હારબંધ પાવડીઆં છે. તેમાં ઉત્તરની હાર થોડે દૂર જઇ અટકી જાય છે, જ્યારે દક્ષિણનાં પગથિયાંની હાર હાલના નવા ઘાટ સુધી લંબાય છે. પ્રથમ સરસ્વતી નદીનું વહેણ આ બાજુથી હતું અને તે ઘણા જ વખતથી બદલાઇ ગયું છે એટલે આ ઘાટ અત્યારે બીલકુલ વપરાશમાં આવતો નથી. ઘાટ હજુ મજબૂત છે અને તે વખતના સ્થાપત્યનો ઉત્તમ નમૂનો છે.


રુદ્રમાળ સાથેના વર્ણનમાં આવતા નં. ૩ ના અવશેષ


બિન્દુ સરોવર સિદ્ધપુર


નીચે: કેવળપુરીની વાળી









ઉપરથી (૧) ચંદ્રાવતી જતા રસ્તામાં આવતો શેનાલણ (ચંદ્રાવતી) નદીનો પૂલ; (૨) ચંદ્રાવતીનાં ખંડિયેરોનું દૂરથી દૃશ્ય; (૩) ખંડિયેરોનો એક ભાગ; (૪) મંદિરની પ્રાચીન ભવ્યતા બતાવતી આરસપહાણની એક કુંભી



ચંદ્રાવતી મંદિરના રંગમંડપનો સ્તંભ. આ સ્તંભનું મોટું ઉઠાવદાર ચિત્ર કુમારના ૮૫ મા અંકની આર્ટ પ્લેટમાં આવી ગયું છે.



કલાના આવા ખંડિત અવશેષો ચંદ્રાવતી આગળ ઢગલાબંધ આડફેટે પડેલા છે.

ત્યાં થઈ અમે નવા ઘાટે ગયા. નદીમાં પાણી થોડું હતું. બધી ધાર્મિક ક્રિયાઓ અહીં થાય છે. અહીં બે ઘાટ છે જેમાંનો નવો અહલ્યાબાઈએ બંધાવ્યો છે. ઘાટની સામે નદીને પેલે પાર 'દેવળપુરીની થળી' એ નામથી ઓળખાતાં મંદિર છે અને તેની આગળ પણ ઘાટ છે. એ મંદિર ચોતરફથી કોટથી રક્ષાયેલું છે અને રુદ્રમાળની પછી તરત બંધાયું હોય એમ લાગે છે (જુઓ ચિત્ર). હાલમાં તો તે દશનામી અતીતોના દેવસ્થાન તરીકે વપરાય છે. એની આગળનો ઘાટ પણ અહલ્યાબાઈએ બંધાવ્યો કહેવાય છે. નદીના પટમાંથી ઉત્તરે પથરાઈ રહેલું અરવલ્લીની ગિરિમાળાનું દૃશ્ય સાંજના આછા પ્રકાશમાં રમણીય લાગે છે.

બીજે દિવસે સવારે આઠ વાગ્યે અમે રવાના થયા. ગામમાંથી સીધી સડકે ભાગ્યે જ એકાદ માઈલ દૂર બિંદુ સરોવર, જ્ઞાની વાવ, અલ્પા સરોવર અને કપિલાશ્રમ







ઉપર: હાલનું જીર્ણોદ્ધાર પામેલું ગધવાડનું શૈવમંદિર; વચ્ચે મંદિરના સંગ્રહસ્થાનમાંની શંખ-ચક્ર-ગદા ધારી શ્રી કૃષ્ણની પ્રાચીન મૂર્તિ; જમણી બાજુ: મંદિરનો આરસપહાણનો જૂનો તોરણ સ્થંભ; નીચે મંદિરના સંગ્રહસ્થાનમાં પ્રાચીન સમયનાં આભૂષણ બતાવતી મૂર્તિ

—એ બધાં એડવીકારની નજીકમાં આવેલાં છે અજમા સરોવર કરતાં બિંદુ સરોવર ઘણું જ નાનું છે અને તેની પશ્ચિમ દક્ષિણ બાજુએ મંદિરો છે પૂર્વે ધર્મશાળા છે અને ઉત્તરે જ્ઞાની વાવ છે (જુઓ ચિત્ર). જ્ઞાની વાવ હાલ તો તદ્દન જીર્ણ થઈ ગઈ છે અને અંદરનું પાણી પણ ગંદુ છે અહીં દરેક સંપ્રદાયના મંદિર હોવાથી સવારસાંજ દર્શનાર્થે વધુ ભીડ રહે છે

આ બધું જોઈ અગિયાર વાગે અમે પાછા વળ્યા અને આખો દિવસ રોકાઈ રાતના દોઢની ગાડીમાં ચંદ્રાવતી જવા રવાના થયા.

## ચંદ્રાવતી

ચંદ્રાવતી જવા માટે આબુ રોડથી ચાર માઈલ માવલ-ને જવું પડે છે એમ વાંચેલું, પણ તપાસ કરતાં માવલ-થી એક ટૂંકો રસ્તો હોવાની ખબર મળી, તેથી આબુરોડ ન ઉતરતાં અમે માવલ ઉતર્યા. પ્રાતઃકાળ થવાને હજી વાર હતી તેથી અમે સ્ટેશન નજીક સૂઈ રહ્યા. બરોબર છ વાગે બધો સામાન સ્ટેશને મૂકી અમારા પ્રવાસની શરૂઆત કરી.

સવા માઈલ ચાલી અમે શેવાલણ—જે અત્યારે તો ચંદ્રાવતીના નામથી ઓળખાય છે—નદીના પુલ પાસે આવ્યા (જુઓ ચિત્ર). નદીમાં પાણી થોડું હોવાથી અમે નદીના પટમાંથી જ ઉતર્યા. નદીને સામે કિનારેથી ખંડિયેર શરૂ થતાં હતાં. નદીના પટમાં તેમજ કિનારે શિલ્પયુક્ત ઢગલાબંધ પથ્થરો પડેલા છે. અમારે શૈવ મંદિરના મુખ્ય ખંડિયેરે પહોંચવાનું હતું, પણ રસ્તાના ભોમિયા ન હોવાથી મુશ્કેલી નડી. નદીકિનારેથી પાંચ છ કેડી થઈ જતી હતી તેથી વધુ ગૂંચવાયા. આખરે પથ્થરની નિશાનીઓ જોતાં (જે રસ્તામાં ઠેરઠેર ઓછા-વત્તા પ્રમાણમાં મળ્યા જ કરે છે.) અમે મુખ્ય ખંડિયેરે પહોંચ્યા. ખંડિયેરની આસપાસ એટલું ઘાસ છવાયેલું હતું કે એક જ ફર્લાંગ દૂરથી પણ તે જોઈ શકાતું નહિ (જુઓ ચિત્ર). તેની નજીક બેત્રણ ઝૂંપડાં છે, થોડે દૂર એક વખત પૃથ્વી ઉપર વસી ગયેલા પરમારોના વસ્તીનું નિવાસસ્થાન ચંદ્રાવતી છે. વસ્તી જૂજ છે અને તેનો મુખ્ય ધંધો ખેતીનો છે.



ચંદ્રાવતીની સમૃદ્ધિની સાક્ષીરૂપ રહેલા અવશેષોમાં મુખ્ય તો શૈવ મંદિરના રંગમંડપનો સ્થંભ છે (જુઓ ચિત્ર. મોટા ચોખ્ખા ચિત્ર માટે જુઓ કુમાર અંક ૮૫મો) એની આસપાસ એવા બીજા ભાંગી ગયેલા સ્થંભોના ટુકડાઓ રઝળે છે. રંગમંડપના એ સ્થંભનું શિલ્પ હજી સુધી સચવાઈ રહ્યું છે; પણ તે સ્થંભ જ હવે સચવાઈ રહેશે કે કેમ તેની શંકા છે. મંદિરની લંબાઈ પહોળાઈ દર્શાવતાં ચારે ખૂણાનાં નિશાનો હજુ કાયમ છે, અને તેની આજુબાજુ શિલ્પભર્યા અગણિત ટુકડાઓ રઝળે છે. મંદિર આરસથી બાંધવામાં આવેલું છે એમ તેના અસારના રહ્યાસહ્યા અવશેષ ખાત્રી પૂરે છે. ખંડિયેરની મધ્યમાં પથ્થર ગોઠવી ગર્ભાગારનો ભાગ બતાવવા પ્રયાસ કરેલો છે, પણ એ અસલનો નથી એમ જોતાં વેંત જ ખાત્રી થઈ જાય છે. રંગમંડપના સ્થંભનું કોતરકામ, આજુબાજુ પોલા પથ્થરોમા કોતરેલી મૂર્તિઓ વગેરે જોતાં એમ લાગ્યું કે તે વખતે અસ્તિત્વ ધરાવતાં શૈવ મંદિરોમાં આ મંદિર અગ્રસ્થાને હશે. મંદિરની જગ્યાની આસપાસ હાલમાં ખેતી થાય છે અને તેની સુગમતા માટે પથ્થરો જ્યાંત્યાં ફેંકી દેવામા આવે છે. શેવાલણનો પૂલ બાંધતાં આ મંદિરનો નાશ થયો. વધેલા પથ્થરો સંગ્રહવાને બદલે જ્યાંત્યાં ફેંકી દેવામાં આવ્યા. વળી ગયે વર્ષે અહીંથી ગાડા ભરીને સારા પથ્થરો મધવાજીના શૈવ મંદિરના જીર્ણોદ્ધાર માટે લઈ ગયા. તેમ છતાં પણ ખંડિયેરની આજુબાજુ અને રેદ નદીના પટ સુધી તેમજ પટમાં ઘણા સુંદર શિલ્પયુક્ત પથ્થરો પડેલા છે. તે બધાને ખંડિયેરના સ્થાને ભેગા કરી સંગ્રહવાની ખાસ જરૂર છે. નહિ તો પછી સૌ સૌને ફાવે તેમ બધું જ ઉપાડી જશે અને પ્રાચીન કલાવૈભવના એ રહ્યાસહ્યા અવશેષ પણ પૃથ્વી ઉપરથી તદ્દન નાબૂદ થઈ જશે.

મંદિર અને તેની આજુબાજુનો પ્રદેશ જોઈ અમે ગામ જોવા ગયા. ગામમાં એક જૂની વાવ છે પણ તે વપરાશ વિનાની પડી છે. ગામમાં બીજું કાંઈ ખાસ જોવા જેવું નથી. ત્યાંથી અમે સીધે રસ્તે પૂલ પાસે આવ્યા અને નાસ્તો કર્યો. નદીનું પાણી ઘણું જ મીઠું છે. ત્યાં સાંધાવાળા સાથેની વાતચિતથી જણાયું કે અહીં બે વર્ષ પહેલાં અમદાવાદનાં માણસો જોવા આવેલા ત્યાર પછી કોઈ આવ્યું નથી! ત્યાંથી અમે સ્ટેશને આવ્યા. સાડા બારે ગાડી આવી તે દરમ્યાન મળેલા વખતમાં અમે સ્ટેશન માસ્તરને મધવાજી સંબંધી માહિતી પૂછી લીધી અને ત્યાં જવાનું આબુરોડથી સુગમ પડશે એવી એમની સલાહ ઉપરથી અમે એક વાગે આબુરોડ ઊતર્યા.

## મધવાજી

ગાડીમાંથી ઊતરી અમે અમારા એક સંબંધી સ્ટેશન નજીક રહેતા હતા તેમને ત્યાં ધામા નાખ્યા. તેમને મધવાજીના રસ્તા સંબંધી માહિતી પૂછી લીધી અને સવારે વહેલા સાથે ભોમિયો લઈને જવાનું રાખ્યું.

બીજે દિવસે સવારે પ્રવાસ શરૂ કર્યો. બનાસ નદી ઓળંગી દક્ષિણ-પશ્ચિમ પાંચ માઈલ ગીચ જંગલમાં ચાલી અમે નવ વાગ્યે મધવાજી પહોંચ્યા.

ઊંચાં તાડનાં ઝુંડોની વચમાં એક ટેકરા ઉપર મધવાજીનું શૈવ મંદિર આવેલું છે. તેની ચોતરફ કોટ છે. કોટના મુખ્ય દરવાજેથી દાખલ થતાં જ સન્મુખ સંગેમરમરનો તોરણસ્થંભ નજરે પડે છે. તે ઊંચાઈ અને પહોળાઈમાં રુદ્રમાળથી અરધો, ઘાટમાં તોરણ સિવાય લગભગ રુદ્રમાળને મળતો અને ભારકર્યમા ચંદ્રાવતીના સ્થંભને આબેહૂબ મળતો છે. એ તોરણસ્થંભ મૂકી જૂના જર્જરિત થઈ ગયેલા એક દ્વારમાંથી અંદર જતાં સામે જ હાલનું જીર્ણોદ્ધાર પામેલું શૈવ મંદિર છે (જુઓ ચિત્ર). એના શિખર અને ગર્ભાગારનો ભાગ જૂનો છે જ્યારે બાકીના બધા ભાગો જોઈતા પ્રમાણમા સુધારવામાં આવ્યા છે. મંદિરની સામે નવો મંડપ છે. મંદિર મહંતના કબજામાં છે. બંને બાજુએ ધર્મશાળા છે અને પાછળની બાજુ પાંચ છ મૂર્તિઓ ગોઠવી સંગ્રહસ્થાન બનાવવામાં આવ્યું છે. આ મંદિર પરમાર વંશની રાણીએ બંધાવેલું એમ ત્યાંના મહંત સાથેની વાતચિત ઉપરથી લાગ્યું. કહે છે કે ચંદ્રાવતી બાર ગાઉના વિસ્તારમાં હતું અને મધવાજી ચંદ્રાવતીથી ફક્ત પાંચ જ માઈલ થાય; તો આ મંદિર ચંદ્રાવતીના કબજાનું અને તેના વિસ્તારનું જ હોય એમ માની શકાય છે.

મંદિરની સામે મંદિરના કબજાનો એક બાગ છે. ત્યાં બેત્રણ નાનાં મંદિરો અને બેત્રણ સમાધિઓ છે. અહીં ઊંચાં ઝાડોની ઘટા ઠીક છે, તેથી અમે અહીં જ બેસીને નાસ્તો કર્યો અને કલાકેક વિશ્રાંતિ લઈ પાછા ફર્યા. એક વાગે તો અમે આબુરોડ પહોંચી ગયા.

શાન્તિલાલ સલુભાઈ સંઘવી

# સ્મરણયાત્રા

## આપણે હાથી ખરીદીએ

એકવાર અમે સાંગલી જઈને મીરજ પાછા ફરતા હતા. સાંગલીના રાજમહેલની આસપાસ અમે કેટલા યે હાથી બાંધેલા જોએલા. હાથીઓ કોઈ કાળે શાંત ઊભા રહેતા નથી. શરીરનો ભાર જમણી બાજુથી ડાબી બાજુ અને ડાબી બાજુથી જમણી બાજુ ફેરવવા આખો સમય ડોલ્યાં જ કરે છે. આમ ઝૂલવું એ હાથીની શોભા છે. લોકમાન્યતા એવી છે કે હાથી જો આમ ઝૂલે નહિ તો છ મહિનાની અંદર એના માલિક મરી જાય. ન ઝૂલનાર અશુભ હાથીને કોઈ ખરીદે પણ નહિ. હાથીના લાંબાલાંબા દાંત કાપીને એમાં સોનાનું કડું બેસવેલું હોય છે. જૂના એ પૂરતા લાંબા તો હોય જ છે. હાથીના બધાં જ હાડકાં હસ્તિદાંત તરીકે વપરાય છે, પણ આ લાંબા દંતૂશળના કકડા એ જ ઉત્તમ હાથીદાંત હોય છે અને એની કિંમત પણ ખૂબ આવે છે. હાથીની પીઠ પાછળની બાજુ ઊતરતી હોય તો એ હાથી વધારે રૂપાળો ગણાય છે. સાવ સપાટ હોય તો એ હાથી મામૂલી ગણાય છે.

ઘોડાની પેઠે હાથી પણ રાત્રે સૂતો નથી અને બેસતો પણ નથી એવી એક માન્યતા છે. હાથી સૂએ તો એના કાનમાં અથવા સૂંઢમાં કીડી ઘૂસી જાય છે અને એને કરડે છે; અને કીડી કરડે કે એ જ ક્ષણે હાથી મરી જાય છે એવી પણ માન્યતા લોકોમાં રૂઢ છે. આવડા મોટા હાથીનું મોત કીડીના હાથમાં છે એવો બોધ કાઢવા પૂરતી આ માન્યતા ઠીક છે; પણ હાથી બેસે છે અને જરાક સૂઈ પણ જાય છે એ વાતની મેં ખાત્રી કરી લીધી છે. હાથી સૂઈ જાય છે ત્યારે પોતાની સૂંઢમાં કાંઈ ઘૂસી ન જાય એટલા માટે સૂંઢ મોઢાની અંદર લઈને સૂઈ જાય છે એમ કહેવાય છે. પણ પછી એ શ્વાસ કેવી રીતે લેતો હશે?

મીરજમાં પ્રવેશ કરતાં રસ્તા ઉપર એક નાનકડો હાથી વેચવા કાઢેલો અમે જોયો. આ હાથીની કિંમત કેટલી હશે એમ મેં પિતાશ્રીને પૂછયું. અમને રાજી રાખવા ખાતર પિતાશ્રીએ ગાડી ઊભી રખાવી અને ગાડી પર બેઠેલા પટાવાળાને કહ્યું કે હાથી કેટલામાં વેચાય છે એ સહેજ પૂછી આવ. પટવાળાએ આવી કહ્યું, એ તો પાંચસોમાં જાય એમ લાગે છે. બસ! મેં અને કેશુએ હઠ લીધી કે આપણે હાથી ખરીદીએ. પિતાશ્રીએ કહ્યું, 'આપણાથી તે હાથી ખરીદાતો હશે?' મેં કહ્યું, 'પાંચસો રૂપિયાનો જ સવાલ છે. તમારો બે મહિનાનો પગાર આપો એટલે બસ થશે.' પિતાશ્રીએ દલીલ કરી, 'પણ હાથી લઈને કરીએ શું?' ભાઉએ કહ્યું, 'એના ઉપર બેસીશું અને ફરવા જઈશું.' પિતાશ્રીએ વાત ટૂંકાવવા કહ્યું, 'આવી ઘેલી વાતો કરો મા. હાથી તો રાજા લોકો જ ખરીદે. આપણા જેવા હાથી રાખે તો દુનિયા હસે.' પણ આટલાથી કેશુનું કે મારૂં યે સમાધાન ન થયું. અમે એક જ નારું પકડી રાખ્યું,—'આપણે હાથી ખરીદીએ.'

એટલામાં અમારી ગાડી ઘેર આવી પહોંચી. પિતાશ્રીએ વિચાર કર્યો હશે કે છોકરાઓને સારો પાઠ ભણાવવાની આ તક છે. એમણે કહ્યું, 'ચાલો, હું હાથી ખરીદવા તૈયાર છું. માત્ર આપણે હાથી લઈએ તે પહેલાં તે દરરોજ શું ખાય છે, કેટલું ખાય છે, એના માવતને દર મહિને કેટલો પગાર આપવો પડે છે, એને સારૂ "ખંભારો" બાંધવા માટે કેટલો ખર્ચ આવે છે એ બધી વસ્તુની તપાસ કરી ગણત્રી કરો, અને પછી મારી પાસે આવો.'

અમે તો ઊપડયા અને અનેક ઠેકાણે ફરી માહિતી મેળવી,—અને છક થઈ ગયા! હાથીને રોજ ઘઉંનો મલીદો ખવડાવવો પડે છે. આટલાં ગાડાં ઘાસ, વડનાં પાંદડાં, અને શેરડી મળે તો શેરડી આટલી, પખાલો ભરીને પાણી તેમજ ગોળ ઘી વગેરે હાથીને આપવાનું હોય છે. એની ગજશાળા તો આટલી ઊંચી હોય. એની સાથે મહાવતનું રહેવાનું ઘર, હાથીનો ખોરાક રાખવાની ઓરડીઓ. ગજશાળા ધોઈને રોજ સાફ કરવા ખાસ નોકર, હાથીને નહવડાવવો હોય ત્યારે મહાવતની મદદમાં આટલા લોકો. ચાલ્યું; હાથીનું બજેટ વધતું જ ગયું. અને હાથી મદમાં આવે ત્યારે ચારે પગે એને મોટી મોટી સાંકળોથી બાંધી રાખવો

પડે. એક જ સાંકળ હોય તો તે તોડી ગામમાં ઉત્પાત મચાવે એવી એવી વિગતો પણ અમે જાણી લીધી. હિસાબ કરતાં જોયું કે હાથીને ખવડાવીશું તો આપણે માટે ખાવાનું કશું રહેશે નહિ અને એને માટે ઘર બાંધતાં આપણું ઘર વેચી નાખવું પડશે. અને આટલું કરીને હાથી રાખીએ તો યે એનો ઉપયોગ શો? એકાદ દિવસ ઉપર બેસી ફરી આવવાનું એટલો જ. અને ફરવા માટે પણ હાથીને લાયક મોટી ઝૂલ અને અંબાડી તો હોવી જોઈએ. અમે અમારી મૂર્ખાઈ જાણી ગયા અને હવે હાથીનું નામ પિતાશ્રી આગળ કાઢવું જ નહિ એવો ડહાપણભર્યો નિશ્ચય કર્યો.

પણ બીજે દિવસે પિતાશ્રીએ પોતે જ વાત છેડી. અમારે અમારો બધો હિસાબ રજૂ કરવો પડ્યો. અમને ભોંઠા પડેલા જોઈ એમણે એ વાત ત્યાં જ પડતી મૂકી. પછી માહિતી તરીકે એમણે અમને કહ્યું: 'તમને ખબર છે કે જીવતા હાથી કરતાં મરેલા હાથીની કિંમત વધારે હોય છે. જીવતો હાથી જેટલું ખાય એના પ્રમાણમાં આપણે ત્યાં કામ નીકળતું નથી, એટલે પ્રમાણમાં એની કિંમત ઓછી હોય છે. મરેલા હાથીનાં હાડકાંની કિંમત જીવતા હાથી કરતાં યે વધારે ઊપજે છે. માત્ર એ હાથી પુખ્ત ઉંમરનો હોવો જોઈએ.' આ છેલ્લું વાક્ય શા અભિપ્રાયથી એમણે કહ્યું હશે તે તો કોણ જાણે!

પછી કોકે સીઆમના રાજાના ધોળા હાથીની વાત કહી. સીઆમના રાજા પાસે એક પવિત્ર ધોળો હાથી હોય છે. એ રાજાનો અને પવિત્ર હોવાથી એની પાસેથી સેવા તો લેવાય જ નહિ. સીઆમના રાજાની પોતાના કોઈ સરદાર ઉપર અંદરથી ગેરમરજી થઈ એટલે રાજાએ દરબારમાં એનાં ખૂબ વખાણ કર્યાં અને કહ્યું કે જાઓ મેં ખુશ થઈને મારો ધોળો હાથી તમને ભેટ આપ્યો. રાજાનો હાથી એટલે એને સરસ ખવડાવવું પીવડાવવું જોઈએ; એની અખંડ સેવા થવી જોઈએ; અને એટલું કરતાં સરદારનું તો દેવાળું જ નીકળી જાય! આજે પણ નફા વિનાની ખર્ચાળ પ્રવૃત્તિ કોઈ વહોરી લે ત્યારે લોકો કહે છે કે એણે ધોળો હાથી બારણે બાંધ્યો છે. કામ ન આપે અને પગાર ખૂબ લે એવો નોકર, પ્રધાન કે વજીર હોય તો એને પણ ધોળો હાથી કહે છે.

ઉપલી વાતને ત્રણેક વરસ વીત્યા પછી કારવારમાં મેં જાણ્યું કે ત્યાં કોલસો કરીને એક ખ્રિસ્તી વેપારી છે એણે જંગલમાંથી મોટાં મોટાં લાકડાં ઊંચકી લાવવા હાથીઓ રાખ્યા છે. એમની પાસેથી એમના ખોરાક કરતાં યે એ વધારે કામ લે છે અને ખૂબ નફો કરે છે. આ હાથી જ્યારે એક દિવસ મેં જોયા ત્યારે મને અત્યંત દયા છૂટી. રજવાડાના હાથીઓ જેવા એ હાથીઓ ભરેલા દેખાતા નહિ. એમનાં લમણાં અને કપાળ તો જાણે મોટા મોટા ઊંડા ગોખલાઓ!

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

# ફોટોગ્રાફી હરીફાઈનું પરિણામ

ભાઈ માણેકલાલ પટેલ (અમદાવાદ)ના ફોટો-ચિત્ર 'ઘાણી'ને પહેલું ઇનામ મળે છે. હિંદની બદલાતી પરિસ્થિતિ વખતનાં આવાં છેલ્લાં ચિત્રો પ્રજાનો બહુ ઉપયોગી સંગ્રહ બનશે. અસલી રીતે ચાલતા ધંધા અને તેનાં પાત્રોમાં દેશની વાસ્તવિકતા દર્શાવતાં તત્ત્વો હોવાથી અચૂક આકર્ષણ રહે છે ભાઈ પટેલે આ ચિત્રમાં નવા યુગની છાયા પડવા દીધા વિના જ સ્પષ્ટ ચિત્ર પકડ્યું છે. 'તોફાનની આગાહી' એ નામનું ભાઈ પ્રતાપરાય શાહ (ખાર)નું ફોટો-ચિત્ર બીજા ઇનામને પાત્ર ઠરે છે. ઘેરાતાં વાદળાંની છાયામાં ઝાડની ડાળીઓના ગુચ્છા સરસ ડિઝાઇન ઉપજાવે છે એટલેકે બધા આકારો પૂરતી જગ્યા ઘેરે છે. પ્રિન્ટની ટૅકનીક સહેજ મોળી છે. કાં તો પ્રિન્ટ ઓવર-એક્સ્પોઝ છે અગર તો નેગેટિવની પારદર્શકતાને અનુકૂળ મોડનો પ્રિન્ટિંગ પેપર વાપરવામાં આવ્યો નથી. તે જ કારણે ચિત્રના ધોળાકાળા વર્ણ—મોડ બરાબર દેખાતા નથી.

ત્રીજું ઇનામ મેળવનાર ભાઈ નરેન્દ્ર રાવળ (અમદાવાદ)ના ફોટો-ચિત્રમાં 'સુશોભન'ની શોભાભરી રચના છે, પરંતુ ભાઈ રાવળની દક્ષતા વસ્તુસંયોજનામાં ઓછી પડે છે. ચિત્રનું મુખ્ય લક્ષ્ય ફૂલો છે, પણ બન્ને ફૂલોનો આકાર અને પ્રકાશ સરખો હોઈ જોનારનું ધ્યાન વેરાઈ જાય છે અને વિષયની એકતા સધાતી નથી વળી બૅકગ્રાઉન્ડ અને ફોરગ્રાઉન્ડના વર્ણ (ટોન) એકબીજાથી સાવ સામા છેડાના હોવાથી ચિત્રમાં કોમળતાનો અભાવ લાગે છે બે ફૂલોની રચના જરા મુશ્કેલ છે, પણ વધુ ફેરફારો કરી લેવાથી અનુકૂળ ચિત્રવિધાન કરી શકાય.

ભાઈ જયન્તીલાલ પટેલ (સુરત)ને તેમના ફોટો-ચિત્ર 'પ્રભાતી' માટે ઉત્તેજના પારિતોષિક મળે છે. ચિત્રરચના, છાયાપ્રકાશ અને વસ્તુગૂંથણી રુચિકર છે, પણ ચિત્રાંકન સ્પષ્ટ નથી. ક્રિયા અને ક્રિયાનાં સાધનો સમજાતાં નથી.

ભાઈ એમ. જી. સંપત (મુંબઈ)નું 'અણસમજાતી કેડ', ભાઈ

જ. કે. દવે (રતલામ)નું 'ગલોટિયું' અને ભાઇ લક્ષ્મીદાસ ખરાડે (મુંબઇ)નું 'પ્રભાત' નોંધપાત્ર ચિત્રો છે ભાઇ રાંપાના ફોટો-ચિત્રનું ટ્રિમીંગ તેમણે ગોઠવ્યા પ્રમાણે બરોબર છે; માત્ર પગની લંબાઇ ધ્યાન ખેંચતી હોવાથી અરુચિનો અંશ આવી ગયો છે. 'ગલોટિયું' લેતાં, ઝડપથી ચાંપ દબાવવાની ચાલાકી માટે ભાઇ દવેને શાબાશી ઘટે છે; પણ ચિત્રયોજના સાચવી શકાઈ નથી જો થોડાં ડગલાં ડાબી તરફ ખસીને ફોટોગ્રાફ લીધો હોત તો બૅકગ્રાઉન્ડમાં જણાતો કપડાં ધોવાનો પથ્થર અને ચિત્રનું મુખ્ય લક્ષ્ય ગલોટિયું ખાનાર બંને ભળી જાત નહિ અને ગલોટિયાનું ખુબીદાર વલણ ઊઠી શકાત એ જ શાઈનાં બીજાં ત્રણ ચિત્રો સારી ફોટોગ્રાફીના નમૂના છે, પણ સાર્વજનિક રસ ઉત્પન્ન કરે એવી ચિત્રયોજના થઇ નથી છતાં તેમનું કામ આગળની આશા આપે એવું છે. ભાઇ ખરાડેના 'પ્રભાત'માં ડિઝાઇનના અંશ સમાએલા છે, પણ આકારોની વહેંચણી બરોબર થઈ નથી તેથી ચિત્ર અનાકર્ષક નીવડ્યું છે આ જ વિષયને જુદા સ્વરૂપમાં ગોઠવી નવો પ્રયત્ન કરી શકાય. તે ઘાટકોપરવાળા ભાઇ ચતુર્ભુજ પાસે ચિત્રયોગ્ય ક્ષેત્ર મોટું પડેલું છે, પણ બહુ પાત્રો લેવાના લોભે ચિત્રગૌરવનો ભોગ અપાય છે.

બળવન્ત ભટ્ટ



# પવન અને પુષ્પ

(એક કાલ્પનિક સંવાદ)

પવન (પુષ્પને): તમે સૌરભના ભારથી દબાઇ જાઓ છો. લાવો તમારા એ ભારને હું વહન કરું.

પુષ્પ (માથું હલાવીને): નહિ, એથી મને નતિ (નમ્રતા) મળે છે; અને તે નતિનો મને ગર્વ છે.

પવન(પુષ્પને એક ધીમી અને મીઠી ટપલી મારીને): નમ્રતાનો તે વળી ગર્વ? બહુ વિચિત્ર વાત કરી! હાં હાં, સમજ્યો; તમે માત્ર ચાર દિવસને માટે ખીલો છો તેથી જ તમારી બુદ્ધિ આવી થઇ ગઇ છે.

પુષ્પ : અને તમે પારકો ભાર વહન કરીને જ મસ્ત થઇને ફરો છો ને?

પવન: પારકો ભાર વહન કરવામાં પ્રસિદ્ધ થવું એ તો સ્વાભાવિક છે.

પુષ્પ: પણ, જરા વિચાર તો કરો; તમે જ્યારે બીજાના ગૌરવથી આમ મ્હાલો છો; તો પછી હું મારા પોતાના જ આમોદથી મસ્ત કેમ ન રહું?

પવન: તો શું નતિ ગૌરવને જન્મ આપવા માટે હોય છે?

પુષ્પ: નહિ, ગૌરવમાંથી જ નમ્રતાનો ઉદ્ભવ છે.

પવન: અને તમે મને તે ગૌરવથી જ વંચિત રાખવા ઇચ્છો છો?

પુષ્પ: ધ્યાનમાં રાખજો ભાઈ, પારકી મદદને ઓઢીને જો તમે મોટા થવાની ઇચ્છા રાખશો તો તમારી ગતિમાં મંદતા જરૂર આવી જશે.

પવન: તમે ગમે તેમ મારી ટીકા કરો. પરન્તુ હું તો તમારા સૌરભને અખિલ વિશ્વમાં ફેલાવવાનો ને ફેલાવવાનો જ.

પુષ્પ: ના, મારો જન્મ તો કેવળ એટલા માટે છે કે હું ચાર દિવસ માટે આ શાખા પર નાચું; નિજ સૌરભથી મસ્ત થઇને અહીં જ રહું; અને પછી શાન્તરીતે અણપ્રીછાયું માતાધરિત્રીની ગોદમાં ચિરકાલ માટે વિશ્રામ કરું. મારો આમોદ તમે હરી લો છો ત્યારે તે બીચારો મારી ખોજમાં ક્ષણેક્ષણે ને સ્થળે સ્થળે ભટક્યા કરે છે. માટે જ કહું છું કે ભાઇ, મારા આમોદને મારા હૃદયથી વેગળો પાડશો નહિ.

પવન: તો પછી શું હું અહીંથી ચાલ્યો જાઉં?

પુષ્પ : હા ભાઇ, તમે મારી ચારદિવસની શાન્તિનો ભંગ ન કરો.

[એટલામાં જ પવનની એક લ્હેર આવી અને પુષ્પની પાંખડીઓ વીખરાઇને ક્ષણભર અન્તરિક્ષમાં ઊડીને ધરાશાયી થઇ ગઇ]



શંકરદેવ વિદ્યાલંકાર

(રાય શ્રી કૃષ્ણદાસજીના એક હિંદી લેખ ઉપરથી અનુવાદિત)

ડ્રેસડન યુવકગૃહ
૧૮મી ઑગસ્ટ ૧૯૩૪

# જ્યાં જુવાન જર્મનીનું હૃદય

પ્રવાસ દરમિયાન અનેક પ્રવૃત્તિઓમાં પત્ર લખવાનો વખત મેળવવો ઘણો મુશ્કેલ પડે છે. નોંધપોથી રાખવાનું પણ ઘણું અઘરૂં લાગે છે. જે થોડાઘણો સમય ફુરસદનો મળે છે તે બધો જર્મન યુવાનો સાથે વાતો કરી નવ-જર્મનીનું હૃદય ઓળખવામાં ગાળવાની લાલચ કેમે કરી રોકી શકાતી નથી. જર્મન વિદ્યાર્થીના નેતૃત્વ તળે અને અંગ્રેજ યુવક-યુવતીઓના સાથમાં કરેલા આઇફેલ રૂહાઇનલૅન્ડ(ર્‌હાઇનલૅન્ડ—Eifel and Rhineland)ના પ્રવાસને શરૂ કર્યે આજ બે અઠવાડિયાં થયાં. એક રવિવાર ગયો. અને કાલે બીજો રવિવાર આવશે. અમારી ટોળી ભેગી મળી અને ગઇ કાલે છૂટી પણ પડી.

### બે સૌજન્યસ્મરણ

કૉલન (Koln) સાથે મને કોઇ ખાસ લહેણું હશે, એટલે બેએક અઠવાડિયાં ઉપર બીજી વાર હું કૉલન ગયો. અને વળી પાછો યુવકગૃહમાં જ ઊતર્યો. મારો યુવકગૃહનો કાર્ડ હું મ્યુનિચમાં ભૂલી ગયો હતો. ફાધરે (યુવકગૃહના વડીલે) મ્યુનિચ યુવકગૃહ પર પત્ર લખ્યો અને મને બે ત્રણ દિવસ રહીને કાર્ડ પાછો મળ્યો એ દરમ્યાન એ વડીલની ચિઠ્ઠી વડે જ કામ ચલાવ્યું. કૉલનમાં એક યુવાન હંગેરીઅનની ઓળખાણ થઇ. મારી માફક એને પણ પ્રવાસ કરવાનો શૉખ ખૂબ હોય એમ લાગ્યું. એ બેએક મહિનાથી યુરપના દક્ષિણ અને પશ્ચિમના દેશોમાં ફક્ત પહેરેલે કપડે શેર-બશેરની એક ઝોળી સાથે અને કૅમેરા લઇ રખડતા'તા. એની સાથે જ આખેન (Aachen અથવા Aix-la-Chapelle) જવા બીજે દિવસે નીકળ્યો. પણ ટિકિટ કલેક્ટરે આપેલા ગાડીના વખત વિષે કાંઇ ગેરસમજૂત થવાથી અમારી નજર આગળથી ગાડી ઊપડી તે જવા દીધી અને પછીથી અમારી ભૂલ જોઇ. આખેન અમારી પાર્ટી પહોંચે તે વખતે હવે પહોંચી શકાય એમ નહોતું, એટલે એમને તાર કરી સ્ટેશન પર રોકાવાનું જણાવવું યોગ્ય ધાર્યું, પણ ત્યાં એમને તાર કોણ આપે! આ મુશ્કેલીમાંથી અમને સ્ટેશન માસ્તરે બચાવ્યા. એમણે આખેનના સ્ટેશન માસ્તરને ટેલીફોન કરી બધી હકીકત જણાવી અને N.U.S. (National Union of Students)ની પાર્ટીનું વર્ણન આપી એમને મારે માટે રોકાવાનું જણાવવાની વ્યવસ્થા કરી. આ માટે અમારે પાઇ પણ આપવી પડી નહિ. આ જર્મન સ્ટેશન પરનાં માણસોનો પ્રવાસીઓને મદદ કરવાની કાળજીનો એક નમૂનો.

### પુરાતન આખેન

આખેન યુવકગૃહ શહેર બહાર લગભગ અરધા કલાકને રસ્તે હતું. અને તડકામાં સામાન સાથે ત્યાં સુધી ગયા એટલે એના ઓરડાઓ અને બગીચાનું શીતળ વાતાવરણ ઘણું પ્રિય લાગ્યું. આ યુવકગૃહ બીજાં ગૃહો કરતાં એક બાબતમાં વધુ પ્રામાણિક લાગ્યું. બધે 'ગરમ' પાણીના નળમાંથી પણ ઉનાળામાં ઠંડું પાણી જ નીકળતું. અહીં ગરમ પાણીના નળ જ નહોતા.

પ્રખ્યાત સમ્રાટ્ શાર્લમાન (Charlemagne)ના માનીતા આ શહેરમાં ઘણી જોવા જેવી પ્રાચીન વસ્તુઓ છે. અંદરથી આગ્રા કે દિલ્હીની કોઇ મસ્જિદ જેવા લાગતા ખૂબ શણગારેલા એના દેવળમાં જૂના વખતના સોના ચાંદી અને ઝવેરાતના ખજાના દીઠા. પણ ફક્ત બેત્રણ વર્ષ પર જ બાંધેલું એક સાદું અર્વાચીન (મૉડર્ન) દેવળ અમને વધારે ગમ્યું. આખેનમાં ઊના પાણીના ઝરા છે અને હવા ખાવાના સ્થળ તરીકે એની ખ્યાતિ જાણીતી છે એટલે જર્મનીના ઘણા પૈસાદાર માણસો ત્યાં જઇ વસે છે. રવિવારે સાંજે આખેનના બગીચામાં તો જાણે મેળો ભરાયો લાગ્યો.

### કોઇનું પાકીટ

આખેનથી રેલમાં પાછા કૉલન ગયા. અને ત્યાં બૅંકમાં પૈસા વટાવી દુકાનોમાંથી ખરીદી કરી. લગભગ ચાર આને શેરનાં સરસ મોટાં પીચનો સ્વાદ ચાખી ટ્રામમાં શહેર બહાર ગયા. ત્યાંથી જર્મન બેનરો વચ્ચે થઇને ઝાડોની ઘટાઓથી શણગારેલા રસ્તા પર ચાલતા જતા'તા એવામાં એક માણસે સાઇકલ પર આવી અમને જર્મન ભાષામાં કહ્યું કે અમારામાંથી કોઇક પૈસાનું પાકીટ ટ્રામમાં ભૂલી ગયું'તું અને ટ્રામકંપનીના માણસે પાકીટ ઑફિસમાં રાખી એની સાથે આ સંદેશો મોકલ્યો'તો. અમે બપોરે Nideggenના યુવકગૃહમાંથી ફોન કરી એ પાકીટ પોસ્ટમાં મંગાવ્યું પૈસા બધા મળ્યા.

# ધબકે છે ત્યાં—જર્મનીનાં યુવકગૃહોમાં

### યુવકગૃહો ક્યાંક્યાં?

જૂનાં ઘરો, ઊંચા દેવળની ટોચ અને એક ડુંગર પર જૂનો કિલ્લો,—આ બધાંનું બનેલું આ નાનું રમણીય ગામડું આઇફેલ ડુંગરોની ગોદમાં છુપાએલાં એવાં અનેક ગામડાંઓમાંનું એક છે. અને આવાં ગામડાંઓમાં કે નાનાં શહેરોમાં જ્યાંજ્યાં યુવકગૃહો હોય છે ત્યાંત્યાં એ માટે સૌથી સરસ જગ્યા પસંદ કરવામાં આવે છે. જર્મનીનાં બે હજાર ઉપર યુવકગૃહોને રાજ્ય તરફથી ખૂબ ટેકો મળે છે, એટલે આ પ્રમાણે સારા સ્થળો પર અને સારાં મકાનોમાં યુવકો રાત ગાળી શકે છે.

### અને કેવી સગવડતાવાળાં! કેવાં સુંદર!

ઘણાંખરાં યુવકગૃહો ઘણી અર્વાચીન ઢબનાં મૉડર્ન છે અને સ્થાપત્યના સુંદર નમૂનારૂપ છે. એની અંદર બધી વાતની સગવડ મળે છે. ર્‌હાઇન નદી પર Rudesheimના યુવકગૃહમાં તો ફોટોગ્રાફી માટે ડાર્કરૂમ પણ અમને મળ્યો. કેટલેક સ્થળે જૂનાં મકાનોને યુવકગૃહમાં ફેરવેલાં અમે જોયાં. માયેન (Mayen)માં કિલ્લા જેવા, શહેરના જૂના કોટના દરવાજા (City-gates)નું યુવકગૃહ બનાવવામાં આવ્યું છે નાની ગોળ સીડી પર થઈ ચાર માળ ચઢીએ ત્યારે સૂવાના ઓરડામાં જઈ શકાય છે. અમારી બારીમાંથી આખા શહેરનાં છાપરાંઓ દેખાતાં હતાં. આ યુવકગૃહમાં આરામ અને સગવડ ઘણાં થોડાં મળે એ સ્વાભાવિક જ હતું. પણ એ જ પ્રકારનું ર્‌હાઇન નદી પરનું બાખારાખ (Bacharach)નું યુવકગૃહ અમને ઘણું ગમ્યું. સ્ટીમર ઉપરથી પણ ડુંગરની ટોચ પર એ શહેરનો જૂનો કિલ્લો જોઈ શકાય છે. બહારથી જુઓ તો કિલ્લાનાં ખંડિયેરો, પણ અંદરથી તદ્દન અર્વાચીન (મૉડર્ન) ઢબનું બધી સગવડવાળું. યુવકગૃહની અંદર બધું નવું બાંધકામ કર્યું છે. પણ બહાર એમાંનું કાંઈ પણ દેખાતું નથી—એટલેકે પ્રાચીન ખંડિયેરોનું બાહ્ય સૌંદર્ય પણ બીલકુલ બગાડવામાં આવ્યું નથી. અને આ કિલ્લા ઉપરથી કે સુતાંસનાં ગિરજાના પરથી પણ બાખારાખ શહેર અને ર્‌હાઇન નદીનો દૂર દૂર સુધીનો પટ અને દ્રાક્ષવેલીઓથી છવાએલા એના ઢોળાવરૂપ કિનારાઓ એટલા સુંદર તમે નિહાળી શકો કે ફક્ત એટલા ખાતર જ આ યુવકગૃહમાં જવું પણ ગમે. અહીં કલાકારનો હાથ બધે જ દેખાતો. ભીંત પર બધે સુંદર ચિત્રો દોર્યાં'તાં. અસંખ્ય દીપકોથી ઝગમગતી ર્‌હાઇન નદીનું સૌંદર્ય જ્યાંથી નિહાળી શકાય એવી ઊંચી અટારીમાં રોજ રાત્રે આ યુવકગૃહના વડીલ સંગીતની મજલિસ ભરતા અને મૅન્ડૉલિનના સૂર સાથે ર્‌હાઇનની અનેક કહાણીઓ ગાતા અને ગવડાવતા. આટલી કલામયતા ને સૌંદર્યપ્રેમ સાથે પણ નિયમન રહી શકે એ આ યુવકગૃહમાં અમે જોયું. દસ વાગ્યા પહેલાં સંગીતના સૂરો બંધ થતા અને દસ વાગે તો અંધારમય શાન્તિમાં બધા નિદ્રાદેવીનું ધ્યાન ધરતા.

આવાંઆવાં તો અનેક યુવકગૃહોનો અનુભવ અમને મળ્યો છે, પણ એક બપોરે સાદું પણ મજેનું જમણ જમ્યા પછી કુતૂહલથી અમારી આસપાસ ભેગી થએલી એક જર્મન નિશાળની છોકરીઓ સાથે વાતો કરતાં Nideggen(નિડેગેન)ના યુવકગૃહ પરથી આસપાસના ડુંગરોનું અને ખીણોનું જે દૃશ્ય અમે જોયું છે, તે હજી દૃષ્ટિ આગળથી ખસતું નથી. અહીં એક રમૂજી બનાવ બન્યો: મોટા ફરકતા સ્વસ્તિક વાવટા સાથે યુવકગૃહની છબી લેવાનું કેટલાકને મન થયું. છબી લેવાની તૈયારી કરી ત્યારે વાવટો થાંભલાની આસપાસ વીંટળાઈ ગયો'તો. એટલે એને ફરકતો કરવાને હું એ લાંબા લોખંડના થાંભલા ઉપર, આપણે નાળિયેરી પર ચઢીએ છીએ તેમ ચઢ્યો, મને આમ ચઢતો જોઈ જર્મન યુવાનો સદેહ આશ્ચર્યથી—સદેહ Suspenseથી મને જોઈ રહ્યા, અને અંગ્રેજ યુવાનોએ આવું દૃશ્ય કદી જોએલું નહિ એટલે યુવકગૃહ યુવકગૃહને ટેકાવે રહ્યું અને થાંભલા પર ચઢતા H.J C. (લેખક)ની છબી લેવાઈ!

### જ્યાં સાધુઓ ખેતી કરે છે

સાંજે પાછા ખેતરોમાં થઈને આગળ ચાલ્યા. Maria Walt Monastery (મઠ)માં જોયેલી મેળ મેળના ત્યાંના સાધુઓને જોવા અને એમની નાનકડી દુકાનમાં મઠની પોતાની ભઠ્ઠીમાં બનેલો બીર પીવા કે નાસ્તો કરવા અમારી ટુકડી થોભી. પાસેનાં ખેતરોમાં સાધુઓને કામ કરતાં જોઈને મને સદેવ કુતૂહલ થયું. એક સ્થળે એક ખાનગી ખેતરમાં ખેતરનું રક્ષણ કરતો



અમારી ત્રિપુટી : ડાબી બાજુથી-ગૉલી (હું); હૅરૉલ્ડ ને બિલી

સ્વસ્તિક વાવટો જોયો. ઉર્ફર્ટ-ઝી નામના સરોવરને કિનારે માઇલોના માઇલો સુધી પથરાએલા ડુંગરો અને દેવદારના જંગલોમાં થઇને ચાલ્યા. અને પછી ત્યાંથી ઉતાવળ કરી સ્ટીમ ફેરી (વરાળથી ચાલતી હોડી) પકડી સામે કિનારે ગયા. મોડી રાત્રે ગ્રેમ્યુન્ડ ગામના યુવકગૃહમાં પહોંચ્યા. કેટલાક થાકી ગયાં'તા તેમણે અરધે રસ્તેથી ધીમે ધીમે જતી એક જૂની ઘોડાગાડી કરી લીધી. અમે થોડા—ખાસ કરી ત્રણ જણની અમારી ટુકડી (ઑક્સફર્ડની બેલિયલ કૉલેજનો વિદ્યાર્થી બિલી, લંડનમાં ઍકાઉન્ટન્ટ તરીકે જિંદગી શરૂ કરતો હૅરૉલ્ડ અને હું—ગૉલી— હંમેશા આગળ રહેતા અને ખૂબ ચાલતા કે ડુંગરાઓ ચડવા તત્પર રહેતા.

### અમારો જર્મન નેતા

પહેલે દિવસે અમને લાગ્યું કે અમારા જર્મન નેતામાં કાંઇ દમ નથી અને એને અમારી ટૂરમાં રસ પડતો નથી કે આ સ્થળો વિષે બહુ જ્ઞાન નથી, પણ પાછળથી અમે અમારો અભિપ્રાય બદલવો પડ્યો. અમારો એ જર્મન નેતા ઘણો જ સરસ માણસ નીકળ્યો. બધાને તે જોઇએ તેટલી છૂટ આપતો, અને છતાં યે પોતાનો કાર્યક્રમ બધા પાસે અનુસરાવતો. ખૂબ tact (ચતુરાઇ—દિક્મત)થી એ કામ લેતો. પછી તો અમારા બધાનો એ એટલો માનીતો થઇ પડ્યો કે કેટલેક સ્થળે જમતી વેળા પોતપોતાના ટેબલ પર એને સાથે લેવા માટે અમારી ટુકડીઓ લડતી. અમે છૂટા પડ્યા ત્યારે બધાએ મળી એક સરસ જર્મન કૅમેરા એને ભેટ આપ્યો અને ખૂબ ભારે હૈયે એની વિદાય લીધી. હું તો સાંજે પાંચ ને પચાસની ગાડી પર ઘણાખરાને કૉલન સ્ટેશને વળાવીને, કૉલન યુનિવર્સિટીના વિદ્યાર્થી અમારા એ નેતા તથા અમારી પાર્ટીમાંના ચાઇનીઝ યુવક (Woo)ના સાથમાં સાંજે નદીકિનારે ફરવા ગયો અને રાત્રે અમે સાથે જમ્યા. પછી એ બંને મને રાત્રે હૂકન જતી ગાડી પર વળાવવા આવ્યા.

### અમારી ટુકડી

અમારી ટુકડીમાં પંદર જણ હતા, અને મોખરા આ જર્મન વિદ્યાર્થી. બે મૅન્ચેસ્ટરની યુવતીઓ, બે ઑક્સફર્ડની જૂની વિદ્યાર્થિનીઓ, બે સ્કૉચ યુવતીઓ અને બે લંડનની યુવતીઓ; યુવકોમાં મૅન્ચેસ્ટર, લંડન અને ઑક્સફર્ડના વિદ્યાર્થીઓ હતા. ઑક્સફર્ડના અમે બે (બિલી અને હું), લંડનથી પૉલિટિક્સનો વિદ્યાર્થી 'Tony' (ટૉની) હતો. અમે ખૂબ વાતો કરતા અને એની સાથે ઘણીવાર હિંદી રાજપ્રકરણ વિષે કે બીજા વિષયો પર ચર્ચા થતી. લંડનમાં વૈદકનું શીખતો નાનો છોકરવાદી ઍન્ડી એની બહેન લ્યુસી સાથે આવ્યો હતો. આ ભાઇ બહેન અને મૅન્ચેસ્ટરના મિ. ડંકન (જે ફોટોગ્રાફી, સંગીત અને જર્મન પણ સારૂં જાણતા), એ ત્રણ ઘણુંખરૂં સાથે જ ફરતા. અમારી ત્રિપુટીમાંના મિ. હૅરૉલ્ડ પણ લંડનના જ હતા. એ ભાઇ સાથે પણ ખૂબ ચર્ચા અને ખૂબ મજાક અમે કરતા.

અમને ત્રણને તો ખાસ બનતું અને કાંઇ પણ સાહસ ખેડવાને અમે તત્પર રહેતા. કેટલી યે વખત ટોળીનું નેતૃત્વ જાણે અમારા હાથમાં હોય એમ લાગતું. હાથમાં આખા ફેલનો સરસ નકશો લઇને Compass (હોકાયંત્ર) તરફ જોઇ રસ્તો શોધતા અમે કહીએ કે આ રસ્તો લેવાનો છે એટલે બધા અનુસરતા. જ્હૉન (અમારો જર્મન નેતા યોહાન્નિસ રેમી—Johannes Remmy) સાથે પણ અમને ખૂબ બનતું. અને અમે ચાર પાંચ જણ બધો કારભાર કરતા. મન્ચેસ્ટરમાં 'ભૂસ્તરશાસ્ત્ર'નો અભ્યાસ કરતા ચાઇનીઝ વિદ્યાર્થી વૂ પણ અમને હંમેશા અનુસરતા. આખી ટુકડીમાં અમે બે (હું અને વૂ) અને જર્મન નેતા સિવાયના બધા અંગ્રેજો જ હતા, પણ અમારા ચાર દેશો કોઇ દિવસ માંહોમાંહે લડાઇ કરતા નહિ!

(ચાલુ)

હીરાલાલ ગોદીવાળા



# મધુકરી

કવિ ગફલતમાં નથી થઇ જવાનું એ સત્ય છે:
વિરાટ વપુ થૈ, મહા લઘુક પ્રાણનાં સ્પંદનો
રહે જ ધબકાવવાં હૃદયમાંહિ મેરે મહા,
વ્યથા સ્મિત દયા ઘણાં પ્રખર વાસનાઓ તણાં;
ધરી અતૂટ મૌન જેથી કવન ધ્વનિ પૂર્ણ થૈ
રચી ખચી હિયે સજીવ ગુપ્ત અર્થ આનંત્યમાં.

—દેવમગ્ય

## ગણત્રીયંત્રનો શોધક—બરોઝ

••• માત્ર ચાળીસ વર્ષનું જ આયુષ્ય ભોગવી એ ઈ. સ. ૧૮૯૮માં ગુજરી ગયો; પણ પોતાની પાછળ જગતને માટે તે એક મહાન શોધ, અને તેથી યે મહાન, સ્વપ્ન-સિદ્ધિની પાછળ સતત પ્રામાણિક મથન કરવાની અપરિહાર્ય શક્તિનું સ્મારક મૂકતો ગયો.

વિલિયમ સ્ટુઅર્ડ બરોઝ હતો તો એક બૅન્કનો સામાન્ય કારકુન. બૅન્કમાં આખો દિવસ આંકડાઓનો સરવાળો કરી-કરીને તેને બહુ જ કંટાળો આવતો. તે માનતો કે આથી મનુષ્યની ઘણી ઉત્તમ શક્તિનો હ્રાસ થાય છે; એટલે જો કોઇ એવી યાંત્રિક યુક્તિ શોધી કાઢવામાં આવે કે જે વડે આ કડાકૂટિયું કામ કરી શકાય તો જનસમાજને અને ખાસ કરીને વેપારી આલમને જરૂર મોટો લાભ થાય. આ વિચારથી પ્રેરાઇ તેણે એક ગણત્રીયંત્ર બનાવવાનો વિચાર કર્યો. તેનો બાપ યંત્રશાસ્ત્રમાં નિષ્ણાત હતો એટલે તેનું જ્ઞાન અને સંસ્કાર એનામાં પરિપૂર્ણ ઊતર્યાં હતાં. તેના મિત્રોએ તો આ વાત સાંભળતાં વેંત જ હસી કાઢી. તેઓએ તો ઊલટું કહ્યું કે એવાં તે ક્યાંય વળી યંત્રો શોધાતાં હશે કે જે મનુષ્યની બુદ્ધિ કરતાં પણ વધુ ચોક્સરીતે સરવાળા, બાદબાકી, ગુણાકાર તથા ભાગાકાર કરી શકે?

પણ પોતાના મિત્રોની આ ટીકા ઉપર તેને ધ્યાન સરખું આપવાની ફુરસદ નહોતી. તે તો પોતાની ધૂનમાં જ રત હતો. તેણે કામ શરૂ કર્યું. ચાર વખત પ્રયત્ન કરવા છતાં તે નિષ્ફળ ગયો.. પરંતુ જરાપણ હતોત્સાહ ન થતાં તેણે પોતાનું કામ અવિરતપણે ચાલુ જ રાખ્યું અને છેવટે અગિયાર વરસના સતત પરિશ્રમને અંતે પાંચમી વખત તે સફળ થયો. એક દસકાના આ અવિશ્રાન્ત પ્રયત્ન પછીથી પણ તેનું એ યંત્ર તેના પોતાના સિવાય બીજાના ઉપયોગમાં આવી શકે તેવી સ્થિતિમાં



મિ. બરોઝ અને એનું ગણત્રીયંત્ર

ન હતું. એ ચલાવવા માટે જે ચોકસાઈથી ટેસી ચલાવની પરતી તે ફાવટ બધાના હાથમાં ક્યાંથી હોય? આમ તે યંત્ર સર્વ-સામાન્ય વ્યાપારી ઉપયોગ માટે અવ્યવહારુ નીવડ્યું

હવે બરોઝે આ મુદ્દા પર ભેજું કસવા માંડ્યું. ત્રણ દિવસ ને ત્રણ રાત સુધી લાગટ, કોઈપણ જાતનો આરામ લીધા સિવાય, આ મુશ્કેલી દૂર કરવા તે પોતાના કામ કરવાના ટેબલ પર બેસી રહ્યો અને આખરે તેને ફતેહ મળી.

જે મિત્રોને શંકા હતી તેમને તેણે એ બતાવીને કહ્યું, 'તમે તો કહેતા હતા કે એ બનવું અશક્ય છે; પણ મેં આ યંત્ર બનાવી તે શક્ય કર્યું છે.'

આમ, અંતે તેણે વ્યાપારી દૃષ્ટિએ સફળ થાય તેવું એ ગણત્રીયંત્ર બહાર પાડ્યું અને જગતને આશ્ચર્યચકિત કરી મૂક્યું. પહેલાં તો તેણે ધારેલું કે માત્ર બેંકો તેનો ઉપયોગ કરશે. એ વેળા અમેરિકામાં આઠેક હજાર બેંકો હતી; એટલે એ યંત્ર બનાવવાની કલ્પના બરોઝે કાઢી ત્યારે મનમા જરા અંદેશો હતો કે એટલાં યંત્રો બન્યા પછી કદાચ ઘરાકી ભાંગી પડશે. પરંતુ એ યંત્રની આશ્ચર્યચકિત કરનારી કામગરી અને તેની ઉપયોગિતા જગતના મનમા એટલી તો ઊતરી ગઈ કે લગભગ એકેએક ધંધાદારી તેનો ઉપયોગ કરવા લાગ્યો ને ટાઈપરાઈટર-ની માફક બધી પેઢીમા તેનો વાપર શરૂ થયો; અને આજે તો એટલી હદે એ વપરાશ પહોંચ્યો છે કે કંપની કોઇકોઇવાર મહિનાનાં દસ હજાર મશીનો બનાવે છે.

## બેકારી

*** એવી જ અણનમ અને પ્રામાણિક, તથા સંતોષ અને સ્થૈર્યવાળી મનઃશક્તિ ધરાવતો બીજા પ્રકારનો દૃષ્ટાંત જે આ નીચે આપ્યો છે તે પણ એક અમેરિકનનો છે.

સવારના પહોરમા પોતાના ઘરનો દરવાજો ખોલવા માટે વાગેલી ઘંટડી સાંભળી, તે ખોલતાં અમેરિકાના કાન્સાસ શહેરની એક ગૃહિણીએ પોતાના ઉંબરમાં જોડાની દોરી વેચ-નારો એક ફેરિયો જોયો. સામાન્યરીતે તે આવા ફેરિયા પાસેથી કોઇ પણ વસ્તુ ખરીદતી નહિ; પરંતુ આ ફેરિયાએ તો તેની દિલસોજી આકર્ષી. પોતાનો જમણો હાથ ફક્ત એક જ આં-ગળીવાળો અને ડાબો હાથ તો સમૂળગો ન હોવા છતાં પણ એનો ચહેરો અને ધીરજ એટલાં આકર્ષક હતાં—અને એ પોતે પણ પાછો એટલો સુઘડ હતો કે એની તરફ લાગણીવશ ન થવું એ લગભગ અશક્ય હતું!

વીસ વરસની વાત પર એ ઑકલાહોમા અને ટેક્સાસ પરગણામાં તેલની પેઢીઓમાં કામ કરતો; પરંતુ કમનસીબે એક અકસ્માતથી તેના બંને હાથને ઈજા પહોંચી અને એના શેઠીઆઓને એ કાંઇ કામનો ન રહ્યો, એટલે બાકીની જિંદગી ટકાવી રાખવા માટે કોઇપણ જાતનું કામ મેળવવાની મુરાદથી એ કાન્સાસમાં આવ્યો હતો. પણ ત્યાં કોઇપણ જાતનું કામ મેળવવું મુશ્કેલ હતું, અને તેમાં યે એના જેવા અસહાય અને પરેશાન થએલા માટે હોય તો યે મેળવવું લગભગ અશક્ય હતું.

બૂટલેસની જોડી ખરીદ્યા પછી પેલી ગૃહિણીએ એની સાથે થોડીક વાર વાત કરી ત્યારે એણે કહ્યું કે 'આવા બધા પ્રતિકૂળ સંજોગોથી હું ઘેરાએલો હોવા છતાં, મારી જાતને હીણપત ન લાગે એવું કોઈપણ કામ ખોળી લઈ, શહેરને ભારે ન પડવાનો મેં નિશ્ચય કર્યો હતો, અને એટલે જ મેં જોડાની દોરીઓ વેચવી શરૂ કરી. . . .

'અને સાહેબ! એક જમાનામાં મારા હાથ નીચે ચાળીસ ચાળીસ માણસો કામ કરતા એ સાંભરે છે. આ કામ કરતાં પહેલાં તો મને મારું સન્માન ઘવાતું લાગ્યું પરંતુ પ્રમાણિકપણે ખાઇ જીવન ગુજારવું એના પ્રમાણમાં તો આ ધંધાથી મારું સ્વમાન એટલું જ અણનમ રહ્યું. આજે તો હું ગુજરાન ચલાવી શકું એટલી રોજી આ બૂટલેસના વેચાણમાંથી મેળવી શકું છું.'

'પરંતુ આવા જ હસમુખા અને આનંદિત તે રોજ શી રીતે રહી શકાતું હશે?' એવો સવાલ પૂછાતાં જ એણે જવાબ વાળ્યો કે 'મને ખાવાનું પૂરતું મળે છે; વળી સૂવાને શાંત જગ્યા અને પહેરવાને તદ્દન સ્વચ્છ કપડાં મળે છે; અને મારા કરતાં યે ઘણી કઠણ સ્થિતિનાં ઘણાં માણસો જગતમાં છે; એટલે મારે તો અસંતોષનું કાંઈ જ કારણ નથી.'

પોતાની જાતને સુઘડ રાખી શકાય એવાં જાતજાતનાં નાનાં સાધનો એની પાસે હતાં પોતાના એકના એક હાથની એકાકી એક આંગળી વડે પકડી શકાય એવો, બેઉ બાજુ ધારવાળો અસ્તરો, કાંસકી જડેલું એક પાટિયું અને પોતાનાં કપડાને બટન દઈ શકાય એવું લોખંડી તારનું એક સાધન, એની સ્વચ્છ અને સુઘડ રહેવાની જરૂરિયાતની, બલ્કે જે જરૂરિયાતને એ જીતી શક્યો હતો, એ અણનમ સ્વભાવની ઝાંખી કરાવતાં હતાં.

એની સુરત પર વિષાદની એકેય રેખા નહોતી બૂટલેસની ફેરી ફરતાં એ સીટી વગાડતો અને સંગીતના સૂર લ્હેરાવતો જતો હતો. જેઓને ઘણા ઘણા સુભાગી કહી શકાય એવા અનેકને એનો નિષ્કલંક આત્મા એક પ્રેરણા છે. (અંગ્રેજીમાંથી)

## લઘુ ભારત ગુજરાત

*** આચાર્ય શ્રી આનંદશંકર ધ્રુવે ભાવનગરમાં આપેલા 'ગુજરાત અને કેળવણી' નામના મનનીય વ્યાખ્યા-નમાં ગુજરાતના માનવકુળના ઘડતરની એક અતિ-સંક્ષિપ્ત પણ સર્વગ્રાહી અને સુંદર સમાલોચના કરીને આપણા પ્રાંતને લઘુ ભારત સાબિત કર્યો છે. એ ફકરો અભ્યાસનીય હોવાથી . . . . . .

ગુજરાત એટલે હિન્દુસ્તાનની મધ્ય-પશ્ચિમે આવેલી ભૂમિ નહિ, પણ એ ભૂમિમાં વસતી પ્રજા. જડ 'ભૂમિ કરતાં એમાં વસતું માનવકુળ વધારે મહત્ત્વનું છે, અને પૂર્વકાળમાં અનેક દેશોનાં નામ એમાં વસતી પ્રજા ઉપરથી પડ્યાં છે એ ઉચિત જ થયું છે. ગુજરાતી તરીકે આપણે અભિમાન ધરીએ તો આપણી પ્રિય ભૂમિને એ અભિમાનમાંથી વીસરીએ

નહિ, પણ આપણી માનવકુળની વિશિષ્ટતાને એ કરતાં પણ અધિક સ્મરીએ. ઋગ્વેદના સમયથી જ આર્યો દ્રાવિડો સાથે ભળેલા હતા એ આપણે શબ્દશાસ્ત્રના પ્રમાણથી જાણતા જ હતા, પરંતુ એમાં યે ગયા દસકામાં સિન્ધુ નદીના પ્રદેશમાં થએલાં ખોદાણથી જે હકીકત બહાર આવી છે એણે એ વાતની ખાતરી કરી આપી છે. જેમ જેમ એ પ્રજા ગંગા-યમુનાના પ્રદેશમાં પૂર્વ તરફ વિસ્તરતી ગઇ તેમ તેમ દ્રાવિડ અને બીજાં તત્ત્વો એમાં વધતાં અને ઉમેરાતાં ગયાં. ઉત્તર હિન્દુસ્તાનને એક ગાય રૂપે કલ્પો તો એના આંચળમાંથી ત્રણ સેરો દક્ષિણ તરફ પડતી જણાશે. એક તો સિન્ધુ નદીના મુખ તરફ અને એની દક્ષિણે પશ્ચિમ સમુદ્ર-તટના પ્રાંતોમાં વિસ્તરતી; બીજી એ જ પ્રમાણે હિંદુસ્તાનને પૂર્વ કાંઠે ગંગાના મુખથી દક્ષિણ તરફ પ્રસરતી; અને ત્રીજી એ બેની વચમાં, પ્રયાગથી માંડી દક્ષિણમાં જતી. આ ત્રણમાં પશ્ચિમ સેર ગુજરાતમાં આવેલી. તે પછી ગંગા-યમુનાની ખીણમાંથી એક આર્ય-દ્રાવિડ સેરે આનર્ત અને સૌરાષ્ટ્રમાં પ્રવેશ કર્યો, અને એ પછી અતિ પુરાણા કાળમાં છેલ્લો પ્રવેશ કર્યો શ્રીકૃષ્ણે અને યાદવકુળે, જેમણે દ્વારકામાં રાજધાની સ્થાપી યાદવો પછીના અંધાધુંધીના કાળમાં અનેક રાજ્યજીવી લોકો આ પ્રાંતમાં પેઠા. તે પછી મૌર્ય સમયમાં એ પ્રાચીનતર અને પ્રાચીનતમ લોક સાથે કાંઇક પરદેશી લોક શકયવનાદિક, અને કાંઇક પૂર્વ અને ઉત્તર હિંદુસ્તાનની મૌર્ય સામ્રાજ્યની પ્રજા તથા બિહાર બંગાળાના જૈનો, જેમણે વઢવાણ, પાવાગઢ અને ચાંપાનેર નગરનાં નામ પાડ્યાં છે—એ સહુ મળીને ગુજરાતની વસ્તી બંધાઇ, તેમાં આભીરો—જેમણે ઉત્તર મધ્ય અને પશ્ચિમ હિંદુસ્તાનમાં મહારાજ્ય સ્થાપ્યું હતું એમનો પણ થોડો ભાગ નથી. આનર્ત અને સૌરાષ્ટ્ર તે નર્મદાની ઉત્તરનું ગુજરાત અને વર્તમાન કાઠીઆવાડ: પણ આપણું હાલનું ગુજરાત આનર્ત સૌરાષ્ટ્ર અને લાટ એ ત્રણ મળીને થએલું છે, તેમાં નર્મદાના દક્ષિણનું ગુજરાત તે લાટ, જેમાં ભરૂચ વગેરે પ્રાચીન ધર્મ અને વેપારમાં બહુમાન્ય થએલાં નગરો આવેલાં છે. વલભી રાજ્ય એ મધ્ય ગંગા પ્રદેશના ગુપ્ત મહારાજ્યનો ફાંટો હોઇ પંજાબ ઉપરાંત પૂર્વના ગંગાકાંઠાની વસ્તી પણ આપણા પ્રાન્તમાં આવેલી છે. અને એ દરમિયાન તેમ તે પછીના સમયમાં પંજાબ અને રજપુતાનામાંથી ગુર્જર લોક પણ અને આવી વસ્યા, જેમના નામ ઉપરથી ગુજરાતનું અત્યારનું સુપ્રસિદ્ધ નામ પડ્યું છે એ સૌ જાણે છે. તે પછી અનેક રાજપૂત વંશો ચાલ્યા તેમાં ઉત્તરમાંથી દક્ષિણમાં ગએલા અને દક્ષિણમાંથી પાછા ઉત્તર તરફ ધસેલા રાષ્ટ્રકૂટ વંશજો મુખ્ય છે. આ રાજપૂત સમયમાં યજ્ઞાદિ કર્મ માટે નિમંત્રેલા ઉત્તર હિંદુસ્તાનના બ્રાહ્મણો અત્રે આવી વસ્યા તેમજ દક્ષિણ રાષ્ટ્રકૂટની સાથે દક્ષિણી બ્રાહ્મણો પણ નર્મદાતટ સુધી આવી વસ્યા હશે એમ અનુમાન થાય છે. આ પ્રમાણે હિંદુસ્તાનના અનેક પ્રાંતોની વસ્તીમાંથી—તે પછીના સમયમાં મૂળે મુસલમાન અને મુસલમાન થએલા હિંદુઓ તે જ પ્રકારના ખ્રિસ્તીઓ અને શુદ્ધ પારસીઓ: મળીને તથા આપણા વર્તમાન ગુજરાતની વસ્તી બનેલી છે.

આ આપણી ગુજરાતની વસ્તી જેમ બહુ પ્રાંતમાંથી ગુજરાતમાં એકઠી થઇ છે, તેમ એ ગુજરાતમાંથી વેપાર અર્થે બહુ પ્રાંતમાં ફેલાઇ પણ છે. આ વિસ્તૃત ગુજરાતને જેમ 'બૃહદ્ ગુજરાત' કહેવાની પ્રથા પડી છે, તે જ પ્રમાણે બહુ પ્રાન્તમાંથી અત્રે આવીને વસેલી વસ્તીનો મેં જે વૃત્તાંત આપ્યો એ ધ્યાનમાં લેતાં ગુજરાતને 'સંક્ષિપ્ત હિંદુસ્તાન' વા 'લઘુ ભારત' કહીએ તો તે ખોટું નથી.

## હિંદનાં છાપખાનાંનો ઇતિહાસ

હિંદુસ્તાનનું પહેલું વર્તમાનપત્ર કલકત્તાનું 'બેંગાલ ગૅઝેટ' કહેવાય છે. ઇ.સ. ૧૮૧૬માં ગંગાધર ભટ્ટાચાર્યજીએ તે શરૂ કર્યું હતું અને એક વર્ષ સુધી પ્રગટ કર્યું હતું મિ. ડગલાસ મેકમરી કહે છે તેમ આજે તેનો એક પણ અંક મળી શકતો નથી અને તેની ભાષા સંબંધી પણ ચોક્કસ નિર્ણય થઇ શકતો નથી. ૧૮૧૮ના એપ્રિલમાં બંગાળી માસિક 'દિગ્દર્શન' શરૂ થતાં હિંદી વર્તમાનપત્રકારિત્વનું પ્રકરણ શરૂ થયું કહી શકાય. કલકત્તા નજીક સીરામપોરના મિશનમાંથી તે પ્રગટ થતું હતું. માતૃભાષામાં છાપવાનું કામ સીરામપોરમાં તો ઇ.સ ૧૮૦૦ થી ચાલતું હતું. આ માસિક ફતેહમંદ નીવડતાં ૧૮૧૮ના મે માસની ૨૩મી તારીખે મિશને પહેલું બંગાળી વર્તમાનપત્ર 'સમાચાર દર્પણ' શરૂ કર્યું. આ વર્તમાનપત્રનું તંત્ર જાણીતા ઇતિહાસકાર તથા પાદરી જે. સી. માર્શમૅનની દેખરેખ નીચે હતું એ એકત્રીસ વર્ષ ચાલ્યું; પરંતુ તેની વ્યવસ્થા હંમેશ માટે યુરોપીઅનોના હાથમાં હતી.

સંપૂર્ણ દેશી દેખરેખ નીચેનું હિંદમાં પહેલું વર્તમાનપત્ર 'સંવાદ કૌમુદી' હતું તે અંગ્રેજી અને બંગાળી બન્ને ભાષામાં પ્રગટ થતું હતું ઇ.સ ૧૮૨૧ના ડિસેમ્બરની ૪થી તારીખે તે શરૂ થયું બાબુ તારાચરણ દાસ તથા બાબુ ભવાનીચરણ બંદોપાધ્યાય તેના તંત્રીઓ હતા અને રાજા રામમોહનરાય તેમાં લેખો લખતા તથા તેને ઉત્તેજન આપતા. તે ૧૮૫૨ સુધી ચાલ્યું. ઉદારમતવાદીઓનું તે મુખપત્ર હતું.

રામમોહનરાયે એક દ્વિભાષી માસિક પણ ૧૮૨૧ માં શરૂ કર્યું તેનું નામ 'બ્રાહ્મનીકલ મૅગેઝીન' હતું, અને તેનું ધ્યેય 'સમાચાર દર્પણે' કરેલા હુમલા સામે હિંદુ ધર્મનો બચાવ કરવાનું હતું આ માસિક લાંબો સમય ટક્યું નહિ; પણ પછી રામમોહનરાયે 'મિરત-અલ-અખબાર' નામનું ફારસી ભાષામાં વર્તમાનપત્ર ૧૮૨૨માં શરૂ કર્યું. ૧૮૨૩ની વર્તમાનપત્રો પ્રત્યેની કડક નીતિને અંગે તે પણ બંધ પડ્યું. ફરી ૧૮૨૯માં 'બંગાળી હૅરલ્ડ' સ્થાપવામાં રામમોહનરાયે મદદ કરી. તે અંગ્રેજી, બંગાળી, ફારસી તથા નાગરી ભાષામાં પ્રગટ થતું હતું।

. ઉદારમતવાદીઓના પત્ર 'સંવાદ કૌમુદી'ની સામે થવા તથા સતીની પ્રથાને ટકાવી રાખવા ચુસ્ત સનાતનીઓનું એક પત્ર ૧૮૨૨માં શરૂ થયું તેનું નામ 'સંવાદ ચંદ્રિકા' હતું લગભગ તેજ સમયે એક અંગ્રેજી પેઢીએ ફારસી ભાષામાં બીજું પત્ર 'જામે જહાં' ઇ.સ. ૧૮૨૨ની ૨૬મી માર્ચે પ્રકટ કર્યું. સીરામપોરમાં પ્રગટ થતાં મિશનરીનાં પત્રો બાદ કરતાં આ બધાં પત્રો કલકત્તામાં જ પ્રગટ થતાં હતાં

૯. ૧૮૨૨ના જુલાઇની ૧લી તારીખે મુંબાઇમાં 'મુંબઈ સમાચાર' પ્રગટ થયું. જેમ બને તેમ વધારે ઉપયોગી થઈ પડવાના હેતુથી પારસી તથા હિંદુ બંનેને અનુકૂળ પડે તેવી ગુજરાતી ભાષામાં તે પ્રગટ થતું હતું ફરદુનજી મર્ઝબાન નામના પારસીએ તે શરૂ કર્યું. માત્ર પશ્ચિમ હિંદમાં જ પત્ર પ્રગટ કરનાર જ નહિ પણ ગુજરાતી ભાષામાં છાપનાર પણ તે પહેલા હતા. તેમનું મુંબાઈનું છાપખાનું હિંદમાં પહેલું દેશી છાપખાનું હતું ૧૮૧૨માં તે છાપખાનું શરૂ થયું અને 'મુંબાઇ સમાચાર'ની શરૂઆત પછી દસ વર્ષ સુધી મર્ઝબાને તે ચલાવ્યું. તે પછી ઘણાં પત્રો નીકળ્યાં, પણ આજે એ આગલાં દેશી વર્તમાનપત્રોના અવશેષ રૂપ માત્ર 'મુંબઈ સમાચાર' અને જામે જમશેદ જ બાકી રહ્યાં છે. બાકીનાં ઘણાખરા માત્ર થોડાં જ વર્ષ ચાલ્યાં હતાં.

(પુસ્તકાલય) —હીરાલાલ માનસિંગ કામદાર

## નિદ્રાના સમયમાં ફેરફાર

*** રાત્રિના પહેલા પ્રહરમાં સૂઇ જઇને છેલ્લા પ્રહર પહેલાં પથારી છોડવાનો આદેશ તો આર્ય જીવનનો મૂળથી જ છે. પણ આજનું વિજ્ઞાન અખતરો કરીને એથી યે એક ડગલું આગળ વધે છે. પ્રયોગ કરી જોશો છો? વાંચો તો ખરા... કદાચ મન થશે.

હોલેન્ડના જર્મન વૈજ્ઞાનિકો જેમણે નિદ્રાના વિષયનાં પુસ્તકોનો ખૂબ અભ્યાસ કર્યો છે તથા તે સબંધમાં જાતે પ્રયોગો પણ કરી જોયા છે તેઓ દાવો કરે છે કે મનુષ્યજાતિની માનસિક તથા શારીરિક શક્તિમાં વધારો કરવો હોય તો મનુષ્યોએ નિદ્રા લેવાના તથા જાગૃત થવાના સમયનો અદલોબદલો કરવો જોઇએ! આ સંબંધમાં ૧૫ પ્રયોગો કરવામાં આવ્યા છે અને તે ઉપરથી એમ પુરવાર કરવામાં આવ્યું છે કે નિદ્રા માટેનો આદર્શ સમય તો મધરાત પહેલાંનો છે, અને જો મધરાત પહેલાં સારીરીતે પુષ્કળ ઊંઘ લેવામાં આવે તો અત્યંત લાભ થાય તેમજ માનસિક તથા શારીરિક શક્તિમાં પુષ્કળ વૃદ્ધિ થાય. આ ઉત્તમ નિદ્રાના સમયનું પ્રમાણ તો મધરાત પહેલાં ચારથી પાંચ કલાકનું ગણાય છે. આ સંબંધમાં જુવાન વિદ્યાર્થીઓએ પ્રયોગો કર્યા હતા અને જે વિદ્યાર્થીઓએ આવા પ્રયોગો કર્યા હતા તેમને સૌને એમ લાગ્યું હતું કે જો તેઓ સાંજે ૭ વાગે નિદ્રા લેવા જતા હતા તો કુદરતી રીતે જ રાત્રિના ક. ૧૧ અને ૨૦ મિનિટે તેમનાથી ઊઠી જવાતું હતું; અને ત્યાર પછી તેઓ ૨૪ કલાકમાંના બાકી રહેલા તમામ સમય દરમિયાન પોતાનો સમય અભ્યાસમાં તથા બીજા કામમાં વ્યતીત કરી શકતા હતા, એટલું જ નહિ પરંતુ તેમનું કામ આ સમય દરમિયાન વધારે સારી રીતે થઇ શકતું હતું, છતાં તેમનાં મન કે શરીર ઉપર થાકની નિશાની જણાતી ન હતી. આ પ્રયોગ તેમણે ૬–૧૨ મહિના સુધી ચાલુ રાખ્યો, અંતે તેમને માલૂમ પડ્યું હતું કે તેમની ભૂખ ઊઘડી હતી તથા તેમની તંદુરસ્તી સુધરી હતી. (પ્રજાબંધુ)

## બોરડી

*** તમે બોર ખાવા ક્યાં અનેકવાર ગયા હશો અને જેને કેટલીયે વાર ઝૂડયાં હશે એ ઝાડ વિષે આટલી વિગતથી જાણતા હતા?

બોરડીને સંસ્કૃતમાં બદરી, મરાઠીમાં બોર, હિંદુસ્તાનીમાં બેર અને અંગ્રેજીમાં જુજુબ ટ્રી કહે છે. આ ઝાડ આખા હિંદુસ્તાનમાં વ્યાપી રહેલું છે. બોરડીની ઘણી જાત થાય છે એના ફળને બોર કહે છે. ચણીબોર, રાંદેરી બોર, મેંકણી બોર, અજમેરી બોર એમ બોરની ઘણી જાતો આવે છે.

એ ઝાડની ડાળીઓ પર કાંટા હોય છે. આ કાંટાઓની હમેશા જોડી હોય છે અને તેમાંનો એક સીધો અને બીજો વળેલો હોય છે પાનનો આકાર ઇંડાના જેવો અને તેની કોરણ કરવતના દાંતા જેવી હોય છે તથા દાંડીહમેશાં ટૂંકી હોય છે. પાંદડા પર ત્રણ મુખ્ય નસો હોય છે અને તે નસો જ્યાં આગળ પાન દાંડી સાથે જોડાય છે ત્યાંથી નીકળી બીજા છેડા વારે જાય છે.

બોરડીનાં ફૂલ નાના ને લીલાશ પર પડતાં પીળાં હોય છે. એપ્રિલથી સપ્ટેમ્બર સુધીમાં તે ફૂલ બેસે છે. ફળ નારંગી રંગનાં અથવા રાતાં હોય છે અને ખાવામાં તેનો ઘણે ઠેકાણે છૂટથી ઉપયોગ થાય છે. બોરની અંદર એક ઠળીઓ હોય છે તે જ તેનું બી હોય છે.

બોરડીનું ઝાડ ગમે તે ઠેકાણે સહેલાઇથી ઊગી શકે છે. બોરડીના ઝાડ પર લાખ થાય છે અને આ બોરડીની લાખ રંગ બનાવવાના તેમજ બીજા ઉપયોગમાં ખૂબ વપરાય છે

બોરડીનું લાકડું ઘર બાંધવાના કામમાં વપરાતું નથી, પણ હળ તથા ગાડાં બનાવવાના કામમાં તો તે ઠીક વપરાય છે. બોરડીનાં સૂકાં પાંદડાં (પાલો) ઢોરના ખાવામાં વપરાય છે

બોરડીના ઝાડ ઉપર કાંટા હોવાથી તે પર ચઢવું ઘણું અઘરું હોય છે. આપણી બાજુ જે ચણીબોર થાય છે તેના ઝાડ તો નાના છોડ જેવાં થાય છે. તેની પર કાંટા પણ પુષ્કળ જ હોય છે. ચણીબોર હાથવતી તોડવાં ઘણાં કપરાં હોય છે કારણ તેમ કરવા જતાં તરત જ કાંટો હાથમાં વાગી જાય છે આ અનુભવ તમારામાંના તો કોઇકને જ નહિ થયો હોય. આથી ચણીબોર હમેશાં લાકડી વતી ઝૂડીને નીચે પડાય છે ને પછી તેને નીચે જમીન પરથી વીણીને એકઠાં કરાય છે. ઘણા

લોકો ખેતરમાં બોરડીના નાના નાના છોડની વાડ પણ કરે છે.

બોરડીનાં પાંદડાં અને ઉબરાનાં પાંદડાં બારીક વાટી તેની ગોળી બનાવી વીંછી કરડ્યો હોય તે જગ્યાએ મૂકી ઉપરથી પાટો બાંધી દેવાથી ડંખની વેદના થોડા વખતમાં ઓછી થઇ જઇ ઝેર ઊતરી જાય છે. —રતિલાલ વિ. દલાલ.

## ગોરખ મઢી અને પ્રાચી

*** આપણાં વિવિધ આકર્ષક સ્થાનોનો પરિચય આપતા આવા નાના લેખોની અમારી માગણીનો સારો જવાબ મળ્યો છે. સૌ વાચકો એમાં ભાગ લે.

પ્રભાસપાટણથી પ્રાચી જતાં રસ્તામાં ગોરખમઢી નામનું નાનું ગામ આવે છે. આ ગામને ગુરુ ગોરખનાથના નામ ઉપરથી ગોરખમઢી કહે છે. ગામ નાનું પણ સ્વચ્છ અને રળિયામણું છે અને તે ગોરખનાથના ચેલાઓથી ઊતરી આવેલા બાવાઓનું છે. ત્યાંના રાજમહેલના ચોગાનના ભોંયરામાં ગોરખમઢી આવેલી છે. એ સ્થળ બતાવનાર બાવો દીવો લઇને આપણી આગળ ચાલે છે. ભોંયરામાં પ્રવેશતાં જ પથ્થરનાં પગથીઆં છે. દસ બાર પગથીઆં ઊતર્યા પછી ડાબા હાથ તરફ વિશેષ અંધારાવાળા ભાગમાં થોડા વધુ પગથીઆં ઊતરતા સામે ગોરખનાથની મઢી દેખાય છે. તેમાં ફક્ત ગોરખનાથની સમાધિ છે. એ સમાધિ આગળ ઘીના અખંડ દીવા બળ્યા કરે છે. ભોંયરાનો રસ્તો ખૂબ સાંકડો તથા અંધારાવાળો હોવાથી પાંચ સાત કરતા વધારે માણસોએ એકીસાથે નીચે ઊતરવું સારૂં નથી, કારણકે અંદર હવા ઉજાસ માટે પૂરતી સગવડ ન હોવાથી વધારે વખત રોકાતાં ગૂંગળાઇ જવાનો સંભવ છે. બહારના ભાગમાં, રાજમહેલના ચોગાનમાં જ મત્સ્યેન્દ્રનાથની સમાધિ છે અને તેની પાસે અખંડ ધૂણી ધખ્યા કરે છે. ઘણા ભાવિકો અહીં શ્રીફળ વધેરી ધૂણીમાંથી ભભૂતિ (રાખ) લઇ કપાળે લગાવે છે.

અહીંથી પ્રાચી જતાં રસ્તાની બંને બાજુએ પુષ્કળ ઝાડી આવે છે. આસપાસ ડુંગરાઓની ધારો અને ચોપાસ ફૂલીફાલી રહેલી વનવાટિકા જોઇ આ કુદરતી સૌંદર્ય નિહાળતાં મન ધરાતું જ નથી, કારણકે આ સ્થળ ગીર પ્રદેશની બરાબર મધ્યમાં આવેલું હોઇ ખૂબ રમણીય છે. પ્રાચીમાં એકાદ બે ધર્મશાળા, એક બે દુકાન અને હૉટેલ સિવાય બીજું કંઇ નથી. અહીં શિવાલયો અને બીજાં દેવળો ઘણાં છે, પણ તેમાંનાં ઘણાંખરાં ખંડિયેર સ્થિતિમાં છે. અહીં સરસ્વતી નદીના વહેણમાં જ માધવરાયની શ્યામસુંદર મૂર્તિ છે. આ નદીમાં કદી પાણી ખૂટતું જ નથી એમ મનાય છે. પાસે કુંડો બાંધેલા છે તેમાં યાત્રાળુઓ સ્નાન કરી પીપળાને પાણી રેડે છે જેઓ પ્રભાસ-ત્રિવેણીમાં શ્રાદ્ધાદિક ક્રિયાઓ કરે છે તેઓ પિતૃઓની સદ્ગતિને અર્થે ખાસ કરીને આ પીપળાને પાણી રેડવા જ અહીં આવે છે. દર બારસી અમાસે અહીં મેળો ભરાય છે અને ત્યારે આજુબાજુનાં ગામડાંના ભરવાડ, રબારી, કોળી, અંત્યજો વગેરેની પુષ્કળ માનવમેદની એકઠી થાય છે. તેઓ સ્નાન કરે છે, પીપળે પાણી રેડે છે, ખાયપીએ છે અને એ રીતે આનંદ મેળવતાં બધું વાતાવરણ પવિત્ર બનાવે છે; અને પછી 'બેઠા નદીમાં જઇ રે માધવરાય' એ લોકગીત લલકારતા દાંડીઆરાસની રમઝટથી મીરમદેરાને ગજવી મૂકે છે.

(જાફરાબાદ) —કેશવલાલ જટાશંકર મહેતા

## કાઠિયાવાડના ગૃહઉદ્યોગો

*** યુરોપના ભલભલા દેશોના માલની હરીફાઈ કરીને દુનિયાને ખૂણેખૂણે પગપેસારો કરનાર જપાની માલની ફતેહનું એક કારણ તેના ગૃહઉદ્યોગો છે. હિંદના ગૃહઉદ્યોગોને પણ ખીલવવામાં આવે તો બીજું તો કાંઈ નહિ, પણ આ તેત્રીસ કરોડની વસ્તીના દેશને પરદેશી ચીજો પર આધાર રાખવો ન પડે. એ રાષ્ટ્રદૃષ્ટિથી આ ઉદ્યોગોની માહિતી ઉપયોગી છે.

મહુવાનાં લાકડાનાં રંગીન રમકડાં આખા ગુજરાત–કાઠિયાવાડમાં મશહૂર છે. અહીંના સંઘાડીઆ કેરી, કેળાં, કાકડી વગેરે ફળો અને શાકભાજીથી માંડી તજ, લવીંગ, એલચી વગેરે અનેક જાતની વસ્તુઓ લાકડામાંથી સંઘેડા ઉપર ચઢાવીને આબેહૂબ રંગની બનાવી આપે છે.

આવાં રમકડાં બનાવવાનાં અહીં છ સાત કારખાનાં છે અને તેમાં લગભગ પંદર સંઘેડા ફરે છે. રમકડાં બનાવવામાં ફક્ત પંદર માણસો રોકાયા છે. ઉપરાંત દરેક જેટલા મજૂરો સંઘેડા ફેરવવાનું કામ કરે છે. એક સંઘેડા ઉપર દરરોજનું આશરે બે રૂપિયાનું કામ થાય. તેમાંથી આઠ આના તો મજૂરને આપવાના હોય છે.

આજે તો આર્થિક મંદીને કારણે લોકોને રમકડાંનો શોખ ભારે પડ્યો છે; એટલે જ્યાં પહેલાં ચારચાર પેટી માલ ખપતો ત્યાં આજે એક પેટી પણ ખપતો નથી. ઉપરાંત જપાનનાં પરદેશી રમકડાંએ પણ મહુવાના આ ઉદ્યોગને જબ્બર ફટકો (મરણતોલ કહીએ તો ચાલે) લગાવ્યો છે.

રમકડાં બનાવવામાં વપરાતું લાકડું પોચું જોઇએ. તેને માટે 'દૂધીઉં' લાકડું વપરાય છે, જેમાંથી રમકડાં ઉતારવાં બહુ સહેલાં પડે છે. કાઠિયાવાડમાં પાલીતાણા તથા ગીરના પ્રદેશોમાં આવી જાતનું લાકડું ઉત્પન્ન તો થાય છે, પણ તે બજારમાં મળતું નથી; એટલે મહુવામાં તો વલસાડથી લાકડું આવે છે. સંઘાડીઆઓ લાકડું સીધું વલસાડથી ન મંગાવતાં સ્થાનિક વેપારીઓ પાસેથી દર વરસે આશરે ૨૦૦ ખાંડી જેટલું ખરીદે છે. જો બધા સહકાર કરીને સીધો માલ મગાવે તો કારીગરોને ખાંડીએ લગભગ ૫ થી ૭ રૂપિયાનો ફેરફાર જાય.

અહીંનાં રમકડાં વધુ પ્રમાણમાં તો ગુજરાત કાઠિયાવાડમાં જાય છે. મ્હૈસુર, બેંગલોર વગેરે સ્થળે પણ લાકડાનો માલ થાય છે, પણ તે અહીંના જેવો નહિ. (ગુજરાત સમાચાર)

## વૈજ્ઞાનિક વાયુની સહાયથી નુકસાનકારક જંતુઓનો નાશ

ઝાડપાનને લાગુ પડતી જીવાત, પાળેલાં પ્રાણીઓનાં અંગ પર ચડતા જાતજાતના જંતુઓ, વહાણમાં પેઠેલા નુકસાનકારક પ્રાણીઓ અને ઘરમાં જામી ગએલા ચાંચડ, માકડ અને જૂ જેવી જીવાતોનો નાશ કરવા સારૂ આજ સુધીમાં જાતજાતના પ્રયોગોની અજમાયશ કરવામાં આવી છે. તંબાકુ, મોરથુથુ, સાબુ અને હીંગનું પાણીમાં તૈયાર કરેલું દ્રાવણ ઝાડપાનને લાગુ પડેલી જીવાતનો નાશ કરવા માટે બાગબગીચામાં છંટાય છે; ગાયોની છાપરીમાં ફિનાઇલ, ડામર કે ઘાસલેટ છંટાય છે; અને ઘરમાંના જંતુઓનો નાશ કરવા માટે આજે વપરાતી ફ્લિટ કે પોયશ અસ્તિત્વમાં આવ્યા એ પહેલાં અગરબત્તી, ઇસેસનો ધૂપ કે કડવો લીંબડો બાળવામાં આવતાં હતાં. પરંતુ ઉપર જણાવેલા પદાર્થો મોટે ભાગે દ્રવરૂપ હોવાથી તેના સંસર્ગમાં જ આવનારા જીવજંતુઓનો નાશ થતો અને ખૂણે-ખાંચરે કે લાકડાની ફાટ વગેરેમાં લપાઈ રહેલા જીવજંતુઓને કોઇપણ જાતની અસર થતી નહિ જ્યારે વાયુના છંટકાવથી એથી ઊલટી જ અસર થાય છે. જેટલી મોકળાશ હોય એ સઘળી વાયુથી ભરાઈ જાય છે અને તેની બેવડી અસર થાય છે. એક તો કેટલાક વાયુ વિષમય હોવાને કારણે શ્વાસમાં જતાં વારને જ જંતુ મરી જાય છે અને બીજું કેટલાકનો ગુણધર્મ દાહક હોવાથી પ્રાણીઓના શરીરના બાહ્ય ભાગ પર તેની અસર થતાં તે નાશ પામે છે.

ઝેરી અથવા દાહક વાયુની અસરથી પ્રાણીમાત્રને ઇજા થવાનો સંભવ હોવાથી આ દવાનો ઘણી સાવધાનીથી ઉપયોગ કરવો પડે છે. આપણામાં ગંધકનો ધૂપ કરવાની પ્રથા ઘણી જૂની છે, અને ગંધકનો વાયુ સલ્ફર ડાયૉક્સાઇડ ગૅસ ઘણા થોડા પ્રમાણમાં માણસોને નુકસાનકારક હોવાથી, બંધ બારી-બારણે કરવામાં આવેલા ધૂપથી કાંઇ ઝાઝી હાનિ નથી; પરંતુ એથી બધી જાતનાં જંતુઓનો નાશ ન થતો હોવાથી એ ધૂપનો વાયુ એટલો બધો અગત્યનો નથી.

પહેલું તો જે ઘરમાં ઝેરી અગર દાહક વાયુનો છટકાવ કરવો હોય તેની ભીંત અગર છતમાં વાયુ બહાર નીકળી જવા માટે લેશ માત્ર માર્ગ હોવો ન જોઇએ. પરંતુ દરેક બાબતમાં એમ નથી. યુરોપમાં ઘોડા અને કૂતરાંના શરીર પરના જંતુઓ વિશિષ્ટ પ્રકારના હોવાથી એમને અપાતો ગંધકના ધૂપનો વાયુ એમનાં ગોને અસર ના કરે એવી રીતે આપવામાં આવે છે. આવી રીતે કાર્બન ડાયસલ્ફાઇડ નામના પદાર્થનો ઉપયોગ પણ કરવામાં આવે છે; પરંતુ એ સહેલાઇથી સળગી જાય એવો હોવાથી અને તેની વરાળ અને બહારની હવાનું મિશ્રણ સ્ફોટક હોવાથી તેનો ઉપયોગ મોટા પ્રમાણમાં સહેલાઇથી થઈ શકતો નથી પરંતુ એને બદલે એરેજિનાલ નામનો વાયુ જલદીથી સળગી ઊઠે એવો ન હોવાને કારણે અને જંતુનાશક હોવાથી તે બહુ વપરાય એ જ પ્રમાણે લાકડાની વસ્તુઓ, કપડાં વગેરેને ઉધઇ જીવાત લાગે એટલા માટે પહેલાં વપરાતી ડામરની ગોળીઓ બદલે પેરાડાયક્લોર બેન્ઝી નામનો પદાર્થ વપરાય છે તે મોથ બૉલ્સ તરીકે વેચાય છે. ડામરની ગોળીઓ કરતાં જલદીથી ઊડી જાય એવો હોવાથી કબાટ, પેટીપટારા વગે તેની વાસ જલદીથી વ્યાપે છે અને જીવાતનો નાશ કરે

હાઇડ્રો સાયનિક અને એથિલીન ઑક્સાઇડ (ટ્રી ગે નો પણ જંતુઓનો નાશ કરવા માટે વિપુલ પ્રમાણમાં ઉપ થાય છે, પરંતુ આ જંતુઘ્ન વાયુઓ ઘણા ઝેરી હોવાને એનો વપરાશ બહુ સાવચેતીથી કરવો પડે છે. ખૂણેખૂણ ભરેલા જંતુઓનો નાશ કરવામાં હાઇડ્રો સાયનિક આ પ્રુસિક આસિડ એટલો તો અસરકારક છે કે બરાબર વચેતીથી સેંટ દળવાની ઘંટીઓના મકાનમાં, લોટના કસ્તર જામી ગએલા જંતુઓ મારવા અને વહાણમાં ઉંદર વગેરે નાશ કરવામાં એ વપરાય છે. પ્રુસિક આસિડ કરતાં ટ્રી ગે વધુ હાનિકારક હોવાને કારણે ગૅસમાસ્ક વગેરે સાહિત્ય સહાયથી જ વાપરી શકાય છે.

ઝાડને લાગુ પડતી જીવાત મારવા પ્રુસિક આસિડ વપર છે. યુરોપમાં તો જે ઝાડને જીવાત લાગુ પડી હોય તે સઘળી બાજુઓ ઉપરથી તંબૂ ખેંચી ઢાંકી દેવામાં આવે અને પછી જરૂરીઆત પ્રમાણે દ્રવરૂપ પ્રુસિક આસિડનો ફુવાં છોડવામાં આવે છે. કોઇ વખત સોડિયમ સાયનાઇડ અ સલ્ફ્યુરિક આસિડનું દ્રાવણ પણ વપરાય છે, પરંતુ હા તો બહુધા કૅલ્શ્યમ સાયનાઇડ નામનો પદાર્થ વપરાય આ પદાર્થની ભૂકી ધીમેધીમે નાશ પામી તેમાંથી પ્રુસિક આસ નીકળતો હોવાથી યુરોપનાં ગ્રીન હાઉસો (બગીચાઓમાં ઓષ્મગૃહો વગેરે)માં એ બહુ વપરાય છે. ગ્રીનહાઉસના ક્ષે ફળ અને આકારના પ્રમાણે એ કેટલો વાપરવો એનું પ્રમા નક્કી કરવામાં આવે છે. (અંગ્રેજી ઉપરથ

### ક્ષ-કિરણ

જેને આપણે 'ક્ષ' કિરણો તરીકે જાણીએ છીએ, એ ઍક્સ અથવા પારાવણી કિરણો ઇ. ૧૮૧૫માં દુનિયામાં જાણીતાં થય ત્યારે તેના પારદર્શીપણા માટે ઘણાને કુતૂહલ થયું. સામા પ્રકાશકિરણ કાચ અથવા પાણીમાંથી પાર જતાં હતાં, પર લક્કડપાટી કે પતરાંની પાર જઈ શકતા નહિ, જ્યારે 'ક્ષ' અથવ પારાયણી કિરણો લોઢાલાકડાની કોઇપણ વસ્તુમાંથી આરપા જઇ શકતાં.

પરંતુ તેમાં યે એક ખામી હતી. એ કિરણો બીજી બધ ચીજોમાંથી પસાર થાય છે, પણ એલ્યુમિનિયમ જેવી હલક વજનવાળી ધાતુનાં પતરાંની આરપાર જઈ શકતાં નથી. આપણે જેની વાત કરી રહ્યા છીએ એ કૉસ્મિક રેઈઝ તો એલ્યુ મિનિયમના પતરાને પણ ભેદી શકે છે। પરંતુ એ 'ક્ષ' કિરણે

કરતાં વધુ ઘન પદાર્થોને ભેદી શકતાં હોવા છતાં પાકાં લોખંડનાં પતરાં કે પથ્થરને ભેદીને એ આરપાર જઈ શકતાં નથી!

એ કૉસ્મિક રે—વૈશ્વકિરણ—ની શોધ આકસ્મિક રીતે થઇ હતી. ઇ. ૧૯૦૨માં રથરફૉર્ડ અને કૂકસે સીસાનાં અર્ધા ઇંચ જાડાં પતરાંની આરપાર જઇ શકે એવું એક વધુ ઘનતર કિરણ શોધ્યું હતું. જ્યારે આ કિરણ શોધાયું તે વેળા એ બે શોધકો રેડિયમ ધાતુમાંથી નીકળનારી રેડિઓ ઍક્ટિવ (રુદનશીલ) ધાતુ પર પ્રયોગ કરી રહ્યા હતા. પોતાની પ્રયોગશાળામાં એ ધાતુનો સર્વત્ર સંપર્ક હોવાને કારણે તેઓનું એવું માનવું હતું કે આ કિરણ એ રેડિયો ઍક્ટિવ ધાતુમાંથી જ નીકળ્યું હશે. પરંતુ કેટલાક દિવસ બાદ એમની અજાયબી વચ્ચે એમને માલૂમ પડ્યું કે જે સ્થળે એ રુદનશીલ ધાતુનો સંપર્ક સુદ્ધાં નહોતો ત્યાંથી પણ પેલું કિરણ ફૂટી નીકળ્યું હતું!— અને ત્યાર પછી તો એ ક્યાંથી ફૂટી નીકળ્યું એ કોયડાનો ઉકેલ મુશ્કેલ થઈ પડ્યો.

છેલ્લા મોટા વિશ્વયુદ્ધ બાદ ઘણા વિજ્ઞાનશાસ્ત્રીઓએ આ વધુ ઘનતર ભેદક કિરણનું પ્રાગટ્ય સ્થાન શોધવા માટે પારાવાર જહેમત ઉઠાવી છે. દરેકનું દૃષ્ટિબિંદુ જુદું હોવાથી દરેકે પોતપોતાની રીતે ઉકેલ આણવા પ્રયત્ન કર્યો છે. પૃથ્વીના ભૂગર્ભમાંથી તો એ નહિ ફૂટી નીકળ્યું હોય? એવી શંકા કેટલાકને થતાં એમણે ભૂતલ પર ઊંચાણમાં ઊંચે ને ભૂગર્ભમાં ઊંડાણમાં ઊંડે ઊતરી એની તપાસ કરી છે. જો એ કિરણની ઉત્પત્તિ પૃથ્વીની સપાટી પરથી માનીએ તો તે ભૂગર્ભમાં કે ભૂતલ ઉપર ક્ષીણ હોવું જોઇએ, પણ એ વસ્તુસ્થિતિ નથી. જો એને સૂર્ય પરથી આવતું સ્વીકારીએ તો તે અહર્નિશ એકસરખું હોવું જોઇએ. પરંતુ એમ પણ નથી? ત્યારે એ શું છે? એ હજી કોયડો જ રહ્યો છે. (મરાઠી 'સૃષ્ટિવિજ્ઞાન' ઉપરથી)

## વર્તમાન જગતના અગિયાર પ્રચલિત ધર્મો

(તેમના ઉત્પત્તિના કાલક્રમ મુજબ)

| નામ | સ્થાપનારની જન્મ તારીખ | કોણે સ્થાપ્યો | કયા દેવને માને છે? | આજે કયા કયા દેશમાં એ ધર્મને પાળનારાઓ વસે છે? | એ ધર્મનાં શાસ્ત્રનું નામ | એ ધર્મ પાળનારાઓની આશરે સંખ્યા |
|---|---|---|---|---|---|---|
| હિંદુ ધર્મ | . . . . . . | . . . . . . | બ્રહ્મા-વિષ્ણુ-મહેશ ને બીજા દેવતાઓ | હિંદ | વેદ ઉપનિષદ અને પુરાણો | ૨૨ કરોડ |
| જૈન ધર્મ | . . . . . . | ઋષભદેવ | ચોવીસ તીર્થંકરો | હિંદ | જૈન આગમો | ૧૨ લાખ |
| જ્યુડાઇઝમ | ઈ.સ.પૂર્વે ૧૨૦૦ | મોઝીઝ | જેહોવાહ | જુદાજુદા દેશમાં અધિકાંશ તો રશિયામાં | ઓલ્ડ ટેસ્ટામેન્ટ | ૧ કરોડ અને ૧૦ લાખ |
| શિન્ટો ધર્મ | ઇ.સ.પૂર્વે ૬૬૦ | . . . . . . | કુદરત અને કેટલાયે દેવો | જાપાન | કો-જી-કી અને નિહોન્ગી | ૧ કરોડ અને ૬૦ લાખ |
| ઝોરોસ્ટ્રીઅન ધર્મ (પારસીઓનો ધર્મ) | ઈ.સ.પૂર્વે ૬૬૦ | ઝોરોસ્ટર | આહુરમઝ્દ | ઇરાન અને હિંદ | અવેસ્તા | ૧ લાખ |
| તાઓઇઝમ | ઇ.સ.પૂર્વે ૬૦૪ | લાઓત્સે | તાઓ | ચીન | તાઇ-તેહ-કિંગ | ૪ કરોડ અને ૩૦ લાખ |
| બૌદ્ધ ધર્મ | ઇ.સ.પૂર્વે ૫૬૦ | ગૌતમ બુદ્ધ | અગાઉ કોઇ નહિ પણ હાલમાં ગૌતમ બુદ્ધ | પૂર્વના બધા પ્રદેશો | ત્રિપિટક | ૧૩ કરોડ અને ૭૦ લાખ |
| કન્ફ્યુશીઅન ધર્મ | ઇ.સ.પૂ. ૫૫૧ | કન્ફ્યુશિયસ | સ્વર્ગ અથવા સ્થાપક | ચીન | . . . . . . | ૨૫ કરોડ |
| ખ્રિસ્તી ધર્મ | ઇ.સ.ની શરૂઆત | ઇસુ ખ્રિસ્ત | ગૉડ-ઈશ્વર | ઘણું કરીને દેશેદેશમાં | બાઇબલ | ૫૫ કરોડ અને ૭૦ લાખ |
| ઇસ્લામ ધર્મ | ઈ.સ. ૫૭૦ | હ. મહમ્મદ પયગમ્બર | અલ્લાહ | મુસ્લીમ રાષ્ટ્રો | કુરાન | ૨૩ કરોડ |
| શીખ ધર્મ | ઈ.સ. ૧૪૬૯ | નાનક | સતનામ | હિંદ | ગ્રંથસાહેબ | ૩૦ લાખ |

(સંપાદિત) —ત્રિભુવન વીરજીભાઇ દેગામી

એક વખત કોઈ ભક્તે આપેલો શેરડીનો ભારો લઈ ઘેર આવતાં મહારાષ્ટ્રી સંત તુકારામને રસ્તે ઘણા ગરીબ માણસો મળ્યા તેમના પ્રત્યે દયા ઉપજવાથી તેમને એકેક સાંઠો આપતા આપતા ઘેર પહોંચ્યા ત્યારે તેમની પાસે એક જ શેરડી રહી. તેમની કર્કશા પત્નીને અગાઉથી જ આ સમાચાર પહોંચેલા હોવાથી તેનો પિત્તો ગયેલો; એટલે તુકારામ આવતાં જ તેમના વાંસામાં તેણે એટલા તો જોરથી એ સાંઠો માર્યો કે તેના બે કકડા થઈ ગયા! છતાં તે સંતે હસીને કહ્યું કે 'સહધર્મિણીનો ખરો ધર્મ તેં પાળ્યો. મેં તને ખાવાને આખી શેરડી આપી, પણ તેં એકલીએ તે ન ખાતાં મને આપવા માટે તેના ભાંગીને બે કકડા કર્યા.'

અનેકાર્થી શબ્દ. પદ=પગ; પદવી—હોદ્દો—સ્થાન—દરજ્જો; બીરુદ—ઉપનામ; કાવ્ય પ્રબંધનો એક પ્રકાર; કવિત પંક્તિ ભાહેલો કોઈપણ શબ્દ; ગણિતનો કોઈપણ સંખ્યાંક, મૂળ; ઉત્તરક્રિયા કે લગ્ને અંગે અપાતું થાળી-વાડકા વગેરેનું દાન.

કહેવતોના અર્થ: 'વાંસને હરિયે વન બળે'=જે વાંસ ઘસાવાથી પ્રકટ થતા અગ્નિને લીધે દાવાનળ લાગી આખું વન બળી જાય છે એ ઉદાહરણનો ઉપયોગ, કોઈ બે માણસોના મામૂલી કલેશથી આખા કુટુંબને કે ઘણાં માણસોને નુકસાન થાય તે દર્શાવવા માટે થાય છે.

રાંઝણી (રગ્રહ)ના દરદીને બધો ખોરાક બંધ કરી કેવળ પંચામૃત (દુધ, દહીં, ઘી, મધ, સાકરના મિશ્રણ)ના માફકસર પાન ઉપર રાખવાથી આરામ થાય છે.

ઉપલી આકૃતિમાં લીટીઓના બતાવેલા જુદાજુદા વિભાગ બધા સરખા હોવા છતાં તેની આજુબાજુ મોરપગલાં જેવાં ચિહ્ન ઉલટાંસુલટાં કરવાથી જ તે નાનામોટા હોવાનો દષ્ટિભ્રમ થાય છે.



ચોમાસામાં રાત્રે કામ કરતી વખતે નાનાં કુદાં અને જીવડાં દીવા ઉપર આકર્ષાઈ આવીને જે ત્રાસ આપે છે તેનાથી મુક્ત થવા એક અમેરિકને ઉપરનો નુસખો અજમાવ્યો. બત્તીની પાછળ ત્રણ દોરી વડે એક ચીકટ કાગળ (ફ્લાઈ પેપર) લટકાવ્યો, જેના ઉપર બેઠેલાં જીવડાં કે માખી ફરી ઉડી જઈ નથી શકતાં.

બનાવટી રેશમનો એક ખાસ ગુણ ખ્યાલમાં રાખજો કે એ ભીનું થાય છે ત્યારે બહુ જ નબળું પડી જાય છે અને સુકાય છે ત્યારે પાછું હતું તેવું મજબૂત બની રહે છે; એટલે એને ધોતી વખતે ખૂબ કાળજી રાખવાની જરૂર છે; એ જ વખતે એને નુકસાન કે અઘટિત ઘસારો પહોંચવાનો સંભવ.

શિક્ષક: સૂર્ય અને ચંદ્રમાંથી વધુ ઉપયોગી કોણ?

વિદ્યાર્થી: ચંદ્ર, સાહેબ! કારણ કે રાત્રે પ્રકાશની જરૂર હોય તે વખતે તે પ્રકાશે છે. દિવસે અજવાળું હોય તે વખતે સૂર્ય તો પ્રકાશે છે એનો શો ઉપયોગ?

એક સાઈન્ટિફિક આફ્રીકે એક ચમચો સરકો ફ્લાવરપોટમાં નાખવાથી ફૂલ વધારે વખત તાજાં રહેશે. માત્ર ફૂલની દાંડીઓના છેડા રે જ થોડા કાપતા રહેજો.

લોખંડની અસ્રી ઘણા જણ ઘેર વાપરે છે. તે વાપરીને પછી મૂકતાં પહેલાં તે થોડી ગરમ હોય ત્યારે તેના તળિયા પર મીણબત્તીનો થોડો મીણ ઘસજો. એથી કરાતી ભટકશે અને બીજીવાર વાપરવી હશે ત્યારે તુરતાતરત ઉપયોગમાં લઈ શકાય એવી રહેશે

ગણિત ગમ્મત

૧૨૩૪૫૬૭૮૯×૯+૧૦=૧૧૧૧૧૧૧૧૧૧

૧૨૩૪૫૬૭૮૯×૧૮+૨૦=૨૨૨૨૨૨૨૨૨૨

૧૨૩૪૫૬૭૮૯×૨૭+૩૦=૩૩૩૩૩૩૩૩૩૩

અને આગળ

આપણાં ફેફસાં દસ પાઈન્ટ જેટલી હવા ભરી શકે છે. પણ સામાન્ય રીતે આપણે ઉપયોગમાં તો ૭ પાઈન્ટ હવા જ લઈએ છીએ.

ચોમાસામાં પલળેલા જોડાને ચીંથરાં તેમાં લાકડાનો વહેર ઠાંસીને ભરી ૧૦ ખરાથી બધી ભિનાશ ચુસાઈ જશે અને તેનો ઘાટ ગમડાઈને ખરાબ થશે નહિ માત્ર તે અગ્નિ અથવા દેવતા આગળ ન રહે એટલી સાવચેતી રાખજો.

યુનાઈટેડ સ્ટેટ્સનું ટપાલખાતું રોજના બે કરોડ અને પાંસઠ લાખ કાગળો તથા બંડલોની સરેરાશ વહેંચણી કરે છે. હિન્દના આંકડા તમે જાણતા હો તો લખી મોકલશો?



# વિરાટ પૂજન

·મિશ્રજાતિ·

અસ્તોદયે ઉદ્ભવતા પ્રકાશના
વાઘા વિભો! તારી વિરાટ મૂર્તિને
ધરૂં;—વળી ઇન્દ્રધનુની મેખલા.

પીસીપીસી કોટિક કાળી વાદળી
કોડે કરૂં કજ્જલ કૃષ્ણવર્ણી,
મળી લહી સોનલ દામિનીની
ટીકી કરૂં મોહન! મોહિનીભરી.

શતાબ્દીઓના શતલક્ષ આંટે
ગૂંથેલ, ઉત્ક્રાન્તિની અપ્સરાએ
વિનાશ ને સર્જન મૌક્તિકે મઢ્યું
મહાકાળનું મંદિલ મસ્તકે ધરી,
અનંતદર્શી અવકાશ-આયને
તારૂં બતાવું પ્રતિબિંબ ઓ પ્રભુ!
ઉર્વી ઉરે પીયૂષ છાંટનારી
પાયે ધરૂં દ્વાદશ મેઘઝારી.
નૈઋત્યની મંદ સમીર-દોરીએ
તરંગની ફેનલ ઝૂલવાળા
સમુદ્રના ચંદરવા હિલોળીને
પંખા કરૂં ગંભીર ગાન ગાતા.

લૈ વ્યોમની વિશ્વવિરાટ થાળી
મધ્યે મૂકું સૂરજ ચંદ્ર દીવડા,
ઉતારતો વિશ્વસ્વરૂપ આરતી
ઘંટા બજાવું ઘનગર્જનો તણી.

ખોબે ભરી સુન્દર તારકો ની
વિભો! વધાવું નવલક્ષ અક્ષતે
પ્રફુલ્લતા પંકજપુષ્પ શો હું
લોટી પડું લોચનપાંદડી મીંચી.

પડ્યો પડ્યો પાવન પાવલે પિતા!
તારી કૃપાના શતસિન્ધુ યાચ્યું;
ના બિન્દુએ તાત! લગીર રાચું.

પૂજ્યો તને કૈં પૃથિવીપટેના
પુણ્યાત્મનોએ નિજ શક્ય સૌ કરી,
—નિજ લક્ષ્ય સૌ ધરી;
તેં તો રીઝી દેવ! દરેકને દીધાં
કૃપા તણાં કેવળ કોડિયાં ભરી;
જે હોમતાંમાં જગકષ્ટ-જ્વાલે
ઊડી ગયાં છમ્ છમ થૈ સનાતને!

ને સૃષ્ટિને શીતલ શાન્તિનાં રહ્યાં
સ્વપ્નોજ;એ શાશ્વત પ્યાસ ના શમી,
એ આહ આ અંતર દાહતી રહી.

. . . . . .

કંકાવટી કોમલ ઉરની કરી
ભાવાર્દ્ર આ કલ્પન-તર્જની ભરી
વિરાટનાં વિઘ્ન વિદારવાને
હું આદરૂં તારૂં વિરાટ પૂજન.

**રમણિક અરાલવાળા**

[ વિરાટ જીવસૃષ્ટિનાં દુઃખો વિદારવાને પ્રભુને યાચવા માટે, છેલ્લી કડીમાં જણાવ્યા મુજબ, 'કોમલ ઉરની કંકાવટી કરીને તેમાંથી ભાવાર્દ્ર કલ્પનાતર્જની ભરી' જે વિરાટ પૂજન કવિ કરે છે તેના, પહેલી ૨૭ લીટીમાં કરેલા વર્ણનમાં પૈકીથી પૂજના વિધિઓ (વાઘા, શણગાર, અંજન, મુકુટ, દર્શન, પંખો, આરતી વગેરે)નું આલેખન, સૃષ્ટિનાં વિરાટ તત્ત્વોના રૂપકથી જે કલ્પનાદોર વડે ગૂંથીને કર્યું છે એમાં આ કાવ્યની મધુરપ છે. તે પછીની યાચનામાં ભાવોદ્દીપન પણ છે કે 'જગતમાં ઘણા પુણ્યાત્મનોએ પોતાનું શક્ય સૌ કરી (તથા ધરી) ને તારી કૃપા યાચી તેમને તેં માત્ર કૃપાનાં કોડિયાં દીધાં જે જગતનાં દુઃખો શમવાને પૂરતાં ન હોઇ તેની કારમી જ્વાલાઓ પર છમછમ થઇ ઊડી ગયાં, અને સૃષ્ટિને શાન્તિની શાશ્વત પ્યાસ તો રહી જ. એટલે કૃપાનાં એવાં બિન્દુ નહિ પણ 'શતસિન્ધુ' માટે કવિની યાચના છે. અને એવી યાચના માટેનું પૂજન પણ આવું જ વિરાટ હોય ને!

# મારી નજરે

## જીવનના સંકલ્પો

● એક તરફ આપણી નામદાર યુનિવર્સિટી દિનાળિયા અભ્યાસક્રમો પર મહોર મારી રહી છે, અને દેશ તળિયાઝાટક પાયમાલ થઇ જાય તોપણ-આર્થિક, માનસિક કે શારીરિક બચાવનું એક પણ સફળ સાધન વિદ્યાર્થીને બતાવવા અશક્ત હોવા છતાં તેના પૂજારીઓ દેશના મહા માનવંતા નરો ગઇ મહાલે છે તેના મુકાબલામાં ગામડાંમાં આજે ચાલી રહેલી મૂંગી પણ પ્રબળ સેવા આપનારા નરરત્નો તરફ માનનો અર્ઘ્ય આપ્યા વિના રહેવાતું નથી. પૂ. ગાંધીજી અને તેમનાથી પ્રેરિત સેવકગણના વૃત્તાંતો 'હરિજન'માં જેઓ વાંચતા હશે તેમની ખાત્રી થશે કે અમાપ ચારિત્ર્યબળ ને ત્યાગવૃત્તિવાળાં નરનારીઓ આપણી ભૂમિ ઉજ્જ્વલ કરી રહ્યાં છે. ગુજરાતના લાખો વિદ્યાર્થીઓ અને યુવાનોમાંથી જેઓ એ દળમાં જોડાયા છે તેમને માત્ર ધન્યવાદ આપવાથી જ આપણે છૂટી જવાના નથી. એમના જેટલું ન બની શકે તેઓ એ દિશા સાધી રાખીને પણ પોતાના મદદગાર બની શકે એટલું કર્તવ્ય બજાવવામાં તત્પરતા રાખે તો જ પ્રજાનો દુઃખદરિયો ઉલેચી શકાશે.

મેં ઘણા વિદ્યાર્થીઓ અને તરુણોને જોયા છે કે જેમણે નાનપણમાં સેવા અને સ્વાર્થત્યાગની મોટીમોટી વાતો કરી નાખેલી અને સંકલ્પો દાખવેલા; પણ મોટપણે ધારી પરિસ્થિતિ પ્રાપ્ત કર્યા પછી એ સંકલ્પો અને સ્વપ્નાઓ જીવનમાં સાચાં કરી બતાવનારા કોક જ નીકળ્યા છે. 'આટલી ઉંમર પછી દેશસેવા જ કરીશું' 'આટલું કમાઇને નિવૃત્ત થઈ જઈશું; આટલા વ્યવહાર કર્યા પછી કોઈક સંસ્થાને જીવન અર્પી દેવું છે;—' એવી મર્યાદા બાંધી જીવન શરૂ કરનારા ઘણા જણમાંથી એ મર્યાદા આગળ થંભીને જીવનની પુનર્ઘટના કરનારા બહુ જ થોડા જણાયા છે.

મોટામોટા અર્થશાસ્ત્રીઓ દેશનું દળદર દૂર કરવાની ગણત્રીઓ અને આંકડાઓ જાહેર કર્યા કરે છે ત્યારે ગુજરાતના એક શ્રીમંતે જામેલી દુકાન અને શ્રીમંતાઇને અવગણી ગામડાનું અર્થશાસ્ત્ર સુધારવા જાતે ગામડિયા બની ગયા છે; તેમની વાતને તેમનું કામ સમજવાની તક લેવાની એકેએક બેકાર વિદ્યાર્થી અને જુવાનને હું ભલામણ કરું છું. અમરેલી પ્રાંતમાં છેલ્લાં ત્રણ ચાર વર્ષથી શેઠ શામજીભાઈ હંસરાજ એક એવું મથક જમાવી રહ્યા છે કે જ્યાં મોટા કેળવણીકારો ને શિક્ષકોને સૂઝ્યું નથી એવું સાચું શિક્ષણ અને જીવન ઘડાઈ રહ્યું છે. પંદર વર્ષનું ભણતર ભણનારા પરિણામે જે ફલસિદ્ધિની આશા રાખે તે તેમના પ્રયોગોથી ત્રણ કે ચાર વર્ષમાં કોઇ પણ ઉદ્યોગી ને મહેનતુ કુમાર મેળવી શકે. એમની પુનર્ઘટના મંદિરની પત્રિકા જેમણે જોઇ કે વાંચી ન હોય તેમણે તો મંગાવીને જરૂર વાંચવી.

બીજું નજરે ચડેલું જે પાત્ર મને આકર્ષણ કરી રહ્યું છે તે મારા વિદ્યાર્થીજીવનના મિત્ર શેઠ વીરચંદ પાનાચંદનું. વિદ્યાર્થીજીવનમાં અનેક સંકટો ને ગરીબી વેઠી એ ગ્રૅજ્યુએટ થયા, વેપારમાં જોડાયા, આફ્રિકા ગયા, ઠીક પૈસો રળ્યા,




ઉપયોગિતાના દૂરબીન વડે જોતા તાજો ગ્રૅજ્યુએટ કાંઇ કામનો જણાતો નથી એ જોઇને જગત વ્યગ્ર બને છે. (એક અમેરિકન કાર્ટૂનિસ્ટે દોરેલું ચિત્ર-'લિટરરી ડાઇજેસ્ટ'માંથી)

પણ જીવનના આદર્શો ન ભૂલ્યા ભણતાં ભણતાં સંકલ્પ કરેલો કે અમુક વર્ષે તો માણસે દેશસેવામાં જોડાઇ જવું જ જોઇએ તે પ્રમાણે તે પોતાનાં ૪૫ વર્ષ પૂરાં થતાં પુત્રો અને પિત્રાઇ-ઓને ધંધો ભળાવી જામનગર તાબેના પોતાના ગામ સમઢિયાળાની પુનર્ઘટનાના કાર્યમાં ઝૂકી પડ્યા છે અને તેમાં પદરની રકમોનો મોટો ફાળો આપવા ઉપરાંત જાતમહેનત, દૂરંદેશી તથા અને ચીવટથી એ કાર્યને સંગીન રૂપ આપ્યું છે, એટલું જ નહિ પણ આ યુગનાં અનેક પ્રકારના વિવિધ રાજકીય સૂરો વચ્ચે પણ પોતાની સેવામાં રાજ્ય, પ્રજા તેમજ ઇતર દેશજનો બધાંની સહાનુભૂતિ અને સહકાર એકત્ર કરી શક્યા છે. એમના જેવા વિદ્યાર્થીઓ દેશમાં પાકતા રહે તો સુખનો દિન દૂર નથી.

**બે નવાં માસિકો**

● અકસ્માતે બે નવાં માસિકપત્રો એકીસાથે મારા હાથમાં આવી ચડ્યાં છે એક શિક્ષકો અને શિક્ષણનું માસિક છે. તેના તંત્રીઓ જાણીતા શિક્ષણપ્રણેતાઓ શ્રી હરભાઈ ત્રિવેદી અને શ્રી ચન્દ્રવદન શાહ છે બીજું થાણા જિલ્લાના બોર્ડી ગામની સુનાબાઇ હાઇસ્કૂલના વિદ્યાર્થીઓનું મુખપત્ર બાલસુધા છે આ બંને માસિકોના ઉદ્દેશો વચ્ચે કશું સામ્ય હોઇ ન જ શકે એક પરિપક્વ બુદ્ધિના અને શિક્ષણના રહસ્યને જાણનારા વિદ્વાનોને હાથે તૈયાર થયું છે; બીજું હાઇસ્કૂલના ઉપલા ધોરણના વિદ્યાર્થીઓના લેખો રજુ કરે છે.

છતાં મને એ શિક્ષકોના માસિક 'નૂતન શિક્ષણ' કરતા વિદ્યાર્થીઓના માસિકે વિશેષ આકર્ષણ અને સંસ્કારની છાપ પાડી છે મહારાષ્ટ્રીય પ્રદેશમાં જન્મેલું હોવાથી તે પર મરાઠી બાપનું પૂંઠું અને તેમાં વિશેષપડતા મરાઠી લેખો છે; પણ સાથે જ ગુજરાતી વિદ્યાર્થીઓના લેખો પણ સરખી જ સુરૂચિથી લખાએલા અને છપાએલા નજરે પડે છે. ખૂબી એ છે કે એક લેખ બે પાનાંથી લાંબો થવા પામ્યો નથી; છતાં તેમાં વિષયનું સુયોગ્ય નિરૂપણ આવી જાય છે. વળી દરેક લેખ વિદ્યાર્થીજીવનને શોભાવે એવી પસંદગીવાળો છે પૂઠા ઉપર કે અંદરની બાજુએ ચીતરામણનો ડોળ કર્યા વિનાનું આ માસિક ખરેખર સુરૂચિ અને સંસ્કારનો નમૂનો છે

'નૂતન શિક્ષણ'ના તંત્રીઓ અનુભવી હોવાથી તેના લેખોની કક્ષા તો બેશક અભ્યાસપૂર્ણ અને સંગીન લાગે છે, પણ મને એક વાતની હજુ સમજણ નથી પડતી કે શિક્ષણના વિધાયકો આકારના સંસ્કાર પર ઝીણવટથી કેમ જોતા નહિ હોય? એમણે ચીતરામણભર્યા પૂઠા માટે શા માટે લોભ રાખ્યો? અને રાખ્યો તો તેના સ્વરૂપ અને સંસ્કારની ચીવટ કેમ ન રાખી?

**ર. મ. રા.**

> ગ્રૅજ્યુએટોમાં કેટલાક બેકાર છે જે કારકૂનની નોકરી સિવાય ખેતીવાડીનું કે બીજું કોઇપણ કામ સ્વીકારવા તૈયાર નથી . . . તેના કરતા તો જે ધંધાઓમાં જરૂર છે તેવા ધંધાઓની તેમને તાલીમ મળે એમ કરવું જોઇએ. —મુંબાઇના ગવર્નર ના. બ્રેબન




**સંસારના સમાચાર**

● તા. ચોથી સપ્ટેમ્બરે જીનીવામાં ઇટાલી-ઇથીઓપીઆ પ્રકરણની છણાવટ કરવા લીગ ઑફ નેશન્સની બેઠક મળી હતી. એકંદર સૌ આ બાબત સહુકાઈથી પતાવવા પ્રયત્ન કરી રહ્યા છે, પણ કેટલે અંશે ફળદાયી થશે તેની શંકા છે. બંને બાજુએ લડાઈની તૈયારી ખૂબ જોરથી ચાલુ છે. અમેરિકા હાલ વચ્ચે પડવા નથી માગતું એમ લાગે છે.

● પંડિત જવાહરલાલની સજા મુલતવી રાખી હિંદુસ્તાન સરકારે શ્રી કમલા નહેરૂ જે હાલ જર્મનીમાં સારવાર માટે ગયા છે તેમને મળવાની રજા આપી છે. નિયમ પ્રમાણે પં. જવાહરલાલ ૧૯૩૬ના ફેબ્રુઆરી મહિનામાં છૂટનાર હતા, પણ શ્રીમતી કમળા નહેરૂ જે આરોગ્યનિવાસમાં છે ત્યાંના મુખ્ય ડૉકટરે ખુદ વાઇસરૉયને તાર કરી શ્રી કમળા નહેરૂની પ્રકૃતિ ચિંતાજનક છે એવા ખબર આપ્યા તે પર લાગણી બતાવી વાઇસરૉયે તેમને છૂટા કર્યા અને પંડિતજી એરોપ્લેનમાં ત્યાં પહોંચી ગયા. ત્યાર બાદ દર્દીને રાહત મળી છે.

● વાઇસરૉય ક્વેટા ફંડની રકમ ૩૪ લાખ સુધી પહોંચી છે.

● વેનીસ ખાતે સીનેમાની કળાનું ત્રીજું આંતરરાષ્ટ્રીય પ્રદર્શન ભરાશે તે વખતે મુંબાઇની મોશન પીક્ચર સોસાયટીના સભાસદ મિ. અંબાલાલ પ્રતિનિધિ તરીકે ગયા છે. પ્રભાત ફિલ્મ કંપનીનું 'અમૃતમંથન' ચિત્રપટ એ પ્રદર્શનમાં બતાવવા માટે પ્રાથમિક પરીક્ષામાં પસાર થયું છે.

● ડૉ. પટ્ટાભી સીતારામય્યાએ લખેલો કૉંગ્રેસનો ઇતિહાસ કૉંગ્રેસના સુવર્ણ મહોત્સવ વેળા પ્રસિદ્ધ થનાર છે.

● યુનાઇટેડ સ્ટેટ્સ (અમેરિકા)ના લ્યુસીઆના પરગણાના ગવર્નર હ્યુ લૉંગ તેમના રાજકારોબારી વિચારોથી હમણાં ખૂબ જાહેરમાં આવ્યા હતા અને એ દેશના હવે પછીના પ્રમુખપદે પણ તે આવે એવો સંભવ હતો. પણ હમણાં જ અચાનક તેમના વિરોધી પક્ષમાંના એક કટ્ટર દુશ્મને તેમને રાજસભામાં ગોળી મારવાથી તે અવસાન પામ્યા છે.

● અમદાવાદ વસાવનાર સુલતાન અહમદશાહના સમયના (ઇ.સ. ૧૪૧૧ થી ૧૪૪૧) કેટલાક રૂપાના તેમજ ત્રાંબાના સિક્કા મળી આવ્યા છે.

● ગુજરાતી સાહિત્યમાં અગત્યનું સ્થાન ભોગવે એવા બે સાહિત્ય ઇતિહાસ ગ્રંથો હમણાં બહાર પડ્યાઃ એક શ્રી કનૈયાલાલ મુનશી કૃત અંગ્રેજીમાં લખાએલો Gujarat and its Literature (પ્રકાશક લૉંગમૅન્સ ગ્રીન ઍન્ડ કં. મુંબાઇ. રૂા. ૬-૦-૦) અને બીજો ખંભાત રાજ્યે બહાર પાડેલો શ્રી રત્નમણિરાવ ભીમરાવ કૃત 'ખંભાતનો ઇતિહાસ' (જે ગુજરાત સાહિત્ય સભા-અમદાવાદ પાસેથી મળી શકશે).

● પૂનામાં ૧૦મી અને ૧૧મી ઑગસ્ટે મહારાષ્ટ્ર ચિત્રકાર સંમેલન મોટા સમારંભથી ભરાયું હતું. તેના અધ્યક્ષ પ્રસિદ્ધ શિલ્પકાર શ્રી વિનાયક કરમરકર હતા. તેમનું ભાષણ બહુ સમતોલ અને વિચારપૂર્ણ હતું. ચિત્રકાર મંડળે મહારાષ્ટ્રીય કળાનું સંશોધનકાર્ય કરવા એક સમિતિ નીમી છે.

● આદીસ અબાબામાં હિંદી જાનમાલનું રક્ષણ કરવા અને બ્રિટિશ થાણું સાચવવા પંજાબ રેજિમેંટના ૧૫૦ સિપાઇઓ રવાના કરવામાં આવ્યા છે.

● આબીસીનીઆમાં ૧૮ થી ૮૦ ઉમરના દરેક કુમાર વૃદ્ધને જરૂર પડતાં લશ્કરને સાથ આપવા તૈયાર રહેવાની સૂચના થઈ છે. બાલૂનોથી બૉંબનો મારો થવાની અગમચેતી આપવા ત્રણ તોપધડાકા થશે અને દેવળોની ઘંટા આપશે તેમજ સીસોટા ફૂંકાશે. એ સાંભળતાં જ લોકો અહીંતહીં છુપાઈ જાય અને હુમલો બંધ થતાં છ ધડાકાથી ખબર મળતાં પાછા આવી જાય. આ બાબતની હમણાંથી તાલીમ આપવામાં આવે છે.

● કાલીકટમાં 'મલબાર બાઇ-ઇન્ડિયા-લીગ'ના ઉપક્રમથી આવતા ડિસેમ્બરની તા. ૧ થી ૧૦મી સુધી ચોથું અખિલ ભારત ખાદી અને સ્વદેશી પ્રદર્શન ભરાવાનું છે. તેમા એક માતબર કળા-વિભાગ અને ચિત્રપ્રદર્શનની પણ યોજના છે; જે જાણીતા કલાકોવિદ ડૉ. જેઇમ્સ એચ કઝિન્સને હાથે ખુલ્લું મુકાશે.

● ભાવનગર શામળદાસ કૉલેજની આજની પ્રતિભા અને પ્રતિષ્ઠાના પાયા રોપનાર એ કૉલેજના પ્રિન્સિપાલ અને પ્રખર ગણિતશાસ્ત્રી કાવસજી જમશેદજી સંજાણા ગઇ નવમી તારીખે ૭૮ વરસની વયે અવસાન પામ્યા. જીવનભર અપરિણીત રહેલા એ વિદ્યાવ્યાસંગી ગણિતજ્ઞની કીર્તિ દેશભરમાં વિસ્તરેલી હતી, અને ૧૯૨૨માં લાંબી નોકરી બાદ નિવૃત્ત થયા પછી છેલ્લાં ૧૩ વરસથી બંને આંખોનું નૂર ખોઈ બેઠેલા છતાં 'ઇન્ટિગ્રલ કૅલ્ક્યુલસ' નામના ગણિતશાસ્ત્રના અતિ કઠિન વિષય ઉપર એક પુસ્તક લખાવતા હતા.

● કેળવાએલા યુવાનોને છાપખાનાના ધંધાનું શિક્ષણ આપવા માટે મુંબાઇમાં 'ઍકૅડેમી ઑફ પ્રિન્ટિંગ' નામની સંસ્થા નીકળવાની છે. મૅટ્રિકની પરીક્ષામાં પસાર થએલાં યુવક-યુવતીઓને જ એમાં દાખલ કરવામાં આવશે. નૉનમૅટ્રિકો માટે જુદો અભ્યાસક્રમ રહેશે. તેમને ઍકૅડેમીનો ડિપ્લોમા નહિ મળે, પણ સર્ટિફિકેટ મળશે. અભ્યાસક્રમ ત્રણ વરસનો રહેશે, જેમાં પહેલા વરસમાં કૉમ્પોઝ, બીજા વર્ષમાં યંત્રકામ બાઇન્ડિંગ અને વ્યાપારી શિક્ષણ તથા ત્રીજામાં વ્યવસ્થા સંબંધી કેળવણી અપાશે.

● ભાવનગર શામળદાસ કૉલેજમાંથી બી.એ.માં ઑનર્સ કોર્સના ગુજરાતીમાં પહેલા આવનારને સાહિત્યપરિષદના ફંડમાંથી દર વર્ષે એક 'સાહિત્ય પરિષદ સુવર્ણચન્દ્રક' આપવાનું ઠર્યું છે.

● મધ્યપ્રાન્તના તારા (તરનાર) રવીન્દ્ર ચૈટરજીએ લાગટ ૮૮ કલાક ૧૧ મિનિટ પાણીમાં તરતા રહીને સમસ્ત જગતનો લાગટ તરવાનો રેકોર્ડ હમણાં અલ્લાહાબાદ ખાતે તોડયો છે.

● રાષ્ટ્રસંઘની ઍસેમ્બ્લીના અધ્યક્ષસ્થાન માટે ડી વેલેરા અને મિ. બેનસ ઉમેદવાર છે, જેમાં મિ. બેનસ નીમાવાની વકી છે.

# કવિવર ટાગોરના

વિશ્વને ચરણે રવીન્દ્રનાથ જેવા કવિવર, અવની-ન્દ્રનાથ અને ગગનેન્દ્રનાથ જેવા સુવિખ્યાત કલાકારો, અને સ્વ. મહર્ષિ દેવેન્દ્રનાથ તથા બડાદાદા દ્વિજેન્દ્રનાથ જેવા પ્રખર તત્ત્વચિન્તકો ધરનાર કલકત્તાના વિશાળ ટાગોર કુટુંબમાં અચાનક જ આ વર્ષે ૨૧મી જુલાઇએ સવારના ૧૧ વાગતામાં દિનેન્દ્રનાથનું અવસાન થયું.

કવિવર ટાગોરના સૌથી મોટાભાઇ-બડાદાદા-દ્વિજેન્દ્રનાથના એ પૌત્ર અને દ્વિપેન્દ્રનાથના એ એકના એક પુત્ર હતા.

શ્રી દ્વારકાનાથ ટાગોરના ઐતિહાસિક પરિવારમાં ઇ.સ. ૧૮૮૩ના ડિસેમ્બરની બારમી તારીખે એટલે બાવન વર્ષ પહેલાં એમનો જન્મ થએલો. બાળપણથી જ એમની કેટલીક નૈસર્ગિક શક્તિઓને અનુકૂલતા મળી રહી. એ ટાગોર કુટુંબ કેટલાયે વિખ્યાત સંગીતકારોને આશ્રય અને પ્રોત્સાહન આપતું. સુપ્રસિદ્ધ ગાયક રાધિકાપ્રસાદ ગોસ્વામી અને સંગીતવિદ્ શ્યામસુંદર મિશ્રના એ પ્રિય શિષ્ય હતા. આ ઉપરાંત કવિવર ટાગોરને શાસ્ત્રીય હિંદુસ્તાની સંગીત શીખવનાર મહેન ગાયક જદુભટ્ટનો પણ એમને લાભ મળેલો, એટલે કિશોર વયમાં જ શાસ્ત્રીય સંગીતના ગાયક તરીકે એમણે સૌ વડીલોના અંતરને જીતી લીધું.

યુવાન થતાં ઇ.સ. ૧૯૦૮માં એમને બૅરિસ્ટર થઇ આવવા માટે વિલાયત મોકલવામાં આવ્યા; પણ બાળપણથીજ સંગીતના ઘૂંટ પીનારને કાયદાકાનૂનનાં પોથાં ઉથામવાનું ઝાઝું પસંદ ન પડ્યું. એમના અંતરને જીતી લેનાર સંગીતના સૂરોએ એમને પાશ્ચાત્યસંગીતના અભ્યાસ તરફ ખેંચી લીધા. એને પરિણામે, પરદેશમાં વીતાવેલા સમયનો મોટો ભાગ એમણે પાશ્ચાત્ય સંગીતનો ગહન અભ્યાસ કરવામાં તથા હિંદુસ્તાની શાસ્ત્રીય સંગીત સાથે તેનો તુલનાત્મક અભ્યાસ કરવામાં જ ગાળ્યો.

વિલાયતથી પાછા ફરતાં દિનેન્દ્રનાથ એમના વડીલ રવીન્દ્રનાથના હાથમાં પડ્યા. દિનેન્દ્રનાથને પરિચિત વર્ગ 'દિનુબાબુ'ને નામે જ ઓળખતો. કવિવરે એમને પોતાની પાસે ખેંચી લઇને અખંડ કામમાં પરોવી રાખ્યા. પોતે કવિ રહ્યા એટલે ગમે ત્યારે નવાં ગીતો રચે, અને તરત જ પોતાની પાસે રાખેલા દિનુબાબુને હાકલ

કાવ્યસંગીતને એમની રચનાક્ષણોના મૂળ સૂરોમાં સૌ પહેલું ઝીલી સ્વરબદ્ધ કરનાર અને જગતને આપનાર, રવીન્દ્રનાથના

# ગાનભાંડારી
# દિનેન્દ્રનાથ ઠાકુર

કરે. એમની હાક સાંભળતાં જ એકાદ નાનું સરખું અસરાજ લઇ દિનુબાબુ કવિવર પાસે પહોંચે. નવા ગાનના સર્જનહારને કંઠેથી એ ગીત સાંભળતાં જ દિનુબાબુને કંઠસ્થ થઇ જતું. કવિવર તો ગીત રચી તે દિનુબાબુને શીખવીને રહી જાય; પણ તે પછીનું કવિવરે બેસાડેલા મૂળ સૂરોમાં જ એ સૌને પ્રાપ્ય કરી આપવાનું અતિ પરિશ્રમભર્યું કામ દિનુબાબુ કરતા. કવિવરના ગીતોમાંથી મોટા ભાગની સ્વરલિપિ(Notation) એમણે જ તૈયાર કરેલી છે, અને તેનાં તો કેટલાંક પુસ્તકો પણ પ્રકટ થયાં છે. ઘણી યે વાર નવું ગીત સાંભળતાંની સાથે જ કોઈપણ વાજીંત્રની સહાય વિના જ સ્વરલિપિ લખતા મેં દિનુબાબુને જોયા છે.



'ઉસ્તાદ' શબ્દ સાંભળતાં જે રૂઢિચુસ્ત ગવૈયાનો આપણને ખ્યાલ આવે, એ પ્રકારના 'ગવૈયા' દિનુબાબુ ન હોવા છતા યે ગાભીર્ય તેમજ માધુર્યભર્યા કંઠે પ્રચંડ કાયાધારી એ પુરુષને ગાતા સાંભળનારને તરત જ એમની પ્રખર સુરસાધનાનો ખ્યાલ આવે તેમ હતું. સ્વદેશીની આગળના યુગમાં કવિવર ટાગોરનાં પ્રેરણાત્મક રાષ્ટ્રગીતોને દિનુબાબુના બુલંદ અવાજે સાંભળનાર લોકો મુગ્ધ થઈ જતા.

કવિવર ટાગોરનાં લગભગ બધાં જ નાટકો અભિનય યોગ્ય છે, અને એ બધાં નાટકોનાં નવીનતાભર્યાં ગીતો એમનું એક વિશિષ્ટ અંગ ગણી શકાય તેમ છે. એ નાટકો રંગભૂમિ પર ભજવાતાં જોનારને ખબર છે કે તેમાંનાં ગીતો રંગમંચની કોઈક બાજુએ ગોઠવાએલું ગાયકવૃંદ ગાતું હોય છે. સહગાન રૂપે ગવાતાં ગીતોના નેતૃપદે દિનુબાબુ જ રહેતા. પચીસત્રીસ જણ ગાતા હોય તેમાંથી ભૂલને લીધે કોનો કંઠ બેસૂર થયો તે તરત પકડી કાઢનાર દિનુબાબુએ પાશ્ચાત્ય સંગીતની કેટલીક વિશિષ્ટતાઓને અપનાવી લઇને નવા પ્રયોગો કરી ઘણાં ગીતોને સફળતાપૂર્વક સુશ્રાવ્ય કર્યાં છે.

વિદેશી સંગીતરસિકોને હિંદુસ્તાની શાસ્ત્રીય સંગીતના સિદ્ધાંતો અને તેની વિશિષ્ટતાઓ સમજાવવાની એક પણ તક દિનુબાબુ ચૂકતા નહિ. વિદેશમાં ખ્યાતિ પામેલા સીલોનના પ્રસિદ્ધ ગાયક દેવર સૂર્યસેન અને ડચ ગાયક ડૉ. આર્નોલ્ડ બાકે તો દિનુબાબુના શિષ્ય થઇને શાંતિનિકેતનમાં આવી રહ્યા હતા.

બીરભૂમ જિલ્લાની મરુભૂમિ વચ્ચે વર્ષોથી ખીલતા શાંતિનિકેતનના સંગીતમય વાતાવરણના સ્રષ્ટા દિનુબાબુ જ હતા. ત્યાંના ઋતુઉત્સવો, સાહિત્યસભાઓ તથા સંગીતપ્રધાન કાર્યક્રમોમાં એમનો જ પ્રભાવ નજરે આવતો. કવિવર ટાગોરનાં બંગાળી ગીતો તો પ્રાંતની દિવાલો ભેદીને મુંબાઇ, ગુજરાત, સિલોન અને સિંધ સુધી પહોંચ્યાં છે. મુંબાઈમાં અને અમદાવાદમાં તો રંગભૂમિ પર એમનાં ગીતો ગવાયાં છે અને એની સાથે નૃત્ય પણ થયાં છે, એટલે એ બધે સ્થળે સહગાન દિનુબાબુનું નામ સ્મરણીય છે.

શાંતિનિકેતનની ઉત્તર દિશામાં સુંદર નાનકડા બગીચાથી વીંટાએલી, કવિવરે 'સુરપુરી' કહેલી કુટિરના કોઇક ખંડમાં બેઠાબેઠા દિનુબાબુ કાં તો કોઇ ગીતની

(અનુસંધાન આગળ પૃ ૩૫૬ મે)

# શામ્વાનો શિકારી . . . જગતભરના શિકારીઓની

લ્યૂસર્ન સરોવરનો આસમાની વિસ્તાર જાણે એ બે મુસાફર—એક કૂતરો અને એક માણસ—ના પગ પાસે જ નીચે પથરાઈ રહ્યો હતો. સામે અને ચોતરફ બરફમાં ઢંકાએલી ગિરિમાળાઓ પરની પ્રભાતની લાલ સુરખી સરોવરના એ રંગને અજબ ઉઠાવ આપતી હતી. સ્વચ્છ સ્ફટિક જેવા હવા સોંસરવી નજર માઈલો સુધી જઈ શકતી હતી. આ બાજુ સરોવરના વાંકાચૂંકા કિનારે ચાલી જતી અને છેવટે એ હિમગિરિમાં અટવાઈ પડતી વનશ્રી એ રંગના સંગીતમાં મધુરા તાલ પૂરતી જતી હતી, અને પેલી તરફ પેલા ટેકરા પાસે ક્યાંક દ્રાક્ષના માંડવાઓ વચ્ચે ડૂબેલું, સ્વિસ જનતાના મુક્તિદાતા ટેલનું સ્મૃતિચિહ્ન અભણ ગામડિયાઓમાં પણ સ્વદેશપ્રેમ જગાડતું ગર્વભર્યું ઊભું હતું; અને અહીં નીચે, જાણે એ ગૌરવભર્યા ઇતિહાસને વર્તમાન સાથે જોડતી હોય એમ, પેલી વિહારનૌકાઓ લ્યૂસર્નના શાંત વિસ્તારમાં લહેરિયાં ઉપજાવતી અને એ એકસરખા રંગની ભૂમિકા પર ધુમાડાની આકૃતિઓ દોરતી ચાલી જતી હતી.

અચાનક પેલા માણસ મુસાફરે હાકલ કરી: 'રૉબર્ટ! એમ ક્યાં જાય છે? આજે મચ્છીનો વારો નથી. મારી પાસે ક્રૉસ બો છે એનો પણ તને ખ્યાલ ન રહ્યો?'

જાણે શરમાયો હોય એવી મુખમુદ્રા કરતો રૉબર્ટ પાછો ફર્યો અને પોતાના માલિક પાસે આવી પૂંછડી હલાવવા લાગ્યો. પીટરે એના મોઢા પર ધીમો તમાચો મારી હેતથી બોલ્યો: 'તું હમણાં ચકમ બની ગયો લાગે છે. બદમાશ, શામ્વા કરતાં મચ્છી વધુ મીઠી લાગે છે, કેમ?'

રૉબર્ટે પીટરનો હાથ ચાટી બચ્ચી લેવાનો અભિનય કર્યો, અને તરત પોતાને ફરમાવાએલા રસ્તે આગળ ચાલ્યો. પણ એમ જતાંજતાં એ મૂંગા પ્રાણીએ પીટર તરફ કંઈક સૂચક દૃષ્ટિ કરી અકથ્ય ઠપકો આપ્યો. પીટર એની ભાષા સમજ્યો અને બોલ્યો: 'સાચી વાત, હં, મારી જ ભૂલ થઈ. હમણાં તો હું મચ્છીને પણ ક્રૉસ બોથી જ વીંધું છું એટલે તેં ગફલત ખાધી. પણ ભલા આદમી! મચ્છી તો છેવટ નસીબમાં છે જ ને? પણ આવો સુંદર દિવસ ક્યારે આવશે? વરસાદમાં કંઈ શામ્વાના શિકારે થોડું જવાશે? તું એમ કંટાળીશ તો આપણો ચારો ક્યાંથી આવશે?'

પણ એ નિમકહલાલ પ્રાણીને આવા લાંબા ભાષણની જરૂર જ ન હતી, તેમ તે સાંભળવાનો તેને અવકાશ પણ ન હતો. તેની આગળ બરફથી છવાએલો રસ્તો પડ્યો હતો અને એ રસ્તાનો ઇંચેઇંચ તેને સૂંઘતા જવાનો હતો. જો એના સૂંઘવામાં જરાપણ ભૂલ થાય તો કાં તો પોતે રસ્તો ભૂલે, અથવા તો બરફથી ઢંકાએલા પોલાણ પર જઈ ચડે તો અંદર પટકાય. અને પોતાની એ જોખમદારી તે કાંઈક બુદ્ધિથી, કાંઈક અંતઃપ્રેરણાથી બરાબર સમજતો હતો.

અને એ જોખમદારીને પહોંચી વળે એવું સશક્ત એનું નાક હતું. બબ્બે માઈલથી તે શામ્વાને સૂંઘી શકતો અને પંદર વીસ ફૂટ જાડા બરફના થર નીચે પડેલી વસ્તુઓને પણ પામી જઈ શકતો. એક વખત એવી રીતે બરફના વરસાદનો ભોગ બનેલાં પીટરનાં ઘણાં ઘેટાંને એણે બરફ નીચે પડેલાં શોધી આપેલાં અને તેના ઇનામમાં એક ઘેટું મેળવેલું. અને તેની આંખ પણ ઓછી ચાલાક ન હતી. પીટર કેટલાક વખતથી પોતાની ધનુર્વિદ્યાના ગર્વમાં બાણથી મચ્છી મારવાની અજમાયશ કરતો ત્યારે એ રૉબર્ટ પણ એ બાણના જેવી જ ત્વરાથી એ મચ્છીઓને બહાર લાવી આપતો. અને આથી હમણાંહમણાં તેને મચ્છીનો એવો શોખ થયો હતો કે આજ શામ્વાના શિકારનો વારો આવતાં તેને જરા અણગમતું થયું હતું.

પણ ગમતું કે અણગમતું, ગમે તે કામ આવી ચડે ત્યારે પછી તેને વધાવી લેવાના મતનો તે હતો, અને તેથી પોતાના શરીરની શક્તિઓને આંખ, કાન અને નાકમાં એકાગ્ર કરીને તે આગળ ને આગળ ચાલ્યો જતો હતો. તેઓ એક ટેકરી વટાવી ગયા. લ્યૂસર્ન અને તેનું વનસ્પતિજન્ય સૌંદર્ય એ ટેકરીની પાછળ ઢંકાઈ ગયાં અને હિમક્ષેત્રનું ઉજ્જવલ સૌંદર્ય તેઓની દૃષ્ટિએ પડ્યું. બરફના એ આંજી નાખતા વિસ્તાર પર પ્રકાશનાં કિરણો લગભગ એકસરખો જ ખૂણો કરતાં હતાં, તેથી અંજાએલી આંખે નિશાન તાકવામાં મુશ્કેલી લાગવાથી પીટરે પોતાનાં રંગીન ચશ્માં આંખ પર ચડાવી લીધાં. રૉબર્ટની ખડતલ આંખો તો ગાઢ અંધકાર કે ઉજ્જવલ પ્રકાશ સાથે યુદ્ધ કરવા ટેવાએલી

# ઝિંદાદિલી મૂર્ત કરતી સ્વિસ જીવનની વાર્તા

હતી જ; અને નહિતર પણ કૂતરાને કોણ ચરમાં પહેરાવે!

એકાએક રૉબર્ટ ઊભો રહ્યો. થોડીવાર તેણે હવાને આમતેમ સૂંઘી ને પછી જે તરફથી હવા આવતી હતી તે તરફ નાક માંડ્યું. હાશ! કેવું સદ્‌ભાગ્ય કે પોતે હવાને હેઠવાસ હતા? નહિતર જેમ પોતે અત્યારે શામ્વાને સૂંઘી રહ્યો છે એમ જ તેઓ પણ તેની ગંધે ચેતી જાત ને? ઠીક થયું, નાકનું કામ તો પૂરું થયું. પણ હવે આંખે અને પગે ચાલાકી વાપરવાની હતી. તે આગળ વધ્યો. પીટર એને પગલે પગ માંડતો પાછળ ચાલ્યો.

પણ સબુર! વાસ પેલી જ ટેકરીની પાછળથી આવે છે અને શામ્વાની દૃષ્ટિ અને ઘ્રાણશક્તિ બંને કૂતરા કરતાં વધુ તીક્ષ્ણ હોય છે.

બંને શિકારી ચુપકીદીથી પગ મૂકતા એ ટેકરીની પાછળ છુપાઈ શકાય એટલે ઊંચે ગયા. અને આહ! કેવાં સુંદર આઠેક શામ્વા ત્યાં ચરી રહ્યાં હતાં! કદાચ માછલીઓની મુસાફરી લેખે લાગે. પેલા નરની 'દાઢી' કેવી સુંદર હતી! એની પીઠ પર તે દાઢી કાળી ઝાંખરજેવી ઊભી હતી અને એના સફેદ છેડા પાછળના બરફના રંગ સાથે મળી જતા હતા. કાંઈ નહિ તો પણ પેલી અંગ્રેજ કે ફ્રેંચ લલનાઓ તેના વાળના આઠ દસ પાઉન્ડ તો આપી જ જાય. પણ પેલી બુઢ્ઢી શામ્વા ટેકરીના ઊંચામાં ઊંચા બિંદુ પર બેસી રહી ટેકરીની ચારે તરફની હવાને સૂંઘ્યા જ કરતી હતી, એ જ મોટી આફત હતી ને? આખા કુટુંબની સહીસલામતીનો આધાર એ બુઢ્ઢી પર હતો અને બીજાં તો નિશ્ચિંત ચરતાં હતાં; કેમકે એ પ્રાણીઓ કુદરતે બક્ષેલી અને ટેવે દૃઢ કરેલી કોઈ અગમ્ય પ્રેરણાથી સમજતા હતાં કે પોતાનું કામ તે રક્ષક બિનચૂક બજાવશે; માટે પોતે ચરાય એટલું બરફની છૂટીછવાઈ તરાડમાંથી મળી શકતું લીલું કુમળું ઘાસ ચરી લેવું. અને પેલાં નાનાં બચ્ચાં! એને તો જીવન જાણે એક ક્રીડાંગણ જ લાગતું હતું. જગતના ઝેરી પવનો હજુ એના પરથી વધારે પસાર થયા ન હતા. પોતાના કુટુંબના અનેક દુશ્મનોમાંથી હજુ થોડાને જ તેઓએ જોયા હતા, અને તેથી ઘડી કૂદતાં, ઘડી દોડતાં અને ઘડી પોતાની નાની શીંગડીઓ વડે કુસ્તી કરતાં તે બાલપણ સાર્થક કરી રહ્યાં હતાં.

પણ એવામાં એક નાનો અકસ્માત થઈ ગયો.



શામ્વા: યુરોપ અને પશ્ચિમ એશિયાનું વાસી, બકરાને મળતું એક પ્રકારનું અતિ ચપળ હરણ: એનું વૈજ્ઞાનિક નામ Rupicapra Tragus.

પીટર પોતાનું ક્રૉસ-બો તાકવાની ધમાલમાં હતો એવામાં એનો પગ નીચેના સુંવાળા બરફ પર લપસ્યો. એક સહેજ અવાજ થયો અને જે બે પથ્થરો વચ્ચેની તરાડમાંથી તે જોઈ રહ્યો હતો. તેની ઉપર તેના માથાનો થોડો ભાગ એક ક્ષણભર દેખાઈ ગયો. પેલી ચોકીદાર માદાના કાન થંભી ગયા. તેની ગરદનના સ્નાયુ કડક થયા. તીક્ષ્ણ નજરે તેણે ટેકરા તરફ જોયું. પણ એ પહેલાં તો પીટરે પાછું સ્વાસ્થ્ય મેળવી લીધું હતું, તેથી તે કાંઈ જોઈ ન શકી. છતાં તેના નાકે તેને ખબર આપ્યા કે એ ટેકરાની પાછળ ભય છુપાએલો છે. એ જ પળે એણે એક તીણી ચીસ નાખી. એકાએક બચ્ચાંની રમત અટકી પડી અને ચરતાં હતાં તે બધાં પણ ભેગાં થઈ ગયાં. બધાંએ એ ટેકરી તરફ નાક માંડ્યાં અને તુરત આખું ટોળું નાઠું.

અને આ બધું એવી ત્વરાથી થઈ ગયું કે પીટરને એ શામ્વા ઊભાં હતાં ત્યાં સુધીમાં બાણ સાંધવાનો સમય જ ન રહ્યો. જોકે પીટરના જીવનમાં આ નાસિપાસી પહેલવહેલી ન હતી. એવી રીતે તો કેટલા યે ફેરા નિષ્ફળ ગયા પછી માંડ તેને એકાદ શામ્વા હાથ

(અનુસંધાન આગળ પાન ૩૫૪મે)

# પશ્ચિમ કંઠારનાં પ્રાચીન



**કેવળ નામ વાંચીને જ આ લેખનાં પાનાં ઉથલાવી નાખશો નહિ... એમાં વહાણોના સુકા પરિચય કે ઇતિહાસના અળખામણા આંકડા નથી; પણ...**

**પ્રાચીન હિન્દનો માતબર ઇતિહાસ રચનાર આપણા બખ્તાવર વહાણવટાની રોમાંચકારી ગૌરવગાથા અને...**

**એ જ વહાણવટાની આજની ગળગળા બનાવી મૂકે એવી કરુણ અવદશા, સાણુસણતે હૃદયે લખાએલી 'સુકાની'ની રૂંવાં ઊભાં કરે એવી બાનીમાં ચીતરાઇ છે....**

**એ અચૂક વાંચજો, - ધ્યાનપૂર્વક વાંચજો...**

**અને અભ્યાસની ખેવના હોય તો સાથે આપેલાં ચિત્રો અને તેને લગતી વિગતો ઝીણવટથી તપાસી જજો.**

આ લેખ સાથે (જુદાં પાનાં ઉપર) કેટલાંક ચિત્રો આપ્યાં છે. તેમાના થોડાંક જૈન પુરાતત્ત્વ શોધનને પરિણામે મળ્યાં છે. એમાંથી પ્રાચીન વહાણો વિષે ઘણું જાણી શકાય એમ છે. ત્રણ નકશાઓ છે તે આજથી બરાબર ૧૦૨ વર્ષ ઉપર ૧૮૩૩ના જૂનમાં વિલાયતમાં છપાયા હતા. એ નકશાઓ ધાઉ, બગલો અને બતેલો દેખાડે છે. બાકીના ચિત્રો આજના વહાણવટાના પ્રતિનિધિ જેવાં શંભૂક, જમની, કોટિયા, બતેલા, ભૂમ, દંગી વગેરેનાં આબેહૂબ આલેખન છે.

એ ચિત્રો ઉપરથી વહાણોની જાત કેમ ઓળખાય, અને તે તે જાતની વિશેષતાઓ કઇ કઇ છે, એની સમજણરૂપે થોડુંક લખવાનો અસલ ઇરાદો હતો. એ ઇરાદો કાયમ છે, છતાં એ સમજણ પૂરતુ જ લખવાથી બહુ જ ગંભીર ગેરસમજણ ઉત્પન્ન થાય એમ છે; એટલે એ નાનકડી સમજૂતીના પ્રવેશક રૂપે આ જરાક મોટી નોંધ લખવી પડે છે.

ખેડૂના ગાડાથી માંડીને ઘોડાની સગરામ સુધીનો ખુશ્કી વાહનોનો વિકાસક્રમ દેખાડનાર દેશી એવો દાવો કરે કે આ દેશમાં એક કાળે કલ્પનાની ગતિએ જ વિમાનો ઊડતાં હતાં, તો આજનો પરદેશી વૈમાનિક, જવાબમાં ફક્ત ઘોડાની સગરામ જ ચીંધી દેખાડે, એ સ્વાભાવિક છે.

ઇસૂ પૂર્વે પણ ચીન, બલિ, જાવા, મિસર વગેરે દેશાન્તરો સાથે હિંદનો વ્યાપાર હિંદી વહાણો કરતાં હતાં, ઇટલી જર્મની વગેરે એક બાજુ અને દખણ અમેરિકા બીજી બાજુ એમ આજે જણાએલી સારી પૃથ્વી ઉપર હિંદી વહાણખેડૂઓ ફરી વળ્યા હતા, વગેરે વગેરે દાવો કરનાર, જો આજે દેખાય છે તેવાં, એ કોટિયા, બતેલા, ભૂમ વગેરે ચિત્રોમાં આપ્યાં છે તેવાં જ, ઘોડાની સગરામ જેવાં જ વહાણો દેખાડી શકે, તો આજની યૂરોપા, બ્રેમેન, રેકસ, ઇમ્પરેટર, નોરમન્ડી અને ક્વીન મેરીના બાંધનારાઓ અટ્ટહાસ્ય કરે એમાં નવાઇ નથી.

—અને એ તિરસ્કારના કઠોર પડઘા, સારાયે હિંદની સૂની કંઠારે આજ સૈકાઓ થયાં સંભળાઇ રહ્યા છે!

આ દેશી વહાણો આજે તો ગામડીને નામે ઓળખાય છે. દફતરી ઇબારતમાં એને આજે 'કન્ટ્રીક્રાફ્ટ' કહે છે. થોડાંક વર્ષ પહેલાં એ 'નેટિવ ક્રાફ્ટ' કહેવાતાં.

આ વહાણોની દરિયાખેડ એટલી તો સંકડાઇ ગઇ છે કે એમની બોલીમાંથી પણ વિશાળ દરિયાની ઓળખાણ ભુલાઇ-ભુંસાઇ-ગઇ છે. કચ્છી અખાતમાંથી દર ધોરે બહાર પડતા કોઇ પણ વહાણને પૂછી જુઓ કે હોકાના ચાંદામાં વાયવ્ય દિશાને એની ભાષામાં શું કહે છે? જવાબ મળશેઃ બખાઇ લાલ—એટલે કે બસરા તરફની દિશા. તેમ જ કલિકટની દિશા તે

# વહાણો

મલબારી લાલ. બસરાથી પાછાં વળતાં જે દિશામાં મકરાન આવે તે મકરાણી લાલ. અને અરબ્બી વહાણોમાં સફર કરનાર કે અરબ્બી ભાષામાં બોલનાર આ જ નામો જુદીજુદી દિશાને લગાડશે. જેને કલિકટ વાયવ્ય હોય તે ખારવા વાયવ્યને મલબારી લાલ કહેશે વગેરે. પણ મુદ્દાની વાત એ છે કે એક વાર દક્ષિણ સમુદ્રમાં ધ્રુવના જે બખ્તાવાર વહાણવટીઓ 'દક્ષિણ' માટે સધર્ન ક્રૉસ ઉપરથી 'ચોકી' શબ્દ વાપરતા હતા તેમના સંતાનોની સીમ આજે 'જખાઉ'ને 'મલબારી' વચ્ચે સંકડાઇ ગઇ છે !

* ધુવા પગીની સાહસભરી સાગર-ખેડનો બડાઇભર્યો સાર ખુદ એને મોંએ પણ એટલો જ છે: "તર્યે નઇ ! જંગબાર'ને મલબાર'ને કાલીકોટની કંઇક એવું કરી છે ગીંયે. આમ બસરા લગી જાઇ આવ્યો છું' અને એ જખાઉ ઘોસ તો એટલો વસમો થઇ પડી હશે કે કચ્છમાંડવીની જખાઉ-બંદરમાં એક કહેવત હજુ પણ ચાલે છે કે 'જખાઉના ખબર જખાઉ બેરા.'

મુંબાઇના પડાવ બંદરમાં કે કરાચીની નેટિવ જેટ્ટી પાસેના ધાસ બંદરમાં પડેલાં આપણા લૂટયા તૂટયા સરખા વહાણવટાનાં આ ખંડિયેરોમાં કોઇ પુરાતત્ત્વવિદ હજુ કેમ નહિ પહોંચ્યો હોય ? સાત સાત દિલ્હીનાં ખંડિયેરોની કથાને ભુલાવી દે એટલી કરુણતા આ કિનારે ભંડકભંડકમાં ઊભરાય છે, અને આ એકેક એક ખુવો, અશોકના થંભ કરતાં વધારે જૂનો ઇતિહાસ કહી શકે એમ છે.




હોકાયંત્રની દિશાઓ માટે આપણા વહાણવટામાં આજે વપરાતાં નામો ઉપલા ચિત્રમાં આપ્યાં છે. એમાંના કેટલાંક કચ્છી છે, કેટલાંક અરબી છે. સાથેના લેખમાં આ સામેના જ પૅરેગ્રાફમાં જણાવ્યું છે તે પ્રમાણે આજે તો આપણી દરિયાખેડ એટલી તો સંકડાઈ ગઈ છે કે એમની બોલીમાંથી વિશાળ દરિયાની ઓળખાણ ભુંસાઇ ગઇ છે, અને જુદાંજુદાં બંદરોની દિશા ઉપર જ મોટે ભાગે નામ રાખે છે.

આજના આધુનિક વહાણવટીઓ તો દુનિયાભરના મુસાફર હોતાં કેવળ દિશાનાં જ નામ વાપરે છે, પણ ચાલુ વ્યવહારમાં તો ઉત્તરદક્ષિણ રેખાને બે પડખે ૧૮૦ અંશ ગણી કયે પડખે કેટલા અંશે મોરો રાખવો એવું જ બોલે છે. આજના કપ્તાનો દિશાનાં નામ નથી પુકારતા, પણ સુકાનીને 'course'–દિશા દેખાડતા અંશનો આંકડો જ બતાવે છે જે અંશને એ 'ડિગ્રી' નથી કહેતા પણ points–પૉઇન્ટ્સ કહે છે દાખલા તરીકે 'Set a course by 15 points East' એમ કહે છે. આથી દેશી નામોમાં જે માનીતા ભેદ રહે છે તે એના નામોમાંથી સ્હેજે નીકળી ગયા છે.

આપણી દેશી ભાષાઓમાં ખૂણાઓનાં નામ આ પ્રમાણે છે: ૯૦° (ડિગ્રી)=કાટ-કાટખૂણો : ૪૫°=ખણ; ૨૨½ અધખણ; ૧૧¼=તીર; ઝીણી, અધતીર અથવા ૧ ડિગ્રી. હવાની દિશા પણ ઘણા ઉપર ભોલાય છે: જેમકે સાતેસરી, બગરાતો, નારી બગતરો વગેરે.

આ વહાણવટા વિષે ઉપરટપકી ભણતરિયા તપાસ કરનાર પણ જોશે કે એમાં નાખવાને બાર મહીને રૂ. ૩૦૦નો નાદર પગાર મળે છે ! ખારવાઓને ૧૫૦થી ૨૫૦ સુધી મળે છે. ઉપરાંત જુવારના ભેગાવાળા બાજરાના આટાનું પેટિયું પણ મળે છે ! ખટારાને ભાવે માલ ઉપાડની સ્ટીમરોનાં સસ્તામાં ભરતા નૂર પણ ન માગી શકે એવો માલ એ વહા-

* ઝવેરચંદ મેઘાણી કૃત 'સોરઠને તીરેતીરે' પાનું ૧૨

ણોમાં ભરતી થાય છે. [1]"'ફીકો ન હલ' ને કોઇ ન ચે હલ" એવાં ખાલીખમ બનેલાં આ વહાણોમાં કોઇ પાર બાવા વેરાગી કે એવાં જ મુફલિસ છડિયાં (ઉતારૂ) પણ સફર કરે છે. ધણિયાતાં વહાણો તો આખર સિવાયની ઋતુમાં ખરાબ ભરતી ભેગી બે ચાર ચોસ ફૂટી કઢાડે છે; વસીલાદાર વણિયાના ગજાં પણ જેમ તેમ નભી રહે છે; પણ ન ધણિયાતાં કે નબળાં ધણીનાં વહાણો ઉપર તો નાખવાની ને ખારવાઓની સ્થિતિ દયાજનક હોય છે. વળી આ વહાણોનું લોહી હલકું એટલે એને સહુ ભાંડે એવી આજે સામાન્ય સ્થિતિ છે. વહાણધણીને આટલા સસ્તા ખલાસ[2] પણ ભારે પડે છે એટલે વહાણને તેલ ચોપડ ને ધૂડ[3]ના પણ સાંસા રહે છે. પરિણામે માલ ભીંજાય તો નાખવો દીણાય છે. સમારકામના અભાવને લીધે નબળાં વહાણો મોજે બેખડાય અને હલકાં થાવા વામણી કરે તો નાખવો હરાગી લેખાય છે. એવાં વહાણના વીમા પણ એકબે અપવાદ સિવાય કોઇ હાથ ધરતું નથી!

આ આજનાં કન્ટ્રી ક્રાફ્ટ—ગામડી વહાણો—એ પ્રાચીન વહાણવટાના કલશ નથી, પણ એના પાયા-ફેખેડ ખંડિયેર છે એ વાત સમજ્યા પછી જ આવા વહાણો વિશે પણ આપણું આજનું અજ્ઞાન એ કેટલું ગુનાહ ભરેલું છે એ સમજાશે; એ ખંડિયેરને પણ મરણ-તોલ ઘા કરનાર એ અજ્ઞાન જ છે એ સમજાશે; સાથે સાથે એ માતબર ઇતિહાસ રચનાર જબરદસ્ત વહાણવટું ભૂતકાળના દરિયાઓમાં શા માટે ગરક થઈ ગયું એનું કારણ પણ સમજાશે. આપણા પુરકી સમાજમા વહાણવટા વિષેનું અજ્ઞાન કોણ જાણે કેટલું યે પ્રાચીન હશે. પાતંજલ મહાભાષ્યમાં વિશેષણી ક સમજાવવા માટે 'અદૃષ્ટસમુદ્રક' એવો પ્રયોગ ઉદાહરણ રૂપે આપ્યો છે. એ મહર્ષિ ભાષ્યકારે તો એ વિશેષણ આર્યાવર્તિક (અયોધ્યાવાસી)ને લાગુ પાડ્યું છે. આજે એ વિશેષણ કંઠારે વસતી ઘણીખરી પ્રજાને પણ લાગુ પડે છે એ આપણી અધોગતિની અવધિ દેખાડે છે. પુરકી ખેપારીના શોખ આપણને લગાડનારી આજની સંસ્કૃતિએ આ કંઠારે વસતી પ્રજાઓમાંથી પણ દરિયાઈ ખમીર ઓસાવી લીધું છે. પશ્ચિમ કંઠારે બી. બી. ઍન્ડ સી. આઇ.ની રેલવે છે; પૂરવ કંઠારે બંગાલ નાગપુર અને એમ. એસ. એમ. છે અને બે હજાર કોસની બીબની કઠાર ઉપરનાં બંદરોની કરોડણ કનલના પાયા ઉપર આ રેલવેઓ આજે દોડે છે. એ બંદરોનો નાશ થતાં એ બંદરોને બીબતાં રાખનાર વહાણવટાનો નાશ થયો, અને એ વહાણવટા ભેળું જ સાવરબાસ્ત્રાઓનું નખ્ખોદ નીકળી ગયું. જે બંદરો આજે પરદેશી અને એ સાથે અરસપરસની આયાત નિકાસ માટે તરતાં રહ્યાં છે તે બંદરો વચ્ચે પણ મોટે ભાગે પરદેશી વહાણવટું ચાલે છે. એમાં લાખો હિંદીઓ ખલાસી બની ચડે છે,' પણ સ્ટીમર ઉપરના એ ખલાસીઓને સાગરવંશી કહેવા એ તો એરોપ્લેનમાં મુસાફરી કરનારને ગરૂડવંશી કહેવા બરોબર છે!

પણ જ્યાં રડચાંખડ્યાં ગામડી વહાણો ચાલે છે ત્યાં હજુ સાગરવંશ દેખાય છે. એ નાખવાઓની મેલી-ઘેલી ચીંથરેહાલ બંડી નીચે સાગરના અમોલ ખમીરે ઉકળતા હૈયાં ધડકે છે એમાં શક નથી. આવાં તૂટ્યાં-ફૂટ્યાં વહાણોમાં, જરૂર પડ્યે ગમે તેવા દરિયાને પણ બરદાસ્ત કરી શકે એટલી તાકાદ આજે પણ મોજૂદ છે. એમને મધદરિયે મળતી અનેક આલેશાન સ્ટીમ-રોનાં તુતક ઉપરથી એમના ઉપર કિંમતી દૂરબીનો મંડાય છે. એ દૂરબીન માંડનાર પરદેશી કપતાનો આ નાચીઝ જેવા લાગતા ધંધા સાથીઓ ઉપર આફ્રીન હોય છે. આ બહાદર નાખવાઓ માટેની પ્રશસ્તિ આ તમારા 'સુકાની'એ અનેક તુતક ઉપરથી, અનેક પરદેશી કૅપ્ટનોને મોંએ અનેકવાર સાંભળી છે.

તક મળતાં આ નાખવાઓનું ખમીર દેખાઇ આવે છે. નાનાં વહાણ હોય કે મોટાં, સાબૂત વહાણ હોય કે બિસમાર, સ્ટીમર હોય કે પવનના ઘોડા એનો એમને કશો હિસાબ જ નથી. દરિયાનો સામનો કરવાની તાકાત એ તો નાખવાના જિગરમાં હોય છે, વહાણોમાં નહિ! જે એ પાંચ ફૂટી નાખવાઓ આજે પણ પશ્ચિમ પંથારમાં ગિરફ્તાર પડ્યા છે તેમાં એ જિગર હજુયે સાબદું પડ્યું છે! એ તણખામાં ફૂંક વેળી પ્રચંડ જ્યોતિ ભડકી ઊઠે એમ છે. પણ એ ફૂંક ક્યારે

1 ભાંગેલાં, ખાલી અને કોઇ 'ચાલ ભાઇ' એમ ન કહે એવાં
2 ખલાસ=ચોસ (Voyage), ખલાસીઓ (Crew)ના પગાર વગેરેનું ખરચ પત્રક (Portage Bill).
3 ધૂડ=બે પાટિયાંની વચ્ચેની સાંધોમાં કાથો, ડામર વગેરે કસનીને પૂરવી તે;—કૉકિંગ Caulking.



આજે પણ જ્યાં ગામઠી વહાણો ચાલે છે ત્યાંના આવા નાખવાઓમાં હજી પણ સાગરવંશ દેખાય છે એમની મેલી-ઘેલી ચીંથરેહાલ બંડી નીચે સાગરના અમોલ ખમીરે ઊછળતાં હૈયાં ધડકે છે. વાંચો સામેના પાનાના ઉપલા ભાગે પરેગ્રાફ

**આ** હજુ તાજી જ વાત છે. કચ્છની ભૂખી કાંઠીના કોઈ લખા-ધિપતિ શેઠિયાઓને વહાણે ભવાન નાખવો ચડતો. શેઠિયાઓનાં વહાણ જંગબાર મુમ્બાસા સુધી ખેડ કરતાં. ભવાનની ઉંમર કાચી હતી, પણ એ દરિયાલાલને પારણે જન્મ્યો'તો. દેશદેશાવરનો એ જોગી હતો.

ઇસ્વી ૧૯૧૫ની સાલ હતી. યુરોપનો મહાભારત જંગ જોરાતો થતો જતો હતો એ વખતે ભવાનનો કોટિયો સીસલ (Seychelles)માં સલવાઈ રહ્યો હતો. લડાઈના હંગામે દરિયા જોખમી બની ગયા હતા. સીસલમાં જે થોડા ગોરા દરિયાઈ અફસરો હતા તે બધા એક યા બીજે કામે ચડવા માંડ્યા હતા. સીસલના સરકારી જહાજોના કામોદા ગોરાઓ ફોજી આરમારીમાં જોડાતા, એ ટાપુઓના વહીવટમાં ખલેલ પડવા માંડી હતી. ખાસ તો ફોજી અસબાબ પૂરવ આફ્રિકામાં પહોંચાડવાનો હતો; દખણ આફ્રિકામાં પહોંચાડવાનો હતો—ત્યાંથી કિલ્લેબંધી માટે, તરી બંદોબસ્ત માટે, ગીસતના મેલાણ સરંજામ માટે, હજારો જણસ સીસલ લાવવાની હતી. અને એ મહાસાગરના ઘોસ માટેનું જે ખાસ જહાજ તે અફસર વિનાનું બની ગયું હતું.

સીસલની સરકાર મુંઝાઈ અને લાચાર બની ત્યારે બારામાં પડેલાં સઢનાં જહાજોને રોકવા માંડ્યા. એમાં આરબ હતા, સોમાલી હતા, જમનિયા હતા, ઇરાની હતા અને એ પશ્ચિમધરાનો નાખવો ભવાન પણ હતો. ભવાનને હજુ મૂછો ફૂટવા માંડી હતી. સરકારી અફસરે બધાં વહાણો બાંધી લીધાં. એક સવારે ભવાનનું વહાણ બાંધવા ઍડમિરૅલ્ટીનો અફસર ભવાનને કોટિયે ચડ્યો. એના કોલ, મીઠી ઘોસ વગેરે જોયાં. એનાં જન્તર-મન્ત્ર જોયાં. સાથે સાથે મોટી અજાયબી વચ્ચે એ નાખવા પાસે એણે નૌરીના કોઠા જોયા, બાઉનની આલ્મનાક જોઈ, આગીમુથનાં કોષ્ટક જોયાં, ઍડમિરૅલ્ટી-ના ચાર્ટ જોયા અને એ અફસર વિચારમાં પડ્યો.

ચોથે દહાડે તો ભવાન નાખવો સરકારી સ્ટીમરના તુતકે સોળેકળાએ કપતાન નીમાયો! 'લડાઈ ચાલે ત્યાં સુધી' એને બોર્ડ ઑફ ટ્રેડની માસ્ટર્સ ટિકેટ કપતાનની 'નવી' મળી. કૅપ્ટન ભવાન ઇસ્ટ આફ્રિકા ગયો, સાઉથ આફ્રિકા ગયો, સીંગાપોર ગયો, રંગૂન ગયો, પણ લડાઈ પૂરી થતાં ફરી પાછો ભવાન નાખવો બની ગયો! ગોરાની ગરજ સરી રહી પછી કાળો તે તો કાળો જ! લડાઈ પછીનાં એકએક વર્ષ ભવાને કોટિયો ખેડ્યો. ડર્બનમાં રંગૂનના ચોખા એકબે ખેપ ઉતાર્યા. પછી તો એ કોટિયો બેકાર પડ્યો. ભવાન પણ ઘેર બેઠો. આ અરસામાં ભવાનને ફરી સ્ટીમરનું તુતક સાંભર્યું. એ તમારા આ 'સુકાની'ને શોધતો આવ્યો. 'સુકાની'એ એને છ મહિના ઘેર રાખ્યો. ભવાન અંગ્રેજી શીખ્યો; વાયર્લેસ વૉચરની પરીક્ષા પસાર કરી; ચોથા અફસરની નોકરી પણ ગોઠવાઈ; પણ કોઈ અનિવાર્ય સંજોગે એણે એ ન સ્વીકારી. ફરી એણે કોટિયાનું સુખાણ ધર્યું.

ઇસ્વી ૧૯૨૫માં, થોડાક દહાડાની ગેરહાજરી પછી 'સુકાની' એક વાર ઘેર આવ્યો. ઘરમાં જંગબારની નામચીન સાદડીઓ પડી હતી. મૉમ્બાસાથી આડમાર્ગે પાછા ફરતા ભવાન નાખવો જાતે આવી આ અમોલી ભેટ મૂકી ગયો હતો. એ ભેટ માટે ઉપકાર દર્શાવવા 'સુકાની'એ ભવાન ઉપર કાગળ લખ્યો. જવાબમાં

**પૂર્વમાં છેક (મેક્સિકો-ચીલી)થી માંડી પશ્ચિમમાં કેરો (મિસર) સુધી આર્ય સંસ્કૃતિને પ્રસરાવનાર જબરદસ્ત શક્તિ તે પ્રાચીન હિંદી વહાણવટું, એની આજની અવદશાનું આલેખન આ પાનાંઓ ઉપર ઉતાર્યું છે.**

મોડા ખબર આવ્યા. મૉમ્બાસાથી પાછા ફરતાં, ઘરના પાણીમાં, ઉમરની શીમમાં, કોઇ હડકયા ધડા * ઉપર, ભવાન, કોટિયા મોત, લાસ ગયો હતો! ભાંગેલા કોટિયા ઉપરથી દરેકે દરેક ખારવાને જીવતો ઉતારી ભવાન નાખવો છેવટ સુધી ફરજ અદા કરતો ઊભો—અને સાગરના ખાંડા જેવા પોતાના પાલનમાં એણે સમદર સમાધ લીધી. 'રાતે બાર બજ્યા હસે. પોરોટણુ મૂણને થોડોક આગર થયો ત્યાં ધરિયાલાલે પીંડમા સમાવી લીધો' એના ડોસાએ 'સુકાની'ને રુજારમાં કહ્યું. જગ આખાની, પ્રાચીન કે અર્વાચીન કોઇ પણ સાગરશૂરી મગરૂર મહાપ્રજામાં ભવાન પુણ્યશ્લોક બની રહેને!

અને આ રડ્યાંખડ્યાં 'ગામઠી' વહાણોમાં, આ ખજુર ને સાગવાન, સીમેન્ટ ને ગુણપાટ ભરતા 'કન્ટ્રી ક્રાફ્ટ'માં હજુ યે અનેક ભવાનો જીવે છે. ...છતાં આ પ્રશસ્તિ હાલ તો નિવાપાંજલિ જેવી જ છે.

ફરીવાર કહેવું જોઇએ છે કે આ લેખ સાથે આપેલાં આજના વહાણોના ચિત્રોને, આપણી હતરો વર્ષની પ્રાચીન વહાણબાંધણીના નિષ્કર્ષ રૂપે કોઇ સમજશે તો તો ગંભીર ગેરસમજણ જ થશે જેની ખેડથી ભારતવર્ષ એક વેળા સારી દુનિયાની સંસ્કૃતિનુ કેન્દ્ર બન્યું હતું, જેની ખેડથી એ આર્યાવર્તના આચારવિચાર મિસર, યુનાન, રૂમ અને તેની યે ઉપરના પરના તે કાળે જંગલી જેવા મુલકોમાં પ્રચાર પામતા થયા, જેની ખેડથી આર્યાવર્તના ચક્રવર્તી શસ્ત્રોનો ખણખણાટ ઠેઠ આજનાં દખણ અમેરિકા સુધી અનેકવાર પહોંચ્યો હશે, તે વહાણવટું ભારે માતબર હોવું જોઇએ એમાં શક નથી. પણ એ માતબર હતુ તેના પુરાવા મંગાય છે. હિંદુસ્તાનના આજના ટીકાકારો પૂછે છેઃ એવા માતબર વહાણવટાના પરિણામે વિકસે એવાં માતબર વહાણો ક્યાં છે? એવું વહાણવટું ખેડનાર દરિયાઇ પ્રજાનો વંશ ક્યાં છે? આ બે પ્રશ્નના જવાબ આપવા મુશ્કેલ છે, કારણ એ જવાબ માટે જોઇના પુરાવાઓનો અનેક સંજોગો વડે નાશ થયો છે.

અને જેમના હાથે એ પુરાવાઓનો નાશ થયો છે તેઓ જ હવે એ બે સવાલ જોરથી પૂછ્યા કરે છે!

આ રહ્યા થોડાક નમૂના. પ્રશ્ન પૂછનાર સરકારી કમિશન છે; જવાબ દેનાર પરદેશી અમલદારો, વેપારીઓ અને વહાણવટીઓ છેઃ

(૧)[૧]

પ્રશ્ન : તમારી કંપનીમાં હિંદી કમાનો રાખે છે?

ઉત્તર : કોઇપણ સ્ટીમરના કમાન માટેની લાયકાત સાથેનો હિંદી આજ સુધી મેં સાંભળ્યો નથી.

પ્રશ્ન : ૧૮૯૮માં નેગાપટમથી પીનાંગ વચ્ચેનાં વહાણોમાં હિંદી કમાનો ચડના એનું શું?

ઉત્તરઃ એ મને ખબર નથી.

(૨)[૨]

ઉત્તર : છેલ્લાં ૫૦-૬૦ વર્ષ તરફ જોતાં, હું સહરાધાત વગર કહી શકું છું કે, હજારો હિંદી જવાનો બ્રિટન, અમેરિકા કે બીજા દેશોમાં, કોઇ ને કોઇ વિશિષ્ટ ઉદ્દેશે ગયા હશે; પછી કોઇ કાયદો ભણવા, કોઇ ડૉક્ટર બનવા, કોઇ વિજ્ઞાન શીખવા;—

—મને લાગે છે કે જો હિંદી જવાનોમાં દરિયો ખેડવાની તમન્ના હોત તો આ હજારો વિદ્યાર્થીઓમાંથી કોઇકે તો દરિયાઇ તાલીમ માટે પ્રયાસ કર્યો જ હોત.[૩] પણ એવો એકે સંભળાયો નથી.

પ્રશ્ન : તમને નથી લાગતું કે અંગ્રેજ વહાણવટીઓ જે હાલમાં હિંદુસ્તાનમાં કામ કરે છે તેને લઇને જ હિંદમાંથી દરિયાઇ ખેડ માટેનું ખમીર અસ્ત થયું છે?

ઉત્તરઃ નહિ, હું એ નથી માનતો; એવું ખમીર હિંદમાં કોઇપણ કાળે હોય એ જ હું તો નથી માનતો!!

* 'કુમાર'ના ૧૦૦મા અંકમાં આવેલી 'સુકાની'ની વાર્તા 'હડકી વારી આઇ'માં વર્ણવેલી જગ્યાવાળો આ ૫ઠ.

૧ ઇંડિયન મર્કન્ટાઇલ મરીન કમિટી જુબાની—૧ નું ૩૧૧

૨ એ જ—પાનું ૩૧૩

૩ દરિયાઇ તાલીમનાં જહાજ ડફરીન, વૂસ્ટર, પાંગબૂર્ન હિંદીઓને બહુ મુશ્કેલીએ પણ લેતાં નથી એ વાત એ શેનો જણાવે?

**રુદ્રમાળ પાસે ઊભા રહી પ્રાચીન ગૌરવ માટે બે આંસુ સારનારાં દેશદ્રવી હૃદયો તો આપણે જાણીએ છીએ. અર્વાચીન સંસ્કૃતિના ખડકે તારાજ થએલા આ સાયર-અવશેષો તો આંસુ પણ સૂકવી નાખે એવા છે.**

ત્યાર પછી મુંબઈને કાંઠે ખારવાઈ તાલીમ માટે 'ડફરિન' જન્મ્યું. આજે એમાં જોઈએ તે કરતાં ત્રણગણા ઉમેદવારો દર વર્ષે નામ નોંધાવે છે. પરદેશી ટીકાકારોની પ્રામાણિકતા વિષે એ તાલીમખાનાનું સ્પષ્ટ અભિપ્રાય જેવું છે.

પરંતુ એ તાલીમ-જહાજમાં પણ એક ખામી છે, જે ખામી આ હતભાગી દેશમાં દરેકેદરેક તાલીમખાનામાં નજરે ચડે છે. એ જહાજમાં તાલીમ મેળવી શકાય તે પહેલાં દરેક ઉમેદવારે અંગ્રેજીનો સારો અભ્યાસ દેખાડવો પડે છે; એટલે જે સાગરવંશી ખારવાઓ છે તેઓ એ તાલીમથી વંચિત જ રહે છે.

સાગરને કોઈ પણ હિંદી ભાષા નહિ આવડતી હોય—અરબી સમુદ્ર, હિંદી મહાસાગર, બંગાળ સાગર બધા જ દરિયા અંગ્રેજી જ સમજતા હશે—એવી કંઈક માન્યતા હિંદી સરકારની હોય એમ લાગે છે!

આ તો વહાણખેડૂઓની આજની વાત થઈ. વહાણોની જાત વિષેની નોંધમાં વહાણખેડૂની વાત પણ આવશે; એટલે ઉપરનો ભાગ વિષયાન્તર લાગે તો યે એ અસંગત નથી એ સહેજે સમજાશે.

હવે વહાણની વાત. ખુદ હિંદુસ્તાનનો પ્રામાણિક અને પ્રમાણભૂત ઇતિહાસ હજુ લખાયો નથી એટલે બીજા સ્વતંત્ર દેશોના ઇતિહાસમાં હિંદી વહાણો વિષે જે ભાંગીતૂટી હકીકત હજુ સુધી મળી છે તે પર જ આધાર રાખીએ તો પણ એટલું તો પુરવાર કરી શકાય છે કે હિંદમાં એક કાળે જબરદસ્ત વહાણો બંધાતાં હતાં અને એ વહાણો દુનિયા સારીમાં ઘૂમી વળતાં હતાં. હિંદની વસ્તુઓ દુનિયાભરનાં બજારમાં એ વહાણો દ્વારા પહોંચતી હતી અને આખી દુનિયાની વસ્તુઓ આ દેશમાં નજરે પડતી હતી.

આ કથન માટે ભુજંગી વેદકથા કે અવેસ્તાનક ઉપર જ આધાર રાખવો પડે એમ નથી. હિંદી સંસ્કૃતિ પશ્ચિમમાં મિસર અને પૂર્વમાં મેક્સિકો—ચીલી સુધી પથરાઈ હતી. એ દેશોનાં ધર્મ, રીતભાત, સાહિત્ય, દંતકથા, રાજ્યવહીવટ, શાસ્ત્રીય મંતવ્યો સુદ્ધાં પ્રાચીન આર્ય સંસ્કૃતિના પડછાયા જેવાં જ હતા એ દરેક પ્રામાણિક તવારીખનવેશ કબૂલ કરે છે. દક્ષણ પાસિફિકના ટાપુઓમાંના દ્રવિડ ભાષા, દ્રવિડ સંપ્રદાય, દ્રવિડ રીતરિવાજો એ બધાં આજે પણ હિંદની પૂર્વ કંઠાર સાથે સામ્ય દેખાડી રહ્યાં છે. મેલેનેશિયા, મેક્રોનેશિયા, પોલિનેશિયા વગેરે દેશભાગમાં અથર્વવેદની ક્રિયાપ્રક્રિયાઓની પ્રતિચ્છાયા આજે પણ દેખાય છે. ફિલિપાઇન્સની વૃક્ષવાસી(Aoboriginal)પ્રજાઓના રીતરિવાજ આજે પણ કિષ્કિંધાના પૂર્વજોની પ્રણાલી દેખાડે છે,—એમની ભાષા પણ કુરંગીભાષા* મૂલ રૂપે સૂચવે છે.

આજે સુધરેલા દેશોમાં એક નવી કહેવત ચાલે છે:'Transport is Civilisation'. સંસ્કૃતિ એટલે વહન, સંસ્કૃતિ એટલે રસ્તાઓ, સંસ્કૃતિ એટલે દેશદેશને જોડતી રેલવેઓ, સંસ્કૃતિ એટલે દરિયાપારના બંદરોને સાંકળી લેતી પાણીપંથાર, સંસ્કૃતિ એટલે વહાણવટું.

પેરુથી કોરિયા સુધીમાં પ્રાચીન આર્ય સંસ્કૃતિને પ્રસરાવનાર જબરદસ્ત શક્તિ તે પ્રાચીન હિંદી વહાણવટું. એ ખેડનાર વહાણો પણ જબરાં જ હશે એમાં શક ન જ હોય.

આ ઉપરાંત અન્ય પુરાવાઓ જોઈએ. ઇશુ પૂર્વે અને તે પછીના તુરત સૈકાઓમાં હિંદી વહાણખેડૂઓ ટ્યૂટન, ગૉથ (આજના જર્મની)ની કંઠારે દેખાયાં હતાં. કેટલીક હકીકતો એવી પણ મળે છે જે ઉપરથી લાગે છે કે ક્ષીરસાગર (White Sea, Arctic ocean)માં હિંદી વહાણો દેખાતાં હતાં.

ઇશુ પછીની પહેલી દસ સદીમાં તો ભારતવર્ષમાં સાહસ ચડતું જ રહ્યું હતું. તે કાળે વહાણવટું પણ જબ્બર હતું ત્યારપછી શરૂ થએલી અધોગતિને મધ્યાહ્ને એટલેકે ઇશુની ૧૬મી ૧૭મી સદીઓમાં પણ હિંદી વહાણો કેટલાં બખ્તાવર હશે તેનો ખ્યાલ આવવો મુશ્કેલ છે. જોકે આ અરસામાં તો હિંદી વહાણવટું મલબારથી સિંધ સુધીમાં સંકોડાવા માંડ્યું હતું; છતાં નીચે આપેલી ટૂંકી હકીકતો વિચારવા જેવી છે.

---

* તામિલમાં કુરંગી એટલે વાનર




MARGARET READ ...

## હિંદના ઇતિહાસના યુગો

આપણું આજનું ઇતિહાસનું શિક્ષણ હિંદમાંના મુસલમાની અને બ્રિટિશ હકૂમતના સમય તથા તે વેળા પ્રસરેલી સંસ્કૃતિ વિષેનો જે ખ્યાલ આપે છે તેને મુકાબલે હિંદુસ્તાનમાં હિંદુ રાજ્યકાળમાં કેટલા લાંબા સમય સુધી કેટલી ઊંચી પંક્તિની સંસ્કૃતિ પ્રસરી રહી હતી તેનો સપ્રમાણ ખ્યાલ મળતો નથી. ઉપરનો નકશો એ ત્રણે રાજ્યકાળના વર્ષોના ગાળા બતાવે છે. પ્લાસીના યુદ્ધથી તે આજ સુધીનો સમય આપણી સંસ્કૃતિના ઇતિહાસમાં સત્તરમે ભાગે છે; એટલેકે આપણી સંસ્કૃતિના એક કલાકના સમયમાં બ્રિટિશ અમલ સાડાત્રણ મિનિટ જેટલો હિસ્સો ધરાવે છે; અને મુસલમાની અમલ પાંચમો હિસ્સો એટલે બાર મિનિટ જેટલો સમય ધરાવે છે.

ઇસ્વી ૧૬૧૧માં એક અંગ્રેજ કપ્તાને એક હિંદી વહાણ માપ્યું. એની લંબાઇ ૧૫૩ ફીટ હતી, પહોળાઇ ૪૨ ફીટ હતી, ઊંડાઇ ૩૧ ફીટ હતી. 'આઇને અકબરી' કહે છે કે એ વખતે ક્ષારીકંઠાર (નગરઠઠ્ઠાથી બેટ શંખોદ્ધાર સુધી)માં ૪૦,૦૦૦ ચાળીસ હજાર નાનાંમોટાં જહાજો તૈયાર મળતાં. ગુજરાતના સુલતાનો સાગરના ઉમરાવ કહેવાતા. અમીર અલ બહર[1]નો ખિતાબ એ એમનો સૌથી ગગરૂર ખિતાબ હતો. એ કાળે કોઇ કોઇ શાહ સોદાગર પાસે ૪૦ જેટલાં વહાણો હતાં જે દરેક વહાણની કીમત ૧૫૦૦૦ સુવર્ણમુદ્રા જેટલી અંકાતી. એક જ વેપારી પાસે ૭ લાખ સુવર્ણમુદ્રાની કીમતની સોદાગરી આરમારી હોય એ આજે રૉકફેલર અને મૉર્ગન કરતાં પણ મોટો ગણી શકાય. તે કાળની ૧૫૦૦૦ સુવર્ણમુદ્રા તે આજે દસ લાખ પાઉંડ જેટલી લેખાય એમ નાણાંશાસ્ત્રીઓ કબૂલ કરશે; તો એક જ વેપારી, જો ફક્ત પોતાનો માલ આયાત નિકાસ કરવા માટે સાઠ કરોડ રૂપિયાનાં તો વહાણો રાખે તો એની માલધારી કેટલા કરોડની? નિકોલો કૉન્ટી નામનો મુસાફર કહે છે કે આવા 'છપ્પન ઉપર ભેરી' બજાવનારા તો કેટલા યે વેપારી તે કાળે હિંદમાં હતા! અને તે વળી બંદરે બંદરે હતા! અને ૨૦૦૦ કોશની આ કંઠારે એવાં અગણિત બંદરો હતાં! એક આરબ મુસાફર અબ્દુલ રઝાક પંદરમી સદીમાં હિંદ આવ્યો અને જોયું કે 'વિજયનગરના રાજાને તાબે જ ૩૦૦ બંદરો ધીખતાં હતાં. જેમાંના દરેકનો મુકાબલો (તે કાળે માતબર કહેવાતા) કલિકટ સાથે થઇ શકે!'

પણ એ સોનાની દ્વારકા ક્યાં ગઇ? આજનાં કોટિયા, બૂમ, ઘૂઙ, દંગી જુઓ—અને આ પ્રશ્નના ઉત્તર રૂપે પથરાઇ રહેલી ક્રૂર નિરાશા સમજી શકાશે!

ક્ષારને મોજે મોજે સૈકાઓ થયાં, વીરના પાળિયા ભેળવાય છે. એ ભૂખી કંઠારે દશે દિશથી વીંઝાતા વાવડા ભેળા દારૂણ મરસિયા ધ્રુસકે છે. જેના કાનોમાં પરદેશી તવારીખનું સીસું નથી ઢોળાયું તેનાં હૈયાં હજુ પણ એ સાંભળીને કંપી ઊઠે છે. એ કરોડો યાવના ઉથાપતા જગડુને વર્ધમાન[2] ગયા, છત્રપતિ મહારાજ-

---

[1] જે શબ્દ ઉપરથી ઍડમિરલ શબ્દ બન્યો છે; જુઓ એ શબ્દ, અસ્બર્સ ગાઇડ ટુ ફ્રેઝીઝ ઍન્ડ ફેબલ્સ

[2] મૂળ કચ્છ ભદ્રેસરના, પાછળથી હાલારના વર્ધમાનશા, ચીન










આજથી ૧૭૨ વર્ષ ઉપર, ઇ.સ. ૧૯૩૩ના જૂન માસમાં 'રૉયલ સોસાએટી ઑફ આયર્લંડ'ની એક સભામાં સર જૉન માલ્કમે એક નિબંધ વાંચ્યો હતો. તે સાથે કચ્છી બગલા, ધાઉ અને બતેલાની બાંધણીના નકશાઓ તૈયાર કરેલા એ આ ઉપર આપ્યા છે. એ ઉપરથી આપણી જૂની વહાણબાંધણીનો ખ્યાલ આવશે. તે કાળે આ નકશાઓ ઈસ્ટ ઇન્ડિયા મૅન જહાજ માટે નમૂનારૂપે લેવાયા હતા.

એને મચક ન આપનાર સંઘીક વહાણવટીઓ ગયા; પચાસ વાંસના ભારા વચ્ચે બાંધેલા જાડા ખેરિયાં સાંખેલાંને ખાંડાના એક જ ઝાટકે કાપી નાખનાર સિંધુરાજ શંખ પણ ગયા. બબ્બે હજાર નાખવાઓની તરી ભીસત લઇ શત્રુઓને રંજાડનાર રાજા નાયક[1] ગયા. વાસ્કો દ ગામાને દોઆબની ભૂશિરથી[2] ઝામોરિનના બંદર સુધી પહોંચાડી જનાર કાનજી માલમ ગયા, અને એના તો અસંખ્ય મહાવીરોનાં નામોનિશાન પણ ગયાં!

—અને એના વંશજો આજે પરાવબંદર અને ધાસબંદર ઉપર ચીંથરેહાલ સ્થિતિમાં ભટકી રહ્યા છે. એમને અંગ્રેજી નથી આવડતું એટલે એઓ અને એમનાં છોકરાંઓ ઇન્ડિયન મર્કન્ટાઇલ મરીન ટ્રેનિંગ શિપનાં જડબાંતોડ નામે ઓળખાતા ડફરીન માટે પણ નાલાયક ઠરી પડે છે!

આટલી લાંબી નોંધ પછી હવે વહાણોની ટૂંકી સમજૂતી. જુદીજુદી ખેડને લઇને, જુદાજુદા ખેડૂને લઇને, જુદીજુદી પંથારને લઇને અને જુદીજુદી ભરતીને લઇને તેમજ જુદીજુદી બાંધણીને લઇને વહાણોના જુદાજુદા પ્રકાર બન્યા હોય છે. પશ્ચિમ કિનારા ઉપર ફરતાં વહાણોનાં નામ મોટે ભાગે અરબી ભાષામાંથી ઊતરેલાં દેખાય છે. છેલ્લા કેટલાક સૈકાઓ થયા અરબી પાણીમાં જ આ વહાણોના ઘેલ હોવાથી તેમજ અરબી ધંધાસાથીઓના સંગથી, અને તેરમી સદી પછી અરબી અને ફારસી રાજભાષા જેવી થઇ હોવાથી ખાસ કરી સિંધ, કચ્છ, ગુજરાત અને કેટલેક ભાગે મલબારના વહાણવટામાં અરબી ભાષા જ દેખાય છે.

સાથેસાથે એ પણ કહેવું જોઇએ કે આરબોને પણ પહેલાં વહાણવટું શીખવનાર આર્યાવર્ત જ હોવાથી એ અરબી મનાતા શબ્દોનાં મૂળ સંસ્કૃત સુધી પહોંચે છે. આ કંઇ શબ્દશાસ્ત્ર વિષેનો નિબંધ નથી, એટલે અહીં આ મુદ્દા ઉપર વિસ્તાર કરવો ઇષ્ટ નથી. એકબે ઉદાહરણ જ બસ થશે:

પોત, સંસ્કૃત; વર્ણસાવર્ણ્યથી બોત; ઉચ્ચારવૈષમ્યથી બોટ; લાઘવદર્શનાર્થે, બોટિલા, પોર્ચુગીઝ; અપભ્રંશ,

સાથે માતબર વેપાર ખેડતા. જગડૂશાએ પાંડવોનું બિરુદ સાચવી ચાર લાખ માણસને મૂંગાબંધ મહીના સુધી જમાડ્યા.

૧ જેના સગા મકના નાયક ઉર્ફે 'ધુડાકિયા બાબુ'ને હવે 'કુમાર'ના વાચકો ઓળખતા થયા છે.

૨ Cape of Good Hope.

રસ્સા-આલાદ

વહાણના ભાગ બતાવતું ઉપલું ચિત્ર, આ સાથે આપેલાં વિવિધ દેશી વહાણોનાં વર્ણન સમજવામાં મદદરૂપ થશે.

બતેલો, અરબ્બી; ભતેલો, કચ્છી.

સંસ્કૃત, સણુગા, અર્થ-પહોળા તલવાળું જહાજ; ચાનાઓના સંગથી ('સથયોરસાતવર્ણમ્' સંપાન=થપાન) થણુગા; પાશ્ચિમાત્ય અપભ્રંશ બગ્ગલા; આજે પહોળા તલવાળાં વહાણને અરબસ્તાન ને સોમાલી કાંઠો શંબુક કહે છે અને પાછલા પહોળા તલને બગ્ગલો કહે છે; જેનું બીજું નામ વાંદાર, એ ભાણ્ડાગારનું અપભ્રષ્ટ રૂપ છે.

વહાણોની મુખ્ય જાતો આજે આ પ્રમાણે દેખાય છે. (૧) કોટિયા, ધાઉ, બગલા, બચ્ચર, દંગી, ડેન્ગા. (૨) બૂમ, ઘૂડ (૩) બેડો, ફતેમાર (૪) શંબૂક, જગની.

આમાંની મુખ્ય જાતોનું વર્ણન નીચે પ્રમાણે:

### કોટિયા

બે જાતના જ આજે દેખાય છે. તેમાં એકને કચ્છી કોટિયો કહે છે. મુસલમાન નાખવાઓમાં, જૂના જંગબારી સંબંધને લઈને કચ્છમાં વસેલા હબસીના વંશજ સીદીઓ, અને રણકંઠારના મિયાણાઓ તથા હિંદુ બેટમાં માંડવાના ખારવાઓ વગેરે એ ખેડે છે. સામાન્ય રીતે બે ખુવા. તેમાં મોટો ખુવો વાંદાર (વહાણનો પાછલો ભાગ) દુકડો નાનો ખુવો મોરા (વહાણનો આગલો ભાગ) દુકડો, ખુવાથી કોઈવાર દોઢાં બમણાં લાંબાં પરગાણ અને તીખા ત્રિકોણિયા મોરા સઢ. કચ્છી કોટિયાને ત્રણ સુધી ખુવા હોય છે. સાધારણ કોઈવાર વધારે ખુવા પણ હોય છે; પણ મુખ્ય તો કલમી, ધુરી ને વડો ખુવો. તીર ઘોરા પણ લગાડે છે. ખુવા વાંદાર ઢળતા, આશરે ૧૨–૧૫ અંશનો ખૂણ રાખે. પણ સામે વાયડે હેરિયા કરતા વધવું હોય તો (જુઓ ચિત્ર) મોરા તરફ ખુવા ઢાળે અને ૧૮–૨૦ અંશ સુધી પણ ઢાળે રાખે.

### બગલો

કોટિયાની જ જાતનો, પણ વાંદાર વધારે પહોળો. સઢ મોટા. મોરો વધારે ઊભો અને સથાની પહોળાઈ વધારે, પણ ઊંડાણ કોટિયા જેટલું જ આશરે ૧૧–૧૨ ફૂટ, એટલે પડખાનો ભાગ વધારે રાખે. આજથી ૧૦૨ વર્ષ ઉપર (જૂન ૧૮૩૩માં) રૉયલ સોસાયટી ઑફ આયર્લંડમાં સર જૉન માલ્કમે બગલાનું વર્ણન કરતાં કહ્યું હતું કે 'બગલાની લંબાઈ આશરે ૭૪ ફીટ, પહોળાઈ ૨૫ ફીટ, ફાલકાની ઊંડાઈ ૧૧॥ ફીટ હોય છે. બગલા-



મહિયરની વિદાય

ચિત્રકાર • વ્રજલાલ ત્રિવેદી—ગુજરાત કલાસંઘ ચિત્રશાળા

(મૂળ રંગચિત્ર શ્રી એમ સી. સેતલવાડના સંગ્રહમાં)



ભેડાઘાટે નર્મદાનાં નીર

ફોટો નગીનદાસ નગાદાકા

કચ્છના અખાતમાંથી બહાર પડે છે; ભાગ્યે તોપ રાખે છે અને છતેડી પાછલી ગોળાઈમાં પહોળી રાખે છે. પ્રમાણમાં વધારે પહોળા હોય છે. ધાઉ અને બગલો જોરના વાવડામાં બહુ સારી રીતે ચાલે છે.' બગલાની જ ખચ્ચર થાય છે. ફરાસી (ઇરાની) નાખવાઓ એમાં ચડે છે. ફીસમ, બંદર-અબ્બાસ, ચરબાર વગેરે હોરમઝી અખાતનાં બંદરેથી એ નીકળે છે.

### ભૂમ

એ શુદ્ધ પરદેશી જાત કહેવાય. બગલો, બતેલો ને કોટિયો દેશી છે તેવો ભૂમ નથી. ખચ્ચરની માફક એ ફરાસી અખાતના જુઆસમી કે ફરાસી નાખવાઓ ચલાવે છે. સઢ બેડોળ હોય છે. મોરો કોટિયાથી પણ વધારે ઢળતો હોય છે અને વોંઠાર પણ ઢળતું હોય છે; જોકે મોરા કરતું ઓછું ઢળે છે. એની પહોળાઈ ભૂના પાછળ વધારે અને આગળ ઓછી હોય છે. જ્યારે ઊંચી એટલે લાઇણી ઘણી પોમાય છે. સાગે

## હેરિયાં TACKING સાત્રીગોસ (Star Board Tack)

વાવડો

વાવડો પુઠેતરો
કાતરો સોંત

– વીણો સોંત
– કાતરા ઘટ
– સાત્રી બેક

વાવડો
ઘોડી બેક

વાવડો
૨

ઘોડી વિકાર
વીણો વિકાર
કાતરો વધ
૪

વાવડો
સ્થાપે વાવડે
હેરિયા કરતા
આગળ વધે

વાવડો
સાત્રી ગોસ
૧

કાતરો વધ
વીણો ઘટ
૫

મૂઢાકડી અથવા ઉથામણી

આજ રીત અવળા ક્રમમાં, પહેલાં છઠ્ઠો
પછી પાંચમો = Wearing

ઘોડી ગોસ
૬

વાવડો (પવન) સામો હોય ત્યારે આગળ વધવા માટે સઢના ફેરબદલા કરીને જે યુક્તિથી પવનનો લાભ લઈ તેની મદદ વડે વહાણ હંકારવામાં આવે છે તેને હેરિયાં (અંગ્રેજીમાં tacking) કરવાં કહે છે. વહાણને બે પડખાં હોય છે. સાત્રી=જમણી બાજુ-જમણા બોર્ડ—starboard, ગોડી=ડાબી બાજુ-ડાબા બોર્ડ—larboard. ઉપરના ચિત્રમાં વહાણને સાત્રી ગોસ-જમણી બાજુની સફર (starboard tack) કરાવતાં હેરિયાં કરવાની પદ્ધતિ આપેલી છે. એમાં વાવડો પડખાતો પણ સામે છે. એ સ્થિતિમાં વીણો અને કાતરો કઈ રીતે વધઘટ કરતા જાય છે તે દરેક આકૃતિ પાસે જણાવીને સઢનું તે તે પ્રકારે આલેખન એ આકૃતિમાં બતાવવામાં આવ્યું છે. અભ્યાસની આકાંક્ષા વાળાને એમાં રસ પડશે.

ચિત્રની વચ્ચેના ચોરસમાં જે આલેખન છે તેમાં, વાવડો તમામ સામે હોય તે વેળાએ વહાણ હેરિયાં કરતું કઈ રીતે આગળ વધે તે ટપકાં વડે બતાવ્યું છે.

મૂંઢાકડી અથવા ઉથામણી (wearing) કરી હોય ત્યારે એથી ઊલટા ક્રમમાં વહાણ હંકારે.

























**પશ્ચિમ કિનારનાં આજનાં વહાણો**

મુંબાઇના પડાવ બંદરમાં કે કરાચીની નેટિવ જેટ્ટી પાસેના ખાસ બંદરમાં પડેલાં, કન્ટ્રી ક્રાફ્ટ—ગામડી વહાણો—ને નામે ઓળખાતાં




આજની શાસ્ત્રીય ભાષામાં કહીએ તો 'શ્રીપાળ રાસમાં'નાં ચિત્રોવાળાં વહાણો, ઉપર બતાવેલી પશ્ચિમી ઢબની 'બાર્ક' (barque) જેવાં છે. Sea Lore નામના પુસ્તકમાં મિ. સ્ટૅન્લી રૉજર્સ એ બાર્કને રાણીની ઉપમા આપે છે અને બાર્કેન્ટાઇનને કુંવરીની. (જુઓ નીચેનું ચિત્ર). આ કલ્પના પ્રમાણે શ્રીપાળ રાસના વહાણો સાગરરાણી જેવા છે.




જૂની બાંધણી

જૂની પહોળાઇ
ઇ. ૧૮૫૦ પહેલાં

"ક્લિપરની પોળાઇ અને લંબાઇ
ઇ. ૧૮૫૦ પછી

એનો ભરાવ

ક્લિપરની બાંધણીમાં પડેલો ફેર દર્શાવતા ઇ.સ. ૧૮૫૦ પહેલાંના અને પછીના નકશા

ચાવડે ઘોસ નથી કરતું, પણ પૂંઠાતરો ચાવડો બહુ સહે છે. ભૂમની જાતનું જ ઘૂડ હોય છે.

**શંભૂક અને જમની**

શુદ્ધ પરદેશી છે. મોગાલી સાંઢાનું શંભૂક અને વગાન (ચારબરેનાન)ની જમની. જોકે રાતા સમુદ્ર પેઠે જ હોરમઝી અખાતમાં પણ આ જહાજ પાધરું છે. એનો મોરો લાંબો પણ ઊભેલ અને વાંદાર ઊભી, ઊંચી હોય છે જોકે લંબાઇમાં ગોરા જેટલી નથી હોતી. પહોળાઇ ઓછી. ચાલ સારી. જમનીનો વાંદાર દબાતો હોય છે.

**દંગી**

બેય બાજુ તીખી; એટલે કે મોરો પણ લાંબો ને દબાતો અને પછાત પણ લાંબી અને સહેજ દબાતી. તળિયું સપાટ. ભરતી સાપણુ નીચી એટલે માલ થોડો ઉપાડે. આજે કેટી બંદર અને શાહબંદરમાં છીછરાં પાણી થતાં ત્યાં એ ચાલે છે. જોકે મોટી દંગીઓ બગલા જેવડી લાંબી પહોળી હોય છે. સર જૉન માલ્કમ કહે છે કે દંગીની લંબાઇ ૭૦ ફીટ, પહોળાઇ ૨૦ ફીટ, ઊંડાઇ ૧૨ ફીટ હોય છે, જ્યારે પઠાણ ઉપરની પહોળાઇ સાત સાત ફૂટની હોય છે.

આજે જે વહાણબાંધણી જોવામાં આવે છે તેમા વર્ણસંકરતા છે. બગલામાં ભૂમના વિશેષતાઓ દશે અને કોટિયામાં દંગીના ચાળા દેખાશે; છતાં મુખ્ય વિશેષતાઓથી અનુભવી આંખે જાત ઓળખાય જતાં મુશ્કેલ નથી.

હવે શ્રીપાળ રાસમાંના ચિત્રો તરફ વળીએ. એ ચિત્રો ઓછામાં ઓછા બસો વર્ષ પહેલાંની વહાણબાંધણીનો સારો ખ્યાલ આપે છે. આ વહાણો આજની શાસ્ત્રીય ભાષામાં કહીએ તો 'બાર્ક' (Barque) જેવાં છે. એટલે એનામાં બરછા (સ્કૂનર, Schooner)ના ગુણ છે તેમજ **Full Rigged Ship** એટલે એક જ પ્રકારની કાટખૂણે પરમાણ બંધાવતી આકારવાળા જહાજના પણ ગુણ છે. જુઓ 'પશ્ચિમી બાંધણીના વહાણોના પ્રકાર' વાળા મોટા ચિત્રમાંનું વચ્ચેનું નં. ૬નું ચિત્ર. આવા જહાજને એક દરિયાનો નિરક્ષીન* જહાજમંડળનો રાજા કહે છે. બાર્કને એ રાણીની ઉપમા આપે છે. આ કલ્પનાને વિસ્તારી એ કહે

* 'Sea Lore', Stanley Rogers pages 13



શ્રી સારાભાઇ નવાબના સંગ્રહમાંની 'શ્રીપાળ રાસ' ની સચિત્ર પ્રતમાંનાં આ સાથે આપેલાં ચિત્રો તાજેતરમાં જ પ્રકટ થનાર એમના બહુમૂલ્ય અને અત્યંત ઉપયોગી અભ્યાસનીય ગ્રંથ 'જૈન ચિત્રકલ્પદ્રુમ'માંથી લીધેલાં છે. આ ઉપર બતાવ્યું તે વહાણનું નામ એમાં 'જુગ' કહ્યું છે પ્રસંગ મદનમંજૂષાને વળાવવા વહાણ સજ્જ કર્યું તે છે. વહાણનું વર્ણન કરતાં રાસમાં લખ્યું છે કે 'જેને જોતાં જ અચંબો થાય તેવું ચોમઠ કુવાથંભવાળુ સાત માળનું અદ્વિતીય સુંદર શોભાવંત જુંગ વહાણ . . . . જેમાં સોનેરી શાહીથી ચીતરેલાં મનોહરણ ચીતરામણોવાળા ગોખ ઠેકાણેઠેકાણે જોવામાં આવે છે' વગેરે.

અહીં દેખાય છે. જે કાળે એ બાંધણી વખણાતી તે કાળનાં વહાણો આમાં દેખાડયાં છે, અથવા તો એ બાંધણીનો આ તરફનો ચાલુ પ્રચાર દેખાડયો છે. પોર્ટુગીઝ બતેલામાં આ ઝરૂખા બીજે રૂપે પરિણમ્યા, જે અહીં આપેલા નકશા ઉપરથી જણાશે; અને સ્પેન તથા પોર્ટુગલ વહાણોનો આ વહાણવટીઓને પૂરો પરિચય હતો એ તો આ ઝરૂખાઓ ઉપરથી લાગે છે. સ્પેનનું અને ઇંગ્લંડનું વહાણવટું પણ સોળમી સદીમાં જ ખીલ્યું, પણ હિંદી વહાણવટાનો તો ત્યારે સાયંકાળ નજદીક આવતો જતો'તો. એટલે અહીં આપેલી સરખામણીઓ કરતાં ધીરનારને ઉછીનું લેનારની મીમાંસા કરવી જ હોય તો હિંદી વહાણવટું શાહુકાર હતું એમ કહેવાની જરૂર નથી. એ ઝરૂખાની બાંધણી શુદ્ધ હિંદી દહેરાં–સ્થાપત્યનો નમૂનો છે.

આ વહાણોમાં વળી એક બીજી ખૂબી છે. ખુશ્કી સ્થાપત્યનો અવતાર ઝરૂખામાં કર્યો છે એટલું જ નહિ પણ સઢ઼ા ઉપરની મેડીઓમાં હવેલીઓ ઉતારી છે. કોઈ કોઇ વહાણમાં સઢ઼ા ઉપર ત્રણ મેડીઓ ચડાવી દેખાય છે. આ દેખાડે છે કે વહાણોની લાંબી સફર દરમિયાન શેઠિયાઓ માટે અને શેઠાણી માટે તરતી મો'લાત જેવાં આ વહાણો સજાવવામાં આવતાં, સોદાગરી વહાણમાં રંગમહેલની ભભક પુરાઇ છે, એટલું જ નહિ પણ સઢ઼ા નીચે ત્રણ સુધી તુનક દેખાય છે. એ તુતકો વહાણની કિલ્લેબંધી જેવાં છે. આ તુનક અને કાવરાંગ મળીને તોપો માટેના બાખિયાઓ ગણતાં દેખાશે કે સઢ઼ો અને બે ગોલંદાજી તુનક મળી ૪૬ જેટલી તોપો અકેક વહાણ બરદાસ્ત કરી શકતું. આમાંનાં કોઇક વહાણો ખાસ લડાઇના હેતુથી જ બંધાયાં લાગે છે, કારણ સઢ઼ા ઉપર એક જ નાનો માળ ચડાવ્યો છે. પણ એ વહાણની ઊંડાઇ સારી હશે.

ઉપર કહ્યું છે કે કોઇ દેશી વહાણ ૧૫૩ ફીટ લાંબું અને ૩૧ ફીટ ઊંડું ૧૭મા સૈકામાં જોએલું એક પરદેશીએ* નોંધ્યું છે. આ ચિત્રમાનાં વહાણોની ઊંડાઇ પણ મોટી હોવી જોઇએ એમ લાગે છે. ચિત્ર પ્રમાણ-

---

* Captain Saris



'શ્રીપાળ રાસ'માંનાં ચિત્રો: (ઉપર) મદનમંજૂષાને વળાવીને તેનાં સગાંવહાલાં પાછાં વળે છે અને શ્રીપાલ મદનમંજૂષા સાથે વહાણમાં બેઠા છે એ પ્રસંગ (ખંડ બીજો-ઢાળ આઠમી): (નીચે) શ્રીપાળની ઋદ્ધિ જોઈને ધવળ શેઠ બહુ અદેખાઈ કરે છે અને વિચારમાં પડ્યા છે તેમને તેમના મિત્રો ચિંતાનું કારણ પૂછે છે. (ખંડ ૩ ઢાળ ૧).

બદ્ધ નથી એ ધ્યાનમાં લેતાં પણ વહાણના ખલ ઉપરથી લાગે છે કે મોરા વાંદાર લંબાઈ અને કાવરાંગ પહોળ ઊંડાણ વચ્ચે વધારેમાં વધારે ચારથી પાંચ ગણો ફરક હશે. આજના ધંગી ધાઉ ને કોટિયા બગલામાં સાત આઠ ગણો ફરક રહે છે એ જોતાં આ પ્રાચીન વહાણોની મોટાં પાણી માટેની લાયકાતનો ખ્યાલ આવશે.

આ વહાણોમાં બેસી દેશદેશાવરની સફર ખેડતા શાહ સોદાગરોની જીવનચર્યાનો આ ચિત્રો રોમાંચક ખ્યાલ આપે છે. તે કાળના ચારણીયા ઇતિહાસમાં અનેક વાર જણાય છે કે લાંબી સફરે જતા શેઠની સાથે દરબારી 'વળાવિયા' રહેતા. વહાણોની કિલ્લેબંધી એ વળાવિયા કટકના ઉપયોગ માટે છે. વળી જુદાંજુદાં બંદરે માલ ભરતાં ફલવતાં આ શેઠો વર્ષો વર્ષ તો સહેજે તરતાં વીતાવતા, એટલે એમનાં સુખચેન માટે આ વહાણો અમીરી 'પ્લેઝર બોટ'નો બધો સરંજામ વસાવી રાખતાં. સુખચેન ઉપરાંત રંગરાગનાં સાધનો પણ દેખાય છે. જોકે આ ચિત્રો 'ભાડે કરતાં' વહાણોનાં છે અને એમાં ચીતરેલા રંગરાગ સામૈયાના પ્રતિરૂપ છે એ દેખીતું છે, પણ બારબાર વર્ષ દેશાવર ખેડતા એ રંગીલા જવાનો દરિયાને ખોળે નીરસ જીવન ગુજારતા હતા એમ માનવાને ખાસ કંઈ કારણ નથી જ. કેટલા યે શાહ સોદાગર ક્યાંક્યાંની રાજકુમારીઓ પરણીને ઘેર ફરતા એ રોમાંચક કહાણીઓ હજુ પણ નાનાં બાળકો (દાદી ઘરમાં રાખી હોય તો) ડોશીઓને મોઢે જરૂર સાંભળતાં હશે.

સામૈયા માટે આવેલા નાના મછવા તરફ જુઓ. એના ચોખૂણિયા સઢ આજે પણ ચીન અને મિસરમાં દેખાય છે (જુઓ આ પહેલાંના અંકોમાં આવી ગએલાં ચિત્રો).

પાઘડીબંધું વહાણવટું ખેડી ઘેર પાછા ફરતા આ છપ્પન કોટિના કમાનાર સોદાગરો આજે ભાંગેલા દિલના ઝગમગતા સિતારા જેવા ઝબકી રહ્યા છે.

અને એ જબ્બાવર સુકાણ ઉપર બેઠેલા નાખવાને જુઓ. "માલમ જેવા માલમ મળવે તે દરિયા પાર કરાવે"* એ આજે તો ગજાભજા બનાવની ગિરદાવલિમાંના એ માનવંત દરિયાખેડૂઓનો ઇતિહાસ અન્તર્ગુપ્ત અને

* કચ્છના રાષ્ટ્રીય ગીત જેવા બનેલા 'હલો અસાંજે વતન' માંની એક ટુક

અશોકના ઇતિહાસ કરતાં જરા પણ ઓછો ઊતરે એમ નથી. ફરી એ ચિત્રો જુઓ. આ વહાણખેડૂઓ દરિયાના અનેક ચમત્કારી પ્રાણીઓના જોયા હતા એ એમાં દેખાય છે. જલઘોડા, જલસાવજ, રાક્ષસ જેવા અષ્ટપદ (ઑક્ટોપસ) વગેરે જલાસુરો એમાં દેખાય છે. એકાદને કોઇ કોઇ વહાણે ઘોયકામાં ઉતાર્યું છે, તો વળી એક વહાણે સુંદર મોરનો ઘાટ જ બનાવ્યો છે. સરસ્વતીના સંપૂર્ણ કલાના વાહન જેવી, કલાધારી, ભારતવર્ષની એ પંખાળી રમણીયતાએ તો હજારો વર્ષ થયા દુનિયાના કલારસિકોનાં ચિત્ત ચોરી લીધાં હતાં. પ્રાચીન ભારતમાંથી હજારો કલાધર મોર દુનિયાના દરેક ખંડમાં, તે વખતે, હજારો મોટી કીમતે મગાતા હતા અને હિંદનાં વહાણોમાં ચડાવીને ઠેરઠેર મોકલાતા હતા.

એમ તો પ્રાચીન ભારતમાં બંધાએલાં વહાણો પણ પરદેશમાં આયાત થતાં હતાં. છતાં આજે ઇતિહાસકારો હિંદમાં વહાણવટું જ નો'તું એમ કહી શકે છે તેમાં દોષ ઇતિહાસનો નથી, પણ ઇતિહાસને હજુ આઝાદી નથી મળી એ હતભાગ્યનો જ છે'

અંતમાં એક વાત હજુ કહેવાની છે. જૈન કલ્પદ્રુમમાનો ચિત્રિત ઇતિહાસ એ તો મધ્યકાળનો કહેવાય. તે પૂર્વેનો ઇતિહાસ એથી યે બાંડ્યો હશે—છે જ; પણ એના પુરાવા મળે ત્યારે ખરું. પરંતુ નામદાર જૉન કંપની બહાદરે જ્યારે હિંદમાં પગ મૂક્યો ત્યારે પણ હિંદની નિદાન પશ્ચિમ કંઠારે તો જબરું વહાણવટું ચલાવી રહ્યું હતું. કંપની સરકારના વહાણોને દેશીઓ મારતા હતા, લૂંટી લેતા હતા, શિકસ્ત આપતા હતા, કેઇવાર કુમક પણ દેતા હતા વગેરે બાબૂબ વાતો વિલાયતમાં તે કાળે રોશન થતી હતી. આજે જે રૉયલ ઇંડિયન નેવી કહેવાય છે, જે વર્ષ પહેલાં રૉયલ ઇંડિયન મરીન કહેવાતી, તે પૂર્વે ઇંડિયન નેવીને નામે ઓળખાતી; એથી પણ પહેલાં તો એ ફક્ત બૉમ્બે મરીન્સને નામે ઓળખાતી. એ આરમારીનો ૧૮૭૪ સુધીનો, આસરે બે સદીનો ઇતિહાસ લખાય તો વિસાઈ જવા પહેલાં પણ હિંદી વહાણવટાનો ચેરાગ કેવો ઝળહળતો હતો તે ખબર પડે. એવો ઇતિહાસ લખાયો છે પણ ભાંગ્યોતૂટ્યો જ; કારણ ઇંડિયા ઑફિસે, ઇ.સ. ૧૮૬૪ આસરે આ આરમારીના ઇતિહાસનાં સાધનોનો નાશ કર્યો છે. આ કૃત્યને જંગલી કહેનાર અને ઍલેક્ઝાંડ્રિયાના પુસ્તકભંડારનો નાશ કરનાર પણ આવું કૃત્ય ન કરે એમ કહેનાર, એક અંગ્રેજ આરમારી-અફસરે એ ભાંગ્યોતૂટ્યો ઇતિહાસ બે ભાગમાં લખ્યો પણ છે. પહેલા ભાગની પ્રસ્તાવનામાં ઇંડિયા ઑફિસના આ 'ઇતિહાસમેધ'ની યજ્ઞકથા એણે અફસોસ સાથે લખી છે.

છતાં એ વખતના હિંદી વહાણવટાના અનેક દુશ્મનો હતા. ફ્રાન્સ, હૉલૅન્ડ, પોર્ટુગલ વગેરે દેશોના દફતરે હજુ એ ઇતિહાસ મોજૂદ છે. એથી પણ ઘણો જૂનો ઇતિહાસ ચીનના દફતરે મોજૂદ છે, અને એનાથી પણ પ્રાચીન ઇતિહાસ લંકાથી મેક્સિકોની અસંખ્ય જાતિઓની દંતકથામાં, સ્થાપત્યમાં, ભાષામાં, ક્રિયાકાંડમાં મોજૂદ છે.

વિધિનું ચક્ર હમેશાં ફરતું જ રહે છે. રામની અયોધ્યા આઉધ બની, કૃષ્ણની દ્વારિકા આડત્રા બની. કોઇ પણ દેશનો ઇતિહાસ એ ભૂતકાળની છબી નથી, પણ વર્તમાન આત્માની છબી છે. દરેક દેશને પોતાની વર્તમાન સ્થિતિને લાયક રાજશાસન મળે છે, વર્તમાન કર્મને લાયક ધર્મશાસન મળે છે અને વર્તમાન ભાવનાને લાયક ઇતિહાસ મળે છે. હિંદની આજની સ્થિતિ, એનું આજનું કર્મ, એની આજની ભાવના એ આઉધ અને આડત્રા માટે જ લાયક છે.

પણ વિધિનું ચક્ર ફર્યા જ કરે છે. આઉધની અયોધ્યા બનાવવી અને આડત્રાની સુવર્ણપુરી દ્વારિકા બનાવવી એ હિંદના હાથની જ વાત છે. 'સરસામરિમ સાગરઃ' સુવર્ણની દ્વારિકાના દિવ્ય વિધાતાનો એ ગૂઢ સંદેશ ભારતવર્ષ ભૂલી જાય તો એની આજની અવદશા માટે એ બીજાને કેમ દોષી શકે? 'સુકાની'



# જર્મનીનાં યુવકગૃહોમાં

જયા ચોકસી



અમારી ખાસ ટોળીમાં લંડનનાં કલાનાં વિદ્યાર્થિની અને શિક્ષક, માર્જોરી કોઇકોઇ વાર જોડાતાં. કોઇકોઇ વાર બહારનું પણ કોઇ આવતું. આ યુવકગૃહોની સફરમાં અમને લીડઝની એક અંગ્રેજ ટોળીનો સાથ થયો. તેમાંની એક યુવતી હોપ અમારા સાથમાં ફરતી. દિવસે અમે અમારે રસ્તે જુદાંજુદાં જતાં અને સાંજે ભેગાં મળતાં. અમે ત્રણ અને આ યુવતી, એમ ચાર જણની ટોળી, તરવા જતી, ડુંગરાઓ ચડતી, અશક્ય લાગતી ટોચો પર અને કિલ્લાઓ પર પહોંચી જતી. એની હિંમત કોઇ અજબ હતી. જ્યાં ક્યાંયથી બીલકુલ રસ્તો ન હોય એવી સીધી ડુંગરાઓની સપાટી ઉપર પણ ચડવાને એ તૈયાર રહેતી, અને દૂર આકાશ સાથે વાતો કરતો કોઇ કિલ્લો કે ગિરિશૃંગ એ જોતી કે તરત હાસ્ય કરી જાણે મજાકમાં કહેતી કે 'ચાલો, પેલા ડુંગર પર જઇએ.' અને પછી એક બે કલાકમાં તો તમે અમને જરૂર ત્યાં જુઓ જ. સૌથી આગળ એ અને પાછળ અમે ત્રણ. આમ કેટલાક દિવસ સુધી ચાલ્યું. આખરે ન રહેવાયું એટલે એ એની ટુકડીમાંથી છૂટી પડી અને છેલ્લો આખો દિવસ અમે ચારે જણ સાથે ફર્યાં. બીજે દિવસે અમે અમારે રસ્તે પડ્યા. અમને એ સ્ટેશન પર વળાવવા આવી અને અમે છૂટાં પડ્યા.

અમારી ટુકડીમાં કોઇ કોઇ વખત બહારના યુવકો પણ જોડાતા. મૅન્ચેસ્ટરના બે યુવકો જર્મનીમાં પગરસ્તે એકલા ફરી રહ્યા હતા એ પણ કોઇ વાર અમારી સાથે ભળતા. છેલ્લે છેલ્લે તો એ જાણે અમારી સોળ જણની પાર્ટીમાંના જ બની ગયા હતા.

## સફરનું સ્મારક-સ્ટૉકનાલ

ગેમ્યુન્ડ (Gemund)નું યુવકગૃહ પણ ગામમાં સૌથી સરસ સ્થળ ઉપર આવેલું હતું. પાછળ ડુંગરાઓની અને વૃક્ષોની શાંતિ હતી અને સામે નાનકડી નદી વહી રહી'તી. અહીં રાત ગાળી, સવારે વહેલા ઊઠી યુવકગૃહના અને યુવકગૃહમાંના કૂતરાની છબી પાડી અમે ગામમાં નાનીનાની ખરીદીઓ કરવા ગયા. કોઇએ ગામનાં પહેરવાના ગાદલિયા જેવા નાનકડા લાકડાના જોડા લીધા અને કોઇએ નાનકડો લાકડાનો ચરખો ખરીદ્યો. (અમે દરેક ગામમાં કરતા તેમ અહીં પણ અમારી સૌની લાકડી પર આ ગામનું નાનું પતરાનું ચિત્ર (Stochnal) સ્ટૉકનાલ લગાડવા થોભ્યા. અમારા પ્રવાસને અંતે તો તરેહતરેહના 'સ્ટૉકનાલ'થી અમારી લાકડી ભરાઇ ગઇ. અને 'જો મારી લાકડી વધારે સરસ લાગે છે'-ને 'ના મારી'-એમ અમે નાનાં બાળકોની જેમ લડતા.

## જર્મનીને ઝૂંપડેઝૂંપડે

ગૅમુન્ડથી મ્યુન્સ્ટર આઇફેલ (Munster eifal) જતાં રસ્તામાં 'કાલ' ગામમાં સહેજ તરસ છિપાવવા થોભ્યા, ત્યાં અમે એક નાના ખેડુતના ઝૂંપડામાં રેડિયો પર એક નાઝી નેતાનું ભાષણ સાંભળ્યું. અમે બહાર ઊભા'તા ત્યાંથી એણે અમને ઘરમાં બોલાવ્યા અને ત્યાં જ અમે પાણી પણ પીધું. એ નાના ઘરમાં પણ અમે હિટલરની છબી જોઈ. એ જ રેસ્ટોરાંમાં પોણાબાર વાગે અમે સ્વર્ગવાસી હિન્ડનબુર્ગ પર હિટલરનું ભાષણ સાંભળ્યું. એક મિનિટની શાંતિ પછી હિટલરે શરૂ કર્યું. એના દરેક ભાષણની જેમ આ ભાષણ પણ ભાવનાપ્રધાન હતું. પણ એના ગંભીર, ઊંડા, powerful શબ્દોની અસર ગમે તેવા પુરુષ ઉપર થયા વિના ન રહે. He is one of the most powerful mob orators of the world. ભાષણ દરમિયાન બીલકુલ ચૂં કે ચાં સંભળાય નહિ અને બહારથી પ્રવેશ કરતાં પુરુષો પણ ચુપચુપ પ્રવેશતાં. ભાષણ વાયરલેસ પર હતું, છતાં જાણે એની સમક્ષ જ ન બેઠા હોઇએ એવું જ વાતાવરણ થઇ ગયું અને આ નેતા તરફ જર્મનીના અનેક પુરુષો કેટલા આદરભાવથી જુએ છે એ પણ અમને અહીં જણાયું. આખરે ખૂબ ઉશ્કેરાએલા અવાજે Reich President હિન્ડનબુર્ગ અને જર્મન પ્રજા વિષેનું એ ભાષણ એમણે રણકાર કરતા શબ્દોમાં પૂરું કર્યું: He was the protector of the German nation in its hour of rebirth (જર્મન પ્રજાના પુનર્જીવનકાળે એ જ એનો રક્ષણહાર હતો).

## જર્મનીનું પુનર્જીવન

જર્મનીના પુનર્જીવનની વાતો બધે જ સંભળાય

# જર્મનીના સૌંદર્યધામ—હ્રાઈન નદીના તીર પ્રાંતો—નાં વનજંગલો

છે. એના નેતાઓનાં ભાષણોમાં કે નાનાંનાનાં બાળકો અને યુવકો—Hitler Jeugend હિટલર-યુવકો અને Hitler-madchen (હિટલર મેડ્ચન) હિટલર યુવતીઓ—નાં ગીતોમાં જર્મની એક વખત મહાન દેશ હતો અને મહાન યુદ્ધ પછી શત્રુઓના હુમલા નીચે કચડાએલો એ દેશ વળી પાછો નૅશનલિઝમ (નાઝીઝમ)ના ઝંડા હેઠળ પુનર્જીવન પ્રાપ્ત કરી રહ્યો છે એવી ભાવના ઠેકઠેકાણે દેખાય છે. કોઈકોઈ વખત એ ભાવના આક્રમણકારી સ્વરૂપ લે છે, પણ જર્મની યુદ્ધ માટે તૈયાર નથી અને બીજું યુદ્ધ થાય તો જર્મની તદ્દન પાયમાલ થઈ જાય એમ એના નેતાઓ ને યુવકો બધા જ માનતા લાગે છે. એટલે એના aggressive સ્વદેશભાવનાવાળાં ગીતોમાં ફક્ત (reaction) 'અક્રમિનો બીજો ક્રમ' જ મને તો દેખાય છે.

### એક પ્રસંગ

એ aggressive સ્વદેશપ્રેમ (jingoism)નો પ્રથમ પરિચય અમને ઘણી dramatic રીતે થયો. અમે દેવદારના એક નાનકડા જંગલમાંથી પસાર થતા'તા. બધી પાર્ટી આગળ હતી. ફક્ત જૉન— અમારો જર્મન નેતા—બિલી અને હું ત્રણ જણ જ પાછળ હતા. એવામાં ધરાની બીજી પાસથી સાઇકલ પર પસાર થતી બે હિટલર-યુવતીઓનો મધુરો સંગીતસ્વર સંભળાયો:

Fur heute gehorte uns Deutschland

(ફૅર હૉયટ ગૅહ્યુર્ટ ઉન્સ ડૉઇચ્લૅાંડ)

તરત જ અમારા જર્મન મિત્રે આ પાસથી સાદ પૂર્યો:

Und morgen die ganze welt

(ઉન્ડ મૉર્ગેન ડિ ગાન્ઝે વેલ્ટ)

અને દૂરદૂર એ ગીતનો ધ્વનિ વિલીન થઇ ગયો.

અમારું જર્મન ભાષાનું જ્ઞાન આટલે સુધી પહોચતું નહોતું, એટલે અમે એનો અર્થ પૂછ્યો. બહુ આનાકાની પછી જૉને અમને એનો અર્થ કહ્યો:

For to-day Germany belongs to us
And-to-morrow the whole world.

(આજે તો અમે જર્મનીનું રાજ્ય ભોગવીએ છીએ; અને આવતી કાલે આખી દુનિયાનું).

### સામ્રાજ્યવાદ?—

બહુ આગ્રહ છતાં આ ગીતની બીજી લીટીઓ અમને તરત ન મળી. પણ પછી તો આ ગીત એટલી વખત સાંભળ્યું અને ગાયું કે એના શબ્દો અને એનો રાગ મોઢે થઇ ગયાં. આ ગીત એટલું અર્વાચીન છે કે થોડા જ વખત ઉપર બહાર પડેલા ગીતોના સંગ્રહોમાં પણ આ ગીત નથી મળતું. અમે તો કેટલાં યે યુવકગૃહોમાં કેટલા યે યુવકોને મોઢે—ખાસ કરી હિટલર યુવકોને મોઢે—આ ગીત ઘણીવાર સાંભળ્યું. આલ્ટનાર (Altenahr) યુવકગૃહના યુવાન વડીલ તો બહુ જ ઉત્સાહી હિટલર-યુવક હતા. એ તો રોજ સવારે ધ્વજવંદન કરાવતા અને અમારે પણ બધા સાથે ઊભા રહેવું પડતું. ધ્વજવંદન વખતે સ્વસ્તિક ધ્વજ આગળ આ ગીત ગવાયું. વંદન પછી હું એમની પાસે ગયો અને આ ગીતના શબ્દો માગ્યા, મને એ એક હિટલર-યુવતીઓની ટોળી પાસે લઇ ગયા અને એનાં નેતાને કહ્યું કે 'આ હિંદી યુવાનને આ ગીત લખી આપો'. મારી પાસે એ યુવતીના હસ્તાક્ષરમાં એ ગીત હજી છે. 'જર્મની બધી બાજુથી જકડાએલું છે, એના અનેક દ્વેષીઓ છે, પણ એ બધાને નવજર્મની પૂરું પડશે' આ એનો ભાવાર્થ.

### —નાઝી આશા મંત્ર

આ બે લીટીઓની આસપાસ અમારી ઘણીખરી ચર્ચાઓ ફરતી. રૂડેશાઇમ (Rudesheim)ના યુવકગૃહમાં રાત્રે મને એક જર્મન યુવાન સાથે નવજર્મની વિષે વિવાદ થયો. એમાં પહેલાં તો અમે જર્મન ભાષામાં જ શરૂ કર્યું, પણ બહુ ઊંડે ઊતર્યા એટલે અંગ્રેજીમાં ચાલુ રાખ્યું એ ભાઇ ધીમેધીમે પણ સારું અંગ્રેજી બોલતા'તા. અમે નવજર્મની અને એની યુદ્ધ માટેની તત્પરતા વિષે વાતો કરી. સવાલ એ હતો કે 'કાલે અમે આખી દુનિયા ઉપર રાજ્ય કરીશું'—એમ તેઓ કહેતા હોય તો હિંદનું શું થશે?— ઇંગ્લૅંડનું શું થશે?

એની વાતનો સાર એ હતો કે 'નવ જર્મની યુદ્ધ કરવા તત્પર નથી. આ તો ફક્ત નાસિપાસ યુવકોમાં કાંઇક જીવ પૂરવા માટેના પ્રયાસ છે. તદ્દન નિરાશ થએલી જર્મન પ્રજાને હિટલરે આશાના મંત્ર ભણાવ્યા અને એ માટે જર્મન પ્રજા—ખાસ કરી ઉત્સાહભરી યુવકો—એને પૂજે છે. જર્મન પ્રજાને સામ્રાજ્યનો લોભ નથી. હિટલર આ રોંકારોંકીને કહે છે અને એ કહે છે તે શબ્દેશબ્દે સત્ય છે. જે માણસ જર્મન સામ્રાજ્યનાં



ર્હાઇનલૅન્ડના જંગલોમાં—ગેરહુન્ડ પાસે પાછલા ત્રણ: હૅરૉલ્ડ, માર્જોરી, મૉન્ટી.

સ્વપ્નાં સેવતો તેને તો હિટલરે મ્યુનિચમાં ઠાર કર્યો છે.

રૂહ્મ (Rhoem)ના મૃત્યુ વિષે આ સાંભળી મેં એને સવાલ કર્યો: 'આમ મુકદ્દમો ચલાવ્યા વિના લોકોને ગોળીએ દેવામાં તમે માનો છો?' નૉત્સીઝમ સામે એક મોટી ફરિયાદ એ કરવામાં આવે છે કે એમાં વ્યક્તિસ્વાતંત્ર્યને સ્થાન નથી, અને લોકોને ન્યાય નથી મળતો. મારા સવાલનો મુદ્દો એ જ હતો, પણ એનો જવાબ સાંભળી હું ઠંડો થઇ ગયો. એ અગિયાર શબ્દોમાં મને જર્મન-યુવકની હિટલરમાં અપૂર્વ શ્રદ્ધા બહુ જ તાદૃશ સ્વરૂપમાં દેખાઇ. 'When Hitler condemns a man, that is sufficient trial for him' (હિટલર કોઇને દોષિત ઠરાવે એ જ મુકદ્દમો એને માટે બસ છે.)

હિંદમાં શું કે જર્મનીમાં—આપણે વ્યક્તિપૂજાના જમાનામાં આવ્યા હોઇએ એમ લાગે છે!

## જર્મનીનું કૃષિજીવન

કાલ (Kall) નામના નાના ગામમાં પણ Hitler Youth House માં હિન્ડનબુર્ગ ડે ઉજવાતો જોયો. પછી અમે 'ઝિન્ગૅશાઇમ' નામને ગામડે થોભ્યા અને ત્યાં એક ખેડુતને ત્યાં જમ્યા. અમને બધાને લાગ્યું કે ખૂબ પેટ ભરીને જમ્યા છીએ; પણ ત્યાં ફળોના ઢગલાના ઢગલા અમારી આગળ મુકાયા. એ પૂરા થાય તે પહેલાં તો બીજાં ફળ આવ્યાં. આખરે અમારી કોથળીમાં ભરવાં પણ આપ્યાં. વધ્યાં તે ત્યાં રહેવા દઇ અમે ચાલતી પકડી. એ જ ઘરમાં એક સુંદર બાળકને જોઇ એની છબી લીધી અને ન્યુરિમ્બર્ગવાળા બે નૉત્સીઓ(નાઝી)નો ફોટો લીધો.

સાંજે અજાણે રસ્તે જતાં અમે જંગલમાં ભૂલા પડ્યા. પણ ઑગનો નકશો, મારી સલાહ અને જિમી-નો Compass (હોકાયંત્ર) એ ત્રણેની મદદથી અમે Munster eifal (મ્યુન્સ્ટર આઇફેલ) પાસેનાં બેનરો-

માં જઇ પહોંચ્યા. ગીતો ગાતાં ખેતરોમાંથી પસાર થતાં, ખેડુતો સાથે વાતો કરતાં અને લાગણીની મઝા માણતાં અમે રાત્રે આ પ્રાચીન શહેરમાં પ્રવેશ કર્યો.

આ નાના મધ્યકાલીન શહેરનું વાતાવરણ કાંઇ અનેરૂં જ હતું. કોટના બે દરવાજા વચ્ચે છુપાએલાં એનાં જૂનાં ઘરો અને સાંકડી શેરીઓમાં રાત્રે દરવાજા પરના લાલ દીપકના ઝાંખા પ્રકાશમાં અમે જે સૌંદર્ય નિહાળ્યું તે યુરપનાં શહેરોમાં કે હિંદનાં શહેરોમાં અમે નથી જોયું. એક ખૂણામાં ડુંગરની ટોચ પર શહેરનો જૂનો કિલ્લો દેખાતો હતો. શહેર બહાર દરવાજાની બીજી બાજુએ અમારૂં યુવકગૃહ આવ્યું હતું.

રાત્રે શહેરમાં ફરવા નીકળ્યા ત્યારે અમારી સાથે મોટું ટોળું નીકળ્યું. અમે ત્યારે પણ કુતૂહલથી અમારી આસપાસ ભેગાં થતા પુરુષો, સ્ત્રીઓ અને બાળકોને જોવાને અમે ટેવાઇ ગયા'તા; પણ આ રાત્રે તો મેં શેરવાની અને સુરવાલ પહેર્યાં'તાં એટલે પૂછવું જ શું? એક છોકરો તો હાથમાં સળગાવેલી તેલની મશાલ લઇ ચાલતો'તો. યુવકગૃહ આગળ પણ યુવાનો ભેગા થયા'તા. બધાં અમારી સાથે વાતો કરવાને આતુર હતાં. હું તો બધાના જેવા પોશાકમાં હોઉં, તોપણ મારી સાથે વાતો કરવાને હમેશાં બધા જ તત્પર લાગે છે. દુકાન પર કાંઇ લેવા જાઉં તો લેવાનું બાજુએ મૂકી મને હસીને પહેલો સવાલ પૂછે, 'તમે ક્યાંથી આવો છો?' મ્યુઝીઅમમાં કે સ્ટેશન પર સ્ટાફનાં માણસો પોતાનું કામ બાજુએ મૂકી મારી સાથે વાતો કરવા તત્પર મેં જોયા છે. ઘણાખરા તો પારી પણ લેતા કે હું હિંદથી આવું છું. કોઇકોઇવાર રસ્તામાં 'આ ગાંધી જાય!' એમ કહેતાં લોકોને મેં સાંભળ્યા છે, કેમકે હિંદીઓને માટે ગાંધી શબ્દ કેટલાક વાપરતા લાગે છે.

### તરવાના શોખીન

મ્યુન્સ્ટર આઇફેલ અમને ગમ્યું એનું બીજું કારણ એ કે ત્યાં અમને તરવાનું મળ્યું. ત્યાં પહોંચ્યા કે તરત જ અમને ગેશ્રા યુવતીએ કહ્યું કે અહીં એક સ્વિમિંગ બાથ છે. હું બે મિત્રો સાથે સાંજે જ ત્યાં ગયો. બીજે જ દિવસે સવારના પહોરમાં અમારા ચાર જણની ટોળી તરવા ગઇ. સાત મે પ્રવાસનો થાક ઉતરી ગયો; અને કેટલી મઝા પડી! પછી તો અમે તરવાનું મળે તો કદી ચૂકતા નહિ. આહ્રનારમાં તો યુવકગૃહ પાસે જ નદીમાં તરવાની સગવડ હતી. જર્મન અને અંગ્રેજ યુવાનો તેમજ યુવતીઓને તરવાનો ઘણો શોખ હોય એમ લાગે છે. મારા ઘણા ઓળખીતાઓને મેં તરવાના શોખીન જાણ્યા છે. પણ અમારી પાર્ટીમાંથી અમારા ચાર જણની ટોળી અને બીજા એકબે જણ સિવાય કોઇ તરવાને આતુર હોય એમ જણાયું નહિ.

### સંગીત

બુધવારે મ્યુન્સ્ટર આઇફેલથી આહ્રના જતાં રસ્તામાં એક ખેતરમાં બેસી સાથે લીધેલી વસ્તુઓનો નાસ્તો કર્યો. અમારા જર્મન મિત્ર ગામમાંથી થોડું વધારે લાવવા ગયા અને ખૂબ રખડી આખરે ગામે ત્યાંથી કાંઇક લઇ આવ્યા. ત્યાંથી આગળ ચાલતાં સાંજે એક ગામ આગળ એક ચારણને ગીતો ગાતો સાંભળી ત્યાં થોભ્યા અને એનાં ગીતો સાંભળ્યાં. એ જ રીતે એક વેળા એક સ્થાને સહેજ આરામ લેવા અને તરસ છિપાવવા થોભ્યા'તા, ત્યાં એક ચારણે આવી વાયોલીનના સૂર સાથે ગીતો ગાએલાં. ટેબલની આસપાસ બધા બેઠા'તા અને એક જણના જર્મન ગીતોના પુસ્તકમાં ડોકિયું કરી બધા સાથે ગાતા'તા. એક પછી એક ગીતોની માગણી થતી ગઇ અને એક પછી એક સુંદર જર્મન ગીતો ગવાતાં ગયાં. પછી તો અમારા જર્મન મિત્ર જૉને વાયોલીન લીધું અને વગાડવા માંડ્યું અને એક કલાક સુધી ત્યાં જ ઝાડના શીતળ છાંયડામાં અમે મજલિસ જમાવી. રસ્તામાં કે યુવકગૃહમાં અમને મૅન્ડોલીન સાથે ગીતો ગાતા કેટલા યે જર્મન યુવકો મળતા. એ બધા પાસે ખૂબ ગીતો ગવડાવતા અને અમે ય ગાતા. એક વખત તો રસ્તામાં એક યુવક-યુવતીઓની ટોળીને અમે ઊભી રાખી અને ત્યાં ઊભાઊભા જ અમે સંગીતની મજલિસ જમાવી. એક ગીત તો અમે અનેક સ્વરૂપમાં ગાતાં.

Ich hab mein herz in Heidelburg verloren

(ઇશ હૅબ માઇન હેર્ટ્ઝ ઇન હાઇડલબર્ગ ફરલૉરન)

(I have lost my heart in Heidelberg.)

નું માનીતું ગીત તો અનેક રૂપમાં ગવાતું. સ્ત્રોંરથએ એનું રૂપ બદલાતું: Ich hab mein herz in Altenahr verloren. પછી બાખારાખ યુવકગૃહમાં હતા ત્યારે કેટલીક ગરર્નિબાર છોકરીઓએ એ જ ગીતમાં બાખારાખનું નામ મૂકી એ ગીત ગાયું.

લાખાર ઝે (Lachaar See) યુવકગૃહ છોડ્યું ત્યારે તરત તેમણે એક સુંદર ગીત ઉપાડ્યું:

Wenn I komm, wenn I komm
Wenn I wieder wieder komm..

યુદ્ધમાં જતા લડવૈયાનું એ ગીત છેઃ 'હું જરૂર પાછો ફરીશ અને તને મળીશ' એ ભાવાર્થના આ વિદાયગીતમાં આગે કેટલાં યે જર્મન યુવકો અને યુવતીઓનાં હૃદયની હૂંફ અનુભાની છે.

**મા**

રૂડેશાઇમના યુવકગૃહમાં તો રસોડામાં પણ અમે ગીતોના મજલિસ જમાવી'તી એમ થયું કે કેટલાક યુવકગૃહમા વાસણો ધોવાનો અમારો વારો આવતો. રૂડેશાઇમમાં અમારી ટુકડી વાસણ ધોવા ગઇ; પણ સો બસો માણસોનાં વાસણો હતાં એટલે થોડુંક કામ કરી બધા ચાલ્યા ગયા. ફક્ત 'મા' (Hertserges Mutter) ની અને maidsની મદદથી મેં ધોવાનું ચાલુ રાખ્યું થોડી વાર પછી બહાર ઓરડામા મૅન્ડોલીન સાથે બેઠેલા બે યુવકોને જોઇ મેં મજાકમાં કહ્યું: 'ત્યા શું બેસ છો? અહીં આવી કામે લાગો!' એટલે એ લોકોએ આવી અમને કામમાં મદદ કરી અને ગીતો સંભળાવ્યા. પછી ક્યાંકથી કાગળના steel helmet (Stahl-Helm સ્ટાલ હેલ્મ) લઇ આવી નાઝી સ્ટાલ હેલ્મની જેમ એ પહેરી મદદ કરવા ગાડી. મને પણ એક પહેરાવ્યુ. બધું પૂરૂં થયુ એટલે 'મા' મને કહે 'તને અહીં બહુ ગમે છે. તું અહીં જ રહે ને અમારી સાથે કામ કરવા લાગ'. મેં કહ્યું, 'શું પગાર આપશો?' તો કહે, 'કલાકના બે ફેનિંગ અને જમવાનું અમારૂં!' મેં કહ્યું, 'બે ફેનિંગમા શું હિં' વળે? પહેલા કલાકની ચૉકલેટ, બીજા કલાકમાં બ્રેડ, ત્રીજા કલાકમાં માખણ અને ચોથા કલાકમાં એક સ્ટાલ હેલ્મ આપો તો રહું.' એમની પાસેથી એક જૂનું કાગળનું સ્ટીલ હૅલ્મટ અને બે ટોપી મને ભેટ મળ્યાં! એમની એટલી બધી માયા લાગી'તી કે બીજે દિવસે એ યુવકગૃહ છોડ્યું ત્યારે હું જાણું છું સાંભળી અંદરથી દોડતાં દોડતાં મને વિદાય આપવાને બહાર આવ્યાં. યુવકગૃહનાં સૌ દોદસો વાસીઓ તો આ દૃશ્ય જોઇને આભાં જ બની ગયાં!

કોઇ કોઇ વાર યુવકગૃહના કાયદાઓ અમારે માટે ઢીલા પણ થઇ જતા. આસ્ટનાર યુવકગૃહમાં સાંજે તરી આવ્યા પછી ગામમાં ફરવા ગયા, અને અમે ત્રણ તથા પેલી અંગ્રેજ યુવતી એમ ચાર જણ કિલ્લો ચડવા ગયાં તેથી પાછા ફરતાં મોડું થયું સાડા નવે પાછા ફરવું જોઇતું'તું પણ વીસ મિનીટ ઉપર થઇ ગઇ'તી; દરવાજા બંધ થઇ ગયા'તા. પણ કેટલાક યુવાનોએ અમારે માટે નાની બારી ઉઘાડી ને એમાથી કૂદીને અમે અંદર ગયા!

આખો દિવસ પંદર વીસ માઇલ ચાલી થાકીયા પાક્યા આવીએ અને યુવકગૃહનું સાદું પણ પૌષ્ટિક જમણ જમી એના સાદા બિછાનાની હૂંફમાં મરમ નિદ્રા મેળવી સવારે ઊઠીએ ત્યારે પાછા તાજા થઇ ગયા હોઇએ. આસ્ટનારમાં સવારે સાડાપાંચ વાગે ઊઠી અમે ચાર જણ એક ઊંચા ડુંગરાની ટોચ પર ચડ્યા. બીલકુલ રસ્તો પણ જ્યાં નહોતો એવા સીધા ડુંગર પર શી રીતે ચડ્યા તેનો અત્યારે ખ્યાલ કરીએ છીએ ત્યારે લાગે છે કે જાણે કાંઇ અશક્ય કામ અમે નહિ કર્યું હોય! આ બધું કરવાનો ઉત્સાહ હોય અને એમાંથી આનંદ મેળવવાની શક્તિ હોય તો આવા પ્રવાસમાં મજા કેમ ન આવે? હીરાલાલ ગોદીવાળા

## ન્યાયી નૌશેરવાન

ઇરાનનો ન્યાયપ્રિય બાદશાહ નૌશેરવાન એકવાર મૃગયા કરવા નીકળ્યો હતો. ત્યાં એને સારૂ રસોઇ બનતી હતી; પણ મીઠું નહોતું, એટલે એક નોકરને ગામમાંથી મીઠું આણવા મોકલ્યો, ને એને નૌશેરવાને કહ્યું, 'કિંમત આપીને મીઠું લઇ આવજે, જેથી કરીને ખોટા ચાલ ન પડે અને ગામ (દેશ)નો નાશ ન થાય.'

કોઇએ કહ્યું, 'મીઠા જેવી જણસ અમથી લીએ એમાં શું બગડી જાય?'

નૌશેરવાને જવાબ આપ્યો, 'પહેલાં જગતમાં અત્યાચારનું મૂળ એવું તુચ્છ જ હતુ. પણ જે આવ્યો એણે એને પોષ્યો, એટલે એ હવે આટલો વિશાળ વિષવૃક્ષ જેવો થઇ ગયો છે.'

પ્રજાની વાડીમાંથી રાજા એક સફરજન ખાય, તો રાજપુરુષો વાડીને જડમૂળથી જ ઉખેડી નાખે.

(સાદીની ફૂલવાડી) દેસાઇ વાલજી ગોવિન્દજી

# ઊંટનું  વરધ

ગામડાને પાદર હું ઊભો હતો. પાદરમાં જ દરબારી દવાખાનું હતું; ત્યાંથી ગામડાના લોકો દવા લેતા. આવતાજતા વટેમાર્ગુ અને માલધારી વગેરે પણ દવા લઈ જતા.

રસ્તેથી બેચાર સંધી નીકળ્યા. તેમની સાથે થોડાં ઊંટ હતાં. ઊંટ થોડે દૂર હતાં. ઊંટ વેચવાનાં હતાં.

એક સંધીને પગે બે દિવસ પહેલાં કાંટો વાગ્યો હતો. કાંટો પૂરો નીકળ્યો નહિ ને પગ પાક્યો હતો. પગને જલદી રૂઝ આવી જાય એવી દવા મળે તો લેવા સંધી દવાખાના તરફ ગયો.

સંધી દવાખાનાને ઓટલે બેઠો હું પણ જરા આરામ લેવા ઓટલા તરફ ગયો. મેં સંધી સાથે વાત કરવા માંડી.

મેં પૂછ્યું, 'ભાઇ, તમે આમ ક્યાંથી આવો છો?'

સંધીએ જવાબ આપ્યો, 'ગુજરાતમાંથી. ઊંટનું વરધ લઇને નીકળ્યા છીએ. રસ્તામા કોઇને ઊંટ વેચાતું લેવું હોય તો વેચીએ ને કોઇને ઊંટ વેચી નાખવું હોય તો ખરીદી લઇએ. કાઠિયાવાડમાં થઇને હવે કચ્છ તરફ જશું; વળી પાછા કચ્છમાંથી ગુજરાતમા ઊતરશું.'

'પણ એ ઊંટનું વરધ એટલે શું?'

'જેમ ગાયનું ધણ, ભેંસનું ખાડું, ઘેટાંબકરાંનું વાધ, બળદનું બાળધું, એમ ઊંટનું વરધ કહેવાય.'

'તમે બારે માસ આમ ફર્યા જ કરો કે ક્યાં યે ઠરીઠામ રહો ખરા?'

'અમારે તો લગભગ બારે માસ આવું જ. ઊંટ વેચીએ, વેચાતાં રાખીએ, ઉઘરાણી વસુલ કરીએ, એમ કરતાં બેપાંચ વરસે દેશમાં જઇ આવીએ.'

'આ બાજુ કાઠિયાવાડમાં રેતીનાં રણ તો નથી; તો પછી અહીં ઊંટ કોણ વેચાતાં રાખે?'

'ઊંટ તો રેતીમાં યે હાલે, ને ધૂળમાં એ હાલે. લાંબી મુસાફરીમાં ઊંટ બહુ ઉપયોગી. ખાંચીને પણ ઊંટ ઉપયોગી. ઊંટને ઝાઝો થાક ન લાગે; અને બળદ કરતાં ઊંટ હાલે પણ વધારે. ભરવાડ ને રબારી ઘેટાં-બકરાંનું વાધ લઇને નીકળે તેમાં એકાદ બે ઊંટ સાથે રાખે જ. ઊંટ ઉપર છાલકાં ને ખાટલા નાખી તેમાં નાનાં છોકરાં, લવારાં, માંદલાં ઘેટાંબકરાં, ઘર-સામાન વગેરે ગોઠવે. કોઇ રબારી ગધેડાં રાખે તો કોઈ ઊંટ રાખે. ગધેડાં જેમ ગમે ત્યાં ચરી ખાય, તેમ ઊંટ પણ હાલતાં ચાલતાં આડખે પડખેનાં ઝાડના પાંદડાં કાતરી ખાય.'

'ઊંટને રણનું જહાજ કેમ કહેતા હશે? રણમાં શું બીજાં પ્રાણીથી મુસાફરી ન થાય! ઊંટને બદલે ઘોડો ખૂબ દોડી શકે. એ જ્યાં પહોંચવું હોય ત્યાં જલદી પહોંચાડે. વળી નજીકમાં પાણી ન હોય તો દોડતે ઘોડે પાણી વાળે સ્થળે જલદી પહોંચાડે. છતાં રણમાં મુસાફરી માટે ઘોડાને બદલે ઊંટ જ કેમ?'

'રણની ગરમ હવા બીજા કોઇ પ્રાણીને સદે નહિ. એ હવા સહન કરવાની શક્તિ ઊંટમાં છે એટલી બીજાં પ્રાણીમાં નથી. વળી રણમાં પવનની વંટોળ ચડે ત્યારે રેતી એટલી બધી ઊડે કે આસપાસ કાંઇ દેખાય જ નહિ. આંખ કાન અને મોઢામાં પણ રેતી ભરાઇ જાય. માણસ તો આંખ બંધ કરી દે કે માથે લૂગડું ઓઢી રેતીથી બચવા મહેનત કરે; પણ બીજાં જનાવર તો ગભરાઇ જ જાય અને કેટલીક વાર તો મુંઝાઇને મરી પણ જાય. પણ ઊંટમાં એવી શક્તિ છે કે તે આંખ બંધ ને નસકોરાં બંધ કરી દઈ શકે. એટલે તે તોફાનની આરપાર સલામત નીકળી જાય.

વળી ઊંટની યાદદાસ્ત પણ બહુ તેજ હોય છે. એક વાર એક રસ્તેથી નીકળે પછી એ કદિ ભૂલે નહિ.

ઊંટે એકવાર પાણી પીધું એટલે પછી તેને લાંબા વખત સુધી પાણી વગર ચાલે. ઊંટના પેટમાં કોથળી હોય છે તેમા એ ઘણું પાણી ભરી રાખે છે. તરસ લાગે ત્યારે એ પાણી તેને કામ આવે છે. કેટલીકવાર મુસાફરો બહુ તરસ્યા થાય ત્યારે ઊંટને મારી નાખી તેની એ કોથળી કાઢી તેમાંનું પાણી વાપરે છે.'

'તમે તો બારે માસ ફર્યા કરો અને સાથે આખું વરધ હોય, એટલે એમાં કોઈ દૂઝણી સાંઢણી હોય કે કોઇ નાનાં બોતડાં હોય એ બધાંનું શું થાય! મોટામોટા સાંઢિયાની સાથે બોતડાં તો ચાલી ન શકે;



## વાદળિયા તડકાને છાંયડે

હું તો દાઝું દાઝું ને ફરી જાઉં રે,
વાદળિયા તડકાને છાંયડે.

આવે આવે શાળી આકાશે વાદળી,
તગતગતી તીખી સૂરજની આંખડી,
છાયા ને તેજ રમે અહીંઆં ભુલામણી,
રમવા હું ઓમકામાં જાઉં રે,
વાદળિયા તડકાને છાંયડે.

પહેરી છે વાદળીએ પવનની પાવડી,
સૂરજ મહારાજ લા દોડે ઘોડે ચડી,
સૂરજ દબાડે ને હારે રે વાદળી,
તડકા – છાયામાં મુઝાઉં રે,
વાદળિયા તડકાને છાંયડે.

સૂરજ ને વાદળીની આ શી ચડાચડી,
હારે ઘડીકમાં ને બાળે બીજી ઘડી,
હું રે બાળક મારી કાયા છો કોમળી,
કોને શરણું હરિ જાઉં રે
વાદળિયા તડકાને છાંયડે?

સુન્દરમ્

એટલે બોતડાં પાછળ રહી ન જાય?'

'આખું વરઘ કાંઈ ઉતાવળે ન હાલે. અમે તો કોઈક વાર થાકી જઈએ તો જ ઊંટ ઉપર બેસીએ; બાકી તો પગપાળા જ ફરીએ. સાંજ પડે ત્યાં મુકામ કરીએ. અમારે ક્યાં મુસાફરી ઝટ પૂરી કરવી હોય? અમે તો સાંઢિયા વેચતા જઈએ, જૂની ઉઘરાણી પતાવતા જઈએ, કાંઈ ખરીદી કરવી હોય તે કરતા જઈએ, ને એમ ધીમેધીમે આગળ વધતા જઈએ.'

'તમારી સાથે વરઘમાં દૂઝણી સાંઢણી હોય તે દૂધ આપે એટલે દૂધ તો તમારે વેચાતું લેવું નહિ પડતું હોય. કોઈવાર વધારે દૂધ હોય તો તે વેચીને પૈસા પણ [illegible] ખરું, ને?'

'અમારાથી દૂધ વેચાય નહિ. ઊંટનું દૂધ વેચીએ તો પાપમાં પડીએ; અમને અમારી માતાની મનાઈ છે. અમે પોતે એ ખાવામાં વાપરીએ ખરા, કોઈને જરૂર પડયે આપીએ પણ ખરા, પણ તે વગર પૈસે.'

'સાંઢણીનું દૂધ કેવું લાગે?'

'બહુ સારું. ભેંસના દૂધ કરતાં પણ ખારું. સ્વાદે જરા દરમું લાગે. માણસ માંદો પડીને ઊઠ્યો હોય તેને તાકાત લાવવા માટે તો આ દૂધ બહુ જ સારું. એની ચા બહુ સારી થાય; અને એને વલોવીએ તો માખણ પણ બહુ ઊતરે. પણ અમારાથી વલોણું કરાય જ નહિ. સાંઢણીના દૂધને વલોવવાની પણ અમારામાં મના છે. અમે જો છાશ વલોવીએ તો છાશમાં જીવાત પડે અને લોહી વલોવાય; અને જો દૂધ વેચીએ તો ઊંટ મરી જાય.'

'ઊંટ મરી જાય કે છાશ વલોવતા લોહી વલોવાય એ બધા તો વહેમ હશે. એવા વહેમમાં તો તમે લોકો માનો; અમે ન માનીએ. તમારી પાસેથી થોડું દૂધ લઈ અમે તેની છાશ કરીએ તો શું એમાં છાશને બદલે લોહી વલોવાય?'

'અમે તો જૂના કાળથી ચાલ્યું આવ્યું હોય એ માનીએ. બહુ જૂની એક વાત છે કે અમારા ગામને પાદર એક માતા હતી. અમે બધા દૂધનો વેપાર કરતા. ઘી ને છાશ પણ વેચતા. એમાં અમારાથી કાંઈક ભૂલ થઈ તે માતાએ શરાપ દીધો કે સાંઢણીનું દૂધ વેચશે તેની સાંઢણી મરી જશે. જે છાશ વલોવશે તેની છાશમાં કીડા પડશે ને લોહી થઈ જશે. બાકી તમે શહેરનાં માનવી ઊંટના દૂધની છાશ કરો તો સારી ન થાય; ખાવા જેવી ન રહે. ઊંટનું દૂધ વધારે વખત રહે તો બગડી જાય. અમે ઊંટના દૂધનો વેપાર કરવા માંડીએ તો અમારી દાનત બગડે ને દૂધનો વેપાર કરી વધુ પૈસા રળવાના લોભમાં પડીએ. એના કરતાં બોતડાને ધાવવું હોય તેટલું ધાવવા દઈએ ને અમારે જરૂર પૂરતું દોહી લઈએ તો બોતડાં મોટાં થયે નબળાં ન રહે. આટલા માટે તો અમારી કોમમાં રસનો વેપાર કરવાની પહેલેથી જ મના રાખી છે.'

'એ વાત સાચી કહી. ભાઈ, ઊંટ તો બહુ ઊંચાં હોય ને ઊંચું જોઈને જ ચાલે; એટલે રસ્તામાં કોઈ ઝેર-ઝાંખરું પડ્યું હોય તે તો એ ન દેખે, ને એર



ઝડપી સંદેશા પહોંચાડનારા સાંઢણીસવાર

કરડે તો ઊંટ મરી ન જાય?'

'એરૂ કરડયે ઊંટ ન મરે. "ઊંટ મેલે આકડો ને બકરી મેલે કાંકરો" એ કહેવત પ્રમાણે ઊંટ તો બધી જાતનો પાલો ચરે. એટલે એના ચારામાં એવી જાતનો પાલો પણ આવી જાય કે જેથી એરૂનું ઝેર ન ચડે વળી છેટેથી ઊંટ આવતું હોય તેની ગંધથી જ કચરાઇ જવાની બીકે એરૂ આઘો ભાગી જાય. હા; ઊંટ સરપથી ન મરે પણ વીંછી કરડે તો ઊંટ મરી જાય ખરૂં'

'ઊંટના વાળ તમે કાતરો ખરા કે નહિ? એના વાળ તો બહુ ગરમ, ખરૂં?'

'બહુ વધી જાય તો કાતરી નાખીએ. એ વાળ અમે કાંતીએ ને પછી વેચી નાખીએ એના કામળા બહુ ગરમ. એનાથી ટાઢ ન વાય. આપણા દેશમાં એવા કામળા બહુ નથી બનતા. બાકી ઇરાન–અરબસ્તાન તરફના ઊંટના વાળના કામળા ને જાજમ બહુ કિંમતી ને સારા થાય છે.'

'ઇરાન અને અરબસ્તાન તરફ તો લશ્કરમાં પણ ઘોડાની માફક ઊંટનો જ ઉપયોગ થતો હશે ને?'

'હા; અને આપણે ત્યાં પણ સાંઢિયા સવારની ટુકડી અગાઉના જમાનામાં ઘણાં રાજ્યમાં રહેતી. આજે પણ એવી આઘેના ગામે સંદેશો પહોંચાડવા માટે સાંઢણીસવારો કેટલાક રાજ્યમાં હોય છે. સાંઢિયા કરતાં સાંઢણી વળી વધારે ઝડપી. સિંધ અને ઇરાન–અરબસ્તાન તરફ તો લોકો ઊંટગાડીમાં પણ મુસાફરી કરે છે. અગાઉ લડાઇ થતી ત્યારે કિલ્લાના બંધ દરવાજા તોડવા માટે દરવાજા આડો ઊંટ ઊભો રાખતા અને પછી હાથી ઊંટને ધક્કો મારી દરવાજા તોડી નાખતા. દરવાજાના કમાડમાં અણીવાળાં ભાલાં હોય તેની સામે જો હાથી ભીંસ કરે તો હાથીનાં કપાળમાં એ ભાલા વાગે; આથી હાથીને બચાવવા વચ્ચે ઊંટ રાખતા; કારણ કે ઊંટ કરતાં હાથીનું મૂલ વધારે! ઊંટ તો રણમાં ઘણા મળે, ને હાથી તો ફક્ત હિંદુસ્તાન કે આફ્રિકાનાં જંગલમાંથી આવે, એટલે મોંઘા પડે.

રાજદરબારમાં જેમ હાથી હોય તેમ સારામારા જાતવાન ઊંટ પણ ઘણાં રાજ રાખે છે. સવારી નીકળે તેમાં સૌથી પાછળ માંદિયા નગારૂં આવે. હાથીનગારાં ને ઘોડાનગારાં આગળ હોય, પણ માંદિયા નગારૂં સૌથી પાછળ આવે.'

આમ અમારી વાતો ચાલતી હતી ત્યાં ડાક્તર આવ્યા. ડાક્તરે માલધારીને પગે દવા ચોપડી કોટે કંઠી નાખ્યો ને પાટો બાંધી આપ્યો.

માલધારીએ ડાક્તરને દુવા દીધી ને પોતાને રસ્તે પડ્યો. હું પણ તેને રામરામ કરી મારે રસ્તે પડ્યો. વેણીલાલ બુચ



રણમાં ઊંટની મુસાફરી

# શામ્વાનો શિકારી (અનુસંધાન પૃ. ૩૨૭થી)

લાગતું. પણ તે ગળાતું ત્યારે એના બધા ફેરાની કિંમત ચૂકવી આપતું. અને તેથી, જે પળે એ શામ્વા નાઠાં તે જ પળે પીટરના ટોસળોમાંથી બાણ છૂટતું, અને સાથોસાથ એ બાણ જેવા જ વેગથી અને લગભગ એવા જ આકારનો બની જતો રૉબર્ટ છૂટ્યો બાણ પેલા નરની પીઠમાં જ ખૂંપી ગયું હતું. પણ તે તેની પરવા કર્યા વિના દોડ્યો જતો હતો અને રૉબર્ટ પણ એને જ લક્ષમાં રાખીને દોડતો હતો. અને એ બધાની પાછળ, કુદરતે માણસને એવી ગતિ નથી આપી તેથી તેને શાપ દેતો, અને છતાં કુદરતની એ અનિચ્છનીય યોજનાને નિષ્ફળ કરવા મથતો પીટર દોડતો હતો.

આ બાણને બદલે પિસ્તોલનો ઘા હોત તો આગ એ નર છટકી શકત ખરો? પીટરે આ ઋતુમાં આ સ્થળે પિસ્તોલ ફોડવાની મના કરનારા કાયદાને અનેક ગાળો આપી. આવા સ્વતંત્ર દેશમાં આવો ગુલામી કાયદો! કાયદો પ્રજાના રક્ષણ માટે હતો તેથી શું? લપસણા બરફના થરો પર તોળાઇ રહેલા બરફના રાક્ષસી પહાડો, જે એક સાધારણ ઘંટડીના અવાજથી પણ ઘણી વાર ધ્રસકી પડે છે, તે બંદુકના અવાજે કદાચ થરથરી ઊઠે અને પહેલા મુસાફરને પોતાને અને પછી નીચેનાં ગામડાંને થાપી જાય, એ સાચી વાત. પણ તો પછી એવી મોતની બીકવાળા પોચા શા માટે અહીં રહેતા હશે! જો પીટરના હાથમાં રાજ્યસત્તા હોય તો જગતભરમાંથી મરણીઆંઓને જ વીણીવીણીને સ્વિટ્ઝરલૅન્ડમાં વસાવે, અને પછી ભર શિયાળે પણ બંદુકોના બહારથી તેઓ ડુંગરાઓને ગજવી મૂકે! અને પેલા પોચાઓને તો તેઓ પકડીપકડીને પારસલમાં પૅક કરી ઇટાલીના બગીચાઓમાં કવિતા કરવા કે ફ્રાન્સના માંડવાઓમાં દ્રાક્ષનો અને પ્રેમનો રૈચ્ય લેવા ડુંગરપરથી જ ગબડાવી મૂકે.... પણ ઓહ! પેલાં શામ્વા'

બે ફર્લાંગ સુધી તો રસ્તો સારો હતો. બે ટેકરી વચ્ચેની ખીણમાં, નદીના પાણીની માફક પણ અત્યંત ધીમી ગતિથી, વહેતા ઘન બરફનો પ્રવાહ પોતાના ચિત્રવિચિત્ર આકારો સહિત આવી રહ્યો હતો. એ હિમપ્રવાહનું તળિયું નક્કર જ હોય એમ પીટરને ખાત્રી હતી. અને એ ઓળંગી ગયા પછી રૉબર્ટે ચાલેલા રસ્તે જ તે દોડ્યો જતો હતો; કેમકે રૉબર્ટ પોતે પોતાની ભયંકર દોડ વચ્ચે પણ ગંધનો દોર ચૂકતો ન હતો.

'વાહ બહાદુર! દોસ્ત રૉબર્ટ!' પીટરે ખુબ દોડી રહેલા રૉબર્ટને વધુ દોડાવવા ઉત્સાહ આપતાં બૂમ મારી; અને એ પ્રેમભર્યા શબ્દો સાંભળતાં રૉબર્ટમાં નવું ચેતન આવ્યું. નાક, કાન, આંખ બધું તે ઘડીભર ભૂલી ગયો. જાણે તે પગવાળું જ કોઈ યંત્ર હોય એમ એના પગ ગતિ કાપવા લાગ્યા. અરે અરે! ઊડતી માખીની પાંખની જેમ એના પગ હવામાં અદૃશ્ય થઇ જતા હતા. એનું શરીર જ જાણે આગ્નેયાસ્ત્રની માફક હવામાં તરતું જતું હતું. અને તો ય પેલા ઘાયલ થએલ શામ્વા જેટલી જ ઝડપ રૉબર્ટ ગાંડ કરી શકતો હતો. બીજાં તો ક્યારનાં નજર વટાવી ગયાં હતાં. બસ, હવે તો બંને વચ્ચે એકાદ ફર્લાંગનું જ અંતર રહ્યું. હવે એક જ ઝડપી દોડની જરૂર હતી. 'શાબાશ, બેટા રૉબર્ટ! હોશિયાર!' ફરીથી શ્વાસભમણ થઇ રહેલા પીટરે પડકાર કર્યો.

બરાબર એ જ વખતે એ ઘાયલ શામ્વા એક ખડક પરથી દૂર આવેલા બીજા એક ખડક પર કૂદ્યું. એ બંને ખડકની વચ્ચે ઊંડો ખાડો હતો. અને ખડક વચ્ચે અંતર વધું હતું. એટલું કૂદવામાં એ શામ્વાની છેવટની શક્તિ ખર્ચાઇ ગઇ. એના પગ એ સામેના ખડક પર કમાનની માફક નહિ પણ લાકડાની માફક પડ્યા, અને ત્યાંથી થોડે દૂર જતાં તે ઢળી પડ્યું.

પણ રૉબર્ટ એની એટલો બધો નજીક પગલે પગલું દાબતો આવતો હતો કે આ બધું જોવાનો તેને અવકાશ ન રહ્યો. એ ઊંચા ખડકની કિનારી પાસે તે આવ્યો. વચ્ચેનું અંતર કૂદવા માટેની પોતાની શક્તિનો વિચાર કરવાનો સમય જ હવે ન હતો. તેણે છલંગ મારી; પણ એ સુંવાળા બરફમાં જોઇએ એટલી ચોટ ન લાગી, અને સામેના ખડકની ઉપર પડવાને બદલે તે તેની સાથે જોરથી અફળાયો. કારમી ચીસ નાખતો તે નીચે પડ્યો, અને થોડાંક તરફડીઆં મારી છેલ્લા શ્વાસ લેવા લાગ્યો.

પીટર ઘણો પાછળ રહી ગયો હતો. રૉબર્ટને તોપના ગોળાની પેઠે એ ખડક સાથે અથડાઇ નીચે પડતો તો તેણે જોયો, પણ ઘણી વાર સુધી તેને ફરી ઉપર આવતો તે ન જોઇ શક્યો ત્યારે તેને થયું કે જરૂર તેને કાંઇક બન્યું હશે. પોતાનો થાક તે સદંતર ભૂલી ગયો અને કદાચ મરતા રૉબર્ટને છેલ્લું ચુંબન લેવા અને તેને વિદાય દેવા વખતસર પહોંચવા તે પૂરપાટ દોડ્યો. પેલા શામ્વાને પણ તેણે પડતો જોએલો; પણ એ વિષય હવે ગૌણ બની ગયો હતો.

'ઓરા રૉબર્ટ!' તેણે રૉબર્ટને ખોળામાં લઇ, માથે હાથ ફેરવતાં તેને ચુંબન લેતાં કહ્યું. રૉબર્ટની શિથિલ થતી જતી નાડીમાં જરા ચેતન આવ્યું. તેણે આંખો ખોલી. એ આંખોમાં જોવાની શક્તિ તો હશે કે નહિ તે કોણ જાણે, પણ એ મરતા પ્રાણીએ એ શક્તિ લાવવા એક છેલ્લો પ્રયાસ કર્યો. એના ગળામાંથી ધીમો ઘુરૂરૂરૂરૂ' અવાજ આવ્યો અને તેનું ડોકું નિશ્ચેષ્ટ થઇ પીટરના ખોળામાં ઢળી પડ્યું.

'રૉબર્ટ! પ્યારા રૉબર્ટ! મારા ચિરજીવન રૉબર્ટ! આપણે બંનેએ એક જ કબરમાં સૂવાની શરત હતી ને? તેં કેમ ઉતાવળ કરી?' કહેતાં એ પાગલ શિકારીએ એ શબને ફરીથી ચૂમ્યું અને એમ ઘણી યે પળો સુધી એ ઘાતકી ગણાતો શિકારી એ નિર્જીવ પ્રાણી સામે આંસુભરી આંખે જોઈ રહ્યો. છેવટે તે બબડ્યોઃ 'કોઇ ફિકર નહિ, રૉબર્ટ; તને હું મારા બેતરમાં જ દફનાવીશ અને હું મરીશ ત્યારે પાછળનાને કહેતો જઇશ કે તારી પાસે જ મારી કબર પણ ખોદે. ચાલ મારી સાથે'

એટલું કહી તેણે નમીને એ શબને ઉપાડ્યું અને ખભે નાખ્યું અને તેને લઇ એ ખાડની ઉપર આવ્યો. પણ શિકારીનું હૃદય મરેલા શામ્બાનો મોહ પણ કેમ જતો કરી શકે? એ શબને ત્યાં રાખી એ પાછો નીચે ઊતર્યો, પછી સામે કાંઠે ચડી પેલા શામ્બાના શબને પણ ત્યાં લઇ આવ્યો અને તેને રૉબર્ટના શબ પાસે મૂક્યું.

કેડે હાથ મૂકી કેટલી યે મિનિટો સુધી તે એ બંને શબને નિહાળી રહ્યો. દોડીને પોતે લોથ થઇ ગયો હતો અને આગળ પડેલો પહાડોનો રસ્તો તેને નાહિંમત કરતો હતો. એક પ્રાણીને ઉપાડી શકવા જેટલી શક્તિ પણ એનામાં માંડ માંડ જ હતી, ત્યાં આ બેવડો બોજો શી રીતે સર કરવો? અને નહિતર કયું એક લઇ જવું? એક એનો પ્યારો દોસ્ત હતો, બીજું એની આજીવિકાનું અને એનાં બાળકોનાં ઉદરપોષણનું સાધન હતું. તરત તેને એક વિચાર આવ્યોઃ 'પ્યારો કે હું જો શામ્બા મારી શક્યો હોત તો આ વિચાર કરવા ઊભો રહેત?' એ જ ઘડીએ એને પોતાના માનસમાં છૂપેલ નબળાઇ શરમાઇ અને બીજી જ પળે એણે નીચે નમી એ બંને શબને આગલા પગથી પકડી એકેક ખભા પર નાખી દીધાં. છેવટે બંને તરફ સરખું વજન હતું એ પણ આ લપસણા રસ્તા પર એક આશ્વાસન હતું.

ઘણી જ મુશ્કેલીથી પગ માંડતો તે આગળ ને આગળ વધતો જતો હતો; પણ પોતે ગમે તેવો ચાલાક છતાં રૉબર્ટની ખોટ તેને દર પગલે જણાતી હતી. રૉબર્ટ એને આંધળાની લાકડી જેવો હતો. એના વિના સાચો રસ્તો કોણ બતાવે? અને છતાં શિકારીની ચાલાક નજરથી તે એ અજાણી ભૂમિને માપતો આગળ ચાલ્યો જતો હતો.

પણ પગ નીચે ઓચિંતો આ ભૂકંપ! ભલા ભગવાન! ઓહ' કડડભૂસ કરતી બરફની પોપડી તૂટી અને ત્રીસ ફૂટ ઊંડી બરફમય ખાઇમાં તે જઇ પડ્યો. શિયાળાની સખત ઠંડીને લીધે હવામાનો ભેજ ખાઇના મોઢા પર બરફની આછી પતરીરૂપે પ્રથમ બંધાઇ ગએલો અને તેના પર વધારે ને વધારે બરફ જમા થતાં તે દળદાર થઇ ગએલો. જો રૉબર્ટ જીવતો રહ્યો હોત તો સુંઘીને એ પોપડીની નીચેનું પોલાણ જાણી શકત, અથવા છેવટે પીટરનો એક હાથ છૂટો હોત તો પોતાનું ક્રૉસ–બો પછાડીને અવાજ પરથી પણ તે પારખી શકત.

પણ શિકારીના જીવનમાં આવા સાદા અકસ્માતો તો થયા જ કરે અને તેથી એટલી ઊંચાઇથી પડેલા પીટરની મૂર્છા પાછી ન જ વળે . . . ન જ વળે તોપણ શું? માથા નીચે ગળામળથી પણ મુલાયમ શરીરવાળું શામ્બા અને છાતી ઉપર પ્રાણથી પણ પ્યારો કૂતરો. એવી કબર તો કોઇ પણ શિકારીને ઇર્ષ્યા જ કરાવે ને!

હરિકૃષ્ણ વ્યાસ

(ભૌગોલિક વિગતોને આધારે રચેલી મૌલિક નવલિકા)



# દિનેન્દ્રનાથ ઠાકુર (અનુસંધાન પૃ ૩૨૫થી)

સ્વરલિપિ લખતા હોય કે પછી અર્વાચીન સાહિત્યનું કોઇ અંગ્રેજી કે બંગાળી પુસ્તક એકાગ્ર ચિત્તે વાંચતા હોય. એવે વખતે પણ એમની પાસેથી ગીત શીખનાર મંડળી કે એમાંનું કોઇ કંઇ પૂછવા જાય તો દિનુબાબુ મદદતત્પર રહેતા. શિષ્યો પ્રતિનો એમનો વાત્સલ્યભાવ મને અજોડ લાગ્યો છે. ભરબપોરે ઉનાળામાં અમે એમની પાસે ગીત શીખવા જતા ત્યારે અમને આગ્રહ કરીને એ ઠંડું શરબત પીવડાવતા. એમનો વિનોદી અને આનંદપ્રિય સ્વભાવ અને એમની sports man જેવી મનોવૃત્તિથી એમના પ્રથમ પરિચયમાં આવનારને એમના પ્રતિ સન્માનની લાગણી થતી. મહર્ષિ દેવેન્દ્રનાથ, બડાદાદા, અને કવિવરનો બાલ્યકાળથી સહવાસ હોવાને લીધે એમના જીવનપ્રસંગો સાંભળવાનાં કેટલી યે વાર સંગીત પછીના વર્ગોમાં ગેરહાજર રહ્યાનું મને યાદ છે.

આ ઉપરાંત દિનુબાબુ એક કુશળ અભિનયકાર અને નેપથ્યવિધાયક પણ હતા. કવિવર ટાગોર પોતે ઘણી યે વાર ટાગોર કુટુંબના અને શાંતિનિકેતન-વાસીઓના સહકારથી પોતાના નાટકો ભજવે છે. પોતે પણ તેમાં રસપૂર્વક ભાગ લે છે. એમના 'વિસર્જન'-Sacrifice-નાટકમાં 'રઘુપતિ' નો પાઠ ભજવતા દિનુબાબુને જેણે જોયા છે તે એમની ઉચ્ચ કોટિની અભિનય-કળાની હજી યે પ્રશંસા કરે છે. 'તપતી' નાટકમાં રાજાનો મુખ્ય પાઠ કવિવરે પોતાની શ્વેત દાઢીને શ્યામ રંગીને ભજવેલો ત્યારે તેમની સાથે રાજસભા દેવદત્તનો પાઠ દિનુબાબુએ કર્યો હતો. બદામી રંગનું કેડિયું ને ઉપવસ્ત્ર તથા માથે સાફો બાંધેલી દિનુબાબુની પ્રભાવ પ્રચારની મૂર્તિ હજી યે મારી નજરે છે 'હે નૈરત ! શક્તિ દાઓ' એ ગીત ગાતા જ્યારે આગળ રંગભૂમિ પર એમની મૂર્તિ આવતાં જ શ્રોતાવર્ગમાં શાંતિ ફેલાઇ જતી.

'ફાલ્ગુની'-Cycle of Spring-નાટકના ઉપ-હારપૃષ્ઠ ઉપર કવિવરે દિનુબાબુનો યથાર્થ પરિચય કરાવતાં એમને પોતાનાં 'સકલ ગાનેર ભાંડારી' અને 'સકલ નાટેર કાંડારી' (સુકાની) કહ્યા છે.

દિનુબાબુ એક રસજ્ઞ સમાલોચક અને ઉચ્ચ કોટિના કવિ પણ હતા. અંગ્રેજી અને બંગાળી સાહિત્યધારા સાથે એમનો નિકટનો પરિચય હતો. ફ્રેંચ ભાષાનું પણ એમને જ્ઞાન હતું. પચાસ વર્ષની ઉંમરે પણ ફારસી શીખીને મૌલાના ઝીઆઉદ્દીન પાસે એ નવરચિત હાફિઝનાં લખાણો વાંચતા. એમણે પોતે રચેલાં ગીત-કાવ્યો સ્વરલિપિ સાથે કલકત્તાના 'મુક્તધારા' નામક માસિકમાં પ્રકટ થતાં. 'સંગીત-વિજ્ઞાન' નામના વિખ્યાત માસિકના એ એક મુખ્ય તંત્રી હતા. રવીન્દ્ર-સંગીતના વર્ગમાં અમારા આગ્રહથી દિનુબાબુ કોઇ વખત એમનાં પોતાનાં ગીતો શીખવતા. કલકત્તા તથા અન્ય સ્થળોએ પણ ગાયનવાદનની અનેક હરીફાઇઓમાં દિનુબાબુને ન્યાયાધીશ થવું પડતું.

એમની કલાપ્રિયતાનું તો 'સુરપુરી'માં પ્રવેશ કરનારને તરત જ ભાન થતું. એમના કામ કરવાના ખંડમાં કલાકારો પાસે દોરાવેલાં સુંદર ભીંતચિત્રો, ડાબી બાજુએ પડેલો વિખ્યાત ચિત્રકારોનાં ચિત્રોનો સંગ્રહ અને ઘરનાં પડદા ચાદર એ બધું, પોતાની મોટરમાં નીકળી પડીને અજન્ટાની ગુફાઓ જોઇ આવનાર એ કલારસિકનો પરિચય કરાવવા માટે બસ હતું. કાઠિયાવાડમાં ભાવના બારવાડના રંગબેરંગી કિનારવાળી ઊની કામળા પણ એમણે ખાસ મંગાવેલા એ મને યાદ છે.

એમના બધા યે શિષ્યો એમને દિનુદા (=દિનદાદા) કહીને બોલાવતા. જ્યાં જ્યાં રવીન્દ્ર-સંગીતનો કાર્યક્રમ હોય ત્યાં દિનુબાબુ જ નેતૃત્વપદે હોય તેથી, તેમના શિષ્યોને એ આધારે જ ચાલવાની પડી ગએલી ટેવને તે પોતે અનિષ્ટ ગણતા; એટલે કેટલાક પ્રસંગોએ વખતે એમણે નિવૃત્તિ લીધી હતી. તે વખતે જણાએલું કે તેમણે અથાગ પરિશ્રમ લઇને કેળવેલાં છાત્રછાત્રીઓમાં પણ નેતૃત્વ લઇ શકે તેવાં છે. થોડા જ વખત ઉપર શિશુવયથી શાંતિનિકેતનમાં રહીને રવીન્દ્ર-સંગીતમાં નિષ્ણાત થએલાં કલાકાર શ્રી સુરેન કારનાં પત્ની રમાદેવીનું અકાળ અવસાન થયું. એ ખબર દેતા પત્રમાં દિનુબાબુએ મને લખેલું: 'It ts a great personal blow and irreparable loss'.

બે વર્ષ પહેલાં એમના પચાસમા જન્મોત્સવ વખતે શાંતિનિકેતનમાં એમને અભિનંદન અર્પવા સભા મળેલી. અગત્યના કામે કલકત્તા ગએલા હોવાથી કવિવર ઉપસ્થિત રહી ન શક્યા તેથી તેમણે એક આશીર્વાદ-કાવ્ય પાઠવ્યું હતું. એ કાવ્યમાં દિનુબાબુના 'ઉદાર દાન'ની મુક્ત કંઠે પ્રશંસા કરતાં કવિવરે લખ્યું છે:

'રવિર સંચય હોતো নিরর્থক তুমি যদি না'রে
না লইতে আপনার করি' যদিনা দিতে সবারে.'

(રવિ (રવીન્દ્રનાથ)ની સંપત્તિને જો તમે આપણી

લઇને સૌને અર્પણ ન કરી હોત તો એ નિરર્થક જાત.)

શનિવારે–૨૦ જુલાઈ–રાતના છેક દસ વાગ્યા સુધી તો રમતોના શોખીન દિનુભાઈ વિનોદ કરતા એમના કુટુંબીજનો સાથે પત્તાં રમતા હતા ત્યારે કોને ખબર હતી કે એમની એ શેષ રાત્રિ હતી? રવિવારે સવારે જ એમને અચાનક apoplexyનું અસાધ્ય દરદ થઈ આવ્યું. કલકત્તાના સુવિખ્યાત ડૉક્ટરોના અનેક પ્રયત્નોથી પણ એમને આરામ ન લાગ્યો અને અગિયાર વાગે તો એકાએક સૌને સૂનાં મૂકી દિનુભાઈ પરલોક પધાર્યા. એમનો સૂનો સંસાર શોભાવનાર એમની પાછળ એકલાં પડેલાં એમનાં પત્ની કમલાદેવીને માટે આ આઘાત અતિ કઠોર અને અસહ્ય છે.

સદ્‌ગત દિનુભાઈનો આત્મા શાંતિ પામો.

પિનાકિન્ ત્રિવેદી



# અશક્ય વૈર

એક વખત નીર અને કમલપત્રો વચ્ચે મોટો વિખવાદ થયો.

નીરે કહ્યું: 'તમે અહીંથી ચાલ્યાં જાઓ; અમારી વચ્ચે રહેવા છતાં તમે અમારાથી અલિપ્ત રહી અમને અપમાન આપો છો.'

'પણ અમે તો તમારાં બાલક છીએ, અમારાથી જ તમારી શોભા; અમને કાઢતાં તમને બહુ હરકત પડશે.' કમલપત્રોએ આજીજીથી કહ્યું.

'તો પછી તમે અમારા સ્પર્શથી ભીંજાતાં કેમ નથી?–એટલી ભિન્નતા રાખો અને વિરુધ્ધ થઇને રહો તે શોભા ગણાય ખરી કે?' નીરે ઉગ્રતાથી કહ્યું.

'તે તો અમારી એક બાલહઠ છે, કોઈ વિરોધ નથી.' પત્રોએ સમજાવ્યું.

'ના, પણ એમ તો નહિ જ ચાલે. તમારે જો અહીં રહેવું હોય તો ભિંજાવું તો પડશે જ'. નીરે સંભળાવ્યું.

'એ ના બને. તમે એમ અમારી બાલહઠ તો નહિ જ છોડાવી શકો. પત્રોએ મક્કમતાથી કહ્યું.

'તમારે તે છોડવી જ પડશે;–નહિતર અમે તમારી હસ્તી જ મિટાવી દઇશું.' નીરે સખ્તાઈથી કહ્યું.

'પણ તમારાથી તે બની જ શકવાનું નથી.' પત્રોએ ખુમારીથી કહ્યું.

'કારણ?' નીરે ચિડાઇને પૂછ્યું.

'કારણ કોઈ સમય પર કહીશું.' પત્રોએ ગંભીરતાથી કહ્યું.

પણ નીર અત્યંત ગુસ્સે થયું હતું. તેણે તેમને દૂર કરવાનો નિશ્ચય જ કરી લીધો. હવે તેમને શી રીતે આળમાં કરવાં તેનો વિચાર તે કરવા લાગ્યું. બીજો કશો રસ્તો નહોતો. માત્ર તેમને સુકાવી દેવાય તો જ તેમની હસ્તી મટે તેમ હતું.

તે માટેની તૈયારી પર તે આવ્યું; અને ત્યારે જ તેને પોતાની મુસ્કેલી સમજાઇ કે તેમને સૂકવવા માટે તેને પોતાને જ પહેલું સુકાઇ જવું પડે તેમ હતું.

તે પસ્તાયું અને તેમને હેતથી મનાવી લીધાં.

થોડો સમય વીત્યો, અને ઉનાળાનો પ્રખર તાપ પડવા લાગ્યો; દિનપ્રતિદિન નીર સુકાતું જતું હતું.

સાથેસાથે પેલાં કમલપત્રો પણ સૂકાતાં ચાલ્યાં.

થોડા વખતમાં નીર સાવ સુકાઇ જવા આવ્યું; કમલપત્રો પણ છેલ્લા શ્વાસ લઇ રહ્યાં હતાં.

પાણીનું છેલ્લામાં છેલ્લું બિંદુ સુકાઇ જવાની તૈયારીમાં હતું, ચીમળાઇ ગએલાં કમલપત્રો મરતાંમરતાં પણ પોતાની છાયાથી તેનું રક્ષણ કરી રહ્યાં હતાં.

જ્યારે તે છેવટના બિંદુનો પણ છેલ્લો અવશેષ સુકાવા આવ્યો, ત્યારે કમલપત્રોએ તેને રડતાંરડતાં કહ્યું: 'પેલું કારણ સમજાવવાનો સમય અત્યારે જ આવી પહોંચ્યો છે, કારણ કે થોડી ક્ષણ પછી તમે અને અમે એક સાથે મૃત્યુ પામીશું.'

'સમજાવો તો'. નીરે છેલ્લી વિદાય લેતાં કહ્યું.

'તમારા મૃત્યુ પછી જે જીવી શકે તેમ નહોતાં, તેને તમે જીવતાં–જીવત મિટાવી શકો તેમ નહોતાં.'

અને આટલું કહેતાં તેમણે મૃત્યુ પામતા નીરના છેલ્લા અવશેષનો સથવારો કર્યો.

પરમાનન્દ ગાંડાલાલ ત્રવાડી

# સ્મરણયાત્રા

## ગણપતિનો પ્રસાદ



છેક નાનપણની વાત છે.

ભાદરવાનો મહિનો આવ્યો. ગણપતિ બાપા ગોરના ઘરમાં પધાર્યા. ટેબલ પર એક સુંદર કીમતી મખમલ પાથરેલું હતું. એના પર લાલ રંગનો પાટલો. પાટલા પર કંકુ મિશ્રિત અક્ષત અને એના ઉપર ગજાનન મહારાજ બિરાજમાન હતા. ટેબલ આગળ જમીન પર ત્રાંબાના મોટા તરભાણામાં હળદર અને ચૂનાથી બનેલું લાલ પાણી ભરેલું હતું. એ પાણીમાં ગણપતિનું જે ઊંધું પ્રતિબિંબ પડે એ જોવાથી વધારે પુણ્ય મળે છે એવી એ વખતની માન્યતા. આજની ભાષામાં કહું તો પાણીમાં પડેલું પ્રતિબિંબ મૂળ બિંબ કરતાં વધારે કાવ્યમય હોય છે.

ગણપતિની પૂજા થઈ. ગણપતિની બે બાજુ પર બેઠેલી ગૌરીઓની પણ પૂજા થઈ. આ ગૌરીઓ તે ગણપતિની માતાઓ. એક ગૌરી એક નાનકડા માટલા પર માટીનો કોડિયો કે તાંબાનો ઊંધો મૂકીને બનાવવામાં આવે છે. એ ગૌરીના પેટમાં ચોખા, હળદરના ગાંઠીઓ, સોપારી અને પંચરત્ન મૂકવામાં આવે છે. ગળામાં મંગળસૂત્ર. ઢાંકણા ઉપર નાક, કાન, આંખો અને માથા પરના વાળ બરાબર ચીતરેલા હોય છે. આ ગૌરીની પૂજા આખો શ્રાવણ મહિનો થાય છે. બીજી ગૌરી એ વનશ્રીની શોભા હોય છે. એકવીસ જાતનાં પાંદડાં ભેગાં કરી એની ગોટી પૂળી બાંધવામાં આવે છે, અને એની આસપાસ બે પાંદડાં વચ્ચે બેઠેલી ગૌરીના ચિત્રવાળો કાગળ વીંટાળેલો હોય છે.

આવા ગણપતિની અને એની બે માતાઓની વિધિસર પૂજા થઈ. અમે તાળીઓ વગાડતાં વગાડતાં આરતી પૂરી કરી અને ગણપતિના પ્રસાદના મોદક ભક્ષણ કરી રમવા ગયા.

ઘરમાં કોઈ સામાન્ય મહેમાન આવે તો યે અમને બાળકોને આનંદ થતો; તો પછી તહેવારને દિવસે ગણપતિ જેવા દેવ પધારે ત્યારે તો પૂછવું જ શું! અમારી સ્વાગતસમિતિએ બેત્રણ દિવસ કરીને મહેનત કરી હતી અને ગણપતિની આસપાસ સરસ શોભા સજાવી હતી. સાંજે ચંદ્રદર્શન કરાય નહિ એટલા માટે અમે રમત જલદી પૂરી કરી અને ઘેર આવ્યા. તે દિવસે બપોરે પડોશના એક બાઈએ મને ટચલી આંગળી જેટલી જાડી અગરબત્તી આપી હતી. અમારા ઘરમાં તો અગરબત્તીઓ બધી પાતળી જ રહેતી. મને અનુમાન થયું કે જાડી અગરબત્તી કીમતી હોવી જ જોઈએ. એની સુગંધ પણ વધારે સારી હોવી જોઈએ. અગરબત્તી લઈને ઘરમાં પેઠો, ત્યાં ગજાનન મહારાજ જોયા. મનમાં ભક્તિનો ઊભરો ઉદ્ભવ્યો. આટલી સરસ અગરબત્તી તો ગણપતિને જ અપાય. ફરીવાર મનમાં થયું કે સાંજે ફટાકડા ફોડતી વખતે જાડી અગરબત્તી કેટલી કામમાં આવશે! રાતના ફટાકડા અને સન્મુખ બેઠેલા ગણપતિ વચ્ચે મનમાં લાંબા વખત સુધી સ્વયંવર ચાલ્યો. આખરે દુન્યવી ડહાપણે માંડવાળનો રસ્તો સુઝાડ્યો. અરધો ભાગ ગણપતિને આપીએ અને અરધો ફટાકડા માટે રાખીએ. આટલી લાંબી અગરબત્તી તોડતાં પ્રથમ તો જીવ ન ચાલ્યો. આખરે બે કકડા કર્યા. પણ અંદરની વાંસની સળી કેમ એમ ને એમ તૂટે! બીજું કશું સાધન ન હોય તો યે ઈશ્વરે દાંત અને નખ તો આપ્યા જ છે. એમનો ઉપયોગ કર્યો અને અગરબત્તીનો અરધો ભાગ સળગાવી, ટેબલને અડી ન જવાય એવી સાવચેતી રાખી, સળગતો છેડો ખુલ્લો રહે એવી રીતે અગરબત્તી ધનુષ ઉપર આદરથી મૂકી દીધી. દાંત વાપરીને અગરબત્તી એંઠી કરી એનો ખટકો મનમાં સહેજ આવ્યો. પણ એને ત્યાં જ દાબી દીધો અને ફટાકડા ફોડવા મેડા પર ચાલ્યો ગયો.

આ વખતે અમે કારવારમાં રામજી શેઠ તેલી નામના કચ્છી વેપારીના ઘરમાં ભાડે રહેતા હતા. રામજીશેઠ પાસે જઈ મેં વાર્તાની ઉઘરાણી કરી. એમણે પણ, એક રાજાએ જંગલમાં સરસ દૂધ પાનાર ભરવાડ પર ખુશ થઈને એને એક પાંદડા પર બક્ષિસપત્ર કરી આપેલા ૩૬૦ ગામ એની બકરી એ પાંદડા સાથે

થઈ ગઈ તેની રમૂજી વાર્તા કહી દીધી. બીચારો ભરવાડ રોવા લાગ્યો. 'कहुं कुछ कहुं कुछ कहा न जावे ..बकरी ३६० गास खा कर गई और भूखी की भूखी.' નાનપણના એ શબ્દો જેવા ને તેવા હજી બરાબર યાદ છે, એ ભાષા ગુજરાતી છે કે કચ્છી છે કે મારવાડી તેનું સંશોધન હજી મેં નથી કર્યું.

વાર્તા સાંભળીને ઘરમાં પાછો આવ્યો તો ત્યાં ટેબલ પરનું બનુસ ટેબલ પર ન હતું. પિતાશ્રીના હાથમાં હતું અને એમાં બળી જઈને ખાસ્સું કરેણના પાંદડા જેટલું કાણું પડી ગયું હતું! તહેવારને દિવસે સરસ બનુસ બગડી ગયું અને અપશુકન જેવું તો ખરું જ, એટલે પિતાશ્રી ચીડાયા હતા. એમણે મને પૂછ્યું 'આ કોણે કર્યું છે?' મારી અગરબત્તીનો પ્રતાપ હું તરત જ ઓળખી શક્યો, એટલે ડરતા ડરતા મેં કહ્યું 'મેં જ.' તરત જ મારા લમણા પર ફટાકો ફૂટ્યો અને બીજો વાંસે. હું ત્યાંથી રોતો રોતો નાઠો.

આઈ સાથે વાતચીત કરવાની નવરાશ મળી ત્યારે મેં ડુસકાં ભરતાં કહ્યું કે બનુસ બળી જશે તેનો ખ્યાલ મને ક્યાંથી આવે? મેં તો ભક્તિથી અગરબત્તીનો એક કકડો સળગાવી મૂક્યો હતો. પણ ગણપતિ રાજી ન થયા.

મારી વાત જાણ્યા પછી પિતાશ્રીને પણ માઠું લાગ્યું કે નાહક તહેવારને દિવસે આપણે દત્તુને માર્યો. મને આટલેથી જ સંતોષ થયો.

અગરબત્તીનો બીજો કકડો સળગાવી જોયો ત્યારે એમાં જરા યે સુગંધ ન મળે. પછી તો એ અગરબત્તી પર હું ખૂબ ચીડાયો. સાચે જ એ અગરબત્તી માત્ર ફટાકા ફોડવાના જ કામની હતી.

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર



## નવાં પુસ્તકોની નોંધ

**અથડાતાં હૈયાં**: લેખક-ઐયુબખાન ખલીલ, પ્રકાશક-બે ઘડી મોજ કાર્યાલય ૭૪ ઓલ્ડ કસ્ટમ હાઉસ રોડ, કોટ મુંબાઈ-૧, ૩-૮-૦; **ઘૂમો પારેવડાં**: લેખક અને પ્રકાશક-પ્રાણશંકર મયારામ ઉપાધ્યાય (યોગી), ભગવતપુરા ગોંડલ, ૦-૦-૩; **બાળસંવાદો તથા નાટકો**: લેખક પ્રકાશક-વિઠ્ઠલરાય યજ્ઞેશ્વર આવસત્થી ભાવનગર, ૦-૧૦-૦; **राजस्थानरा दुहा (भाग पहलडो)**: પિલાણી રાજસ્થાની ગ્રંથમાળાનું બીજું પુસ્તક, મહામહોપાધ્યાય રાય બહાદુર શ્રી ગૌરીશંકર હીરાચંદ ઓઝા દ્વારા લિખિત પ્રવચન સહિત-સંગ્રહકાર અને સંપાદક-શ્રી નરોત્તમદાસ સ્વામી, એમ. એ. વિશારદ, પ્રકાશક-નવયુગ-સાહિત્ય-મન્દિર, પોસ્ટ બૉક્સ નં ૭૮ દિલ્હી, ૨-૦-૦; **ગોપિકા**: લેખક-પ્રકાશક—ન્હાનાલાલ દલપતરામ કવિ, ૧-૮-૦; **આંસુનું જીવન**: લેખક-યશવન્ત ગ. દેસાઈ, પ્રકાશક સી. જમનાદાસની કં મુંબાઈ-૨, ૧-૮-૦; **સ્મરણ-મંજરી**: (એક શ્રેયાર્થીનું ચરિત્ર અને સંસ્મરણો) લેખક સંપાદક અને પ્રકાશક-રતુભાઈ દેસાઈ, રવિભવન પાર્કરોડ વીલેપારલે, ૦-૫-૦; **કર્મયોગી રાજેશ્વર**: ('પ્રજાબંધુ'નું ૧૯૩૫નું ભેટ-પુસ્તક) લેખક ચુનીલાલ વર્ધમાન શાહ, પ્રકાશક-ઈન્દ્રવદન ઠા૦ પ્રજાબંધુ ઑફિસ ખાડિયા અમદાવાદ, ૧-૧૨-૦; **આરતી**: લેખક-સુરેશ ગાંધી, પ્રકાશક-નવચેતન કાર્યાલય. ૧૦ પૉલૉક સ્ટ્રીટ કલકત્તા, ૧-૪-૦; **જીવનસંગીત**: લેખક-ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ, પ્રકાશક ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય ગાંધીરોડ અમદાવાદ, ૨-૦-૦; **વિજ્ઞાનિકા**: લેખક-નટુભાઈ, **ફૂલકથા ૧ અને ૨**: લેખક-રતિલાલ વિઠ્ઠલદાસ દલાલ, **જાપાનિકા**: લેખકો-કસનજી દેસાઈ અને છગનરામ જોશી, ગાંડીવ બાલોદ્યાન માળાનાં પુસ્તકો, પ્રકાશક ગાંડીવ સાહિત્ય મંદિર વાગા તળાવ સુરત, કિંમત અનુક્રમે ૦-૩-૦, ૦-૪-૦, ૦-૩-૦ અને ૦-૪-૦; **ગોરીલાનો પ્રેમ અને બીજી કુમાર કથાઓ**: ગાંડીવ કુમાર માળાનું પહેલું પુસ્તક, લેખક-રીતુભાઈ જોશી, પ્રકાશક ઉપર પ્રમાણે, ૦-૮-૦; **તવારીખની તેજછાયા**: જગત-ઇતિહાસનો પરિચય કરાવતા જવાહરલાલ નહેરુના વિખ્યાત પુસ્તકનો અનુવાદ, પ્રકાશક-સૌરાષ્ટ્ર કાર્યાલય, રાણપુર; **આદર્શ ગૃહસ્થાશ્રમ**: લેખક-મુનિશ્રી સૌભાગ્યચંદ્રજી, પ્રકાશક-લક્ષ્મીચંદ ઝવેરચંદ સંઘવી, મંત્રી મહાવીર સાહિત્ય પ્રકાશન મંદિર, સાબરમતી, ૦-૧૦-૦; Gujarat & Its Literature: by K. M. Munshi, Longmans Green & Co Ltd., 53 Nicol Road, Bombay 1, Rs. 6-0-0.

એક ડોશી પોતાને ત્યાં ચોરી થયાની ફરિયાદ લઇને કડળની સુલતાન સુલેમાન પાસે આવી. સુલતાને તેને કહ્યું કે તું રાત્રે જાગતી શા માટે નથી સૂતી? એના જવાબમાં ડોશીએ કહ્યું: 'આપ દેવતના રક્ષણ માટે જાગતા રહો પો પછી મારે જાગતા રહેવાની શી જરૂર?' આ કૃપાલંભ કર્તવ્યનિષ્ઠ સુલતાન તરત જ સમજી ગયો અને તેનો માલ શોધાવી પાછો સોંપ્યો.

અનેકાર્થી શબ્દ: તાલ=ગાયનના ઠેકનું માપ; મઝા, રંગ; લાગ, યોગ્ય તક; તાડવૃક્ષ; કાંસીજોડ; માથાની ટાલ; યુક્તિ, ખેલ, પ્રપંચ

કહેવતોના અર્થ 'છાશમાં માખણ જાય ને વહુ ફુવડ કહેવાય'=ઉદારતાથી અથવા ભાવપૂર્વક માખણવાળી છાશ આપવા માટે ઉપકાર માનવાને બદલે છાશ આપવામાં માખણ ઉતારવાની ખબરદારીની ખામી મનાવામાં આવે એવા જેવા પ્રસંગે, એટલેકે મોટા મનાવી કરેલા કામની કદર થવાને બદલે હાંસી કરવામાં આવે તેવે વખતે આ કહેવત વપરાય છે. કોઇ વાર અયોગ્ય રીતે ખર્ચ કરીને મૂર્ખ ગણાનાર માટે પણ વપરાય છે.

૧૮૬૨માં મુંબાઇમાં સૌ પહેલું બરફનું કારખાનું નીકળ્યું તે પહેલાં બરફ અમેરિકાથી વહાણોમાં ભરી આવતો.

પાણીનો અણુ: વિજ્ઞાનીઓએ અનેક જાતના હિસાબો ગણીને આપણને કેટલાક ચમત્કારી એવા આંકડા આપ્યા છે. સર વિલિયમ થૉમ્સન નામનો વિજ્ઞાની આપણને પાણીના અણુનો ખ્યાલ આપવા આવી કાંઇક ગણતરી આપે છે: તે કહે છે કે પાણીનું એક ટીપું કદમાં ફૂલવા માંડે અને ૮૦૦૦ માઇલના વ્યાસ જેટલું ફૂલીને બરાબર પૃથ્વી જેવડું બને, અને તે તેમાંના બધા અણુઓ પણ એ જ પ્રમાણમાં ફૂલ્યા હોય તો એનો એક ફૂલેલો અણુ–Molecule–આપણા ક્રિકેટના દડાથી નાનો અને ફૂટબૉલની ગોળાથી કાંઇક મોટો લાગે!



દીવાલ પર કુદરતી દૃશ્યનું કોઇ ચિત્ર મઢો તે પહેલાં આટલું અજમાવી જોજો. મઢવાના કાચની પાછળની બાજુએ તે દેખાવને યોગ્ય કો છાયાચિત્ર દોરી, કાચ અને ચિત્ર વચ્ચે ૧/૪" જેટલી જગ્યા રહે તેવી રીતે મઢશો તો ચિત્રનું ઊંડાણ વધશે. આ રીતે મઢેલાં ચિત્રો ભીંત સાથે ચપટ જ ટીંગાવાય.



ઉપલી આકૃતિમાં આડી દોરેલી બન્ને લીટીઓ સમાંતરે હોવા છતાં વચ્ચેથી વળેલી ને નજીક આવેલી લાગે છે તે દૃષ્ટિભ્રમ છે

રંગીન કપડાં કાર્બોલિક સાબુ વાપરતાં પહેલાં એક ચમચો સુરકો નાખેલા ઠંડા પાણીમાં નિચોવી નાખવાથી રંગની પાકા લાગે. જમાન રહેશે અને જલદી ફિક્કાં નહિ પડી જાય.

ઉત્તર-દક્ષિણ વહેતા પાણીના પ્રવાહો વાળી નદીઓ વગેરેનો એક કિનારો બીજા કરતાં વધારે ઘસાતો હોય છે એ જોયું છે? એનું કારણ પૃથ્વીની પશ્ચિમથી પૂર્વ તરફની ફરવાની ગતિ.

હડકીલા ખારજવાને નાબૂદ કરવાનો એક લોકોક્ત ઉપાય એ કહેવાય છે કે દરદવાળા ભાગ ઉપર દહીં ચોપડીને રોજ કૂતરા પાસે ચટાડાવવું.



Abitur 1935 DIRG

શોકદર્શનનું કાર્ડ




અભિનંદનનું કાર્ડ

પરીક્ષામાં પાસ-નપાસ થયા પછી વીએના (ઑસ્ટ્રિયા)માં વિદ્યાર્થીઓને મોકલવામાં આવતાં અભિનંદન અને શોકદર્શનનાં કાર્ડ

અભિનંદનના કાર્ડ પર લખેલા વાક્યનો અર્થ એવો થાય છે કે 'નૌજવાન માણસ! હવે શું?' એટલેકે પાસ થઇને હવે શો માર્ગ લેવો છે? શોકદર્શનના કાર્ડમાં ચોપડીઓના ઢગલા ઉપર મોઢું ઢાંકી બેઠેલા વિદ્યાર્થીનું આલેખન છે. અને તેની સાથે નીચેના વાક્યનું લખવામાં આવે છે મોરેરું કમનસીબ! આટલું આટલું વાંચ્યું તો યે જમાનો ત્યાં જ રહ્યો



# લાવોને તમારો કૅમેરા ફરીથી નવો બનાવીએ!

હવે જ ખરો વખત છે કે જ્યારે તમારે તમારો કૅ[illegible] કાઢીને, તે ફરીથી વાપરવા માટે સંપૂર્ણ સ્થિતિ[illegible] બરોબર તૈયાર છે કે નહિ તે જોઈ લેવું જોઈ[illegible] ચોમાસું કૅમેરાઓ માટે ખરાબ છે—મજાગરાં કટા[illegible] જાય છે, કમાનો ફરી ગાઢ કરી લેવી પડે છે, ના[illegible] અને નાજુક સાંચાકામના ભાગો ફરી બેસાડી લેવા જોઈ[illegible] છે. એક જરા સરખું ધ્યાન આપવાથી તમારા કૅમેરા[illegible] આવરદા ઘણી લાંબી થશે—અને તમારાં ચિત્રો અગા[illegible] ના જેવાં જ સારાં નીકળવાની ખાતરી આપશે.

અમારે ત્યાં એક ખાસ મરામત ખાતું ચાલુ જ છે જ્યાં કૅમેરા-કામના ઉસ્તાદો જૂના કૅમેરાને નવો જ[illegible] આપે છે અને નવાને જૂના થતા અટકાવે છે.

તમારો કૅમેરા આજે જ બહાર કાઢીને અમારે [illegible] મોકલી આપો, અથવા તો કોઈપણ કોડાકના વેપારી[illegible] ત્યાં સોંપો—ભાવ ઘણા જ ઓછા છે.

**કોડાક લિમિટેડ**

(ઇંગ્લંડમાં ઇન્કોર્પોરેટેડ થયેલી)

મુંબાઈ · કલકત્તા · લાહોર · મદ્રાસ



શ્રમની શોભા

ચિત્રકાર : રસિકલાલ પરીખ




આવતી કાલનાં નાગરિકોનું માસિક
આસો ૧૯૯૧

# કોણ?

પુષ્પતણી પાંદડીએ બેસી હસતું કોણ ચિરંતન હાસ?
પૃથ્વીઉરથી ઊડે કોનો સુરભિત પુલકિત મુખરિત શ્વાસ?

કોણ બદલતું સંધ્યાકાશે પલપલ નવલાં પ્રેમળ ચીર?
કોણ ઉછળતી મોકલતું નિજ કુમળી ઊર્મિ સરવરતીર?

અહો, ગૂંથતું કોણ પૃથ્વીને સેંથે ઝાકળમોતીમાળ?
તરુએ તરુએ ફળની કોની આશા કેરી સાખ રસાળ?

કોનાં કંકણ બાજે એકલ સરિતા કેરે સૂને ઘાટ?
પર્વતને શિખરે થર બેસી કોણ સનાતન જોતું વાટ?

આ સારસની જોડ દિપે ઊડે છે કોની ઝંખનઝાળ?
અહો ફલંગે કોણ અધીરું વાદળ વાદળ માંડી ફાળ?

અંતરની એરણ પર કોની પડે હથોડી ચેતન રૂપ?
કાળતણી ધરતીમાં ખોદી કોણ રહ્યું જીવનના કૂપ?

સુન્દરમ્



દીપોત્સવીનાં અભિનંદન!
નવાં સ્વપ્નાં, નવાં કર્તવ્યો,
નવાં આદર્શો, નવાં કાર્યો
કુમારનાં પ્રેમીઓ સૌ
પામો.

## કૉલેજો બસ કૉલેજો જ, બીજું કંઈ નહિ!

● આપણી કૉલેજોએ દેશનું શું બગાડ્યું છે એ વાત હવે નાનું બાળક પણ સમજે એટલી ચોપ્પાગીતે છપાઇ ગઇ છે. દેશના લાખો રૂપિયા ખર્ચાવી તે સરેરાશ માસિક રૂ. ૨૫ની આવક કરી આપતો વેઠીઓ તૈયાર કરી આપે છે એવો નિષ્ણાત અભિપ્રાય જાહેર થયો છે; છતાં આપણા રાજવીઓ, શ્રીમંતો અને વિદ્વાનો મળી નવી આર્ટ્સ કૉલેજો કે સૉ. કૉલેજો ઊભી કરવાની ધમાલ કરી રહ્યા છે. કૉલેજના ગ્રૅજ્યુએટો, ડૉક્ટરો અને વકીલો બેકારીની બૂમો પાડતા ભટકે છે. તેમના સૈન્યમાં વધારો કરવાની બુદ્ધિ કોના ભેજામાંથી ફૂટી નીકળી છે તે સમજાતું નથી. કોઈ બેકાર પડેલા વિદ્વાનો કે પ્રોફેસરો પોતાને માટે જગ્યાઓ ઊભી કરવા આ હીલચાલો ચલાવે છે કે આજ સુધી સ્થપાએલી કૉલેજોની કારકીર્દિથી અસંતોષાએલા દેશહિતૈષી ક્રાન્તિકારો નવા ચીલે શિક્ષણ લઈ જવા ચાહે છે એ કોયડા જેવું લાગે છે

જગતમાં ઘણા ધંધાઓ વધ્યા છે તેમનું શિક્ષણ લઈ તાશ્રયથી માણસ જીવનનિર્વાહ કરી શકે તેવું જ્ઞાન આપનારી સંસ્થાનું તો હજી સ્વપ્ન જ છે; તેવામાં ગાંઠનું ગોપીચંદન કરી નકલી સુધરેલા જીવન પર મદાર બાંધી થઇ ગએલા બેકાર ભણેલાઓ વધતા જશે તેનું કરીશું શું?

નવ ગુજરાતના ભાગમાં (વડોદરા બાદ કરતાં) હુન્નરઉદ્યોગની તાલીમ આપનારી કૉલેજો છે જ નહિ તેથી વિદ્યાર્થીઓને પૂના જેટલે દૂર જઇ ખેતીવાડી, યંત્રકામ અને વીજળીક ખાતાની ડિગ્રીઓ લેવા વધુપડતો ખર્ચ અને પ્રવાસ ખેડવાં પડે છે અને ભોગ કર્યા પછી પણ સ્થાનિક વિદ્યાર્થીઓ જે ગરીબી અને કરકસરથી એમની જ સાથે ભણીને પાર ઊતરે છે તેની સાથેની હરીફાઇમાં ઓછો પગાર લઈ કામ પર ચડવા અશક્ત બને છે. આથી જ મદ્રાસ, મહારાષ્ટ્ર અને બંગાળના નિષ્ણાતો જલદી નોકરી કે કામ મેળવી શકે છે અને ખર્ચની નજરે કિંમત મૂકનારો ગુજરાતી આપડતાં રંક રહે છે.

હવે તો કોઇ એકાદી કૉલેજ કરવાનું માંડી વાળે અને ચાલુ ધંધાઉદ્યોગને સગવડ જ્ઞાન આપતી બબ્બે વર્ષના ટૂંકા અભ્યાસ-ક્રમોવાળી સંસ્થા કરે તો કંઇક વિદ્યાર્થીઓ થોડા ખર્ચે પોતાની તાલીમ પૂરી કરી ડિગ્રીની સરમ વગર ૩૦ થી ૫૦ રૂપિયાની આવક કરતા થઇ શકે.

હુન્નરો અને લાખોની કમાણી કરવાનું દરેકના ભાગે આવવાનું જ નથી, તો બધાને મિથ્યા દોડ કરાવી તેમનાં જીવન, માણ અને સાધનનો ભોગ લેનારી ડિગ્રીની લાલચથી દૂર રાખવા ઠીક નથી શું? મૌલિક બુદ્ધિ અને સર્જકશક્તિવાળા તો એટલી તાલીમથી યે જગતને કંઇકંઇ રીતે નવાજી પોતાનો ફાળો કરી શકશે. બધા જ પ્રયોગ શોધકો અને હુન્નરકળાઓનો ઇતિહાસ આ વાતની સાક્ષી આપે છે.

મૅટ્રિક પાસ કરનાર દરેક વિદ્યાર્થીને લાંબી રખડપટ્ટી ઉપર ચડાવવાથી તેને, તેના કુટુંબને કે દેશને શો લાભ થવાનો છે? કૉલેજ-રસિયાઓ આ બાબત ઉપર ઊંડો વિચાર કરતા હશે ખરા? દરેક પ્રોફેસરને પૂછો કે તમારી કૉલેજ બંધ થઈ જાય તો તમે શું કરી શકો? તેમનાથી જગતમાં કંઈ બનવાનું ન હોય તો તેમના વિદ્યાર્થીમાં તેઓ શું સત્ત્વ પૂરી શકશે? ગુરુ પોતે જ બંધાએલા તો શિષ્યનો ઉદ્ધાર કેમ કરી શકશે?

આપણા ભણેલાઓમાંથી ભાગ્યે જ કોઇ એવા માણસો મળશે જેણે કદી હથોડી ચલાવી હોય, જેણે ઝાડનું એક ઠૂંઠું પણ ફાડ્યું હોય અથવા સોયના ટાંકાથી પોતાનું બટન પણ સાંધી જાણ્યું હોય કે રંગની પીંછીથી એક ખોખું પણ રંગ્યું હોય અથવા દીવો કે સ્ટવ સમો કરી જાણ્યો હોય. મહેનતુ ક્રિયાની વાત જવા દો. ગૃહસેવા કે સમાજસેવામાં પણ તેમનો એકડો નહિ હોય. મોટે ભાગે કૉલેજિયનો કોઇપણ પ્રવૃત્તિમાં પ્રેક્ષકો જેવા જ રહે છે. એનું કારણ, તેઓ જે ગુરુઓ અને જે સંસ્થાઓના માનસગર્ભો છે તેમણે તેમનું જરા યે ભાવિચિંતન કર્યું નથી.

છતાં આજે કાઠીઆવાડમાં ને ગુજરાતમાં હજી બીજી નવી કૉલેજો ફૂટી નીકળવાની તૈયારી છે જેઓને આગાઉના કૉલેજશિક્ષણના દોષો અનુભવવામાં આવ્યા છે તે પણ નહિ બોલો? તમારી પાછળ બેકારી, નાલાયકી અને હડધૂતની ખાડમાં ધસી આવતા હજારો બંધુઓનું બલિદાન થતું નહિ અટકાવો? નવી સંસ્થાઓ માગો, નવી તાલીમ માગો, નવી જીવનસરણી ઊભી કરો, પણ હવે તો બચો આ હતબુદ્ધિ કરનારી શિક્ષા-પ્રણાલીથી!

## એને બદલે શું જોઇએ?

● હાલની કેળવણીથી આપણે શહેરોમાં જઇને આજીવિકા શોધનારા થઇ પડ્યા છીએ કારણકે શહેરના સહવાસમાં જ આપણી આખરી કેળવણીની સંસ્થા પગારો નાખી પડી છે. આથી ખર્ચાળ પદ્ધતિ અને દેખાવનું પાંડિત્ય વધી ગયું છે માબાપ કે કોઈ દાનવીર તરફથી પૈસાની મદદ ન મળવાને કારણે જેને શક્તિ હોવા છતાં પણ કેળવણી વગર જીવન બેસી

કાઢવું પડે છે એવા કેટલાં યે કુદરતે આપેલા માનવરત્નોથી આપણે વંચિત થઈ બેઠા હોઈશું! કેળવણીની સાથે વેગથી જીવન અને ખર્ચાળ સ્હેલી હોય તે કેળવણીનું કલંક છે.

કેળવણીની સંસ્થાઓ શહેરને સાંકડું કરવા કરતાં થોડા માઈલો દૂર વિશાળ ખેતરો વચ્ચે ઊભી કરવામાં આવે તો દરેક જણ આ પૃથ્વીની ખરી પ્રેરણા અને તાજગી મેળવી શકે. ઉપરાંત શહેરના શોષણ અને તમાશાથી બચે. બચેલો સમય તે પુસ્તકાલય, હુન્નરશાળા અને સ્વપ્રયોગોમાં વાપરી શકે. ચારસો કે પાંચસો વિદ્યાર્થીઓની એક સંસ્થા ગામ ગામ-પ્રદેશમાં હોય તો તેઓ પોતા પૂરતી ખેતીવાડી, દુગ્ધાલયો ગૃહ-નિર્માણ, વસ્તુશિલ્પ અને નાનાંનાનાં કારખાનાં ચાલતા રાખી સ્વાશ્રયપૂર્વક અભ્યાસ સાધી શકે. આપણે ત્યાં એક કુટુંબમાં એકજ માણસ કમાણી કરતો હોય છે છતાં બીજાં તેને આશરે ભણતાં ઉછરતાં મોટાં થાય છે. તો ચારસોપાંચસો યુવાન વિદ્યાર્થીઓ વચ્ચે પ્રોફેસરો અને પ્રિન્સિપાલો તો શિક્ષણ આપતાંઆપતાં કેટલી યે ઉપયોગી વસ્તુઓ અને સામગ્રી ઉપજાવી શકે અને સંસ્થાનો ખર્ચ કમી કરી શકે.

આવી સંસ્થાને 'સંયુક્ત ક્ષેત્ર વિદ્યાલય' કહી શકાય. અભ્યાસ-ઉપરાંત જેઓ મહેનત કરી કંઈ નીપજ કરી આપે તેનો ખર્ચ બાદ કરતાં નફો આવે તે તેના નામે જમા થાય તો તેનામાં સ્વમાની આત્મશ્રદ્ધા પ્રકટે. આ સંયુક્ત સંસ્થામાં પોશાક, ખોરાક અને શોખની મર્યાદાઓ સૌને એકસરખી જ પાળવાની હોય, એટલે ત્રણ કે ચાર વર્ષનું વિદ્યાર્થીજીવન કોઈને ભાર-રૂપ ન લાગે. શું દુનિયામાં ગરીબો આવી એટલે પ્રગતિનો માર્ગ બંધ જ થવો જોઈએ?

## એક સરળ સરસ આર્ષગ્રંથ સસ્તામાં

● સાંપ્રદાયિકતાની ધૂંસરી નાખનારા પુસ્તકોની બહુભાગ સામાન્યતઃ આજકાલના રાષ્ટ્રધર્મમાં સુસંગત નથી થતી, પરંતુ શ્રીમદ્ભગવદ્ગીતા અને તેનું મનનસેવન તેથી પર રહે છે એમ મહાન ચિંતકોનો પણ અભિપ્રાય છે. એટલે કોઈપણ ભારતીય યુવાન પોતાના જીવનમાં તેનો સત્સંગ શોધે તો એ ચરિતાર્થ બનશે. એ ગીતાનું લગભગ ૬૦૦ પાનાંનું મોટે દળનું પુસ્તક માંડળના કવિ શ્રી 'વિહારી' (શ્રી બહેચરલાલ ત્રિકમદાસ પટેલ) એ તૈયાર કર્યું છે તેમાં મૂળ સંસ્કૃત શ્લોકો, તેનો અન્વય, ગુજરાતી પદસાર અને સમશ્લોકી ગુજરાતી પદો ઉપરાંત કેટલાક પ્રેરક મંત્રોની ગીતરચના તથા પાછળના ભાગમાં તત્ત્વજ્ઞાનના પારિભાષિક શબ્દો આપીને એમણે તેને અતિ ઉપયોગી બનાવ્યું છે. આ પુસ્તક તેમના પુત્ર શ્રીમાન ચંદુલાલ બહેચરલાલે પોતાના પિતામહના સ્મરણાર્થે માત્ર એક જ રૂપિયામાં પડતર કરતાં પણ ઓછી કિંમતે માંડળથી બહાર પાડ્યું છે એને લાભ ગીતાપ્રેમીઓ ન ચૂકે એવો આગ્રહ કરવાનું સહજ મન થઈ જાય છે. તેમની આ ઉદારતાને અભિનંદનપાત્ર ગણવી જોઈએ.

— ર.મ.શ.




ઈટાલી-એબિસીનિયા યુદ્ધની શરૂઆત ગઈ તા. ત્રીજી ઑક્ટોબરે ઈટાલીએ કરી.

બનારસ હિંદુ યુનિવર્સિટીએ વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓ માટે ફરજિયાત શારીરિક તાલીમ રાખવાનો ઠરાવ કર્યો છે.

એક અમેરિકને અગાઉ લાગટ ૭૨ કલાક ચાલીને કરેલા જગતના રેકોર્ડને, અજમેરના મિ. એલ.ડી. શર્માએ લાગલાગટ ૮૦ કલાક સુધી ચાલીને તોડ્યો છે.

દામોદર ગજાનન પાંસરે નામના એક મહારાષ્ટ્રી યુવક કરાંજ અને એપોલો બંદર વચ્ચેનું દસ માઈલનું અંતર સફળતા-પૂર્વક તરી ગયા છે.

પાંચ વર્ષના લાંબા ગાળા પછી યુરોપથી સ્વદેશ પાછા ફરતા શ્રી ઇન્દુલાલ યાજ્ઞિક ગઈ તા. ૭ મીએ મુંબાઈને કિનારે ઊતર્યા.

ભાવનગર પાસે ઘોઘામાં કુદરતી ગૅસના કુવાઓ નીકળ્યા છે, જેની સત્તાવાર પ્રમાણભૂત તપાસને અંગે હિંદી સરકારના ભૌગોલિક ખાતાના અમલદારે તેને સંતોષકારક જાહેર કર્યા છે, અને એમાંથી વીજળી ઉત્પન્ન કરી ગુજરાતની ઔદ્યોગિક ખીલવણી કરવાના હેતુથી એક કંપની ઊભી કરવાની હીલ-ચાલ શરૂ થઈ છે.

ટપાલનાં પારસલોમાં, જેના નામે પારસલ મોકલાયું હોય તે ધણી સિવાય બીજા કોઈના પણ નામના બીજા કાગળો મોકલવાની મના કરતી સરકારી યાદી હમણાં બહાર પડી છે. ૧ લી નવેમ્બરથી તેનો અમલ થશે અને જે પારસલમાં એવા કાગળો હોવાનો શક જશે તો તેના ધણીની રૂબરૂમાં ખોલી ગેરકાયદેસર પત્રોનું બેવડું ટપાલખર્ચ વસુલ લેવાશે.

કુદરતી રસમાંથી રબરનો સામાન બનાવવા માટે હિંદુસ્તાનમાં પહેલુંવહેલું રબરનું કારખાનું ગયા માસમાં ત્રિવેન્દ્રમમાં ખોલવામાં આવ્યું છે, જેમાં દરેક જાતની વૉટરપ્રૂફ ચીજો, સાઈકલની ટયૂબો, રમકડાં વગેરે બનશે અને આગળ જતાં મોટરનાં પૈડાં પણ બનશે

સિંધના પહેલા ગવર્નર તરીકે મુંબાઈના સિવિલિયન અને હાલના માલવિભાગના સરકારી સેક્રેટરી સર લૅન્સીલૉટ ગ્રેહામ નીમાશે એવા સમાચાર છે.

ચંપારણમાં શેરડીનું વાવેતર કરવા માટે ખોદતાં ઇ.સ. ના ત્રીજા સૈકાના સમયનો બૌદ્ધ સ્તૂપ હાથ લાગ્યો છે.

કેલિફોર્નિયા યુનિવર્સિટીના અધ્યાપક એડવર્ડે જાહેર કર્યું છે કે ભણવાની ખરી ઉંમર બચપણ નહિ પણ ત્રીસ વરસની આસપાસ છે. એ વયે માણસ ટૂંકા સમયમાં ઘણું ગ્રહણ કરી શકે છે



ટોમસ ગૅરિગ મસારિક

# વિધિએ ઠોકી બેસાડેલી હીન

- દૈવે એને રાજવીના ગુલામ બનેલા ગાડીવાનને ત્યાં જન્મ આપ્યો; પણ એ મહાત્માએ પોતાના દેશમાં કોઈને યે ગુલામ ગાડીવાન ન થવું પડે એવી પરિસ્થિતિ પ્રવર્તાવી.
- મામૂલી ગાડીવાનનો દીકરો: તાળાંકુંચીનો ફેરિયો બન્યો; પછી લુહારને ત્યાં કામ શીખવા રહ્યો; પછી ટીંઝનો ભિખારી અને પછી—પછી . . . તત્ત્વજ્ઞાનનો અધ્યાપક.
- એક વખતનો એ આલમમશહૂર વિદ્વાન પછી દીઠો બળવાખોર બન્યો, અને અંતે જગતના પ્રથમ કોટિના પ્રજા-વાદી રાજ્યનો લોકપ્રિય શાસક થયો. .
- જીવનનાં આ સોપાન ચડતાંચડતાં એના અંતરમાં આ એક જ ભાવનાનો પ્રણકાર અહોનિશ હતો: दैवायत्तं कुले जन्म मदायत्तं तु पौरुषम्।

ઝેકની સંસ્કૃતિના ઇતિહાસપટ પર એક સંસ્કારસ્વામીની છબિ એવી અમર રેખાઓમાં અંકિત થએલી છે કે પુરુષાર્થના સૌ પૂજારીઓને એ મહાત્માના અલૌકિક પૌરુષનું સ્મરણ એ સર્વકાળ માટે કરાવતી ઝળક્યા કરશે.

જન્મે ક્ષાત્રબીજ, પરંતુ ભાગ્યવશ સૂતપુત્ર બન્યો. ભાવિ રાજપુત્રોનાં પગરખાં સાચવતો એ ભણ્યો. પૃથ્વીને નક્ષત્રી કરનાર અગ્નિ સમા સર્વનાશી ગુરુ પાસેથી અત્યંત ધીરજથી એણે વિદ્યા સંપાદન કરવા યત્ન કર્યો. પોતાના રાજાની મહેરબાનીની ભેટથી એકવાર એ એક વિશાળ પ્રદેશનો શાસનકર્તા પણ બન્યો. જે કૌટુંબિક રાજકલહને પરિણામે જગતનું સર્વપ્રથમ મહાન યુદ્ધ ખેલાયું, એમાં એના સૈનિક મુત્સદ્દીપણાના સર્વ ગુણો પ્રકાશમાં આવ્યા.

એને પોતાની જન્મજાતિ કરતાં કર્મજાતિ માટે અનહદ અભિમાન હતું, અને વિધિના લેખ પર મેખ મારી એણે પોતાનું અપ્રતિમ પૌરુષ સર્વકાળના પુરુષાર્થીઓ સમક્ષ દૃષ્ટાંત રૂપ કરી દીધું.

એનું નામ કર્ણ.

આર્યાવર્તના એ મહારથીને મળતું પુરુષાર્થી પાત્ર આજના જગતમાં પણ વિદ્યમાન છે. પ્રગતિમાન પશ્ચિમના દેશમાં જન્મેલા એ મહાવીરની જન્મજાતિએ એના જીવનવિકાસને અવરોધ્યો નથી. ઊલટું એ અન્ય-ની પ્રગતિમાં દૃષ્ટાંત રૂપ થઈ પડી છે.

ઇ.સ. ૧૯૧૪-૧૮ના મહાન વિશ્વયુદ્ધે યુરોપની રાજકીય ભૂગોળનું સ્વરૂપ પલટી નાખ્યું છે. જે પ્રજાઓ એ તકનો લાભ લઈ સ્વતંત્ર થઈ એમાં ઝેક અને સ્લાવ પ્રજાનું સ્થાન અતિ ગૌરવભર્યું છે. મહાયુદ્ધ પહેલાંના ઑસ્ટ્રીઅન સામ્રાજ્યનું એક અંગ ગણાતી એ યુક્ત પ્રજાના આજના સ્વતંત્ર રાજ્યના પાટનગર પ્રાગમાં એક મહાન નર વસે છે.

હજી હમણાં જ એણે પોતાના જીવનમાં ૮૪ નાતાલ જોયા-જીવ્યાનો લહાવો લીધો છે; પરંતુ એ સત્તાચાર કુંડી નાતાલો દરમ્યાન એણે જીવનની કેટકેટલીયે કપરી-મીઠી લીલીસૂકી જોઈ નાખી છે.

ઓગણીસમી સદીના પૂર્વાર્ધનું એ છેલ્લું વર્ષ હતું. એ વર્ષમાં ઝેકોસ્લોવાકિયાના હૅપ્સબર્ગી રાજવંશના કોઈ

દશામાંથીયે જે મહત્ત્વાકાંક્ષી પ્રયત્નાત્માએ સંસ્કારસ્વામી બની પોતાના દેશને સ્વતંત્ર કર્યો તે.. ઝેકોસ્લોવાકિયાનો તારણહાર

# ટૉમસ ગૅરિગ મસારિક

ગાડીવાનને ત્યાં સાતમી માર્ચને દિવસે એનો જન્મ થયો. પોતાની પછી પોતાનો પુત્ર પણ એ જ રાજવંશને વફાદાર રહી, ગાડીવાન અગર તો રસોઇયાનું મામૂલી ઘરકામ કરી સંતોષમય સુખી જીવન ગાળશે એવી મનોરમ કલ્પનાઓમાં રાચતો એનો પિતા એને ઉછેરતો હતો.

અવતારવાદમાં માનતા આર્યોની એક વાર્તા છે કે સૃષ્ટિના પ્રલયકાળે પોતાની પ્રજાને બચાવી લેવાની, સાગરકાંઠે ઊભાઊભા પ્રાર્થના કરતા કોઇએક રાજાના હસ્તસંપુટમાં એક નાનીશી માછલી આવી. એમાંમાં તરવરતી એ માછલીનું કદ અજાયબી પમાડે એમ વધવા લાગ્યું. એને કમંડળમાં યે ન ફાવ્યું, એટલે રાજાએ એને પોતાના બાગના મોટા સરોવરમાં મૂકી. ત્યાં પણ એ વધવા જ લાગી. છેવટે એણે રાજાને કહ્યું, મને સમુદ્રમાં જ પાછી પધરાવી દે; હું પ્રલયકાળે તારૂં રક્ષણ કરીશ. પુરાણો કહે છે કે સૃષ્ટિના પ્રલય વખતે એ મત્સ્યાવતારે એ રાજાને અને એની પ્રજાને ઉગારી લીધી.

એ માછલીની પેઠે આપણા આ જીવનચરિત્રનો નાયક પણ પોતાની દુનિયાના પરાધીનતાભર્યા વાતાવરણના પ્રથમ શ્વાસે જ એવો તો અકળાયો કે પોતે મુસાફરી કરી શકે એટલી પુખ્ત ઉંમરનો થયો કે તરત એણે પોતાનાં માબાપની પાસેથી વિદાય માગી.

એની મા અજબ કલ્પનાશક્તિવાળી હતી. એનો પિતા તો તદ્દન અભણ હતો અને પડોશની કોઇ ડોશીમાના ખેતરમાંથી બટાટા ખોદી આપવાના બદલામાં એ ડોશી પાસેથી એ અક્ષરજ્ઞાન શીખેલો. આવા નિરક્ષર અને આજન્મ નોકરીમાં પરાધીન પિતાને લખતા શીખવાડી બેટાએ એને સામાન્ય ગાડીવાનની સ્થિતિમાંથી ખેતરોમાં દેખરેખ રાખનારની પાયરીએ આણ્યો.

હવે એને ગુલામી જેવી નોકરી કરતા એક મામૂલી ગાડીવાનને ત્યાં જન્મ આપ્યો હતો, પણ એ પ્રયત્નાત્માએ તો પોતાના દેશમાં કોઇને પણ એવી ગુલામી ન કરવી પડે એવી પરિસ્થિતિ આજે જમાવી છે. પરંતુ આજની એ પરિસ્થિતિ ઉપજાવતાં પહેલાં એને કેટલીયે આકરી કસોટીએ ચડવું પડ્યું હતું. કેટલાક વરસ સુધી તો એણે વીએનાના માર્ગો પર નાળાંકૂંચીની ફેરી કરી હતી. ત્યાર બાદ એક લુહારની કોડમાં એ શિખાઉ તરીકે કામે રહ્યો. તાવેલા લોઢા પર હથોડાના ઘા ઝીકાય અને એરણ પર ચપટો થતો એ લોખંડનો કકડો તિરસ્કાર કરતો ઘા ન સહેવા માટે તણખા ઉડાડે, તેમ એ હીન દશામાં ન રહેવા માટે ટૉમસનું અંતર સદાકાળ બળવો પુકાર્યા જ કરતું.

અને એને પણ લાગ્યું કે નિર્જીવને ટીપવામાં શો લાભ? એટલે એ શિકારી બન્યો. સામાન્યરીતે તો માછીમારી કરતો એ ટૉમસ લાગ ફાવે ત્યારે રીંછ અને બૂંડનો પણ શિકાર કરતો એક વખત એણે એક રીંછ પર નિશાન તાક્યું. પરંતુ સવેળા ચેતી ગએલું એ પ્રાણી ઘાયલ થઇ નાસી છૂટ્યું હાથમાં આવેલા શિકારને ગુમાવતાં ટૉમસ બહુ બેચેન થયો. મિત્રોથી એ છૂટો પડ્યો અને રીંછની ખોજમાં એ કાર્પેથિયાની ખીણમાંના પહાડો અને જંગલોમાં ખૂંદી વળ્યો. ખૂબ ભટક્યા પછી એને જિંદગીની વેદનાઓ ખતમ કરી ચૂકેલા રીંછનું મુડદું મળ્યું. પણ આ પ્રસંગે એનો જીવનપલટો કર્યો. એના હૃદયમાં ન્યાયની આગ ફાટી. એના શૂન્ય બનતા જતા અંતઃકરણે જાણે ફિકસ માગ્યો હોય તેમ ત્યાર પછી ટૉમસે નિશાળે જવું શરૂ કર્યું.

બૂઝાતો દીપક તેલ પૂરતાં સચેત બને એમ કવેળે એણે જાગી ટૉમસની બુદ્ધિમત્તા ઝગમી ઊઠી. તરત જ એના તરફ એના શિક્ષકોનું ધ્યાન ખેંચાયું. એના બાપને એમણે સલાહ આપી કે તમારો દીકરો મોટો પ્રોફેસર થવાને લાયક છે. પરંતુ દેશમાં એકામ બનતા જતા ઉમરાવજાદાઓને ઠેકાણે લાવવા માટે તલસી રહેલા

ટૉમસને એ વેળા તો એ પંતુજી થવાની સલાહ ન રૂચી.

ખાનગી વખતમાં ટ્યૂશનો આપીઆપીને પેટિયું મેળવનાં એણે વીએના વિશ્વવિદ્યાલયની સર્વોચ્ચ ઉપાધિ પ્રાપ્ત કરી. તરત જ એને એ જ વિદ્યાલયમાં અધ્યાપકની જગ્યા મળી. માનસશાસ્ત્ર અને તત્ત્વજ્ઞાન એના પ્રિય વિષયો હોવાથી એમાં પ્રવીણતા મેળવી એણે 'આત્મહત્યાની મીમાંસા' નામનો એક નાનો ગ્રંથ છપાવ્યો. એ પુસ્તકમાં માનસશાસ્ત્રના મૂળ સિદ્ધાંતોની સૂક્ષ્મદર્શી લાક્ષણિક રીતે ચર્ચા કરી એક નવો જ સિદ્ધાંત તારવેલો હોવાથી ઘણા વિદ્વાનોનું એ તરફ ધ્યાન ખેંચાયું. એ અરસામાં એણે જર્મનીના લાઇપઝિગ નામના શહેરમાં એક વર્ષ ગાળ્યું.

ઑસ્ટ્રિયાની સીમા પાર જર્મનીના લાઈપઝિગ વિશ્વવિદ્યાલયમાં અભ્યાસ માટેના વસવાટ દરમ્યાન ટૉમસના જીવનમાં એક અગત્યનો બનાવ બન્યો. ઘણા જુવાનોના જીવનની પ્રગતિને યોગ્ય સમયે વેગ આપનાર કોઇ ને કોઇ પ્રેરણા મળી રહે છે. ટૉમસને પણ એવી સિદ્ધિ સાંપડી. એ પોતે શિસ્તપાલન અને સત્ય માટે અત્યંત ચોપીલો હતો અવ્યવસ્થાનો વિચારમાત્ર એને ત્રાસ ઉપજાવતો. એના આ જ સ્વભાવને અનુરૂપ એવી એક અમેરિકન કુમારી સાથે એને ત્યાં પરિચય થયો. અમેરિકાના વતનદારની એ પુત્રીનું નામ શાર્લોટ ગૅરિગ હતું. શિસ્તપાલન માટે એની તીવ્રતા ટૉમસથી ઊતરે એવી ન હતી. સમય જતા પરિચય વધતા હ્યુજેનૉટ વંશની એ કુમારીએ ટૉમસનું અંતર જીત્યુ અને સહચારિણી થવા ઇચ્છા બતાવી. પરંતુ નિર્મળ પ્રેમનાં ઝરણા અસ્ખલિત વહેતાં નથી. ટૉમસ ગરીબાઇમા ખૂંપતો જતો હતો. શાર્લોટને એના સંગાથી બનવું હતું. આખરે શાર્લોટના શ્રીમંત વાત્સલ્યભાવી પિતાએ ટૉમસને પોતાની લાડકી પુત્રીનો હાથ સોંપવા હા પાડી.

ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિ થતા જેને બીજા કશાની પરવા નહોતી એવી મિસ ગૅરિગ પોતાના વહાલસોયા બાપને છેવટનું મળી લેવા અમેરિકા જવા ઊપડી. એ વાતને બે વરસ જેટલો સમય વીતી ગયો હતો, એટલામાં અચાનક ટૉમસને સમાચાર મળ્યા કે મુસાફરી કરતાં ગાડીમાંથી પડી જવાને લીધે શાર્લોટને સખત ઇજા થઇ છે. પ્રેમાળ ટૉમસને બહુ લાગી આવ્યું. ઉતાવળો બની એ અમેરિકા જવા ઊપડ્યો. એને ગે સ્ટીમર પર જીવલેણ અકસ્માત નડ્યો. પરંતુ એના દેશની ભાવિ પ્રજાના સુભાગ્યે એ એમાંથી ઊગર્યો. આ બાજુ શાર્લોટની તબિયત સુધારા પર આવતાં ઇ.સ. ૧૮૭૮માં બંનેએ પરસ્પરને પતિપત્ની તરીકે સ્વીકાર્યાં.

જીવનના એ પ્રેમાળ મહત્ત્વપૂર્ણ પ્રસંગની યાદમાં ટૉમસે પોતાની સહચરીના કુટુંબનું નામ, પોતાના નામ સાથે સ્વીકાર્યું અને સ્લોવાક પિતા તથા ઝેક માતાનો આ પુત્ર ટૉમસ ગૅરિગ મસારિકના નામે જાહેરમાં ઓળખાયો.

એક સૌભાગ્ય બીજાને નોતરે છે એ ન્યાયે આ પ્રસંગ પછી તરતમાં જ તેની મહત્તામાં વધારો કરતો, મસારિકને એના એક શિષ્ય તરફથી સારો વારસો મળ્યો.

સ્વભાવને અનુકૂળ એની પત્નીએ મસારિકના જીવનના સાથીદાર અને સલાહકાર તરીકે, એના આત્મમંથનનાં વરસો દરમ્યાન તેમજ આંતરરાષ્ટ્રીય ખટપટોમા અને રાષ્ટ્રીય ઉત્થાનમાં એકસરખો સહકાર સાધ્યો અને એમના દાંપત્યજીવનને શોભાવ્યું. એ દાંપત્યજીવનને અનુલક્ષી મસારિક કહે છે: 'હરેક કાર્ય અમે સાથે જ કરતાં. પત્રો સુદ્ધાં અમે સાથે જ વાંચતાં. અમારું સારું યે દાંપત્યજીવન સહકારના પ્રતીક રૂપ હતું. મારી પત્નીના અલૌકિક મનોબળમાં એને દૃઢ વિશ્વાસ હોવાથી એ મારા રાજકીય સંગ્રામો અને રાજકીય પ્રવૃત્તિઓમાં મદદ કરતી. એના સહકાર વિના હું કશું યે કાર્ય ન કરતો. લડાઇ દરમ્યાન હું પરદેશમાં હોઉં એવા અપવાદ રૂપ પ્રસંગોમાં એકાકી કાર્ય કરતી વખતે પણ એના સહકારથી જ હું કાર્ય કરી રહ્યો છું અને એમાં એની સંપૂર્ણ અનુમતિ છે: એમ હું માનતો.

મસારિક તત્ત્વજ્ઞાનનો અધ્યાપક તો બન્યો, પરંતુ અહીં એ જીવનમાંથી તત્ત્વજ્ઞાન શીખી શક્યો નહિ. એ જીવન જીવતાં શીખ્યો એ શરૂઆતના સમયમાં તો એને પોતાને યે ખબર સુદ્ધાં નહોતી કે પોતે ઝેક હતો. બારાખડીના ગણેશ પણ એણે જર્મન ભાષામાં માંડેલા અને એ જ ભાષામાં એણે ઉચ્ચ કેળવણી મેળવેલી. એટલે જ્યારે એ પહેલવહેલો પ્રાગમાં અધ્યાપક તરીકે નિયુક્ત થયો તે વેળા તો એને પોતાને સ્વભાષા પરના પોતાના કાબુ માટે પણ શંકા હતી.

એવી જ્યારે ઇ.સ. ૧૮૮૨માં પ્રાગ વિશ્વવિદ્યાલયની પુનર્રચના કરવામાં આવી ત્યારે એને પોતાના

વતનની સેવા કરવાની તક સાંપડી હોય એમ લાગ્યું. વિદ્યાપીઠમાં જર્મન અને ઝેક એવા બે વિભાગો હતા અને મસારિકને ઝેક વિભાગમાં નિયુક્ત કરવામાં આવ્યો હતો. એની શીખવવાની ઢબ આકર્ષક હોવાથી એણે ટૂંક વખતમાં વિદ્યાર્થીઓનાં દિલ જીતી લીધાં અને એ શિષ્યપ્રિય અધ્યાપકનું નામ વિદ્યાર્થી આલમમાં સર્વતોમુખી થઇ પડ્યું.

આ સમય દરમ્યાન પ્રજાના ભૂતકાળના શિક્ષણ સંબંધી કેટલાંક ઝેક લખાણોની સત્યતા બાબત એણે શંકા ઉઠાવતાં, ચોમેરથી એનામાં સ્વદેશાભિમાન ન હોવાના પ્રખર પ્રહારો થયા હતા. એ સમયની ઑસ્ટ્રો-હંગેરિયન સરકારની નજરમાં એ વિચારો અત્યંત રાજદ્રોહી જણાયા. તેમની વિદ્વત્તા અગર અધ્યાપન-કૌશલ્ય બાબતની તો કોઈ પણ ખામી એ કાઢી ન શકી, એટલે સરકાર એને રજા તો આપી શકતી ન હતી. બીજી તરફથી આવા રાજદ્રોહી ગણાતા મસારિકને તત્ત્વજ્ઞાનના મુખ્ય અધ્યાપક નીમી તેની કદર પણ તે કરી શકતી ન હોવાથી કોઇપણ પ્રકારે તેની કનડગત કરવાની તરકીબ સરકાર શોધી રહી હતી. એટલે નાના અને નવા નીમાએલા અધ્યાપકોના હાથ નીચે કામ કરવાનું એને ફરમાવવામાં આવ્યું અને રાજદ્રોહી ભાવનાના આરોપસર એનું પ્રમોશન અટકાવવામાં આવ્યું.

સરકારની આ ખફાગીરીને ટેકો આપવા માટે ઇતર ધાર્મિક સંસ્થાઓએ ઇ.સ. ૧૯૧૦માં મસારિક સામે પોતાનો વિરોધ દર્શાવવા એક સભા બોલાવી અને કૅથૉલિક વર્તમાનપત્રોએ તો એને નિરીશ્વરવાદી તરીકે પણ જાહેર કર્યો. સરકાર સાથે પાદરીઓના આ સહકાર પાછળ મસારિકને વિદ્યાપીઠમાંથી હાંકી કાઢવાનો ખેલ સ્પષ્ટ જ હતો. પરંતુ સરકારના આ બધા યે પ્રયત્નોને સખ્ત ફટકો મારવા ઇચ્છતો હોય તેમ એણે રાજસભાના સભ્ય તરીકે વિદ્યાપીઠના પ્રતિનિધિ બની પોતાની ઉમેદવારી બહાર પાડી અને લાગણીભર્યા શિષ્યોના ઊર્મિલ પીઠબળને પરિણામે વિજયી બનેલા મસારિકે એક ઝેક સ્વદેશાભિમાનીને છાજે એવી પ્રખર વાક્ધારાથી રાજસભામાં પોતાનો વિરોધ એટલી સચોટ રીતે રજુ કર્યો કે ધૂંધવાઇ રહેલી સરકારને માટે તો એ નરને રાજદ્રોહના આરોપસર અટકાયતમાં લઇ હવે કેદમાં પૂરવા જેટલું જ બાકી રહ્યું હતું. પણ એ પરિસ્થિતિ ઊભી થાય એ પહેલાં મસારિકે ચેતી જઇ, સ્વદેશનો સ્વેચ્છાએ ત્યાગ કર્યો.

અને આ પ્રમાણે સ્વદેશના ઉત્કર્ષ માટે જનમ-ભોમકાનો ત્યાગ કરનાર મસારિક લંડનમાં જઇ વસ્યો ને ત્યાં ઠરી ઠામ થયો. એ દિવસોમાં એ અર્થશાસ્ત્રનો અધ્યાપક હતો. હૅમ્પસ્ટેડ ખાતે એ શાંત જીવન ગુજારતો.

જેની સ્વતંત્રતા ખાતર મસારિક દેશવટો વેઠી રહ્યો હતો એ ઝેકોસ્લોવાકિયા સૈકાઓ પૂર્વે બોહીમિયા તરીકે ઓળખાતું અને ઇ.સ. ૧૬૨૦માં વ્હાઇટમાઉન્ટનની લડાઇમાં એકવાર પોતાનું સ્વાતંત્ર્ય ગુમાવ્યા પછી, લાગટ ત્રણુસો વર્ષથી એ પરદેશીઓની સત્તાનીચે કચડાતું હતું. પરતંત્રતાની એ ધૂંસરી ફગાવી દેવાનો પ્રયત્ન કરી જોવાનો દૃઢ નિશ્ચય પ્રથમ મસારિકને જ થએલો એમ નહિ, પણ આજ સુધીના એ સંબંધીના વિચારો એટલા તીવ્ર નહોતા; અને ઑસ્ટ્રોહંગેરિયન સરકાર સામે માથું ઉંચકવાની કોઇની તાકાદ પણ નહોતી. સંજોગવશાત એ અરસામાં યુરોપભરમાં અશાંતિની નોબત ગગડી અને ૧૯૧૪માં વિશ્વયુદ્ધનાં ગણેશ બેસતા, મસારિકે એ તકનો લાભ જતો ન કરવાનો મનસૂબો કર્યો.

એ સમયે મસારિક જીવનનાં વન વટાવી ચૂક્યો હતો. એની વય ૬૪ વર્ષની હતી. સામાન્ય જિંદગીની જીવનસંધ્યાને આરે પહોંચેલી એ ઉંમરે એણે પોતાના દેશને સ્વતંત્ર કરવા કમર કસી. ઑસ્ટ્રિયા-હંગેરીના હાથે તો પોતાની સ્વતંત્રતા હરગીઝ શક્ય ન હોવાથી એણે પોતાનો મોરચો મિત્રરાજ્યો તરફ માંડ્યો અને લોક-મત કેળવવા 'ન્યુ યુરોપ' નામનું પુસ્તક લખ્યું.

૧૯૧૪ના ડિસેમ્બરમાં ઑસ્ટ્રિયા છોડી એ પ્રચાર માટે ઇટાલી ગયો. પણ ત્યાં એને માલૂમ પડ્યું કે રાજ્યે એને દેશનિકાલ કર્યો હતો. પોતાની દીકરી એલિસને એણે સ્વદેશમાં રાખી હતી. એને એની ગેર-હાજરીમાં કેદ કરવામાં આવી. પ્રેમાળ ગૃહજીવનના નાયકનો એ કાળ આત્મમંથનનો હતો. એ જણાવે છે કે: 'મારી પત્ની માંદી હોવાની પણ ઊડતી ખબર મને મળી. એલિસ કેદમાંથી પાછી છૂટવા પામશે કે કેમ એ માટે મને પૂરી શંકા હતી. મારે ખાતર મારા નાના પુત્રને ઑસ્ટ્રિયામાં ફાંસીને માંચડે લટકાવવામાં આવશે એવા સમાચાર અમેરિકન છાપાંઓમાં છપાયા હતા. ગેલિશિયન આઘાતોમાંથી પકડાએલા મારા મોટા

પુત્રને વિષમજ્વર આવ્યો અને તે અવસાન પણ પામ્યો.

આ બધી અને બીજી અનેક આફતોએ એના પર એકસામટો હુમલો કર્યો છતાં એ હારનારા ન થયો. માણસની નજર સામે એની સાધ્ય વસ્તુ જો સતત રહ્યા જ કરતી હોય અને ગમે તે ભોગે એ સાધ્ય વસ્તુને તેણે મેળવવી જ જોઈએ એવો એ કૃતનિશ્ચય બન્યો હોય તો એ ગમે તેવી પરિસ્થિતિને પણ સહન કરી શકે છે, એવું માનનારા મસારિકે આ અસાધારણ કૌટુમ્બિક સંકટોને પી જઈને પણ પોતાનું કામ અનિશ્ચાતપણે ચાલુ જ રાખ્યું અને ૧૯૧૫ની આખર સુધીમાં તો તેણે ફ્રાન્સ, હૉલંડ, ઇંગ્લંડ અને ઇટલીમાં પર્યટન કરી, જીનોવામાં હરીકામ થઇ પોતાની ચળવળને લગભગ સંપૂર્ણતાએ પહોંચાડી.

રશિયા, ફ્રાન્સ અને ઇટાલીએ તો પહેલેથી જ સહાનુભૂતિ બતાવેલી. સૌથી પ્રથમ એણે ફ્રાન્સ અને ઇંગ્લંડની સહાનુભૂતિ માટે યત્ન કર્યો હતો, પણ એ વ્યર્થ ગએલો. આખરે લંડનના એના વસવાટ દરમ્યાન, લંડન ટાઇમ્સના પરરાષ્ટ્રીય ખાતાના સંપાદક વિકહૅમ સ્ટીડે અને બીજા કેટલાક પત્રકારોએ ઝેકોસ્લોવાકિયાના સ્વાતંત્ર્ય માટે એનો પુરસ્કાર કર્યો. પોતાના સ્વદેશ તરફ લંડનવાસીઓની લાગણી આકર્ષવા એણે મેળવેલી સભામાં ખુદ મુખ્ય પ્રધાન ઍસ્કિવથે સહાનુભાવભર્યો સંદેશો પાઠવ્યો કે 'ભવિષ્યમાં પોતાની પ્રજાનું જીવન અને પ્રજાકીય સંસ્થાઓનો યોગ્ય વિકાસ થાય એ માટે પડોશના જોરાવર રાજ્યોની ધૂંસરીમાંથી નાની પ્રજાઓની સ્વતંત્રતા છોડાવવામાં અમે બ્રિટિશો પ્રથમ અને અગ્રણી લડનારા છીએ.'

મસારિકની આ બધી રાજકીય પ્રવૃત્તિઓમાં એકધારો સબળ સાથ આપનાર બે મિત્રોને ઓળખ્યા વિના સઘળું નકામું ગણાય. પ્રાગ વિદ્યાલયના ડૉ. બેનેસે અને પરદેશમાં નામાંકિત થએલા ડૉ. મિલન સ્ટેફ્નિકે પણ દેશના સ્વાતંત્ર્ય કાજે સર્વસ્વ ન્યોચ્છાવર કરેલું. આ ત્રણેએ પારીસમાં સાથે મળી 'ઝેકોસ્લોવાક નૅશનલ કાઉન્સિલ'ની સ્થાપના કરી, એ સંસ્થા દ્વારા વ્યવસ્થિત પ્રચારકાર્ય કરીને દેશની સત્તા સંસ્થાના કાયદા આપવાનો પ્રયત્ન કર્યો. ડૉ. સ્ટેફ્નિકના પ્રયત્નને પરિણામે ફ્રાન્સના પ્રમુખ મ. બ્રાયાંની મસારિક સાથે મુલાકાત થઈ જેના અનુકૂળ પરિણામથી મસારિકનો ઉત્સાહ વધ્યો. ૧૯૧૭-૧૮ દરમ્યાન યુરોપખંડમાં અને અમેરિકામાં વસવાટ કરીરહેલા ઝેકોસ્લોવાક લોકોનું સંગઠન કરવાના આશયે એમણે પ્રવાસ કર્યો અને એમની પાસેથી અઢળક દ્રવ્ય મેળવ્યું. રાષ્ટ્રની ક્રાન્તિ માટે આટલી પૂર્વ તૈયારીઓ કરી મસારિક રશિયા ગયો. ત્યાં પહેલેથી જ ઝેકોસ્લોવાકિયાનું લશ્કર સજ્જ હતું.

ઇ.સ. ૧૯૧૮ની ૭મી ફેબ્રુઆરીને દિવસે એણે ઝેકોસ્લોવાકિયાના સ્વાતંત્ર્યની ઘોષણા કરી. તરત જ તે સાઇબિરિયા થઇ જાપાન માર્ગે ફરી અમેરિકા ગયો. પછી એને દિવસે એણે શિકાગોમાં પ્રવેશ કર્યો અને એ દેશમાં તો ઝેકોસ્લોવાકિયા માટે પહેલેથી જ સહાનુભાવ મેળવવામાં આવ્યો હોવાથી એમનો બહુ સારો સત્કાર થયો. ૨૯મી મેને દિવસે અમેરિકાના પરરાષ્ટ્રીય મંત્રી લેન્સિંગે ઝેકોસ્લોવાકિયાની સ્વતંત્રતાને સન્માનનારું જાહેરનામું કાઢ્યું અને મસારિકના કાર્યને યશ આપનાર આ કાર્ય પર પ્રેસિડેંટ વિલ્સને પોતાના ચૌદ મુદ્દાઓમાં ઝેકોસ્લોવાક પ્રજાની સ્વતંત્રતાનો હક માન્ય રાખી કળશ ચઢાવ્યો. જયકલગીએ પાછા વળતા મસારિકને સ્વતંત્ર રાષ્ટ્રના અધ્યક્ષ તરીકે સન્માનતી અમેરિકાની સરકારે ૩૧ તોપોની સલામી આપી, એમનું ગૌરવ વધાર્યું.

ઇ.સ. ૧૯૧૮ની ૧૮મી ઑક્ટોબરને દિવસે મસારિકે ઝેકોસ્લોવાકિયાના સ્વાતંત્ર્યનું જાહેરનામું પ્રસિદ્ધ કર્યું. ઝેકોસ્લોવાકિયાના ઇતિહાસમાં એ પ્રસંગ સદાયે ઊજળો રહેશે. એ જ વર્ષમાં ૨૧મી ડિસેમ્બરે મસારિકે પોતાની જન્મભોમકા પર પગ મૂક્યો. પ્રાગના નાગરિકોએ કૃતજ્ઞભાવથી ઉભરાતા હૃદયે એનો ભવ્ય સત્કાર કર્યો.

'નૅશનલ કાઉન્સિલે' પ્રજાસત્તાક ઝેકોસ્લોવાકિયાના પ્રથમ અધ્યક્ષ તરીકે મસારિકની પસંદગી કરી એના પ્રત્યે પોતાની કૃતજ્ઞતા વ્યક્ત કરી.' ઈ.સ. ૧૯૨૧ની ૨૭મી મેને દિવસે ફરીવાર એને અધ્યક્ષસ્થાને સ્થાપવામાં આવ્યો અને હવે તો એ પ્રેમઘેલા દેશબાંધવોએ એને આજીવન અધ્યક્ષ તરીકે કાયમના ચૂંટી, પોતાના સ્વતંત્ર રાષ્ટ્રના નિર્માતાની અજબ ભાવથી ભક્તિ કરીછે.

આજે એણે ૮૫ નાતાલ જોઈ છે અને આવી બુઝર્ગ ઉમરે, કોઇપણ સ્વપ્નશિલ્પીને શરમીંદા બનાવે એવા પોતાના ભૂતકાળના યશસ્વી જીવનની એ ઝાંખી કરી રહ્યા છે. ડાન્યુબ નદીના પ્રદેશમાં વિચરનાર પાગલ



આશા
ચિત્રકાર કનુ દેસાઈ
કાવ્યકાર • સુન્દરમ્

સર્જીને સૃષ્ટિ યાજ્ઞ ચરણપથ પરે, જે ઊભા ઊર્ધ્વ સૌથી,
ને પેખે વિશ્વલીલા નિજપદતલમાં ખેલતાં પ્રાણીઓની,
શાળી સૌમ્ય પ્રસન્ના કરુણિથી અધિકી ધ્યાનગંભીર મુદ્રા-
ન્વિતા રૂપે વિરાટે નિખિલ ભુવનને જે સદા આશિષે છે,
તેનાં પામી કૃપાનાં જલ શિશુજનની સૃષ્ટિસંગ્રામ માંહે.

આ અંકના મૂળ પાનુ તથા આ ઉપરનુ એ બંને ચિત્રો શ્રી કનુ દેસાઈના તાજેતરમાં પ્રકટ થયેલા ચિત્રસંપુટ 'જીવનમંગલ'માંનાં છે. એ આખી ચિત્રમાળામાં ગાંભીર્યભરી શક્તિ અને અવાક્ કલ્પનાના અપ્રતિમ નમૂના તરીકે આ ચિત્ર તરી આવે છે. ચિત્રકારે વસ્તુ રજૂ



એલોરા (વેરૂળ)ની ગુફાઓમાંનું એક શિલ્પ

ફોટો • મંગળપ્રસાદ ભટ્ટ

એ દેશનું રાજતંત્ર મધ્ય યુરોપમાં નર્યું પ્રજાબંધારણવાદી છે. અને આવા અનન્ય રાજતંત્રના લાગલાગટ ચાર ચાર વાર પ્રમુખ ચૂંટાઇ, છેવટે એ પદ પર આજીવન સ્થિર થનાર લોકલાડીલા મસારિકે કોઇપણ પ્રજાવાદી રાજતંત્રની પ્રગતિનો આંક પાછો વ્હાળ્યો છે.

રાજકીય દુનિયાની ક્ષિતિજ પર દૃષ્ટિપાત કરતો પ્રખ્યાત ચરિત્રલેખક એમિલ લડવિગ લખે છે કે ભવિષ્યમાં જો સમસ્ત યુરોપ એક પ્રજાસત્તાક થઇ જાય અને તેનાં સંયુક્ત રાજ્યો માટે પ્રમુખ ચૂંટવાનો હોય તો તેને માટે મસારિકનું જ નામ સગર્વ રજુ કરી શકાય. આજના ઝેકોસ્લોવાકિયાના પ્રજાવાદી તંત્રનો એ સ્થાપક અનેકના મત મુજબ આધુનિક યુરોપની મહાન જીવંત વ્યક્તિ છે.

સ્વ. લોકમાન્યનો એક જીવનપ્રસંગ એવો છે કે કોઇએ એમને પ્રશ્ન પૂછ્યો કે સ્વદેશી સરકાર સ્થપાયા પછી એ જવાબદારતંત્રમાં તમે કયો હોદ્દો સ્વીકારશો? એનો જવાબ વાળતાં લોકમાન્યે કહેલું કે 'ભાઇ, હું તો મારે પાછો ગણિતનો અધ્યાપક બનીને બેસી જઇશ. આ તો માતા બંધનમાં છે એટલે એની મુક્તિ માટે ઝઝૂમું છું.' પોતાની જન્મભોમકાને સ્વતંત્ર થએલી જોવાને લોકમાન્ય જીવ્યા નહિ. એમનું તો એ સ્વપ્નું જ રહી ગયું. પરંતુ એ જ પ્રકારનું સ્વપ્ન સેવનાર મસારિક દેશને સ્વતંત્ર કરી, આજે રાજતંત્રને લગતા કાર્યમાંથી નિવૃત્તિ મળ્યે Concrete Logic વિષે આજથી પચાસ વર્ષ પૂર્વે છપાએલી પોતાની ચોપડીની નવી આવૃત્તિ તૈયાર કરે છે.

પોતે વ્યવસાયથી રાજપુરુષ હોવા છતાં અઠવાડિયાના પાંચ દિવસ તો, ઝેકોસ્લોવાકિયાના પાટનગર પ્રાગથી ઘોડેસવારને પહોંચતાં આશરે એક કલાક થાય એટલે છેટે આવેલા લાનીના કિલ્લામાં ગાળે છે. આટલી વૃદ્ધ વયે પણ એ નિયમિત રીતે હમેશાં ઘોડેસવારી કરે છે. સવારે ઘણો વહેલો જાગે છે અને જાગે છે ત્યારથી એ પ્રવૃત્તિ આદરે છે. એનો પોશાક પણ ચપળ અને અક્કડ છે યથોચિત બંધબેસતો કોટ, બીચીઝ અને ટોપી. ઘોડેસવારી કરતાં પૂર્વ જીવનનાં દૃશ્યો એની આંખ આગળ તરવરે છે અને ભૂંડ કે વરુની પાછળ જંગલોમાં ભટકતો જુવાન મસારિક એને યાદ આવે છે.

મસારિકની મુલાકાત ચાહનારો હ્રાડકેનીના શાહી મહેલમાં એને મળી શકે છે. અહીં એ અઠવાડિયાઓમાં ઓછામાં ઓછા બે દિવસ રહે છે. એના એ વસવાટ દરમ્યાન, રાજધાનીના કોઇપણ ભાગમાંથી કોઇપણ જોઇ શકે એવો, એ મહેલના ઉન્નત બુરજ ઉપર સફેદ લાલ અને આસમાની રંગનો વાવટો એના હોદ્દા સન્માન સૂચવતો ફરકયા કરે છે. એના ઉપર ઝેકોસ્લોવાકિયા રાજ્યનું ધ્યાનસૂત્ર લખેલું છે: 'સત્ય જ અંતે પ્રવર્તશે.'

આ શાહી મહેલના પાયાનો પથ્થર છેક તેરમા સૈકામાં મુકાયો હતો અને ભૂતકાળનાં અનેક સંસ્મરણો એની સાથે સંકળાએલાં છે. નદીના બંને કાંઠે વિકાસ પામેલી સુવર્ણમયી પ્રાગ નગરીની સુંદરતાની ઝાંખી કરતી, અને દબદબાદાર પુરાતન કિલ્લેબંદીમાંથી પસાર થતી મુલાકાત લેનારની ગાડી કિલ્લાના વિશાળ દરવાજા પરની ઝેક લશ્કરી પહેરેગીરોની ચોકીમાં દાખલ થાય છે. અહીંથી વિવેકી મુસાહિબ મુલાકાત લેવા ઇચ્છનારને એક લિફ્ટમાં બેસાડી આગળ લઇ જાય છે. થોડીવારમાં એને એક લાંબી પરસાળમાંથી દોરી પ્રમુખના દિવાનખાનાની તિજોરીમાં દાખલ કરવામાં આવે છે.

ચોપડીઓથી ઊભરાઈ જતી આ તિજોરીમાં પડતું દીવાનખાનાનું દ્વાર ખૂલે છે અને વિદ્વાનની ગુફા કહેવાને કોઇપણ લલચાય એવા પ્રેસિડેન્ટના એ અભ્યાસગૃહમાં મુલાકાત લેનાર પ્રવેશે છે. જેવી એની ભાષા તળપદી છે એવું જ સાદું એનું ફરનિચર છે. એ બધાંમાં એક ભાંગ્યુંતૂટ્યું ટેબલ એના વિદ્યાપીઠના દિવસોના અવશેષરૂપ ધ્યાન ખેંચે છે. અભ્યાસગૃહ હારબંધ ચોપડીઓથી ભેરવાએલું છે. યુરોપની દરેક પ્રાંતીય ભાષાના અર્વાચીન સાહિત્યના સંપર્કમાં એ રહે છે અને દરેક પુસ્તક વાંચીને તેના હાંસીઆમાં પોતાના મનની નોંધો કરે છે. અને આવી તો કેટલી યે ચોપડીઓ, ચંપાઇ અને ગુલાબી રંગી કાગળોને પોતાના બદનમાં દબાવી ટેબલ પર ખડકાએલી પડી હોય છે. આ રંગીન કાગળો પર મસારિક પોતાના સંશોધનનાં ટિપ્પણો નોંધે છે. રાજતંત્રની આંટીઘૂંટીમાં અટવાએલો છતાં એના અભ્યાસનો વ્યાસંગ હજી એટલો જ તીવ્ર છે.

મળવા આવનારને આવકાર આપવા એ ઊભો થાય છે, અને લાંબો વખત વાંચ્યા કરવાની ટેવ વાળા માણસ પેઠે વારવાર પોતાની આંખો ચોળે છે. ઝીણ-

વરથી ઝાંખી કરનારને એની આગાડી નરી સૂઝી, ખરડ અને નાજુક કરચલી વળી ગએલી દેખાય છે. મુલાકાત લેનારને એક ભાષા ન આવડતી હોય તો વાતચીત માટે એને કોઇપણ ભાષાની પસંદગી કરવાની છૂટ હોય છે; કારણકે એ નવ ભાષાઓ જાણે છે !

આગળ જોયું તેમ એની પત્ની અમેરિકન હતી એટલે, તેમજ દેશની સ્વતંત્રતા કાજે અમેરિકા અને ઇંગ્લાંડમાંના લાંબા વખતના વસવાટને લીધે એની વાગ્ધારા અંગ્રેજીમાં અસ્ખલિત વહે છે. એ જ પ્રમાણે યુરોપના બીજા દેશોમાં એને ફરવું પડેલું હોવાથી મહાવરાને લીધે સૉરબૉનની ફ્રેંચ વિદ્યાપીઠના કોઇપણ અધ્યાપક જેટલું સરસ ફ્રેંચ પણ એ બોલી શકે છે. લેશમાત્ર ચીપ્યા વિના કે બીલકુલ થોથવાયા વિના ઘણી સરળતાથી એ જર્મન અને રસ ભાષાના ઉચ્ચાર કરી શકે છે. એનો અવાજ ધીમો છે. પરંતુ જ્યારે એ પોતાના અંતર્ગત વિષયો ચર્ચે છે ત્યારે એ જ અવાજ ધીરો હોવા છતાં એમાં કર્ણપ્રિય રણકાર રેલાતો લાગે છે.

એ બોલે છે ત્યારે એ કેવળ રાજપુરુષ કે સૈનિક મુત્સદ્દી નથી લાગતો, પરંતુ એનો શ્રોતા એ વાક્ધારામાં ભૂતપૂર્વ અધ્યાપકની આછી ઝાંટ અનુભવે છે. જ્યારે બીજા મુત્સદ્દીઓ કેવળ વર્તમાન પરિસ્થિતિ પરત્વે ચર્ચા કરે છે ત્યાં એ ભૂતકાળને ફરી, ભાવિને અનુભવની શાળામાં લાવે છે. એણે ઝેકોસ્લોવાકિયાને સ્વતંત્ર બનાવ્યું અને ખરેખર પોતાના એ કાર્ય માટે એ પોતે અત્યંત ગગરૂર હોવા છતાં, પોતાના કાર્યની શિથિલતા તરફ એનું બીલકુલ દુર્લક્ષ્ય નથી. દેશને સ્વતંત્ર બનાવવાના પ્રયત્નો સફળ થતાં એણે કહ્યું હતું કે: આવી સસ્તી રાજ્યક્રાન્તિ થયાનું આલમની તવારીખમાં ક્યાંય પણ નથી !

ઝેકોસ્લોવાકિયા જેવા અનન્ય પ્રજાસત્તાવાદી રાજ્યનો પ્રમુખ હોવા છતાં એનું નિયમન એટલું કડક છે કે પોતાના વિચારોના અમલ માટેની એની સત્તા 'જનકીમની' ગણાવી શકાય એટલી આકરી છે.

ઉમરને આરે એ આવી પહોંચેલો હોવાથી, એના દેહાંત બાદ, એણે નિર્માણ કરેલા પ્રજાસત્તાકનું ભાવિ કલ્પવું અયોગ્ય નહિ ગણાય. મસારિક પોતે તો પોતાના પરદેશમંત્રી ડૉ. બેનેસને મુખ્ય શાસનકર્તા થએલો જોવા ઇચ્છે છે. પરંતુ કદાચ તેમ ન પણ બને છતાં યે મસારિકનો આત્મા તો એણે સર્જેલા નૂતન રાષ્ટ્ર પર સદાયે આશીર્વાણુ કરતો રહેશે જ.

હાકોર ચોકસી

(અંગ્રેજી રૂપરથી તારવીને)

## શ્રીજીનો ભક્ત

·પૃથ્વી·

'ખમો વરસ આટલું, ગણુ ઘણો થશે આપલો;
તમે ય ધરમી થઇ અકજ શીદ કોપો ભલા?
જુવાર કણુ ના બચી, નગદ-વ્યાજ ક્યાંથી ભાઇ?
પલેગ ભરખી ગયો પરભુએ દીધો બેટડો
જુવાન, મજ રંકની સકળ મૂડી લૂંટી ગયો.'
પટેલ નયનો ભર્યાં, શબદ કંઠ રૂંધી રહ્યા.

'અલ્યા!' લકમચંદ કૂદે: 'નગદ લૈ જતાં લાજ ના,
અને રટળતો હવે? મનખ જો ભલો, લાવને
બધી રકમ સામટી. ધરમફંડની એ બધી
તને ન પચશે કદી ગગન એઠ ચાલ્યો ગયો;
નથી ય ઉપડી જશે; પરભુ ન્યાય સાચો કરે.
પલેગ દિશ જો નડ્યાં, કરમ-ભોગ એ તાહરાં,
મને ન ગમ એ બધા.' વચન બોલતાં શેઠીએ
લલાટ પર છાપિયાં તિલકછાપ 'શ્રીજી' કહી.

ઠાકોર ચોકશી

'પ્લેગમાં દીકરો ગુમાવી બેઠેલા અને દુકાળથી પાયમાલ થએલા ખેડુતના કાલાવાલાના ઉત્તરમાં તેને ધર્મ-કર્મની ફિલસુફી સમજાવતા શ્રીજીના એ નિષ્ઠુર ભક્તનું આ આલેખન ચિત્ર ઉતરતી સીડીમાંના નીચા કઠણ વડે સંપૂર્ણ બની રહે છે.

# ભગત

## જે પોતાનું ઝૂંપડું સળગ્યું ત્યારે કંસાર ખાતો-ખાતો સંસારનો સાચો અર્થ સમજાવતો હતો

દિવાળીની થતી સાંજ હતી. વર્ષ આખરનાં આવકખર્ચ અને જમાઉધારનાં સરવૈયાં જેવા દેખાતા પ્રાણશંકરના હાટે આજે ભરાવો હતો.

'ધુધા! આમાં સવાશેર તે ક્યાંથી માય એટલું તો જોવું'તું! અક્કલ આમ 'ને આમ સુકાઇ ગઈ લાગે છે. પણ ઠીક, હવે સાચવીને લઇ જજે.'!

તેલનું છલોછલ છાલિયું લઇ, ધુધો દુકાનનો ઓટલો ઊતરી આગળ ચાલ્યો.

એને એક પૌરાણિક પ્રસંગ હૈયે ચડ્યો.

જનક રાજાએ પરીક્ષા કરવા શુકદેવજીને દુગ્ધપાત્ર મુથોમાથ ભરીને આગળપાછળ પ્રતિહારોની ચોકી વચ્ચે નગર-પ્રદક્ષિણા કરવાની ફરજ પાડેલી. ટીપું ઢોળાય કે પ્રતિહારોને મુનિનું માથું ધડથી જુદું કરવાની ફરજ-રાજઆજ્ઞા-અદા કરવાની.

જીવનમોહી એ મુમુક્ષુ મુનિ અદ્ધર શ્વાસે ફરવાતે મને પાછા આવ્યા ત્યારે તેમના મુખ ઉપર પ્રગટેલાં આનંદચિહ્નોથી મર્માળું હસતાં જનકરાજે પૂછેલું:

'ઋષિ! આજે તો પર્વણીનો શુભ દિવસ છે; ગામમાં આનંદોત્સવો થઇ રહ્યા છે; વાદ્યધ્વનિ અહીં સુધી સંભળાય છે; એ બધામાં તમને શું ગમ્યું?'

'મેં એવું કશું જોયું-સાંભળ્યું નથી મહારાજ! મારું લક્ષ તો દુગ્ધપાત્ર ઉપર જ હતું!'

અને મહારાજ એ ઉત્તરથી આછું હસી પડ્યા.

હાસ્યધ્વનિ ધુધાના કાને અથડાયા. એણે નજીક જોયું તો ચોરામાં છુટાછવાયા, રડ્યાખડ્યા બેઠેલાઓ, ઢોળાતા તેલથી પોતાની બેભાન દશા પર હસતા હતા. એમાંથી એક કોઇ બોલ્યું પણ ખરું:

'એલા ધુધા! તેલ તો ઢોળાય છે!'

ધુધાએ ઉત્તર વાળવાનો નહતો. તેલ ઢોળાતું હતું જ.

'ન ઢોળાય? સવા શેર તેલ છે! મેં ના કીધી તોય કે' ભરી આપો!' પ્રાણશંકરથી ન રહેવાયું તે એ પણ બોલ્યો.

'હા માળું' તાંસળી નાની નીકળી ખરી!' મૂંગું હસી ધુધો બોલ્યો. અને એક ડગલું આગળ ચાલ્યો ત્યાં વળી પાછું હેલે ચડેલું તેલ કપડાં ઉપર છલકાઇ ઢોળાયું.

અને ડાયરો વળી હસી પડ્યો.

ધુધાને શુકદેવજી ડરપોક લાગ્યા. પ્રતિહારોની ખુલ્લી તલવારની ધાર જેવી ડાયરાની ઉપહાસવાણી પર અવગણના જેવું અનુભવતો એ આગળ ચાલવાને બદલે ઊભો રહ્યો અને થોડુંક તેલ હલે તેમ છાલિયું હલાવી બોલ્યો: 'લે છલકા!' અને પા ભાગનું તેલ ઢોળી નાખ્યું. ઢોળાતા તેલ અને ધુધાના વલણના ધ્વનિ જેવો ડાયરો થોડું ખચકાતા ખચકાતાં મરક્યો.

સામું ઠાકર-મંદિર હતું. બાજુમાં પ્રાણશંકરની દુકાન, પડખે શેરી અને સામે ચોરો; એટલે માનવીઓની અવરજવર થાય-રહે-એવી એ જગ્યા હતી. નાનાં મોટાં સૌનું ધ્યાન ધુધાના હાથમાંની તાંસળી અને એમાંના અખતરા કરતાં તેના મોઢા ઉપર હતું.

'હવે છલકા જોઉં'! કહેતાં એણે તાંસળી ઊંધી વાળી!

ધુધાના હાસ્યમાંથી ઘેલછા તથા છાલિયામાંથી તેલ બેને ખૂટી ગયાં.

ડાયરામાં એક બ્રાહ્મણ બેઠેલો. એનાથી ન રહેવાયું:
'પાત્રાધારે તૈલં કિંવા તૈલાધારે પાત્રં?'

અને મૂરખજન જેવું હસી પાછો મુંગો થઇ ગયો.

'માળો ગાંડો!'

'મૂરખ નહિ તો!'

'ઢોર-અજડ!'

ધુધો ન સાંભળે તેવાં વિશેષણો ફેંકાયાં.

'હવે આમાં અરધો શેર આપો!' ધુધો પ્રાણશંકરને ફરી તેલ આપવાનું કહેતો હતો.

'એલા! એટલું થાશે?'

'નહિ થાય તો ધોળ્યું, પણ છલકાશે તો નહિ!'

'એલા! શું ગંધાય છે?' ઘેર તેલ આપી, પાછું બજારમાંથી કાંઈક ખરીદી આવતાં ધુધાએ ફળીમાં દાખલ થતાં જ પૂછ્યું.

વાલી છોકરાને ધવડાવતી હતી. આસપાસમાં જોઇ લઇ, શ્વાસમાં પુરાતી હવામાં યાદ આવતા ગંધના પ્રકારો સરખાવી એ બોલી: 'ઉંદરડો મરી ગયો હશે!'

'અંહ્. કાં લૂગડું 'ને કાં શાકું સળગતું લાગે છે!'

'હં!' કરતી વાલી બેઠી થઇ ગઇ. છોકરાને બહાર મૂકી પાછી અંદર આવી તો ધુધો નીચે મોઢે ધરતી ઉપર કાંઇક વાંચતો હોય તેવો દેખાયો. નજીકમાં રહી બન્ને હાથ મૂકી ધુધાને જગાડતી હોય તેમ વાલીએ એને હલાવીને પૂછ્યું:–

'શું વિચાર કરો છો?'

'કાંઇ નઇ!'

પણ વાલીની બીકણ નજર ચોમેર ઢૂંઢતી ફરતી હતી. તેલ ઘી ગોળ રાખવાની પેટી પાછળ ચૂલાની બાજુમાં બહાર રહેલા પવને અંદર બળતાં ટાટાંના તણખા ઉડાડ્યા.

બંને ચમક્યાં. અર્થભરી આંખે એકમેકને ટીકી રહ્યાં.

'મને તો વ્હેમ હતો!' ને હાલ્ય બહાર નીકળી જઇએ. ધાધી વાલીના ચહેરાનું ઊડી ગયેલું નૂર જોતાં જોતા, ધુધે એની, ઘરની સમૃદ્ધિ ઉપર ફરતી આંખ નજરમાં લઇ બાવડેથી પકડી એને બહાર ધકેલી દીધી.

'તમે ઓલી ટેક લઇ લ્યો, ત્યાં હું આ પેટી ખેંચી લઉં' કહેતી વાલી અંદર આવવા પાછી બારણામાં આવી.

'લે હવે ગાંડી થા મા! તું તારો છોકરો સાચવ એટલે બસ!'

નાનું ઝૂંપડું પવન અને અગ્નિની મૈત્રીનું રૂપ બની ગયું. અંદર ધુમાડો, છ હાથની લાંબીચોડી એ ઝૂંપડીનું બારણું કઇ દિશામાં આવ્યું તેનો અંદાજ ન નીકળે તેવો, ધૂંધવાઇ ગયો.

કશું લીધા વગર ધુધો પણ તરત જ બહાર નીકળી આવ્યો.

વાલી તેના મોઢાનો ગેલ કાઢતી રહી. બળતા કૂબા તરફ બંને જોતાં ઊભાં રહ્યાં. છોકરાને કાખમાં તેડીને ધુધો ન સાંભળે, આંસુ ન પડે તેવું વાલી રડતી હતી.

'લે, કે! લાપસી તો અંદર રહી ગઇ. છોકરો લાવ મને! તું પાટિયો આંઇ લઇ આવ્ય, જા!'

ગામ દીવાળી ઊજવતું હતું. ઘરના આંગણામાં છોકરાંઓ ફટાકડા ફોડતાં હતાં. વૈરાંગીઓએ ડેલીના ગોખલામાં દીવા પેટાવી આંધળી લક્ષ્મીને ઘરનો રસ્તો સૂઝે તેવું બનાવી મૂક્યું હતું. મરદો ઘરમાં થએલી–થઇ રહેલી નવી વાનીમાં જીવ રાખી, વાળુના કહેણની રાહમાં આથાની જેમ જ્યાંત્યાં ભમતા હતા. કોઇક જગીપરવારી પેઠે હાથ ફેરવતા, ગલોફું હલાવતા હતા.

પાદરમાં પ્રવેશતા ગોકળી કે કોઇ ગાડાવાળાને કે વાડી સીમમાંથી આવતા ખેડુ, સાથી વા શૌચ ગએલાને દૂર રહ્યું ધુધાનું ઝૂંપડું સળગતું દેખાયું હશે. એટલે દાહો કરતાં, કૌતુકપ્રિય કે દિલસોજ બની, સૌ આ તરફ ધસમસતાં આવી ભેગાં થઇ ગયાં. ગામના ઘરડા જુવાન મરાસીઆઓ, રડ્યાખડ્યા બ્રાહ્મણો અને લોકવરણ-નો નાનોમોટો સમૂહ એકત્ર થતો ગયો. ગામડાની સહાનુભૂત જનતા આવા વખતે જે હાથોહાથ મદદ કરી કુટુંબવત થઇ વર્તે છે તેવું એક પણ ચિહ્ન કરવાની કોઇની તૈયારી નહોતી.

ધુધો અને તેની વહુ વાલી, દાઝે નહિ તેટલે દૂર બેસી પાટિયામાંની લાપસી પટકાવતાં (ખાતાં) હતાં. છોકરાને ખોળામાં બેસાડી, તેને ક્યારેક ફૂંક મારી ઠારીને કોળિયો આપતી વાલી, ધણીની પાસે બેસી ખાતાં, વધતાં જતા માનવ સમૂહની હાજરીના ખ્યાલે શરમાવા માંડી હતી.

'અરે ધુધા! આ શું કરછ? દાઝ્યું નથી?'

'ના માબાપ! રાંડ્યા પછી હવે શું દાઝું? પહોં-ચતા હોય ઇ ગોખલામાં દીવા મૂકે; અમ ગરીબના કૂબામાં ઇ સંપત ક્યાંથી? આવો મોટો દીવો થયો છે, તો પછી એના અજવાળામાં જે બે બટકાં ખવાણું ઇ!'

'માળો ચક્રમ! આવો ને આવો રહ્યા! એક વૃદ્ધ હાજી આ નફ્ફટ દંપતીની આમન્યાહીન વર્તણૂકથી ચીડાઇ ચાલવા માંડતા બબડતા ગયા.

'આ કૂબો કાંઇ ધોળી હવેલી કે બંગલો છે કે ચણાવતાં અરધી જિંદગી વહી જાય; કે બંધાવતાં સાત પેઢીનો ભેગો થએલ પૈસો જોઇએ? જેના ધણીનું એવું આલીશાન મકાન બળી ખાખ થઇ જાય ઇ યે માટીના દીકરાની આંખ ભીની થાતી નથી જોઇ; ત્યાં મારો આ ખોખા જેવો કૂબો તે શું વીસારો!'

'પણ ગાંડા! એવા ગૃહસ્થોએ તો ઘરનો-કિંમત કરતાં વધારે–વીમો ઉતરાવ્યો હોય, તે ક્યાંથી રડવું આવે? જાણીબૂઝીને દીવાસળી ચાંપનારાઓને તો ઇ નવો ધંધો થયો છે, સમજ્યો!''




'જે અધરમ કરશે એનાં કરતુક એને નડશે' ગાંડી મરદ જેવો મરદ ઝાડીને પીલુડાં પાડે એમાં શું માલ છે? ઇ તો જેવી ઉપલાની મરજી! એની ઇચ્છા વિના પાંદડું ય નો હાલે. ઝાઝું એને ઝાઝી હાયવોય. મેંય ચીમો ઉતરાવ્યો છે!'

'ઇ શું કહે છે ધુધા?'

સાચું કહું છું. આ બે હાથ સાબૂત છે તો આવો કુબો અરધા દિ'માં ઊભો કરીશ. આખી જિંદગી ગોલાપો કરી, માખીઉં નીચોવી, ચોરીઉં કરી કરીને માંડ ભેગું કર્યું હોય, ને તંઇ બળે તો એને હજી એવું બીજું બનાવવું ભારે પડે. નમતમારે બાપુ સૌ સૌને ઘીરે પધારો! એ . . . ને . . . ઇ ભલે બળતો. થોડા ઉંદરડા વધ્યા છે તે ઠેકાણે પડશે!'

હળવે હળવે સૌ વિખરાઇ ચાલ્યાં ગયાં. પાછો વિચારમાં પડી ગએલો ધુધો ખાતો અટકતો જોઇ વાલી બોલી:

'એવા ને એવા રીયા! ખાવ ને!'-સામી મીટ માંડી જોઇ રહેલા મૂંગા ધુધાનું ત્રાટક વધારે ન ઝીલી શકાતાં વાલી સૂખભર્યું હસતી નીચું જોઇ ગઇ.

'નાડું લખણું ય ખીસામાં રાખી દઉં છું, હો વાલી! તને ન ગમે તે દિ' તું તારે તારા છોકરાને લઇ મને પૂછ્યા વિના હાલી નીકળજે! હુંકારો કરું તો કેજે! અને તો તો સીધો હિમાળે!'

ખંડિતા શી વાલીની આંખ પગીશી વરતી ચૂકેલી ધુધાની કાયાની નખશીખ પ્રદક્ષિણા કરતી રહી. પેટને માટે કાળી મજૂરી કરતા ધણીની સૂર્યતાપમાં અહર્નિશ સ્નાન કરતાં કાળી પડી ગએલી છતાં હમેશાં જોવી ગમે તેવી ચામડીની નીરોગિતામાં સંરક્ષાએલું એનું શરીર-સ્વાસ્થ્ય પોતાને રસવૃત્તિ જગવવા સાથે ફીકી બનાવી દેતું લાગ્યું.

મોઢા ઉપરનો પૂળો મૂછો અને ગાલ તથા કપાળમાંની સળ પડતી રેખાઓ ધુધાને પ્રભાવશાળી બનાવતી હતી તે એ જોઇ રહી. પોતાનો સહ્ય રોષ શાંત બનતા જતા ધુધા ઉપર એણે ઠાલવ્યો:

'મારી ગેળે આવી છું; પણ માથે પડવા નહિ! તમને બોલતા શરમ ન આવે, પણ મારાથી એવું સાંભળ્યું જતું નથી: કાંઇ વાંક ગના વગર . . .!'

એને આગળ બોલતી અટકાવી ધુધાએ કહ્યું: લે, રાખ! હાલી બળ્ય મા! ઇ તો અઠેદિ દ્વારકાં. સંસાર છે, તે મન ખાટું મોળું થાયે ભાઇ. પણ આવલાં મારીને ય નથેં છુટકો!'

કુબો, રાખ અને કાટનો ઢગલો થતો જતો હતો; ઘર મટી સ્મશાન બનતો જતો કુબો, દંપતીની ચોકી કરતી આંખની સામે રૂપ બદલતો જતો હતો.

'સાધુ થઇને ય લૂગડાં વગર નહિ હાલે. પેટ પણ સવાર સાંજ અનાજ માગશે. દિમાળે જઇએ તોય શું

(અનુસંધાન આગળ પાન ૩૬૧ને છેડે)

# વૈરાગ્યવૈભવનો વારસો



પશ્ચિમ હિંદમાં જે પ્રસિદ્ધ ગુફાઓ છે તેને વિષે હું એક પત્રમાળા લખવાનો હતો. તે અધૂરી જ રહી ગઈ. હવે તે પૂરી થશે એમ લાગતું નથી . . . . . જેટલો ભાગ લખાયો તેટલો પણ ઉપયોગી છે. વિવેચન એકાએક અટકે છે એ સારું જ છે. એને લીધે કોઈ પ્રવાસરસિયો વીર-યુવાન આ બધી ગુફાઓ જોઈ આવવા અને એને વિષે વિસ્તૃત ગૈગાટી લખવા કેમ ન પ્રેરાય? . . . . . . આ બધી ગુફાઓ આપણા વૈરાગ્ય-વૈભવનો વારસો છે. એમાંથી જ ભારતીય જીવન ફરી જાગી શકવાનું છે. —કાકા

પ્રિય બાળ,

ધારાપુરીની ગુફાઓ જોઈ આવ્યો. તમે ઘણેએ મારા પહેલાં એ જોઈ લીધી છે. શિવાજીની જન્મભૂમિ સાથે લેણ્યાદ્રિની ગુફાઓ પણ તેં મારા પહેલાં જોઈ લીધેલી હતી!

ગુફાઓ જોઈ એટલા બધા વિચારો મનમાં આવ્યા છે કે લખવા બેસું તો પ્રોપ્રાઈટરી હાઈસ્કૂલના વિદ્યાર્થીઓનો ધોધ જેમ એકસામટો બહાર નીકળે છે તેમ એ વિચારો દોડતાકૂદતા અને એકબીજાને પાછા ઠેલતા બહાર આવવાના. પણ જેમતેમ એમને નોંધે જ છૂટકો. કોઈને કામમાં આવશે. આજે તો કેવળ મગજ ખાલી કરવા જ લખું છું.

જોગેશ્વરી, કાન્હેરી અને ધારાપુરી ત્રણે એક જ કાળની ગુફાઓ છે કે ભિન્ન કાળની? કોણે કોતરી? શા હેતુથી કોતરી? ક્યારે કોતરી? કયા સંજોગોમાં કોતરી? તે વખતે એ ગુફાઓનો શો ઉપયોગ થયો? ક્યાં સુધી એ ચાલ્યો? ત્રણે ઠેકાણે ચાલતી પ્રવૃત્તિઓનો અંત શી રીતે આવ્યો? મુંબાઈમાં રહેતાં, આ ત્રણે ગુફાઓ આટલી પાસે હોવા છતાં તેને વિષે આપણે કશું જ જાણતા નથી; એટલે કેવળ કલ્પનાથી જ એ કાળ અને એ દૃશ્ય પ્રત્યક્ષ કરવાનું રહ્યું.

મુંબાઈ આજે એક રીતે હિંદુસ્તાનની રાજધાની છે. કલકત્તા કે દિલ્હી કરતાં પણ મુંબાઈનું મહત્ત્વ કેટલીક રીતે ચડે છે. પરંતુ આ ગુફાઓના કાળમાં આ બધા બેટો ભારે પ્રખ્યાત હોય એમ લાગતું નથી. ઇતિહાસમાં જે કલ્યાણી નગરીનું વર્ણન આવે છે તે શું હાલનું કલ્યાણ જ હશે? અને કલ્યાણી નગરીની નજીકમાં સારા રૂપાળા બેટો જોઈ આ ગુફાઓ કોતરાઈ હશે? જોગેશ્વરી અને ધારાપુરી તો ચોક્કસ સનાતની શૈવ સંપ્રદાયની ગુફાઓ છે. પણ કાન્હેરીની ગુફાઓ હિંદુ ધર્મની છે કે બૌદ્ધ ધર્મની? ઘણા સાધુઓ એકત્ર રહે, એકત્ર ભણે, એકત્ર ચિંતન અને ચર્ચા કરે એ પ્રથા કેવળ બૌદ્ધોની હતી કે સનાતનીઓમાં પણ હતી? આજે હૃષીકેશ પાસેની ઝાડીમાં સેંકડો સંન્યાસીઓ ઝૂંપડાં બાંધીને એ જ ઢબે રહે છે, એ પ્રથા કેટલી જૂની છે? ભગવાન વ્યાસ જેટલી? આદ્ય શંકરાચાર્ય જેટલી? કે બૌદ્ધ મઠોનું તે અનુકરણ છે?

ભગિની નિવેદિતાએ કલ્પના ચલાવી છે કે કાન્હેરી એ એક વિશ્વવિદ્યાલય હતું, જ્યારે ધારાપુરીની ગુફાઓ મંદિર અને મઠ હતાં. એમ જ હોય તો જોગેશ્વરીની ગુફા શું તંત્રમાર્ગી કે નાથસંપ્રદાયી યોગીઓનું ધ્યાનનું સ્થાન હતું? એ ગુફાઓમાં ઊભા રહી સાંના વાના વરણમાં ભૂતકાળને પ્રત્યક્ષ જોઈ સવાલ પૂછીએ છીએ કે 'આનું રહસ્ય કોણ કહી શકે?' બબાઈ ગએલી પથ્થરની દીવાલો જવાબમાં પૂછે છે કે 'કોણ કહી શકે?'

કાર્લાની અને ભાજાની ગુફાઓ અહીંથી બહુ દૂર ન કહેવાય. જુન્નર-શિવનેરી પાસેની લેણ્યાદ્રિની ગુફાઓ તું ચિંચવડથી જોવા ગએલો તે પણ નાણાઘાટ વાટે અહીંના પ્રદેશ સાથે જ સંબંધ ધરાવતી લાગે છે. નાશિક દેવ-ળાલી તરફની પાંડવ ગુફાઓ પણ મુંબાઈના રસ્તાની બાજુ પર જ છે. આ બધી ગુફાઓનો એકબીજા સાથેનો સંબંધ શો? ગુફાઓનું આ એક મોટું કુટુંબ હશે? કે એક પછી એક દીક્ષા ચલાવનારી કોઈ શિષ્યપરંપરા?

અને અજંટા તથા વેરૂળ (ઇલોરા)ની ગુફાઓનું શું? પશ્ચિમ કિનારાની આ ગુફાઓનું પેલું વૈભવશાળી અનુકરણ છે કે અજંટા વેરૂળની ગુફાઓની ઝાંખી પ્રતિકૃતિ—આછો અનુવાદ—કરવાની દૃષ્ટિએ આ નટવાળી ગુફાઓ ખોદાઈ ગઈ છે? મોટો થઈશ ત્યારે આ બધું તપાસીશ?

લિ
કાકાના સપ્રેમ શુભાશિષ

પ્રિય બાળ,

મારો છેલ્લો કાગળ મળ્યો હશે. ગુફાઓની કલ્પના માણસને ક્યાંથી સૂઝી હશે?

ઘરડામાં ઘરડા પહાડ આબુને પૂછવું જોઇએ. ત્યાં કેટલીક કુદરતી ગુફાઓ પ્રખ્યાત છે, જેમનો સંબંધ ગોરક્ષ, મચ્છીંદર અને રાજા ગોપીચંદ સાથે છે. નિવૃત્તિ પરાયણ સાધુઓ ધ્યાનમાં જીવન વિતાવવા માટે આવા ગિરિકંદરો શોધતા હતા એવું પુરાણોમા વર્ણન છે. પહાડમાં મોટું પોલાણ જોઈ તેમા રહેવાની સગવડ શોધવાની પ્રથા હિંદુસ્તાનમાં જ નહિ, પણ દુનિયાના બધા દેશોમાં ચાલતી આવી છે. ટાઢ, વરસાદ અને તાપમાંથી રક્ષણ મેળવવા માટે ફાંફાં મારતો માણસ ગુફાઓમાં ઘુસે એ અત્યંત સ્વાભાવિક છે. એકવાર નૈસર્ગિક ગુફાઓનું સાધન મળ્યું એટલે એવી જ કૃત્રિમ ગુફાઓ તૈયાર કરવા મથવું એ માણસના સ્વભાવમા જ રહેલું છે; અને માણસ એકવાર ફાવ્યો એટલે એ વસ્તુને વિશાળ, વ્યાપક અને વ્યવસ્થિત બનાવતાં એને વાર લાગતી નથી. લોક સંગીતમાંથી જેમ શાસ્ત્રસંગીત ઉદ્ભવે છે તેમ જ કુદરતી ગુફાઓમાંથી કોતરેલી ગુફાઓ સિદ્ધ થઇ છે એ અનુમાન જરા પે વધારેપડતુ નથી.

ધ્યાન, ભજન અને ભિક્ષામાં જીવન સમાપ્ત કરનાર તપસ્વીઓ હમેશ પાણીનો આશ્રય શોધે છે. કોઇ ઝરણું હોય, કોઇ તળાવ હોય, નદી હોય કે મહાનદ હોય, પણ પાણીની સગવડ જોઇએ જ. જેટલા આશ્રમો અને શહેરો પ્રાચીન તરીકે પંકાએલા છે તે જળાશયને કિનારે જ છે. ભરવાડ, ગોવાળ, શિકારી અને સાધુઓ આવાં ઝરણાનું અને નદીનાદનું મૂળ શોધતા જાય એમા આશ્ચર્ય શું? અજંતાની ગુફાઓનુ સ્થાન તપાસીએ. વાંકીચૂંકી ટેકરીઓ વચ્ચે થઇને એક નાનકડો પ્રવાહ વહે છે. પાણી સરસ છે. આસપાસની ભૂમિ શાંત, રમણીય અને પ્રસન્ન છે. એટલે સાધુઓ આ જગાને વરમા. ઊંડાણમાં વધુ ને વધુ પ્રવેશ કરવાની ઝંખના રાખનારા સાધુઓ ખુલ્લા મેદાનમાં નદીને કાંઠે લાંબા વખત સુધી શી રીતે રહી શકે? આ બધું પાણી ક્યાંથી આવે છે? પહાડની દરીમાં શું સંતાએલું છે? એ શોધવા તેઓ ઊપડવાના જ. વાંક અને વળાંક ચડતાંચડતાં સાધુઓ ટેકરીઓના ચકરાવાની અંદર ઘુસ્યા, વધુ ને વધુ અંદર ઘુસ્યા. અંતે ચંદ્રાકાર કરાડ પરથી પાણીનો ધોધ પડતો એમણે જોયો. નદીના મૂળ સુધી તેઓ પહોંચ્યા. શી એ સ્થાનની ભવ્યતા! જાણે કુદરત શાંતિની દીક્ષા આપવાની તૈયારીમાં છે. અહીં જ રહી જઇએ તો! નિર્ભય સાધુઓએ એ નિર્જન પ્રદેશમાં વાસો કર્યો. અગવડો વેઠવી એ તો એમને મન ઉજાણી. વાઘ, વરુ કે બીજાં જનાવરો કવિ (કિપ્લિંગ)ના મોગલી (Mogli) સાથે જે આત્મીય ભાવે રહેતા હોય તે જ ભાવે આ સાધુઓ સાથે પણ રહેવાના.

માણસના સ્વભાવની કેવી વિચિત્રતા! એને સમાજ કરીને રહેવાનું પણ સૂઝે છે અને સમાજનો ત્યાગ કરી એકાંત સેવવાનું પણ મન થઇ આવે છે; અને એથી યે વિચિત્ર વાત તો એ કે એકાંતના રસિયા બેચાર ભેગા થયા એટલે એકાંતને અખંડ વખાણના વખાણના ચોવીસે કલાક સાથે રહેવાના! નહિ તો અલખ નિરંજન નું ધ્યાન લગાવનાર બાવાઓનો અખાડો કેમ જામે?

આવા સાધુઓએ અજંતામાં ભેગા થઈ પહેલાં તો ગુફાઓ શોધી હશે પણ પછી કિલ્લાની દીવાલ જેવી અંતર્વૃત ચંદ્રાકાર કરાડ જોઇ એમાં ગુફાઓ કોતરવાનો હામ બીડી. નિવૃત્તિમાર્ગીઓની પ્રવૃત્તિ વધી પડી. પાષાણનુ હૃદય કોતરાયું અને સુંદર ગુફાઓ તૈયાર થઇ.

આ સાધુઓ નિર્વાણની શોધમા ભલે ભેગા થયા હોય, પણ અસલના તો કારીગરો હોવા જોઇએ. રાજાઓના મહેલ બાંધવાનું કામ તેમણે છોડી દીધું; પણ ધર્મરાજ તથાગતની સેવાથી તેઓ કેમ અટકી શકે? જે કલાસમૃદ્ધિ સ્વાર્થથી તેમણે રાજમહેલમાં વેરી હોત તે જ અહીં વિહારમાં તેમણે ઠાલવી નાખી. રાજાની વિજય સિંહલદ્વીપને જીતવા જાય છે; ઇરાનના એલચીઓ પુલકેશીના દરબારમાં આવે છે; અપ્સરાઓ અને યક્ષકિન્નરો ધર્મચક્ર ચાલુ થયાનો આનંદ ગાય છે; — એવા એવા અનેક ચિત્રો એમણે ગારાની છોમાં ચીતરી કાઢ્યા. એ ઉત્સવ જોવા કોણકોણ ભેગા થયા હશે? ગરીબ તવંગરની ન્યાતો તે વખતે પડી નહોતી, એટલે રાજા અને રંક, બાળકો અને પંડિતો, સતીઓ અને ગણિકાઓ, તપસ્વીઓ અને રસિકો બધા જ ઊલટ્યા હશે.

વેરૂળની ગુફાઓ અજંતા પછી તૈયાર થઇ લાગે છે. અજંતામાં લાલિત્ય વધારે છે, વેરૂળમાં ભવ્યતાનો ઉન્માદ છે. અજંતામાં ધ્યાનવીરો રહેતા હશે, જ્યારે વેરૂળમાં વિદ્યાવીરો જ્ઞાનનાં અનેક ક્ષેત્રો ખેડતા હશે. બહારની દુનિયા જોવા આવે તો અજંતા તેને સહન કરશે; વેરૂળ, બહારની દુનિયા ન આવે તો એને નોતરશે.

લિ.

કાકાના સપ્રેમ શુભાશિષ

પ્રિય બાળ,

કાર્લાની ગુફાઓ તેમજ નાશિકની ગુફાઓ અજંતાના વલણની છે. વચમાં એક વિશાળ વ્યાખ્યાનમંડપ, એની સામે બોધિસત્ત્વ કે બુદ્ધની મૂર્તિ અથવા સ્તૂપ. બાજુ ઉપરની દીવાલમાં અંધારામાં સંતાએલી શ્રમણોની ઓરડીઓની હાર અને વ્યાખ્યાનમંડપમાં તેમજ સામેની મૂર્તિ ઉપર પ્રકાશ પાડવા માટે પ્રવેશદ્વારને માથે પીપળપાનના આકારનું મોટું ગવાક્ષ, એ આ ગુફાઓનું સામાન્ય સ્વરૂપ ગણાય. આ ગુફાઓ ત્રણે ઋતુમાં સ્થિરસુખ હોવાથી સાધુઓ માટે ખાસ અનુકૂળ હોય છે. એકવાર કોતરાઇ તે કોતરાઇ. પછી દર વરસે એની મરામત કરાવવાપણું ન રહે. બહાર ધોધમાર વરસાદ પડતો હોય તોપણ અંદરની ઓરડીઓ કોરીને કોરી શિયાળામાં બાણના ગર્વ જેવો તીણો પવન વાતો હોય તો યે અંદરની હૂંફ જરા યે ઓછી ન થાય. અને હિંદુસ્તાનના પ્રખર ગ્રીષ્મમાં પણ અંદર તો શીતળ શાંતિ જ સચવાઇ હોય. દરેક ગુફા દીઠ પાણીની ટાંકી તો હોય જ, જેમાં પહાડનું જીવતું અને અમૃત જેવું પાણી હમેશ ભરેલું મળે. નિવૃત્ત થવું હોય તો અહીં બહારની આખી દુનિયા ભૂલી શકાય. અને ડોકિયું કરવું જ હોય તો મોટા જળપ્રપાત, દૂરદૂર સુધી પથરાએલી ગાલીચા જેવી વનરાજી અથવા જીવન સાથે જ સરખાવી શકાય એવા સમુદ્રનો વિશાળ જીવનરાશિ સહેજે નજરે પડે. આ ગુફાઓમાં એકધારું વાતાવરણ રહે છે. તેને સુંદર અને વિવિધ બનાવવાનું કામ પ્રકાશ અને અંધારાનું હોય છે. આ સનાતન સંગોવડીઆઓ અનંત કાળ માટે અહીં રમતો રમતા હોય છે. ભરતીઓટની લીલા થાકે તો પ્રકાશ અંધારાની રમત વિરમે. અને શું આ ગુફાઓમાં રહેનાર તપસ્વીઓ અને સંન્યાસીઓની હૃદયગુફામાં પ્રવૃત્તિ અને નિવૃત્તિ, રસિકતા અને સંયમ, કારુણ્ય અને ઉગ્રતા એની અનેક જોડીઓની અખંડ રમત નહિ ચાલતી હોય? શાંત વાતાવરણમાં આવી સૂક્ષ્મ અશાંતિ કેટલી મીઠી અને છતાં કેટલી ગંભીર જણાતી હશે?

લગ્નમાં વિઘ્ન હોય જ છે, પણ લેખનમાં પણ વિઘ્ન કેટલાં? હવે આ કાગળ પૂરો કરવા બેસું તો કોણ જાણે ક્યારે મોકલાશે? એટલે આટલો જ કકડો મોકલું છું.

લિ.

કાકાના સપ્રેમ શુભાશિષ

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

**ભગત** . . . . . . . . . (અનુસંધાન પાન ૩૩૩થી)

મરવું થોડું કોડે મૂકવાનું છે? સંસાર ઉપર ગમે એટલો અણગમો આવે,' ને એનાગા ફાલે એટલા છેટા ભાગીએ તો ય જન્મ્યા ત્યાંથી આજદિન સુધી બોલતાં, ચાલતાં, ખાતાં, પીતાં, ઓઢતાં પહેરતાં, પેટ ભરવા માટે મમે તે કરતાં સંસારમાંથી શીખાણું. આ પરણીએ, છોકરાં થાય, અને એમ કરતાં મરીએ, ત્યાં સુધી જે કાંઇ કરીએ બધું એનું એ. હા જ્યાં જઇએ ત્યાં થોડું ભુલાવાનું છે? ખોળિયું કાંઇ થોડી સાપની કાંચળી છે તે ઉતારી નાખીએ!' બુધો એકલો છતાં વાલી સાંભળે તેમ વાતો કરતો ગયો. વાલી એના મોઢા પર બદલાતી મનોદશાનું માપ કાઢતી રહી. એનાથી બોલી જવાયું: 'તમે તો ભગત થવા માંડ્યા!'

'એમાં કાંઇ નવું ન થાયું કહેવાય! આદુથી થાતા આવે છે બીચારા! શું કરે! ગામને છેવાડે રહેવાનું, છેટેથી ચીજ વસ્તુ લેવાનું, હલકાં ગણાવાનું, દયાના ટુકડા ખાઇ નિર્ધન થઇ જીવવાનું, ભણેલા બા ભણાવે એમ ભણવાનું, 'ને આખો જન્મારો ગોલાપો કરીને છેવટે કોકની દયા ઉપર ખાંપણ પામવાનું, પછી બીચારા ભગત થાય, કાં, ચોર લૂટારા બારવટીયા કે વટલેલ થાય. માણસમાં ઊંચનીચના એંકાર રહ્યા ત્યાં તે ક્યાંથી મન ડોળે!'

ઓવારી જવાના સ્વાર્પણ ભાવમાં અચેતન સ્મિતભર્યાં અને આવો અપૂર્વ, અજોડ કે સંપૂર્ણ પતિ પામ્યાના હર્ષાવેશથી ઉપજેલા સંતોષના તમભારમાં, વાલી; બુધાની વાતના તથ્યમાં વમળાતી રહી.

નિર્જન કાળી રાતમાં આછો પ્રકાશ ભરી દેતું કુવાનું શબ, બંને ગાડી બૈપરની ઢીલચાલ બનાવતું રહ્યું. નજીકમાં શિયાળ અને ઘુવડ બોલી રહ્યાં. દૂરના ખેતરોમાંથી રખોપીઆની ગોફણમાંથી છૂટેલા પથરાની સનસનાટી અને ટોપ ઉડાડી મૂકતી તીણી કિકીયારી પડઘો પાડતાં શમી ગયાં. ઘડીક ઊંઘતા છોકરાને ખોળામાં રાખીને ઝોકાં ખાતી વાલી સામું તો ઘડીક આકાશની અકલ્પ્ય અગાધતા સામું જોતા બુધાના ગળામાંથી આછું ઘેરું વિષાદપૂર્ણ રુદનમિશ્રિત સ્વરગુંજન છૂટતું ગયું:

'મારું દિલ લાગ્યું હરિ તારા નામમાં.
કપટી જોગી રે સંસાર—
—કુડીઓ ભાળ્યો સોકાચાર
મારું દિલ લાગ્યું હરિ . . . .'

ઉમેશ કવિ

# સ્મરણયાત્રા

## મારી યોગ્યતા

નિશાળે જનારા સૌ વિદ્યાર્થીઓ પ્રશ્ન વર્ગોમાં પૂછવાની એક રીતથી બરોબર માહિતગાર હોય છે. બધા વિદ્યાર્થીઓને તેમના ક્રમ પ્રમાણે બેસાડવામાં આવે છે. પછી શિક્ષક પહેલા નંબરથી પ્રશ્નો પૂછવા શરૂ કરે છે. પહેલાને જવાબ ન આવડે તો બીજાને, તેને ન આવડે તો ત્રીજાને, એમ શિક્ષક જલદી જલદી પૂછતા પૂછતા આગળ ચાલે છે. એમાં જેનો જવાબ સાચો પડે તે આગો ઊઠીને બધા નંબર ચડી જઈ પહેલો જઈને બેસે છે. પછી તેના મૂળ નંબરની પછીના વિદ્યાર્થીને બીજો પ્રશ્ન પૂછાય છે. 'વિજયી વિદ્યાર્થી હારેલા બધા વિદ્યાર્થીઓ ઉપર ચડી જાય' એ આ પ્રથાનો સર્વસાધારણ નિયમ છે. એનો અર્થ એમ તો નહિ જ કે આ રીતે પ્રશ્નો પૂછવામાં વિદ્યાર્થીઓની સાચી પરીક્ષા થાય છે અને એમ પણ ન કહી શકાય કે એક કલાક આ રીતે ચાલ્યા પછી વિદ્યાર્થીઓને જે નંબર મળે છે તે તેમના અભ્યાસની યોગ્યતા પ્રમાણેના હોય છે. આ તો એક પ્રકારની લૉટરી છે. શિક્ષક જો પક્ષપાતી હોય તો પોતે ચાહે તે વિદ્યાર્થીને ઇચ્છા મુજબનું સ્થાન અપાવી શકે. હા, શિક્ષકને વિદ્યાર્થીઓનો પરિચય બરાબર હોવો જોઈએ.

પ્રશ્નોની આ લૉટરી વિશાળ જીવનના જ એક પ્રતિબિમ્બ જેવી છે. પણ આમાં વિદ્યાર્થીઓ બધા જાગૃત રહે છે, ઉત્તર દેવામાં ઝાઝો સમય નહિ મળે એમ જાણતા હોવાથી વિદ્યાર્થીઓ શીઘ્રમતિ બને છે અને શિક્ષકનો પણ ઘણો સમય બચી જાય છે. આમાં વળી શિક્ષક અને વિદ્યાર્થીઓને આળસ આવવાનો પણ ઓછો સંભવ હોય છે. આજે તો આ પદ્ધતિને હું મહત્ત્વ ન આપું, કેમકે તેમાં અનેક દોષ છે. પરંતુ નાનપણમાં અમને પ્રશ્નોની આ પદ્ધતિ બહુ ગમતી. જોતજોતાંમાં વિદ્યાર્થી રંકમાંથી રાય બની જતા, તેમજ રાજામાંથી રંક બનવાને પણ તૈયાર રહેવું પડતું. એમાં પહેલા નંબરના વિદ્યાર્થીને તો, દરેક ઉગ્ર તપશ્ચર્યાથી બીતા રહેતા સ્વર્ગાધિપતિ ઇન્દ્રની પેઠે હમેશા બીતા રહેવાનું હોય છે, કેમકે વર્ગમાં એનાથી ઊંચું સ્થાન બીજા કોઈનું નહિ હોવાથી એને ચડવાનો આનંદ ક્યાંથી જ હોય. પડવાનો જ સવાલ એની આગળ હોય. એમાં એને પોતાને ભાગે આનંદ નહિ આવતો હોય, એને સદા કંપતો જોઈને નીચેના વિદ્યાર્થીઓને તો જરૂર મઝા પડે છે. બીજાની ફજેતીથી આનંદ મેળવવાની રીત રજોગુણી વૃત્તિવાળાને બહુ પસંદ આવે છે. પણ આમાં નીતિશિક્ષણનો નાશ છે એ વાત એ વેળા કોઈના ધ્યાનમાં નહોતી આવી એમ લાગે છે.

એક દિવસ વર્ગમાં આમ પ્રશ્નોત્તર ચાલતા હતા. રોજના મારા નિયમ પ્રમાણે હું નિશાળે મોડો ગયેલો હોવાથી છેલ્લો બેઠો હતો. જોતજોતાંમાં હું અરધે સુધી તો પહોંચી ગયો. એવામાં વામન માસ્તરે પહેલા નંબરને એક પ્રશ્ન પૂછ્યો. એમણે પ્રથમથી ધારેલું કે એનો જવાબ કોઈને નહિ આવડે. તેથી બધા વિદ્યાર્થીઓને એમણે ઝટપટ પૂછી લીધું. મેં વચમાં જવાબ તો આપી દીધો, પણ માસ્તરે મારા ઉત્તર તરફ ધ્યાન જ ન દીધું. મારી ખાતરી હતી કે મારો જવાબ સાચો હતો. પણ એમની આંગળી તો ઝપાટાબંધ પહેલેથી છેલ્લે સુધી ફરી વળી. જ્યારે કોઈ જવાબ નથી આપી શકતું ત્યારે શિક્ષક પોતે જ એનો જવાબ કહી દે છે, એ પ્રથા મુજબ માસ્તરે જવાબ કહ્યો. એ સાંભળ્યા પછી મારાથી ચૂપ કેમ બેસી રહેવાય? મેં ઊભા થઈને કહ્યું, 'સર, આ જવાબ તો મેં આપ્યો હતો.' વામન માસ્તરના માન્યામાં આ વાત ન આવી; અને એ અવિશ્વાસ એમણે પોતાની દૃષ્ટિથી બતાવ્યો પણ ખરો. મેં ફરીથી જોરપૂર્વક કહ્યું 'હું સાચું કહું છું, સર, મેં આ જ જવાબ આપ્યો હતો.' હવે તો વામન માસ્તર સામે મહાન ધર્મસંકટ આવી પડ્યું. પોતાના કાન સાચા કે સામે ઊભેલો આ છોકરો? એમની મુશ્કેલી હું જોઈ શકતો હતો. પણ હું એમ આવી હાર કેમ કબૂલ કરું? હું તો મારી જગ્યાએ એમ ને એમ ઊભો રહ્યો. તેઓ જરા ચીડાયા પણ ખરા. પોતાનું સ્થાન છોડીને એ મારી પાસે આવ્યા, અને બંને હાથે મારા ખભા પકડી મને પહેલા

નંબરે લઈ જઈને કર્કશ અવાજે કહ્યું, 'લે બેસ અહીં.' હું બેસી તો ગયો, પણ એમનું આ વર્તન જોઈને હું અસ્વસ્થ થઈ ગયો. સ્દારહીને બધા વિદ્યાર્થીઓ માસ્તરની તરફ તથા મારી તરફ એકીટશે જોતા હતા. એ પણ એક જોવાલાયક દૃશ્ય હતું હું એવો મૂંઝાઇ ગયો કે શું કરવું એ મને સૂઝ્યું નહિ. આમ થશે એવી કલ્પના મને પહેલેથી જ હોત તો હું આ વાત છેડત જ નહિ: પહેલા નંબરનો એટલો મોહ તો મને કદિ હતો જ નહિ. કોણ જાણે મારી આ મૂંઝવણની માસ્તરના હૃદય પર શી અસર થઇ એમણે ફરી મને પૂછ્યું: 'Do you think you deserve the first place?' (તું માને છે કે તું પહેલા નંબરને યોગ્ય છે!) એક તો શિક્ષકની ચીડ અને અવિશ્વાસને લીધે હું મૂંઝવણમા પડ્યો જ હતો; હું તો વિચાર કરતો હતો કે આ બધી બાબત આગળ પહેલો નંબર ધૂળ બરાબર છે; તેમા વળી આ પ્રશ્નનો ઘા આવી પડ્યો. પોતાની યોગ્યતાનો એકરાર કરવો એ આપણા હિંદુ સદાચારથી વિરુદ્ધ છે. જે એમ કહે કે 'હું સર્વોત્તમ છું, હું લાયક છું, હું બુદ્ધિમાન છું' એ કુલીન નથી ગણાતો આ શીલ હું નાનપણથી શીખ્યો હતો. એટલે માસ્તરના પ્રશ્નના જવાબમા મારા મોંમાંથી જલદી 'હા' કેમ નીકળી શકે? શરમનું માર્યું મારું મો લાલચોળ થઇ ગયુ. મેં જોયું કે મારા કાન પણ એની અસરથી ગરમ થઇ ગયા હતા. વિદ્યાર્થીઓ પણ હું શું કહું છું એ જોઇ રહ્યા હતા મારી આંખો આગળ અંધકાર છવાઇ ગયો. 'હા' કહું છુ તો અવિવેક થાય છે; અને આ બધા નાટક પછી હવે 'ના' તો કહી જ કેમ શકું? અને બીજી બાજુ જવાબ આપવામા જેટલી વાર થતી હતી એટલો મારા પ્રત્યેનો અવિશ્વાસ વધતો જતો હતો. અંતે હું મરણિયો બન્યો, અને જોઇએ તેના કરતાં પણ વધારે જોરપૂર્વક મેં કહ્યું. 'Yes I do' (હા, હું યોગ્ય છું જ). માસ્તર એકદમ ચૂપ થઇ ગયા, અને જાણે કાંઇ બન્યું જ ન હોય તેમ એમણે શીખવવું શરૂ કરી દીધુ. પણ જે વાતાવરણ એકવાર આટલું ડહોળાઇ ગયું હોય તે એવી શાન્તિથી કાંઇ સ્વસ્થ થાય ખરું? એ દિવસ વીતી ગયો. તે પછી માસ્તરે કે કોઇ બીજાએ એ પ્રસંગનો લેશમાત્ર ઉલ્લેખ કર્યો નહિ. સૌને લાગ્યું હશે કે આવા નાજૂક પ્રશ્નને ન છેડવો એ જ સારૂ છે અથવા તો બધા એ ભૂલી પણ ગયા હોય પણ હું શી રીતે ભૂલું?

નાનપણમાં, તેમજ મોટપણે પણ આવા કેટલા યે પ્રસંગો આવે છે. બાળપણની મુખ્ય મુશ્કેલી એ હોય છે કે એ વેળા ભાવનાઓ કોમલ અને સરસ હોય છે; પરંતુ તેને મુકાબલે પરિસ્થિતિનું પૃથક્કરણ કરવાની શક્તિ કે ભાષા નથી હોતી. મોટાં માણસો તો પોતાનું બાળપણ ભૂલી ગયાં હોય છે, અને બાળકોની બાબતમાં માને છે કે તેઓ અંતે તો બાળક જ છે, એટલે એમના જીવનને એટલું મહત્ત્વ આપવાની એવી શી મોટી જરૂર! માની લઇએ કે આ બધું અનિવાર્ય છે. પણ એથી બાળજીવન સરળ નથી થતું.

નાનપણના આવા આવા પ્રસંગોને માટે મોટાં માણસોનો સ્વભાવ કેટલો જવાબદાર છે એ કોણ કહી શકશે? સારું થયું કે ઉપર કહેલા પ્રસંગમા મારા શિક્ષક સંસ્કારી અને ધીરજવાન હતા. શકનો લાભ તહોમતદારને આપવાની ઉદારતા એમનામાં હતી. પણ એમની જગ્યાએ બીજો કોઈ સામાન્ય શિક્ષક હોત તો એણે મને બદમાશ કહીને સજા કરી હોત, મારો ધિક્કાર કર્યો હોત, અને એ બધાની અસર મારા ઉપર કોણ જાણે કેવી પડત! મનુષ્ય સ્વભાવને વિષે મારામાં કંઇક નાસ્તિકતા તો અવશ્ય આવી જાત. વામન માસ્તર મારા પ્રત્યે-બલ્કે બધા વિદ્યાર્થીઓ પ્રત્યે બહુ સારો વ્યવહાર રાખતા હતા. એની મારા ઉપર જે અસર પડી છે તેના કરતાં પણ વધારે પ્રભાવ તે દહાડે મારા ઉપર પડ્યો. ઉપલા પ્રસંગે સારી પેઠે સંશયગ્રસ્ત હોવા છતા મારા પ્રત્યે એમણે જે ઉદારતા બતાવી, મારા બાલ આત્માની આબરૂની જે કદર કરી, એથી તો હું એમનો ભક્ત બની ગયો. એમણે નીતિ શિક્ષણના કેટલાયે પાઠ અમને શીખવ્યા હશે, પણ આ પાઠ ન્યારો જ હતો. ચરિત્રગઠનમાં આવા પાઠોની અસર ઊંડી અને ચિરસ્થાયી હોય છે.

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

સ્કૉટલૅન્ડ અને આયર્લૅન્ડને જેમ સ્વાતંત્ર્ય જોઇએ છે તેમ (પોતાના વતન) વેલ્સને પણ જોઇએ છે એવું ભાષણ એક વાર લૉઇડ જ્યૉર્જ કરતો હતો તે વેળા સભામાંથી એક અવાજ આવ્યો: 'And for hell (અને નરકને પણ જોઇએ).' તરત જ લૉઇડ જ્યૉર્જે જવાબ વાળ્યો: બરાબર છે; દરેકે પોતાના દેશને માટે લડત ચલાવવી જ જોઇએ!'

ડરામણીના દોર પર ચાલી રહેલી આ દુનિયામાં એવું કોઇ નથી જણાતું જે કોઈથી દબાતું ન હોય અને જે કોઈને દબાવતું ન હોય. ભંગીની નાની છોડી લીલીથી માંડીને મોટા મોતીચંદ શેઠ સુધીનું દરેક જણ આજે પોતાની સામે ન્યાયનો અવાજ ઉઠાવનારને ધુરકાવે છે કે

# સામું બોલે છે?

ચોમેર ઉકરડાઓની વચ્ચે નાની લીલી ઠીકરીદા રમતી હતી. તેની નાની બેન ફૂલી પાસે જ ધૂળ ચૂંથતી હતી. તેના નાકનો મેલ ખાવા માખીઓ શેરબજારના દલાલોની જેમ કાગે વળગી પડી હતી. એટલામાં પાસેથી ખાતરનું ગાડું નીકળ્યું. લીલીએ એક પગે ઠૂદકો મારતા મારતા રાડ નાખી 'અલી ફૂલકી એ, ખસ; જો ગાડું આવે છે.' ધૂળ ચૂંથવાની ધૂનમાં ફૂલીએ તે ન સાંભળ્યું. પોતાની રમત બગાડી લીલીને આવવું પડ્યું. ચીડમાં ને ચીડમાં તેણે ફૂલીને ઉંચકી બાજુએ પછાડીને બેસાડી. ફૂલીથી આ અપમાન તથા રમતમાં દખલગીરી ન સહેવાયાથી તેણે ભેંકડો જોડ્યો. લીલી 'બળાડીઃ લે વળી, કહ્યું તો ખસી નહિ અને ગાડાના રસ્તામાંથી આઘે બેસાડી એટલે સામે રોવા માંડી! બેસ છાની!' એમ કહી માથામાં ટપલું મારી તે લીલી ઠીકરીદા રમવા વળગી. ફૂલકી વધુ જોરથી રોવા લાગી.

એટલામાં લીલીનો મોટો ભાઇ શંકરીઓ ત્યાં આવી ચડ્યો. તેણે ફૂલીનું ઉપરાણું તાણ્યું અને લીલીને ધમકાવી કાઢીઃ 'બાને આવવાદે ને તું. રમત આડે ફૂલકીને રોવરાવ છ, કાં? આજે તારાં હાડકાં સીધાં થઇ જવાનાં છે, યાદ રાખ!' લીલાએ જવાબ વાળ્યોઃ 'એમાં મારો શો વાંક? ફૂલકીને કહ્યું તો યે એ કયાં ખસી?' એ સાંભળતાં તો તડ દેતો શંકરીઆએ લીલીને તમાચો ચોડી દીધોઃ 'લે વળી, સામું બોલે છે? એક તો ફૂલીને રોવરાવી ને વળી કે' છે મારો શો વાંક?'

ચીસો નાખીનાખીને રોતી લીલીને પડતી મેલી શંકરીઓ પોતાનાં ભૂંડણાં ભેગાં કરતો ચારવા ચાલ્યો. શંકરીઆનો બાપ એ જ વખતે ગામમાંથી આવ્યો. લીલીએ થોડાં લાડથી અને થોડા દુઃખથી પોતાના ડુસ્કાં ચોગણાં વધારી દઈ બાપને રાવ કરીઃ 'બાપા, શંકરીઓ જુઓને ... અમને ... માર્યું ... ઉઉ ઉ!' બપોરનો વખત હતો. શંકરનો બાપ ભૂખ્યો હતો. ગામમાંથી ત્રાસીને આવ્યો હતો. રાતોપીળો થતો એ થોડે દૂર નીકળી ગએલા શંકરીઆ પાસે જઇ પહોંચ્યો. બાવડું ઝાલી તેને ધમધમાવી કાઢ્યો અને કહ્યુંઃ 'ગોધા જેવો થઇ માંદલી લીલીને મારતાં લજાતો નથી? બાયલો નહિ તો!' શંકરીઓ નીચો પડી ગયો અને પોતાનો બચાવ કર્યોઃ 'પણ એ ફૂલીને રોવરાવતી'તી ને!' શકરીઆના બાપનો ગુસ્સો હદ બહાર વધી ગયો. કાન આમળી જમીનથી વેંતેક ઉપર ઊંચો કરી તેને પછાડ્યો ને પછી દૂર હડસેલો દીધો. અને ત્યાંથી પાછો ઘરઆંગણા તરફ વળતો ત્રાડૂક્યોઃ 'હરામખોર! પાછો સામું બોલે છેઃ "ફૂલીને ... રોવરાવ ... તી ... તીને ..."'

શંકરીઆનો બાપ ભીખો ઝૂંપડામાં જઇ વાસી રોટલો ખાઇ, પાણી પી બહાર આવીને બેઠો. થોડો ટાઢો પડ્યો અને હાથમાં ચલમ લઇ દેવતા સંકોરવા લાગ્યો ત્યાં ગામના પાંચસાત કણબીનું ધાડું હાથમાં ડાંગો ઉછાળતું, દોડતું, ભંગીઓને ભૂંડી ગાળો દેતુ આવી ચડ્યું. ભીખો ચેત્યો ને પાસે પડેલી ડાંગ સંભાળી. સૌથી આગળ પહોંચેલા હીરા પટેલે ભીખાના માથા પર ડાંગનો ઘા કર્યો. ભીખાએ ચતુરાઇથી એ પોતાની ડાંગ ઉપર ઝીલી લીધો. ભારે કડાકો થયો. સાંભળનારા ચોંકી ઊઠ્યા. ભીખો કરગરતો સંભળાયોઃ 'અન્નદાતા, આ વારકું માફ કરો. આ સાળો શંકરીઓ પેટ પથરો પાક્યો છે. કોણ જાણે ક્યારે એ મારૂં માથું વઢાવી નાખશે. હરામખોરને હજાર વાર ટોક્યો કે ભૂંડણાંને ગણીગણીને નજરમાં રાખ, પણ એ મોંબળ્યો ગનારતો જ નથી. એ મને આ ગામ છોડાવ્યા વિના નહિ રહે.'

કણબીઃ 'હવે બકતો મર, બકતો!' તમે ભંગીઆ દા'ડે દીએ ફાટતા ચાલ્યા છો. તેમાં યે તમારી નિશાળ બેઠી છે ત્યારથી ડબ છૂટી દોર થઇ છે. મોટા વકીલ થઇ ગયા છો, વકીલ. આખું પાદર ગંધવાવી દીધું. રોજ કહીએ પણ ભૂંડણાંને સંભાળતા જ નથી. એ

તો આ ગારતર બેઠા છે, નહિ તો માથામાંથી શોધી રૈયાત શોધી, સમજ્યો! વાક તારા છોકરાનો, એ તારો જ તો! ભૂંડણાં ન સચવવાનાં હોય તો વેચી નાખ. ભારી દે નુકસાન. જોજે હવે કંઇ ગાળા આવ્યા છે તો આ કડિયાળીએ ફરી પાંસળીએ પાંસળી તૂટી જવી છે.'

ભીખો: 'ના, માબાપ, તમે અમારા રાજા. લ્યો, હવે બીજી વાર ભૂલ થાય તો તમારાં પગરખાં છે અને આ મારું માથું છે. આખું ગામ એકએક જોડા મારી જજો, માબાપ! જ્યાં લગી તમારી દયા છે ત્યાં લગી આ તમારી જમીનમાં પડ્યા છીએ. તમારી સામે બોલીએ તો અમારી જીભમાં કીડા ન પડે? લો હવે ટાઢા પડો. જરા આ વારકી માફી બક્ષો.'

ભીખાની વીનવણીથી કણબીઓનો ઉકળેલો ગુસ્સો ટાઢો પડ્યો. ભંગીઆ માથે નથી ચડ્યા, એને ઘેર નિશાળ બેઠી તો યે કજાતમાં છે એવી પતીજ આવતાં તેઓ ખેતરનું નુકસાન દરગુજર કરી શક્યા, અને ભેદાની વરાળ હલવતા સાથી ધીમે ધીમે પાછા ખસી ચાલ્યા ગયા.

ગામમાં એભા પટેલની રાડ બોલે. આખેડથી બે વધુ ઉમરના. નાનના પટેલ તો ખરા જ; ને વળી ચોવટીઆ. એમને છંછેડવાની હીમત કોઇની ન ચાલે. એભા પટેલ જેના ઉપર રૂઠે તેના ઘરખોરડા જોતજોતામાં ભોંય ભેગાં થઇ જાય, જમીન વેચાઇ જાય અને જેલખાનામાંથી બચી જાય તો નસીબદાર.

હીરો કણબી ભીખા ભંગીને દબડાવી પોતાની બહાદુરી ઉપર મલકાતો ને માથું ઊંચું કરતો જેવો ચોરા પાસે થઇ નીકળ્યો એવો એભા પટેલે તેને હાકોટ્યો:

'અલ્યા હીરીઆ! આંઇ આવ્ય આંઇ.'

'બાપા, જરા ભેંશ તરશી સે; પાણી પાઇને આવું સું.'

'હવે જોઇ તારી ભેંશ! નવુકી આવી છે તે ઊંચું જોઇ ગ્યો છ, કાં? આ દરબારી કામમાં ઢીલ કરી છે તો તને ભારે પડી જવી છે!'

'પણ બાપા, ઘેરે કોઇ ભેંશને પાણી પાય એમ નથી. બીચારૂં મૂંગું ઢોર, એનાથી કંઇ પાણી શેકું મગાય છે? પાણી પાઇને ગયા ભેગો આવું છું.'

'હવે ડાહ્યલો થા મા ને! સવારનો શું કરતો 'તો? આ ઢીલનું કામ નથી, સમજ્યો? તને કહ્યું કે દરબારી જરૂરી કામ છે. ગાળા ન આવ. ચડી આવ જોઇએ ચોરા ઉપર!'

હીરાને એભા પટેલનું માન્યે જ છુટકો હતો. બીચારો નીમાણો થઇ ચોરે ચડ્યો. એભા પટેલે એક બદામી કાગળીઉં તેની સામે ધર્યું અને કહ્યું, 'લે કર અંગૂઠાની છાપ.'

'અંગૂઠો શેનો?' હીરાએ પૂછ્યું.

'બીજો શેનો વળી? મકનજીની તરફેણમાં ન્યાયાધીશ સા'બ પાસે જુબાની આપવાનો.'

હીરો ગભરાયો. તેને કંઇ સમજાયું નહિ. તેણે વળી અચકાતાંઅચકાતાં પૂછ્યું: 'તે હું કંઇ જાણું કરું નહિ ને મારે કચેરીમાં શું કહેવું?'

'એમ કહેવું કે ગેધજીનું ખેતર વઢાયું તે રાતે મકનજી ગોળનું ગાડું લઇ ગુજરીએ ગયો'તો.'

'પણ હું તે દિ' ગામમાં હતો જ કયાં તે એમ કહું?'

'એટલે જ તો તારે કહેવું કે મેં તેને ગુજરીમાં ગોળ વેચતો ભાળ્યો 'તો.'

'પણ હું ગુજરીમાં કયાં ગયો'તો? હું તો મારી બેનને તેને સાસરે પહોંચાડવા ગયો'તો. ગુજરીથી ત્રણ ગાઉ દૂરને ગામે હતો.'

'તારે એ બધી પંચાત શી? તું તારે કહેજે ને કે મેં ગુજરીમાં તેને જોએલો.'

'પણ એમ ખોટુંખોટું કહું તો મારી આ સ્વામીનારાયણની કંઠી લાજે.'

'જોયો જોયો, મોટો ભગતડો, હવે. જેની તેની સાથે ગામઆખામાં કજિયા કરતો ફરે છે ત્યારે કંઠી કયાં સંતાઇ જાય છે? ઝાઝું ડહાપણ કર્યું છે તો ફોજદારીમાં ફસાવી દઇશ. મને ઓળખતો નથી કેમ? ભેંશ હરરાજ કરાવીશ ત્યારે ઓળખાણ પડશે, ખરૂં?'

વકરેલા એભા પટેલ કેટલા ભૂંડા હતા તેનું હીરાને પૂરૂં ભાન હતું. છતાં આવું પાપ કરવા તેનો જીવ નહોતો ચાલતો. તેણે કરગરતાં કહ્યું: 'એભા બાપા, આમાં મને ન નાખો. કોઇ સાચી સાખ સારૂ જેટલા ધોડા કરાવો એટલા કરૂં. પણ આમાંથી છોડો.'

'લે રાખ રાખ હવે, મોટો સાચનો બેટો થવા જાય છે તે. ચાલ લે, લગાવ શાહી.' એમ કહી એભા પટેલે ખડિયામાં ઊંધી કલમ બોળી. બીચારા હીરા પટેલે અંગૂઠો ધરી દીધો.

મોતીચંદ શેઠના દીકરાનું ભારે ધામધૂમથી લગન થયું. રેલવે સ્ટેશનથી આઠ માઇલ દૂર આવેલા આ

ગામડા ગામમાં પણ શેઠનું મન રાખવાને ભરૂચ, અમદાવાદ, રતલામ જેટલે દૂરથી શેઠના દીકરાના મામા, ફુવા, માસા વગેરે સહકુટુંબ સપરિવાર મુસાફરીનાં ખર્ચ અને હડદોલા વેઠીને આવેલા. અધૂરામાં પૂરું આ ગામમાં મોટરના ખટારા પણ હજુ શરૂ થયા ન હતા. મોતીચંદ શેઠે લગભગ રૂા ૭૦૦) ખરચી ભારે ધામધુમથી લગનની નાત કરીને આખો સમારંભ શોભાવ્યો હતો. હવે મહેમાનોને વેળાસર સ્ટેશને પહોંચાડવાની ચિંતામાં શેઠ પડ્યા હતા. મહેમાનોમાં ત્રણ જણ નોકરીઆત હતા. તેમને સ્ટેશનેથી પહેલી ટ્રેન ન મળે તો નોકરીએ ચડતાં મોડું થાય અને દંડ વેઠવો પડે એમ હતું. પાંચ ગાડાંની જરૂર હતી. એકાકી ગાડું જાય તો રસ્તે ડર હતો. શેઠે આગાઉથી કહેવડાવેલું તો યે હજી બે જ ગાડાં આવ્યાં હતાં. બીજાં ત્રણ ગાડાં ઝટ મોકલવાનું ચાર વાર કહેવડાવ્યું તો યે હજી ગાડાંનો પત્તો ન હતો. શેઠ ધુવાંફુંવા થઈ ગયા. ખભે ખેસ નાખી પોતે જ પહોંચ્યા ઓભા પટેલને ત્યાં. એમ તો શેઠ કંઈ ભારે ધનવાન નહોતા. તેમની પાઘડીમાં દસ જગ્યાએ ફાટેલા નાનાનાના ચીરા લટકતા હતા, દુપટ્ટામાં ચાર જગ્યાએ મોટાં બાકોરાં પડેલાં હતાં અને ઘીવાળા હાથ લુછાઇને છેડા મસોતાં જેવા થઈ ગયા હતા. લગ્નનો સમારંભ પૂરો થયા પછી ભભકદાર કપડાંની દસ વરસ ચાલેલી ઐતિહાસિક જોડ ક્ષણભર પણ વધુ ન રજોટાવા દેવાની કાળજી શેઠને હતી. એટલે ઓભા પટેલને ત્યાં તો પોતાના અસલી વેશે જ તે પહોંચ્યા. શેઠને આમલદારું ન હતું, કંઇ ખાસ મોભો યે ન હતો; પણ ધીરધારનો ધંધો, એટલે ખેડૂવર્ગ ઉપર તેમનો દોર સારો પડે. જતાંની સાથે જ તેમણે ઓભા પટેલને પડકાર્યા:

'અલ્યા ઓભા, તેં તો મારું નાક કપાવ્યું. આટલા ખરચ અને આટલા ઉજાગરા સાવ ધૂળ મેળવ્યાં.'

'પણ શેઠજી, કાલ રાતનો તપાસ કરું છું. કોઇ ગાડું મળતું જ નથી.' ઓભા પટેલે શેઠને ટાઢા પાડવા નરમાઇથી કહ્યું. પરંતુ શેઠનો ગુસ્સો વધ્યો ને ઉછળી પડ્યા:

'છોકરાં શેનો પટાવે છે? આટલો ઘરડો થયો, મૂછો ધોળી થઇ, તો યે ખોટું બોલતાં શરમાતો નથી? ગામમાં દોઢસો ગાડાં, તેમાંથી આજનો વખત સાચવવા તને પાંચ ગાડાં યે ન જડ્યાં! હજી બંધાણુ નથી ઊતર્યું?'

'ના ભા ના. હવે હું એટલું બંધાણ ક્યાં કરું છું? તમારા સમ, હું ત્રણેય ભાગોળે ધક્કા ખાઇ આવ્યો. ગાડાં તો છે, પણ બળદ નથી. ખળાં આડે કોઇને નવરાશ ક્યાં છે? જ્યાં જાઉં ત્યાં જવાબ મળે છે: આઠ દિવસ ખમી ખાઓ, પછી જોઇએ તેટલાં ગાડાં લઇ જજો અને વાતે ય ખોટી નથી. જે બળદ આપે તેનું વરસ આખાનું ધાન જોખમાય. બે ગાડાં તમને મોકલ્યાં છે તે યે મારું મન જાણે છે. સવારને પહોરે માણસ પરભાતિયા ગાય તેને બદલે મારે મો અપવિતર કરી અપશબ્દનો વરસાદ વરસાવવો પડ્યો ત્યારે બીચારા કાળા પટેલે અને જેસંગે ગાડાં કાઢી દીધાં.' પટેલનું બોલવું અટક્યુ કે શેઠે તાર સ્વરમાં રાડ નાખી:

'લવરી મૂક લવરી! તારાં કાળાધોળાં કોનાથી અજાણ્યાં છે? આજે મુન્સફ સાહેબનો હુકમ હોત તો પાંચ તો શું, વીસ ગાડાં અરધા કલાકમાં તું વેઠે આણી આપત. મને તો ધોળી પી જવાય એવો પોચો વાણીઓ ધાર્યો, એટલે બે ગાડુડી મોકલી એમાં જાણે મોટો બધો પાડ કરી દીધો! મારે ક્યાં વેઠે ગાડાં જોઇએ છે? જે ગાડાખેડુ આવે તેને કયે દિવસે નથી ચૂકવ્યા? છતાં જો તારે ગાડાં નો'તાં આપવાં તો પહેલેથી મોઢામાંથી ફાટનાં શું મરી જતો 'તો?'

મોતીચંદ શેઠને અત્યારે પારકાનો વિચાર કરવા જેટલી ધીરજ ન હતી. પોતાનું નાક કપાઇ જશે કે શું એ ભયે એકએક ક્ષણનું મોડું થતાં તેમના હોઠની ભીંસ વધ્યે જતી હતી. તેઓ ઓભા પટેલ સામે તાકીને એવું જોઈ રહ્યા હતા કે જાણે તેને ઊભો ચીરી નાખવાનો જ શેઠે નિરધાર કર્યો હોય! 'ઓભા! કણબીની જાત જ અવળી. જોડા મારે તેને હાથ જોડે ને ભલાઇ કરવા જાય તેનું ઘર ખોદે. રૂપિયા કઢાવવા હોય ત્યારે ગરીબ ગાય જેવા થઇ જાય, દાંત વચ્ચે જોડા ઝાલી પગે પડે, ને પોતાનું કામ સરે એટલે બીજાનું ઘરે ભલેને સળગતું! તારે ગાડાં ન અપાવવાં હોય તો ના પાડી દે. એકવાર ના પાડ ને પછી તારી પટલાઇ કેટલા દિવસ ચાલે છે એ હું જોઇ લઇશ.'

ઓભા પટેલ સંકડામણમાં પડ્યા. ગાડાં જોડાવે તો નાતીલામાં કડવાઇ વધે; કારણ ખેડુને એક આઠ આની સામે રૂપિયા ચાર છનું નુકસાન થઇ જાય એમ હતું. ન જોડાવે તો મોતીચંદ શેઠ બસો પાંચસો

રૂપિયાની ત્રણચાર જપ્તીઓ તેના ઉપર લાવી શકે એમ હતા. શું કરવું તે ન સૂઝવાથી તે સ્થિર બેસી રહ્યા. શેઠથી આ સ્થિરતા ન ખમાઇઃ 'હી...ક ત્યારે. તારે નથી ઊઠવું એમ ને? હું જાઉં છું. વકરો વાણીઓ અને વકરો સાપ સરખા એ તારા બાપદાદાએ તને શી-ખવ્યું નથી લાગતું.' એટલું કહી મોતીચંદ શેઠે પીઠ ફેરવી.

ગુસ્સાભર્યા શેઠને જતા જોઇ એભા પટેલ ફલાંગ મારતા ઊઠ્યા અને શેઠનો હાથ પકડી લીધો. તેમના ગોઠણ દાળતાંદાળતાં પટેલ કરગર્યાઃ 'શેઠજી માફ કરો. મારી ખતા થઇ. હું અટકળ વિનાનો તે તમારી સામે બોલ્યો. શેઠ, આપના મહેમાન તે મારા સાત મહેમાન. જતો મહેમાનોને સાબદા કરો; હું હમણાં વાસોવાંસ ગાડાં લાવું છું.'

ગામમાં મોતીચંદ શેઠનો ધાક આટલો છતાં તેમના જેવા બીકણ અને દાબમાં આવનાર કોઇ ન ગણાતું. દરબારનો સાધારણ પટાવાળો આવે તો યે શેઠ ગાદીએથી ઊઠી સામા જાય ને ઘેર તેડી જઇ વાળુ કરાવે એમ વાયકા હતી.

ગામ આખામાં ફૂટી વળ્યો, પણ જે કોઇથી દબાતું ન હોય અને જે કોઇને ધુરકાવતું ન હોય એવું કોઇ યે નજરે ન ચડ્યું.

મણુદાસ છગનલાલ ગાંધી

# સાબુનું શિલ્પ

ધોવાના સાબુની મોટા કદની ગોટી અથવા ઘરમાં પાડેલા સાબુનું મોટું ચોસલું હોય તો તેમાંથી તમે ઘણા ઘાટ કોતરી શકશો. તેને માટે ઓજારોનો કંઇ જ ખર્ચ કરવો પડે એમ નથી.



ધારદાર ચપ્પુ લઇ તે વડે બાજુએ આપેલા નમૂનામાંના નં. ૧ પ્રમાણે દેવદારની ચીપમાંથી, એક બાજુ ચપટું અને એક બાજુ અ-ણીદાર એવું છથી આઠ ઈંચની લંબાઇનું ઓજાર બનાવી લેવું. પછી નં ૨ જેવા ઘાટનું બીજું ઓજાર બનાવવું તેને એક છેડે, ચિત્રમાં બતાવ્યા પ્રમાણે વાંક પાડવો અને બીજે છેડે તાર વાળીને બાંધવો. તાર બરોબર કેમ બંધાય તે માટે ચિત્ર નં. ૩માં '૬' આગળ જે વિગતો બતાવી છે તે ધ્યાનમાં લેવી.






આગળનો દેખાવ




આટલી તૈયારી બાદ આ સાથે આલેખી બતાવ્યો છે તેવો દેડકાનો ઘાટ કોતરવાનો આરંભ કરજો. તેને માટે જે ચિત્રોમાં જેમાં 'બાજુ' અને 'ઉપરથી' એવા શબ્દો લખેલા છે તે ચિત્રો જોઇ તે પ્રમાણે સાબુની વડી કે ચોરસ ગોટી પર પહેલાં તો અણીદાર ઓજારથી રેખાઓ પાડો; અને પછી તારના ઓ-જારથી એ રેખા સુધી બહારનો ભાગ છોલી કાઢો જરા પણ ઉતાવળ કરશો નહિ. ધીરેધીરે છોલ ઉતારતા જજો વખતે વખતે બધી બાજુ ફેરવી ફેરવીને તપાસતા રહેજો.



બાજુ




ધ્યાનમાં રાખજો કે પાછલો ભાગ ઢાળમાં જાય છે આગલા ભાગમાં ઊંચુ મોં તેમજ આંખોના ગોળા પણ ખ્યાલમાં રાખવાના છે. તે વખતે દરેક અંગના ઢોંચા સાચવજો પગ તથા આંખના ઝીણા ખાંચા પાડતી વેળા અણીદાર ઓજાર લેવું આકારની પૂરી સમજણ ને ધીરજ હશે તો સરસ નમૂનો બનશે.

વધેલી કરચો અને ટુકડાનો ભૂકો કરી ઊના પાણીમાં પીગાળો તે કપડાં ધોવા માટે વાપરી શકાશે. બગડેલા નમૂના પણ પાછા આ જ રીતે વાપરી શકાશે.

નમૂના ખરેખર આકર્ષક બને તો ધાતુમાં તેના ઢાળા પાડવાનું પણ સહેલું છે સીસાનો રસ તો ઘેર પણ થઇ શકે. પણ પિત્તળ કે લોઢાના રસથી ઢાળા પાડવા હોય તો ધાતુ ગાળનારાને કામ સોંપવાથી જૂજ કિંમતે ધાતુના નમૂના સધરી શકશો.

દેડકા જેવા બીજા નમૂના હવે પછી આપવામાં આવશે

# અખાડો

શરીરવિકાસનું વિજ્ઞાન ચર્ચતો વિભાગ

## પ્રશ્નોત્તર

### જેમાં વ્યાયામની ઉપાસના કરનાર યુવાનો પરસ્પર અનુભવની આપલે કરે છે

નિરીક્ષક · શ્રી હરિનારાયણ આચાર્ય

**સાદરાથી** ભાઈ ચીમનલાલ પંડ્યા પૂછે છે:

૧ શરીરના સ્નાયુઓનો વ્યક્તિગત વિકાસ કરવો હોય તો દરેક સ્નાયુ માટે સારામાં સારી સાધન વગરની અને સાધનવાળી દેશી અગર વિદેશી કઈ કઈ કસરતો છે?

૨ આ કસરતો કયા ક્રમથી અને કેવા પ્રમાણસર કરવાથી શરીરના એકેએક અંગનું harmonious development થાય?

૩ શરીરના vital parts–હૃદય, જઠર, આંતરડાં, લીવર વગેરે માટે ખાસ સ્પેશિયલ કસરતો કઈ છે?

૪ કસરત કરનારે ઋતુના ફેરફાર સાથે કસરતના કાર્યક્રમ તથા ખોરાકમાં કેવો ફેરફાર કરવો જોઈએ? દેશી વૈદક મુજબ તો ચોમાસામાં કસરત કરવા ના પાડેલી છે; તો આ બાબતમાં ખરી હકીકત શી છે?

૫ પરણેલા માણસે કયા કયા નિયમોનું પાલન કરવું જોઈએ કે જેથી શરીરને નુકસાન ન થાય અને કસરતનો પૂરેપૂરો લાભ લઈ શકાય?

૬ દેશી તથા પરદેશી વ્યાયામની જુદીજુદી પદ્ધતિઓ છે, જેવી કે Muller's 'My System,' સૂર્યનમસ્કાર વગેરે; તેમાં સરસમાં સરસ પદ્ધતિ કઈ હશે?

૭ Anatomyનું જ્ઞાન સાદી ભાષામાં પણ સચોટ રીતે આપતાં હોય એવાં કોઈ પુસ્તકો જણાવશો?

૮ આપણા ખોરાક–ઘઉં, ચોખા, શાકભાજી, ફળફળાદિ વગેરે–ની food values આપતું હોય તેવું પુસ્તક કયું તે જણાવશો?

૯ અ કબજિયાત માટે સારામાં સારી કસરતો કઈ? આ કબજિયાતવાળા માણસને સાધારણ રીતે કસરત કરવાથી કબજિયાત ઘટતી નથી, પણ વધે છે એવો કેટલાકનો અનુભવ છે. તો કબજિયાતવાળા માણસે કસરત કેવી રીતે કરવી જોઈએ કે જેથી કબજિયાત વધે નહિ પણ દૂર થાય?

૧૦ કબજિયાત દૂર કરવામાં યુરોપમાં છેલ્લામાં છેલ્લી પદ્ધતિ massageની છે; તો તે 'મસાજ' કેવી કેવી રીતે કરાય છે તે જણાવશો.

### ઉત્તર

૧ આ વિષયનો થોડોઘણો ઊહાપોહ મેં પાછલા લેખોમાં કર્યો જ છે. સાધન વગેરેમાં વિવિધ પ્રકારનાં દંડબેઠક, હૅન્ડ બૅલૅન્સિંગ, ટૅમ્બ્લિંગ, મસલ્સ-કૉન્ટ્રોલ વગેરે સેલ્ફ રિઝિસ્ટન્સવાળી કસરતોનો સમાવેશ કરી શકાય. જેમને સાધનો પ્રાપ્ય હોય તેવા વ્યાયામોત્સુકો માટે તો વેઈટ લિફ્ટિંગ (ડંબબેલ્સ, બારબેલ્સ, કૅટલબેલ અને લીવરેજ બારબેલ્સ, રિંગ વેઈટ્સ, સનોલાં, નાળ વગેરે) રોમન રિંગ્સ, ટ્રૅપીઝ, બાર્સ (પૅરૅલલ, સિંગલ, ટ્રિપલ, સ્વિંગ અને વૉલ), ભારે જોડી, કારેલો, ટેન્શન સ્પ્રિંગ્ઝ વગેરે અનેક વ્યાયામપદ્ધતિઓ છે. પરંતુ આમાંની કોઈપણ એક જ પ્રણાલિકા વડે સમગ્ર શરીરનો સંપૂર્ણ વિકાસ સાધી શકાય એવી માન્યતા ભૂલભરેલી છે. શરીરના વિવિધ સ્નાયુઓની સમાનતા માત્ર આકુંચન પ્રસારણ પૂરતી જ છે. બાકી પ્રત્યેક સ્નાયુદ્વય, અમુક અંગની અમુક પ્રકારની ગતિસ્થિતિ સ્વતંત્રપણે સાચવતો હોવાથી અન્ય સ્નાયુઓથી તદ્દન ભિન્ન અવસ્થા ભોગવે છે. તેથી બધા યે સ્નાયુઓને સરખી રીતે કેળવવા—એટલે કે સ્નાયુઓનાં જોડકાંના પરસ્પર ભિન્ન ગતિવર્તનને એક જ સાથે પ્રેરવા–માં કોઈપણ એક જ વ્યાયામપદ્ધતિ સંપૂર્ણ ન નીવડી શકે.

વ્યાયામ એટલે અંગોનું અગર સ્નાયુઓનું સંચલન. આવું સંચલન સ્નાયુના પ્રત્યેક જોડકાનું એક જ દિશામાં ન હોઈ શકે. કારણ પૃથ્વીનું ગુરુત્વાકર્ષણ બળ મનુષ્યને ટટ્ટાર ન રહેવા દેતાં સદૈવ પોતાની તરફ ખેંચે છે. આવા ખેંચાણને નિષ્ફળ કરી શરીરને ટટ્ટાર રાખવાનો, શરીરનાં અંગોની વિવિધ ચેષ્ટાઓથી સંચાલિત કરવાનો ધર્મ સ્નાયુઓનો છે. અર્થાત્ કદાચિત ગુરુત્વાકર્ષણની દિશામાં, કદાચિત તેથી ઊલટી રીતે, વખતે એ બળના ખેંચાણની સમરેખામાં—આમ વિવિધ રીતે જે દુર્ધર્ષ શક્તિ મનુષ્યદેહનો અધિકાર કરવા મથે છે, તેનો પ્રતિકાર કરનારું બળ–resistance–તે સ્નાયુઓના આકુંચન-પ્રસારણથી ઉત્પન્ન થાય છે. આની

પ્રત્યેક ક્રિયાને અનુકૂળ નીવડે એવી જુદીજુદી વ્યાયામપદ્ધતિઓનો સમન્વય બુદ્ધિપૂર્વક કરીને જો સ્નાયુઓને કેળવવાનો યત્ન કરવામાં આવે તો જ આખા શરીરનો એકધારો વિકાસ સાધી શકાય. માત્ર એકાદ પદ્ધતિનો આશ્રય લેનારનું શરીર કેળવાય તો ખરું જ, પણ સંપૂર્ણ તો નહિ જ. દાખલા તરીકે કેવળ દંડ કરનારના કેડ ઉપરના શરીરના અમુક (ખાસ કરીને ભુજા અને છાતીના) સ્નાયુઓનો જ અપૂર્વ વિકાસ થાય છે; તેમ જ રોમન રિંગ્ઝ અને બાર્સ કરનારનું કેડ ઉપરનું શરીર સંપૂર્ણ કેળવાય છે, પણ આ બંનેના પગ તો દોરડી જેવા દુર્બળ જ રહે વળી, વગર સાધને બેઠક કરનારના સાથળો આગળથી અને અંદરની બાજુએ સરસ કેળવાય છે, પણ સાથળનો પાછળનો ભાગ તથા પિંડલી તદ્દન દુર્બળ જ રહે છે.

મસલ્સ-કૉન્ટ્રોલ પણ ઉપયોગી છે; પરંતુ તે અગાઉથી સ્નાયુઓ ઘનીભૂત થયા હોય તેવે પ્રસંગે જ. જ્યાં મૂળમાં જ સ્નાયુઓ નથી, અર્થાત્ કેવળ દોરડી જેવા, તાકાત વિનાના, બીનકેળવાએલા છે તેને આ વ્યાયામથી ઝાઝો ફાયદો નથી થતો. એટલે શરીરના સંપૂર્ણ વિકાસ માટે તો બેત્રણ વ્યાયામપદ્ધતિઓની મિશ્ર ઉપાસના અત્યંત અનિવાર્ય છે.

પણ જેને આવો અભ્યાસ શક્ય નથી એવા વ્યાયામપ્રેમીઓને માત્ર એક જ એવી કસરત કરવી હોય કે જેનાથી (છાતીના તથા બીજા એકાદ બે બાદ કરતા બાકીના) બધા યે સ્નાયુઓનો સંપૂર્ણ વિકાસ થાય, જેનાથી અપ્રતિમ ચપળતા અને પ્રચંડ શક્તિ આવે, તો તે વેઇટ લિફ્ટિંગ જ. એવી એકલક્ષી ઉપાસનાથી મનુષ્યશરીરનો પોણાસોળ આની જેટલો સંપૂર્ણવિકાસ સાધી શકાય.

૨ જે જે વ્યાયામપ્રણાલિકાઓ એકડી અગર સ્વતંત્ર કરવાની હોય તે તથા વ્યાયામ કરનારની શરીર સ્થિતિ, સમય અને સ્થળાદિને ધ્યાનમાં લઇને જ પ્રમાણ તથા ક્રમાદિનો નિર્ણય કરી શકાય. માત્ર એટલું ધ્યાનમાં રાખવાનું કે શરીરનો પૂર્ણ વિકાસ સાધવા કઠોર તપશ્ચર્યા કરવી પડે છે. જેમ આના પાવલોવા નિજિન્સ્કી કે ઉદયશંકર જેવા નટો, અથવા કરઝો જેવા ગાયકોની કળા અમાનુષી પ્રયત્ન વિના કેળવાતી નથી તેમ સૅન્ડો, ગીક કે હૅકેન્સ્મીટ જેવા દર્શનીય માનવદેહ પણ આડી રાતમાં સરજાતા નથી.

૩ આ બધા involuntary સ્નાયુઓ છે; અર્થાત્ એમની ક્રિયાના વેગને આપણે આપણી ઇચ્છા પ્રમાણે રોકી શકતા નથી. એમને જો અસર કરવી હોય તો શરીરનાં અન્ય અંગોની ક્રિયા દ્વારા જ કરી શકાય છે. એટલે એમને સીધી રીતે કેળવવા કરતાં એમની ક્રિયાશક્તિમાં મદદ કરે તેવો વ્યાયામ જ હિતાવહ છે. દાખલા તરીકે હૃદયના સ્નાયુને કેળવવામાં અન્ય સ્નાયુઓનો વિકાસ કારણભૂત બને છે. જઠર વગેરેની ક્રિયામાં અંતરાય ન આવે એવી આહારાદિની યોજના ઉપકારક બને છે વળી જેનાથી શરીરના મધ્ય ભાગને સીધો શ્રમ પડે તેવી કસરત કરવાથી પણ આ બધાં પર સારી અસર થાય છે. આસનો, મલખમ, દોડવું, કૂદવું, જમીન ખોદવી, લાકડા ફાડવાં વગેરેમાં મલખમ પેટ માટે સર્વોપરિ કહેવાય. કુસ્તી કરનારનાં પેટ પણ ખૂબ કેળવાય છે.

૪ જેઓ નિયમિત વ્યાયામ સેવે છે તેમને ઋતુ પરત્વે ખાસ ફેરફાર કરવાની જરૂર નથી. ટાઢ, તડકા ને વરસાદને અનુકૂળ એમનો શારીરિક વ્યવસાય આપોઆપ ગોઠવાઇ જાય છે. વળી વ્યક્તિભેદે પણ ઋતુ પરત્વે એક નિયમ ન ઘડી શકાય. ઘણાને કસરત માટે શિયાળો અનુકૂળ આવે છે. મારા જેવા કેટલાકને શિયાળો નથી ફાવતો, પરંતુ ભરઉનાળે ભારે શ્રમ કરવા છતાં પણ થાકતા નથી. છતાં જો કોઇ મૂર્ખતા વાપરી અસહ્ય વ્યાયામ કરવા જાય અને નુકસાન ખમે તો તેમાં વાંક ઋતુનો નથી, પણ ખોટી પદ્ધતિનો છે.

ભોજન એ રુચિનો અને આર્થિક અનુકૂળતાનો વિષય છે. પ્રત્યેક વ્યક્તિ દીઠ સ્વતંત્ર નિયમ ન હોય. જેવી જેની રહેણી, જેવો શ્રમ અને જેવી શરીરસ્થિતિ, તેવો તેને અનુકૂળ આહાર હોય એ જ ઈષ્ટ છે.

વરસાદની ઋતુમાં હવામાં પાણીનું પ્રમાણ પુષ્કળ હોવાથી એનો શ્વાસ લેવામાં ફેફસાંને હરકત પડે છે અને કવચિત નુકસાન પણ થાય છે. એટલે જ્યાં આવી ભેજવાળી (humid) હવા હોય તેવે સ્થળે કે તેવા સમયે વ્યાયામ કરવો અનુકૂળ નથી થતો. દેશી વૈદકનો પ્રતિબંધ આવા ધોરણ ઉપર જ રચાએલો છે. જેને આ નિયમને અનુસરવું હોય તેણે વરસાદ આવતો હોય તે દિવસે અને જે સ્થળની આસપાસ લાંબો વખત ચોમાસાનાં પાણી ભરાઈ રહેતાં હોય તેવે સ્થળે

(દા.ત. ભાલ પ્રદેશમાં) વ્યાયામ ન કરવો. સાધારણ રીતે ગુજરાત કાઠિયાવાડ જેવા સુકા પ્રદેશમાં આ નિરોધને ઝાઝું મહત્ત્વ ન આપીએ તો પણ ચાલે.

૫ વ્યાયામની વાત આવે ત્યાં પરણેલો માણસ કુંવારાથી જુદી જ જાતનો 'પશુ' છે એવી જે માન્યતા પ્રવર્તે છે તેના મૂળમાં શરીરશાસ્ત્રના સિદ્ધાન્તોનું કેવળ અજ્ઞાન જ કારણભૂત હોય છે, આપણા દેશમાં 'બ્રહ્મચર્ય'ની બાંગ પોકારનારાઓની ઉટાંગઉટાંગ નોંધોથી જ આવો ભ્રમ ઉત્પન્ન થયો છે. બધા યે પરણેલા વિષયવાસનાના કીડા નથી હોતા; તેમ બધા યે કુંવારા નૈષ્ઠિક બ્રહ્મચારી છે એ કોણ જોવા ગયું છે? જેમ ભૂખ, તરસ, થાક ઊંઘ બંનેને સમાન હોય છે તેમ બંનેનાં પાશવી જીવન—animal life—પણ સરખાં જ હોય છે. આ બધી યે 'આવશ્યકતાઓ' જો સુનિયન્ત્રિત હોય તો વ્યાયામની યથેચ્છ યથાશક્તિ ઉપાસનામાં કશો જ વાંધો નથી. પરણેલો પુરુષ નૈસર્ગિક ભૂખ ભાંગવા પૂરતું 'જાતીય' જીવન ગાળે તો, તે વ્યાયામ કેળવણીની દૃષ્ટિએ, ગમે તેવા 'નૈષ્ઠિક' બ્રહ્મચારી (કુંવારા)થી રજ પણ ઊતરતો નથી. જગતના પ્રાચીન તેમ જ આધુનિક પ્રચંડ શક્તિશાળી મલ્લો ઘણાખરા 'પરણેલા' જ છેઃ કુંવારાના ઝાઝા નામ જાણવામાં નથી.

૬ બધી યે સરસ. જેવી જેવી આવશ્યકતા, તેવો તેની શરીરશક્તિને યોગ્ય વ્યાયામ તેને માટે સર્વોત્તમ.

૭ સ્નાયુઓનાં નામ અને સામાન્ય વર્ણન પૂરતું ઉપયોગી પુસ્તક બર્નાર મૅકફૅડન કૃત ઍનૅટૉમી ફૉર ઍથલેટ્સ છે. આ જ વિષયની માહીતી એના 'ફિઝિકલ કલ્ચર એન્સાઇક્લોપીડિયા'માં આપેલી છે. પણ જેને શરીરના પ્રત્યેક સ્નાયુનો સંપૂર્ણ વિકાસ સાધવો છે, તેનો અર્થ સ્નાયુઓનાં નામના જ્ઞાનમાત્રથી સરવાનો નથી. તેને તો પ્રત્યેક સ્નાયુની રચના, શરીરની ઘટના અને હલનચલનની વિવિધ ક્રિયામાં એનું સ્થાન, એની સ્વતંત્ર ક્રિયા, એના વિકાસથી શરીરના દેખાવમાં (સુંદરતામાં)- સ્નાયુઓના આવરણ રૂપ ત્વચાની સપાટી પર, અંતર્ગત સ્નાયુઓના વિકાસથી થતી ઉચ્ચાવચ રેખાઓથી—થતો ફેરફાર, વગેરે જાણવું અત્યંત અનિવાર્ય છે, એમ હું માનું છું. આવા જ્ઞાનથી એના વિકાસનો માર્ગ સરળ બને છે અને વિકાસને અનુકૂળ વ્યાયામપદ્ધતિઓને વીણી વીણી પસંદ કરી શકે છે કે નવી તારવી શકે છે. આવું જ્ઞાન આપનારા પુસ્તકો આ રહ્યાંઃ

પાર્કસ—એ ટેક્સ્ટ બુક ઑન ધી આર્ટિસ્ટિક ઍનૅટૉમી ઑફ હ્યૂમન ફૉર્મ.

આર્થર ટૉમસન—ઍનૅટૉમી ફૉર આર્ટિસ્ટ્સ.

વ્યાયામથી શરીરના તંત્ર પર શી અસર થાય છે, તેનું અપૂર્વ જ્ઞાન આપનાર સુંદર પુસ્તક ડૉ લા ગ્રાન્જનું ધી ફીઝીઓલોજી ઑફ બૉડીલી એક્સરસાઇઝ છે.

૮ ગૂજરાત કૉલેજના ભૂતપૂર્વ અધ્યાપક કાગાનું ડાયટિક્સ, ફૂડ ઍન્ડ રેઇસ.

૯ એ કોઈ નથી. કબજિયાત functional અનિયમિતતા છેઃ પેટના સ્નાયુઓની નિર્બળતા એકલી જ એમાં કારણભૂત નથી. એટલે કેવળ વ્યાયામથી આ દરદ મટતું નથી. આહાર પણ એનો ઉપાય છે.

કસરત જ કરવી હોય તો મલખમ કરવો. દોડવા કૂદવાથી, જમીન ખોદવાથી કે લાકડાં ફાડવાથી પણ ફાયદો થાય છે. યોગનાં આસનો પણ ઉપયોગી છે, જોકે સંપૂર્ણ મળશુદ્ધિ અર્થે તો યોગીઓને પણ બસ્તીનો આશ્રય શોધવો પડે છે. વળી જેમ પશુઓ ચારે પગે ચાલે છે તેમ દરરોજ અમુક સમય જો હાથેપગે 'ઊંટ' થઈ ચાલવાનો વ્યાયામ થાય તો આંતરડાં પરનું દબાણ ઓછું થવાથી ફાયદો થશે. ઉપાય અજમાવવા જેવો છેઃ પણ બંધ બારણે.

આ આવા 'અનુભવીઓ'ની સંખ્યા નજીવી છે એમની કબજિયાત ટાળવા સારુ જ જો વ્યાયામ કરવાનો હોય તો લાચાર. એમની કબજિયાત વધે નહિ અને એ કસરત પણ કરી શકે એવી 'ગીત' તો આહારવિહારના સામાન્ય નિયમોનું પાલન અને આસન જેવો હળવો વ્યાયામ એટલી જ છે.

૧૦ કબજિયાતવાળા પેટને નિયમિત અમુક વખત પર્યંત મસળવાથી કબજિયાત મટે છે; પણ ચોક્કસ જ વખત પૂરતો massage કરવાથી કબજિયાત હમેશ માટે દૂર થાય છે, એ સાચું નથી. એવા મસાજનું પ્રયોગાત્મક જ્ઞાન આપવું અહીં શક્ય નથી. પણ બર્નાર મૅકફૅડનની એન્સાઇક્લોપીડિયામાં એનું સરળ વર્ણન આપેલું છે.

હરિનારાયણ આચાર્ય



# જર્મનીનાં યુવકગૃહોમાં

નયા અંકથી



આહરનારથી લાખારઝી (Lachaar See) જવાને અમે બસ ભાડે લીધી. કેટલાં યે નાનાં શહેરોમાં પસાર થતાં અમે એક સ્થળે ટોચ પર લાકડાનું મોટું સ્વસ્તિકચિહ્ન જોયું. બાવટાઓ પર, ટોપી પર કે ટાઈપિન પર તો સ્વસ્તિક હોય, પણ ડુંગરાઓ ઉપર પણ સ્વસ્તિક! આખા રસ્તામાં પણ દ્રાક્ષવેલીઓથી છવાએલા ડુંગરાની ટોચ પર, જાણે હિટલરભૂમિનું રાજ્ય ભોગવતો ન હોય એવો સ્વસ્તિક અમે જોએલો. લાખારઝી અને મૅરાયા લાખ (Maria Lach)ના સરોવરો દેવદારની ઘટાઓ અને લાવા વાળા ડુંગરાઓના વિભાગમાં આવેલા છે અને આઇફલના સૌંદર્યમાં વૃદ્ધિ કરે છે. મૅરાયા લાખ પાસે એક જૂનો મઠ છે અને રોમાનસ્ક ઢબનું સુંદર દેવળ પણ પાસે જ છે. દેવળ અને મઠ સાથે જોડાએલા કલામંદિરમાં મઠવાસીઓએ બતાવેલા આધુનિક (modernistic) કલાના કેટલા યે સુંદર નમૂનાઓ છે.

ગામમાં લાખારઝી જતાં રસ્તામાં જ અમે ચાર જણ ઊતરી ગયા અને બાકીનો રસ્તો પગે કાપવાનું શરૂ કર્યું. ગામમાંથી ખાવાનું લઈ સરોવરકિનારે દેવદારની ઘટામાં બેસી એ ખાધું. વરસાદે આગળ આનંદમાં ભંગ પાડ્યો એટલે એક સારા સ્થળે જઈ બેઠા અને દરેકને ભાગે આવેલા બબ્બે પીચ ખાધાં. પછી વધેલા એક પીચ માટે એક રમત રમ્યા અને એમાં જે જીત્યો તેને એ પીચ આપ્યું! ત્યાં યુવકગૃહમાંથી ફરવા નીકળેલા જર્મન યુવકો ત્યાં રસ્તામાં જ મળ્યા. એમની સાથે યુવકગૃહમાં જઈ સંગીત અને વાર્તાલાપમાં સાંજ વીતાવી.

બીજે દિવસે 'વેનીકમ'ના સૂરો સાંભળતાં યુવકગૃહ છોડ્યું અને ડુંગરાઓ પર થઈને આડેઅવળે રસ્તે માયેન જવા નીકળ્યા. માયેન શહેર જવા માટે સીધો ધોરી રસ્તો હતો, પણ નકશા પર બીજો વધારે રસ પડે એવી પગદંડી પણ બતાવેલી હતી. એટલે અમે એ લેવાનું ઠરાવ્યું. અર્ધે રસ્તે ગયા ત્યાં ૨૦૦૦ ફીટ ઊંચો ડુંગરાની ટોચ પર આવેલો, આસપાસના પ્રદેશનું રાજ્ય ભોગવતો એક ઊંચો મિનારો (watch tower) જોઈ ઉપર ચડ્યા. આકાશ સાથે વાતો કરતા [illegible] મિનારા પરથી આઇફલના ડુંગરાળ પ્રદેશનો દેખાવ જોવાનો મળ્યો. દૂરદૂર વહેતી રહાઈન નદી સાપ જેવી દેખાતી હતી. બહાર ઠંડો પવન વાતો હતો એટલે મિનારામાં જ સંકડાઈને બેસી નાસ્તો કર્યો. એક ઓવરકોટ નીચે અમે ચારે જણા ભરાયાં હતાં તેની કોઈએ છબી લીધી અને પાછા બધા રસ્તે પડ્યા.

### કિલ્લા બધે સરખા

આજે એક કિલ્લા પાસે થોભ્યા અને અંદર જઈ એ જોયો. બારમી સદીથી માંડી અઢારમી સદીના એના જુદાજુદા ભાગો અગાને એના રક્ષકે બનાવ્યા. બહારથી હુમલો આવે અને બહારના દરવાજા તૂટે તો બીજો દરવાજો કામ આવે અને એ પણ ભાંગે તો ત્રીજો. એવાં એવાં એના રક્ષણનાં સાધનો જોઈ થયું કે કિલ્લાઓ તો બધે સરખા જ— હિંદમાં શું કે જર્મનીમાં. આ કિલ્લામાંથી નીકળી એક નાના વહેળાને કિનારેકિનારે થઈ માયેન પહોંચ્યા. અહીં શહેર બહાર તરવાનો કુંડ જોઈ અમે પાંચ જણ એમાં તરવા પડ્યા અને પછી યુવકગૃહ પર ગયા ત્યારે જણાયું કે યુવકગૃહના આરામથી અને નિયમોથી કંટાળી સરસ સુખસગવડવાળી હોટેલ શોધવા અમારી ટોળીમાંના કેટલાક ગયા હતા. અમને તો કોટના દરવાજામાં આવેલું એ યુવકગૃહ ઘણું ગમ્યું, એટલે અમે અને જર્મન વિદ્યાર્થી ત્યાં જ રહ્યા અને રાત માળિયા પર ઘાસના બિછાનામાં ગાળી.

### થોડી ગમ્મત

સવારે વહેલા ઊઠી પાછાં અમે ચાર જણ—અમારી ત્રિપુટી અને પેલી અંગ્રેજ યુવતી—ફરવા નીકળ્યાં અને શહેરના મધ્ય ભાગમાં જાહેર ચોક આગળ આવેલી અમારા મિત્રોની હોટેલની બારી નીચે ઊભાં રહીને ગીતો ગાવાં શરૂ કર્યાં. આંખો ચોળતા એ બધા બારી આગળ આવ્યા અને અમને sexenade ગાતાં સાંભળી ઉપરથી પૈસા ફેંક્યા. એમાંથી અમે પાસે આવેલા બજારમાંથી એક મોટું ગાજર ખરીદી ચાર જણ વચ્ચે એ ખાતાંખાતાં યુવકગૃહમાં પાછાં ફર્યાં.

સાંજે એક વહેળાને કિનારેકિનારે થઈ ખૂબ ઝાડી ઘટામાં થઈને જવાનું હતું. કાંટાવાળાં છોડોની ઘટામાં

જતાં અમારા જેવા ઊંચા માણસોને વાંકા વળીને ચાલવું પડતું હતું એટલે ખૂબ થાકી ગયા. રસ્તામાં મૅન્ડોલિન સાથે જતા યુવાનોને જોઈ એમને ઊભા રાખી ગીતો ગવડાવ્યાં. મોડી સાંજે સ્ટેશન પર જઈ ગાડી પકડી ડુંગરાઓમાં થઈ નદીને કિનારે પહોંચ્યા અને નદી ઓળંગી સામે પાર જઈ મોઝેલ નદી પર આવેલા બ્રોડનબાખ (Broden bach)ના સુંદર યુવકગૃહમાં રાત ગાળી.

## three Cheers for India

આ યુવકગૃહ ઉપર જતાંજતાં રસ્તામાં ટૉની સાથે હિંદની સ્વાતંત્ર્યની લડત અને બીજા હિંદી વિષયો ઉપર ખૂબ લાંબી વાતો થઈ. આ વિષયો પર અમારે ઘણીવાર લાંબી ચર્ચા થતી અને ઘણાખરા અંગ્રેજ યુવકોની પેઠે આ બાબતમાં એનું દૃષ્ટિબિંદુ ઘણું સહાનુભૂતિવાળું હતું. પણ એકવાર દારૂના નશામાં એણે હિંદમાંના બ્રિટિશ રાજ્યનો બચાવ કરેલો એ સાંભળી મને ખૂબ હસવું આવ્યું. એક સ્થળે ર્હાઇન નદીને સુંદર કિનારે રાત્રે બાર વાગે ર્હાઇન દારૂના નશાચકચૂર બનેલા વિદ્યાર્થીઓ ગીતો ગાઈ રાત્રિની શાંતિનો ભંગ કરી રહ્યા હતા.

મર્યાદામાં રહી શકનાર અમારો જર્મન મિત્ર તથા કેટલીક યુવતીઓ અને બીલકુલ નહિ પીનાર હું, એટલા અમે છેલ્લે સુધી એ લોકોની સાથે જ હતા. છેલ્લે તદ્દન ચકચૂર બનેલા બે જણને સીધા ઘેર લઈ જવાનું મેં માથે લીધું અને એમને સમજાવી પટાવી ઘેર લઈ જવા પ્રયત્ન કર્યો. એક ભાઈ કહે, ચાલો આપણે કિનારેકિનારે ફરીએ. બીજા ભાઈની સમજશક્તિ બહુ તેજ હતી. એટલે એમણે કિનારા પર ઊભા રહી નદી તરફ મીટ માંડી હિંદમાંના બ્રિટિશ રાજ્ય ઉપર ભાષણ શરૂ કર્યું. શ્રોતાજનોમાં અમે બે જ જણ હતા. સાડા પાંચ મિનિટ સુધી લાગલાગટ બહુ જ હલકા શબ્દોમાં એમણે ભાષણ ચાલુ રાખ્યું અને બ્રિટિશ રાજ્યનો સરસ બચાવ કરી બ્રિટિશ રાજ્યની હુર્રે બોલાવી. પછી 'Three Cheers for India' થયું અને અમે ઘર તરફનો રસ્તો પકડ્યો.

બીજે દિવસે એ મને કહે કે પોતે તદ્દન ગાંડુંગાંડું બકી ગયો'તો. મેં કહ્યું, ના બ્રિટિશ રાજ્યનો બચાવ કરનારાઓનો પક્ષ તમે સરસ રીતે રજૂ કર્યો'તો.'

બ્રોડનબાખ ગામ તદ્દન નાનું હતું, પણ એનું યુવકગૃહ બહુ સરસ હતું. નદીને કિનારે ટેકરીની [illegible] પર ઊંચે રસ્તે આવેલું અને ઝાડોની ઘટામાં છુપાયેલું એ યુવકગૃહ રાત્રે બગીચામાં ગાયેલાં અને સાંભળેલાં ગીતોને લીધે અમને યાદ રહી ગયું છે. જે જર્મન યુવતીએ અમને ગીતો ગાવાનો ખૂબ આગ્રહ કર્યો હતો તે પોતે સંગીતશિક્ષિકા હતી અને તદ્દન અજાણ્યા લાગતા હિંદી ગીતોના રાગ પણ સહેલાઈથી ઉપાડી ગાઈ શકતી હતી. અહીં રાત્રે સાડાદસ વાગ્યા સુધી ગીતો ગાઈ વળી પાછો યુવકગૃહના નિયમોનો અમે ભંગ કર્યો.

## જર્મનીમાં છાશ પીધી

રવિવારે બ્રોડનબાખથી બોપ્પાર્ડ (Boppard) ચાલતાં જવાનું અમે થોડાકે પસંદ કર્યું બીજા બધા ગાડીમાં કૉબ્લૅન્ઝ (Koblenz) ગયા અને ત્યાંથી સ્ટીમરમાં થઈ બોપ્પાર્ડ પહોંચ્યા. આઇફેલ ડુંગરાઓમાં બે નદીની ખીણોમાં અમે ફર્યા હતા. હવે ત્રીજી નદી મોઝેલની ખીણમાં ફરવાનું હતું. રળિયામણા ડુંગરો, વહેળાઓ અને આમતેમ વિખરાયેલાં નાનકડાં ગામડાંઓમાં થઈને ફરવાનું કોને ન ગમે? અમે જે સુંદર રસ્તે નીકળ્યા હતા ત્યાં ઘણાં શહેરીઓ ખભે રુકસાક (Ruck-sack)લઈ ફરતાફરતા અમને મળ્યા. એક gast–housમાં તરસ છીપાવવા થોભ્યા અને ત્યાં છાશ પીધી. ચહા તરીકે દૂધનો નહિ જેવો વપરાશ કરનારા ઇંગ્લંડ દેશમાંથી જર્મનીમાં આવ્યા ત્યારે યુવકગૃહોમાં શું કે શહેરનાં મોટા રેસ્ટોરામાં શું, દૂધની બાટલીઓ લઈ લઈને પીતા લોકોને જોઈ મને આશ્ચર્ય થતું હતું પછી તો દુકાનોમાં અને ગાડીમાં પણ દૂધની બાટલીઓ straw સાથે વેચાતી જોવાને અમે ટેવાઈ ગયા હતા. પણ છાશ તો જર્મનીમાં અહીં પહેલી વખત જોઈ મારા અંગ્રેજ સાથીઓને તો છાશ શું અને તે કેમ બને એ પણ મારે સમજાવવું પડ્યું.

બપોરે એક ડુંગર પર સ્ટેશન સામે નાસ્તો કરી ગાડી પકડી બોપ્પાર્ડ (Boppard) ગયા ત્યારે ત્યાં કેટલા યે દિવસોના ભેગા થયેલા કાગળોનો થોકડો મળ્યો. ફિનલૅન્ડ ટાપુના રાજ્યપ્રવાસી સંઘે કેટલીક પત્રિકાઓ મોકલી હતી. બર્લિનથી International Student Serviceવાળા મિત્રે ડ્રેસ્ડન અને બર્લિન વિષે કાંઈક મોકલ્યું હતું. અને જૂના ભૂત જાગતાં થયાં હોય એમ હોલંડ અને લંડનથી જૂની સફર વિષે કોઈ પત્રો મોડામોડા મને મળતા હતા. ઑક્સફર્ડથી

આવેલું એક મોટું પરબીડિયું ખોલ્યું તો અંદરથી સાત-આઠ કાગળો નીકળ્યા. મન જીવન ભૂલી જઈ ભમતા પંખીની જેમ સ્વપ્નસૃષ્ટિમાં વિહરતો હતો ત્યાં એકાદ ઘડી મારે જૂનાં સ્મરણો તાજાં થયાં, અને વળી પાછાં અદૃશ્ય થઈ ગયાં. તરત જવાબ આપવા જેવા કાગળોનો જવાબ આપી શહેરમાં ફરવા નીકળ્યો.

### ર્હાઈનપ્રદેશનું સૌંદર્ય

નદી કિનારો બધો દીપકોથી ઝગમગી રહ્યો હતો, અને ઠેકાણેઠેકાણે સંગીતના સૂરો સંભળાઈ રહ્યા હતા. ઉનાળામાં તો સારાયે ર્હાઈનલૅન્ડમાં નદીના બંને કિનારા પર દીવાળી ઉજવાતી હોય તેમ દીપકમાળાઓ દેખાય અને નૃત્ય તથા સંગીતથી બધો પ્રદેશ પ્રજ્વલિત થઈ ઊઠે. બોપાર્ડની સાંકડી શેરીઓમાં પથ્થરના રસ્તાઓમાં ફરતા જૂના ઘરોની હારોને નાકે કોઈ સ્થળે નદ્દન અર્વાચીન મકાન અચાનક જોતા. પણ ઘણુંખરું તો આ શહેરોમાં વધારે જૂના ઘરો જ જોવામાં આવે છે. ર્હાઈનલૅન્ડમાં નદીને કિનારે સંખ્યાબંધ જૂના કિલ્લા અને શહેરો દેખાય છે અને એ કિલ્લાની કે શહેરની કહાણી ગીતોમાં ગવાય છે. કેટલેક સ્થળે તો નદીને બંને કિનારે સામસામે જ બે શહેર વસેલા નજરે પડે છે. એક પાસ પેલા 'ઉંદરના મિનારા'વાળા બિશપે પ્રખ્યાત કરેલું જૂનું બિંગન (Bingen) અને એની સાથે જ દ્રાક્ષવેલીઓથી વીંટળાએલું 'રૂડેશાઇમ દારૂ'થી પ્રખ્યાત થએલું રૂડેશાઇમ. બાખારખ શહેરના સુંદર મોહિની રચનાઓમાં કાંઈ વિચિત્ર અમને લાગી ને બિંગનમાં કોઈ સ્થાનિક તહેવારના પ્રસંગે નીકળેલું ધાર્મિક સરઘસ જોયું.

બોપાર્ડથી બાખારખ નદીને કિનારે ડુંગરાઓ પર થઈ ચાલતા જવાનું અમે થોડાકે ઠીક ધાર્યું. પણ બે ભાઈઓના કિલ્લાઓ પર પહોંચ્યા ત્યાં તો ધોધમાર વરસાદ પડવો શરૂ થયો. વરસાદમાં ગીતો ગાતા રસ્તો કાપતાં અમે સાત યુવકો અને એક સ્કૉચ યુવતી ચાલ્યાં પણ આખરે અમે હાર્યાં. ડુંગરાના રસ્તાઓ બધા કાદવમાં ભરાઈ ગયા અને અર્ધે રસ્તેથી જ અમારે સ્ટીમર પકડવી પડી.

### જૂના વેરભાવ

બાખારખ યુવકગૃહમાં એકને બદલે બે રાત ગાળી, કેમકે રૂડેશાઇમ યુવકગૃહમાં બે રાત માટે સોઈ નહોતી. આ સુંદર સ્થળે એક વધુ દિવસ ગાળવાનો મળ્યો એ સારું જ થયું. મારે પત્રો લખવાના હતા એટલે મેં એ દિવસ એ કિલ્લામાં જ ગાળવાનું પસંદ કર્યું. પત્રો તો લખ્યા; ઉપરાંત, સાથેનાં જર્મન યુવકો અને યુવતીઓ સાથે જર્મનમાં ખૂબ વાત કરી અને એ રીતે મારો એ ભાષાનો અભ્યાસ ચાલુ રાખ્યો. પછી એમાંનાં બે જર્મન બાળકો સાથે શહેરમાં ફરવા ગયો. નદીકિનારે એક weather beaten ખલાસી મળ્યો. બહુ વૃદ્ધ નહિ છતાં વૃદ્ધ જેવા લાગતા એ ખલાસીનો સુકો ચહેરો ઘણો દયાજનક લાગ્યો. એણે મારી સાથે વાતો કરવી શરૂ કરી ને મને પૂછ્યું, 'તમે હિંદુસ્તાનથી આવો છો ને?' જર્મનીમાં અને બીજે બધે હું હિંદથી આવું છું એમ લોકો બહુ સહેલાઈથી કલ્પી શકતા લાગે છે. પછી તો એણે એની લાંબી જીવનકથા કહી. ઘેર જઈ જૂનાં ચિત્રો લઈ આવ્યો. જુદાજુદા દેશોમાં—છેક સુએઝ સુધી એ ફર્યો હતો તેનાં જૂનાં સ્મરણો ઊભાં કર્યાં અને મહાન યુદ્ધની બધી વાતો કરી. મેં પૂછ્યું, 'બીજું યુદ્ધ આવે તો લડો ખરા કે?' સાધારણ રીતે આવા સવાલનો જવાબ ગત યુદ્ધમાં ભાગ લીધેલો હોય એવા માણસ પાસેથી સાદા નકારમાં જ મળે. આ આ કહે 'હિટલર યુદ્ધ નહિ કરે.' 'પણ ધારો કે યુદ્ધ થયું તો?' એ કહે 'જર્મની યુદ્ધમાં ભાગ લે તો પાયમાલ થઈ જાય. હમણાં તો ઉપર ફ્રાંસ તાજુંમાજું છે અને જર્મની બીચારું કચડાએલું નીચે રીબાય છે.' ફ્રાંસનું નામ દેતાં જ ઘણા યે જર્મનોની આંખમાં ઝનૂન ભરાઈ આવે છે. આ વૃદ્ધ ખલાસીની આંખોમાં એ એક શબ્દે જ કાંઈકાંઈ જૂના વેરભાવો જાગૃત કર્યા હોય એમ લાગ્યું.

જૂની ફિક્કી પડી ગએલી છબીઓ બતાવી કાંઈ કાંઈ જૂનાં સ્મરણો યાદ કરતા અને એમાં કોઈ રસ લે એવા હૃદય પાસેથી સહાનુભૂતિ માગતા એના ભાવમાં કોઈ વિચિત્ર કરુણરસનો અમને ભાસ થયો.

### એક બીજું મીઠું સ્મરણ

બાખારખમાં એક બીજો મીઠો અનુભવ થયો. નદીકિનારે શહેર આવ્યું હતું અને યુવકગૃહ ટેકરીની ટોચ ઉપર કિલ્લામાં હતું. અધવચમાં જ એક જૂના દેવળનાં સુંદર ખંડિયેર હતાં. મોડી સાંજના આછા પ્રકાશમાં timing આપી એની છબી લેવાનો હું પ્રયત્ન કરી રહ્યો હતો. ફિરતો જોઈ પાછી ફરતી બેચાર જર્મન સ્ત્રીઓએ મને જમીન ઉપર પગથીની મદદથી

કૅમેરા ગોઠવવાનો પ્રયત્ન કરનો જોઇએ ગોઠવવામાં મદદ કરી એટલું જ નહિ, પણ હું છબી લઇ રહું ત્યાં સુધી રસ્તા આડે ઊભા રહી આવતા જતા લોકોને રોકયા! રસ્તામાં જ ઊભાઊભા પછી તો અમે કલાકેક સુધી જર્મનમાં વાતો કરી. હું હિંદથી આવું છું અને એકલો ફરૂં છું અને આટલે દૂરથી એકલો આવું છું વગેરે જાણી એમણે ઘણું આશ્ચર્ય દર્શાવ્યું.

બાખારખથી રૂડેશાઇમ બિંગન થઇને સ્ટીમરમાં ગયા. રૂડેશાઇમમાં નીચે નદીકિનારે ગામ હતું અને ઉપર ટેકરી પર યુવકગૃહ હતું. આ યુવકગૃહમાંથી નદીના પટનું દૃશ્ય એટલું સુંદર દેખાતું હતું કે અહીં જ જિંદગી ગાળવાનું હોય તો વિસામણું ન લાગે એમ આજે થયું. ત્યાંથી થોડે દૂર જર્મન પ્રજાનું માનીતુ પૂતળું—Niederwelddeukmal—આવેલું હતું. ૧૮૭૦માં ફ્રાંસ સાથેના યુદ્ધમાં મેળવેલી છતના સ્મરણ-રૂપ આ જંગી પૂતળું ડુંગરની ટોચ ઉપર ઊભું કરવામાં આવ્યું છે. નદી પરથી પણ આ સ્મારક દેખાય છે અને કેટલા યે જર્મનો અહીં યાત્રા કરવા આવે છે. વર્ષમાં ગમે ત્યારે, દિવસના ગમે તે વખતે ત્યાં જાઓ તો જર્મન રાષ્ટ્રગીતો ગાતા જર્મનોનો મેળો ભરાએલો નજરે જુઓ.

### સંગીતપ્રાણ જર્મનો

અહીંથી થોડે દૂર ઑસમાન્સ હાઉસેન (Ousmans hausen) નામનું નાનું રમણીય ગામડું આવેલું છે. એનાં નાનાંનાના ઘરોમાં અને જૂના પીઠામા કાંઇકાંઇ રહાઇનના અને રહાઇન દારૂનાં ગીતો ગવાનાં સંભળાય. અંદર બેઠેલા દરેકને ગીતોનું નાનું પુસ્તક મફત આપવામાં આવે અને સંગીતકાર ગીતો ગાય તેમાં બધા મહેમાનો ને પ્રેક્ષકો પણ સાથ પૂરે. મોટે લલકારીને ગીતો ગાવા અને નૃત્યમાં ભાગ લેવા બધાને આમંત્રણ આપે એ રીત મને ઘણી ગમી. હું એક પીઠાની બહાર ઊભો હતો ત્યાંથી એના માલિકે મને અંદર બોલાવ્યો. મેં કહ્યું, 'હું દારૂને અડકતો નથી.' તો કહે, 'કાંઇ નહિ, અંદર આવી સંગીત સાંભળો.' ત્યા જઇ એક ટેબલ પર બેઠો. એક ઇટાલિયન અને બે જર્મનો બેઠા હતા. તેમણે મારી સાથે વાતો શરૂ કરી અને છેવટે we drink to the health of India એમ કહી વિદાયગીરી આપી. અહીં ગીતો સાંભળતો અને ગાતો બેઠો હતો એટલામાં અમારી ટોળી આવી પહોંચી અને પછી કલાકેક ગાળ્યો ત્યાં ગાળી પાછા ફર્યા.

### સાત્ત્વિક કલાપૂજા

રૂડેશાઇમ રહાઇન નદી પરનું અગાઉ છેલ્લું ધામ. ત્યાંથી આગળ ન વધતાં અમે કૉબ્લેન્ઝ પાછા ફર્યા. આ તો મારો કૉબ્લેન્ઝનો ત્રીજો પ્રવાસ થયો. અને આ વખતે અમે હૉટેલમાં ઉતર્યાં'તા. આ સુંદર સ્થળમા અમે છેલ્લો દિવસ હતા એટલે પાર્ટી ગોઠવી હતી ત્યા ખૂબ ધીંગામસ્તી કરી બધા નદીકિનારે ગયા અને સ્ટ્રેટ્સ ગીતના સૂરો સંભળાવતી હૉટેલો પાસે થઇ એક જૂના wine house (પીઠા)ના ભોંયરામાં જઇ ત્યાં મદિરા અને ગીતોની ધૂન મચાવી રહાઇન નદી પર બધે દારૂ બહુ સસ્તો હોય છે, પણ અહીં તો ઘણો જ સસ્તો હતો મને તો એ દારૂ ભરવાના નાના નાના માટીના બાનવાળા કૂજાઓ બહુ ગમ્યા, એટલે એમાંનો એક કૂજો ત્યાંથી ખરીદી હું બધા સાથે બહાર નીકળ્યો. એ જોઇ મારો જર્મન મિત્ર હૅન કહે તમારી રીત બહુ વિચિત્ર લાગે છે. બધાએ કૂજામાંનું પાણી પીધું, અને તમે એ કૂજો ખરીદ્યો અને પીણાને અડકયા પણ નહિ. 'તમારી કલાની પૂજા ખરી સાત્ત્વિક.'

### સલામ

છેલ્લો દિવસ અમે કૉલનમા ગાળ્યો. મને તો એ શહેર એટલું ગમી ગયું'તું કે ત્યા ત્રીજી વાર જવાનું મળ્યુ એટલે ઘણો આનંદ થયો. એના ભવ્ય દેવળમાં અમે થોડોક વખત ગાળ્યો અને એની સુંદર શાંતિમા થોડી પવિત્ર અને ભવ્યગંભીર પળો અમને ગાળવાની મળી એ માટે પ્રભુનો પાડ માન્યો. સાંજે છએક વાગ્યે બધાને સ્ટેશન પર વળાવી મોજ અમારા જર્મન મિત્ર સાથે માણી રાત્રે વળી પાછો એકલો પ્રવાસ શરૂ કરવાની મેં તૈયારી કરી. બે અઠવાડિયા પર જેમ બધા ગમે ત્યાંથી ભેગા થયા હતા તેમ જ પાછા છૂટા પડયાઃ સૌ સૌને રસ્તે અને હું મારે રસ્તે.

હીરાલાલ ગોદીવાળા






# ના ઇતિહાસનું એક સોનેરી પાનું

ખંભાતનો ઇતિહાસ : કર્તા—રત્નમણિરાવ ભીમરાવ; પ્રકાશક દિવાન સાહેબ, ખંભાત સ્ટેટ; મળવાનું સ્થળ-ગુજરાત સાહિત્ય સભા, ઠે. ચીનુભાઇના વીમા ઑફિસ રીચીરોડ, અમદાવાદ, ૪-૮-૦.

ગુજરાતમાં ક્રમાગમે હળવા સાહિત્યનો શોખ સર્વવ્યાપી બનતો જાય છે. આપણા મોખરે સાહિત્યકારોના કીર્તિ બહુ મોટે ભાગે નવલકથા અને કવિતા ઉપર જ રચાએલી છે. એકાદ સંશોધનકાર કે આંકડાશાસ્ત્રીની તત્ત્વાન્વેષણા અપવાદ રૂપે જ દેખાય છે. ખુશાલ શાહ જેવા અર્થશાસ્ત્રીઓ અંગ્રેજીમાં જ લખે છે. એવા જ ગૌરવશાળી અપવાદરૂપે ભાઇ રત્નમણિરાવ આજે ઇતિહાસસંશોધનની અણખેડાએલી પ્રવૃત્તિમાં પડી ગુજરાતને દેશગૌરવના નકશા ઉપર ઉજ્જ્વલ રંગે પૂરવાનો સફલ યત્ન કરી ગુજરાતને મગરૂર બનાવે છે, અને ગુજરાતી અક્ષરજીવનને ઓપ ચડાવે છે.

એકલા ખંભાતનો નિર્દેશ વાંચી કોઇ આ ગ્રંથને સંકુચિત વિષય પર માનવાની ભૂલ ન કરે. પ્રાચીન ખંભાતને જ પરદેશી મુસાફરો ગુજરાત માનતા. સુરત તો મુગલાઇ નવાબી કારણોને લઇને અને પરદેશી કોઠીઓના મોરચાનું વહેલું ભોગ બનવાને લીધે જરા વધારે નામચીન બન્યું હતું; અને મુંબાઇ તો ગલબાર લેખણુ એ હજુ તાજી જ બીના છે. 'ફ્રંગે'ના નામથી દુરદુરના મુલકોમાં જે સમૃદ્ધિ અને રોનકનો ખ્યાલ ઊભો થતો હતો તે સમૃદ્ધિ અને તે રોનક આખા ગુજરાતને ઓપ ચડાવતી હતી. એ રીતે ખંભાતનો ઇતિહાસ એ ગુજરાતનો જ ઇતિહાસ છે.

આવું પુસ્તક કોઈપણ સ્વતંત્ર દેશમાં અનેક વિદ્વાનોના સહકારથી પ્રકટ થાય. એવા અનેક વિદ્વાનોના શોધને એકલે હાથે પહોંચી વળવાનો ભાઈ રત્નમણિરાવે બહુ ખરો સફળ પ્રયત્ન કર્યો છે. પેશ્વાઇ બખરો આગને પૈસે છાપતી મુંબાઈ સરકારની રત્નમણિરાવને પૂઠ નથી. મહારાષ્ટ્રના ઇતિહાસસંશોધન જેવા કોઇ મંડળનો દફતરભંડાર કે સાધનભંડાર એમને નથી મળ્યો. પારસનિસ કે માવજી જેવાની ચાસખેડનો લાભ પણ એમને નથી મળ્યો. છતાં 'ગુજરાતનું વહાણવટું' 'અમદાવાદ' અને હવે આ 'ખંભાતનો ઇતિહાસ' રચી, શ્રી રત્નમણિરાવે, એવાં મંડળ, એવા શોધક અને એવા પોષક ગુજરાતને મળે તો સાધનોની ખોટ નથી એ સારી પેઠે દેખાડી આપ્યું છે. મુંબાઇ યુનિવર્સિટી પાસે પડેલાં શોધખોળ માટેના ભંડોળમાંથી સારી જેવી રકમ ખરચાવી રત્નમણિરાવને હાથે આ દિશામાં વધારે કાર્ય કરાવી લેવાનું જોઇએ. યુનિવર્સિટીના કર્મચારીઓમાં ઘણાયે ગુજરાતીઓ છે. ગુજરાતનું ઋણ ફેડવાનો આના જેવો યોગ્ય પ્રસંગ ભાગ્યે મળશે. રત્નમણિરાવમાં ગુજરાતને હરેક વિદ્વાન સંશોધક સાંપડ્યો છે. એનો પૂરો લાભ ઉઠાવવાની ફરજ દરેક વસીલાદાર અને સમૃદ્ધ ગુજરાતીની છે. જો એકલે હાથે આ વિદ્વાન આટલું કરી શકે છે તો વસીલાની ઓથે એઓ ગુજરાતનાં ઐતિહાસિક સંશોધનમાં ઘણો મોટો હિસ્સો આપી શકે એ નિર્વિવાદ છે. ગુજરાતના ઇતિહાસનાં સાધનો માટે ઠેરઠેર દટાએલા જૈન અને અન્ય ભંડારો ઉપરાંત પોર્ટુગલ, ફ્રાન્સ, હોલૅન્ડ અને ઇંગ્લૅન્ડના ભંડારો શોધાવા જોઇએ; પૂર્વ આફ્રિકા, જાવા, ઇસ્ટ ઇન્ડીઝ, ચીન વગેરેનો ઇતિહાસભંડાર શોધાવો જોઇએ; અને એ થાય તે માટે સરકાર, યુનિવર્સિટી અને વગદાર મંડળોના ધનભંડાર અને સાધનભંડારની જરૂર છે.

પુરાણપ્રસિદ્ધ ઇતિહાસમાં, સહેતુક ગૂંચવાડાભરી લેખનપદ્ધતિ-નાયે અનેક હકીકતો ભરી પડી છે. એ ગૂંચ ઉકેલવાની હિંમત, મહેનત અને શ્રદ્ધા દેખાડવાનું અનુકરણીય સાહસ કરવામાટે લેખકને ધન્યવાદ ઘટે છે.

એક કાળે ધીખતા આ બંદરનો સરી ઇતિહાસ અઢળક સમૃદ્ધિની આયાત-નિકાસ દેખાડતો આ પુસ્તકમાં નજરે પડે છે 'રાંડને ગમી તે રાણી ને છાણાં વીણતી આણી' એ કહેવત અનુસાર પરદેશી ભડભાગીને પનારે પડી રાણી બનેલી મુંબાઇને આંજી જાય એવી તે કાળની ખંભાતનગરીની ઝાંખી આ ગ્રન્થમાં થાય છે ફરક એટલો જ કે પ્રાચીન ખંભાતના લક્ષ્મીપરો તો ખરા વેપારીઓ હતા, વહાણવટી હતા; જ્યારે આજે ધીખતાં બંદરો, મુંબાઇ કલકત્તા, રંગુન વગેરેમાં વસતા ગુજરાતી શેઠિયાઓ કેવળ પરદેશી 'ફ્રંગી'ના દલાલો છે કે ગોઠિયાદાર જેવા ગૌણ વહિવટો છે. કંઇ નહિ તો હીણાએલી અને હણાઈ ગએલી પુરાતન સમૃદ્ધિની ઝાંખી કથા વાંચી બે આંસુ પાડવા ખાતર જ આ ગ્રન્થ જેવા ઇતિહાસગ્રન્થોની ગુજરાતને જરૂર છે. આવો ગ્રન્થ લખવા બદલ ગુજરાત રત્નમણિરાવનું ઋણી બન્યું છે.

આ ગ્રન્થ જો અંગ્રેજીમાં લખાયો હોત તો હિંદના સર્વપ્રાન્તીય ઇતિહાસસંશોધકોની હરોળમાં, રત્નમણિરાવ માનભર્યું સ્થાન મેળવત એ નિઃસંશય છે.

આ નોંધ એ ગ્રન્થની વિવેચના નથી. જે જે સાધનોનો ગ્રન્થકર્તાએ ઉપયોગ કર્યો છે એ વિશાળસાધનભંડારને વાંચી યાદ રાખનાર વિવેચક ગુજરાતમાં નથી જ. આ નોંધ તો એ ગ્રન્થના જન્મની વધામણી આપવાની અદના કોશિશ છે.

દરેકેદરેક શાળામાં આ ગ્રન્થ હોવો જોઈએ. કોઇ પુસ્તકાલય આના વિના રહેવું ન જોઇએ. હું ગુજરાતી છું અને મને વાંચતાં

આપદે છે એમ કહી શકનાર દરેકે આ ગ્રન્થ વસાવવો જોઈએ. એમાંનાં ચિત્રો જ અદ્ભુત ઈતિહાસ કહી રહ્યાં છે. એ સ્થાપત્ય કોઈ ઉદાત્ત કલાધરોના આત્માની પિછાન કરાવે છે. એ સુંદર બગીચાઓ કોઈ રંગીલી રુબાયાનાં ખુશનુમા સ્વપ્નાં દેખાડે છે. મોમીનખાનના રંગમહેલની બારીમાંથી દેખાતાં વહાણો, દરિયાપારની સલ્તનતોમાં પસરેલી ગુજરાતની રોમાંચકારી કથાઓના ભણકા જગાડે છે-અને એ સાયરસહેલાણી દેશી વહાણને પડખે ઊભેલી કાળી કફની બેડોલ(બે-ડોલ) પૅડલ સ્ટીમર ગુજરાતની રદ્ધિવાળી વાડીઓમાં થએલી પરદેશી વેપારીઓની પેશકદમીની મૂર્તિ જેવી લાગે છે. એ પૅડલ સ્ટીમર તે આજની 'ક્વીન મૅરી'ની પૂર્વજ; એ વેપારીઓ તે આજની જગવિસ્તૃત શહેનશાહતના પૂર્વજ. આવો ગૂઢ ઈતિહાસ-તો ગ્રન્થને પાને પાને વંચાય છે.

—ચં.

## એક ઉપયોગી પુસ્તક

ગુજરાતી ભાષામાં શાળોપયોગી પાઠ્યપુસ્તકો સિવાય જનતાને ઉપયોગી સામાન્ય જ્ઞાનમાં ઉમેરો કરે એવાં ભૌગોલિક સાહિત્યનાં પુસ્તકો ભાગ્યે જ બહાર પડે છે. સૌથી પ્રથમ આજથી તેર-ચૌદ વરસ પહેલાં શ્રી મગનભાઈ દલાલ પાસે તૈયાર કરાવી ગુજરાત વિદ્યાપીઠે 'વેપારી ભૂગોળ' નામનું પુસ્તક બહાર પાડ્યું હતું. તેમાં ક્યા ક્યા કાચા પદાર્થો કઈ કઈ ઋતુમાં ક્યા ક્યા દેશોમાં પાકે છે, અને તે ક્યા ક્યા ખપે છે, ક્યાં સાધનોથી એ માલની હેરફેર થાય છે, એ પદાર્થોના ભાવો કેવા સંજોગોમાં નક્કી થાય છે, એ વગેરે અનેક વિગતોનું એ પુસ્તકમાં સારું વર્ણન કરવામાં આવેલું છે. તે જ અરસામાં શ્રી ગોકુળદાસ શાહ પાસે તૈયાર કરાવેલા સયાજી સાહિત્ય-માળામાં 'જગતના ઇતિહાસની વાતો'ના બે દળદાર પુસ્તકો બહાર પડ્યાં હતા. જોકે તે બંને ભૂગોળના સ્વતંત્ર ગ્રંથો નથી; છતાં કોઈપણ દેશની વર્તમાન ભૌગોલિક સ્થિતિ ક્યા ક્યા ઐતિહાસિક બનાવોના લીધે ઘડાઈ છે તે તેમાં દર્શાવ્યુ છે, એટલે એ પુસ્તકમાં ઐતિહાસિક ભૂગોળની દૃષ્ટિએ સારું વિવેચન કરવામાં આવેલું છે. ત્યાર પછી હમણા પન્દર વરસના લાંબા ગાળે ગુજરાતી ભાષામાં 'આર્થિક ભૂગોળ' નામના એક બીજા સુંદર પુસ્તકનો ઉમેરો થયો છે.

ગ્રીસ અને રોમનાં મહારાજ્યો સ્થપાયા ત્યારે ઇંગ્લંડ શા માટે જંગલી અવસ્થામાં હતું? ક્યાં કુદરતી બળોને આધારે સોળમી સદી પછી યુરોપની કોઈ પણ પ્રજાને બદલે ઇંગ્લંડ આગળ આવ્યું? અત્યારે ઇંગ્લાંડનું આર્થિક પ્રભુત્વ યુનાઇટેડ સ્ટેટ્સના હાથમાં કેમ ચાલ્યું જતું જણાય છે?-એવા અર્થ-શાસ્ત્રના તેમ જ રાજકારણના પ્રશ્નો ભૌગોલિક દૃષ્ટિએ અત્યાર સુધી ભાગ્યે જ ચર્ચવામાં આવ્યા હતા. આ પુસ્તકમાં એવા પ્રશ્નોનો સૂક્ષ્મ વિચાર કરવામાં આવેલો છે. જેમ મિત્ર રૂઠે ત્યારે શત્રુ થાય, તેમ એવાં કુદરતી બળો જેને લીધે કોઈપણ દેશ ઉન્નતિને શિખરે પહોંચ્યો હોય, તે જ બળ કાળ જતાં પ્રતિકૂળ થાય છે, અને તે દેશને અવનતિના ખાડામાં ફેંકી દે છે, એ સનાતન સત્ય તેના એકે એક પ્રકરણમાં પ્રતિપાદિત કરવામાં આવેલું છે. ટૂંકામાં ભૌગોલિક દૃષ્ટિએ દુનિયાની સંસ્કૃતિનો ઇતિહાસ સમજવામાં આ પુસ્તક અત્યંત ઉપયોગી છે.

ભૂગોળ કે ઇતિહાસના શિક્ષકને તો આ પુસ્તક વારંવાર પારાયણ કરવા જેવું છે. એવી સારી હકીકતો વાળું આ પુસ્તક ગુજરાતી ભાષામાં ઉતારવા માટે શ્રી વિદ્વાંસને અને શ્રી દક્ષિણા-મૂર્તિ પ્રકાશન મંદિરને માન ઘટે છે; અને તેમણે જરૂરિયાત અંગ્રેજી નહિ જાણનાર સામાન્ય પ્રજાજન ઉપર એક મોટો ઉપકાર કર્યો છે.

મોહનલાલ હરજીવન પંચોળી

## ડહાપણની ગોળીઓ

પોતાનું કામ જાણનારો ડાહ્યો ગણાય અને તે પર પૂરેપૂરું ધ્યાન આપી કરનારો વધારે ડાહ્યો ગણાય.

જે નીસરણીથી તમે ચડો છો તેને લાત ન મારતા, વખતે પાછા ઊતરવું પડે તો કામ લાગે.

કાળના રણમાં કેટલાંક પગલાં એવાં પણ છે કે કેટલાંક માનવી ઊંધે રસ્તે ચાલ્યાં હતાં.

વકીલ એટલે તમારા પ્રતિપક્ષી પાસેથી મિલકત છોડાવીને પોતે સાચવનાર માણસ.

મહાન યુદ્ધને અંતે દેશમાં ત્રણ પ્રકારના લશ્કરો વધી પડે છે: દુઃખી માણસોનું, પાંગળાઓનું અને ચોરટિયાઓનું.

કૉલેજ કેળવણીથી ઘણે ભાગે છોકરાઓ એટલું તો શીખે છે કે આવક કરતા દસ ગણું ખર્ચ કેમ કરાય.

ભોગ આપવાનો ન હોય ત્યારે આપણે બધા સિદ્ધાંતવાદી બની જઈએ છીએ.

જુવાનીમાં સોનામહોરો ઉડાવશો તો ઘડપણમાં પાઈપાઈની ભીખ માગશો.

પૈસો પ્રાપ્ત કરવાનો સહેલો માર્ગ એ છે કે જાતે રળવું.

ધંધાપરાયણ ફુરસદ લે અને ફુરસદવાળા ધંધે ચડે તો ઘણાં દુઃખો નાશ પામે.

જે જાતે સંતોષ લઈ શકતો નથી તે બીજાને દઈ શકતો નથી.

પૈસાની વાંસળી એણે એ ધરમશાળાના માલિક ઉમ્મપાકાને સાચવવા દીધી અને કહ્યું કે એ દેવધન છે, માટે જતન રાખજે. ઉમ્મપાકાએ તેને નચિંત રહેવા જણાવ્યું, અને તેની સારવારમાં પોતે જ ઊભે પગે રહ્યો.

છઠ્ઠે દહાડે કાન્શીરોને કાંઈક ઠીક થયું એટલે તે ધરમશાળાના માલિકને તેના પૈસા ચૂકવી પોતાની વાંસળી લઈ માર્ગે પડ્યો. વાંસળીને આ વખતે તેણે કપડાં અને ભાતા ભેગી બાંધી દીધી.

બપોર થતાં કાન્શીરો ઝાડના છાંયડા નીચે ભાતું ખાવા બેઠો ત્યાં તેણે પૈસાની વાંસળી છોડી જોઈ. અંદર જુએ છે તો પૈસા ગુલ અને તેને ઠેકાણે કાંકરા ને પથ્થર ભરેલા! ધરડો જનાણુ તો તરત પાછો વળીને ધરમશાળાના માલિક પાસે ગયો અને પોતાના પૈસા પાછા માગ્યા. આ સાંભળીને ઉમ્મપાકાનો મિજાજ ગયો અને તેણે બીચારા બુઢ્ઢાને મારીને ગામ બહાર કાઢી મૂક્યો.

ત્રણત્રણ વરસના ઢસરડા કરીને વૃદ્ધ એકુન ઇસેના તીરથધામમાં પહોંચ્યો. મંદિરમાં ગામલોકના પૈસા ધરવા તેણે પોતાની પાસે જે કાંઈ હતું તે બધું વેરી નાખ્યું. તીરથ કરીને હવે એ પાછો ફર્યો તે વેળા તેની પાસે ખાવાનું સરખું લેવા યે પૈસા રહ્યા ન હતા, એટલે તે ભીખ માગવા મંડ્યો.

ત્રણ વરસે ભીખ માગતો માગતો કાન્શીરો પાછો ઓરો ગામે આવ્યો. પેલો ધરમશાળાનો માલિક તો હવે તાલેવંત બન્યો હતો. કાન્શીરોએ ફરી એને વીનવ્યો કે 'બાપુ, ભલો થઈને પૈસા કાઢી દે. એ પૈસા તો દેવને ધરાએલા છે. એ તને પચવાના નથી. અને મારે એ પૈસા ભરવા મારા પદરની બધી માલમિલકત



એવું બોલી છાતી કાઢી ચાલ્યો પોતે ફરવા,
રાગાં રાગંથી દેડકાં બેત્રણ આવ્યા એને મળવા.

કોઈ પૂછે, 'કાકા, ક્યાં ચાલ્યા?' કોઈ કહે કે, 'મામા'
દેડકો બોલ્યો, 'મૂરખાઓ રે તમે મળ્યા શે સામા?

આજ થકી હું રૂપિયાવાળો શેઠ કહી બોલાવો,
'નહિ તો જાણો કુમળા ગાલે પડશે લાફો આવો!'

એમ કહીને દેડકા શેઠે ધોલ લગાવી દીધી,
આંખ વિજયથી મોં મલકાવી આગે ચાલતી કીધી.

એટલામાં ત્યાં જતો હતો કોઈ હાથી નદીએ ન્હાવા,
દેડકો બોલ્યો, રજા વિના હું નહિ દઉં એને જાવા.

'ઊભો રહે ઓ બુઢ્ઢા હાથી, બુદ્ધિના ઓ બુઠ્ઠા,
રજા વિના ચાલીં થઈને જાવા મના; ન જાણે, જુઠ્ઠા?'

કહ્યું દેડકે, પણ હાથીએ જરાય ના ગણકાર્યું,
ત્યારે એણે એ ઉદ્ધતને શિક્ષા કરવા ધાર્યું.

'શું તું મારો હુકમ ઉથાપે? તું મારાથી મોટો?
રૂપિયાવાળો હું છું, મારો નથી જગતમાં જોટો.

મૂરખ! સમજીને પાછો જા, નહિ તો જાશે માર્યો,
ડાહ્યો થઈને પાછો વળ, ને બોલ, "હવે હું હાર્યો!"'

પણ ના કંઈએ બોલ્યો હાથી એ તો આગળ ચાલે,
દેડકો એની સામે આવી ક્રોધે પગ ઉછાળે.

હાથી બોલ્યો 'મુરખા મેડક, રસ્તો છોડી રે'ને,
પહેલાં તારો જીવ બચાવી કે'વું હોય તે કે'ને.'

દેડકો ગરજી બોલ્યો, 'ગદ્ધા! મૂર્ખો કે'છે કોને?
લાત લગાવી હમણાં તારો ભાન નિકાળું, જોને!'

એવું બોલી દેડકા શેઠે પગ જ્યાં ઊંચો કીધો,
સૂંઢમાં લઈ હાથીએ એને દૂર ફગાવી દીધો.

રૂપિયાના ગર્વે એ મેડક ભાન ભૂલીને મૂઓ,
ને રૂપિયો કોઈ માણસ આવી ગયો ઉઠાવી, જુઓ!

રમણલાલ સોની

વેચી નાખવી પડી છે. હાલ હું ઑથરેહાલ ભિખારી થઇ ગયો છું. માટે મહેરબાની કરીને પૈસા દઇ દે.'

પણ જીમ્પાકી તો તદ્દન નાગફેર જઇને કાન્શીરોને ગાળો ભાંડવા લાગ્યો. એમ કરતા બંનેને બરોબર જામી પડી. એટલામાં ગામનો ચોકીદાર આવ્યો. તે કાન્શીરોને પકડી ઘસડીને ગામઝાંપે લઈ ગયો અને ધમકી આપવા મંડ્યો કે 'મરી ગયો જાણજે હવે કોઇ દિ' પાછો ગામમાં ટાંટિયો મૂક્યો છે તો.'

કાન્શીરો બાપડો રસ્તે ગાળ્યો તો ખરો, પણ જ્યાં ગામના સીમાડા આગળ ત્યાં જ તેનો દેહ છૂટી ગયો. રસ્તે જતા કોઈ સાધુએ તેને જોયો અને દયા લાવીને તેના શબને મંદિર પાછળ કબ્રસ્તાનમાં દફનાવ્યું

કાન્શીરોના મોત પછી જીમ્પાકીના દિલમાં પાપ ડંખવા મંડ્યું. ફીકરમાં ને ફીકરમા એ માંદગીને બિછાને પડ્યો. ઊઠીને ઊભા થવાની પણ તેનામાં શક્તિ ન હતી.

હવે થયું એવું કે કાન્શીરોની કબરમાંથી આગિયાઓનું મોટું જૂથ ઉડીને જીમ્પાકીની પથારી આગળ ઘૂમવા લાગ્યું અને તેની મચ્છરદાની ઉપર તૂટી પડ્યું. ગામલોકે આવીને કેટલા યે આગિયાને મારી નાખ્યા; પણ મારી નાખ્યે કાંઇ તેમનો પાર આવે એમ નહોતું. કબરમાંથી હારોહાર નીકળીને પથારી તરફ ધસતી હતી. ઓરડામાં સઘળે પ્રકાશ પ્રકાશ થઇ રહ્યો હતો, અને સો મરતા તો હજાર હાજર થતા.

આગિયાઓના આ ધસારાને લીધે મચ્છરદાની તો બેસવા લાગી. જેમજેમ ભાર વધતો ગયો તેમતેમ મચ્છરદાની તૂટવા માંડી. એ ચમત્કાર જોઇને ગામલોક અંદરઅંદર વાત કરવા લાગ્યું કે 'ભાઇઓ, માનો ન માનો, પણ આ જીમ્પાકીએ પેલા વૃદ્ધ કાન્શીરોના પૈસા દબાવેલા છે, અને એનું જ આ વેર છે.'

આ શબ્દો બોલાયા તેવી જ મચ્છરદાની તૂટી પડી અને આગિયાઓ જીમ્પાકીનાં આંખ, મોં, કાન અને નાકમાં પેસવા હુમલો કરવા લાગ્યા જીમ્પાકી તો બીજીને અધમૂઓ થઇ ગયો. વીસ દિવસ લગી એણે બૂમો પાડી અને ઇશ્વરની દયા માગી. પણ દયા ન મળી.

હજી પણ, જાણે વેરાગ્નિથી બળતાં હોય તેમ, એ જંતુઓનાં ટોળેટોળાં ઊભરાતાં જ ગયાં, તે દુષ્ટ જીમ્પાકીનો જીવ લીધા પછી જ અદૃશ્ય થયાં.

(જાપાની વાર્તા) ર. જી.

# લવીંગિયા

જયંતીની નવમી વર્ષગાંઠને દહાડે મિજબાની પૂરી થયા પછી એક તાસકમાં ધારીનો ઢગલો વધેલો જોઈ તેણે માને પૂછ્યુ 'બા, એક ધારી લઉં?'

'ના ભાઇ, તેં આજે ખૂબ ખાધું છે; તું હવે સુઈ જા.'

'ત્યારે એક મારી પાસે ઓશીકા નીચે રાખી મૂકું તો?'

'ઠીક લે, જા; પણ હવે સૂઇ જજે.'

થોડીવાર પછી મા જુએ છે તો જયંતી ઘસઘસાટ ઊંઘતો હતો. પણ ઓશીકું પેટ ઉપર મૂકેલું હતું!



ઘરાક: ગઇ વખતે તેં જ મારા વાળ કાપ્યા હતા ને?

હજામ: નાય સાહેબ; હું તો છ મહિનાથી જ અહીં આવ્યો છું.

---

શિક્ષક: (ઇતિહાસનો વિષય શીખવતા છોકરાઓની કલ્પનાશક્તિનું માપ કાઢવા.) જો નેપોલિયન વૉટર્લૂની લડાઇ જીત્યો હોત તો?

એક છોકરો: તો આ સવાલ જ ઊભો ન થાત



આવતા મહીનામાં ઑસ્ટ્રેલિયન ક્રિકેટ ટીમ ગુજરાતમાં રમવા આવવાની છે તેનો ઉત્સાહ દેડકાઓમાં પણ વ્યાપી ગયો છે

